# પુરાતત્ત્વ

આશ્વિન શુક્લદ્વાદશી '૭૮ — તા. ૨ ઑક્ટોબર ૧૯૨૨ મહાત્મા ગાંધીજીની મી જન્મતિથિ



વર્ષ ૧ લું. ] ત્રૈમાસિક [ અંક ૧ લો.

## વિષયાનુક્રમ



સંપાદક અને પ્રકાશકઃ રસિકલાલ છોટાલાલ પરીખ,-અમદાવાદ.
વાર્ષિક રૂ. ૫, પોસ્ટેજ ૮ આના. છૂટક નકલની કિંમત ૧-૮-૦, પોસ્ટેજ જૂદું.

# પુરાતત્ત્વ મંદિરની યોજના

૧ ઉદ્દેશો—

(૧) સાધારણ રીતે આખા હિંદુસ્થાનના અને ખાસ કરીને ગુજરાતનાં પ્રાચીન ઇતિહાસ, સાહિત્ય, કળા, ધર્મ, તત્ત્વજ્ઞાન વગેરે વિષયોના શોધખોળ કરવી, અને તેનાં પરિણામો પ્રકાશિત કરવાં.

(૨) હિન્દુસ્થાનનાં પ્રાચીન ઇતિહાસ, સાહિત્ય અને દર્શનશાસ્ત્રોનું તેમજ સંસ્કૃત, પાલી આદિ ભાષાઓનું શાસ્ત્રીય અને તુલનાત્મક પદ્ધતિએ શિક્ષણ આપવું.

(૩) શોધખોળના વિષયમાં રસ લેનારા શોધકોના ઉપયોગ માટે એક સારું પુસ્તકાલય બનાવવું જેની અંદર પ્રાચીન વિદ્યાને લગતું આજ સુધીમાં પ્રકટ થએલું સમગ્ર સાહિત્ય સંગૃહીત કરવામાં આવે.

(૪) સંસ્કૃત, પ્રાકૃત, પાલી, અપભ્રંશ, જુની ગુજરાતી, ફારસી, અને અરબી આદિ ભાષાઓમાં લખાએલા અલભ્ય-દુર્લભ્ય ગ્રંથોને નવીન પદ્ધતિએ સંશોધિત-મુદ્રિત કરી પ્રકટ કરવા-કરાવવા.

(૫) દેશ અને વિદેશની જુદી જુદી ભાષાઓમાં લખાએલા પુરાતત્ત્વ વિષયક સાહિત્યને વી. ગુજરાતી ભાષામાં ઉતારવું.

(૬) શોધખોળ વિષયના અભ્યાસીઓને તેમના અભ્યાસ કાર્યમાં દરેક પ્રકારની સાહિત્ય સંબંધી સહાયતા આપવી.

(૭) દેશ-વિદેશના વિદ્વાનોને પુરાતત્ત્વના વિષયમાં યથાસાધન સાહિત્ય સંબંધી સલાહ અને સહાયતા આપનાર એક મંડળ તરીકે કામ કરવું.

૨ પ્રબન્ધ સમિતિ--

(૧) મુનિ જિનવિજયજી. --આચાર્ય.
(૨) અધ્યાપક રામનારાયણ વિશ્વનાથ પાઠક.
(૩) અધ્યાપક રામચંદ્ર બળવંત આઠવલે.
(૪) અધ્યાપક નરહરિ દ્વારકાદાસ પરીખ.
(૫) અધ્યાપક દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર. } મંત્રીઓ.
(૬) રસિકલાલ છોટાલાલ પરીખ. }

## લેખકોને સૂચના

૧. ‘नामूलं लिख्यते किंचित्’ એ સૂત્રને અનુસરી લેખો લખી મોકલવા વિનન્તી છે.
૨. કાગળની એક જ બાજુ ઉપર સ્પષ્ટ અક્ષરોમાં લખેલા લેખો તરફ જ ધ્યાન આપવામાં આવશે.
૩. લેખકે પોતાનું નામ અને ઠેકાણું લેખ સાથે મોકલવાં.
૪. લેખની નીચે આપવાનાં પ્રમાણો સ્પષ્ટ રીતે જણાવવાં અને ‘૧’, ‘૨’, ‘૩’ ઇત્યાદિ ક્રમાંકમાં ગોઠવવાં.
૫. પોસ્ટેજ સાથેના લેખને નાપસંદ થતાં પાછો મોકલવા પ્રયત્ન થશે. લેખ ગેરવલ્લે જાય તે માટે સંપાદક જવાબદાર નથી.
૬. પ્રત્યેક લેખને માટે તેનો લેખક જવાબદાર રહેશે.

# पुरातत्व

પુસ્તક ૧ લું. ]  આશ્વિન ૧૯૭૮.  [ અંક ૧ લો.

## પુરાતત્ત્વ મંદિર.

[ દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર (મંત્રી) ]




ઇ સમાજ વર્તમાન સ્થિતિથી અસંતુષ્ટ થઇ જાય ત્યારે એની દૃષ્ટિ ભૂત અને ભવિષ્ય તરફ જાય છે, અને જેટલે દરજ્જે આ બન્ને દૂરવર્તી કાળનું તે દર્શન કરી શકે છે તેટલે દરજ્જે તેની અંદર ઉત્સાહ અને પ્રાણ આવી જાય છે; અને તે શક્તિ વડે તે વર્તમાન-કાલીન આપત્તિઓ સામે લડવાની હિંમત બાંધે છે અને પોતાની યુદ્ધનીતિ પણ નક્કી કરે છે. આમાં ભવિષ્યકાળ તો કાળના ગર્ભમાં હોવાથી કલ્પના વડે જ તેનું દર્શન થઇ શકે છે. પણ ભૂતકાળ તો થઇ ગએલો હોવાથી નિશ્ચિત સ્વરૂપવાળો હોય છે. ભવિષ્યકાળનો સ્વભાવ અનિશ્ચિતતામાંથી નિશ્ચિતતામાં આવવું એ હોય છે, જ્યારે ભૂતકાળ પોતાનું નિશ્ચિત રૂપ છોડી દહાડે દહાડે અનિશ્ચિત થતો જાય છે અને જો આપણે શ્રદ્ધા-પૂર્વક તેનો સંગ્રહ ન કરીએ તો તે પોતાના સ્વભાવ મુજબ વિસ્મૃતિમાં ડૂબી જાય છે.

ભૂતકાળ એ આપણી મૂડી છે, તેનો બરાબર ઉપયોગ કરીએ તો ગત હોવા છતાં તે આપણને હંમેશાં સ્ફૂર્તિ આપ્યા જ કરે છે, અને આત્મપરિચય કરાવી ભવિષ્યને સ્પષ્ટ રીતે જોવાની શક્તિ આપે છે. જ્યારે જ્યારે કોઇ પણ દેશમાં રાજ્યકીય, સામાજિક અથવા સાહિત્ય-વિષયક ક્રાન્તિ થઈ છે, અથવા નવું ચૈતન્ય આવ્યું છે, ત્યારે ત્યારે તેના પહેલાં લોકોએ ભૂતકાળ તરફ જોયું છે, અને તેની પાસેથી પ્રેરણા મેળવી છે. આ સાર્વત્રિક સિદ્ધાન્તને અનુસરીને ગુજરાતમાં પણ એ દિશામાં વૃત્તિ થાય એ સ્વાભાવિક હતું. રાજ-કારી ચળવળોમાં રાષ્ટ્ર જ્યારે પરાવલમ્બિતાથી કંટાળી ગયું અને પોતાના પુરુષાર્થ ઉપર જ પોતાનો ઉદ્ધાર સાધી લેવાનું રાષ્ટ્રે નક્કી કર્યું, ત્યારે સ્વદેશ, સ્વધર્મ, સ્વભાષા, સ્વ-સમાજ અને સ્વ-તંત્ર મારફતે જ ઉદ્ધાર થઇ શકે એની રાષ્ટ્રને ખાતરી થઇ ગઇ; અને ભવિષ્યને માટે બધી પ્રવૃત્તિ કરતાં છતાં ભૂતકાળ પાસેથી 'સ્વ'નો પરિચય કરાવવાનું સૂઝ્યું. ગુજરાતમાં નિકટવર્તિ ભવિષ્યમાં સ્વરાજ સ્થાપવાની આકાંક્ષાથી રાષ્ટ્રીય શિક્ષણની ચળવળ શરૂ થઇ ત્યારે એની સાથે જ ગુજરાતનો ઇતિહાસ, ગુજરાતી સાહિત્ય, ગુજરાતનું સ્થાપત્ય, અને દૃષ્ટિ જરા વ્યાપક કરી હિન્દુસ્થાનનો ઇતિહાસ, સાહિત્ય, સ્થાપત્ય, ભાષા, વિજ્ઞાન, કલા, ધર્મ, સમાજ, તત્ત્વજ્ઞાન, વગેરે વિષયોની શોધખોળ કરવાની જરૂર જણાઇ.

રાજ્યકર્તાઓએ પોતાનું રાજ્ય અને પોતાની પ્રતિષ્ઠા કાયમ કરવા માટે દરેક રીતે આપણને ભમાવ્યા હતા. આપણી સંસ્કૃતિ વિષે પોતાની દૃષ્ટિએ અભિપ્રાય બાંધીને સરકારી કેળવણી દ્વારા અને અંગ્રેજી સાહિત્ય દ્વારા તેમને એટલો બધો રૂઢ કર્યો કે આપણા ભણેલા લોકોને તે જ પ્રમાણ ભાસવા લાગ્યો. તેથી આત્મગૌરવનું ભાન ઓછું થયું, સ્વરાજ વિષેની શ્રદ્ધા મોળી પડી, સામાજિક એકતા તુટી ગઈ અને આપણો પુરુષાર્થ આડે રસ્તે જવા લાગ્યો. આટલું કાર્ય અંગ્રેજોએ એક દિવસમાં કર્યું નહિ. ધીમે ધીમે, બહુ જ ધીમે તેઓ સંસ્કારો નાખતા ગયા અને તેમણે ધારેલી ક્રાન્તિ લગભગ પૂરી કરી. આપણું થએલું નુકસાન ભરી કહાડવા માટે આપણા તરફથી સંગીન પાયા ઉપર પ્રયાસ થવો જોઇએ. 'આપણે બહુ જ સારા હતા,' 'આપણું બધું શ્રેષ્ઠ હતું'–એવા પોકળ અભિમાનથી સમાધાન થવાનું નથી. બડાઈ એ તો દુર્બળતાનું જ લક્ષણ છે. પોતાની પૂરતી પીછાન કરાવવાથી જે સ્વાભાવિક આત્મપ્રત્યય કેળવાય છે તેમાં જ રાષ્ટ્રીય પ્રાણ રહેલો છે; યૂરોપીઅન લોકોએ હિન્દુસ્થાન એક પતિત રાષ્ટ્ર છે તેથી તે ઓછું સુધરેલું છે, અને તેથી ઓછા સુધરેલા દેશોમાં પુરાતત્ત્વની કિંમત જે રીતે અંકાય છે તે રીતે ભારતવર્ષનું થવું જોઇએ, એમ માન્યું. આ દુષ્ટ પૂર્વગ્રહને લીધે યૂરોપના સારામાં સારા યોગ્ય અને સજ્જન લેખકોએ પણ હિન્દુસ્થાનને અન્યાય કર્યો છે. યૂરોપીઅનોએ વિગતોની શોધખોળ માટે ખૂબ પ્રયાસ કર્યો છે અને તેમાંથી ઉત્તમ ફલપ્રાપ્તિ પણ થઇ છે. તે માટે આપણે તેમનો ઉપકાર ન માનીએ તો કૃતઘ્ની કહેવાઇએ. પણ ખરૂં જોતાં દરેક દેશના ભૂતકાળની યથાર્થ કલ્પના અને તેનું તોલન તે ભૂતકાળનો વારસો જેમને મળ્યો હશે તેઓ જ યોગ્ય રીતે કરી શકે.* આપણે અત્યાર સુધી તે કામ કર્યું નહિ એટલે યૂરોપીઅન લોકો જે ખ્યાલ આપે તે જ સ્વીકારવો અથવા ચીડાઇને તેનો આંધળો વિરોધ કરવો એ જ ઉપાય આપણી પાસે હતો, પણ હવે તે દશા રહી નથી. દરેક પ્રાન્ત પોતાની દૃષ્ટિ અને શક્તિ પ્રમાણે પુરાતત્ત્વ–સંશોધનનું કામ ક્યારનું કરવા લાગ્યો છે. ગુજરાતમાં પણ આવું કામ ડૉ. ભગવાનલાલ ઇન્દ્રજીના દિવસથી ચાલતું આવ્યું છે, પણ સંઘટિત પ્રયત્નો એકાદ રાષ્ટ્રીય સંસ્થા દ્વારા થવાની જરૂર હતી અને આખા ગુજરાતને તેનો લાભ મળે એટલા માટે તે સ્વભાષા મારફતે થવાની તેટલી જ જરૂર હતી. ગુજરાતના પૈસાથી અને ગુજરાતના

* પ્રતિષ્ઠિત અંગ્રેજ વિદ્વાનોનો ગુમાન કેટલી કોટિએ પ્હોંચી શકે છે તે ઑક્સફર્ડ યુનીવર્સિટીના સંસ્કૃતના પ્રોફેસર ડૉ. મેકડોનલના હિંદુઓની વેદ સમજવા વિષેની લાયકાત ઉપર આપેલા અભિપ્રાયથી સમજાશે: "The sole aim here being the attainment of truth, it is a positive advantage that the translaters of ancient sacred books should be outsiders rather than the native custodians of such writings. The latter could not escape from religious bias; an orthodox Brahman could not possibly do so." "અહીં ફક્ત સત્ય મેળવવાનો જ હેતુ હોવાથી જૂનાં શાસ્ત્રોના અનુવાદક શાસ્ત્રોનો વારસો મેળવનાર શાસ્ત્રી તે દેશનાં શાસ્ત્રોનો વારસો મેળવનારા કરતાં પરદેશીઓ હોય એ ખાસ ફાયદાકારક છે. આ વારસો મેળવનારા સાંપ્રદાયિક આગ્રહથી મુક્ત રહી શકે નહિ. એક ચુસ્ત બ્રાહ્મણ મુક્ત રહી શકે એ સંભવિત નથી." પા. ૧૦, B. C. V. આ અભિપ્રાય બ્રાહ્મણ ભાણ્ડારકરને માન આપવા તૈયાર કરેલ લેખમાળાના પહેલા લેખમાં દર્શાવ્યો છે.—સં.

પુરુષાર્થથી શોધખોળ થાય અને તેનાં પરિણામ પરભાષાના તાળામાં પૂરાએલાં રહેવાથી ગુજરાત તેથી વંચિત રહે એ અસ્વાભાવિક સ્થિતિ હતી અને ભારે અન્યાય પણ હતો. ગુજરાતનો વારસો ગુજરાતને યથાસમય ન મળ્યો તેથી ગુજરાતને ભારે નુકસાન થયું છે. સ્વહિત વિષે પ્રજા બેદરકાર ન હોત તો લોકોએ પહેલેથી સરકાર પાસે અને પોતાના સાક્ષરો પાસે આની માગણી કરી હોત. પણ જાગ્યા ત્યારથી સવાર. સાક્ષરરત્ન કેશવલાલ હર્ષદરાય ધ્રુવ જેવાઓએ પોતાની શોધખોળ ગુજરાતીમાં પ્રસિદ્ધ કરી સ્વભાષાનું ઋણ ઉતાર્યું છે. પણ અત્યાર સુધી જેટલી શોધખોળ યૂરોપીઅન ભાષામાં થઇ છે તે ગુજરાતીમાં લાવવાની ભારે જરૂર છે. અને દેશના સર્વાંગીણ ઇતિહાસમાં તેનું મહત્ત્વ નક્કી કરી તેનો ઉપયોગ કરવો જોઇએ, કે જેથી તે દ્વારા કેળવણી રાષ્ટ્રીય થાય અને સાર્વત્રિક સંસ્કારિતા વધે.

આવું કામ કરવા માટે વિપુલ સાધનોની આવશ્યકતા છે એ કહેવાની જરૂર નથી. ગુજરાતમાં એવા અનેક લક્ષ્મીપુત્રો પડેલા છે કે જેઓ ધારે તો અકલા જ બધી સાધનસામગ્રી પૂરી પાડે, પણ તેમને આ બાબતમાં રસ પડતાં હજી વાર છે, અને તેથી પ્રજાકીય ઉત્સાહ ઉપર આધાર રાખી રાષ્ટ્રીય સંસ્થા સ્થાપ્યે જ છૂટકો છે.

આવા વિચારથી 'ગુજરાત પુરાતત્ત્વ મંદિર' સ્થાપન કરવાનો વિચાર થયો. ગુજરાત વિદ્યાપીઠની યોજના પણ એ જ અરસામાં અમલમાં આવી. તેથી ગુજરાત પુરાત્ત્વ મંદિર વિદ્યાપીઠને અંગે ઉઘાડવાનું નક્કી થયું. સંશોધનપ્રવીણ મુનિ મહારાજ શ્રીજિનવિજયજીએ આ કામ માથે લેવાનું કબુલ કર્યું ન હોત, તો બધી આકાંક્ષાઓ કલ્પના રૂપમાં જ રહેત. મુનિ મહારાજે એ ભાર માથા ઉપર લીધો. આત્મજ્ઞાની શ્રીમદ્ રાજચંદ્ર કવિના સ્મરણાર્થે એક ધર્મગ્રંથભણ્ડાર સ્થાપવાનો અમદાવાદના શેઠ પુંજાભાઇનો વિચાર હતો અને તેને માટે તેમણે મહાત્માજી સાથે એક યોજના નક્કી કરેલી. તે જ યોજના મુનિ મહારાજની મારફતે પાર પડશે એવી ખાત્રીથી મહાત્માજીએ શ્રી પુંજાભાઇને રૂા. ૩૦૦૦૦ ) ની મદદ પુરાતત્ત્વ મંદિરમાં એક જ્ઞાનભણ્ડાર સ્થાપવા માટે ખર્ચ કરવાની સલાહ આપી. આટલી પ્રાથમિક તૈયારી થયા પછી મુનિ મહારાજે પુરાતત્ત્વ મંદિરની યોજના વિદ્યાપીઠ આગળ મૂકી અને તે અમલમાં લાવવા સારૂ એક 'પ્રબન્ધ સમિતિ' નીમી. તે યોજના નીચે પ્રમાણે છેઃ—

## યોજના

(૧) સાધારણ રીતે આખા હિંદુસ્થાનનાં અને ખાસ કરીને ગુજરાતનાં પ્રાચીન ઇતિહાસ, સાહિત્ય, સ્થાપત્ય, ભાષા, કળા, વિજ્ઞાન, ધર્મ, સમાજ, તત્ત્વજ્ઞાન વગેરે વિષયોની શોધખોળ કરવી, અને તેનાં પરિણામો પ્રકાશિત કરવાં.

(૨) હિન્દુસ્થાનનાં પ્રાચીન ઇતિહાસ, સાહિત્ય અને દર્શનશાસ્ત્રોનું તેમજ સંસ્કૃત, પ્રાકૃત, પાલી આદિ ભાષાઓનું શાસ્ત્રીય અને તુલનાત્મક પદ્ધતિએ શિક્ષણ આપવું.

(૩) શોધખોળના વિષયમાં રસ લેનારા શોધકોના ઉપયોગ માટે એક સારામાં સારૂં પુસ્તકાલય બનાવવું જેની અંદર પ્રાચીન વિદ્યાને લગતું આજ સુધીમાં પ્રકટ થએલું સમગ્ર સાહિત્ય સંગૃહીત કરવામાં આવે.

(૪) સંસ્કૃત, પ્રાકૃત, પાલી, અપભ્રંશ, જૂની ગુજરાતી, ફારસી અને અરબી આદિ ભાષાઓમાં લખાએલા અલભ્ય-દુર્લભ્ય ગ્રંથોને નવીન પદ્ધતિએ સંશોધિત-મુદ્રિત કરી પ્રકટ કરવા-કરાવવા.

(૫) દેશ અને વિદેશની જુદી જુદી ભાષાઓમાં લખાએલા પુરાતત્ત્વ વિષયક સાહિત્યને ગુજરાતી ભાષામાં ઉતારવું.

(૬) શોધખોળ વિષયના અભ્યાસીઓને તેમના અભ્યાસકાર્યમાં દરેક પ્રકારની સાહિત્ય સંબંધી સહાયતા આપવી.

(૭) દેશ-વિદેશના વિદ્વાનોને પુરાતત્ત્વના વિષયમાં યથાસાધન સાહિત્ય સંબંધી સલાહ અને સહાયતા આપનાર એક મંડળ તરીકે કામ કરવું.

**પ્રબન્ધ સમિતિ:—**

(૧) આચાર્ય—મુનિ જિનવિજયજી.
(૨) અધ્યાપક—દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર } મંત્રીઓ.
(૩) અધ્યાપક—રસિકલાલ છોટાલાલ પરીખ }
(૪) અધ્યાપક—રામનારાયણ વિશ્વનાથ પાઠક.
(૫) અધ્યાપક—રામચંદ્ર બળવંત આઠવલે.
(૬) અધ્યાપક—નરહરિ દ્વારકાદાસ પરીખ.

આ યોજના પ્રમાણે કાર્યની શરૂઆત તો ગ્રંથોનો સંગ્રહ કરવાથી જ થઈ શકે. પ્રથમ કાર્ય દિવસે દિવસે દુર્લભ થતાં જતાં સંશોધનનાં માસિકો અને નિયતકાલિકો બનતી ત્વરાએ હસ્તગત કરવાનું હતું. ત્યાર પછી સંશોધનકાર્ય માટે અતિ આવશ્યક એવા મૌલિક અને ટીકાત્મક ગ્રંથો ભેગા કરવાનું હતું, તે કામ કરતાં ઘણો વખત ગયો અને હજુ તે ચાલે જ છે. આજે એટલું કહી શકાય કે છપાએલા સંસ્કૃત, પાલી અને પ્રાકૃત ભાષાના લગભગ બધા મહત્ત્વના ગ્રંથો જ્ઞાનભંડારમાં વસી ચુક્યા છે. બીજા અનેક વિષયોના ગ્રંથો મળીને લગભગ સવાત્રણ સ્હાડાત્રણ હજાર ગ્રંથ આ જ્ઞાનભણ્ડારમાં ભેગા થયા છે. જેની પાછળ લગભગ રૂ. ૨૩૨૮૨) ખર્ચવામાં આવ્યા છે. આ ગ્રંથોનું વર્ગીકરણ કરવું અને અને તેમને સુવ્યવસ્થિત રાખવા અને સંશોધકોને કશી અગવડ વિના હાથ આવે એવી સ્થિતિમાં મૂકવા એ એક મંદિરનું હમેશનું કામ છે.

આ જ્ઞાનભણ્ડાર કોઇ સાર્વજનિક લાયબ્રેરી નથી કે જ્યાંથી સામાન્ય વાંચકો ચોપડીઓ લઇ ઘેર વાંચી કહાડે. 'પુરાતત્ત્વ મંદિર' એ એક સંશોધકોની સંસ્થા છે અને તે સંસ્થા મારફતે સંસ્થામાં જ જેઓ કામ કરવા ઇચ્છે છે તેમની સગવડની ખાતર પુરાતત્ત્વ મંદિરને આ જ્ઞાનભણ્ડાર સોંપવામાં આવ્યો છે. આમાં અત્યન્ત દુર્લભ ગ્રંથો મહાપ્રયાસે ભેગા કરીને રાખેલા છે. કેટલાક ગ્રંથો આજે નહિ તો આવતી કાલે દુર્લભ થઇ જાય છે તેમનો ઉપયોગ મંદિરમાં અહર્નિશ થવાનો અને સંશોધકો ગમે ત્યારે ગમે તે ચોપડીનો ઉપયોગ કરી શકે એવી સ્થિતિની જરૂર હોવાથી જ્ઞાનભણ્ડારની ચોપડીઓ વાચકોને મંદિર બહાર કોઇ કાળે આપવામાં ન આવે એવો નિયમ મંદિરની સ્થાપના સાથે જ કરવામાં આવ્યો છે. છતાં ગ્રંથોનો વધારેમાં વધારે ઉપયોગ થાય એટલા માટે બનતાં સુધી આખો દિવસ અને જરૂર પડે રાત્રે પણ અભ્યાસકોને માટે પુરાતત્ત્વ મંદિર ખુલ્લું રાખવાની સગવડ કરેલી છે. મંદિરના વ્યવસ્થાપકો સાથે પહેલેથી ગોઠવણ કરવામાં આવે તો રજાના દિવસોમાં પણ બધી સગવડ થઈ શકે છે. જ્ઞાનભણ્ડારનો ઉપયોગ કરવા માટે કશી ફી રાખેલી નથી. ફક્ત મંદિરના આચાર્યની અથવા મન્ત્રીની પરવાનગી મેળવવી જોઇએ.

જ્ઞાનભણ્ડારની ગોઠવણ થયા પછીનું કાર્ય તે મહાવિદ્યાલયમાં અને સામાન્ય રીતે રાષ્ટ્રીય શિક્ષણસંસ્થાને ઉપયોગી થાય એવાં પુસ્તકો તૈયાર કરવાનું હતું. તે દિશામાં અત્યાર સુધી ત્રણ પુસ્તકો તૈયાર થયાં છે-**पाली पाठावली, प्राकृत कथासंग्रह** અને ઉપ-

निपात पाठावली. એ ઉપરાત સંસ્કૃતસાહિત્યના અધ્યયન માટે અત્યન્ત ઉપયોગી એવો કવિવર રવીન્દ્રનાથ ઠાકુરના 'પ્રાચીન સાહિત્ય'નો અનુવાદ મંદિર તરફથી બ્હાર પડયો છે. આમાં રામાયણ, કુમારસંભવ, મેઘદૂત, શાકુન્તલ, કાદમ્બરી, ધમ્મપદ વગેરે પ્રખ્યાત પુસ્તકોની સમાલોચના છે તેમજ પ્રાચીન રંગભૂમિ ઉપર રવીન્દ્રનાથનાં વિચારો પણ છે.

ગયા વર્ષે પુરાતત્ત્વ મંદિર તરફથી એક 'આર્યવિદ્યા વ્યાખ્યાનમાળા' અપાવવાની પણ યોજના કરી હતી અને તે અમલમાં મૂકાઇ હતી. આમાં ઇતિહાસ, વિજ્ઞાન, યોગ, સાહિત્ય, નાટક, લોકધર્મ વગેરે ભિન્ન ભિન્ન વિષયો ઉપર આઠ વ્યાખ્યાનો આવ્યાં છે. તે સ્વતન્ત્ર પુસ્તક આકારે પ્રસિદ્ધ થઇ ચુકી છે.

મન્દિરની પ્રવૃત્તિનું એક નવું અંગ તે આ ત્રૈમાસિક છે જે પહેલવહેલું વાચકોના હાથમાં આવે છે. આ ઉપરાંત હવે પછીની પ્રવૃત્તિ, તે બૌદ્ધ સાહિત્ય દેવનાગરીમાં છાપી કહાડવાની અને બૌદ્ધ ગ્રંથોના ગુજરાતી અનુવાદ કરવાની. ઇતિહાસકારો અને ધર્મશાસ્ત્રના અભ્યાસીઓ બૌદ્ધ જાતકકથાઓનું મહત્ત્વ કેટલું છે તે જાણે જ છે. મનુષ્યસમાજના ઇતિહાસથી ભરેલો આટલો પ્રાચીન ગ્રંથસમૂહ બીજે ભાગ્યેજ હોય. બૌદ્ધ સાહિત્ય લોકપ્રિય કરવા માટે અને બુદ્ધ ભગવાનના ચરિત્રને ઉપદેશનો યથાર્થ ખ્યાલ આવે એટલા માટે હારવર્ડ યુનીવર્સિટીના મહારાષ્ટ્રી પાલીપણ્ડિત ધર્માનંદ કોસમ્બીએ મૂળ ગ્રંથો ઉપરથી લખેલા બુદ્ધલીલા–સાર–સંગ્રહનો ગુજરાતી અનુવાદ તૈયાર થયો છે અને તે છપાય છે. આપણા હિંદુ તહેવારો અને તેમનું રહસ્ય જાણવાની અત્યન્ત જરૂર હોવાથી તેવા એક ગ્રંથનો પણ અનુવાદ છાપવાની તૈયારી છે. આ ઉપરાંત પાલી ભાષામાં લખાએલું 'जिन-चरित्त' નામનું બુદ્ધ ભગવાનનું ચરિત્ર શબ્દકોષ સાથે છપાઇને તૈયાર થવા આવ્યું છે.

આ અને આવી પ્રવૃત્તિઓ અનુકૂળતા પ્રમાણે ચાલ્યાજ કરશે પણ પુરાતત્ત્વ મંદિરનું મુખ્ય કામ તો ગુજરાતનો સર્વાઙ્ગીણ અને પ્રમાણભૂત એવો એક બૃહત્ ઇતિહાસ લખવાનો છે: તેના માટે સર્વ જાતનાં સાધનો એકત્ર કરી પ્રસિદ્ધ કરવાં એ અત્યન્ત જરૂરનું છે, કે જેથી ગુજરાતના અનેક સાક્ષરો એ દિશામાં પ્રયત્ન કરતા થઈ જાય અને સામાન્ય લોકોને ગુજરાતની વિશિષ્ટ સંસ્કૃતિનો કાંઇ પણ પરિચય થાય. ગુજરાતના ઇતિહાસનાં સાધનો અનેક ઠેકાણે અને અનેક ભાષામાં વિખરાએલાં છે તે બધાં સ્વભાષામાં અને એકત્ર આવી જાય તો એક મોટું કામ થયું ગણાય.

કાર્યકર્તાઓનો ઉત્સાહ વધે, નવા લોકો આ રાષ્ટ્રીય કાર્યમાં જોડાય, રાષ્ટ્રીય વિદ્યાર્થીઓને આ કાર્ય પાછળ જીવન સમર્પણ કરવાની પ્રેરણા થાય અને સાધનોની અનુકૂળતા વધે, તેમ આ કાર્ય વિશાળ સ્વરૂપ પકડશે. આજે ફક્ત શરૂઆત છે. ગુજરાતમાં ઉત્સાહી સાક્ષરો જો આ કાર્યને પોતાનું ગણશે તો ગુજરાતનો જ નહિ પણ આખા ભારતવર્ષનો ઇતિહાસ તૈયાર કરવામાં ગુજરાતનો ફાળો મહત્ત્વનો થશે. આ ત્રૈમાસિક દ્વારા સ્વદેશાભિમાની સર્વ સાક્ષરોને અમે આ કાર્યમાં પોતાથી બનતો ફાળો આપવાને આમન્ત્રણ કરીએ છીએ. પુરાતત્ત્વ મંદિર ચલાવવા માટે જોઇતા ખર્ચ વિદ્યાપીઠ તરફથી મળેજ છે. પણ જેઓ આ કાર્યનું મહત્ત્વ જાણે છે અને તેની વૃદ્ધિ વિષે ઉત્સાહ ધરાવે છે તેમની ખાસ મદદ મળે તો સ્વાભાવિક રીતે કામ વિશેષ વેગથી ચાલશે. ગુજરાતના સાક્ષર વર્ગને સ્પષ્ટ કરવાની જરૂર છે કે આર્થિક સાહાય્યથી કામ જેટલું વધે છે તેના કરતાં તેમનાં પ્રત્યક્ષ સહાનુભૂતિ અને સહકારથી આ કામ વધારે દીપશે.

# આપણું ઐતિહાસિક સાહિત્ય.*

[ હીરાલાલ ત્રિભુવનદાસ પારેખ. ]



ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી તરફથી જાણીતા વિદ્વાન રા. રા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીએ આપેલું વ્યાખ્યાન 'ગુજરાતી સાહિત્યની ખામીઓ,' એ હું માનું છું કે ઘણાખરાઓએ વર્તમાનપત્રમાં વાંચ્યું હશે જ; તેમાં તેમણે આપણા સાહિત્યની બે મુખ્ય ખામીઓ, (૧) સારો શાસ્ત્રીય પદ્ધતિએ લખાયેલો ગુજરાતી કોશ અને (૨) ગુજરાત કાઠિયાવાડનો પ્રમાણભૂત ઇતિહાસ, એપર ખાસ ભાર મૂક્યો હતો. આજની ચર્ચામાં આપણે ગુજરાતી કોશ વિશે કંઇ કહીશું નહિ; તે વિષે તેમણે તે વ્યાખ્યાનમાં જ ગુજરાતી કોશ તૈયાર કરવા માટે જે પ્રયત્નો થયા છે તેની વ્યાપક સમાલોચના કરેલી છે. તે સમાલોચનામાં ગુજરાતી કોશ તૈયાર કરવાનો રા. લલ્લુભાઇ ગોકળદાસ પટેલ અને રા. વિઠ્ઠલદાસ રાજારામ દલાલના ખાનગી સાહસ, એક જ વ્યક્તિના પ્રયાસ તરીકે નોંધવા જેવાં છે, જો કે તે સામાન્ય પ્રતિના છે.

ઇતિહાસ વિષે તો રા. ઝવેરીના ઉદ્ગારો મને કંઇક નિરાશાજનક લાગ્યા; પણ તેમનો ઉપકાર માનવાની દરખાસ્ત રજુ કરતાં પ્રિન્સિપાલ ધ્રુવે તેમના (વ્યાખ્યાનકર્ત્તાના) અભિપ્રાયથી જુદા પડતાં જે સાધનો અત્યારે ઉપલબ્ધ છે તે પરથી, આપણા દેશનો એક પ્રમાણભૂત ઇતિહાસ લખવાની સૂચના કરી હતી તે સાથે હું સંમત થાઉં છું. ઉદાહરણ તરીકે એલેક્ઝાંડરની ચઢાઇ પૂર્વેનો ઇતિહાસ જાણવાને આપણી પાસે જોઇએ તેવાં અને તેટલાં વિશ્વસનીય સાધનો નથી છતાં ભાષા, સાહિત્ય અને ધર્મના ગ્રન્થો પરથી તેમજ અન્ય દેશોમાંથી મળી આવેલાં સાધનો પરથી જેટલી હકીકત તારવી કઢાય તે નવા બહાર પડેલા કેમ્બ્રીજ હિસ્ટ્રી ઑફ ઇંડિયા, ભા. ૧ માં રજુ કરવામાં આવી છે અને ડૉ. વિન્સંટ સ્મિથે તેમના પુસ્તકમાં જે ભાગ બ્લૅંક–કોરો–મૂક્યો હતો તે પૂરવાનો આમાં પ્રયાસ કરવામાં આવ્યો છે. આમ ભૂમિકા તૈયાર થવાથી તેમાં જે જે ખામીઓ અને ઊણપ રહી જતી હશે તે નવાં સાધનો મળી આવતાં અને અભ્યાસના વધવા સાથે પાછળથી સુધારી લેવામાં અને ઉમેરી લેવામાં આવશે. એટલે તે દિશામાં આપણે નિરાશ થઇ ન બેસતાં ખંતપૂર્વક પ્રયાસ આદરવો જોઇએ છીએ. સુભાગ્યે આપણી સભાએ રણજીતરામ–સ્મારક નિમિત્તે ચાલુ સાલમાં ઐતિહાસિક વ્યાખ્યાનો અપાવવાની યોજના કરી છે તે, આશા છે કે, આ કાર્યમાં કંઇક અંશે સહાયભૂત થઇ પડશે.

હવે ઇતિહાસને લગતાં આપણી પાસે કેવાં અને કેટલાં પુસ્તકો છે તેનું દિગ્દર્શન કરી લઇએ; જેથી આપણી ઐતિહાસિક સંપત્તિ શી છે તેનો આપણને સહજ ખ્યાલ આવે. તે પછીથી આપણા દેશનો એક સારો પ્રમાણભૂત ઇતિહાસ રચવાને શાં શાં સાધનો ઉપલબ્ધ છે અને તે ઇતિહાસ કયા ધોરણે લખાવો જોઇએ તેનો આપણે વિચાર કરીશું.

પ્રથમ આપણે ગુજરાત પ્રાન્તનો ઇતિહાસ વિચારીએ. ગુજરાતના ઇતિહાસને લગતાં નાનાં મોટાં લગભગ વીશેક પુસ્તકો છપાયાં છે પણ તેમાંનો મોટો ભાગ શાળોપયોગી

* ગુજરાત સાહિત્ય સભા સમક્ષ અપાયેલું વ્યાખ્યાન.

પુસ્તકો છે; જાણવા જેવાં ને મુખ્ય તો ૪–૫ જ છે. ગુજરાતનો ઇતિહાસ પહેલવહેલો રા. મગનલાલ વખતચંદ, જેઓ સોસાઇટીના પ્રથમ આસિ. સેક્રેટરી હતા તેમણે કુમારપાળ પ્રબંધ પરથી કેળવણી ખાતા માટે લખ્યો હતો; અને તે, તે વખતે શાળામાં ચાલતો હતો. તે પછી મિ. એદલજી ડોસાભાઇએ ગુજરાતનો ઇતિહાસ સોસાઇટીનું ઇનામ મેળવી, ગ્રાંટ ડફ અને બર્ડ પરથી તૈયાર કરી રચ્યો હતો અને તે પુસ્તકની યોગ્ય પ્રશંસા થઇ હતી. દરમિયાન મિ. ઍલેક્ઝાંડર કિન્લૉક ફૉર્બ્સ સાહેબ જૂના ઐતિહાસિક રાસાઓની ખોજ કરી રહ્યા હતા અને તેમના તે પ્રયાસનું ફળ રાસમાળામાં પ્રકટ થયું, જે અદ્યાપિ ગુજરાતના ઇતિહાસ માટે એક કિંમતી પુસ્તક લેખાય છે. ત્યાર પછીથી સિક્કા, શિલાલેખો વગેરેની તપાસ અને શોધ થવા લાગ્યાં હતાં. તે પરથી રા. ભગવાનલાલ સંપતરામે 'સૌરાષ્ટ્રનો ઇતિહાસ,' એ નામે એક પુસ્તક બહાર પાડયું, જે પ્રાચીન ઇતિહાસના અભ્યાસીઓએ જોવા જેવું છે. પણ પંડિત ભગવાનલાલ ઇંદ્રજીનો પ્રાચીન ગુજરાત વિષેનો લેખ મુંબાઇ ગેઝીટિયરમાં પ્રસિદ્ધ થતાં તે પુસ્તક વીસરાઇ ગયું છે. ગુજરાતના ઇતિહાસનું પુસ્તક પ્રસિદ્ધ થયા બાદ ગુજરાતના ઇતિહાસની ખોટ કંઇક અંશે દૂર થઇ અને તે પુસ્તકોના સાર રૂપ અનુવાદ નામદાર સરકારે કવિ નર્મદાશંકર પાસે તૈયાર કરાવી ગુજરાત–સર્વ–સંગ્રહ અને કાઠિયાવાડ –સર્વસંગ્રહ એ નામથી બહાર પાડયા છે. તે છતાં ગુજરાતના ઇતિહાસની જે ઊણપ તેમાં રહી જતી હતી તે રા. બ. ગોવિંદભાઇ હાથીભાઇએ ગેઝીટિયર અને અન્ય સાધન ઉપરથી ગુજરાતનો ઇતિહાસ બે ભાગમાં રચી પૂરી પાડી છે. પરંતુ તે પુસ્તક રચાયે લાંબો સમય વીતી ગયો છે અને ગુજરાતના ઇતિહાસને લગતાં કેટલાંક નવાં અને વધારે સાધનો મળી આવેલા છે. તે બધા પરથી ગુજરાતનો ઇતિહાસ નવેસર લખાવાની જરૂર સૌ કોઇ સ્વીકારશે.

હિંદુસ્તાનનો ઇતિહાસ જે આપણી પાસે હાલમાં છે તે મુખ્યત્વે કરી શાળાઓ માટે લખાયેલો છે. ગુજરાતમાં કેળવણીના સ્થાપક સ્વર્ગસ્થ રણછોડભાઇ ગિરધરભાઇએ હિંદુસ્તાનનો ઇતિહાસ સૌ પહેલો મરાઠી પરથી મુંબાઇ એજ્યુકેશન બોર્ડ માટે તૈયાર કર્યો હતો. તે પછી રા. સા. માંડલિકે એલ્ફીન્સ્ટનના ઇતિહાસના મરાઠી અને ગુજરાતીમાં અનુવાદ કર્યા અને રા. છોટાલાલ સેવકરામે મોરિસકૃત ઇતિહાસનો ગુજરાતીમાં તરજુમો કર્યો. પણ સર વિલિયમ હંટરે હિંદુસ્તાનનો ઇતિહાસ રચ્યા પછી તે બધાં પાછલાં પુસ્તકો ભૂલાઇ ગયાં છે. આપણે સર્વે શાળામાં હંટરકૃત ભરતખંડનો ઇતિહાસ જ શીખ્યા છીએ. પરંતુ આ સઘળાં પુસ્તકોમાં એક મોટી ખામી એ હતી કે તેમાં પ્રાચીન હિંદનો સમાવેશ માત્ર નામનો જ રહેતો. ખરી રીતે શરૂઆત મુસલમાન સમયથી થતી. પ્રાચીન ઇતિહાસની ખામી સ્વર્ગસ્થ રમેશચંદ્ર દત્તે હિંદી સંસ્કૃતિનો ઇતિહાસ ત્રણ ગ્રંથોમાં રચી કંઇક અંશે પૂરી પાડી છે. તે પુસ્તકનો પહેલો ભાગ ગુજરાતીમાં સોસાઇટી તરફથી છપાયો છે. વળી સ્વર્ગસ્થ નારાયણ હેમચંદ્રે 'પ્રાચીન ભારત' એ નામે એક પુસ્તક લખ્યું હતું, તે એમના 'આપણા પૂર્વજો'એ નિબંધ સાથે વાંચવા જેવું છે. આ પુસ્તકો વાંચતાં આપણને હિંદની પ્રાચીન સંસ્કૃતિનો કંઇક ખ્યાલ આવે છે, અને તેમાં શ્રીયુત પારગીના મરાઠી પુસ્તક 'ભારતીય સામ્રાજ્ય'નો ગુજરાતી અનુવાદ સહેજ ઉમેરો કરે છે. પ્રાચીન ઇતિહાસનાં પુસ્તકોમાં એકલું રાજતરંગિણી પ્રસિદ્ધ છે અને તેનો તરજુમો જાણીતા 'ગુજરાતી પ્રેસ' તરફથી બહાર પડેલો છે. પ્રાચીન હિંદનો એક સવિસ્તર અને પ્રમાણભૂત ઇતિહાસ લખાતાં હજી વિલંબ થશે. દરમિયાન સર વિન્સેન્ટ સ્મિથનું પુસ્તક અને રા. બ. વૈદ્યનું 'મધ્યકાલીન ભારત,' એ

બે ઇંગ્રેજી પુસ્તક પરથી એક વાંચવા જેવો અને સારો ઇતિહાસ ઉપજાવી શકાય એમ છે. મધ્યકાલીન ભારતમાં ચક્રવર્તીપદ ભોગવનાર હર્ષનું નામ આગળ પડતું છે અને તેમના વિષે રા. બ. કેશવલાલ ધ્રુવે પ્રિયદર્શિનાની પ્રસ્તાવનામાં સવિસ્તર નિબંધ ભિન્ન ભિન્ન ઐતિહાસિક અને સાહિત્યની નોંધ પરથી તારવી લખ્યો છે તે ઇતિહાસરસિકો અને અભ્યાસીઓએ ખાસ વાંચવા જેવો છે.

મુસલમાની સમયનો ઇતિહાસ મરાઠીમાં મી. સરદેસાઇએ સવિસ્તર લખેલો છે અને તે પુસ્તકનું ગુજરાતીમાં ભાષાન્તર થયેલું છે એટલે તે વિષયમાં સ્વતંત્ર ઉદ્યોગ થતા સુધી તે પુસ્તક સંતોષકારક થાય તેમ છે. મરાઠાના સમયનું પુસ્તક તેમના તરફથી મરાઠીમાં બહાર પડી ચુકયું છે. તે દિશામાં નવો કોઇ લેખક બહાર ન આવે ત્યાં સુધી તે પુસ્તકના ગુજરાતી અનુવાદ કરેથી પણ આપણું કામ સરે એમ છે. તેમણે જ ઇસ્ટ ઇંડિયા કંપનીની શરૂઆતથી પ્લાસીના યુદ્ધ સુધીનો બ્રિટિશ સમયનો ઇતિહાસ 'બ્રિટિશ રિયાસત' નામથી બહાર પાડયો છે, જેનું ભાષાન્તર સોસાઇટી તરફથી થયું છે. તે સાથે તેના અનુવાદક રા. ચંપકલાલે લખેલું મિ. લ્યાલકૃત 'હિંદમાં અંગ્રેજી રાજ્યનો ઉદય,' એ પુસ્તક વિચારવા જેવું છે. તે સિવાય સર હેનરી કૉટનના "ન્યુ ઇંડિયા"ની પહેલી આવૃત્તિનો અનુવાદ સર ચીમનલાલે કરેલો છે અને લિ વોરનર કૃત "હિંદનો દેશજન' એ પુસ્તક આપણામાંના ઘણાએ હાઇસ્કૂલમાં વાંચ્યું હશે.

પ્રાન્તિક ઇતિહાસોમાં મહારાષ્ટ્રનો ઇતિહાસ આપણું ધ્યાન ખેંચે છે. ડૉ. ભાંડારકરનો 'દક્ષિણનો પૂર્વ સમયનો ઇતિહાસ' અને રાનાડેનો 'મરાઠી સત્તાનો ઉદય' એ બન્ને પ્રસિદ્ધ પુસ્તકોના ગુજરાતીમાં અનુવાદ થઇ ચુકેલા છે. છેક દક્ષિણ ભાગનો ઇતિહાસ તો સમૂળગો છે જ નહિ. બીજા પ્રાંતોના ઇતિહાસની પણ એ જ દશા છે. તે ઇતિહાસ જાણવાને આપણી પાસે કોઇ પુસ્તક ગુજરાતીમાં નથી. માત્ર કચ્છના બે ઇતિહાસ અને તે સામાન્ય પ્રકારના લખાયા છે. કેટલાક સમયથી દિ. બા. રણછોડભાઇ કચ્છનો ઇતિહાસ લખવામાં રોકાયા છે એવું મેં સાંભળ્યું છે. તે પુસ્તક બહાર પડયે ઘણું નવું જાણવાનું મળશે એવી આશા રહે છે. રજપૂતાનાનો ઇતિહાસ ટૉડે સારી રીતે સાચવી રાખ્યો છે. અને તે પુસ્તકનાં ત્રણ અનુવાદ ગુજરાતીમાં છપાયાં છે.

હિંદુસ્તાનમાં દેશી રાજ્યો મહત્વનું સ્થાન લે છે. તેમનો ઇતિહાસ ભારત રાજમંડળ, ગુજરાત રાજસ્થાન, મધ્ય હિંદ એજન્સી વગેરે પુસ્તકોમાં સંગ્રહાયો છે. શેઠ પુરૂષોત્તમ વિશ્રામ માવજીના 'રજપૂતાણાનાં દેશીરાજ્યો,' રા. અનંતરાય નાનાલાલે "આપણું 'હિંદનું રક્ષિત રાજ' એ નામથી કરેલો મિ. ટપ્પરના પુસ્તકનો અનુવાદ અને રા. બા. વેદે કરેલો લિ. વોરનરના પુસ્તકનો અનુવાદ દેશી રાજ્યો વિષે ઉપયોગી માહિતી પૂરી પાડે છે અને તે પુસ્તકો વાંચવા જેવાં છે. 'સુરત માંડવીનું દેશી રાજ્ય' એક ઉપયોગી પુસ્તક છે અને તે એક મુસલમાન શિક્ષકે લખેલું છે એ વધુ આનંદદાયક છે. વડોદરા સરકારે તો 'વડોદરાના રાજકર્તાઓ' એ નામનું એક ઉત્તમ પુસ્તક બહાર પાડેલું છે. ગાયકવાડી ઇતિહાસના શાળોપયોગી પુસ્તકો બે ચાર છે પણ જે કંઇ ખામી હતી તે વડોદરા રાજ્યના ગેઝીટિયરનાં ચાર પુસ્તકો બહાર પડયાથી સારી રીતે પૂરી પડી છે; અને તે કામ વડોદરા રાજ્યને જેબ આપે તેવું છે.

'હિંદુસ્તાનના દેશ પરદેશના વેપારનો ઇતિહાસ' દિ. બ. રણછોડભાઈએ શ્રમપૂર્વક પાંચ પુસ્તકોમાં બહાર પાડયો છે અને દત્તના 'હિંદના આર્થિક ઇતિહાસ'નો રા. ઉત્તમલાલ ત્રિવેદીએ કરેલો અનુવાદ સૌએ વાંચવા જેવો છે.

ઘણા હિંદીઓ પરદેશમાં વસે છે પણ તેમના પરદેશના વસવાટનો ખ્યાલ આપે એવું એક પણ પુસ્તક ગુજરાતીમાં મળી આવતું નથી. ફીઝી ટાપુમાં હિંદીઓ પર બહુ જુલમ થવા માંડયો ત્યારે તેમની સ્થિતિનો ચિતાર આપતું એક પુસ્તક હિંદીમાં પ્રકટ થયું હતું તેનો અનુવાદ પણ ગુજરાતીમાં થયેલો છે. બૃહદ્ ગુજરાત માટે આપણે ભારે અભિમાન ધરીએ છીએ પણ તેની સ્થિતિ માટે આપણે કેટલી કાળજી રાખીએ છીએ તે આપણી તેના સંબંધીની અજ્ઞાનતા પરથી પ્રત્યક્ષ માલમ પડી આવે છે. હિંદીઓના દેશ પરદેશના વસવાટ વિષે આપણી પાસે કશું સાહિત્ય ન હોય એ ઓછું શોચનીય નથી.

શહેરોના ઇતિહાસમાં કવિ નર્મદાશંકરનો 'સુરતની મુખતેસર તવારીખ,' અને રા. મગનલાલ વખતચંદનો 'અમદાવાદનો ઇતિહાસ' અદ્યાપિ ઉપયોગી માલમ પડે છે. આધુનિક પુસ્તકોમાં ભરૂચ શહેરનો ઇતિહાસ, અને કૉંગ્રેસ વખતે બહાર પડેલું 'અમદાવાદના જીવન-વિકાસ'નું પુસ્તક, 'તવારીખે નવસારી' અને 'ગોંડળનો વાર્તારૂપી ઇતિહાસ' અને ખાસ કરીને 'પાલનપુરનો ઇતિહાસ,' એ પુસ્તકો આપણું ખાસ ધ્યાન રોકે છે. વિજયધર્મ સૂરિએ દેવકુળ પાટક વિષે લખેલું ઐતિહાસિક પુસ્તક, 'આત્માનંદ સભાના માસિકમાં આવેલી તારંગા હિલ વિષેની હકીકત અને નવા માસિક 'ગુજરાત'માં આવેલું મોઢેરાનું વર્ણન એ સર્વે લેખો વાંચવા જેવા છે. ખંભાત, પુનાદરા, અને રાણપુર વિષે પણ નાનાં પુસ્તકો રચાયાં છે એ ખુશી થવા જેવું છે. છેવટે 'મેવાડની જાહોજલાલી' એ લોકપ્રિય નિવડી છે અને તે વાચકને રજપુતોના ગૌરવનો સારો પરિચય કરાવે છે. પાટણ, સિદ્ધપુર વગેરે શહેરો માટે બાળોપયોગી પુસ્તકો સયાજી બાળજ્ઞાનમાળામાં પ્રસિદ્ધ થઇ ચુકયાં છે અને ડભોઇનાં 'પુરાતન કામો'નું પુસ્તક રા. મોદીએ તૈયાર કર્યું છે. એ જ પ્રમાણે સુરત, ભરૂચ, ચાંપાનેર, ધોળકા, ખંભાત, ઇડર, વડનગર, મોઢેરા, પાટણ અને શ્રીમાળ, એ ગુજરાતનાં પ્રાચીન અને ઐતિહાસિક શહેરોનાં સચિત્ર પુસ્તકો, સ્વતંત્ર નહિ તો ગાઇડ રૂપે મિ. બર્જેસના પુસ્તકો પરથી લખાવાની ખાસ જરૂર છે. અંગ્રેજીમાં આવી માહિતી બહોળી મળી આવે છે અને તેનો લાભ ગુજરાતી વાચકને આપવો એ અંગ્રેજી ભણેલાનું કર્તવ્ય છે.

હિંદના ઇતિહાસના મોટા બનાવો સંબંધી સન ૧૯૧૧ માં ભરાયેલા રાજ્યારોહણ વિષે ગુજરાતીમાં ચાર પુસ્તકો મળી આવે છે, પણ સન ૧૮૫૭ ના બળવા સંબંધી સવિસ્તર નોંધ કરતું એક પણ પુસ્તક નથી એ નવાઈ જેવું છે. આવું મોટું મહાભારત યુદ્ધ થઇ ગયું છતાં એક પણ પુસ્તક સારી રીતે લખાયેલું આપણને હજી મળ્યું નથી. લડાઇ ચાલતી હતી તે દરમિયાન મિ. ફ્રેઝરના 'ધી વર્લ્ડ એટ વૉર'—'જંગમાં ઝુકેલું જગત'ના બે અનુવાદ ગુજરાતીમાં છપાયા હતા. તે સંબંધમાં એટલું કહેવું જોઇએ કે ભાવનગરનાં રાણીશ્રી નંદ કુંવરબા તરફથી પ્રસિદ્ધ થતા 'બ્રિટિશ અને હિંદી વિક્રમ' પત્રમાં લડાઇ સંબંધી ઘણી ઉપયોગી અને જાણવા જેવી માહિતી પ્રકટ થતી હતી અને તેનું વાંચન આપણને અત્યારે પણ આનંદ આપે એમ છે. આપણે આશા રાખીશું કે યુરોપીય મહા યુદ્ધ વિષે સર્વદેશી માહિતી આપતું એક સારૂં પુસ્તક વેળાસર ગુજરાતીમાં બહાર પડશે.

હિંદુસ્તાનની લોકસ્થિતિ પર એક પુસ્તક વર્ષો પૂર્વે રા. બળવંતરાય એમ. મહેતાએ મરાઠી પરથી સોસાયટી માટે લખ્યું હતું તે વિષય પર હવે નવું પુસ્તક લખાવાની જરૂર છે. હિંદના રાજબંધારણ વિષે પ્રો. ભટે એક પુસ્તક રચ્યું છે અને રા. મોહનલાલ ગાંધીએ હિંદી સુધારા માટે દેશમાં ભારે ચળવળ થઇ રહેલી તે વખતે મિ. રામચંદ્રરાવના અંગ્રેજી પુસ્તક પરથી ' હિંદી રાજતંત્ર ' એ નામનું પુસ્તક લખ્યું છે. પરંતુ સન ૧૯૧૯ ના ગવર્નમેંટ ઓફ ઇંડિયા એક્ટ પસાર થયા પછી હિંદના રાજવહીવટનો ઇતિહાસ નવે નામે લખાવાની જરૂર છે.

હવે આપણે હિંદ બહારના મુલકોના ઇતિહાસ પ્રતિ જોઇએ. પ્રથમ ઇંગ્લાંડનો ઇતિહાસ લઇએ. ડેવિસના પુસ્તક પરથી રા. મોહનલાલ રણછોડદાસે અને બીજો ઇતિહાસ રા. સા. મહીપતરામે કેળવણી ખાતા માટે રચ્યો હતો. ઇંગ્લાંડના ઇતિહાસ પર ત્રીજું પુસ્તક રા. બા. જમિયતરામ શાસ્ત્રીએ મિ. બકલેના ઇતિહાસ પરથી તૈયાર કર્યું છે અને ચોથું પુસ્તક સ્વ. નવલરામે મેલ ટ્રેનિંગ કોલેજમાં સ્કોલરોને જે નોટ્સ લખાવેલી તે પરથી પ્રો. ઠાકોરે પરિષદ ભંડોળ કમિટી તરફથી છપાવ્યું છે અને પાઠ્ય પુસ્તક તરીકે તેની પ્રસિદ્ધિ ઉપયોગી જણાઈ છે. આ ઉપરાંત રા. બ. ' કમળાશંકરે ' ઇંગ્લાંડની ઉન્નતિનો ઇતિહાસ ' બકલના પુસ્તકને આધારે સોસાયટીને લખી આપ્યો છે, તેમાં ભૌતિક પદાર્થો, આબોહવા વગેરે મનુષ્ય જીવન પર કેવી અસર કરે છે તેનું અસરકારક રીતે વિવેચન કરેલું છે પરંતુ તે કરતાં કંઇક વધારે રસદાયક પુસ્તક ગીઝોકૃત યુરોપના સુધારાનો ઇતિહાસ છે અને તેનો અનુવાદ પ્રો. અતિસુખશંકરે કર્યો છે. વડોદરા રાજ્ય તરફથી છપાયેલું ઇલિઝાબેથ રાણીનો સમય, એ પુસ્તક પણ વાંચવા જેવું છે અને તેનો અનુવાદ રા. જીવાભાઈ પટેલે કર્યો છે. એ જ લેખકે તૈયાર કરેલું ' અંગ્રેજી રાજબંધારણ'નું પુસ્તક ગઈ સાલ સોસાઈટીએ બહાર પાડ્યું છે અને 'બ્રિટિશ રાષ્ટ્રીય સંસ્થાઓ' એ નામનું સયાજી જ્ઞાનમાળામાં પ્રસિદ્ધ થયેલું અને પ્રો. ભટે લખેલું પુસ્તક તે વિષયમાં કિમતી ઉમેરો કરે છે.

ઇંગ્લાંડ વિષે આપણી પાસે સામાન્ય પ્રતિનાં પુસ્તકો છે. એક સારા ઇતિહાસના પુસ્તકની ખોટ હજી રહે છે. ગ્રીન પરથી એક પુસ્તક લખવાનું કામ સોસાયટી તરફથી સોંપાયું છે છતાં આધુનિક સમયનું જસ્ટીન મેકાર્થી કે હરબર્ટ પૉલના પુસ્તકો પરથી એક સ્વતંત્ર પુસ્તક યોજાય તે વધુ ઇચ્છવાલાયક છે, અને તે પુસ્તક લોકપ્રિય થઇ પડશે.

યુરોપનો ઇતિહાસ પ્રથમ રા. સા. મહીપતરામે લખેલો પણ તે પછી બે સારા ગ્રંથો, ' અર્વાચીન યુરોપ ' અને ' અઢારમા સૈકાનું યુરોપ, ' છપાયાં છે અને રા. નંદનાથ દીક્ષિતે લખેલો 'પ્રોટેસ્ટંટ પરિવર્તન'નો ઇતિહાસ ઉપરના બે ગ્રંથોમાં સારો ઉમેરો કરે છે. વળી યુરોપની સંસ્કૃતિ સંબંધી જ્ઞાન આપતાં લેકીનાં બે પુસ્તકોના અનુવાદ ' યુરોપમાં બુદ્ધિસ્વાતંત્ર્ય ' અને ' યુરોપીય નીતિ, આચાર' નો ઇતિહાસ સોસાઇટીએ છપાવ્યાં છે અને વડોદરા કેળવણી ખાતા તરફથી બહાર પડેલું 'ઉત્તર યુરોપની પુરાણકથા' એ ત્રણે પુસ્તકો ઉપયોગી માલમ પડશે. લડાઇ પૂરી થયા પછી યુરોપનો આખો મામલો ફેરવાઇ ગયો છે અને તે શાંત થતાં હજી વિલંબ થશે એમ લાગે છે. તે પછી યુરોપનો ઇતિહાસ નવેસર રચાવો જોઇશે.

આફ્રિકા સાથે હિંદુસ્તાનને છેક પ્રાચીન સમયથી સંબંધ છે. અત્યારે પણ ત્યાં હજારો હિંદીઓ વસવાટ કરી રહેલા છે પણ તે ખંડનો ઇતિહાસ જાણવાને આપણી

ભાષામાં એક પણ પુસ્તક નથી, એ શોચનીય છે. જમાના પૂર્વે રા. રણછોડભાઇ ગીરધરભાઇએ 'મિસરી લોકોનું વૃત્તાંત' એ નામનું એક ચોપાનિયું મરાઠી પરથી લખ્યું હતું. તે પછી માત્ર એક પુસ્તક જાણીતા સાક્ષર રા. મણિશંકર રત્નજી ભટે સ્ટોરીઝ ઓફ નેશન સીરીઝમાંના 'ઇજીપ્ત' પુસ્તકનો અનુવાદ વડોદરા કેળવણી ખાતા માટે કર્યો હતો, પણ તે બસ નથી.

અમેરિકા વિષે 'યુનાઇટેડ સ્ટેટ્સની લોક સ્થિતિ'—એ નામનું પુસ્તક રા. ચુનીલાલ બાપુજી મોદીએ લખ્યું છે, અને બીજું ફિસ્કના પુસ્તકનો અનુવાદ વડોદરા રાજ્યે છપાવ્યો છે. પણ ઑસ્ટ્રેલિયા, કેનેડા અને ન્યુઝીલાંડ વગેરે દેશોનો ઇતિહાસ જાણવાને આપણી પાસે કંઈ સાધન નથી.

'ઇતિહાસ સંક્ષેપ' નામનું એક પુસ્તક સન ૧૮૬૦ માં કિટલીના પુસ્તક પરથી ગુજરાતીમાં છપાયું હતું પણ વાસ્તવિક રીતે જગતના ઇતિહાસની રૂપરેખા દોરતું પુસ્તક પ્રથમ રા. સા. મહીપતરામે તૈયાર કર્યું હતું; ને પાછળથી રા. બ. જમીયતરામે 'જગતનો અર્વાચીન ઇતિહાસ,' એ નામનું પુસ્તક લખ્યું છે પરંતુ સામાન્ય વાચકને આનંદ આપે ને રસ પડે એવું પુસ્તક તો વડોદરા ભાષાન્તર ખાતાએ ગયે વર્ષે બે ભાગમાં બહાર પાડયું છે, એજ છે.

જુદા જુદા દેશોના ઇતિહાસમાં પ્રાચીન કાળમાં ગ્રીસ અને રોમના ઇતિહાસ જાણવા જેવા છે. પાશ્ચાત્ય સંસ્કૃતિ પર તે દેશોના ઇતિહાસે ઉંડી અસર કરેલી છે. ગ્રીસના મહાન વિજેતા એલેક્ઝાંડરે તો હિન્દુસ્તાન પર ચઢી આવી ભારતવર્ષ પર સ્થાયી અસર કરેલી છે છતાં તે બનાવની આપણા પ્રાચીન પુસ્તકોમાં કશી નોંધ મળતી નથી. રા. ગીરધરભાઇએ મરાઠી પરથી ગ્રીક લોકનું વર્ણન અને રા. સા. મહીપતરામે ગ્રીસદેશનો ઇતિહાસ લખ્યા છે પણ એ પુસ્તકોથી આપણને સંતોષ થાય તેમ નથી.

ઇંગ્લાંડની રોમન રાજ્ય સાથે ઘણી વાર સરખામણી કરવામાં આવે છે. પણ તે રોમન રાજ્યનો ઇતિહાસ જાણવાને એકે પુસ્તક આપણી પાસે નથી. પેરીક્લીસ અને સોક્રેટીસ, સીઝર અને સીસેરોના દેશ વિષે આપણે કાંઇ ન જાણીએ એ ખરેખર શરમાવનારૂં છે. સોસાઇટી તરફથી તે બે દેશોના ઇતિહાસ લખવાનું કામ સોંપાયું છે પણ તે પુસ્તકો તૈયાર થઇ ક્યારે બહાર પડશે તે ચોક્કસ કહી શકાય નહિ.

ફ્રાંસે તો હિંદુસ્તાનમાં પોતાની સત્તા સ્થાપવા બ્રિટિશ સાંમે બાથ ભીડી હતી; વળી ફ્રેંચ રેવોલ્યુશને જગતના ઇતિહાસ પર ઉંડી છાપ પાડેલી છે. ગુજરાતીમાં રા. ચુનીલાલ મોદીએ ફ્રાંસની ઉથલપાથલ વિષે અને એક પારસી મિ. ખોરીએ ફ્રેંકો-જર્મન લડાઇ વિષે એમ બે પુસ્તકો લખાએલાં છે. પણ ફ્રાંસ દેશના સમગ્ર ઇતિહાસની ઊણપ રહી જાય છે અને તે ઊણપ મિ. બોડ્લી કે બીજા કોઇ એવા ગ્રંથકારના પુસ્તક પરથી પુરાવાની જરૂર છે.

જર્મનીનું નામ તો સૌ કોઇને પરિચિત થઈ ગયું છે. તેનો ઉદય આધુનિક છે અને તેના ઇતિહાસમાંથી નાની મોટી દરેક પ્રજાને કંઇને કંઇ શીખવાનું મળે તેમ છે, છતાં જર્મની વિષે એકજ પુસ્તક ગુજરાતીમાં બહાર પડયું છે અને તે મરાઠી પરથી 'જર્મનીની ઉન્નતિ' એ નામે જ્ઞાનવર્ધક ગ્રંથમાળામાં છપાયું છે.

જર્મનીની જેમ જાપાન જેને પૂર્વના જર્મન તરીકે ઓળખાવવામાં આવે છે તેમના વિષે મોટી રૂસો-જાપાની લડાઈ થયા પછી ત્રણ પુસ્તકો, રા. વિઠ્ઠલદાસ ધનજીભાઇ, મિ. શેઠના અને રા. રા. છોટાભાઇ પટેલે લખેલાં બહાર પડયાં છે પણ, ઓકોમાના 'પચાસ વર્ષનું જાપાન' કે એવા બીજા કોઈ ગ્રંથ પરથી એક નવા પુસ્તકની ખોટ હજુ રહે છે.

રૂશિયાની સોવિએટ સત્તા જગતના રાજશાસનમાં એક નવીન અખતરો અજમાવી રહી છે; તે પૂર્વેનો ઝારનો અમલ પણ વીસરાય તેમ નથી. એ દેશ વિષે એક નાનું પુસ્તક સોસાઇટીએ બહાર પાડેલું છે પણ તે દેશની શક્તિ અને સામર્થ્યનો તે ભાગ્યેજ કંઈ ખ્યાલ આપી શકે. રૂશિયાનો મામલો ઠામ બેસતાં તેનો ઇતિહાસ જગતને કંઇ જુદુંજ શિક્ષણ આપશે.

ચીનને તો આપણે પડોસી રાજ્ય કહી શકીએ. જુના કાળથી આપણો તેમની સાથે સંબંધ છે. પશ્ચિમની બધી મોટી પ્રજાઓ ચીનમાં પોતાનો પગપેસારો મજબુત કરવાને અનેક પ્રકારના યત્ન આદરી રહી છે તે સમયમાં તે દેશનો માત્ર ઇતિહાસ જાણવાને પણ આપણે સાવ બેદરકાર રહીએ એ વાજબી નથી. ચીનની સંસ્કૃતિ વિષે એક નાનું પુસ્તક વડોદરા રાજ્યના કેળવણી ખાતાએ હમણાં જ બહાર પાડયું છે, તે જોવા જેવું છે.

આસુરી અને બાબી લોક, અને મેદી અને પારસી લોક, તેમના વિષે રા. રણછોડભાઇ ગીરધરભાઇએ ગુજરાતમાં કેળવણીની શરૂઆતમાં મરાઠી પરથી બે નાના લેખો લખ્યાં હતાં. વડોદરા રાજ્ય તરફથી રા. બ. ગોવિંદભાઇએ 'પૂર્વ તરફના દેશોનો સુધારો' અને હાલમાં બહાર પડેલું 'પેલેસ્ટાઇનની સંસ્કૃતિ' એ પુસ્તકો છપાયાં છે. છતાં મધ્ય એશિયા, જ્યાંથી અનેક ધર્મો ઉદ્ભવ્યા છે તેનાં ઇતિહાસ વિષે, આસિરિયા, ખાલ્ડીઆ, અને પેલેસ્ટાઇનની પ્રાચીન સંસ્કૃતિ વિષે વાંચવાને એક સારા અને મોટા પુસ્તકની ઇચ્છા કોણ નહિ કરે?

માત્ર ઇરાન વિષે પારસી ભાઇઓએ કેટલાંક ઉપયોગી પુસ્તકો લખેલાં છે; તેમાં મિ. કાપડિયાનો 'પારસી સલ્તનતના ઉદય અને અસ્તનો ઇતિહાસ' ત્રણ ભાગમાં, મિ. બરજોરજી પાલનજીનો ગ્રંથ 'તવારિખે સાસાનિયન' મિરજા હાજરનો 'નામે ખુશરવાન' નામના ફારસી પુસ્તકનો અનુવાદ, મિ. બમનજી બહેરામજીએ લખેલી 'ઇરાનની મુખતેસર તવારિખ' અને મિ. જમશેદજી ફરામજીનો 'ઇરાનના પાદશાહોનો ઇતિહાસ' જોવા જેવા છે; તે પુસ્તકો પ્રાચીન ઇરાનના ઇતિહાસનો સારો પરિચય કરાવે છે છતાં આધુનિક પરિસ્થિતિથી વાકેફ રહેવાને સર. પરસી સાઇક્સના ઇરાનના પુસ્તકનો સાર ગુજરાતીમાં લખાવો ઘટે છે. ઇરાન વિષે છેલ્લામાં છેલ્લું અને પ્રમાણભૂત પુસ્તક તે જ છે. વળી ફિરદોસીનું 'શાહનામું' ઇરાનના ઇતિહાસના એક પુસ્તક તરીકે તથા એક મહાકાવ્ય તરીકે અને પારસીઓ હિંદમાં આવી વસ્યા તેની નોંધ કરતું કાવ્ય 'કિસ્સે સંજાણ' એ ખાસ વાંચવા જેવા છે. વળી પારસીઓની હકીકત નોંધતું 'પારસી પ્રકાશ' નામનું પુસ્તક બહાર પડેલું છે, જે રેફરન્સ માટે કિમતી છે. તેવાજ ધોરણે હિંદુઓની હકીકત નોંધ કરતું એક પુસ્તક યોજાય તો તે આવકારદાયક થઇ પડે.

છેવટે બેચાર છુટા છપાયાં પુસ્તકો નોંધ કરવા જેવાં રહી જાય છે. એક તો 'લંકાનો ઇતિહાસ', પણ તે પુસ્તક તદ્દન નજીવું છે અને લંકા વિષે એક સારૂં પુસ્તક રચા-

વાંની જરૂર છે. રા. બ. વૈદ્યના 'મહાભારત' નામના અંગ્રેજી પુસ્તકનો અનુવાદ રા. મોહનલાલ દવેએ કરેલો છે પણ તે પછી રા. બ. વૈદ્યે મહાભારતનો 'ઉપસંહાર' એ નામે એક મોટું પુસ્તક મરાઠીમાં રચ્યું છે અને તેનો સાર ગુજરાતીમાં અપાય તે ઇચ્છવા યોગ્ય છે. 'રામાયણ રહસ્ય', એ નામનું પુસ્તક પ્રો. રામદેવના પુસ્તકનો અનુવાદ છે અને તે રા. બ. વૈદ્યના પુસ્તકથી નિરાળું છે. મહાભારતની નીતિ કથાઓ નામનું પુસ્તક બંગાળી પરથી ગુજરાતીમાં છપાયું છે તે, વિદ્યાર્થી ભાઇઓએ અવશ્ય વાંચવા જેવું છે.

મૃગશીર્ષ નામનું પુસ્તક 'ગુજરાતી પ્રેસે' છાપ્યું છે તેમાં લોકમાન્ય તિલકે માનવજાતિનો મૂળ નિવાસ ઉત્તર ધ્રુવમાં હતો, એ વાત ચર્ચવામાં આવેલી છે; પણ તે પછી હાલમાં પ્રસિદ્ધ થયેલા કેમ્બ્રીજ હિસ્ટરી ઓફ ઇંડિયા, ભા. ૧ લા માં પ્રો. જાઇલ્સે માનવજાતિનું મૂળ નિવાસસ્થાન ઓસ્ટ્રીઆ બોહેમિયામાં હતું એનો વાદ ઉભો કર્યો છે. પણ તે સંબંધમાં એક નવો વાદ પ્રો. અવિનાશચંદ્ર દાસે 'ઋગ્વેદિક ઇંડિયા' એ નામના પુસ્તકમાં રજુ કર્યો છે. તેમણે માનવજાતિનું મૂળ નિવાસસ્થાન હિંદુસ્તાનના ઉત્તરભાગ શિવાલિકમાં હતું એ પક્ષ બહુજ અસરકારક અને આકર્ષક રીતે રજુ કર્યો છે. તે પુસ્તક વાંચતાં આપણને આનંદ ઉપજે છે. તેમનો તે અભિપ્રાય વિદ્વાનોમાં એકદમ સ્વીકારાય કે નહિ એ જૂદો પ્રશ્ન છે, છતાં તે વિષે એટલું તો કહેવું જોઇએ કે તે પુસ્તક નવો પ્રકાશ પાડે છે; અને તે વિચારશ્રેણિ આપણી સમક્ષ એક નવું જ દૃષ્ટિબિંદુ રજુ કરે છે.

અંતમાં ગુજરાતી ભાષામાં ઇતિહાસને લગતાં જે જાણવા જેવાં અને મુખ્ય મુખ્ય પુસ્તકો છે તેની આપણે ઉડતી તપાસ કરી ગયા. તે વિષયમાં આપણું ભંડોળ કેવું ને કેટલું છે અને ક્યાં અને કેવાં પુસ્તકોની ખામી છે તે પણ આપણે જોઈ લીધું. હવે તે પરથી આપણી સભા તે દિશામાં કેવાં પગલાં લઇ શકે તે વિચારવાનું રહે છે.

આ પરથી જણાઇ આવશે કે, આપણું ઐતિહાસિક સાહિત્ય તદ્દન નીરસ અને કંગાલ છે. અને તે ફક્ત ઉપયોગ પૂરતું લખાયું છે. ઘણાં ખરાં પુસ્તકો તો અંગ્રેજી અને મરાઠીના અનુવાદો જ છે. ખરી રીતે આપણે અહિં ઇતિહાસના સાહિત્યનો વિકાસ જ થવા પામ્યો નથી તો પછી સ્વતંત્ર પુસ્તકો ક્યાંથી સંભવે ? અને વળી જ્યાં સુધી ઇતિહાસનાં પુસ્તકો સારી રીતે લખાય નહિ ત્યાં સુધી ગુજરાતી ગદ્ય ગૌરવભર્યું, જોમદાર અને આકર્ષક થવાની આશા રાખવી તે વ્યર્થ છે.

હવે આપણી પાસે ગુજરાતના ઇતિહાસનાં જે સાધનો ઉપલબ્ધ છે તેનું સંક્ષેપમાં દિગ્દર્શન કરી લઇએ જેથી તે સાધનોનો નવેસર અને પદ્ધતિસર અભ્યાસ કરવાનું અને તે પર ચર્ચા કરવાનું કામ આપણી સભા ઉપાડી લઇ શકે.

છેક મહાભારતના કાળથી આપણો પૌરાણિક ઇતિહાસ શરૂ થાય છે. શ્રીકૃષ્ણની દ્વારકા હજુ પણ હજારો હિંદુઓને આકર્ષી રહી છે પણ શ્રીકૃષ્ણજીવનની કથા અને તે કાળનો ઇતિહાસ જાણવાનું સાધન માત્ર મહાભારત, હરિવંશ અને ભાગવત છે. તે સિવાય બીજી વિશેષ હકીકત મળતી નથી. રા. કૃષ્ણલાલ ઝવેરીએ 'કૃષ્ણચરિત્ર' અને રા. જીવનલાલ અમરશીએ 'કૃષ્ણજીવન' એ બે પુસ્તકો બંગાળી પરથી લખેલાં છે અને તે સારાં છે, પરંતુ ભાવિકોને તો રા. બ. વૈદ્યનું 'કૃષ્ણજીવન' વધારે આકર્ષક અને આનંદદાયક માલમ પડશે.

તે પછી મૌર્યરાજ્ય ગુજરાતમાં હતું એમ સુદર્શન તળાવ પરના રૂદ્રદામાના લેખ ઉપરથી માલમ પડે છે. ચંદ્રગુપ્તે પોતાના સાળા પુષ્પગુપ્તને ગુજરાતનો સુબો નિમ્યો હતો અને તેણે સુદર્શન તળાવ પણ બંધાવ્યું હતું. ગિરનાર પરના અશોકના શિલાલેખ જગપ્રસિદ્ધ છે. ઉપરના લેખમાંજ તેના પ્રતિનિધિનું નામ તુષ્પષ દર્શાવેલું છે. તે યવન વિદેશી નામ છે. ગુજરાતમાં મૌર્ય અમલ વિષે આથી વિશેષ હકીકત મળતી નથી પણ ગ્રીક એલચી મેગેસ્થનિસની નોંધ અને કૌટિલ્યના અર્થશાસ્ત્ર પરથી આપણે જાણીએ છીએ કે મૌર્ય સામ્રાજ્યનો વિસ્તાર ચોતરફ પ્રસરેલો હતો અને મૌર્યસામ્રાજ્ય એ હિંદના ઇતિહાસનું એક ઉજ્જવલ પ્રકરણ છે.

મૌર્યવંશનો નાશ થતાં ગુજરાતમાં બાકટ્રીઓ–ગ્રીક સત્તા જામી હતી એમ મિનેન્ડર અને એપોલોડોટસ વગેરેના સિક્કાઓ કચ્છ અને કાઠિયાવાડમાંથી મળી આવે છે તે પરથી માલમ પડે છે. અને તે હકીકતને ગ્રીકવૃત્તાંતો પુષ્ટિ આપે છે. મિનેન્ડરનું નામ તો બૌદ્ધધર્મગ્રંથોમાં મિલિન્દ નામે અમર થઇ ગયું છે અને ઉત્તર હિંદુસ્તાનમાં બાકટ્રીઓ–ગ્રીક અમલના પુષ્કળ અવશેષો મળી આવે છે. એલેકઝાંડર સાથે આવેલા ગ્રીકોમાંના કેટલાક એશિયામાં વસ્યા હતા પણ ડો. દેવદત્તનું એમ માનવું છે કે, પૂર્વેથી બાકટ્રીઆમાં ગ્રીક થાણું હતું. આમ ગ્રીકોબાકટ્રીયન અમલનો ઇતિહાસ શરૂ થાય છે. બાકટ્રીઆ વિષે પ્રો. રૉલિનસને એક ઉપયોગી પુસ્તક રચ્યું છે અને કેમ્બ્રીજ હિસ્ટરી ઑફ ઇંડિયામાં એ વિષે એક જુદુંજ પ્રકરણ આપેલું છે. તે પરથી બાકટ્રીઓ–ગ્રીક અમલ વિષે પુરતી માહિતી મળે છે.

તે અરસામાં જ શક લોકો હિંદુસ્તાન ઉપર ચઢી આવ્યા જેમાંનું એક ટોળું ગુજરાતમાં સત્તા જમાવી બેઠું અને તે પશ્ચિમના ક્ષત્રપો એ નામથી ઓળખાય છે. ક્ષત્રપો વિષે ઘણી ખરી માહિતી તેમના સિક્કાઓ અને કચ્છ, કાઠિયાવાડ તથા નાશિકમાંથી મળી આવેલા તેમના લેખો પુરી પાડે છે. તેઓ વિદેશી હતા છતાં બ્રાહ્મણોને દાન આપ્યાના દાખલા તેમના લેખોમાંથી મળી આવે છે. પાછળથી તેમનાં નામો પણ હિંદુ જેવાં લાગે છે. વળી ક્ષત્રપ લેખોમાં નાગરી લિપિ પ્રથમ વપરાયલી જોવામાં આવે છે. અને તેમના સમયમાં નાગરો ગુજરાતમાં આવી વસ્યા એવી હકીકત હાલમાં બહાર પડેલા 'નાગરોત્પત્તિ' નામના પુસ્તકમાં જણાવેલી છે.

ગુજરાતમાં શકયુગનો આરંભ ક્ષત્રપોએ ચાલુ કર્યો. તે પ્રવર્તાવવાનું માન એકવાર નાહાપાનને અપાતું હતું પણ મિ. હુબરીલ તેનો સમય ઇ. સ. પૂર્વે મુકે છે અને બીજા સાધનો પરથી આપણે જાણીએ છીએ કે તે શકયુગ શરૂ કરવાનું માન કનિષ્કને ઘટે છે. ક્ષત્રપ સત્તાને એકવાર ત્રૈકુટકવંશના ઇશ્વરસેન તરફથી ડખલ થઇ હતી પણ તે ઝાઝો વખત ટકી ન હતી. પણ આ આડ વાર્તા થઇ. ક્ષત્રપ વંશનો અંત તો ગુપ્તરાજ્યે આણ્યો હતો. લગભગ ચારસેં વર્ષ ક્ષત્રપોએ ગુજરાતમાં રાજ્ય કર્યું હતું છતાં તેમના અમલ વિષે આપણે બહુ ઓછું જાણીએ છીએ. તેમના સિક્કા પરથી તેમની વંશાવલી નક્કી કરવામાં આવી છે પણ તે કરતાં તેમના શિલાલેખો વધારે મહત્વના છે અને તે પરથી તે સમયની કેટલીક જાણવા જેવી હકીકત પ્રાપ્ત થાય છે, પરંતુ ઉત્તરના ક્ષત્રપો સાથેના તેમના સંબંધ વિષે અથવા દક્ષિણના સાતકર્ણિ સાથે થયેલા યુદ્ધ વિષે વિશેષ જાણવાની ઇંતેજારી રહે છે જ. ક્ષત્રપો

વિષે પ્રો. રેપ્સને બ્રિટિશ મ્યુઝીઅમમાંના તેમના સિક્કાઓની સમાલોચના કરતું એક સુંદર પુસ્તક લખ્યું છે. ડૉ. દેવદત્તને કચ્છમાંથી મળેલા નવા લેખો તેમાં ઉપયોગી ઉમેરો કરે છે, તે પરથી જ પ્રો. હુલ્ટીસ નાહાપનનો સમય ઇ. સ. પૂર્વે મૂકે છે. આમ ક્ષત્રપો વિષે એટલાં સાધનો પ્રાપ્ત થયેલાં છે કે તે પરથી ગુજરાતના પ્રાચીન ઇતિહાસનું એક પ્રકરણ નવેસર અને તે સારી રીતે લખી શકાય. આપણે ઇચ્છીશું કે એકાદ સભાસદ તે કામ હાથ ધરશે.

ગુપ્ત અમલ મૌર્યસામ્રાજ્યની જેમ હિંદુસ્તાનના ઇતિહાસમાં મહત્ત્વનું સ્થાન લે છે. તે રાજાઓ પ્રતિભાશાળી હતા અને તેમને ચક્રવર્તીનું પદ પ્રાપ્ત કર્યું હતું. તેમાંના સમુદ્રગુપ્તને તો પૂર્વના નેપોલિયનની ઉપમા આપવામાં આવે છે. પણ આ રાજ્યે કરેલા ગુજરાતના વહીવટ વિષે આપણે બહુ ઓછું જ જાણીએ છીએ. વળી તે અમલ ગુજરાતમાં લાંબો સમય ટક્યો ન હતો. હૂણોના હુમલા શરૂ થયા તે સાથે જ્યાં ત્યાં અંધાધુંધી વ્યાપી રહી. આ હૂણોની ચઢાઇ વિષે ગયે વર્ષે રા. બ. કેશવલાલ ધ્રુવે એક વિદ્વત્તાપૂર્ણ ભાષણ આપ્યું હતું તે એ સમયનો ઇતિહાસ સમજવાને બહુ મદદગાર થાય એમ છે.

તે અરસામાં વલભી અને ગુર્જરોએ દેખાવ દીધો. છઠ્ઠા સૈકામાં વલભી રાજ્ય પૂર્ણ જાહોજલાલીમાં હતું. ચીના સાધુ પ્રવાસી હ્યુએનસંગે તે રાજ્ય વિષે કિંમતી માહિતી આપી છે. સમ્રાટ્ હર્ષે તો પોતાની કુંવરી વલભીરાજાને આપી તે રાજ્ય સાથે સંબંધ જોડ્યો હતો, પણ તે વંશ કેવી રીતે નાશ પામ્યો તે વિષે અનેક તર્કવિતર્ક ચાલે છે. વખતે આરબોએ તે રાજ્યનો નાશ કર્યો હોય, માત્ર તેમના તામ્રપત્રો સારી સંખ્યામાં મળી આવે છે, જે તે કાળનો રાજવહીવટ જાણવાને કિંમતી સાધન પુરાં પાડે છે.

ગુર્જરોનું નામ કવિશ્રી બાણના હર્ષચરિતમાં પહેલ વહેલું મળી આવે છે અને બીજાં સાધનો પરથી એમ જણાય છે કે ગુર્જરોનું રાજ્ય પ્રથમ રજપૂતાણામાં હતું અને શ્રીમાલ તેની રાજધાની હતું. ગુર્જરો કોણ હતા અને ક્યાંથી આવ્યા એ હજી ચર્ચાસ્પદ પ્રશ્ન છે. ગુર્જર અને રાષ્ટ્રકૂટોના લેખો પરથી માલમ પડે છે કે પાછળથી ગુર્જરો કનોજમાં જઈ વસ્યા હતા ને તેમને રાષ્ટ્રકૂટ રાજાઓ સાથે વારંવાર યુદ્ધ થતાં હતાં. વળી તે સમયના આસપાસનાં નાનાં રાજ્યોનો ઇતિહાસ પણ ધ્યાનમાં લેવા જેવો છે. આ ગુર્જરોમાંનું એક ટોળું એમ કહેવાય છે કે દક્ષિણમાં જઇ વસ્યું હતું અને તે દક્ષિણના ચાલુક્ય નામે પ્રસિદ્ધ છે. અને બીજો એક ભાગ જે ગુજરાતમાં આવી રહ્યો તે સોલંકી કહેવાય છે. તે પૂર્વે ગુજરાતમાં ચાવડા વંશની હકીકત જૈન પ્રબંધમાંથી મળી આવે છે પણ તેની પૂરતી રૂપે બીજો કોઇ સ્વતંત્ર આધાર મળતો નથી. તે ચાવડાઓ ગુર્જરોની એક શાખા હતી અને તે એક નાનું ખંડિયા રાજ્ય હશે એમ અનુમાન થાય છે.

ગુર્જરો વિષે ડૉ. દેવદત્તે એક વિચારપૂર્ણ લેખ લખેલો છે તેમાં મિ. હુર્નલે કેટલોક ઉમેરો કરેલો છે. કનોજના ગુર્જર રાજ્ય વિષે સર વિન્સંટ સ્મિથનો નિબંધ ખાસ કિંમતી છે અને ગુર્જરો ક્યાંથી આવ્યા તે સંબંધમાં સર જ્યોર્જ ગ્રીયરસનનો પહાડી અને ગુર્જરી બોલી પરનો લેખ સારી માહિતી આપે છે. રા. બ. વૈદ્યે 'મધ્યકાલીન

ભારત'માં શ્રીમાલના ગુર્જરો વિષે થોડુંક લખેલું છે પણ બીજા ભાગમાં હું માનું છું કે તેઓ તેમના વિશે વિશેષ હકીકત આપશે.

સોલંકીના અમલ પૂર્વેનો ગુજરાતનો ઇતિહાસ મુખ્યત્વે હિંદનાં મોટાં રાજ્યો સાથે સંકળાયેલો રહે છે. ગુજરાતના ક્ષત્રપો માત્ર હાકેમો હતા અને ઉત્તરની મુખ્ય સત્તા સાથે તેમનો સંબંધ હતો. તે પૂર્વે મૌર્ય સામ્રાજ્યની હકીકત ઉપર નોંધેલી છે અને ક્ષત્રપો પછી આવનાર ગુપ્ત રાજ્યે ઉત્તરમાંથી પોતાની સત્તા અહિં વિસ્તારી હતી. વલ્લભી રાજ્યનો વિસ્તાર બહોળો હોય એમ જણાતું નથી. તેઓ બહારથી આવ્યા હતા એવી દંતકથા છે. અને વળી તે વખતે હર્ષની સત્તા સર્વોપરિ હતી. આ બધી હકીકત વિચારતાં ગુજરાતે પોતાનું સ્વતંત્ર રાજ્ય ભોગવ્યું હોય અને પોતાની સત્તા વિસ્તારી હોય એવું બહુ ઓછું જાણવામાં આવે છે.

વાસ્તવિક રીતે ગુજરાતનો ઉદય સોલંકી સાથે શરૂ થાય છે. સોલંકીના આવ્યા પછી આ દેશનું ગુજરાત નામ પડે છે. તેમના સમયમાં ગુજરાત એક સ્વતંત્ર રાજ્ય તરીકે બહાર આવે છે અને તેઓ ગુજરાતનો વાવટો ચારે દિશાઓમાં ફરકાવે છે, અને એક બળવાન રાજ્ય તરીકે ગુજરાતની કીર્તિ વધારે છે.

સોલંકીના ઇતિહાસ માટે તે સમયમાં લખાયેલા જૈન ગ્રંથો જેવા કે દ્વાશ્રય, કુમારપાળ પ્રબંધ, કુમારપાળ ચરિત્ર, રત્નમાળ, પ્રબંધચિંતામણિ વગેરે ઉપયોગી માહિતી પુરી પાડે છે. અને તે બધા ગ્રંથો ગુજરાતીમાં છપાયા છે. વળી સોલંકીઓના થોડાક-ત્રણ-ચાર તામ્રપત્ર મળેલાં છે અને મૂળરાજે બોલાવેલા ઔદિચ્ય બ્રાહ્મણોનું 'ઔદિચ્ય પ્રકાશ' તપાસવા જેવું છે. રા'ખેંગાર અને લાખાફુલાણી સાથે સોલંકીઓને યુદ્ધ થયેલાં તેના અનેક દોહરા અને સોરઠા કચ્છ કાઠિયાવાડમાંથી મળી આવે છે. એ કંઠસ્થ સાહિત્ય પણ સંગ્રહાવાની અને વિચારાવાની જરૂર છે. એ સમયમાં મહમદ ગીઝનવીએ સોરઠી સોમનાથ પર ચઢાઇ કરી હતી તેની હકીકત ફારસી ઇતિહાસમાંથી મળી આવે છે. સદ્‌ગત મિ. કરકરિયાએ સોમનાથનું લિંગ પોલું કે નક્કર હતું તે વિષે ભારે વાદ ઉઠાવ્યો હતો, તે પણ આ સંબંધમાં જોવા જેવો છે.

તેજ પ્રમાણે તેમના પછી ગાદીએ આવેલા વાઘેલાઓ વિષે સોમેશ્વરકૃત કીર્તિકૌમુદી અને વિક્રમાંકદેવ ચરિત્ર, જે સોસાઇટીએ છપાવ્યાં છે તે વાંચવા જેવાં છે. એ સિવાય ગાયકવાડ પૌર્વાત્ય સીરીઝમાં કેટલાંક પુસ્તકો પ્રસિદ્ધ થયાં છે જે તે સમય પર નવીન પ્રકાશ પાડે છે. દેવગિરિના યાદવો સાથે ગુજરાતને પૂર્વે સંબંધ હતો તે સિંહણે ભરૂચ પર કરેલી ચઢાઇ જેની નોંધ હમીરમર્દન પુસ્તકમાં થઈ છે તે પરથી માલમ પડે છે. વળી વાઘેલાઓનો એક લેખ ઇડરના મોરલીધર મંદિરમાંનો જે સ્વર્ગસ્થ તનસુખરામભાઇએ 'બુદ્ધિપ્રકાશ'માં એડીટ કર્યો હતો તે પણ વાઘેલા વિષે ઉપયોગી હકીકત આપે છે.

આમ તે કાળ માટે સાધનો કે પુસ્તકોનો ટોટો નથી. માત્ર તે બધાં સાધનોનો નવેસર અભ્યાસ, સમાલોચના અને વિવેચન થવાની જરૂર છે.

કરણ વાઘેલાનો અંત કેવી રીતે આવ્યો એ તો જાણીતી વાત છે પરંતુ તે ચઢાઇએ ગુજરાત પર કેવી અસર કરી હતી તેનું આબેહુબ વર્ણન આપણને 'કાન્હડદે પ્રબંધ'માંથી મળી આવે છે. આ અરસામાં ઉત્તર ગુજરાતના શહેરો તુટી પ્રજા દક્ષિણ

તરફ વધતી આવી અને તેથી સ્વ. ગોવર્ધનરામે તેને 'ભ્રમણયુગ' કહ્યો છે અને તેનો કંઈક ખ્યાલ આપણને રા. મણિલાલ વ્યાસે એડિટ કરેલા 'વિમલ પ્રબંધ'માંથી મળે છે.

સન ૧૪૧૨ માં મુસલમાની રાજ્ય અમદાવાદમાં નવું સ્થપાયું ત્યાં સુધી ગુજરાતમાં દિલ્લીના સુલતાનોની સત્તા ચાલતી અને તે ખીલજી અને તઘલખ પાદશાહોની હકીકત ઇલિયટ અને ડાસેનનાં પુસ્તકોમાં, જેનો સાર સ્ટેનલી પુલે 'મધ્યકાલીન ભારત' (Mediæval India) માં આપ્યો છે તેમાંથી મળી આવે છે.

ગુજરાતના મુસલમાન ઇતિહાસ માટે તો આપણી પાસે 'મિરાતે સિકંદરી,' 'મિરાતે એહેમદી', 'ફિરિસ્તા,' અને બીજા ગ્રંથો છે. પૂર્વે કવિ બાળાશંકરે તે ફારસી ઇતિહાસનાં પુસ્તકો ગુજરાતીમાં ઉતારવા પ્રયાસ આદર્યો હતો પણ તેનું કશું પરિણામ આવ્યું ન હતું. અત્યારે ઉપર જણાવેલાં ફારસી પુસ્તકોના ગુજરાતી અનુવાદ જો કે અપૂર્ણ છે છતાં ઉપયોગમાં લઇ શકાય એવા છે. તે સિવાય અમદાવાદની સલ્તનતનો ઇતિહાસ ઉકેલવામાં સિક્કાઓ પણ મદદગાર થાય છે અને યુરોપી પ્રવાસીઓની નોંધ કિમતી ઉમેરો કરે છે. અહિં એટલું નોંધવું જોઇએ કે ઉપર જણાવેલા ફારસી તવારિખોના જે ઇંગ્રેજી અનુવાદ થયા છે તે જોઇએ તેટલા સંતોષકારક અને ખાતરીવાળા નથી. તેમાં ઘણી ખામીઓ રહી ગયેલી છે તેથી તે પુસ્તકોના નવાં અનુવાદ ગુજરાતી કે ઇંગ્રેજીમાં કોઇ સારા ફારસી અભ્યાસીને હાથે થાય તે ઇચ્છવા યોગ્ય છે. આપણે ઇચ્છીશું કે જદુનાથ સરકાર જેવો કોઈ ગુજરાતી અભ્યાસી તે ખામી પુરી પાડે.

મોગલ રાજ્યનો ઇતિહાસ જાણવાને તો સાધનોની ખોટ નથી. તેમણે બાંધેલા મહેલો, મસીદો, કિલ્લા અને મિનારા તે રાજ્યની ભવ્યતા અને ગૌરવની સાક્ષી પુરે છે; અને તે સમયની સમાજસ્થિતિનો ઇતિહાસ 'આઇ-ને-અકબરી' પુરો પાડે છે. તે સંબંધમાં ગયે વર્ષે પ્રો. મોર્લેંડે 'અકબરના સમયનું હિંદ', એ નામનું ઇંગ્રેજી પુસ્તક બહાર પાડ્યું છે તે જોવા જેવું છે. જહાંગીરનામું, બર્નિયર અને ટેવર્નિયરનાં પ્રવાસપુસ્તકો, મનુસીની નોંધ અને ઔરંગઝેબના કાગળો અને બીજાં તવારિખનાં પુસ્તકો ઉપયોગી થઇ પડે એવાં છે.

મોગલોની પડતી થતાં ગુજરાતમાં મરાઠા અને પેશ્વાનું જોર જામ્યું, પણ તે સમયમાં અશાંતિ અને અંધાધુની જાદે હતાં. પેશ્વાના દફતરોમાંથી અને બીજાં સાધનો પરથી તે કાળનો ઇતિહાસ સારી રીતે ઉપજાવી શકાય તેમ છે.

સન ૧૮૧૮ માં પેશ્વા સાથે તહનામું થતાં અંગ્રેજ સત્તા ગુજરાતમાં સ્થાપી થઇ. બ્રિટિશ સમયનો ગુ. ઇતિહાસ તદ્દન આધુનિક છે; તેને માત્ર સો વર્ષ થયાં છે. તે ઇતિહાસ પ્રજાવિકાસની દૃષ્ટિએ લખાય તે અગત્યનું છે. છેલ્લાં સો વર્ષમાં બ્રિટિશ અમલ નીચે જુદી જુદી દિશામાં આપણે કેટલા આગળ વધ્યા છીએ અને અત્યારે આપણી સ્થિતિ શી છે, તે જાણવાને ગીબ્બર્ટસ્લેટરના 'મેકિંગ ઓફ મોડર્ન ઇંગ્લાંડ'ની જેમ આધુનિક ગુજરાતનો એક સારો ઇતિહાસ લખાવો જોઇએ. તેને માટે સાધનો બહોળાં અને વિધ વિધ પ્રકારનાં છે. વર્તમાન, ભૂતકાળ જોડે જોડાયલું જ છે અને ભવિષ્યનો માર્ગ નક્કી કરવાને આ ઇતિહાસનું જ્ઞાન આપણને બહુ સહાયભૂત થાય એમ છે.

# ભારતીય દર્શનોની કાળતત્ત્વ સંબંધી માન્યતા

[ પંડિત સુખલાલ સંઘવી. ]



આર્યોની વિચારશીલતાનો અભ્યાસ કરવા ઇચ્છનારે તેઓના વિચારની સરણિ અને વિચારના વિષયો તપાસવા જોઇએ. અનેક પ્રત્યક્ષ અને પરોક્ષ વિષયોમાં આર્યોની બુદ્ધિ દોડી છે. આ લેખમાં તે બધા વિષયો ઉપરના તેઓના વિચારની નોંધ લેવાનો ઉદ્દેશ નથી. આ લઘુ લેખદ્વારા એટલુંજ પ્રદર્શન કરવા ધારેલ છે, કે કાળના સંબંધમાં આર્યોના વિચાર પ્રાચીન સમયમાં કેવા હતા અને તેમાં વખત જતાં કેવું અને કેટલું પરિવર્તન થયું.

## વિશ્વની વિવિધતા અને કાળતત્ત્વ

જગતની વિવિધતાનું ઊંડાણ બુદ્ધિના ઊંડાણ કરતાંયે ઘણું છે. તેથી હજુ સુધી બુદ્ધિ જગતની વિવિધતાનો પાર પામી શકી નથી, પણ તે પાર પામવા તો અલક્ષિત કાળથી મથ્યા કરે છે. મનુષ્યજાતિની બુદ્ધિએ અનેક વિવિધતા સાથે એ પણ વિવિધતા જોઇ કે એક જ ક્ષેત્ર કે દેશની અંદર જુદે જુદે વખતે ઋતુભેદ અને કાર્યભેદ દેખાય છે. ભિન્ન ભિન્ન દેશોમાં એક જ વખતે ઋતુભેદ અને કાર્યભેદ નજરે પડે છે. એક જ દેશમાં એક જ વખતે જાતજાતનાં ફળો કે અનાજોનો પાક એક સરખો નથી આવતો. હેમંત અને શિશિર ઋતુમાં અમુક જાતનાં ફળોની પ્રધાનતા હોય છે, તો વસંત અને ગ્રીષ્મમાં બીજી જાતનાં ફળોની; જ્યારે વર્ષા અને શરદ ઋતુમાં કોઇ ત્રીજી જાતનાં ફળોનો ઉત્સવ હોય છે. એક વખતે જુવાર, બાજરો વગેરે ધાન્યો ખેતરોને શણગારે છે, ત્યારે બીજી વખતે ઘઉં, ચણા વગેરે સ્પર્ધાથી તે કામ કરે છે. એક વખતે ગરમી કપડાંને લેતાં રોકે છે, જ્યારે બીજી વખતે કેટલોક વખત ખોરાક સિવાય ચલાવી શકાય પણ કપડાં સિવાય ચલાવી શકાતું નથી. એક વખત એવો હોય છે કે જ્યારે મેઘનું દર્શન વ્રત ખાતર પણ દુર્લભ હોય છે, ત્યારે બીજે વખત એવો પણ આવે છે કે સૂર્યદર્શનના નિયમવાળાઓને કેટલાક દિવસો સુધી તેનું દર્શન ન થવાથી ઉપવાસ કરવા પડે છે. આ પ્રાકૃતિક ફેરફારોના મૂળ કારણ તરીકે અત્યારના શોધકો ભલે તાપક્રમની ન્યૂનાધિકતા અને વાતાવરણની ભિન્નતા સ્વીકારે, પણ પ્રાચીન કાળમાં એમ મનાતું હતું કે આ દેખાતાં પ્રાકૃતિક સ્થૂળ અને સૂક્ષ્મ એ બધાં પરિવર્તનો માત્ર તાપક્રમ કે હવાપાણીની ભિન્નતા ઉપર જ અવલંબેલાં નથી. તે ઉપરાંત પણ બધાં પરિવર્તનોનું કાંઇ ખાસ કારણ હોવું જોઇએ; એવું કારણ માન્યા સિવાય પ્રાચીન કાળના લોકોની બુદ્ધિ પરિવર્તનોનો ખુલાસો કરી શકતી નહિ. અને તેથી જ જૂના જમાનામાં કાળતત્ત્વ ઉપર વિચાર થવા લાગ્યો. આ વિચાર તત્ત્વજ્ઞાનમાં દાખલ થયો, અને તેણે મતભેદની અનેક પાઘડીઓ પહેરી. ભારતવર્ષ તાત્ત્વિક વિચાર માટે પ્રસિદ્ધ છે; ખાસ કરીને પરોક્ષતત્ત્વનો વિચાર કરવામાં તો તે એકલું જ છે. એટલે આજે આપણે સંક્ષેપમાં જોઇશું કે કાળના સંબંધમાં ભારતીય તત્ત્વજ્ઞાન શું કહે છે.

## કાળના સંબંધમાં દર્શન-ભેદ

ભારતીય દર્શન મુખ્યપણે ત્રણ ભાગમાં વહેંચાય છે: વૈદિક, જૈન અને બૌદ્ધ.

क. વૈદિક સાહિત્યનો મૂળ આધાર વેદ અને ઉપનિષદો છે. વેદો અને ઉપનિષદોમાં તત્ત્વવિચારણાનાં છૂટાં છવાયાં બીજ છે. પણ તેમાં તે વિચારણાઓએ સ્પષ્ટ, ક્રમબદ્ધ અને સયુક્તિક દર્શનોનું રૂપ પ્રાપ્ત નથી કીધું. તેથી જ આપણે વેદ કે ઉપનિષદોમાંથી કાળતત્ત્વને લગતી ચોક્કસ માન્યતાઓ મેળવવા અશક્ત છીએ[1]. એ માન્યતાઓ મેળવવા દર્શનકાળ તરફ આવવું જોઈશે, અને દાર્શનિક સાહિત્ય તપાસવું પડશે. વૈદિક-દર્શનોના સ્થૂલ રીતે છ ભાગ કરવામાં આવે છે: વૈશેષિક, ન્યાય, સાંખ્ય, યોગ, પૂર્વમીમાંસા અને ઉત્તરમીમાંસા. કાળતત્ત્વની માન્યતાને સ્પષ્ટ સમજવા માટે એ છ દર્શનોના બે વર્ગો કરવા ઉચિત છે: પહેલા વર્ગને સ્વતંત્ર કાળતત્ત્વવાદી અને બીજાને અસ્વતંત્ર કાળતત્ત્વવાદીના નામે ઓળખીશું.

(अ) પ્રથમ વર્ગમાં વૈશેષિક, ન્યાય અને પૂર્વમીમાંસાનો સમાવેશ છે.[2]

૧. કૌશીતકિ, છાંદોગ્ય, બૃહદારણ્યક, શ્વેતાશ્વતર, મૈત્રિ આદિ અનેક ઉપનિષદોમાં અનેક સ્થળે પ્રસંગે પ્રસંગે 'કાળ' શબ્દનો ઉલ્લેખ થયો છે. તે બધા પ્રસંગો વાંચનાર અને વિચારનારને આ મારું કથન સ્પષ્ટ થશે. 'કાળ' શબ્દના પ્રયોગનાં સ્થળો માટે 'ઉપનિષદ્ વાક્ય કોશ' જોવો.

૨. પ્રથમ વર્ગમાં વૈશેષિકદર્શન સાથે ન્યાયદર્શન અને પૂર્વમીમાંસાને રાખવાનું કારણ એ છે-કે તે બન્ને દર્શનો પ્રમેયના સંબંધમાં મુખ્યપણે વૈશેષિક દર્શનની માન્યતાનાં અનુગામી છે. ન્યાયદર્શનનો પ્રધાન વિષય પ્રમાણ-ચર્ચાનો છે. તેમાં પ્રમેય-ચર્ચા છે ખરી પણ ફક્ત તે સંસાર અને મોક્ષના કાર્ય-કારણભાવને સમજાવવા પૂરતી છે. (આ માટે જુઓ. "आत्मशरीरेन्द्रियार्थबुद्धिमनःप्रवृत्तिदोषप्रेत्यभावफलदुःखापवर्गास्तु प्रमेयम्"–गौतमसूत्र, अ. १, आ. १, सू. ९, पृ. ८८ (ચૌખંબા સંસ્કૃત સીરીઝ.) સમગ્ર જગતના પ્રમેયોની ચર્ચામાં તે ઉતર્યું નથી. તે બાબતમાં તેણે વૈશેષિકના સિદ્ધાંતો સ્વીકારી લીધા છે. વૈશેષિકદર્શન મુખ્યપણે જગતના પ્રમેયોની ચર્ચા કરે છે. તે ચર્ચા પ્રમાણ-ચર્ચાની પ્રધાનતાવાળા ન્યાયદર્શનને સર્વથા માન્ય છે. આ જ કારણને લીધે ન્યાય અને વૈશેષિક દર્શનોનો ભેદ ક્રમે ક્રમે મટતો ગયો છે. અને તેથી જ ન્યાયશાસ્ત્ર એ નામ સાંભળતાં જ તે બન્ને દર્શનો ખ્યાલમાં આવે છે. ઉક્ત બન્ને દર્શનોના મૂળ સૂત્ર-ગ્રંથો ઉપર તદ્દન ભિન્ન ભિન્ન ટીકા-ગ્રંથો હોવા છતાં પાછળથી કેટલાક નૈયાયિકોએ એવા ન્યાય-વિષયક ગ્રંથો રચેલા છે કે જેમાં વૈશેષિકદર્શનની પ્રમેય-ચર્ચા અને ન્યાય દર્શનની પ્રમાણ-ચર્ચાનો સંગ્રહ કરી બન્ને દર્શનોનું સંધાન કરી દીધેલું છે. આ જાતના ગ્રંથોમાં સૌથી પહેલું સ્થાન તત્ત્વચિંતામણિનું છે. તેના કર્તા ગંગેશ ઉપાધ્યાય નવીન ન્યાયશાસ્ત્રના સૂત્રધાર કહેવાય છે. જો કે ગંગેશ ઉપાધ્યાયના પહેલાં પણ ઉદયનાચાર્યે કુસુમાંજલિ વગેરે પોતાના ગ્રંથોમાં વૈશેષિક અને ન્યાય બન્ને દર્શનોની માન્યતાનું સંધાન કરેલું છે, પણ તે સંધાન પરિપૂર્ણ રૂપમાં ગંગેશ ઉપાધ્યાયે જ કીધેલું હોવાથી તેનું માન તેઓને ઘટે છે. ગંગેશ ઉપાધ્યાય પછીના નૈયાયિકોમાં ઉક્ત બન્ને દર્શનોનું સંધાન કરી ન્યાયગ્રંથ લખનાર તર્કસંગ્રહના પ્રણેતા અન્નંભટ્ટ અને મુક્તાવલિના રચયિતા વિશ્વનાથ તર્કપંચાનન એ પ્રસિદ્ધ છે.

પૂર્વમીમાંસા એ ઉત્તરમીમાંસાનું પૂર્વાંગ અને નિકટવર્તિ દર્શન કહેવાય છે ખરું પણ તેનું કારણ એ નથી કે તે ઉત્તરમીમાંસાના પ્રમેયો સ્વીકારતું હોય. તે પ્રમેયના વિષયમાં વૈશેષિક અને ન્યાય દર્શનને જ મુખ્યપણે અનુસરે છે. (ઉદાહરણાર્થ-તેની 'ઇન્દ્રિય' સંબંધી

(व) બીજાવર્ગમાં બાકીનાં ત્રણ એટલે સાંખ્ય, યોગ અને ઉત્તરમીમાંસાનો સમાવેશ થાય છે.[1]

अ-(१) વૈશેષિકદર્શનના પ્રણેતા કણાદ ઋષિએ કાળતત્ત્વને અંગે ચાર સૂત્રો રચ્યાં છે.[2] તેમાં પ્રથમ સૂત્રમાં કાળતત્ત્વને સ્વતંત્ર સ્થાપિત કરવા કેટલાંક લિંગો વર્ણવ્યાં છે. તે કહે છે કે અમુક વ્યક્તિ અમુક વ્યક્તિથી જ્યેષ્ઠ છે અગર કનિષ્ઠ છે, તેવી પ્રતીતિનું મુખ્ય કારણ તેમજ વિવિધ કાર્યોમાં થતી યૌગપદ્ય, ચિર અને ક્ષિપ્ર પ્રતીતિનું મુખ્ય કારણ કોઈ તત્ત્વ સ્વતંત્ર હોવું જોઇએ. આ સ્વતંત્ર તત્ત્વ તે કાળ. પછીનાં ત્રણ સૂત્રોમાં તે ઋષિ કાળને દ્રવ્યરૂપ માને છે, નિત્ય માને છે, એક માને છે અને સકળ કાર્યોના નિમિત્ત કારણ તરીકે ઓળખાવે છે.

---

માન્યતા વાંચો तच्च द्विविधम्, बाह्यमभ्यन्तरं च, बाह्यं पञ्चविधं घ्राणरसनचक्षुस्त्वक्श्रोत्रात्मकम् । आन्तरं त्वेकं मनः । तत्राद्यानि चत्वारि च पृथिव्यप्तेजोवायुप्रकृतीनीत्यक्षपाददर्शनवदभ्युपगम्यन्ते । श्रोत्रं त्वाकाशात्मकं तैरभ्युगतम् । वयं तु-'दिशः श्रोत्रं' इति दर्शनाद्दिग्भागमेव कर्णशष्कुल्यवच्छिन्नं श्रोत्रमाचक्ष्महे ॥" अ. १, पा. १, अधि. ४, सू. ४, पृ. ३५ जैमिनिसूत्र-शास्त्रदीपिका). પૂર્વમીમાંસા કર્મકાંડવિષયક વૈદિક શ્રુતિઓની વ્યવસ્થા અને ઉપપત્તિ કરતું હોવાથી, તે જ્ઞાનપ્રધાન ઉત્તરમીમાંસા (વેદાંત દર્શન) નો માર્ગ સરલ કરે છે. તે જ કારણથી તે તેનું પૂર્વાંગ યા નિકટવર્તિ દર્શન કહેવાય છે. પ્રમેયની માન્યતામાં તો પૂર્વમીમાંસા અને ઉત્તરમીમાંસા વચ્ચે આકાશ પાતાળનું અંતર છે. એ વાત ભૂલવી ન જોઇએ. પૂર્વમીમાંસા આત્માનું અનેકત્વ સ્વીકારે છે, પરમાણુ વગેરે જડ દ્રવ્યોને સ્વતંત્ર માને છે, મોક્ષમાં નૈયાયિકોની પેઠે બુદ્ધિ વગેરે ગુણોનો નાશ અને આનંદનો અભાવ માને છે.

(વાંચો "मुक्तिस्वरूपम्—किमिदं? स्वस्थ इति, ये ह्यागमापायिनो धर्मा बुद्धिसुखदुःखेच्छाद्वेषप्रयत्नधर्माधर्मसंस्कारास्तानपहाय यदस्य स्वं नैजं रूपं ज्ञानशक्तिसत्ताद्रव्यत्वादि तस्मिन्नवतिष्ठत इत्यर्थः । यदि तु संसारावस्थायामविद्यमानोऽप्यानन्दो मुक्तावस्थायां जन्यत इत्युच्यते ततो जनिमत्वादनित्यो मोक्षः स्यात्" अ. १, पा. १, अधि. ५, सू. ५, शास्त्रदीपिका ઉપર રામકૃષ્ણપ્રણીત युक्तिस्नेहप्रपूरणी सिद्धान्तचन्द्रिका पृ. ४५). ત્યારે વેદાંત દર્શન પ્રધાનપણે એક જ આત્મા અગર બ્રહ્મને વાસ્તવિક સ્વીકારી, તે સિવાયના સકલ પ્રમેયોને માત્ર માયિક કલ્પે છે, અને મોક્ષમાં અખંડાનંદ માને છે.

૧. બીજા વર્ગમાં સાંખ્ય સાથે યોગને રાખવામાં આવ્યું છે, તે તો સમજાય તેવું છે. કારણ યોગદર્શન સર્વાંશે સાંખ્યદર્શનના જ પ્રમેયો સ્વીકારે છે. તે બન્ને વચ્ચેનો ભેદ ફક્ત ઉપાસનાની અને જ્ઞાનની ગૌણ પ્રધાનતાને આભારી છે, પણ વેદાંતદર્શન જે પ્રમેયની બાબતમાં સાંખ્યથી બિલકુલ જૂદું પડે છે તેને સાંખ્યદર્શન સાથે રાખવાનું કારણ એ છે [illegible]ા આદિ પ્રમેયોના સ્વરૂપના વિષયમાં તે બન્નેનો પ્રબળ મતભેદ છતાં કાળના [illegible]ા તે બન્ને સમાન છે.

૨. "अपरस्मिन्नपरं युगपच्चिरं क्षिप्रमिति काललिङ्गानि ॥६॥ द्रव्यत्वनित्यत्वे वायुना [illegible] भावेन ॥८॥ नित्येष्वभावादनित्येषु भावात्कारणे [illegible] दर्शन, अ. २, आ. २. (ગુજરાતી પ્રેસ).

(૨) ન્યાયદર્શનના પ્રણેતા ગૌતમ ઋષિએ, કણાદ ઋષિની પેઠે પોતાના પંચાધ્યાયી સૂત્રગ્રંથમાં કોઇ પણ સ્થળે કાળતત્ત્વને સિદ્ધ કરવા કે તેનું સ્વરૂપ બતાવવા કાંઈ પણ કહ્યું નથી. તેનું કારણ એ છે કે તે ઋષિ પોતાના દર્શનમાં પ્રધાનપણે પ્રમાણુની જ ચર્ચા કરે છે, અને પ્રમેયની બાબતમાં વૈશેષિકદર્શનને અનુસરે છે. છતાં તેઓએ એક સ્થળે પ્રસંગવશ દિશા અને કાળને નિમિત્ત કારણરૂપે વર્ણવી[1] એમ સૂચન કર્યું છે કે તેઓ કાળતત્ત્વના સંબંધમાં વૈશેષિકની માન્યતાને મળતા છે. (૩) પૂર્વમીમાંસાના પ્રણેતા જૈમિનિ ઋષિએ પોતાનાં સૂત્રોમાં કાળતત્ત્વ સંબંધી કાંઇપણ ઉલ્લેખ કીધો નથી. તેનું કારણ સ્પષ્ટ છે; અને તે એ કે તેઓનો મુખ્ય ઉદ્દેશ્ય કર્મકાંડવિષયક વૈદિક મંત્રોની વ્યવસ્થા કરવાનો છે. છતાં પૂર્વમીમાંસાના પ્રામાણિક અને સમર્થ વ્યાખ્યાકાર પાર્થસાર્થ મિશ્રની શાસ્ત્રદીપિકા ઉપરની ટીકા યુક્તિસ્નેહપ્રપૂરણી સિદ્ધાન્તચંદ્રિકામાં પં. રામકૃષ્ણે[2] કાળતત્ત્વ સંબંધી મીમાંસક મત બતાવતાં વૈશેષિકદર્શનની જ માન્યતાનો સ્વીકાર કરેલો છે. ફક્ત તેઓ વૈશેષિક દર્શનથી એટલી જ બાબતમાં જુદા પડે છે કે વૈશેષિકો કાળને પરોક્ષ માને છે અને તેઓ મીમાંસકને મતે કાળને પ્રત્યક્ષ માને છે.

ચ-(૧) સાંખ્યદર્શનમાં સ્વતંત્ર અને મૂળતત્ત્વ બે છે: પ્રકૃતિ અને પુરુષ. આ બે સિવાય કોઇ તત્ત્વ તે દર્શનમાં સ્વતંત્ર સ્વીકારાયેલ નથી. આકાશ, દિશા અને મન સુદ્ધાં સાંખ્યદર્શનમાં પ્રકૃતિના વિકારો છે. તેથી તે દર્શનમાં 'કાળ' નામનું કોઇ સ્વતંત્ર તત્ત્વ નથી. તે દર્શન પ્રમાણે કાળ એ એક પ્રાકૃતિક પરિણમન માત્ર છે. પ્રકૃતિ નિત્ય છતાં પરિણમનશીલ છે. આ સ્થૂળ અને સૂક્ષ્મ જડ જગત પ્રકૃતિનો વિકાર માત્ર છે. વિકાર અને પરિણામની પરંપરા ઉપરથી જ વિશ્વગત બધા કાળસાધ્ય વ્યવહારોની ઉપપત્તિ સાંખ્યદર્શન કરી લે છે. એ હકીકત સાંખ્યદર્શનના મૂળ સૂત્રમાંથી જ તરી આવે છે.[3] (૨) યોગદર્શનના પ્રણેતા મહર્ષિ પતંજલિએ પોતાનાં સૂત્રોમાં કાળતત્ત્વના સ્વરૂપના સંબંધમાં સ્વલ્પ પણ સૂચન કર્યું નથી; પણ તે દર્શનના પ્રામાણિક ભાષ્યકાર વ્યાસ ઋષિએ ત્રીજા પાદના બાવનમા સૂત્રની વ્યાખ્યા કરતાં પ્રસંગે કાળતત્ત્વનું સ્પષ્ટ સ્વરૂપ આલેખ્યું છે. જે બરાબર યોગદર્શનમાન્ય સાંખ્યદર્શનના પ્રમેયોને બંધબેસતું છે. તે કહે છે કે મુહૂર્ત, પ્રહર, દિવસ આદિ લૌકિક કાળવ્યવહારો બુદ્ધિકૃત છે—કલ્પનાજનિત છે. તે કલ્પના ક્ષણોના બુદ્ધિકૃત નાના મોટા વિભાગો ઉપર અવલંબેલી છે. ક્ષણ એ વાસ્તવિક છે. પણ તે મૂળતત્ત્વ રૂપે નહીં. માત્ર કોઇ પણ મૂળતત્ત્વના પરિણામરૂપે તે સત્ય છે. જે પરિણામનો બુદ્ધિથી પણ બીજો વિભાગ ન થઈ શકે તેવા સૂક્ષ્માતિસૂક્ષ્મ પરિણામનું નામ ક્ષણ છે. તેવી ક્ષણનું સ્વરૂપ સ્પષ્ટ કરતાં કહે છે કે—"એક પરમાણુને પ્રથમ પોતાનું ક્ષેત્ર છોડી બીજું ક્ષેત્ર પ્રાપ્ત કરવામાં જેટલો વખત વીતે છે[4] તેજ વખતનું અર્થાત્

૧. જુઓ "दिग्देशकालाकाशेष्वप्येवं प्रसङ्गः" अ. २, आ. १, सू. २३, पृ. २५४ (ચૌખમ્બા સીરીઝ). २. "नास्माकं वैशेषिकादिवदप्रत्यक्षः कालः किन्तु प्रत्यक्ष एवास्मिन्क्षणे मयोपलब्ध इत्यनुभवात् । अरूपस्याप्याकाशवत्प्रत्यक्षत्वं भविष्यति।" अ. १, पा. १, अधि. ५, सू. ५, पृ. ४५.

૩. "दिक्कालावाकाशादिभ्यः" सांख्यप्रवचन, अ. २, सू. १२.

૪. આ જ પરમાણુની ગતિનો દાખલો પ્રવચનસારમાં આચાર્ય કુંદકુન્દે આપેલ છે. અને તેના ટીકા ગ્રંથોમાં તે જ વાત સ્પષ્ટ થયેલ છે. જુઓ अ. २, गाथा ४६ આદિ.

પરમાણુપરિમાણ દેશના અતિક્રમણમાં લાગતા વખતનું નામ 'ક્ષણ' છે. આ રીતે જોતાં ક્ષણ એ માત્ર ક્રિયાનો અવિભાજ્ય અંશનો સંકેત છે. યોગદર્શનમાં સાંખ્યદર્શનસમ્મત જડ પ્રકૃતિતત્ત્વ જ ક્રિયાશીલ મનાયેલ છે. તેની ક્રિયાશીલતા સ્વાભાવિક હોઇ તેને ક્રિયા કરવામાં અન્ય તત્ત્વની અપેક્ષા નથી. તેથી યોગદર્શન કે સાંખ્યદર્શન ક્રિયાના નિમિત્ત કારણ તરીકે વૈશેષિકદર્શનની પેઠે કાળતત્ત્વને પ્રકૃતિથી ભિન્ન–સ્વતંત્ર નથી સ્વીકારતા, એ બાબત બરાબર સાબીત થાય છે. (૩) 'ઉત્તરમીમાંસા' આ દર્શન, વેદાંતદર્શન યા ઔપનિષદિક દર્શનના નામે પ્રસિદ્ધ છે. તે દર્શનના પ્રણેતા મહર્ષિ બાદરાયણે ક્યાંઇએ કાળતત્ત્વના સંબંધમાં સ્પષ્ટ લખ્યું નથી પણ તે દર્શનના પ્રધાન વ્યાખ્યાકાર શંકરાચાર્યે માત્ર બ્રહ્મને જ મૂળ અને સ્વતંત્ર તત્ત્વ સ્વીકારી અન્ય સૂક્ષ્મ કે સ્થૂળ જડ જગતને માયિક અગર તો અવિદ્યાજનિત સાબીત કરેલ છે. તેથી જ શાંકર વેદાંતનો સિદ્ધાંત સંક્ષેપમાં એટલો છે કે "**ब्रह्म सत्यं जगन्मिथ्या**" આ સિદ્ધાંત પ્રમાણે ફક્ત કાળને જ નહીં પણ આકાશ, પરમાણુ આદિ તત્ત્વોને પણ સ્વતંત્રતા માટે સ્થાન જ નથી. જો કે વેદાંત દર્શનના અન્ય વ્યાખ્યાકારો રામાનુજ, નિંબાર્ક, મધ્વ અને વલ્લભ કેટલીક મુદ્દાની બાબતોમાં શાંકર સિદ્ધાંતથી જૂદા પડે છે, પણ તેઓના મતભેદનું મુખ્ય ક્ષેત્ર આત્માનું સ્વરૂપ અને જગતની સત્યતા કે અસત્યતા એ છે. કાળતત્ત્વ સ્વતંત્ર નથી તે બાબતમાં વેદાંત દર્શનના બધા વ્યાખ્યાકારો એકમત છે.

ख—વૈદિક દર્શનની કાળતત્ત્વ સંબંધી માન્યતાઓ જોયા બાદ જૈનદર્શન તરફ નજર આવે છે. અને પ્રશ્ન થાય છે કે જૈનદર્શન સ્વતંત્ર કાળતત્ત્વવાદી છે કે અસ્વતંત્ર કાળતત્વવાદી? આનો સંક્ષેપમાં ઉત્તર એટલો જ મળે છે કે જૈનદર્શનમાં સ્વતંત્ર કાળતત્ત્વની અને અસ્વતંત્ર કાળતત્વની માન્યતાના બન્ને પક્ષો સ્વીકારાયા છે. જોકે વખત જતાં જૈન–સાહિત્ય હિંદુસ્તાનના દરેક ભાગમાં ફેલાયું અને પુષ્ટ થતું ગયું, પણ તેનાં ઉત્થાનનાં બીજ પૂર્વ–દેશ બિહારાન્તર્ગત મગધ પ્રદેશમાં જ રોપાયેલાં. ઉપર્યુક્ત વૈદિક ૭ દર્શનોના સૂત્રકારો પણ મોટે ભાગે મગધની સમીપના મિથિલા દેશમાં જ થયેલા. જૈન દર્શન અને વૈદિક દર્શનોની માત્ર ક્ષેત્રવિષયક જ સમાનતા નથી પણ તેઓની સમાનકાલીનતા પણ નિશ્ચિત છે. આ સમાનક્ષેત્રતા અને સમાનકાલીનતાનો પ્રભાવ જૈનસાહિત્યમાં ઉપલબ્ધ થતા કાળતત્ત્વ સંબંધી પૂર્વોક્ત બન્ને પક્ષોથી વધારે સ્પષ્ટ થાય છે. હવે આપણે તપાસી જોઇએ કે જૈનદર્શનના પ્રાચીન, મધ્યકાલીન અને અર્વાચીન સાહિત્યમાં કાળને સ્વતંત્ર તત્ત્વ માનનાર અને ન માનનાર એ બે પક્ષો ક્યાં ક્યાં ઉલ્લિખિત થયેલ છે. તે ઉપરાંત એ પણ જોવું બાકી રહે છે કે વૈદિક સાહિત્યમાં સ્વતંત્ર કાળતત્વવાદી પક્ષે અને અસ્વતંત્ર કાળતત્ત્વવાદી પક્ષે કાળનું જેવું જેવું સ્વરૂપ વર્ણવ્યું છે, જૈન સાહિત્યના ઉક્ત બન્ને પક્ષોએ પણ તેવું તેવું સ્વરૂપ જ વર્ણવ્યું છે કે તેમાં કંઇ ફેરફાર છે?

આ બન્ને પ્રશ્નોનો ઉત્તર આપ્યા પહેલાં એક વાત ખાસ જણાવી દેવી યોગ્ય છે, અને તે એ કે જૈનદર્શનનું સાહિત્ય શ્વેતાંબર અને દિગંબર એ બે શાખાઓમાં વહેંચાઇ ગયું છે. જ્યારે શ્વેતાંબર સંપ્રદાયના પ્રાચીન, મધ્યકાલીન અને અર્વાચીન સાહિત્યમાં કાળતત્ત્વને લગતી ઉપર્યુક્ત બન્ને માન્યતાઓ મળે છે, ત્યારે દિગંબર સંપ્રદાયના પ્રાચીન, મધ્યકાલીન અને અર્વાચીન સાહિત્યમાં ફક્ત કાળને સ્વતંત્ર તત્ત્વ માનનાર એક જ પક્ષ દૃષ્ટિગોચર થાય છે.

શ્વેતાંબર પ્રાચીન સાહિત્યમાં ભગવતી,[૧] ઉત્તરાધ્યયન,[૨] જીવાભિગમ, પ્રજ્ઞાપના[૩] આદિ આગમોમાં કાળ સંબંધી ઉપર્યુક્ત બન્ને પક્ષો ઉલ્લિખિત થયા છે. દિગંબરીય પ્રાચીન સાહિત્યમાં પ્રવચનસારમાં[૪] સ્વતંત્ર કાળતત્ત્વનો એક માત્ર પક્ષ છે. શ્વેતાંબર મધ્યમકાલીન સાહિત્યમાં વિશેષઆવશ્યકભાષ્ય,[૫] ધર્મસંગ્રહણી[૬] તત્ત્વાર્થભાષ્યવૃત્તિ[૭] આદિ ગ્રંથોમાં ઉક્ત બન્ને પક્ષો નિર્દિષ્ટ છે. દિગંબરીય મધ્યમકાલીન સાહિત્યમાં તત્ત્વાર્થની[૮] ત્રણ ટીકાઓ[૯] (સર્વાર્થસિદ્ધિ, રાજવાર્તિક, શ્લોકવાર્તિક), ગોમ્મટસાર[૧૦] આદિ ગ્રંથોમાં એ પૂર્વોક્ત એક જ પક્ષ જણાય છે. શ્વેતાંબરીય અર્વાચીન સાહિત્યમાં દ્રવ્યગુણપર્યાયનો રાસ,[૧૧] યુક્તિપ્રબોધ,[૧૨] લોકપ્રકાશ આદિ ગ્રંથોમાં ઉક્ત બન્ને પક્ષો પોષાયેલા છે.

બીજો પ્રશ્ન કાળતત્વના સ્વરૂપને લગતો છે. વૈદિકદર્શનસ્વીકૃત કાળતત્વ સંબંધી ઉક્ત બન્ને પક્ષો જૈન દર્શનમાં છે, એટલા પૂરતું એ બન્ને દર્શનોનું સામ્ય છતાં સ્વરૂપની બાબતમાં જૈન દર્શન વૈદિક દર્શનોથી બિલકુલ જૂદું પડે છે. સ્વરૂપ સંબંધી અનેક માન્યતાઓ જૈન સાહિત્યમાં છે. તેની વિવિધતા જોતાં પરોક્ષ વિષયમાં મનુષ્યની બુદ્ધિ કલ્પનાનાં કેવાં ચિત્રણો આલેખે છે, તે વાત વધારે સાબીત થાય છે. જ્યારે વૈદિક સ્વતંત્ર કાળપક્ષ કાળને એક વ્યાપક અને નિત્ય માને છે ત્યારે જૈન સ્વતંત્ર કાળતત્વપક્ષમાં ચાર જુદી જુદી માન્યતાઓ છે. પહેલી માન્યતા કાળને અણુમાત્ર અને એક સ્વીકારે છે.[૧૩] બીજી માન્યતા પ્રમાણે કાળ એક તત્વ છતાં મનુષ્યક્ષેત્રપ્રમાણ છે, 'અણુ-

૧. જુઓ शतक २५, उद्देश ४, सू. ७३४, पृ. ७३.

૨. अध्ययन २८, गाथा ७-८, पृ. ५५८. ૩. पद १, सू. ३, पृ. ८. આ સર્વે આગમો સુરતના દેવચંદ લાલભાઇ તેમજ આગમોદય-સમિતિ દ્વારા પ્રકાશિત થયેલ છે. ૪. જુઓ અ૦ ૨, ગાથા ૪૬, ૪૭, વગેરે. ૫. ગાથા ૯૨૬ તથા ૨૦૬૮-આ ગ્રંથ જિનભદ્ર ગણી ક્ષમાશ્રમણે રચેલ છે. તેઓ હરિભદ્ર સૂરિના પહેલાં નિકટવર્તિ થયેલા મનાય છે. ૬. આ ગ્રંથ આઠમી નવમી શતાબ્દીમાં થયેલ શ્રી હરિભદ્રસૂરિએ રચેલ છે. જુઓ ગા. ૩૨ તથા મલયગિરિ ટીકા. ૭. જુઓ અ. ૫, સૂ. ૩૮-૩૯, ભાષ્યવ્યાખ્યા શ્રીસિદ્ધસેન કૃત. ૮. આ ગ્રંથને શ્વેતાંબર, દિગંબર બન્ને સંપ્રદાય પ્રમાણ તરીકે એક સરખી રીતે સ્વીકારે છે, જોકે બન્ને સંપ્રદાયમાં કેટલાંક સૂત્રો ઓછાં વત્તાં છે અને પરિવર્તન પણ પામ્યાં છે. કેટલેક સ્થળે સૂત્રમાં વિશેષ ભિન્નતા ન હોવા છતાં પણ બન્ને સંપ્રદાયના વ્યાખ્યાકાર આચાર્યોએ પોતપોતાની માન્યતા પ્રમાણે તે તે સૂત્રોનો જૂદો જૂદો અર્થ કર્યો છે. તેના ઉદાહરણ રૂપે કાળ સંબંધી સૂત્રો ઉપરની બેઉ સંપ્રદાયના આચાર્યોએ કરેલ વ્યાખ્યા જોવા જેવી છે. ૯. અ. ૫, સૂ. ૩૯-૪૦ ઉપરની ત્રણ વ્યાખ્યા. ૧૦. જુઓ જીવકાંડ. ૧૧. આ ગ્રંથ ગુજરાતી ભાષામાં સત્તરમા-અઢારમા સૈકામાં થયેલ ઉપાધ્યાય યશોવિજયજીએ રચેલ છે. તેમાં શ્વેતાંબર અને દિગંબર બન્ને સંપ્રદાયોની કાળ સંબંધી સમગ્ર માન્યતાઓ વિચારપૂર્વક વર્ણવાયેલ છે. આ વિષયના જીજ્ઞાસુ માટે આ એકજ ગ્રંથ પર્યાપ્ત છે. જુઓ "પ્રકરણ રત્નાકર, ભા. ૧, પૃ. ૩૮૭, ગા. ૧૦." ૧૨. આ ગ્રંથમાં પણ શ્વેતાંબર, દિગંબર બન્ને સંપ્રદાયની સમગ્ર કાળસંબંધી માન્યતાઓનું એક પ્રકરણ છે. તેના પ્રણેતા ઉ. મેઘવિજયજી છે. તે એક સારા વિદ્વાન અને યશોવિજયના સમકાલીન હતા. ગ્રંથ અમુદ્રિત છે. ૧૩. આ માન્યતા યુક્તિપ્રબોધમાં હોવાનું સ્મરણ થાય છે. આ વિચાર લખતી વખતે તે ગ્રંથ પાસે ન હોવાથી ચોક્કસ પૂરાવો આપી શકતો નથી.

માત્ર નહી. ત્રીજી માન્યતા પ્રમાણે કાળતત્વ એક છે ખરૂં પણ તે અણુમાત્ર નથી, મનુષ્ય-ક્ષેત્રપ્રમાણ નથી કિન્તુ લોકવ્યાપી છે. ચોથી માન્યતા પ્રમાણે કાળતત્વ એક નહીં પણ અસંખ્ય છે, અને તે બધાયે પરમાણુ માત્ર છે. આ ચોથી માન્યતા એકલા દિગંબર સંપ્રદાયમાં સ્વીકૃત છે. બાકીની ત્રણ માન્યતા શ્વેતાંબર સંપ્રદાયમાં પ્રચલિત છે,

વૈદિક અસ્વતંત્ર કાળતત્વપક્ષ મુખ્યતયા પ્રકૃતિપરિણામને અગર વેદાંતની દૃષ્ટિએ માયિક વિલાસને કે બ્રહ્મવિવર્તને કાળ કહે છે, ત્યારે જૈન અસ્વતંત્ર કાળતત્વપક્ષ ચેતન અચેતન એ બન્નેના પરિણમનને કાળ કહે છે. સાંખ્ય અને યોગ ચેતન તત્વને કૂટસ્થ નિત્ય માનતા હોવાથી તેના મત પ્રમાણે પ્રકૃતિ માત્ર જ પરિણામી છે અને તેથી જ તેના મત પ્રમાણે પ્રાકૃતિક પરિણામ જ કાળ છે. વેદાંત દૃષ્ટિ અનુસારે જગત માયિક અને બ્રહ્મનો વિવર્ત્ત છે તેથી તેની દૃષ્ટિએ કાળ એ એક માયાવિલાસ અગર તો બ્રહ્મવિવર્ત્ત છે. પણ જૈનદર્શન ચેતન અચેતન બન્નેને વાસ્તવિક અને પરિણામી માનતું હોવાથી તેના મત પ્રમાણે ચેતન અચેતન બન્નેનો પર્યાયપ્રવાહ કાળ મનાય છે.

ग–બૌદ્ધદર્શનનું સાહિત્ય વિશેષ જોવામાં આવ્યું નથી. જે કાંઇ થોડું જોવામાં આવ્યું છે તે ઉપરથી અત્યારે એટલું જ કહી શકાય છે કે બૌદ્ધમતમાં કાળ સ્વતંત્ર તત્ત્વરૂપે મનાયેલ નથી.

## ઉપસંહાર

આર્ય સાહિત્યમાં ઉપલબ્ધ થતી કાળતત્વને લગતી માન્યતાઓનું ઉપર જે સંક્ષેપમાં વર્ણન આપવામાં આવ્યું છે, આશા છે કે તે વર્ણન આર્યસાહિત્યના અભ્યાસીઓને અલ્પાંશે પણ ઉપયોગી થશે.

# સંસ્કૃત નાટકસાહિત્ય

## ૧

## સંસ્કૃત નાટકની પ્રાચીનતા.

[ રસિકલાલ છોટાલાલ પરીખ ]



આર્યવિદ્યા વ્યાખ્યાનમાળાના છેલ્લા વ્યાખ્યાનમા નાટકની ઉત્પત્તિ વિષે મેં સંભવિત મતોની ચર્ચા કરી છે. હવે સંસ્કૃત નાટકસાહિત્ય કેટલું પ્રાચીન છે, વિદ્યમાન નાટકો કેટલાં છે, અને તે કયા કાલક્રમમાં છે એ બતાવવાનો મારો ઉદ્દેશ છે. આ લેખમાં પહેલો વિષય ચર્ચ્યો છે.

વિદ્યમાન નાટકોમાં પ્રાચીનતાનો દાવો કરતાં ત્રણ કવિઓનાં નાટકો છેઃ ભાસનું નાટકચક્ર, શૂદ્રકનું મૃચ્છકટિક, અને કાલિદાસનાં નાટકો. આ ઉપરાંત તુર્કસ્તાનમાંથી મળી આવેલાં બે ખણ્ડિત બૌદ્ધ નાટકો છે. પ્રતોની લિપિ ઉપરથી પ્રો. લ્યુડર્સ તે નાટકોને ઇસવીસનના પહેલા સૈકામાં મુકે છે; અને જોકે નાટકો અત્યંત ખંડિત છે તોપણ તે સમયમાં નાટકની હયાતીના પૂરાવા તરીકે સબળ સાધન છે.[1] કુશનનો સમય ઇ. સ. ૨૦–૨૨૫ ગણાય છે.[2] એટલે તે નાટકોનો સમય આ અરસામાં તો નિર્વિવાદપણે મુકી શકાય.

ભાસના નાટકચક્રનો પ્રશ્ન અત્યન્ત વિવાદગ્રસ્ત છે; એટલે તેની ખાસ ચર્ચા કર્યા પહેલાં તેને કાલક્રમમાં એકદમ સ્થાન આપવું એ યોગ્ય નથી લાગતું. મૃચ્છકટિકનો પ્રશ્ન ભાસના 'दरिद्र चारुदत्तम्' સાથે ગુંચવાયો છે, એટલે પ્રસ્તુત ગવેષણામાં તેને પણ એક કોરેજ મુકવાની ફરજ પડે છે. કાલિદાસનાં નાટકો વિષે એ જાતનો મતભેદ નથી. એટલે અત્યારે પ્રાચીનતાનો વિચાર કરતાં તે કવિવરનાં નાટકોથી શરૂ કરી ભૂતકાળ તરફ આગળ વધવું ઉચિત લાગે છે.

કાલિદાસનો સમય અનિર્ણીત છે. તેને ઇ. સ. પૂર્વે પહેલા સૈકાથી તે ઇ. સ. ના પાંચમા સૈકા સુધીમાં વિદ્વાનો પોતાને યોગ્ય લાગે તેમ મુકે છે.[3]

કાલિદાસનાં નાટકો જોતાં અને ખણ્ડિત બૌદ્ધ નાટકો ઉપરથી કલ્પના કરતાં જણાય છે કે આ નાટકો સાહિત્યમાં પ્રવેશ પામતી કોઈ નવી ચીજ નથી, પણ નાટકસાહિત્યનાં

---

૧. પ્રો. હાઈન્રીક લ્યુડર્સે તે નાટકોનું સંપાદન કરી જર્મન ભાષામાં લાંબી પ્રસ્તાવના સાથે ૧૯૧૧ માં બર્લીનમાં તે પ્રસિદ્ધ કર્યાં છે. નાટકોની પ્રતોની લિપિ કુશનના સમયની છે એમ લિપિઓની સરખામણી કરી પ્રો. લ્યુડર્સ સિદ્ધ કરે છે. જુઓ, Bruchstücke Buddhistischer Dramenની પ્રસ્તાવના, પા. ૧૧ Darnach würden unsere Fragmente aus der Zeit um den Beginn der christlichen Ära stammen. 'માટે આપણા ખણ્ડિત ભાગો ખ્રીસ્તી સંવતની લગભગ શરૂઆતમાં આવે છે.'

૨. જુઓ Smith, Early History of India. પા. ૨૪૮.

૩. જુઓ પ્રો. કે. હ. ધ્રુવ કૃત 'પરાક્રમની પ્રસાદી'ની પ્રસ્તાવના, પા. ૧૪ (આવૃત્તિ ૫ મી), અને પ્રો. મેકડોનલ કૃત 'His. of Sanskrit Literature પા. ૨૨૫.

પરિપક્વ ફળ છે. અને તેથી આ સમય પહેલાં નાટકોની હયાતી હોવી જોઈએ એ તર્કને પૂર્ણ અવકાશ મળે છે. વિદ્યમાન સાધનોની મદદથી હવે આપણે એ નિર્ણય કરવાનો છે કે આ કરતાં નાટક અને નાટકસાહિત્ય કેટલું પ્રાચીન છે.

આ શોધ કરીએ તે પહેલાં નાટકની હયાતી કલ્પવામાં સાધનરૂપ બે શબ્દોની ચર્ચા કરવી આવશ્યક છે. મારા પહેલા વ્યાખ્યાનમાં નાટકનો 'નૃત્ય' સાથે કેવી રીતે સંબંધ છે તે મેં જણાવ્યું છે. હવે એ પ્રશ્ન ઉભો થાય છે કે ઉલ્લેખોમાં આપણે નૃત્ય અને નાટકનો કેવી રીતે વિવેક કરવો? આનો નીકાલ નટ અને નર્તકનો સંસ્કૃત સાહિત્યમાં જે વિવેક કરવામાં આવે છે તેનાથી થાય છે. સિદ્ધાન્તકૌમુદીમાં તિઙન્ત પ્રકરણમાં બે વાર નટ્ ધાતુનો ઉલ્લેખ આવે છે, તેમાં બીજા ઉલ્લેખમાં કૌમુદીકાર નીચે પ્રમાણે ટીકા કરે છે:

**नट नृत्तौ। इत्थमेव पूर्वमपि पठितम्। तत्रायं विवेकः। पूर्वं पठितस्य नाटयमर्थः। यत्कारिषु नटव्यपदेशः। वाक्यार्थाभिनयो नाटयम्। घटादौ तु नृत्यं नृत्तं चार्थः। यत्कारिषु नर्तकव्यपदेशः। पदार्थाभिनयो नृत्यम्। गात्रविक्षेपमात्रं नृत्तम्।**

'નટ્ ધાતુ નૃત્યના અર્થમાં છે. આ પ્રમાણે પહેલાં તે કહેવાઇ ગયો છે. ત્યાં આ વિવેક કરવાનો છે. પહેલાં કહેલાનો 'નાટય' અર્થ છે, કે જે કરનારાઓ નટ કહેવાય છે. જેમાં વાક્યાર્થનો અભિનય હોય તે નાટય. પણ ઘટાદિગણમાં આવતા (એટલે કે ચાલુ) નટનો અર્થ નૃત્ય અને નૃત્ત થાય છે કે જે કરનારા નર્તક કહેવાય છે. જેમાં પદના અર્થનો અભિનય હોય તે નૃત્ય; જેમાં કેવળ ગાત્રનું હાલન ચાલન હોય તે નૃત્ત.+

આ રીતે વ્યાકરણશાસ્ત્રની દૃષ્ટિએ નટ શબ્દ આપણે જે અર્થ માટે અંગ્રેજી શબ્દ 'ઍક્ટર' વાપરીએ છીએ તે અર્થમાં વપરાય છે; અને નર્તક શબ્દ સાધારણ નાચનારના અર્થમાં છે. સાહિત્યમાં પણ સાધારણ રીતે આ વિવેક સચવાતો હશે. નર્તક શબ્દ વધારે વ્યાપક હોવાથી નટને માટે વપરાય એ સંભવિત છે.૪

સાધારણ નૃત્ય કરનાર નર્તક છે એનો બીજો પૂરાવો વાત્સ્યાયન કામસૂત્રની જયમંગલા ટીકામાં મળે છે. નૃત્યની ટુંકામાં વ્યાખ્યા આપી આ પ્રમાણે તેનો ભેદ પાડે છે. "**तद् द्विविधम्। नाटयमनाट्यं च। तथोक्तं।**

**स्वर्गे वा मर्त्यलोके वा पाताले वा निवासिनाम्।**
**कृतानुकरणं नाटयमनाटयं नर्तकाश्रितम्॥**"

'તે (એટલે નૃત્ય) બે પ્રકારનું છે: નાટયમાં આવતું અને તેમાં નહિ આવતું. આ પ્રમાણે કહેવાય છે.

સ્વર્ગ લોક, મર્ત્ય લોક અને પાતાલમાં રહેનારાઓના કાર્યનું અનુકરણ તે નાટય. નર્તકના ઉપર આધાર રાખનાર અનાટય.'૫

+ સિદ્ધાન્ત કૌમુદી પા. ૧૯૬ નિ. સા. આ.

૪. જુઓ ભરત નાટયશાસ્ત્ર, **वाचश्रेष्टां स्मृतिं चैव स्तम्भयन्ति स्म नृत्यताम्।** શ્લો. ૩૨ નિ. સા. આ.

૫. **वा. का. सू.** પા, ૩૩. ચૌખમ્બા સંસ્કૃત સીરીઝ.

આ રીતે જોતાં એમ સ્પષ્ટ લાગે છે કે સાધારણ નૃત્ય કરનારા નર્તક કહેવાતા હશે; અને નાટકમાં અભિનય કરનારા નટ કહેવાતા હશે.

આટલા ઉપરથી એ નિષ્પન્ન થાય છે કે જ્યાં જ્યાં 'નટ નર્તક' નો ઉલ્લેખ હોય ત્યાં નટ શબ્દ નાટકના સૂચક તરીકે લેવો જોઇએ. (અહીંઆ પણ પૂર્વાપર સંબંધની અપેક્ષા તો છે જ.) અને એના સંબંધમાં આવતા 'રંગ' આદિ શબ્દોનો નાટ્યગૃહ વગેરે અર્થ કરવો જોઇએ.

પ્રથમ સાધન તરીકે ભરત મુનિનું નાટ્યશાસ્ત્ર અને વાત્સ્યાયનનું કામસૂત્ર લઇએ. આ બન્ને ગ્રંથોના ચોક્કસ સમય વિષે હજી ઘણો મતભેદ છે. મી. કાણેનો એવો મત છે કે નાટ્યશાસ્ત્ર ઇસવી સનના પાંચમા સૈકા પહેલાનું છે, અને તેઓ એવો તર્ક કરે છે કે તે ઇસવીસનના પહેલા સૈકામાં રચાયું હોય. મૉ. પ્રૉલ રેગનૉનો પણ એવો મત છે કે તે ઇસવી સન પછીનું છે.[૬]

કા. સૂ. નો રચનાર મલ્લનાગ વાત્સ્યાયન ઇસવી સનના ત્રીજા સૈકામાં થયો હશે એવો પ્રો. યાકોબીનો મત છે.[૭]

ભરત નાટ્યશાસ્ત્ર જોતાં એટલું તો સ્પષ્ટ જણાઇ આવે છે કે આવું શાસ્ત્ર રચાય તે પહેલાં નાટકનો સાહિત્ય અને અભિનય કલા તરીકે ખૂબ વિકાસ થયો હોવો જોઇએ. આર્યવિદ્યા-વ્યાખ્યાનમાળામાં મેં નાટ્યશાસ્ત્ર અનુસાર નાટકના સ્વરૂપનું વર્ણન આપ્યું છે. તે ઉપરથી સહેલાઇથી સમજાય છે કે ઉંચી કોટિના નાટકસાહિત્યનું અવલોકન કર્યા વિના ભાગ્યેજ એવી કલ્પના શાસ્ત્રકાર બાંધી શકે. અભિનય કલાની બાબત નાટ્યશાસ્ત્રના તે વિષયના અધ્યાયો વાંચ્યાથી સ્પષ્ટ થશે. આ ઉપરથી જો એમ કલ્પના કરીએ કે નાટ્યશાસ્ત્ર રચાયું તે પહેલાં કાંઇ નહિ તો બસો ત્રણસો વરસોથી નાટક રચાતાં હશે તો તે વધારા પડતી ન ગણાય.

---

૬. જુઓ. Ind. Ant. પુ. ૪૬, પા. ૧૮૩; અને મોં. ગ્રૉસેટ સંપાદિત ભરત નાટ્યશાસ્ત્રની પ્રસ્તાવના.

૭. જુઓ Ind. Ant. પુ. ૪૭, પા. ૧૮૯ અને પુ. ૪૦. પણ પ્રો. કે. હ. ધ્રુવ કામસૂત્રકાર વાત્સ્યાયનને અને અર્થશાસ્ત્રકાર ચાણક્યને એક ગણે છે. (જુઓ 'મુદ્રારાક્ષસની મુદ્રિકા, આ. પાંચમી) ચાણક્ય એ ચન્દ્રગુપ્તનો રાજ્યદાતા હતો, એટલે કા. સૂ. નો સમય ઇસવી સનનો ચોથો સૈકો ગણાય. આ પ્રમાણે જો ગણીએ તો પછી–'**कर्तर्या कुन्तलः शातकर्णिः शातवाहनो महादेवीं मलयवतीं जघान**' (का. सु. પા. ૧૪૯ ચૌ. સં. સી.)–આ ઉલ્લેખને ક્ષેપક ગણવો?

શાતવાહનના વંશજ હોવાનો દાવો કરતા અનેક શાતકર્ણિ નામધારી આન્ધ્રરાજાઓમાં સૌથી પ્રાચીન નાનાઘાટના શિલાલેખવાળો છે. એને જો ખારવેલનો સમકાલીન ગણીએ તોપણ તે ઈ. સ. ના બીજા સૈકામાં જ મુકાય. પ્રો. દેવદત્ત ભાંડારકરના મતે તો આ વંશની સ્થાપનાનો સમય ઈ. પૂ. ૭૩ છે. ઉપરનો ઉલ્લેખ પ્રક્ષિપ્ત ન હોય તો વાત્સ્યાયનનું કા. સ. ઇસવી સનના બીજા કે પહેલા સૈકા પછી જ મૂકાય. જુઓ. Early His. of India–Smith પા. ૧૪૯ Early His. of the Deccan, Dubreuil અને Ind. Ant. પુ. ૪૯, પા. ૩૦.

પ્રો. યાકોબી જો કે વાત્સ્યાયનને ઇસવી સનના ત્રીજા સૈકામાં મૂકે છે પણ તેઓ કબુલ કરે છે કે વાત્સ્યાયને પોતાના ગ્રંથમાં અનેક જૂના ગ્રંથોનો સાર આપ્યો છે અથવા સમાવેશ કર્યો છે. આ બાબત કા. સૂ. નું પહેલું પ્રકરણ જોતાં આપોઆપ સમજાય એવી છે. આ ઉપરથી એમ કહી શકાય કે એમાં જે લોકસ્થિતિનું વર્ણન છે તે ઘણા સૈકાઓથી ચાલતા આવતા જીવનનું પ્રતિબિમ્બ છે. અને આ બાબતને આપણા દેશના રીતરીવાજોનું સ્થાયિત્વ ધ્યાનમાં લઇએ તો ટેકો મળે છે.

કામ સૂત્રમાં નીચે પ્રમાણે ઉલ્લેખો મળે છે: ત્રીજા અધ્યાયના વિદ્યાસમુદ્દેશ નામક ત્રીજા પ્રકરણમાં ચોસઠ કલાઓનો નામનિર્દેશ કર્યો છે—જેમકે ગીત, વાદ્ય, નૃત્ય, આલેખ્ય વગેરે. તેમાં આગળ જતાં એકત્રીશમી અને બત્રીશમી વિદ્યાઓ તરીકે 'पुस्तकवाचनम् અને **नाटकाख्यायिकादर्शनम्** (નાટક અને આખ્યાયિકા દર્શન)નો ઉલ્લેખ છે. આમાં નાટક જોતાં આવડવું એ નાગરિકે જાણવાની એક કળા ગણાતી એ સ્પષ્ટ સમજાય છે. આખ્યાયિકાદર્શનથી રામલીલા જેવા મોટા આખ્યાનને ભજવી બતાવવાનો ઉલ્લેખ કર્યો હોય એમ લાગે છે.

ત્યારપછીના 'નાગરકવૃત્ત' પ્રકરણમાં 'નૈમિત્તિક કર્મ' ગણાવતાં સૌથી પ્રથમ '**घटानिबन्धन**' ને મૂકે છે. ઘટાનો અર્થ ટીકાકાર '**देवानुद्दिश्य यात्रा घटा**' એવો કરે છે. પછીના સૂત્રોમાં તેમાં નાગરિકોએ શું કરવું એનું વર્ણન છે, '**पक्षस्य मासस्य वा प्रज्ञातेऽहनि सरस्वत्या भवने नियुक्तानां नित्यं समाजः** ॥૨૭॥ "પખવાડીઆ અથવા માસના (તહેવાર તરીકે) પ્રસિદ્ધ દિવસે સરસ્વતીના ભવનમાં નીમેલાઓનો નિત્ય (એટલે નિયમ પ્રમાણે ચુક્યા વિના) સમાજ.

('નીમેલાઓ એટલે નૃત્ય કરવા કરાવવાને નીમેલા નટો, નાગરિકો વગેરે. તેઓનો સમાજ એટલે કે પોતાનું કામ કરવા ભેગા થવું તે, કે જે પ્રવૃત્ત થતાં નાગરિકો સામાજિક થાય.' ટીકા.)

**कुशीलवाश्चागन्तवः प्रेक्षणकमेषां दद्युः** ॥ ૨૮ ॥

"બ્હારથી આવેલા નટનર્તકો એમને પ્રેક્ષણ આપે."

પછીનાં ત્રણ સૂત્રોમાં નટાદિકનો કેમ સત્કાર કરવો એની સૂચનાઓ આવે છે.

આ ઉલ્લેખોથી સ્પષ્ટ થાય છે કે 'સમાજ' શબ્દ 'સંગીત અને નાટક માટે ભેગા થએલા' એ અર્થમાં વપરાય છે. બીજું એ સમજાય છે કે તહેવારોને દીવસે યાત્રાપ્રસંગે આવા 'સમાજ' કરવા એ નાગરિકની ફરજ ગણાતી.[૮]

આ બન્ને ગ્રંથોથી આટલું નિષ્પન્ન થાય છે: ઓછામાં ઓછા ઇસવી સનના પહેલાના અને પછીના બબ્બે સૈકાઓમાં નાટકો રચાયાં હશે, ભજવાતાં હશે, અને કલારસિક નાગરિકો તેને એક ધાર્મિક ફરજ તરીકે ઉત્તેજન આપતા હશે. આ બન્ને ગ્રંથો આ રીતે સામાન્ય વસ્તુસ્થિતિનો ખ્યાલ આપે છે.

૮. સરખાવો ભવભૂતિનાં નાટકોમાં **संनिपतितश्च भगवतः कालप्रियनाथस्य यात्राप्रसङ्गेन नानादिगन्तवास्तव्यो महाजनसमाजः। आदिष्टश्चास्मि विद्वज्जनपरिषदा यथा केनचिदपूर्वप्रकरणेन वयं विनोदयितव्या इति।** વગેરે આ ઉપરથી એમ જણાય છે કે ભવભૂતિનાં નાટકો આવી 'યાત્રા' અથવા 'ઘટા'માં ભજવાતાં હશે.

હવે ઇસવી સન પૂર્વે પહેલા ત્રણ સૈકાઓમાં નાટકની હયાતી માનવાનાં બીજાં જે મુખ્ય સાધનો છે તેની પરીક્ષા કરીએ.

તેમાં સૌથી પહેલું પતંજલિનું મહાભાષ્ય લઇએ. મહાભાષ્ય લખાયાનો સમય સર ભાણ્ડારકરે ઇ. પૂ. ૧૪૪–૪૨ તરીકે નક્કી કર્યો છે.[૯] તેમાં નાટક ભજવાયાનો સ્પષ્ટ ઉલ્લેખ છેઃ

इह तु कथं वर्तमानकालता—कंसं घातयति, बलिं बन्धयतीति चिरहते कंसे, चिरबद्धे च बलौ। अत्रापि युक्ता। कथम्। ये तावदेते शौभिका नाम ते प्रत्यक्षं कंसं घातयन्ति प्रत्यक्षं च बलिं बन्धयन्तीति। (મહાભાષ્ય, ૩. ૧. ૨, સૂ. ૨૬. ચૌ. સં. સી. પા. ૪૬ )

"'કંસને મરાવે છે,' 'બલિને બંધાવે છે' એમાં લાંબા વખત પહેલાં મરાએલા કંસ માટે અને બંધાએલા બલિ માટે અંહીઆ શી રીતે વર્તમાનકાળ? અહીંઆ પણ યોગ્ય છે. આ જે શૌભિકો (નટોના વ્યાખ્યાનોપાધ્યાય, [ कैयट ] એટલે ઉસ્તાદો) છે તે કંસને પ્રત્યક્ષ મરાવે છે, અને બલિને બંધાવે છે."

આ ઉલ્લેખથી સ્પષ્ટ થાય છે કે પતંજલિના સમયમાં 'કંસવધ,' અને 'બલિબંધ' એ નામનાં નાટકો ભજવાતાં હશે. આ નાટક ભાસનું 'કૃષ્ણબાલચરિત્ર' છે એમ સાક્ષર શ્રીયુત કેશવલાલ ધ્રુવનું માનવું છે.[૧૦]

આ ઉપરાંત 'નટ' નો અને 'રંગ' નો બીજો ઉલ્લેખ પણ મહાભાષ્યમાંથી મળે છે.

नटानां स्त्रियो रंगं गता यो यः पृच्छति 'कस्य यूयं कस्य यूयमिति तं 'तव, तव' इत्याहुः। (મ. ભા. પા. ૭. વૉ. ૩ ઑ. સં. સી.)

'રંગભૂમિ ઉપર ગએલી નટોની સ્ત્રીઓ તેમને જે પૂછે છે કે 'તમે કોની, તમે કોની' ત્યારે કહે છે કે 'તારી, તારી.'

વ્યાકરણશાસ્ત્રના ગ્રંથમાં જે ઉદાહરણ રૂપ લેવાય એ લોકોને જાણીતી અને પ્રચલિત બાબત હોય એમ અનુમાન કરવું અયોગ્ય ગણાય નહિ.

કલિંગના રાજા ખારવેલ અને અશોકના શિલાલેખોના ઉલ્લેખોથી એમ નક્કી કરી શકાય છે કે રાજાઓ નાટકમંડળીઓને અને જાહેર જલસાઓને ઉત્તેજન આપતા હશે.

ખારવેલ ઇ.પૂ. ૧૬૦ ના અરસામાં મુકાય છે; અશોકનું રાજ્યારોહણ ઇ. પૂ. ૨૭૩–૭૨ માં મુકાય છે.[૧૧]

ખારવેલના હાથીગુફા લેખની પાંચમી પંક્તિ આ પ્રમાણે છેઃ

---

૯ જૂઓ. ઇન્ડી. એન્ટી. પુ. ૧. પા. ૩૦૨.

૧૦ જૂઓ, 'સાચું સ્વપ્ન,' પ્રસ્તાવના. પા. ૧૧ આ. ૧. केचित् कंसभक्ता ઇત્યાદિ વાક્યનો સંબંધ પ્રો. કેશવલાલ ધ્રુવ નાટકના સંબંધમાં લે છે એ યોગ્ય લાગતું નથી. એનો સંબંધ પછી આવતા ગ્રંથિક જોડે છે. જુઓ મહાભાષ્ય પ્રદીપોદ્યોત. પા. ૨૨૮ બો. સં. સી. ની આવૃત્તિ. कथायां वाच्यमानायां हि वक्तारो भवन्ति गच्छ हन्यते कंसः ઇત્યાદિ અને તેની ઉપરનો ભાગ.

૧૧. જુઓ. Early History of the Deccan by Dubreuil. પા. ૧૨ અને Early History of India, Smith.

'गंधववेदबुधो दंपनतगीतवादितसंदसनाहि उसवसमाजकारापनाहि च कीडापयति नगरीं' ઇત્યાદિ. (પ્રાચીન જૈન લેખ સંગ્રહ ભા. ૧, સં. મુનિ જિનવિજય)

'ગાંધર્વવેદ જાણનાર દંપ (?) નૃત્ય, ગીત અને વાદિત્ર ને બતાવી ઉત્સવ સમાજ કરાવી નગરીને વિનોદ કરાવે છે.'

અહીંઆ રાજાને ગાંધર્વવેદ જાણનાર એટલે સંગીતમાં નિપુણ કહ્યો છે, નૃત્ય, ગીત, વાદિત્ર વગેરેના જલસા કરી ઉત્સવ અને 'સમાજ' પણ કરાવે છે. આ 'સમાજ' શબ્દ અમુક ખાસ અર્થમાં વપરાય છે. કા.સૂ. ના ઉલ્લેખમાં આપણે જોયું હતું કે ત્યાં 'સમાજ' નો અર્થ તહેવારને દિવસે 'સંગીત અને નાટક માટે ભેગા થતા નટો અને નાગરિકોની સભા' એવો થાય છે. આ સંબંધથી એનો અર્થ 'રંગભૂમિ' એવો પણ થાય છે. (આગળ જુઓ.)

અશોકના શિલાલેખમાં નીચે પ્રમાણે ઉલ્લેખ મળે છે.

न च समाजो कतऽवो। वहुकं हि दोसं समाजम्हि पसति देवानं प्रियो प्रियदसि राजा। अस्ति पि तु एकचा समाजा साधुमता देवानं प्रियस प्रियदसिनो राञो। (Inscriptions of Asoka, ed. by Bhandarker, Part I. ગિરિનાર પાઠ.)

'સમાજ ન કરવો. દેવોના પ્રિય પ્રિયદર્શી રાજા સમાજમાં બહુ દોષ જુવે છે. પણ એક પ્રકારના સમાજ છે કે જેને દેવોના પ્રિય પ્રિયદર્શી રાજા સારા ગણે છે.'

આમાં બે પ્રકારના સમાજનો ઉલ્લેખ છે. એક દોષયુક્ત હોવાથી અશોક તેની મના કરે છે. બીજો પ્રકાર એને સંમત છે. આ બે પ્રકારના સમાજના અર્થ વિષે વિદ્વાનોમાં મતભેદ હતો. પણ પ્રો. દેવદત્ત ભાણ્ડારકરે અનેક પૂરાવા અને અવતરણોથી એમ નક્કી કર્યું છે કે અશોકે પ્રતિબન્ધ કરેલો સમાજ એ જાતનો હતો કે જ્યાં મીજબાનીમાં માંસ પીરસવા પશુઓનો વધ થતો; અને બીજા પ્રકારનો સમાજ જે એને સાધુમત છે તે 'રંગ' અથવા 'પ્રેક્ષાગાર' ના અર્થમાં છે કે જ્યાં લોકોને મલ્લયુદ્ધ, નર્તક (નાચનાર), નટ (નાટક ભજવનાર) વગેરેના ખેલો જોવા નોતરવામાં આવતા. આવા સમાજ રાજાઓ અનેક વાર કરતા હશે તે બાબત મહાભારત, હરિવંશ, ઇત્યાદિમાંથી ઉતારા આપી અને ઉપર જણાવેલ ખારવેલ અને દક્ષિણના ગૌતમીપુત્ર શાતકર્ણી પોતાની પ્રજાને ઉત્સવ અને સમાજ વડે ખુશ કરતા એવા શિલાલેખોના ઉલ્લેખોથી સિદ્ધ કરે છે.[૧૨]

મી. એન. જી. મજુમદાર આ સમાજ શબ્દનો વધારે ચોક્કસ અર્થ કરવા પ્રયત્ન કરે છે.[૧૩] તેમાં ઉપર જણાવેલા કામસૂત્રના અને શિલાલેખોના ઉલ્લેખ ઉપરાંત જાતકોમાંથી બે ઉલ્લેખો આપ્યા છે.

એમાં કણવેરજાતકમાં '**समज्जं कत्वा**' નો અર્થ 'નાટક કરવું' એવો થાય છે, અને '**समज्जमण्डल**' નો અર્થ 'રંગભૂમિ' થાય છે. બીજા ઉલ્લેખમાં '**समज्ज**' નો અર્થ 'મલ્લ યુદ્ધનું સ્થાન' એવો થાય છે. આ ઉલ્લેખો ઉપર ચર્ચા કરી મી. મજુમદાર

૧૨. જુઓ ઇન્ડી. એન્ટી. પુ. ૪૨, પા ૨૫૫–૫૬.

૧૩. જુઓ ઇન્ડી. એન્ટી. પુ. ૪૭, પા. ૨૨૧–૨૩

એમ અનુમાન કહાડે છે કે સમાજ એ 'theatre' (થીએટર) ના અર્થમાં પારિભાષિક શબ્દ છે.[૧૩]

અશોક આ બીજા પ્રકારના 'સમાજ'ને 'સાધુમત' ગણે છે. તે ઉપરથી તે તેને સારી રીતે ઉત્તેજન આપતો હશે એમ માનવામાં વાંધો નથી. જ્યાં આવા ઉત્સવો અને સમાજ ન થતા હોય એ સાધારણ રીતે સારા રાજ્યનું ચિન્હ નથી એમ નીચેના રામાયણના શ્લોકથી સ્પષ્ટ થાય છે:

नाराजके जनपदे प्रहृष्टनटनर्तकाः ।
उत्सवाश्च समाजाश्च वर्धन्ते राष्ट्रवर्धनाः ॥

(અયોધ્યાકાણ્ડ)

રાજા વિનાના દેશમાં સંતુષ્ટ નટો અને નર્તકો અને રાષ્ટ્રને વધારનાર ઉત્સવો અને સમાજો વધતા નથી.[૧૪]

આ બન્ને શિલાલેખોના ઉલ્લેખોની ચર્ચામાંથી એટલો નિષ્કર્ષ નીકળે છે કે ઈ. સ. પૂર્વે બીજા અને ત્રીજા સૈકામાં 'સમાજ' બહુ લોકપ્રિય સંસ્થા હશે. ખાવાપીવાના પ્રાણીહિંસાજનક સમાજનો અશોક મહારાજ પ્રતિબન્ધ કરે છે; અને જેના વડે નૃત્ય, ગીત, વાદિત્ર, નટકલા ઇત્યાદિ લલિત કળાને પોષણ મળે એવા સમાજને ઉત્તેજન આપે છે; આ સમાજમાં જેને આપણે નાટક કહીએ છીએ તે પણ ભજવાતાં હશે એ સ્હેલાઇથી કલ્પી શકાય એમ છે. તેના માટે બીજા સબળ પૂરાવા પણ છે કે જેથી એમ સિદ્ધ થઇ શકે છે કે તે સમયમાં નાટક એ જાણીતી વસ્તુ હતી

આ પૂરાવા આપણને જાતકોમાંથી મળે છે. જાતકોનો સમય ઈ. પૂ. ત્રીજા સૈકા પહેલાનો છે અને તેમાં વર્ણવેલી લોકસ્થિતિ તો બુદ્ધના પહેલાની પણ હશે એવું વિદ્વાનો માને છે.[૧૫]

મી. ફીકની એવી માન્યતા છે કે જાતકમાં આપણા અર્થમાં નાટકનો ઉલ્લેખ નથી; અને કારણ એ આપે છે કે તેમાં નાટક ભજવ્યાનું વર્ણન નથી. પણ આ કારણ અમને બાધક લાગતું નથી. જો નટોનો, રંગભૂમિનો, નાટકનો અને એને લગતી બીજી બાબતોનો સ્પષ્ટ ઉલ્લેખ હોય તો નાટકની હયાતીનું અનુમાન કરવામાં ઉપરના કારણને બાધક ગણવું પ્રામાણિક નથી.

હવે જાતકોના ઉલ્લેખો તપાસીએ.*

એક વારાંગના ગૂમ થઇ ગએલ પોતાના યારને શોધવા નટોને બોલાવી કહે છે કે 'तुम्हाकं अगमनट्टानं नाम न अत्थि। तुम्हे गामनिगमराजधानीयो गन्त्वा

૧૩. મર્હુમ ડૉ. વીન્સેન્ટ સ્મીથે પણ આ અર્થ સ્વીકારેલો છે. જુઓ. Ind. Ant પુ. ૪૮, પા. ૨૩૫.

૧૪. આ રીતે રામાયણનો ઉલ્લેખ પણ તે સમયમાં નાટકો હોવાના મતને પુષ્ટિ આપે છે. તે નટ અને નર્તકનો વિવેક કરે છે.

૧૫. જૂઓ *Manual of Indian Buddhism* by *H. Kern* પા. ૨. અને 'જાતક માલાના અંગ્રેજી અનુવાદના પહેલા પુસ્તકની પ્રસ્તાવના. ફીકની પણ એવી જ માન્યતા છે.

(*ઉલ્લેખો બધા ફાઉઝ્બોલ સંપાદિત જાતકમાલામાંથી લેવામાં આવ્યા છે. ઉપર જણાવેલ કણવેરજાતકનો ઉલ્લેખ ત્રીજા પુસ્તકના એકસઠમા પાને છે.)

समज्जं कत्वा समज्जमंडले पटमं एव इमं गीतं गायेय्याथा ति णटं सिक्खापेति ' ઇત્યાદિ.

'તમે ન જાઓ એવી એકે જગા નથી. તમે ગામો શહેરો અને રાજધાનીઓમાં જઇને 'સમાજ' કરીને 'સમાજ મણ્ડલ'માં સૌથી પહેલું આ ગીત ગાજો' આ પ્રમાણે નટને શીખવાડે છે.'

કાર્ય શરૂ કર્યા પહેલાં અમુક ગીત ગાવાનો નટોમાં રીવાજ હશે એમ માનીએ તોજ ગુપ્ત રીતે શોધ કરવાના આ ઉપાયની ઉચિતતા છે. અને આ રીવાજ ઉપરથી એમ અનુમાન થઇ શકે કે આ 'નટકાર્ય' નાટક હોવાનો સંભવ છે.

આ જાતના 'નટસમાજ' અને 'નટ' કે 'નટક' ના ઉલ્લેખો બીજાં જાતકોમાં મળે છે. ૫૩૮ મા જાતકમાં એક બાળકને લોભાવવાના ઉપાય તરીકે 'નટસમાજ' કરવામાં આવે છે. અને ૫૪૩ મા જાતકની છઠ્ઠી કથામાં 'ञाटके' એટલે 'નટકો' જોઇ નાગ શરમાય છે એવો ઉલ્લેખ છે.[१६]

નાટક કરાવવાનું જ્યાં સ્પષ્ટ કથન હોય એવા નીચે પ્રમાણે બે ઉલ્લેખો છે:

'**राजा पुत्तं रज्जे अभिसिञ्चित्वा नाटकानि स्स पच्चुपट्ठापेस्सामीति सासनं पेसेसि** । વૉ. ૪. પા. ૧૦૫ જા. ૪૫૮.

'રાજા પુત્રનો રાજ્યાભિષેક કરી 'એને માટે નાટકો કરાવું' (प्रत्युपस्थापयिष्यामि) એમ ધારી હુકમ મોકલાવે છે.'

'**अथ स्स सोळसवस्सकाले राजा रज्जं दातुकामो देविं आमन्तेत्वा 'भद्दे पुत्तस्स ते रज्जं दत्वा नाटकानि उपट्ठपेस्साम** '। ઇત્યાદિ. વૉ. ૫. પા. ૨૮૩ જા. ૫૩૧.

'હવે એના સોળમા વરસે રાજ્ય આપવાની ઇચ્છાવાળો રાજા દેવીને બોલાવી કહે છે કે હે ભદ્રે, તારા પુત્રને રાજ્ય આપી આપણે નાટકો કરાવીએ.'

આ ઉલ્લેખો જાતક કાળમાં નાટકની હયાતી કલ્પવાનાં પૂરતાં પ્રમાણ છે. આ ઉપરથી એ પણ સિદ્ધ થાય છે કે અશોકના સમયમાં અને તેની પહેલાં નાટકો જાણીતાં હશે અને 'સમાજ' માં નાટકો ભજવાતાં હશે.

મહાભારત અને હરિવંશના ઉલ્લેખોની પણ અહીંઆ જ તપાસ કરી લેવી જોઇએ. પ્રો. હોપકીન્સનો એવો મત છે કે 'જેને આપણે ખરૂં નાટક કહીએ એવાથી મહાભારત અજ્ઞાત છે. જે કાંઇ પરિચય છે તે 'pantomime' 'પુતળીઓના નૃત્ય'નો જ છે. ઉપર જણાવેલી બાબતોની ઉપેક્ષા કરીએ[१७अ] તો જ મહાભાષ્યમાં જણાવેલ નાટ્યપ્રયોગનું અનુમાન થઇ શકે; અને તે પણ 'તમાસા જોવા' (સાંભળવા નહિ) એ શબ્દોને સામાન્ય અર્થમાં લઇએ તો સંભવે. આખ્યાનકારો નાટકની રીતે આખ્યાન કરતા હશે જોકે એમાં

૧૬. **ततो दारका नाम समज्जत्थिका होन्तीति तं पञ्चहि दारकसतेहि सद्धिं राजङ्गणे निसिदापेत्वा नटसमज्जं कारेसुं, सेसदारका समज्जं दिस्वा 'साधू' ति वदन्ति, महाहसितं हसन्ति** । વૉ. ૬. પા. ૭. બીજો ઉલ્લેખ એજ વૉલ્યુમના ૧૯૧ મા પાને છે.

૧૭ अ. ખાસ બાધક કારણો આ પ્રમાણે છે: 'અભિનયનો ઉલ્લેખ નથી. શૌભિક વગેરેનો ઉલ્લેખ નથી. 'જોવું' એ સામાન્ય શબ્દ જ વપરાય છે. અને 'રંગ' આદિ નાટકના સંબંધમાં લઈ શકાય એવા શબ્દો 'પુતળીનૃત્ય' ના સંબંધમાં ઘટાવી શકાય છે.' ઇત્યાદિ.

મહાભાષ્યમાં જણાવ્યા પ્રમાણે નાટકની રચના નહિ હોય. તે સાંભળવાના વિષય છે, નહિં કે જોવાના.[૧૭ ब]

આ અભિપ્રાય સાથે હું સર્વથા એકમત થઇ શકતો નથી. પણ એમના અભિપ્રાયોનો રદીઓ આપું તે પહેલાં એટલું કબુલ કરી લેવું જોઇએ કે મહાભારત જેવા વિપુલ કાવ્યમાં નાટકને લગતા જેટલા ઉલ્લેખોની અપેક્ષા રાખી શકીએ તેટલા નથી. પણ હોપકીન્સ સાહેબે જે ઉતારા આપ્યા છે તેમાંથી તો નાટકની માહીતીનું અનુમાન નીકળે છે.

'अकालज्ञासि, सैरन्ध्रि शैलूषीव विरोदिषि। આના ઉપર તેઓની નોંધ આ પ્રમાણે છે. 'નટીની જેમ તું આંસુ પાડે છે,' (thou weepest like an actress) એ વાક્ય ઉપરથી કોઇ ઉતાવળથી એમ અનુમાન ન કરે કે અહીંઆ ખરા નાટકનો ઉલ્લેખ છે. પૂતળીના નાચમાં એ આંસુ પાડવાનું દર્શાવી શકાય છે. ૧૨, ૩૬, ૨૫ માં આવતા 'રંગસ્ત્રી' શબ્દને પણ આવી રીતે સમજવો.'

અહીંઆ 'विरोदिषि' નો અર્થ thou weepest 'તું આંસુ પાડે છે' એટલોજ ફક્ત નથી પણ 'અવાજ કરીને રોવું' એવો અર્થ છે; અને હજી સુધી પુતળીઓને ચીસો પાડતી સાંભળી નથી. વળી શૈલૂષીનો ઢીંગલી અથવા પુતળી અર્થ થતો નથી.[૧૮ अ] એટલે આ ઉલ્લેખ નટીને જ લાગુ પડે છે એમ મારૂં માનવું છે. 'રંગસ્ત્રી' શબ્દને પણ ઢીંગલીના અર્થમાં લેવો એ કઇ રીતે 'most reasonable' 'વધારેમાં વધારે સયુક્તિક' છે એ અમે કહી શકતા નથી. [૧૮ ब]

બીજા ઉલ્લેખમાં નાટક શબ્દ આવે છે:

नाटका विविधाः काव्याः कथाख्यायिककारिकाः। પણ આ શ્લોક પછીથી ઉમેરેલો છે એમ હોપકીન્સ સાહેબનું માનવું છે.

તે સમયમાં નાટક નહિ હોવાના પૂરાવા તરીકે ફૂટનોટમાં ચીકનો જાતકો ઉપરથી બાંધેલો અભિપ્રાય તેઓ ટાંકે છે. પણ મેં પૂર્વે બતાવ્યું છે કે જાતકો સ્પષ્ટ રીતે ઉલ્લેખ કરે છે.

હરિવંશમાં રામાયણને નાટક તરીકે ભજવી બતાવ્યાનો સ્પષ્ટ ઉલ્લેખ છે. (પ્રક.૨૪૦) અને હોપકીન્સ સાહેબ એ બાબત સ્વીકારે છે.

એમનો બીજો વાંધો એવો દેખાય છે કે 'જોવું' એવા સામાન્ય શબ્દ ઉપરથી દૃશ્ય-શ્રવ્ય નાટકનું અનુમાન કેમ થઇ શકે? પણ આ તો ભાષા ઉપર જુલમ કર્યા બરાબર છે. નાટક, નૃત્ય, સાધારણ તમાસા એ બધા માટે સામાન્ય રીતે આપણે ગુજરાતીમાં 'જોવું' એ ક્રિયાપદનો પ્રયોગ કરીએ છીએ. સંસ્કૃતમાં दृश् ધાતુ અથવા તેના પર્યાય વપરાય છે. અને કહેવાની ધૃષ્ટતા કરૂં તો અંગ્રેજીમાં પણ Let us go to hear

---

૧૭ ब. જુઓ. The Great Epic of India. પા. ૫૭.

૧૮ अ. જુઓ શબ્દકલ્પદ્રુમ, વાચસ્પત્ય, અમરકોશ વગેરે.

૧૮ ब. "Even in XII, 36, 25, रङ्गस्त्री 'stage-woman' may perhaps most reasonably be explained as the equivalent of the actress mentioned above." P. 56. G. E, I.

a drama or a play' એમ કોઇ ભાગ્યે જ કહેતું હશે. ત્યાં પણ 'see' 'witness' ક્રિયાપદોનો જ ઉપયોગ થતો હશે. આવી જ્યારે ભાષામાં રૂઢિ પડી ગઇ હોય ત્યારે સાંભળવાનો ઉલ્લેખ નથી માટે અમે 'નાટકનું' અસ્તિત્વ નહિ માનીએ એમ કહેવું સયુક્તિક લાગતું નથી. નાટ્યશાસ્ત્રમાં નાટકને દશ્યશ્રવ્ય ક્રીડનીયક કહ્યું છે પણ સાધારણ વ્યવહારમાં તો તે દર્શનનોજ વિષય ગણાય છે. છેવટે તેઓ સાહેબ જે એમ કહે છે કે આખ્યાન એ કેવળ સાંભળવાનો જ વિષય છે તેની વિરુદ્ધ ઉપર જણાવેલ વા. કા. સૂ. નો 'આખ્યાન દર્શન' નો ઉલ્લેખ મુકી શકાય છે. આખ્યાનમાં જો કે જોવા કરતાં સાંભળવાનું વધારે હોય છે તો પણ તેના માટે દર્શન શબ્દ વપરાયો છે એ ઉપરથી સમજાય છે કે 'શ્રવણ' ને આ બાબતમાં પ્રમાપક ગણવું યોગ્ય નથી.

આ ચર્ચામાંથી એટલું તાત્પર્ય નીકળે છે કે મહાભારતમાં જોકે નાટકના હોવા જોઇએ એટલા ઉલ્લેખો નથી તો પણ નાટકથી મહાભારત અજ્ઞાત છે એમ કહેવું એ યોગ્ય નથી.+

ચાણક્યના અર્થશાસ્ત્રમાં પણ નાટકનું અનુમાન કરવાનાં સ્પષ્ટ સાધનો છે. પ્રો. યાકોબીના મત પ્રમાણે અર્થશાસ્ત્ર એ વાસ્તવિક[૧૯] રીતે કૌટિલ્યનું છે એ અનેક આન્તર પ્રમાણોથી સિદ્ધ થાય છે, એટલે કે તે ગ્રંથ ઇ. સ. પૂર્વે ચોથા સૈકામાં મુકી શકાય.

**नटनर्तनगायनवादकवाग्जीवनकुशीलवाः कर्मविघ्नं न कुर्युः।** (પા. ૪૮)

'નટ, નર્તક, ગાયક, વાદક, વાગ્જીવી અને કુશીલવો કર્મવિઘ્ન ન કરે.'

અહીંઆ 'નટ' એટલે નાટક ભજવનાર એવો અર્થ લેવો ઘટે છે; કારણ કે એને મળતા બીજા કામ માટે જુદા જુદા શબ્દો આપ્યા છે.

પૈસા આપ્યા વિના કોઇ ખેલ ન જુવે એ સંબંધમાં નીચે પ્રમાણે ઉલ્લેખ છે.

**प्रेक्षायामनंशदः स्वस्वजनो न प्रेक्षेत। प्रच्छन्नश्रवणेक्षणे च........निग्रहेण द्विगुणमंशं दद्यात्।***

'ભાગ નહી આપનાર પોતાનો સ્વજન પ્રેક્ષામાં જુવે નહિ. છાનોમાનો સાંભળે અને જુવે તો એણે બમણો ભાગ આપવો.'

અહીંઆ શ્રવણ અને પ્રેક્ષણ બન્નેનો ઉલ્લેખ છે તે ધ્યાનમાં લેવા જેવું છે.

જૈન આગમોમાં જેમકે કલ્પસૂત્ર, રાયપસેણીયસુત્ત વગેરેમાં પણ 'નાટક'ના અનેક ઉલ્લેખ મળે છે.

આ રીતે ઇ. પૂ. ૪૦૦ સુધી નાટકની હયાતી આપણે કલ્પી શકીએ છીએ. તેનાથી પૂર્વે થએલા પાણિનિની અષ્ટાધ્યાયીમાં પણ નાટકને લગતા સ્પષ્ટ ઉલ્લેખો મળે છે.

+ રા. રા. ચિં. વિ. વૈદ્યનો અભિપ્રાય વધારે સયુક્તિક છે." **नाटकांचा उल्लेख महाभारतांत आहे. नाटक करणाऱ्या ब्राह्मणांचा व नटाने स्त्रीवेष घेतल्याचा हि उल्लेख आहे; परंतु कोणत्याही ग्रंथाचा अथवा ग्रंथकाराचा उल्लेख नाहिं** ઇત્યાદિ. પા. ૬૫૫ **श्रीमहाभारत–उपसंहार.**

૧૯. જુઓ Ind. Ant. પુ. ૪૭. પા. ૧૯૫.

* અર્થશાસ્ત્રના આ બે ઉલ્લેખો માટે હું મારા મિત્ર રા. રામનારાયણ વિ. પાઠકને આભારી છું.

પાણિનિને ડૉ. સર રામકૃષ્ણ ભાણ્ડારકર ઈ. સ. પૂ. સાતમા શતકના આરંભમાં મુકે છે.[૨૦]

પ્રો. વેબરના મત પ્રમાણે 'नट्' ધાતુ પહેલવહેલો પાણિનિના સૂત્રોમાં આવે છે.[૨૧] આ 'नट्' ધાતુ અનેકવાર તેમાં વપરાયો છે. આ ઉપરાંત તેમાં 'નટસૂત્ર' અને તેના રચનારાઓનો પણ નિર્દેશ આવે છે.

**पाराशर्यशिलालिभ्यां भिक्षुनटसूत्रयोः।** ૪. ૩. ૧૧૦.

**कर्मन्दकृशाश्वादिनिः।** ૪-૩. ૧૧૧.

'પારાશર્યે કહેલા ભિક્ષુસૂત્રને ભણનાર ભિક્ષુઓ 'પારાશરિન્' કહેવાય; શિલાલિએ કહેલા નટસૂત્રને ભણનારા 'શૈલાલિન્' કહેવાય.' ૧૧૦.

એજ પ્રમાણે 'કર્મન્દે કહેલા ભિક્ષુસૂત્રને ભણનારા ભિક્ષુઓ 'કર્મન્દિન્' કહેવાય, અને કૃશાશ્વે કહેલા નટસૂત્રને ભણનારા 'કૃશાશ્વિન્' કહેવાય.'

આ ઉપરથી સમજાય છે કે શિલાલિ અને કૃશાશ્વ એ બન્ને નટસૂત્રોના રચનારાઓ હશે.

આગળ જતાં ૪-૩-૧૨૯ માં જેમ 'છન્દોગ' નો ધર્મ અને આમ્નાય 'છાન્દોગ્ય' કહેવાય તેમ નટોનો ધર્મ અને આમ્નાય તે 'નાટ્ય' કહેવાય એવો નિર્દેશ છે.

આ થોડાક પણ સ્પષ્ટ ઉલ્લેખોથી સિદ્ધ થાય છે કે નાટ્ય એ પાણિનિના સમયમાં જાણીતી વસ્તુ હતી.

પણ વેબર સાહેબનો એવો મત છે કે અહીંઆ નૃત્યની કળાનો ઉલ્લેખ છે નાટ્ય કળાનો નહિ. એનાં કાંઇ ખાસ કારણો આપ્યાં નથી. વળી ઉપરનાં સૂત્રો ઉપર પતંજલિએ ભાષ્ય કર્યું નહિ હોવાથી તેમની એવી કલ્પના છે કે તે પછીથી ઉમેરાએલાં હશે. આ અનુમાન કરવાની પદ્ધતિ બહુ રમુજી છે. સૂત્ર સરળ હોય તેથી ભાષ્ય ન લખ્યું હોય અથવા પોતાની યોજનામાં એ સૂત્રોની હકીકત બીજા સ્થાને કહી જવાતી હોય તેથી ન લખ્યું હોય એ કોટિઓને ધ્યાનમાં લીધા વિના એકદમ એમ કહી દેવું કે તે પ્રક્ષિપ્ત હશે એ પાશ્ચાત્ય ચિકિત્સક પદ્ધતિ (critical scholarahip)નો સુંદર નમુનો છે. બીજાં એવાં અનેક સૂત્રો છે જેના ઉપર પતંજલિએ ભાષ્ય નથી લખ્યું, તેથી ભાગ્યેજ કોઇ એમ કહેશે કે તે બધાં પ્રક્ષિપ્ત છે. આ સૂત્રોની ભાષ્યકારને ખબર છે એ **कथं पाराशरिणो भिक्षवः शैलालिनो नटाः** (વૉ. ૨. પા. ૨૮૬. બૉ. સં. સી.) એ ઉલ્લેખથી સ્પષ્ટ સમજાય છે.

પાણિનિના સમયમાં નટસૂત્રો હોય તો તેના પહેલાં નાટ્યકલા હોવી જોઇએ એ અનુમાન વધારા પડતું ન કહેવાય. આ નટસૂત્રોમાં નટોએ અભિનય કેમ કરવો તે ઉપરાંત સાહિત્યની દૃષ્ટિએ નાટક કેવું હોય એ ચર્ચા હશે કે નહિ તે કહી શકાય નહિ. પણ અ-

---

૨૦. જુઓ 'દક્ષિણનો પૂર્વ સમયનો ઇતિહાસ' પા. ૧૭ (ગુજરાતી અનુવાદ) વિન્સેન્ટ સ્મીથ પણ આ જ સમય સ્વીકારે છે. જુઓ Early History of India. પા. ૪૫૧ ફૂ. નો. ૪૦. ગોલ્ડસ્ટુકરનો પણ આ જ અભિપ્રાય છે. પણ હમણાંજ પ્રસિદ્ધ થએલ કેમ્બ્રીજ હીસ્ટ્રી ઑફ ઇન્ડીઆમાં મી. કીથ એટલુંજ કહે છે કે—'and Panini is dated with much plausibility not later than 300 B C. પા. ૧૧૩.

૨૧. જુઓ Weber's His. of Ind. Literature, પા. ૧૯૭.

ભિનય માટે 'અભિનેય અર્થ' શિષ્ટ સાહિત્યના રૂપમાં નહિ તો લોક પ્રચલિત કથા, આખ્યાયિકારૂપે હશે એમ કલ્પના કરવી શક્ય છે.

આનાથી આગળ સ્થિર પગલે જવું શક્ય નથી.

આ ગવેષણામાંથી હું ધારૂં છું કે એટલું જોઇ શકાશે કે હિન્દુસ્થાનમાં નાટક ઇસવીસન પૂર્વે સાતમા સૈકામાં હયાત હશે. તે વખતે તે કેવા સ્વરૂપનું હશે તે આપણે ચોક્કસ કહી શકતા નથી. અહિંઆ બીજો એ પણ પ્રશ્ન ઉત્પન્ન થાય છે કે. ઇ. પૂ. ૭૦૦ થી તે ઇસવીસનની શરૂઆત સુધી નાટક સાહિત્યનો કાંઇ અવશેષ રહ્યો નથી એ આશ્ચર્યકારક નથી? આનો જવાબ આપવો કઠિન છે અને સ્હેલો પણ છે. વસ્તુ નાશ ગમે તે કારણથી થાય; આપણે બધાં કારણો શી રીતે જાણી શકીએ? નાશ પામ્યું છે એટલી બાબત સિદ્ધ છે. છતાં કલ્પના કરવી અશક્ય નથી. સંભવ છે કે કોઇ જૂના પુરાણા જ્ઞાન ભંડારમાંથી આપણને પ્રાચીન નાટકો જડી આવે. વળી મોંશીઅર પૉલ રેગનાં[૨૨]ની એક કલ્પનાનો વિસ્તૃત ઉપયોગ કરીએ તો કહી શકાય કે એ જૂના જમાનામાં સાહિત્યની દૃષ્ટિએ નાટક ચોક્કસ સ્વરૂપ લેતું નહિ હોય; અને લેતું હશે તો ભજવનારા પોતાને અનુકૂળ રીતે તેને ફેરવી નાખતા હશે અને જે સમયમાં જે 'રૂપ' વધારે લોકપ્રિય તે જીવે અને પહેલાંનાં નષ્ટ થઇ જાય. આ દૃષ્ટિએ આપણે કહી શકીએ કે ઋગ્વેદનું પુરૂરવા-ઉર્વશી સૂક્ત એ પહેલું અને હાલ પ્રસિદ્ધ વિક્રમોર્વશીય-એ એકજ નાટકનું છેલ્લું રૂપ હશે. પણ આ કલ્પનાનો વિષય છે. અને તેથી આપણે પહેલા જવાબથી જ સંતુષ્ટ રહેવું પડે છે.

૨૨. ભારતીય નાટ્યશાસ્ત્ર, પ્રસ્તાવના પા. ૧૦-૧૧.

# આમરણમાં સારંગદેવ વાઘેલાનો સંવત ૧૯૩૩ નો શિલાલેખ

[દત્તાત્રય બાલકૃષ્ણ ડિસકળકર, એમ. એ.
ક્યુરેટર, વૉટસન મ્યુઝીઅમ, રાજકોટ.]

આમરણ નવાનગર સંસ્થાનમાં એક મોટું ગામ છે. તે જામનગરથી પૂર્વ દિશામાં ૪૨ મૈલ અને મોર્વી સ્ટેશનથી ૧૮ મૈલ છે.

તે મેરામણ ખવાસના વંશજોનું જાગીરીનું મુખ્ય ગામ છે. ત્યાંના દરબારગઢમાં આ શિલાલેખ કોઠાની એક દિવાલમાં બેસાડેલો છે.

જે શિલા ઉપર આ લેખ કોતરેલો છે તે લંબાઇમાં ૩ ફુટ ૮ ઇંચ અને પ્હોળાઇમાં ૧ ફુટ છે. તેના લિખિત ભાગની લંબાઇ ૩ ફુટ અને પ્હોળાઇ ¾ ફુટ છે. લેખ ૫ પંક્તિઓમાં લખાયેલો છે. તે સારી સ્થિતિમાં છે. ફક્ત ડાબી બાજુનો થોડો ભાગ ઘસાઈ ગયેલો હોવાથી પ્રત્યેક પંક્તિની શરૂઆતના ત્રણ અક્ષરો વંચાય એમ નથી. પણ ઘણા ખરા અક્ષરો આસપાસનો સંબંધ જોઇને બેસાડી શકાય છે. વિશેષ નુકસાન એટલું જ થયું છે કે પાંચમી લિટીની શરૂઆતમાં દાનકર્તાનું એટલે આ લેખના પ્રવર્તકનું નામ જે નષ્ટ થયું છે તે આપણે જાણી નથી શકતા.

લેખની ભાષા સંસ્કૃત ગદ્ય અને લિપિ દેવનાગરી છે. અક્ષરોના ઢબ સંબંધમાં એટલું જ લખવાનું કે 'અ' નું સ્વરૂપ બીજા અક્ષરો કરતાં જૂના વખતનું લાગે છે. માત્રા લખવાની પદ્ધતિ જૂની છે: તે અક્ષર ઉપર ન લખાતાં અક્ષર પાછળ એક ઉભી લિટીથી બતાવેલી છે. જેમ—ध र्षे, ज्यष्ट, क्रतु, दव,[3] अ षध, चा पात्कट,[3] सा रावर, भाज, श्र याऽर्थं અને समोप. પરંતુ જ્યાં બે માત્રાનું કામ હોય છે ત્યાં એક માત્રા અક્ષર ઉપર અને બીજી તેની પછવાડે લખેલી છે. જેમ-र घो, सोराष्ट्र, અને प्रतिप त्तो.[1]

## મૂળ લેખ[2]

[१] [स्वस्ति] श्रीनृपविक्रमसंवत १३३३ वर्षे ज्येष्ठ शुदि ५ रवौ मान्य-

... ભાષામાં માત્રા લખવાની પદ્ધતિ હમણાં પણ આ જ છે. જૈન સાહિત્યમાં આ પદ્ધતિને 'પડિમાત્રા' પદ્ધતિ કહે છે.

૨. સ્વ૦ વલ્લભજી હરિદત્ત આચાર્યે તૈયાર કરેલી અને રાજકોટના વૉટસન મ્યુઝીયમમાં સંગૃહીત કરેલી છાપ (રબિંગ) ઉપરથી.

૩. આ પ્રભૃતિ શબ્દ કાઢી નાંખો, ભૂલથી દ્વિરુક્તિ કરેલી લાગે છે.

[४] [वरणे] चापोत्कटवंशसरोवरराजहंसचापोत्कटप्रजापरिपालकराणक-श्रीभोजदेवसुतराज०

[५] [...न्वि मातृसोयना (?)] श्र(श्रे)योऽर्थं श्रीसुमतिस्वामिदेवपूजनाय दधिमतीनदीसमीपे वाटिका प्रदत्ता ॥

## ભાષાન્તર

સ્વસ્તિ શ્રી રાજા વિક્રમના સંવત્ ૧૯૩૩ ના વર્ષમાં જેઠ શુદ ૫ ને રવિવારે માળવા પ્રાંતમાં ધૂમકેતુ[૪] જેવો, ગુજરાત દેશનો ઉદ્ધાર કરવામાં વરાહ[૫] જેવો, ભુજના બલ વડે મલ્લ જેવો, સાતમો ચક્રવર્તી, મહારાજાધિરાજ શ્રી સારંગદેવના કલ્યાણકારી અને વિજયી રાજ્યમાં, સૌરાષ્ટ્ર દેશનો અધિકાર ચલાવવા માટે (તેણે) નિમેલા શ્રી પાલ્હ વગેરે પંચના અમલમાં આજે અહીં શ્રી આંબરણમાં ચાવડા વંશ રૂપી સરોવરમાં રાજહંસ સરખા અને ચાવડા લોકોને પાળનાર રાણક શ્રી ભોજદેવના પુત્ર રાજ૦...(એ) પોતાની માતા સોયના(?)ના કલ્યાણ માટે દધિમતી નદી પાસે શ્રી સુમતિ સ્વામી દેવના પૂજાના ઉપયોગ માટે વાડી આપી.

## વિવેચન

લેખમાં આવેલા મહારાજ સારંગદેવ અણહિલવાડ પાટણના ચૌલુક્ય (વાઘેલા) રાજા અર્જુનદેવનો પુત્ર સમ્રાટ સારંગદેવ છે. પાટણના આ છેલ્લા વૈભવશાલી સમ્રાટ સારંગદેવ પછી એક પરાક્રમી હિંદુ સામ્રાજ્યનો કાયમને માટે નાશ થયો અને મૂળરાજના વખતમાં ઉદય પામેલો અને સિદ્ધરાજ જયસિંહના વખતમાં મધ્યાહ્ન ઉપર આવેલો અણહિલપાટણનો વૈભવસૂર્ય સારંગદેવ સાથે જ અસ્ત પામ્યો. જેનું બીજારોપણ મૂળરાજે કર્યું અને જેની મોટી મોટી શાખાઓ જયસિંહના વખતમાં ચારે દિશામાં પ્રસરી ગઈ તે વિશાળ અને લોકોને સુખ આપનાર ચૌલુક્ય વંશવૃક્ષને સારંગદેવ પછી કરણ વાઘેલાના વખતમાં મુસલમાનોએ જડમૂળથી ઉખેડી નાંખ્યું.

સમ્રાટ સારંગદેવના ત્રણ શિલાલેખો ડૉ૦ ભગવાનલાલ ઇંદ્રજીએ ગુજરાત ગૅઝેટીયરના પાન ૨૦૪ ઉપર બતાવેલા છે. એક સં. ૧૩૩૨ નો કચ્છમાં ભદ્રેશ્વર ગામમાં નિકળેલો, બીજો સં. ૧૩૪૩ નો સોમનાથપાટણમાં મળેલો, અને ત્રીજો સં. ૧૩૫૦ નો આબુ પર્વત ઉપર વસ્તુપાળના મંદિરમાં કોતરેલો. તે સિવાય તેના ત્રણ નવા શિલાલેખો મળેલા છેઃ એક ઉપરનો, બીજો સં. ૧૩૪૬ નો[૬] કાઠીયાવાડમાં જુનાગઢ પાસે વંથલીમાંથી મળેલો, અને ત્રીજો ખંભાયતમાંથી મળેલો સં. ૧૩૫૨નો મુનિ જિનવિજયજીએ **प्राचीनजैनलेखसंग्रह**માં લેખાંક ૪૪૯ તરીકે છપાવેલો છે.

ઉપરના લેખે સારંગદેવની કારકીર્દીની મુદતમાં કાંઇ વધારો કર્યો નથી. પણ તે ઉપરથી અન્યત્ર ન આવેલી બહુજ ઉપયોગી માહિતી મળી આવે છે.

માળવાના રાજાઓ સાથે ચૌલુક્ય રાજાઓનું વેર વંશપરંપરાનું હતું એમ લાગે છે. ચૌલુક્ય રાજા પહેલા ભીમના વખતમાં માળવાના રાજા ભોજે પોતાના સેનાપતિ કુલચંદ્રને અણહિલવાડ ઉપર સ્વારી કરવા મોકલ્યો હતો. ભીમરાજા તે વખતે સિંધના રાજા સાથે

૪. એટલે માળવા દેશને હેરાન કરનાર.

૫. વરાહ અવતારની અહીં કલ્પના કરેલી છે.

૬. આ લેખ થોડા દિવસમાં અન્યત્ર પ્રગટ થશે.

લડતો હતો. એટલામાં કુલચંદ્રે અણહિલવાડ લુંટી લીધું; અને તેથી તે ' જયપત્ર ' લઇને ગયો.[૭] પણ સાથે સાથે વૈરનો પાયો નાંખતો ગયો. સિદ્ધરાજે માળવાના પરમાર રાજા નરવર્મા અને તેના પુત્ર યશોવર્મા સાથે બાર વર્ષ સુધી યુદ્ધ કરી લગભગ સં. ૧૧૯૨માં માળવા ખાલસા કર્યું જે ઉપરથી તેને 'અવન્તિનાથ' બીરૂદ માન સાથે મળેલું હતું.[૮] પછી માળવાના બલ્લાળ રાજાએ જ્યારે ગુજરાત ઉપર ચઢાઇ કરી ત્યારે ચૌલુક્ય રાજા કુમારપાળે પોતાના માંડલિક આબુના રાજા યશોધવલને તેના ઉપર મોકલી તેને પકડી મારી નાંખ્યો.[૯]. તે જ પ્રમાણે સારંગદેવના પૂર્વજ લવણપ્રસાદ અને વીરધવલને પણ માલવરાજાની સાથે લઢાઇ કરવી પડી.[૧૦] સમ્રાટ વીસલદેવના તામ્રપત્રોમાં તેને ' માળવાના રાજાનો ગર્વ ઉતારનાર' એવું વિશેષણ આપ્યું છે.[૧૧] ઉપરના લેખમાં 'मालवधराधूमकेतु' શબ્દસમુચ્ચય ઉપરથી લાગે છે કે સારંગદેવે પણ માળવાના રાજાનો પરાભવ કરી તેના મનમાં પોતાને વિષે બહુજ ભીતિ ઉત્પન્ન કરી હતી.

સપ્તમ ચક્રવર્તી પદ સારંગદેવને ફક્ત આ જ લેખમાં લગાડેલું છે. વાઘેલાનું વંશવૃક્ષ શિલાલેખો ઉપરથી નીચે પ્રમાણે માલુમ પડે છે:—

અર્ણોરાજ→ લવણપ્રસાદ→ વીરધવલ→ વીસલદેવ→ અર્જુનદેવ→ સારંગદેવ.

એટલે સારંગદેવ પોતાના વાઘેલા વંશમાં છઠ્ઠો રાજા છે, અને ચક્રવર્તી રાજા તરીકે તો ત્રીજો જ છે; કેમકે પ્રથમના ત્રણ રાજાઓ મુખ્ય ચૌલુક્ય રાજાઓના માંડલિક તરીકે હતા. વાઘેલા વંશનો પ્રથમ ચક્રવર્તી રાજા તો વીસલદેવ જ કહેવાય, અને અણહિલવાડ પાટણના સિંહાસન ઉપર તે જ પ્રથમ બેઠેલો. ત્યારે સારંગદેવને સપ્તમ ચક્રવર્તી પદ કેવી રીતે લાગે? સારંગદેવના વંશનું નામ વાઘેલા લૌકિક છે. તેના મૂળ પુરૂષ અર્ણોરાજને અણહિલવાડ પાટણના સમ્રાટ કુમાલપાલ પાસેથી કોઇ વિશેષ કામગિરી માટે વ્યાઘ્રપલ્લી નામના ગામની જાગીર મળેલી હતી. તેથી તેનું તથા તેના વંશજોનું નામ વાઘેલા પડેલું.[૧૨] પરંતુ એ બધા જાતે ચૌલુક્ય જ હતા. મુખ્ય વંશની એક શાખામાં અર્ણોરાજનો જન્મ થયેલો. આબુ પર્વત ઉપરના વસ્તુપાળના મંદિરવાળા લેખમાં

" इतश्चौलुक्यधीराणां वंशे शाखाविशेषकः ।
अर्णोराज इति ख्यातो जातस्तेजोमयः पुमान् ॥ "[૧૩]

એમ આવ્યું છે તે ઉપરથી એમ સિદ્ધ થાય છે. તેથી મૂળરાજે સ્થાપેલો મૂળ ચૌલુક્ય વંશ અને અર્ણોરાજે સ્થાપેલો વાઘેલા વંશ બે એકજ હતા તેમાં કંઇ શંકા નથી. મૂળરાજથી સિદ્ધરાજ જયસિંહના પિતા કર્ણ સુધી પાંચ રાજા વિશેષ પરાક્રમી ન હતા. અને તેઓનું રાજ્ય ચક્રવર્તી નામ મેળવવા પૂરતું વિશાલ થયેલું ન હતું. જેને સારી રીતે ચક્ર-

૭. જુઓ ગુજરાત ગૅઝેટીયર પા. ૧૬૩.

૮. જુઓ આર્કીઓલોજીકલ સર્વે, વેસ્ટર્ન સરકલનો ૧૯૧૨-૧૩ નો વાર્ષિક રીપોર્ટ.

૯. જુઓ પ્રાચીનજૈનલેખસંગ્રહ–અવલોકન, પા. ૧૦૬.

૧૦. જુઓ ગુ. ગૅઝેટીયર, પા. ૧૯૯.

૧૧. જુઓ ઇંડીયન ઍંટીક્વરી ૬-૧૯૧ ( माल्याधीशमानमर्दन ).

૧૨. જુઓ ગુ. ગૅઝેટીયર, પા. ૧૯૮.

૧૩. જુઓ પ્રાચીનજૈનલેખસંગ્રહ, પા. ૭૯,

વર્તી કહી શકાય એવો રાજા તો સિદ્ધરાજ જયસિંહ જ હતો. સંવત્ ૧૧૯૬ ના તેના દોહદમાં મળેલા લેખ ઉપરથી જણાય છે કે તેણે સૌરાષ્ટ્ર અને માળવાના રાજાઓને કેદમાં નાખ્યા હતા, સિંધુરાજ અને બીજા રાજાઓનો નાશ કર્યો હતો અને ઉત્તર દેશના રાજાઓ તેની હકુમત માનતા હતા. કચ્છમાં ભદ્રેશ્વરમાં સં. ૧૧૯૫ ના શિલાલેખ ઉપરથી કચ્છ પ્રાંત તેના તાબામાં હતો એમ માલુમ પડે છે. આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે સિદ્ધરાજ જયસિંહે પિતૃપ્રાપ્ત રાજ્ય અણહિલવાડ પાટણનો બહુ જ વિસ્તાર કર્યો અને કેટલાક પ્રબળ રાજાઓને માંડલિક બનાવ્યા. ચૌલુક્ય વંશમાં મહાસમ્રાટોનાં બીરૂદો પ્રથમ જયસિંહને જ લગાડવામાં આવેલાં છે. મહારાજાધિરાજ, પરમેશ્વર, પરમ ભટ્ટારક, અવન્તિનાથ, ત્રિભુવન ગંડ, સિદ્ધચક્રવર્તી, બરબરજિષ્ણુ વિગેરે વિશેષણો તેના નામ સાથે જોડાયેલા લેખોમાં મળી આવે છે. ત્યારે પ્રથમ સમ્રાટ સિદ્ધરાજ જયસિંહ થયો. દ્વિતીય તેના પછી સિંહાસન ઉપર બેઠેલો કુમારપાલ, તૃતીય અજયપાલ, અને ચોથો મૂળરાજ (બીજો). મૂળરાજ પછી સિંહાસન ઉપર બીજો ભીમ બેઠો, પણ તે સાવ નબળો હોવાથી પ્રબંધકારો વંશાવળી આપતી વખતે મૂળરાજ પછી ભીમ (બીજા)નું નામ ન લેતાં વાઘેલા રાજાઓનું જ નામ આપે છે;[૧૪] અને મેં ઉપર બતાવ્યા પ્રમાણે તે વંશનો પ્રથમ સમ્રાટ વીસલદેવ હતો. એવી રીતે સારંગદેવ સાતમો સમ્રાટ થયો—

૧ સિદ્ધરાજ જયસિંહ, ૨ કુમારપાલ, ૩ અજયપાલ, ૪ મૂળરાજ (બીજો), ૫ વીસલદેવ, ૬ અર્જુનદેવ, ૭ સારંગદેવ.

સૌરાષ્ટ્રદેશાધિકારી પાલ્હ વિષે કાંઇ વધારે માહિતી મળતી નથી. સૌરાષ્ટ્ર જ્યારે ચૌલુક્ય સમ્રાટોના તાબામાં હતું ત્યારે તે પ્રાંત ઉપર એક મોટા અધિકારીની નિમણુક પાટણથી થતી હતી એમ શિલાલેખો ઉપરથી જણાય છે. એટલુંજ નહી પણ તે વખત અધિકારીઓની એક પ્રાંતથી બીજા પ્રાંત ઉપર બદલી પણ થતી હતી.[૧૫] સૌરાષ્ટ્રમાં નાના મોટા જે રાજાઓ તે વખતે હતા તેના ઉપર પ્રત્યક્ષ દેખરેખ આ પ્રતિનિધિની રહેતી. સિદ્ધરાજ જયસિંહે પ્રથમ સૌરાષ્ટ્ર તાબે કર્યો અને તેના ઉપર 'સજ્જન' નામના પ્રતિનિધિની નિમણુક કરી ત્યારથી પાલ્હ સુધી સૌરાષ્ટ્ર ઉપર કોણ કોણ અધિકારીઓ નિમાયા તેની થોડી થોડી માહિતી મળી શકે છે. આ ઉપરથી માલુમ પડશે કે ગુજરાતનો ચૌલુક્યોના વખતનો ઇતિહાસ અત્યારે પણ વિસ્તારથી લખી શકાય એમ છે. વૉટસન સાહેબે કાઠીયાવાડ ગૅઝેટીયરમાં આપેલો તે વખતનો ઇતિહાસ તો તદ્દન અપૂર્ણ છે એમ સહજ જણાય છે.

'ચાપોત્કટ' એ ચાવડાનું સંસ્કૃત રૂપ છે. કોઇક ઠેકાણે 'ચાવોત્કટ' એમ પણ રૂપ મળી આવે છે. અણહિલવાડ પાટણની સ્થાપના થયા પહેલાં જ ચાવડા લોકોનું ગુજરાત અને કચ્છના વચલા પ્રદેશમાં એક નાનું રાજ્ય હતું અને તેની રાજધાની પંચાસર કરીને હતી જે જગ્યા હમણાં વઢિયાર દેશમાં આવેલી છે એમ સં. ૪૯૦ ના નવસારીમાંથી મળેલા

૧૪. જુઓ ગુ. ગૅઝેટીયર, પા. ૧૯૬.

૧૫. પોરબંદર તાબે કાંટેલાના સં. ૧૩૨૦ ના શિલાલેખ ઉપરથી માલુમ પડે છે કે મહારાજ વીસળદેવે 'સલક્ષ' ને પ્રથમ સૌરાષ્ટ્રનો અધિકારી કર્યો હતો, અને તેને જ પછી લાટ દેશનો અધિકારી નિમાવ્યો. જુઓ ~~પ્રાચીનજૈનલેખસંગ્રહ~~-અવલોકન પા. ૮૯.

પુલિકેશી જનાશ્રયના તામ્રપત્ર ઉપરથી માલુમ પડે છે. યદ્યપિ આ રજપૂત કોમ પહેલાં કચ્છમાં અને કાઠીયાવાડના ઉત્તર પ્રાંતમાં વસાયેલી હતી, તોપણ પછીથી સોમનાથપાટણ, દીવ, વગેરે ભાગોમાં તે લોકોએ વસ્તી કરી.[૧૬] ઉપરના લેખમાં જે ચાવડા ભોજનું નામ આવેલું છે તે એક નાનો રાજા-જાગીરદાર હતો એમ તેની સાથે લગાડેલા રાણક શબ્દ ઉપરથી અને તેના ઉપર સમ્રાટ સારંગદેવના અધિકારીની સત્તા હતી આ ઉપરથી જણાય છે. રાણક ભોજનો ચારસો પાંચસો વરસ આગળ થયેલા વનરાજ ચાવડાના વંશ સાથે કોઇ પ્રકારનો સંબંધ હતો કે કેમ એ કહેવું અશક્ય છે.

સુમતિસ્વામી જૈનોના પાંચમા તીર્થંકરનું નામ છે. ચાવડા રાણક ભોજના પુત્ર જૈનધર્માનુયાયી હતા એમ એના ઉપરથી લાગે છે. આ મંદિરનો હમણાં કાંઇ પત્તો અવશેષ રૂપમાં પણ મળતો નથી. કદાચ મુસલમાન લોકોએ તેનો સમૂળ નાશ કર્યો હશે. કેમકે ગુજરાતના સુલતાન મહમદ બેગડાના એક સરદારનો પુત્ર દાવર-ઉલ-મુલ્ક કરીને આમરણમાં ફોજદાર હતો. તેણે લોકોને બહુ હેરાન કર્યા હતા. એક રજપૂતના હાથથી તે સં. ૧૫૬૬ માં મરી ગયા પછી તેના નામથી મુસલમાનોએ એક પીરની જગ્યા બનાવી.[૧૭] તે વખતે કદાચ આ જૈન મંદિરને ધક્કો પહોંચ્યો હશે.

સાડા છસો વરસ પહેલાં આમરણનું નામ એમ જ હતું એ હકીકત આપણને આ લેખમાંથી જ મળે છે, અને તે ગામ ઓછામાં ઓછા સાતસો વરસનું જૂનું છે એમ જણાય છે. ભાડવામાંથી મળેલા વલભી સંવત ૨૫૨ ( વિક્રમ સં. ૬૨૭) ના વલભીના રાજા ધરસેન બીજાના તામ્રપત્રમાં 'अम्बरेणु' નામક એક મોટા ગામનું નામ આવેલું છે.[૧૮] તે યદિ હાલનું આમરણ જ હશે તો તેની પ્રાચીનતા ચૌદસો વરસ ઉપર જાય છે.

દધિમતી નદી સંબંધમાં સ્વ. વલ્લભજી હરિદત્ત આચાર્યે એક નોંધ કરી રાખેલી છે તે એમ છે-× આ લેખમાં જે દધિમતી નદી લખી છે તે હાલની 'ડેમક' નદી જ છે, કેમકે તે આમરણથી ૧ ગાઉ પશ્ચિમ દિશામાં વહે છે અને તે ટંકારા પાસે થઇ ટંકારા અને તજાઇ વચ્ચે ટંકારાથી ઉત્તરમાં થઇને ઝીંઝોડા બંદર પાસે દરિયાને મળે છે. દધિનું દહી રૂપ થાય છે. તેનું દેહ અને તેનું દે અને મતીનું મઇ રૂપ થયું, એટલે દધિમતીનું ડેમઇ રૂપાંતર થયું છે.

---

૧૬. જુઓ ગુ. ગૅઝેટીયર, પા. ૧૫૦.

૧૭ જુઓ કાઠીયાવાડ ગૅઝેટીયર, પા. ૩૫૬.

૧૮. આ તામ્રપત્ર ઉપરનો લેખ મેં પૂનાના ભાંડારકર ઓરિએંટલ ઇન્સ્ટીટ્યૂટના ઍનલ્સમાં છપાવવા માટે મોકલ્યો છે.

ત્યાર બાદ 'અવદાન' સાહિત્ય આવે છે. અવદાન એટલે ઉદાત્ત કાર્ય, પરાક્રમ. આ વિશાળ સાહિત્યમાં બુદ્ધની તથા હેમના પૂર્વજન્મની વાતો આવે છે. હેમાંની કેટલીક વાર્તાઓ તો ઘણી આનંદદાયક અને અદ્દભુત છે. હેમાં મુખ્યત્વે કરીને **अवदानशतक, दिव्यावदान, रूपवती-अवदान, कल्पद्रुम-अवदान, द्वाविंशत्यवदान, भद्रकलावदान, विचित्रकर्णिकावदान, सुमगधावदान, अवदान-कल्पलता, व्रतवन्दमाला, जातकमाला (बोधिसत्त्वावदान)** ઇત્યાદિ ગ્રંથો આવે છે. આમાંનાં ઘણાં ખરાં પુસ્તકો હજી સુધી પ્રસિદ્ધિમાં આવ્યાં નથી. **जातकमाला**નો લેખક આર્યશૂર કરીને છે. એ ગ્રંથ હારવર્ડ ઓરીએન્ટલ સિરીઝમાં એચ. કર્ન સાહેબે પ્રસિદ્ધ કર્યો છે. તે ઉપરાંત **अवदान-कल्पलता**નો કેટલોક ભાગ રા. બ. શરચ્ચંદ્રદાસ તથા પં. હરિમોહન વિદ્યાભૂષણે બંગાળ એશિયાટિક સોસાયટી મારફતે પ્રસિદ્ધ કર્યો છે.

ત્યાર પછી મહાયાન બૌદ્ધપંથના ખાસ સ્તંભરૂપ **महायानसूत्र** અને 'નવધર્મ' ને નામે પ્રસિદ્ધ એવાં **वैपुल्यसूत्र** આવે છે, જેમાં **अष्टसाहस्त्रिक-प्रज्ञापारमिता, सद्धर्मपुण्डरीक, ललितविस्तर, लंकावतार, सुवर्णप्रभास, गण्डव्यूह, तथागतगुह्यक, समाधिराज** અને **दशभूमीश्वर** એમ નવ ગ્રંથોનો સમાવેશ થાય છે. આમાં **ललितविस्तर** વિષે ઉપર ચર્ચા કરવામાં આવી છે; **सद्धर्मपुण्डरीक** સેંટ પીટર્સબર્ગમાં ઈ. સ. ૧૯૦૮ માં 'બીબ્લીઓથેકા બુદ્ધિકા' નામની ગ્રંથમાળામાં પ્રકટ કરવામાં આવ્યું હતું; અને હેનું અંગ્રેજી ભાષાન્તર કર્ન સાહેબે 'સૅક્રેડ બુક્સ' ગ્રંથમાળામાં પ્રકટ કર્યું છે. મહાયાન પંથમાં અવલોકિતેશ્વર, અમિતાભ, મંજુશ્રી આદિ ભિન્ન ભિન્ન રૂપો કલ્પવામાં આવ્યાં છે, અને હેમનાં વર્ણન તથા ગુણકીર્તન માટે **करण्डव्यूह, सुखावतीव्यूह, गण्डव्यूह** આદિ પુસ્તકો રચવામાં આવેલાં છે. **लंकावतार**માં શાક્યમુનિ બુદ્ધ સાથે લંકાના રાજા રાવણની મુલાકાતનું વર્ણન આવે છે! રાવણ હેમને ધર્મ સંબંધી કેટલાક પ્રશ્નો પૂછે છે અને બુદ્ધ હેના ઉત્તરો આપે છે. તે ઉત્તરો બૌદ્ધ ધર્મની યોગાચાર શાખાના સિદ્ધાંતોને મળતા છે. વળી તે ગ્રંથમાં સાંખ્ય, વૈશેષિક, પાશુપત, આદિ મતોનું વિવેચન કરવામાં આવ્યું છે. હેમાં એક ભવિષ્યવાણી ભાખવામાં આવી છે કે "મ્હારા નિર્વાણ પછી સો વર્ષે વ્યાસ ઉત્પન્ન થશે, જે મહાભારતની રચના કરશે. ત્યાર બાદ પાંડવ, કૌરવ, નન્દ, મૌર્ય, ગુપ્ત અને મ્લેચ્છ વંશના રાજાઓ અનુક્રમે ઉત્પન્ન થશે; ઇત્યાદિ."

માધ્યમિક શાખામાં નાગાર્જુન કરીને એક મહા વિદ્વાન ઇ. સ. ના બીજા કે ત્રીજા સૈકામાં દક્ષિણ હિંદુસ્તાનમાં ઉત્પન્ન થયો હતો. હેણે માધ્યમિક શાખાના સિદ્ધાંત અનુસાર **माध्यमिककारिका, धर्मसंग्रह** આદિ ગ્રંથો લખેલા છે. બૌદ્ધ ધર્મના સંસ્કૃત સાહિત્યમાં ઉપર જણાવ્યા પ્રમાણે મુખ્ય ગ્રંથો આવેલા છે.

**ब. પાલી ભાષાનું બૌદ્ધ સાહિત્ય:**

પાલી ભાષાના બૌદ્ધ ગ્રંથો અતિ પ્રાચીન છે એમ સામાન્ય માન્યતા છે. હેમાં ખાસ કરીને **तिपिटक (त्रिपिटक)** એ મહત્ત્વનો ગ્રંથ છે. **तिपिटक** એક પુસ્તકનું નામ નથી, હેમાં તો અનેક પુસ્તકોનો સમાવેશ થયેલો છે. જેમ સનાતનધર્મીઓ માટે વેદ, ને જૈનો માટે આગમો, તેમ હીનયાન પંથના બૌદ્ધો માટે **तिपिटक** પ્રમાણભૂત ગ્રંથો છે. **तिपिटक**નું કદ મહાભારત કરતાં લગભગ ત્રણ ગણું થાય. તે ક્યારે અને

ક્યાં રચાયાં, કોણે રચ્યાં વગેરે કહેવું મુશ્કેલ છે. કેટલાકની માન્યતા એવી છે કે હેમની રચના મૂળ પાટલિપુત્રમાં થઇ હતી; અને પછી અશોક રાજાનો પુત્ર મહિંદ જ્યારે ધર્મ-પ્રચાર કરવા સિલોનમાં ગયો ત્યારે તે હેને પોતાની સાથે લઇ ગયો હતો.[૪] ત્રિપિટકોમાં રાજગૃહ અને વૈશાલીની સભાઓનો ઉલ્લેખ આવે છે, પણ પાટલિપુત્રમાં થયેલી સભાનો ઉલ્લેખ નથી. આ ઉપરથી એમ જણાય છે કે આ બે સભાઓના સમયની વચમાં હેમની રચના થઇ હશે. ત્રિપિટકોનો કેટલોક ભાગ નિઃસંશય પ્રાચીન છે, અને કેટલોક અર્વાચીન લાગે છે એમ કેટલાક વિદ્વાનોનો મત છે. આ ગ્રંથના ભાષાંતરો અને રૂપાંતરો સિંહલી, બ્રહ્મી, ચિની, જાપાની વગેરે ભાષાઓમાં થયેલાં છે. એને ત્રિપિટક કહેવાનું કારણ એ છે કે હેમાં ત્રણ પિટકો (ટોપલીઓ, સમૂહો) છે: ૧ સુત્તપિટક, ૨ વિનયપિટક, અને ૩ અભિ-ધમ્મપિટક. એક મત એવો છે કે પ્રથમ સુત્ત અને વિનય એમ બે જ પિટકો (**द्विपिटक**) હતાં.[૫]

૧. **सुत्तपिटक**. એમાં ગૌતમબુદ્ધના ઉપદેશોનો સંગ્રહ કરવામાં આવ્યો છે. હેના પાંચ निकाय અથવા વિભાગ પાડેલા છે: **दीघनिकाय ( दीर्घनिकाय ), मज्झिमनिकाय ( मध्यमनिकाय ), संयुत्तनिकाय ( संयुक्तनिकाय ), अंगुत्तरनिकाय** અને **खुद्दकनिकाय ( क्षुद्रनिकाय )**. આ પાંચે વિભાગોમાં બુદ્ધ ભગવાને પોતાના શિષ્યસમુદાયને આપેલો ઉપદેશ, હેમના પરસ્પર સંવાદો, તથા ધર્મ અને તત્ત્વજ્ઞાન વિષે શિષ્યોએ વારંવાર પૂછેલા પ્રશ્નો અને હેમના ઉત્તરોનો સંગ્રહ કરવામાં આવેલો છે. આ સઘળા (૧૮૩) સંવાદો એટલા ગહન છે કે હેમાંનું એકેક સૂત્ર એકેક વ્યાખ્યાનનો વિષય થઇ શકે એમ છે. **दीघनिकाय** માં દીર્ઘ એટલે લાંબા સંવાદો છે. **मज्झिमनिकाय**માં મધ્યમ લંબાઇના સંવાદો છે. **संयुत्तनिकाय**માં એકજ વિષય ઉપર ભિન્ન ભિન્ન શિષ્યો સાથે થયેલા સંવાદોનો સંગ્રહ છે. **अंगुत्तरनिकाय** માં બૌદ્ધધર્મના માનસશાસ્ત્ર તથા નીતિશાસ્ત્રના સૂત્ર બનેલા સંવાદો અલગ કાઢેલા છે. **अंगुत्तरनिकाय** સૌ નિકાયોમાં મ્હોટો છે. **खुद्दकनिकाय**માં ન્હાના ન્હાના સંવાદો આવેલા છે. હેના પંદર પેટા વિભાગો કરેલા છે. તે નીચે પ્રમાણે:—

**१ खुद्दकपाठ, २ धम्मपद, ३ उदान, ४ इतिवुत्तक, ५ सुत्तनिपात,**

૪. બુદ્ધઘોષે ત્રિપિટકોમાંના **दीघनिकाय** ગ્રંથ ઉપરની **अट्ठकथा** (ટીકા) નું પાલીભાષામાં રૂપાંતર કરતી વખતે લખ્યું છે કે—

सीहलदीपं पन आभयाथ वसिना महामहिन्देन ।<br>
ठपिता सीहलभासाय दीपवासिनमत्थाय ॥<br>
अपनेत्वा ततोहं सीहलभासं मनोरमं भासं ।<br>
तन्तिनयानुच्छविकं आरोपेतो विगतदोसम् ॥

[ 'આ અટ્ઠકથા મહામહિન્દે સિંહલદ્વીપમાં આણી, અને આ દ્વીપવાસી જનોના હિતાર્થે તે સિંહલી ભાષામાં લખી. એ સિંહલીમાંથી કાઢી હું મનોરમ અને શાસ્ત્રાનુકૂળ એવી નિર્દોષ પાલી ભાષામાં તે ઉતારૂં છું.' ] —बौद्धपर्व.

૫. જુઓ Oldenberg's Vinaya Pitakam, vol. I, p x; તથા સરખાવો तानि पदव्यंजनानि साधुकं उग्गहेत्वा सुत्ते ओतारेतब्बानि विनये संदस्सेतब्बानि । —महापरिनिब्बानसुत्त.

६ विमानवत्थु, ७ पेतपत्थु, ८ थेरगाथा, ९ थेरीगाथा, १० जातक, ११ निद्देस, १२ पटिसंभिदामग्ग, १३ अपदान, १४ बुद्धवंस અને १५ चरियापिटक.

**खुद्दकपाठ**—આ ન્હાનું પુસ્તક નવીન શીખાઉ લોકો માટે છે. ત્હેમાં મનુષ્યદેહની રચના, અસ્થિ, મજ્જા, સ્નાયુ વગેરે ૩૪ વિભાગો સંબંધી થોડીક માહિતી આપેલી છે. ત્હેના આરંભમાં નીચેનો દીક્ષા-મંત્ર આવેલો છે:—

बुद्धं सरणं गच्छामि ।
धम्मं सरणं गच्छामि ।
संघं सरणं गच्छामि ॥

**धम्मपद**—આ ગ્રંથમાં ધાર્મિક અને નૈતિક વિષયના, પણ પરસ્પર સંબંધ વિનાના ૪૨૩ શ્લોકો સંગૃહીત કરેલા હોય એમ જણાય છે. સઘળા શ્લોકો બૌદ્ધધર્મ પ્રમાણે નીતિ અને સંયમના ૨૬ વિષયો (वग्ग) માં વહેંચી નાખેલા છે; અને દરેક વિષયમાં દસથી વીસ શ્લોકો મૂકેલા છે. એમાંના કેટલાક શ્લોકો મહાભારત, મનુસ્મૃતિ આદિ ગ્રંથોમાં જોવામાં આવે છે. આ ગ્રંથ ઉપરની એક પ્રાચીન ટીકા છે. ત્હેમાં પ્રત્યેક શ્લોક માટે એકેક વાત આપેલી છે, જેમાં કોણે, કયારે અને કેવી રીતે અમુક શ્લોક કહ્યો હતો એ દર્શાવવા પ્રયત્ન કરેલો છે. આ વાતો સરળ પાલી ભાષામાં લખેલી છે, અને ઘણી ખરી રસપ્રદ છે. પ્રાચીનકાળમાં નાલંદ, વિક્રમશિલા વગેરેમાં જે મ્હોટી મ્હોટી પાઠશાળાઓ હતી, ત્યાં અભ્યાસ કરનારા વિદ્યાર્થીઓ, તથા ગિરિગુફાઓ અને વિહારોમાં રહેનારા બૌદ્ધ ભિક્ષુઓ અને ભિક્ષુણીઓ, સંસારી અને વૈરાગી સર્વ એક સરખી રીતે, આ ગ્રંથનું ભક્તિપૂર્વક પઠન કરતા હતા.

**उदान**—ઘણીવાર બુદ્ધ ભગવાન અમુક બનાવ ઉપરથી અગર કાંઇક અદ્ભુત ચીજ જાણી અગર સાંભળીને એકાએક ઉલ્લાસમાં આવી જતા, અને તે પ્રસંગે ત્હેમના મુખમાંથી કાંઇક રસભરિત અને કાવ્યમય શબ્દો નીકળી જતા. આવાં વચનોમાં કાંઇક અદ્ભુત ધાર્મિક ભાવના ઝળકતી હતી. ત્હેમના શિષ્યો તે વચનો લખી લેતા. **उदान**માં આવાં ૮૨ વચનોનો સંગ્રહ કરેલો છે.

**इतिवुत्तकं**—આ પુસ્તકમાં પણ બુદ્ધનાં ૧૨૦ વચનો આપેલાં છે. ત્હેનું નામ **इतिवुत्तक** પડવાનું કારણ એ છે કે ત્હેમાં પ્રત્યેક વચનની આગળ **इति वुत्तं भगवता** 'ભગવાને આમ કહ્યું' એવા શબ્દો મૂકેલા છે. આ પુસ્તક ઇ. સ. પૂર્વે ૪૦૦ જેટલું પ્રાચીન હશે એમ પ્રો. ર્‌હીસ ડેવિડ્સ જણાવે છે.[૧]

**सुत्तनिपात**—આ પુસ્તકમાં ૭૦ છંદોબદ્ધ સૂત્રો આપેલાં છે. ત્હેના પાંચ વિભાગ પાડેલા છે. પહેલા ચાર વિભાગમાં દરેકમાં ન્હાનાં ન્હાનાં ૫૪ પદ્યો છે, અને પાંચમામાં એક લાંબું કાવ્ય છે.

**विमानवत्थु** અને **पेतवत्थु**—આમાં ગરૂડપુરાણની પેઠે સ્વર્ગ, નરક અને પ્રેત સંબંધી હકીકત આપેલી છે.

**थेरगाथा** અને **थेरीगाथा**—**थेर** એટલે **स्थविर** અથવા વૃદ્ધ (વડીલ) પુરુષ, અને **थेरी** એટલે **स्थविरा**, વૃદ્ધ (વડીલ) સ્ત્રી. બૌદ્ધધર્મની દીક્ષા લીધેલાં સાધુ સાધ્વી-

૧. Buddhism: American Lectures, p. 71.

ઓને અનુક્રમે થેર અને થેરી કહેતા. પહેલા ગ્રંથમાં ગૌતમબુદ્ધના વખતના ૨૬૪ મુખ્ય થેરોનાં, અને બીજામાં ૭૩ થેરીનાં ધાર્મિક કવનો આપેલાં છે. ત્હેમની નીચે આપેલી ટીકામાં તે તે લેખકની જીવનકથા પણ આપેલી છે. આ કાવ્યો ઉપરથી બુદ્ધકાલીન સ્ત્રી–પુરૂષોની દિનચર્યાનું ઠીક દિગ્દર્શન થઇ શકે છે. તે સમયમાં સ્ત્રીઓને કેટલી સ્વતંત્રતા અપાતી હતી, તથા ત્હેનો ત્હેમણે કેવો સદુપયોગ કર્યો છે તે આપણે સ્પષ્ટ જોઇ શકીએ છીએ. થેરીમાંની ઘણી ખરી સ્ત્રીઓ જેટલી ધાર્મિક અને નૈતિક કેળવણીમાં આગળ વધેલી હતી, તેટલીજ તેઓ માનસિક કેળવણીમાં પણ વધેલી હતી. ત્હેમનાં ઘણાંખરાં કાવ્યો ઉંચા પ્રકારનાં હોઇ ઉન્નત ભાવનાનું દર્શન કરાવે છે. ઉદાહરણ તરીકે ત્હેમાંની એક વાત નીચે આપું છું:-

રાજગૃહમાં રાજા બિંબિસારના એક આશ્રિતને સોમા નામની એક કન્યા હતી. ત્હેણે બૌદ્ધધર્મનો ઉપદેશ સાંભળીને, તે ધર્મની દીક્ષા લીધી, અને પોતાની વિદ્વત્તા તથા સદાચરણથી થોડાજ વખતમાં ત્હેણે અર્હત્ પદની પ્રાપ્તિ કરી. શ્રાવસ્તિમાં એક દિવસ તે અંધ નામના ઉદ્યાનમાં વૃક્ષ નીચે બેઠી હતી, તેવામાં 'માર' (સેતાન) ત્હેની પાસે આવી બોલવા લાગ્યો:

यं तं इसीहि पत्तब्वं ठानं दुरभिसंभवम् ।
न तं द्वंगुलिपञ्ञाय सक्का पप्पोतुमित्थिया ॥

'પુરૂષોને પણ દુર્લભ એવું જે ઉચ્ચપદ તે, બે આંગળીથી પરીક્ષા કરવી એ જેનું રોજનું કામ છે એવી સ્ત્રીઓને; કયાંથી પ્રાપ્ત થાય?'

અહીં 'બે આંગળીથી પરીક્ષા કરવી' એનો અર્થ ટીકાકાર નીચે પ્રમાણે આપે છે: સ્ત્રીઓ ચૂલા ઉપર ચોખા રંધાવા મૂકે છે. આ કામ તેઓ ૭ વર્ષની ન્હાની ઉમરથી કરવા માંડે છે. ઘણા લાંબા વખતના અભ્યાસ પછી પણ ચોખા ચડયા કે નહિ તે તેઓ એકદમ જોઇને કહી શકતી નથી. બે આંગળી વડે ચોખો દબાવીને પરીક્ષા કરે તો જ ત્હેમને ખબર પડે કે ભાત થયો કે નહિ. આવી મૂઢ સ્ત્રીજાતિના હૃદયમાં ધર્મનાં ગૂઢ તત્ત્વો ઉતરવાં એ કેવળ અશક્ય છે એમ આ શ્લોકનો ભાવાર્થ છે.

આ શ્લોક સાંભળી સોમાએ ઉત્તર આપ્યો:

इत्थिभावो नो किं कयिरा चित्तम्हि सुसमाहिते ।
ञाणम्हि वत्तमानम्हि सम्मा धम्मं विपस्सतो ॥
सब्बत्थ विहता नन्दि तमोक्खन्धो पदालितो ।
एवं जानाहि पापिम निहतो त्वमसि अन्तक ॥

'જો અમારૂં ચિત્ત સ્થિત થયું અને અર્હત્ માર્ગનું જ્ઞાન મેળવી સત્યધર્મનો સાક્ષાત્કાર થયો, તો પછી સ્ત્રીસ્વભાવ શું કરવાનો હતો? એટલે હે પાપી માર! તું જાણી લે કે બંધન આપોઆપ તૂટી જાય છે અને અજ્ઞાનરૂપી અંધકારનો નાશ થાય છે; ત્હારી યુક્તિ નિષ્ફળ ગઇ છે.'

આવી અનેક આનંદદાયક વાતો ત્હેમાં આપેલી છે.

जातककथा—'જાતક' એટલે 'જન્મ સંબંધી.' ગૌતમબુદ્ધના પૂર્વજન્મો સંબંધી વાતોનો સંગ્રહ આ ગ્રંથમાં કરેલો છે. એ કથાઓ ત્હેમણે પ્રસંગોપાત્ત પોતાના શિષ્યવર્ગ આગળ કહેલી એમ માનવામાં આવે છે.

આ કથાઓ બુદ્ધના સમયમાં તેમજ ત્યાર પછી પણ ઘણા જ પ્રચારમાં આવી હતી એમ લાગે છે. સાંચી, અમરાવતી, બહારત વગેરે સ્થળે તો આ કથાઓનાં નિદર્શક ચિત્રો પણ મળી આવે છે. આવી લગભગ પાંચસો કથાઓનાં નિદર્શક ચિત્રો પ્રસિદ્ધ ચિની પ્રવાસી ફા-હિયાન પોતે જોયાનું જણાવે છે. હુએનત્સંગે પણ પોતાના 'ભારતીય પ્રવાસવર્ણન'માં જાતક-કથાઓના બે ત્રણ ઉલ્લેખો કરેલા છે. આ ઉપરથી જણાય છે કે આ કથાઓ સુમારે બે અઢી હજાર વર્ષ પ્રાચીન હોઇ, તરત જ લોકપ્રિય બની હશે.

આ કથાઓ જો કે બુદ્ધના પૂર્વ જન્મ વિષેની હોવાનો દાવો કરે છે, તો પણ તે ઉત્કૃષ્ટ ધાર્મિક અને નૈતિક ગ્રંથની ગરજ સારે એમ છે. ધર્મ અને નીતિના સિદ્ધાંતો સૂત્ર રૂપે લોક સમક્ષ મૂકવા કરતાં વાર્તામાં વણીને મૂકવાથી તે જ સિદ્ધાંતો આપોઆપ સચોટ અસર કરે છે. હિતોપદેશ, પંચતંત્ર, ઇસપનીતિ વગેરે પુસ્તકો આ જાતનાં છે. ત્હેમાં પણ જાતકકથાઓની છાયા જોવામાં આવે છે. તે પ્રમાણે ચૅાસર, હિરોડોટસ વગેરે પાશ્ચાત્ય ગ્રંથકારોનાં પુસ્તકોમાં કેટલીક જાતકકથાઓ એમ ને એમ ઉતારેલી જણાય છે! રામાયણ, મહાભારતની કેટલીક કથાઓનું સામ્ય પણ જાતકકથાઓમાંથી મળે છે, જેમ કે દશરથ-જાતક, કત્થહારી-જાતક, વગેરે. જાતક-કથાઓની સંખ્યા લગભગ પાંચસો ઉપર છે.

**निद्देस ( निर्देश )**—'સુત્તનિપાત્ત' ગ્રંથના ઉત્તરાર્ધ ઉપરની આ માત્ર ટીકા છે. ત્હેનો લેખક બુદ્ધનો સારીપુત્ત નામનો એક મુખ્ય શિષ્ય છે એમ માનવામાં આવે છે.

**पटिसंभिदामग्ग ( प्रतिसंबोधमार्ग )**—બૌદ્ધ અર્હતોની દિવ્ય દૃષ્ટિ વિષે આ પુસ્તકમાં લખેલું છે.

**अपदान**—આમાં અર્હતોનાં ચરિત્રો આપ્યાં છે. **बुद्धवंस**માં ગોતમ બુદ્ધ અને ત્હેમની પહેલાં થઈ ગયેલા ચોવીસ બુદ્ધોનાં જીવનચરિત્રો આપેલાં છે. **चरियापिटक**માં ગૌતમબુદ્ધના ચોત્રીસ પૂર્વ જન્મની હકીકત આપેલી છે. ગ્રંથ અપૂર્ણ છે.

**૨. विनयपिटक**—

આ ગ્રંથસમૂહમાં ભિક્ષુઓએ પાળવાના નિયમોનો સંગ્રહ કરેલો છે. ત્હેમાં પાંચ ગ્રંથોનો સમાવેશ થયેલો છેઃ ૧ **पाराजिका**, ૨ **पाचित्तियादि** (આ બે ગ્રંથો મળીને **सुत्तविभंग** નામનો વિભાગ બને છે. ત્હેમાં પ્રાયશ્ચિત્તના નિયમો આપેલા છે); ૩ **महावग्ग**, ૪ **चुल्लवग्ग ( क्षुद्रवर्ग )** (આ બે ગ્રંથો મળીને **खंधक** નામનો વિભાગ થયેલો છે.) અને ૫ **परिवारपाठ** (પરિશિષ્ટ). આ ઉપરાંત **भिक्खु**-અને **भिक्खुणीपातिमोक्ख ( भिक्षु-भिक्षुणी-प्रातिमोक्ष )** નામના ગ્રંથમાં બૌદ્ધ સાધુ અને સાધ્વીઓના દોષોનું વર્ણન તથા ત્હેનાં પ્રાયશ્ચિત્તો વિષે જણાવેલું છે. પરંતુ **सुत्तविभंग**ને આ વિષયમાં વિશેષ પ્રમાણભૂત ગણવામાં આવે છે.

૩. **अभिधम्मपिटक**—આ ગ્રંથસમૂહમાં બૌદ્ધ તત્ત્વજ્ઞાનનું વિવેચન કરેલું છે. ત્હેમાં સાત ન્હાનાં ન્હાનાં પુસ્તકો છે. ૧ **धम्मसंगणि**, ૨ **विभंग**, ૩ **धातुकथा**, ૪ **पुग्गलपञ्ञत्ति**, ૫ **कथावत्थु**, ૬ **यमक**, ૭ **पट्ठान**.

સઘળા બૌદ્ધગ્રંથોમાં આ પુસ્તકો કઠણ અને નીરસ છે.

આ ઉપરાંત પાલી ભાષામાં બીજા કેટલાક છૂટક ગ્રંથો છે. ત્હેમાંના મુખ્ય નીચે પ્રમાણે છેઃ—

**महापरिनिब्बानसुत ( महापरिनिर्वाणसूत्र )**--આમાં ગૌતમ બુદ્ધના અંતિમ ત્રણ માસની જીવનચર્યા આપેલી છે. ત્હેમાંથી બૌદ્ધધર્મનાં મુખ્ય મુખ્ય તત્ત્વો, તત્કાલીન આચારવિચાર, સમાજનીતિ, રાજકીય સ્થિતિ વગેરેનું જ્ઞાન મળી શકે છે.

**मिलिंदपञ्हो ( मिलिन्दप्रश्नः )**—આ ગ્રંથમાં બેકટ્રીયાના રાજા મિલિંદ ( Menander ) અને બૌદ્ધ સંન્યાસી નાગસેન વચ્ચે થયેલો ધર્મવિષયક સંવાદ આપેલો છે. એ સંવાદ જ્ઞાન સાથે ગમ્મત આપે એવો છે. આ ગ્રંથની રચનાનો સમય ઇ. સ. પૂર્વે ૨૦૦ હશે એમ વિદ્વાનોનો મત છે.

**दीपवंस** અને **महावंस**--સિંહલદ્વીપના આ બે પ્રસિદ્ધ પાલી ગ્રંથો ઈ. સ. ના ૪–૫ મા શતકમાં લખાયેલા છે. ત્હેમાં સિલોનનો ઇતિહાસ આપેલો છે. **महावंस** ગ્રંથ મહાનામ નામના એક સિંહલી પંડિતે રચેલો છે. ત્હેમાં ૧૦૦ અધ્યાયો છે. ત્હેમાંના ૩૭ મા અધ્યાયમાં બુદ્ધઘોષનું ચરિત્ર વર્ણવેલું છે. આ બુદ્ધઘોષરચિત **विसुद्धिमग्ग** નામનો ગ્રંથ સાહિત્ય, દર્શન, વિજ્ઞાન, ઇતિહાસ વગેરેનો અપૂર્વ ભંડાર છે. મહાનામ પંડિત બુદ્ધઘોષનો સમકાલીન હોવાથી ત્હેણે લખેલું ચરિત્ર વિશ્વસનીય માની શકાય.

**क. અન્યભાષાનું બૌદ્ધ સાહિત્ય.**[૭]

**ललितविस्तर, बुद्धचरित, सद्धर्मपुण्डरीक** આદિ કેટલાક ગ્રંથોનાં ચિની તથા ટિબેટી ભાષામાં ભાષાંતરો થયેલાં છે, તથા ત્હેમના આધાર પર તે તે ભાષામાં નવીન પુસ્તકો રચાયાં છે. ટિબેટી ભાષામાં રત્નધર્મરાજ નામના એક બૌદ્ધ ભિક્ષુએ આવો એક ગ્રંથ લખેલો છે. તે પ્રમાણે બીજા પણ એવી જાતના કેટલાક ગ્રંથો છે. ' ક્યાંગ–ર ' નામના ટિબેટી ગ્રંથસંગ્રહમાં ' ગ–છેરરોલ્પ ' નામનો એક બૌદ્ધ ગ્રંથ છે જે અદ્યાપિ અપ્રકાશિત છે. સંસ્કૃતના **महाभिनिष्क्रमणसूत्र** નામના ગ્રંથનું ચિની ભાષાંતર ઇ. સ. ના ૬ ઠ્ઠા સૈકામાં થયું હતું. એમ પ્રો. હિસ ડેવિડ્સ જણાવે છે. આ ઉપરાંત **ललितविस्तर**નાં ચાર ભાષાંતરો ચિની ભાષામાં થયાં છે. છેવટનું ભાષાંતર ' હાન ' વંશના રાજાની કારકીર્દિમાં એટલે કે ઈ. સ. ના ત્રીજા સૈકામાં થયું હતું. અશ્વઘોષના **बुद्धचरित**નું ચિની ભાષાંતર ધર્મરક્ષ નામના બૌદ્ધ પંડિતે ઇ. સ. ના પાંચમા શતકમાં કર્યું હતું. **लंकावतारसूत्र**નું ચિની ભાષાંતર ઈ. સ. ના પાંચમા સૈકામાં સુંગવંશીય રાજાની કારકીર્દિમાં ગુણભદ્ર નામના એક પંડિતે કર્યું હતું. આ ઉપરાંત **महापरिनिब्बानसुत्त, जातकनिदान, महावंस** આદિ ગ્રંથોનાં પણ ચિની ભાષામાં ભાષાંતરો થયાં છે. **वज्रच्छेदिका** નામનો ગ્રંથ જાપાની બૌદ્ધોનો ખાસ પૂજ્ય ગ્રંથ છે. જાપાનમાં બૌદ્ધધર્મના અનેક ગ્રંથો છે. બ્રહ્મદેશમાં **मलंगवत्तु** નામનો એક ગ્રંથ વિશેષ પ્રસિદ્ધ છે. એ મૂળમાં એકાદ પાલી ગ્રંથનું ભાષાંતર છે. ત્હેમાં આપેલું બુદ્ધનું ચરિત્ર જાતક-કથાઓમાં આપેલા ચરિત્ર સાથે ઘણું ખરૂં મળતું આવે છે. આ ઉપરાંત બીજા કેટલાક સંસ્કૃત અને પાલી ગ્રંથોનાં ભાષાંતરો ત્હેમાં થયેલાં છે.

---

૭. જુઓ **वा. गो. आपटे** વિરચિત **बौद्धपर्व.**

# પૃથિવીનું સ્વરૂપ

[ પ્રો. જેઠાલાલ ચિમનલાલ સ્વામિનારાયણ ]



પુરાણોમાં પૃથિવી પાણી ઉપર તરે છે એવું વર્ણન છે. સૂર્ય મેરૂ પર્વતમાં સંતાઇ જવાથી રાત્રિ પડે છે. પૃથિવીને શેષનારાયણ ઉપાડી રહ્યા છે. આવી વાતાંઓ પુરાણમાં આવવાથી કેટલાક પાશ્ચાત્ય વિદ્વાનો એમ સમજે છે કે ભારતવાસીઓની જ્યોતિઃશાસ્ત્ર સંબંધી માન્યતાઓ ગલત છે. પણ વસ્તુતઃ તપાસ કરતાં તેવું કાંઇ જણાતું નથી.

પૃથિવીને કોઇ ધારણ કરી રહ્યું છે એ માન્યતાનું ખંડન શ્રીમાન્ ભાસ્કરાચાર્યે નીચેના શ્લોકમાં કર્યું છે:

मूर्तो धर्ता चेद्धरित्र्यास्ततोऽन्यस्
तस्याप्यन्योऽस्यैवमत्रानवस्था ।
अन्त्ये कल्प्या चेत्स्वशक्तिः किमाद्ये
किं नो भूमेः साष्टमूर्तेश्च मूर्तिः ॥

'જો પૃથિવીને ધારણ કરનાર કોઇ મૂર્તિમાન વ્યક્તિની આપણે કલ્પના કરીએ તો આપણે તેના પણ ધારણ કરનાર બીજાની કલ્પના કરવી પડશે. બીજાને ધારણ કરનાર ત્રીજાને માનવો પડશે. આવી રીતે અનવસ્થા પ્રસંગ આવશે. છેલ્લા ધારણ કરનારમાં પોતાની શક્તિ છે એવું માનો તો પહેલામાં જ સ્વકીય શક્તિથી આકાશમાં સ્થિત છે એમ નહીં માનવાનું શું કારણ છે? પૃથિવી કાંઇ જેવી તેવી નથી; પૃથિવી સાક્ષાત્ અષ્ટમૂર્તિ શંકરનું શરીર છે.'

પૃથિવીમાં આકર્ષણ શક્તિ છે, જેના બળે તે બીજા પદાર્થોને પોતાની સમીપ ખેંચે છે. આકર્ષાયેલા પદાર્થો જાણે પડતા હોય એવો ભાસ થાય છે.

आकृष्टिशक्तिश्च मही तया यत्
स्वस्थं गुरुं स्वाभिमुखं स्वशक्त्या ।
आकृष्यते तत् पततीव भाति
समे समन्तात् क पतत्त्वियं खे ॥

'પૃથિવીમાં આકર્ષણશક્તિ છે. પૃથિવી પોતાની આકર્ષણશક્તિથી ભારે પદાર્થને પોતાની તરફ ખેંચે છે. તે પદાર્થ જાણે પડતો હોય એવું જણાય છે. પૃથિવી ચારે બાજુએ આકાશના પરિમાણતુલ્ય છે. પછી પૃથિવીનું પતન કેવી રીતે સંભવે ?'

પૃથિવી ભારે પદાર્થને ખેંચે છે એવું ભાસ્કરાચાર્યે કહ્યું છે. ફુદા જેવો હલકો પદાર્થ હવાને લીધે આમ તેમ ઝોલાં ખાય છે. તેથી શરૂઆતમાં એમ લાગે છે કે ફુદાને પૃથિવીના આકર્ષણની અસર નહિ થતી હોય. પણ ખરી રીતે ફુદાને પણ પૃથિવી ખેંચે છે. પવનની

ગતિને લીધે ફુદું આમતેમ ગોથાં ખાતું ઘણા લાંબા સમયે પૃથિવી ઉપર પડે છે. નિર્વાત પ્રદેશમાં પ્રયોગ કરવામાં આવે તો લોઢાનો કકડો અને ફુદું સરખા જ વખતમાં પૃથ્વીની સપાટીએ પહોંચે. આ તારતમ્ય ભાસ્કરાચાર્ય સ્પષ્ટ કરી શક્યા નથી, પણ આકર્ષણના સિદ્ધાન્તને તો તેમણે ઉપલા શ્લોકમાં સ્પષ્ટ રીતે દર્શાવ્યો છે. ન્યુટનના પહેલાં લગભગ છસેં વર્ષ ઉપર ભાસ્કરાચાર્યે આકર્ષણના સિદ્ધાન્તને ( Law of Gravitation) રજુ કર્યો છે.

જ્યારે પૃથિવી ગોળ છે એવું તમે પ્રતિપાદન કરો છો ત્યારે આપણને તે શા સારૂ થાળીના જેવી સપાટ લાગે છે ?

આ પ્રશ્નનો ઉત્તર ભાસ્કરાચાર્ય નીચેના શ્લોકમાં આપે છે:

समो यतः स्यात् परिधेः शतांशः

पृथ्वी च पृथ्वी नितरां तनीयान् ।

नरश्च तत्पृष्ठगतस्य कृत्स्ना

समेव तस्य प्रतिभात्यतः सा ॥

'કોઇ પણ વર્તુલના પરિધિનો સોમો ભાગ સીધા જેવો દેખાય છે. તેની રીતે પૃથ્વીનો ગોળ ઘણો મોટો હોવાથી અને માણસ ઘણો નાનો હોવાથી તે માણસને પૃથ્વી સપાટ જણાય છે.'

પૃથ્વીની છાયા ચંદ્ર ઉપર પડવાથી ચંદ્રગ્રહણ થાય છે. કાલિદાસના રઘુવંશમાં ચૌદમા સર્ગના ૪૦મા શ્લોકમાં શ્રી રામચંદ્ર કહે છે:

अवैमि चैनामनघेति किन्तु

लोकापवादो बलवान् मतो मे ।

छाया हि भूमेः शशिनो मलत्वे-

नारोपिता शुद्धिमतः प्रजाभिः ॥

'સીતાજીને હું પાપરહિત માનું છે. પણ લોકાપવાદ મને બલવાન્ લાગે છે. નિર્મળ ચન્દ્રમાના ગ્રહણ× તરીકે પૃથ્વીની છાયાને ગણવામાં આવે છે. આવી રીતે પ્રજાનું તણું નથી. આમાં પૃથ્વીની છાયા ચન્દ્ર ઉપર પડે છે એવું વર્ણન છે. પૃથ્વીની છાયા ચન્દ્ર-ગ્રહણ વખતે ચંદ્રને ઢાંકે છે. ચંદ્રગ્રહણ વખતે ઘેરાયેલો ભાગ વર્તુલાકાર હોય છે તેથી છાયા નાંખનાર પૃથ્વી ગોળ હોવી જોઇએ એવું સિદ્ધ થાય છે; આવી રીતે આપણા પ્રાચીન ગ્રંથોમાં પૃથ્વી દડા જેવી ગોળ માનવામાં આવેલી છે. હવે પૃથ્વીનું અને ચન્દ્રનું પરિભ્રમણ કેવી રીતે થાય છે, દિવસ અને રાત્રિ કેવી રીતે લાંબાં ટુંકાં થાય છે તે વિષયો ઉપર આપણા પૂર્વજોના સિદ્ધાન્તનું હવે પછીના લેખમાં વિવેચન કરીશું.

---

× મલ્લિનાથ 'मलत्वेन'નો અર્થ 'કલંક' એવો કરે છે. નન્દરગીકર બીજી ટીકાઓના આધારે તેનો 'eclipse' 'ગ્રહણ' એવો અર્થ કરે છે.

# ઉત્તરાપથની યાત્રા*

[ નરહરિ દ્વારકાદાસ પરીખ ]



નામાં રમતની મઝા રમનારની કુશળતા ઉપર તેમજ તેના હાથમાં આવેલાં પાનાં ઉપર આધાર રાખે છે. અથવા એમ કહીએ તો ચાલે કે અમુક જાતનાં પાનાં હાથમાં આવે તો અમુક માણસ તેનો કેવો ઉપયોગ કરે છે એ જોવામાં જ રમતની બધી મઝા રહેલી છે, અને તેમાં જ તે માણસનો પૂરો પરિચય પણ થાય છે. હિંદુસ્તાનનો ઇતિહાસ એ હિંદુસ્તાનની ભૂમિ, તેની રચના અને તેની પરિસ્થિતિનો હિંદુસ્તાનમાં આવેલા લોકોએ કેવો ઉપયોગ કર્યો અને તે દ્વારા પોતાની કલ્પનાઓ અને આકાંક્ષાઓ કેવી રીતે પ્રત્યક્ષ કરી એનો ચિતાર છે. હિંદુસ્તાનના પહાડો અને નદીઓ અને વિશાળ મેદાનો એ અહીંના લોકોનું મૂળ ધન કહેવાય. આર્ય લોકોએ પોતાની સગવડ પ્રમાણે દેશના કેવા વિભાગ પાડયા અને તેમાં પોતાની વૃત્તિ મુજબ ક્યાં ક્યાં અને કેવાં સંસ્કૃતિનાં મથકો એટલે કે શહેરો સ્થાપ્યાં એ આ પ્રકરણમાં જોઇશું. માણસના રીતરિવાજો તે તે સમાજના સ્વભાવ ઉપર જેટલો આધાર રાખે છે તેટલો જ પરિસ્થિતિ ઉપર પણ રાખે છે અને તેથી આ દેશના વતનીઓએ દેશના કેવા વિભાગ પાડયા હતા એ જોવું બહુ જ ઉપયુક્ત છે.

હિંદુકુશ અને સુલેમાન પર્વત વચ્ચે આવેલા બાલ્હિક અને ગાંધાર દેશ એ કુદરતી રીતે પડેલા વિભાગ છે. તે જ પ્રમાણે સિંધુ અને તેના કુટુંબમાં જમણી બાજુની બે ત્રણ નદીઓ અને ડાબી બાજુની પાંચ નદીઓ મળીને સપ્તસિંધુદેશ એ પણ એક કુદરતી વિભાગ છે. અનેક નદીઓનું પાણી એકત્ર કરવાનું કામ સપ્તસિંધવ ( પંજાબ ) કરે છે, તેમ એ નદીઓનું પાણી સાચવીને આગળ લઇ જઇ અનેક મુખ દ્વારા પશ્ચિમ સમુદ્રને અર્પણ કરવાનું કામ સિંધુદેશ કરે છે.

સપ્તસિંધવ અને સિંધુનો પશ્ચિમ તરફનો સૂકો પણ વત્તો ઓછો ફળદ્રૂપ પ્રદેશ અને પૂર્વ તરફનો ગંગા યમુનાનો ભેજવાળો પ્રદેશ તથા તેની નીચેનો દશાર્ણનો પ્રદેશ, એ બેની વચ્ચે આવેલો ઉન્નત અને રેતાળ પ્રદેશ એ હિંદુસ્તાનના ઇતિહાસમાં બહુ જ મહત્વનો છે. સતલજ અને યમુના વચ્ચે આવેલો બ્રહ્માવર્ત અને કુરૂદેશ તથા સૌવીર અને સૌરાષ્ટ્ર એ હિંદુસ્તાનના ઇતિહાસમાં બહુ જ મહત્વના ભાગ છે. બ્રહ્માવર્ત એટલે સરસ્વતી અને દૃશદ્વતી એ બે નદીઓ વચ્ચે આવેલો પ્રદેશ. એની દક્ષિણમાં કુરૂક્ષેત્રની હત્યારી ભૂમિ છે. આ ભૂમિના હાથમાં ભારતવર્ષનું ઉત્તરાપથનું આધિપત્ય રહેલું છે. ત્યાર પછી રાજપૂતાનાનો વેરાન મુલક આવે છે. એક વખતે સરસ્વતી અથવા હિકરા નદીના પ્રવાહથી આ પ્રદેશ અસંત ફળદ્રૂપ હતો. આજે ત્યાં ન્હાવા માટે પણ પાણી મળવું અશક્ય છે. સૌવીર એ સિંધુની પૂર્વમાં અને કચ્છ, કાઠિઆવાડની ઉત્તર કે ઇશાનમાં આવેલો છે. સૌવીરની પશ્ચિમ તરફ ન્હાની ન્હાની દશ નદીઓવાળો દશાર્ણ મુલક છે. અવન્તી અથવા માલવ

* સત્યાગ્રહ–આશ્રમના રાષ્ટ્રીય વિદ્યામંદિર તરફથી થોડા જ વખતમાં પ્રસિદ્ધ થનાર 'આર્યાવર્તનો ઇતિહાસ' એ નામના પુસ્તકમાંનું આ એક પ્રકરણ છે.

એ તેનું પ્રખ્યાત નામ છે. માળવામાંથી જ ચર્મણ્વતી ( ચંબલ ) નદી ઉત્તર તરફ વહી જમનાને મળે છે. ચર્મણ્વતીથી મધ્યસ્થ હિંદુસ્તાનના બે વિભાગ પડી જાય છે. ચર્મણ્વતીની ઉત્તરમાં મત્સ્ય અને શૌરસેન દેશ આવેલા છે. ત્યાંથી જમના ઓળંગીએ એટલે ગંગા યમુના વચ્ચેનો અંતર્વેદીનો પ્રદેશ; એ આર્ય સંસ્કૃતિનું પિયર ગણાય. આ અંતર્વેદીના ઉત્તર-વાયવ્યમાં કુરુપાંચાળ અને પૂર્વ તરફ કાશીકોશલ. એ પ્રાચીન હિંદુસ્તાનમાં અત્યંત મહત્ત્વના પ્રદેશ છે અને તેથી જ બનારસ અને પ્રયાગ એ હિંદુધર્મનાં સૌથી મ્હોટાં શહેરો ગણાયાં છે. અહીંથી પૂર્વ તરફ જઈએ એટલે વિદેહ અથવા મિથિલા અને મગધની સામ્રાજ્યભૂમિ આવી જાય છે. મદ્ર ( શિયાળકોટની આસપાસનો મુલક ), માળવા અને મગધ આ ત્રિકોણમાં હિંદુ સંસ્કૃતિનાં રાજકીય કેન્દ્રો આવી જાય છે.

મગધની પૂર્વમાં આવેલાં અંગ, વંગ, ગૌડ, પ્રાગ્જ્યોતિષ અને કામરૂપ એ પ્રદેશનું સ્વરૂપ તદ્દન જૂદું જ છે. અને એનો ઇતિહાસ પણ જૂદો જ છે. આ આર્ય લોકોના ઉત્કર્ષના મુલકની દક્ષિણમાં વિન્ધ્યપર્વત, નર્મદાનદી અને દણ્ડકારણ્યનું મહાકાન્તાર આવી ગયું છે. અને વચમાં પૂર્વેથી પશ્ચિમ તરફ માળવા સુધી જઈએ તો પુંડ્ર, ઉત્કલ, વત્સ, ચેદિ વગેરે દેશો આવેલા છે. છેક પશ્ચિમમાં સૌરાષ્ટ્ર અથવા કાઠિઆવાડનો દ્વીપકલ્પ અલગ છે.

આવા આ મુલકમાં નદીની સગવડ જોઈ અથવા લશ્કરી કે વેપારી મહત્ત્વ વિચારી આપણા લોકોએ શહેરો વસાવ્યાં હતાં, તેમની થોડી વિગત અહીં આપી છે.

આપણે વાયવ્યથી આ શહેરો જોતા આવીએ. ત્યાં આપણું ધ્યાન એકદમ આકર્ષે એવું શહેર તો **તક્ષશિલા** છે. આ શહેર પંજાબમાં રાવળપિંડી જીલ્લામાં હાલના શહાધેરી નામના ગામડા પાસે હતું. કેટલાંક વર્ષ થયાં ત્યાં પુરાતત્ત્વખાતા તરફથી ખોદકામ શરૂ થયું છે, અને ત્યાં સ્તૂપો તથા મૂર્તિઓ જડી છે. તક્ષ-શિલાનો અર્થ કોતરેલી શિલા અથવા નાગરાજા તક્ષકની શિલા એમ થાય. શહેરનું નામ ત્યાંની શિલ્પકળાને લીધે પડ્યું હશે અથવા તે તક્ષકે વસાવ્યું તેથી પડ્યું હશે. સિકંદર હિંદુસ્તાનમાં આવ્યો ત્યારે તે જાહોજલાલીવાળું શહેર હતું. હિંદુસ્તાનની કારીગરી અને વિદ્યાના વિનિમયનું એ એક ભારે મથક હતું. વૈદકવિદ્યા માટે તક્ષશિલાની ખ્યાતિ દૂર દેશો સુધી પહોંચી હતી. મધ્ય એશિયામાંથી હિંદુસ્તાનમાં આવવાના માર્ગ ઉપર આવેલું હોઇ તેને વિદ્યા અને વેપારનું કેન્દ્ર થવાથી અત્યંત અનુકૂળતા હતી.

તક્ષશિલાની પશ્ચિમ તરફ એકદમ સરહદ ઉપર પેશાવર આવેલું છે. આનું મૂળ નામ **પુરુષપુર** હતું. કનિષ્કે હિંદુસ્તાનમાં રાજ્ય વિસ્તાર્યું ત્યારે ત્યાં રાજધાની કરી હતી. તક્ષશિલા અને પુરુષપુર એ **ગાંધાર** દેશનાં મુખ્ય શહેરો હતાં. કાબુલનદીની બાજુમાં કુનાર અને સિંધુનદીની વચ્ચેનો પ્રદેશ તે ગાંધાર. હાલના રાવળપિંડી અને પેશાવર જીલ્લા ઉપરાંત સ્વાત અને હોતીમર્દન અથવા યુસફ઼ઝાઇનો પ્રદેશ તેમાં આવી જતો.

રામાયણમાં ગંધર્વ દેશનું નામ આવે છે અને તેની રાજધાની પુષ્કરાવતી અથવા પુષ્કલાવતી જણાવી છે, તે કદાચ આ જ ન હોય?

પેશાવરથી વાયવ્યમાં હિંદુકુશની પેલી પાર બલ્ખ નામનું શહેર પ્રાચીન સમયમાં બહુ વિખ્યાત હતું. ગ્રીક લોકો તેને બૅક્ટ્રિયા તરીકે ઓળખતા. હિંદુકુશના વાયવ્ય છેડા ઉપર તે આવેલું હોવાથી પેલી પારની નીચ ભૂમિ ઉપર તેનો સરસઃકાબુ રહેતો. લશ્કરનું

મથક હોવા ઉપરાંત તે વેપારનું પણ મથક હતું. ચીન, ઇરાન અને હિંદુસ્તાન જેવા ત્રણ સુધરેલા દેશોની સરહદ ત્યાં મળતી હોવાથી ત્રણે વચ્ચેનો વ્યવહાર બલખની મારફત ચાલતો. વિદ્યા, વેપાર, હુન્નર, કળા અને સંસ્કૃતિની પરસ્પર લેવડદેવડ ત્યાં થતી. બૌદ્ધોના વિહારો ત્યાં હતા અને બૌદ્ધ વિદ્યા ત્યાંથી પ્રદેશમાં પ્રસરતી. એની આસપાસના પ્રદેશમાં કાબુલ, કંદહાર, હિરાત, બોખારા, સમરકંદ વગેરે શહેરો આવેલાં છે. ગ્રીક ક્ષત્રપોની પ્રાચીન કાળમાં તે રાજધાની હતું.

આ બલખ પાસે જ **બામિયન** કરીને એક સ્થાન હતું, ત્યાં હૂણ લોકોનું મુખ્ય રહેઠાણ હતું. ત્યાંથી તેઓ હિંદુસ્તાન ઉપર આક્રમણ કરતા. હૂણ લોકોએ હિંદુસ્તાનમાં જ્યારે રાજ્ય જમાવ્યું ત્યારે તેમણે પંજાબમાં **શાકલ** હાલના શિયાળકોટને પોતાની રાજધાની બનાવ્યું. રાજા મિલિન્દ અથવા મીનેન્ડર અહીં રહેલો. અત્યંત પ્રાચીન કાળમાં શાકલ મદ્ર લોકોની રાજધાની હતું. શાકલમાં હૂણ લોકોએ એક દુર્ગમ કિલ્લો બાંધ્યો હતો.

મિલિન્દ મહાયાન બૌદ્ધધર્મમાં ખૂબ રસ લેતો. પણ મહાયાન સંપ્રદાયની વ્યવસ્થા તો કનિષ્કે જ કરી. કનિષ્કે કાશ્મીરમાં શ્રીનગરની પાસે આવેલાકુણ્ડલવનમાં એક 'સંગીથિ' અથવા પરિષદ્ ભેગી કરી હતી.

આ બધાં શહેરો સિંધુનદીના સામ્રાજ્યની અંદર આવેલાં હતાં. ત્યાંથી મધ્ય દેશમાં આવતાં પ્રથમ **કુરૂક્ષેત્રનું** દર્શન થાય છે. કુરૂક્ષેત્ર ભગવદ્ગીતાને લીધે દરેકને મ્હોડે છે જ. ભારતીય યુદ્ધ આ જ સ્થાન પર થયેલું. કુરૂક્ષેત્રમાં હાલના પતિઆળા રાજ્યનો પૂર્વ ભાગ તથા દિલ્હી પ્રાંત આવી જાય છે. આ કુરૂક્ષેત્ર પાસે જ **સ્થાણ્વીશ્વર** છે જે આજે થાનેશ્વર નામથી ઓળખાય છે. સ્થાણ્વીશ્વરમાં શ્રીહર્ષના પિતાની રાજધાની હતી.

ત્યાંથી પાસે જ ગંગાને કિનારે **હરદ્વાર** છે. હરદ્વાર એ સંન્યાસીઓની તપોભૂમિ છે. શ્રીવ્યાસે અહીં જ પોતાના અનેક ગ્રંથો લખેલા એવી લોકોમાં માન્યતા છે. હરદ્વાર એ સંસ્કૃત વિદ્યાનું એક મોટું ધામ છે અને બાર વર્ષે ત્યાં કુંભમેળો પણ ભરાય છે. હરદ્વારથી દક્ષિણમાં જઇએ એટલે યમુના અને કાલિન્દીને કાંઠે આવેલાં હસ્તિનાપુર અને ઇન્દ્રપ્રસ્થ એ બે શહેરો આવે. કૌરવ પાંડવોની રાજધાનીઓ તરીકે મહાભારતમાં એ વિખ્યાત છે. **હસ્તિનાપુર** અથવા **ગજસાહ્વય** એ કૌરવોની રાજધાની હતું. ગંગા નદીની રેલમાં આ નગર હાલમાં બીલકુલ ધોવાઇ ગયું છે. એની પાસે જ અગ્નિદિશામાં **ઇન્દ્રપ્રસ્થ** આવેલું છે. ઇન્દ્રપ્રસ્થ હાલના દિલ્હી પાસે જ છે. અર્જુને ખાંડવવનનો નાશ કર્યો ત્યાં યુધિષ્ઠિરે આ નગર વસાવેલું. **ખાંડવવનમાં** નાગ લોકો રહેતા. તેમનો અર્જુને ઉચ્છેદ કર્યો. તેનો બદલો નાગરાજા તક્ષકે પરીક્ષિત ઉપર લીધો. ઇન્દ્રપ્રસ્થ અસલ જમના નદીને કાંઠે હતું, પણ હાલમાં નદીનો પટ બદલાવાથી નદી ત્યાંથી દૂર છે. ઇન્દ્રપ્રસ્થને ખાંડવપ્રસ્થ પણ કહે છે.

ખાંડવવન હાલના મુઝફ્ફરનગરથી થોડેક છેટે હતું.

હાલની દૃષ્ટિએ જેમને ઐતિહાસિક સાધનો ગણાય તેમાંના જૂનામાં જૂનામાં મથુરાનો ઉલ્લેખ છે. મથુરા એ મધ્યદેશની રાજધાની હતું. યમુનાને કાંઠે તે વસેલું છે. શૂરસેનો અહીં રાજ્ય કરતા. શ્રીકૃષ્ણ અહીં જન્મેલા. શૈશુનાગના વખતથી મથુરાનો ઉલ્લેખ મળી આવે છે.

કુશાન રાજાઓના સમયમાં બૌદ્ધો તથા જૈનોનું તે મ્હોટું મથક હતું. શુંગ રાજાઓના સમયમાં પાટલીપુત્ર કરતાં પણ તેની ભૌગોલિક સ્થિતિને લીધે તેનું મહત્ત્વ વિશેષ હતું. ફાહિયાન તથા હુએનત્સાંગના વખતમાં તે જાહોજલાલીમાં હતું.

અત્યારે પણ ઘણા લોકો ત્યાં જાત્રાએ જાય છે. સાત પવિત્ર પુરીઓમાં તેની ગણના છે.

આજે આપણે વૃંદાવન વગર મથુરાનો વિચાર કરી શકતા નથી, તે બન્ને એટલાં બધાં પાસે છે. વૃંદાવન એ શ્રીકૃષ્ણની બાલ્યલીલાની ભૂમિ. વૃંદાવન કાળે કરીને નષ્ટ થયું હતું તે બંગાળના વૈષ્ણવસાધુ ચૈતન્યના ઉત્સાહથી ફરી સ્થાપિત થયું. હાલમાં વૃંદાવનનાં મંદિરો હિંદુસ્તાનમાં પ્રખ્યાત છે, અને તેમાં વિશેષતા એ છે કે સ્થાપત્યના બધા નમુનાઓ ત્યાં એકત્ર થયા છે.

મથુરા ને વૃંદાવન જેમ શ્રીકૃષ્ણના બાલ્યકાળનાં સ્થાન છે તેમ મ્હોટપણની તેમની રાજધાની દ્વારકા. દ્વારકા દૂર પશ્ચિમ કિનારે હિંદુસ્તાનનો છેડો છે. અહીંથી હિંદુસ્થાન ઉપર ચ્હડાઈ કરનાર કાળયવન જેવાનો બંદોબસ્ત કરવો એ શ્રીકૃષ્ણને સ્હેલું લાગ્યું હશે. દ્વારકા એ સાત મોક્ષદાયી પુરીઓમાંની એક છે. તેમ જ પુરાણપ્રસિદ્ધ ચાર ધામમાંનું એક ધામ છે. શંકરાચાર્યના ચાર મઠમાંનો એક મઠ અહીં છે.

દ્વારકા શ્રીકૃષ્ણની રાજધાની ખરી, છતાં શ્રીકૃષ્ણનું કાર્યક્ષેત્ર તો હસ્તિનાપુર, ઇન્દ્રપ્રસ્થ અને કુરૂક્ષેત્ર જ હતાં.

હવે આપણે સ્હેજ પૂર્વ તરફ જઈએ એટલે કાન્યકુબ્જ આવે છે; હાલમાં એ કનોજ નામથી ઓળખાય છે. વિશ્વામિત્રના પિતા ગાધિરાજાની એ રાજધાની હતું, ત્યારે તે ગાધિપુર કહેવાતું. શ્રીહર્ષના પહેલાં મૌખરી રાજાઓની તે રાજધાની હતું. આ શહેરના નૈઋત્યભાગમાં બૌદ્ધોના મ્હોટા મ્હોટા વિહારોનાં ખંડેરો છે.

સાત પુરીઓમાં પ્રથમ સ્થાન પામેલું શ્રી રામચંદ્રનું જન્મસ્થાન અયોધ્યા તે હવે આવે છે.

યુક્તપ્રાંતમાં ફૈઝાબાદ જીલ્લામાં ગોગરા નદીને કાંઠે તે આવેલું છે. સરયુ એ ગોગરા નદીનું પ્રાચીન નામ છે.

રામાયણની અયોધ્યાનગરી હાલમાં નાશ પામેલી છે. એક વિસ્તૃત ઉજ્જડ-ભૂમિ તેને ઠેકાણે દેખાડવામાં આવે છે. તેની પાસે અનુચિત કરીને અપભ્રંશ પામેલા નામનું ગામ છે.

કોશલ દેશ (હાલના અયોધ્યાપ્રાંત)ની તે રાજધાની હતું.

બૌદ્ધકાળમાં કોશલ દેશના ઉત્તરકોશલ અને દક્ષિણકોશલ એવા બે ભાગ પડી ગયેલા જણાય છે. સરયુ નદી બે ભાગને જુદા પાડતી. ઉત્તરકોશલની રાજધાની શ્રાવસ્તી હતી અને દક્ષિણની સાકેત હતી. સાકેત ક્યાં આવેલું તે અત્યારે નક્કી કરી શકાતું નથી. અયોધ્યાને જ બૌદ્ધ લોકો સાકેત કહેતા હોય અથવા તો અયોધ્યાની પાસે જ તે શહેર હોય. બૌદ્ધ સાહિત્યમાં સાકેતને ભારતવર્ષના એક મ્હોટા શહેર તરીકે વર્ણવેલું છે.

અયોધ્યામાં જૈન તીર્થંકર આદિનાથનો જન્મ થયેલો.

બૌદ્ધકાળમાં અયોધ્યા આબાદ હોય એમ લાગતું નથી. પરંતુ ગુપ્ત સમ્રાટ્ સમુદ્રગુપ્તે પાટલીપુત્રથી પોતાની રાજધાની ફેરવીને અયોધ્યામાં કરી, ત્યારે તે ફરી આબાદીમાં

આવ્યું હતું. ગુપ્તરાજાઓએ અયોધ્યાનાં રામચરિત સાથે જોડાયલાં પવિત્ર સ્થળોનો પુનરુદ્ધાર કર્યો હતો.

ઉપર જણાવેલું **શ્રાવસ્તી** હાલના અયોધ્યા પ્રાંતમાં જ છે. તેની પાસે **જેતવન** વિહારમાં રહીને બુદ્ધ ભગવાને ઉપદેશ કરેલો. આ શ્રાવસ્તીના સુદાત્ત નામે એક દાની વેપારીએ જેત નામના રાજા પાસેથી એક મ્હોટું ઉદ્યાન ખરીદી લઇ એ વિહાર બંધાવી આપેલો. શ્રાવસ્તી બૌદ્ધોનું એક મ્હોટું યાત્રાનું ધામ ગણાતું.

ઉત્તરની દિશા છોડી દક્ષિણ તરફ આવીએ એટલે **પ્રયાગરાજ** ધ્યાન ખેંચે છે. પ્રયાગ એટલે પવિત્ર નદીઓનો સંગમ. અહીં ગંગા અને યમુના ઉપરાંત ગુપ્ત સરસ્વતીનો પણ સંગમ થાય છે માટે આ સ્થાનને પ્રયાગરાજ અથવા ત્રિવેણી કહે છે. લશ્કરી દૃષ્ટિએ પ્રયાગ બહુ જ મહત્ત્વનું છે અને ગંગા યમુના જેવી મ્હોટી નદીઓનું સંગમસ્થાન હોવાથી વેપારનું પણ તે મ્હોટું મથક હતું. આ સંગમ ઉપર પરમ પવિત્ર અક્ષયવટ છે, જે ઉપરથી સંગમમાં કૂદી કેટલાક લોકો દેહત્યાગ કરતા. આખરે અકબરે આ વટની આસપાસ કિલ્લો બાંધ્યો. આમ તેણે આત્મહત્યા પણ અટકાવી અને આસપાસનો પ્રદેશ પણ કાબુમાં આણ્યો. પ્રયાગ કુંભમેળાનું એક સ્થાન છે.

પ્રયાગ પાસે જ **કૌશામ્બી** છે. વત્સદેશની એ રાજધાની. ભગવાન બુદ્ધ કૌશામ્બીમાં રહેલા. કથાસરિત્સાગરનો ઉદયનરાજા અહીં રહેતો. શ્રીરામચંદ્રનું **ચિત્રકૂટ** પણ અહીંથી બહુ દૂર નથી. આજે પણ લોકો ચિત્રકૂટની યાત્રાએ જાય છે. જો લોકો ત્યાંથી **ખજરાહો** અને **ભારહુટનાં** ખંડેરો જોવા જાય તો તેમને પ્રાચીન ઇતિહાસ અને શિલ્પ વિષે ઘણું જાણવાનું મળે.

હિંદુઓની ત્રિસ્થળયાત્રામાં પ્રયાગ, બનારસ અને ગયા આવે છે. **બનારસ** એ આપણું પવિત્રમાં પવિત્ર શહેર છે. બનારસ તે જ દેવનગર. અહીંની લિપિ તે જ દેવનાગરી.

બનારસનું પ્રાચીન નામ વારાણસી છે: વારણા અને અસી બે નદીઓની વચમાં આવેલા પ્રદેશમાં તે વસેલું છે. બનાર રાજાએ તે વસાવેલું, એમ પણ કહેવાય છે,
તેને માટે કાશી નામ પ્રચલિત છે.

આપણા દેશનું આ એક પ્રાચીનમાં પ્રાચીન શહેર છે. રામાયણ તથા મહાભારતમાં તેનો ઉલ્લેખ છે. પણ શહેરનો બહુ ઇતિહાસ મળતો નથી. એ અહીં પોતાના કાંઠા પર આવેલાં ઘાટો અને મકાનો પાડવાનું કામ પહેલેથી બરાબર કર્યું છે.

સાત પવિત્ર પુરીઓમાં તેની ગણના છે અને અત્યારે પણ આખા દેશમાં યાત્રાનું મ્હોટામાં મ્હોટું ધામ છે. સંસારથી નિવૃત્ત થયેલા ઘણા માણસો મરણની વાટ જોતા અહીં રહેવા આવે છે.

અહીંનું કાશીવિશ્વેશ્વરનું મંદિર અને મણિકર્ણિકાનો ઘાટ સુંદર અને વિખ્યાત છે.

પ્રાચીનકાળથી તે આજ સુધી તે બ્રાહ્મણવિદ્યાનું અને સર્વ શાસ્ત્રોનું પ્રખ્યાત ધામ રહેલું છે. વિદ્યાને ઉત્તેજન આપવા ખાતર હિંદુ લોકોએ જેટલું દાનધર્મ કર્યું છે તેનો મ્હોટો ભાગ બનારસને જ મળ્યો છે અને તેથી જુના કાળથી હજારો વિદ્યાર્થીઓ વગર

ખર્ચે અહીં અધ્યયન કરતા આવેલા છે. બનારસના અન્નસત્રની પદ્ધતિ, અને મધ્યવર્તી સત્તા વિના અનેક વિદ્વાનોના સહકારથી બનેલું વિદ્યાપીઠ એ દુનિયામાં અપૂર્વ છે.

બનારસ પાસે જ સુંદર આંબાવાડીઓથી વીંટળાયલું **સારનાથ** છે. પ્રાચીન કાળમાં એને ઋષિપત્તન કહેતા.

બોધિ પ્રાપ્ત થયા પછી બુદ્ધ ભગવાને ત્યાંથી ઉપદેશ શરૂ કર્યો. બૌદ્ધ લોકોનું એ મ્હોટું યાત્રાનું ધામ ગણાય છે. અશોકનો બંધાવેલો સિંહસ્તંભ ત્યાં પદાર્થસંગ્રહાલયમાં આજે પણ જોવાને મળે છે.

આ અને હવે પછી જે શહેરો આવે છે, તે બધાં બુદ્ધ ભગવાનના ચરિત્ર સાથે જોડાયલાં છે. તેથી આપણે તેમની તે ક્રમમાં જ યાત્રા કરીશું. બુદ્ધ ભગવાનના પિતા શાક્યવંશી શુદ્ધોદન કપિલવસ્તુમાં રહેતા. આ સ્થાન ફૈઝાબાદથી ઈશાનકોણમાં ૨૫ માઇલ દૂર છે. કપિલવસ્તુની પાસે લુમ્બિનીવન નામના ઉદ્યાનમાં બુદ્ધ ભગવાનનો જન્મ થયો હતો. શુદ્ધોદને બુદ્ધને પોતાની રાજધાનીમાં બોલાવ્યા ત્યાર પછી તે ન્યગ્રોધવિહાર નામના ત્યાંના એક વિહારમાં રહેલા.

બુદ્ધ ભગવાન ગૃહત્યાગ કરી ખૂબ ફર્યા. પણ આખરે નિરંજરાનદીને કાંઠે તેમને જ્ઞાન પ્રાપ્ત થયું. એ તેમની તપોભૂમિને **બુદ્ધગયા** કહે છે. હાલના ગયા ક્ષેત્રથી ૭ માઇલ પર તે આવેલું છે. બુદ્ધગયાનું મંદિર ભવ્ય છે. જે પિંપળના ઝાડ નીચે બુદ્ધ ભગવાનને જ્ઞાન પ્રાપ્ત થયું તેને બોધિવૃક્ષ કહે છે. મૂળ વૃક્ષ હાલમાં નથી. અલ્લાહાબાદના અક્ષયવટનો આ ઝાડ સાથે સંબંધ છે એમ ભોળા લોકો માને છે.

**ગયા** એ શ્રાદ્ધ કરવાનું પવિત્ર તીર્થ છે અને તે ફલ્ગુનદીને કાંઠે આવેલું છે. ગયામાં એક ધર્મશિલા ઉપર વિષ્ણુનું પદચિહ્ન છે. તેના ઉપર પિંડ આપવામાં આવે છે.

આપણા લોકોમાં એકતા સાધવાના બહુ જ અદ્દ્ભુત ઉપાયો છે. લોકોમાં એવી માન્યતા છે કે વિષ્ણુનો એક પગ ગયામાં અને બીજો પગ મક્કામાં છે. અક્ષયવટનું જડ અને થડ પ્રયાગમાં છે અને તેનાં ડાળાં પાંખળાં બુદ્ધગયામાં છે. આ ઉપરથી પ્રયાગથી બુદ્ધગયા સુધીનો મુલક બૌદ્ધ ધર્મની અસર નીચે એક વખતે સામટો આવેલો હોવો જોઇએ એમ લાગે છે. હિમાલયમાં પણ ઉત્તરાખંડમાં આવેલા કેદાર નામના લિંગનો બીજો છેડો નેપાળમાં પશુપતિનાથના મંદિરમાં છે એમ પણ લોકો માને છે.

કલકત્તા, કામખ્યા, કાશી, જ્વાલામુખી વગેરે દૂર દૂરનાં શાક્તોનાં મંદિરોની એકતા પણ દક્ષના યજ્ઞમાં પ્રાણત્યાગ કરનાર સતીના શબના ટકડા કરી વિષ્ણુએ વિખેરી નાંખ્યા અને મહાદેવને શાંત કર્યા, તે બધા ત્યાં પડેલા એવી કથાદ્વારા સાધી છે.

બોધિ પ્રાપ્ત થયા પછી બુદ્ધ ભગવાન પોતાની સેવા કરનાર સાથીઓને મળવા સારનાથ ગયેલા, પણ પછી તેમણે આખા બિહાર પ્રાંતમાં વિહાર કર્યો. શ્રાવસ્તી, જેતવન, કૌશામ્બી, રાજગૃહ, કુશિનારા વગેરે સ્થાનો તેમણે પાવન કર્યા. **રાજગૃહ** અથવા રાજગિરિ એ પટણા જીલ્લામાં દક્ષિણ તરફ આવેલું છે. હાલમાં તે ખંડેર હાલતમાં જ છે. રાજગિરિની ટેકરી ઉપર જૂની દિવાલની નિશાની હજી ઓળખી શકાય છે. બુદ્ધ ભગવાનના સમકાલીન અજાતશત્રુનાં પિતા બિંબિસાર અથવા શ્રેણિકે તે બંધાવેલું છે.

મગધદેશ ( દક્ષિણબિહાર )ના રાજા જરાસંધની રાજધાની તરીકે મહાભારતમાં જે ગિરિવ્રજપુર આવે છે, તે આ જ સ્થાને હતું એમ મનાય છે.

ચાળીસ વર્ષ ઉપદેશ કરી આખરે બુદ્ધ ભગવાન **કુશિનગર** અથવા **કુશિનારા**માં પરિનિર્વાણ પામ્યા. કુશિનારા અયોધ્યાની ઉત્તરે નેપાળની તરાઈમાં એક ન્હાનું ગામડું છે. અશોકે ત્યાં બુદ્ધ ભગવાનનું એક સ્મારક બાંધ્યું હતું. બુદ્ધ ભગવાનનું ધર્મચક્ર ત્યાં કોતરેલું છે.

ભગવાન બુદ્ધ અને તેમના સમકાલીન મહાવીરસ્વામીના સંબંધથી પ્રસિદ્ધિ પામેલું મ્હોટું શહેર **વૈશાલી** છે. વૈશાલી બિહારના હાજીપુરથી ૧૮ માઇલ છે. હાલ તેને વેસારા કહે છે.

વજ્જી લોકોની લિચ્છવી નામની શાખાનું અહીં રાજ્ય હતું. વિદેહ અને મગધ વચ્ચે આ આવેલું હોવાથી અને લિચ્છવી જેવા ન્હાના પણ બળવાન રાષ્ટ્રના હાથમાં હોવાથી તેનું મહત્ત્વ ખૂબ હતું.

જ્ઞાતપુત્ર વર્ધમાન મહાવીરસ્વામી આ વૈશાલીના **કુંદપુર** અથવા **કુંદગામ** નામના એક પરામાં જન્મ્યા હતા. બુદ્ધના નિર્વાણ પછી બીજી બૌદ્ધ સંગીથિ વૈશાલીમાં જ મેળવવામાં આવી હતી. જૈન લોકોના પવિત્ર સ્થાનોમાંના **પાવાપુરી** અને **પાર્શ્વનાથ**નો અહીં ઉલ્લેખ કરવો જોઇએ. પાવાપુરી રાજગિરથી નૈઋત્યમાં દશ માઇલ છેટે છે. મહાવીરસ્વામીને ત્યાં નિર્વાણપ્રાપ્તિ થઈ હતી. પાર્શ્વનાથ એ હાલ પારસનાથ તરીકે પ્રખ્યાત છે. પાર્શ્વનાથ રાજગૃહ અને બુદ્ધગયાથી દક્ષિણમાં છે.

મગધદેશની રાજધાની અને આર્યાવર્તની લાંબા વખતની સામ્રાજ્યધાની તે **પાટલીપુત્ર.** આ શહેર હાલના પટણાની પાસે, ગંગા અને શોણના સંગમ ઉપર આવેલું.

રાજગૃહ પછી મગધદેશની તે રાજધાની બન્યું. ઈ. સ. પૂર્વે પાંચમા સૈકામાં શિશુનાગ વંશના ઉદય નામના રાજાએ તે બંધાવ્યું. નંદ રાજાઓથી તે ગુપ્ત રાજાઓ સુધી તે મગધદેશની રાજધાની રહ્યું. ગુપ્ત રાજાઓના વખતમાં તેનું નામ કુસુમપુર હતું. હુએનત્સાંગે તેને પડતી હાલતમાં જોએલું.

મૌર્યસામ્રાજ્યમાં આ શહેરે પૂરી જાહોજલાલી ભોગવી હતી. લંબચોરસ આકારવાળા આ શહેરની લંબાઇ નવ માઇલ અને પહોળાઇ દોઢ માઇલની હતી. ૬૪ દરવાજા અને ૫૭૦ બુરજવાળા કોટથી તે રક્ષાયલું હતું, વળી તેની આસપાસ ૬૦૦ ફીટ પહોળી અને ઘણી ઉંડી ખાઈ હતી. ચંદ્રગુપ્તમૌર્યના સમયમાં કોટની દિવાલ લાકડાની હતી, તથા ઘણાં ઘરો પણ લાકડાનાં હતાં; પણ અશોકે તે દિવાલ તોડી પાડી અને પત્થરનો કોટ ચણાવ્યો. તેના વખતમાં શહેરમાં ઘણા સ્તૂપો અને વિહારો ઉભા થયા.

હાલ પાટલીપુત્ર જે સ્થળે હતું ત્યાં ખોદકામ ચાલે છે, અને જુની કારીગરી તથા કોતરકામના ઘણા નમુના હાથ લાગે છે.

પાટલીપુત્ર જેમ રાજનગરી હતી તેમ નાલંદા એ વિદ્યાનગરી હતી. મ્હોટા મ્હોટા ચીની પંડિતોને વિદ્યાદાન આપવાનું માન અહીંના વિદ્યાપીઠને છે. ચીની પ્રવાસીઓએ આ વિદ્યાપીઠનું વર્ણન બહુ જ વિગતપૂર્વક અને આદર તથા ઉત્સાહભેર કરેલું છે.

પટણા જીલ્લામાં હાલ રાજગિરની ઉત્તરમાં સાત માઇલ ઉપર બારગાંવ કરીને જે ગામ છે ત્યાં નાલંદાનાં ખંડેર છે.

અને મગધકાળની મુખ્ય વ્યાપારનગરી તે **તામ્રલિપિ** બંદર. તે જ હાલનું તામલુક. પુરાણોમાં અતિપ્રાચીન શહેર તરીકે તેનો ઉલ્લેખ છે. તામ્રલિપિના પ્રાચીન રાજ્યની તે રાજધાની હતું.

ફાહીયાન અને હુએનત્સાંગ આવ્યા ત્યારે તે બંદર હતું અને બૌદ્ધવિદ્યાનું મ્હોટું મથક હતું. ગળી, રેશમ તથા તાંબું ત્યાંથી નિકાસ થતાં. તાંબાની સાથે સંબંધ હોવાથી તેનું નામ તામ્રલિપિ પડેલું જણાય છે.

પુરાણોમાં દરિઆથી આઠ માઇલ દૂર હોવાનું તે જણાવેલું છે. અત્યારે તામલુક રૂપનારાયણ નદીને કાંઠે દરિઆથી સાઠ માઈલ દૂર છે. નદીના પૂરાણથી જમીન ધીમે ધીમે પણ કેટલી બધી બંધાતી જાય છે તેનું દૃષ્ટાન્ત અહીં મળે છે.

અહીંથી દૂર દૂર દેશ સુધી વહાણો જતાં. સિંહલદ્વીપ જેને **તામ્રદ્વીપ** અથવા **તામ્રપર્ણી** પણ કહેતા, ત્યાં જવાનું આ જ બંદર હતું. તેથી પણ તામ્રલિપિ નામ પડવાનો સંભવ છે.

મગધસમ્રાટો પોતાના પશ્ચિમ તરફના રાજ્ય ઉપર રાજપ્રતિનિધિ દ્વારા રાજ્ય કરતા. અશોક, અગ્નિમિત્ર જેવા રાજપુત્રોને રાજ્ય ચલાવવાનો વરતુપાઠ **ઉજ્જયિનીમાં** મળેલો. ઉજ્જયિની એ **અવન્તી** અથવા માળવાની રાજધાની. લોકપ્રસિદ્ધ વિક્રમરાજાના નામ સાથે ઉજ્જયિની જોડાયલું હોવાથી અને વિદ્યા તથા જ્યોતિષને માટે પણ પ્રખ્યાત હોવાથી ઉજ્જયિનીનું મહત્ત્વ અસાધારણ છે. તે ઉપરાંત ઉત્તરના સર્વ પ્રદેશોના ભૃગુકચ્છ ( ભરૂચ ) જેવા પશ્ચિમના બંદરો તરફ જવાના રસ્તા ઉજ્જયિની વટાવીને જતા, તેથી ઉજ્જયિનીની જાહોજલાલી સ્વાભાવિક રીતે લાંબા વખત સુધી ટકી હતી. ઉજ્જયિની પણ પુણ્ય પુરીઓમાંની એક છે. દ્વાદશ જ્યોતિર્લિંગમાંનું મહાકાળેશ્વરનું સ્થાન અહીં છે. મહાકવિ કાલિદાસે આ ઉજ્જયિની અને સિપ્રા નદીને અમર કર્યા છે. ઉજ્જયિનીને અવન્તિકા પણ કહે છે. જૂના વખતમાં ઉજ્જયિનીમાં મ્હોટી વેધશાળા હતી. કર્કવૃત્તની એકદમ પાસે હોવાથી જ્યોતિષના અભ્યાસ માટે આ સ્થાન અનુકૂળ છે. આપણા લોકો અક્ષાંશની શરૂઆત અહીંથી જ ગણતા આવ્યા છે.

અવન્તીના પૂર્વ તરફના પ્રદેશને **દશાર્ણ** અથવા આકર કહેતા. તેની રાજધાની **વિદિશા** હતી. દીઘનિકાય ગ્રંથમાં અવન્તીની રાજધાની તરીકે **માહિષ્મતી** નામ આપેલું છે. વિદિશાને જ હાલ ભિલ્સા કહે છે. ભિલ્સાસ્તૂપોને નામે ઓળખાતા પાંચ સ્તૂપો અહીં છે; તેમાંનો એક **સાંચીસ્તૂપ**. સાંચીસ્તૂપ હાલના ભિલ્સાથી સાડા પાંચ માઇલ દૂર છે. સાંચીસ્તૂપની કારીગિરી બહુ જ પ્રાચીન અને બહુ જ સુંદર છે.

સાંચીની પાસે ( ભોપાળના રાજ્યમાં ) હાલના ભિલ્સાથી ત્રણ માઇલ દૂર બેસ અને બેતવા ( વેત્રવતી ) નદીના સંગમ ઉપર બેસીનગર નામે શહેર હતું. દશાર્ણદેશની જૂની રાજધાની ત્યાં હતી.

મહાવંશમાં તેને ચેતીય, ચેતીયનગર તથા ચેતીયગિરિ ( ચૈત્યગિરિ ) કહેલું છે.

બેસીનગરમાં એક સ્તંભ જડ્યો છે જે તક્ષશિલાના હેલિયોડોરસનો બંધાવેલો કહેવાય છે.

જૂની કારીગિરી અને ઇતિહાસની દૃષ્ટિએ છેક પૂર્વ તરફ આવેલા ઉદયગિરિ અને ખંડગિરિનો આ સાથે જ ઉલ્લેખ કરવો જોઇએ. આ બન્ને સ્થાનો ઉત્કલમાં કટક પાસે આવેલાં છે. ઉદયગિરિમાં જે બે ગુફાઓ છે, તેમાંની હાથીગુફામાં ખારવેલનો પ્રખ્યાત શિલાલેખ હમણાં થોડાં જ વર્ષ ઉપર મળી આવ્યો છે.

ઉત્તરાપથ અથવા હિંદુસ્તાનના પ્રાચીન ઇતિહાસના મહત્ત્વનાં સ્થળો આપણે જોઇ ગયા. આના જેવાં બીજાં હજારો અને લાખો સ્થાનો કાળના ઉદરમાં અલોપ થઇ ગયાં હશે. એકે એક સ્થળ આપણા પૂર્વજોના પુરુષાર્થનું અધિષ્ઠાન છે. વિદ્વાનો અને વીરો, રસિકો અને વૈરાગીઓ, કળાધરો અને કવિઓ આ સ્થાને વિચરતા. આર્યવંશમાં જે જે કાંઇ ઉચ્ચ, ઉદાત્ત અને ઉજ્જવળ છે તે બધું આ સ્થાનોમાં જ ભજવાયલું અને કેળવાયલું છે. એકે એક સ્થાન આપણે માટે પવિત્ર તીર્થ છે. તેમનું નામસ્મરણ અને માહાત્મ્યવર્ણન પુણ્યપ્રદ અને ઉત્સાહવર્ધક છે. સંગીન કેળવણી જેમને લેવી હોય તેમણે આ સ્થાનોનો પરિચય કરવો જ જોઇએ. અને બની શકે તો તેમનું દર્શન પણ કરવું જોઇએ. ત્યારે જ સ્વદેશના ઇતિહાસનું રહસ્ય આપણી રગેરગમાં ઉતરશે, અને પૂર્વજો વિષેના અભિમાન સાથે તેમનું પરાક્રમ પણ આપણે ધારણ કરી શકીશું.



# એક ઐતિહાસિક જૈનપ્રશસ્તિ

[ મુનિ પુણ્યવિજય ]



જૈનોએ અને જૈનાચાર્યોએ જેમ પોતાના પ્રાચીન સાહિત્યની રક્ષા કરી છે તે પ્રમાણે ગૌરવભર્યા જૈનેતર સાહિત્યનું પણ રક્ષણ તેમજ પોષણ તે તે ગ્રંથોના ઉતારા[1] કરાવી, તે તે ગ્રંથો ઉપર ટીકા-ટિપ્પણ[2] આદિ રચી, અનેક પ્રકારે કર્યું છે. આ પ્રકારનું રક્ષણ તેમજ પોષણ ખંડનાત્મક દૃષ્ટિથી જ કરાતું હતું તેમ નહીં, કિંતુ ગુણગ્રાહિપણાથી અને સાહિત્યવિલાસિતાથી પણ. આના ઉદાહરણરૂપે શ્રીમાન્ હરિભદ્રસૂરિ, હેમચંદ્રાચાર્ય તથા શ્રીમાન્ યશોવિજયોપાધ્યાય આદિના ગ્રંથોમાં આવતાં અવતરણો જ[3] બસ થશે. ગુજરાતના જૈનેતર કવિઓના ગૌરવભર્યા શ્રીવત્સરાજ વિરચિત 'रूपकषट्क,' કાયસ્થકવિ સોઢ્ઢલ વિરચિત 'उदयसुन्दरीकथा' આદિ ગ્રંથોનું રક્ષણ પણ પાટણના જૈન ભંડારોમાં જ થયું છે.

જેમ જૈનોએ સાહિત્યસેવા અનેક પ્રકારે કરી છે તેમ ગૂજરાતના મહાપુરુષોના—રાજા મહારાજાઓ, તેમના મહામાત્યો, તે તે સમયે વિદ્યમાન સાહિત્યવિલાસી ધનાઢ્યો અને ધર્માત્માઓના, અને તે તે સમયનાં પાટનગરાદિની જાહોજેલાલી ઇત્યાદિ—ના અવદાતોની રક્ષા પણ અનેક પ્રકારે કરી છે. આ પ્રકારોના આપણે ચાર વિભાગ કરીશું—૧. તેમના ચરિત્ર[4]ગર્ભિત ગ્રંથો, ૨. તેમના નામાદિગર્ભિત શિલા લેખો,[5] ૩. ગ્રંથકારોએ પોતાના

---

૧. મહાકવિ રાજશેખર કૃત 'કાવ્યમીમાંસા' ગ્રંથ જે બરોડા ઓરિએન્ટલ સિરિઝ તરફથી છપાઇને બહાર પડયો છે તેની ત્રણ કૉપીઓ જૈનભંડારમાંથી જ મળી હતી. બૌદ્ધગ્રંથ 'કમલશીલ સટીક' ની કૉપી પણ જૈનભંડારમાંથી મળી છે. શુંભલીમત કે જે પ્રાચીન છે તે મતનો પણ એક ગ્રંથ પાટણના તાડપત્રના જૈનભંડારમાં વિદ્યમાન છે. આ પ્રમાણે ન્યાય, કાવ્ય–નાટક, અલંકાર, જ્યોતિષ, નીતિ આદિના અનેક ગ્રંથો વિદ્યમાન છે કે જેની કૉપી અન્યત્ર ન પણ મળે.

૨. દિઙ્નાગના ન્યાયપ્રવેશ પર હરિભદ્રની ટીકા, ધર્મોત્તર ઉપર મલ્લવાદિનું ટિપ્પણ, રૂદ્રટના કાવ્યાલંકાર ઉપર નમિસાધુની ટીકા, મમ્મટના કાવ્યપ્રકાશની માણિક્યચંદ્રકૃત કાવ્યપ્રકાશસંકેતટીકા પંચકાવ્ય ઉપર અન્યાન્ય જૈનાચાર્યોની ટીકાઓ, કાદંબરી ઉપર ભાનુચંદ્ર-સિદ્ધિચંદ્રની વિસ્તૃત ટીકા અને મમ્મટના કાવ્યપ્રકાશ ઉપર ન્યાયાચાર્ય શ્રીમદ્ યશોવિજયોપાધ્યાયની વિસ્તૃત ટીકા. આ પ્રમાણે અનેક ગ્રંથો પર ટીકાઓ રચાઈ છે.

૩. "एवं क्रमेण 'एषा' सद्दृष्टिः 'सतां' मुनीनां भगवत्पतञ्जलिभदन्तभास्करबन्धुभगवद्दत्तवादीनां योगिनामित्यर्थः" યોગદૃષ્ટિટીકા, પત્ર ૧૫. "तथा 'वृद्धिरादैच्' इत्यत्र भगवता भाष्यकारेणावस्थापितम्" હૈમ કાવ્યાનુશાસન–વિવેક, પત્ર ૧૭૩ ઇત્યાદિ.

૪. દ્વ્યાશ્રયમહાકાવ્ય, કુમારપાલપ્રતિબોધ, કુમારપાલચરિત્ર, મોહપરાજ્ય નાટક, વિમળપ્રબંધ, વસ્તુપાળચરિત્ર, સુકૃતસાગર, ઇત્યાદિ.

૫. ગિરિનાર, શત્રુંજય, આબુ, તારંગા આદિ મહાતીર્થોના લેખો.

ગ્રંથોના પ્રારંભમાં કે અંતમાં ઉલ્લિખિત તે તે વર્ણનયુક્ત પ્રશસ્તિઓ અને ૪. ગ્રંથોના લખાવનારે તેના અંતમાં લખાવેલ પ્રશસ્તિઓ. જ્યાંસુધી ઉપર્યુક્ત પ્રકારના અંગોમાંનું એક પણ અંગ અપૂર્ણ હોય ત્યાંસુધી ગૂજરાતની વિભૂતિઓનું સંપૂર્ણ અવદાત આપણે જાણી શકીએ નહીં. આ જ કારણથી આવા પ્રકારના સાહિત્યના સંગ્રહની આવશ્યકતા જોવાએલી છે. પ્રસ્તુત પ્રશસ્તિને આપણે ચતુર્થ વિભાગમાં દાખલ કરીશું.

આ પ્રશસ્તિમાં જણાવેલ 'પેથડશાહે ચાર જ્ઞાનભંડારો સ્થાપ્યા, મંદિરો પણ કેટલુંક ગ્રંથોદ્ધારનું કાર્ય કર્યું, અને પર્વતે પણ પુસ્તકભંડાર સ્થાપ્યો' ઇત્યાદિ ઉલ્લેખથી તેમજ મહારાજા કુમારપાળે મંત્રી વસ્તુપાળ-તેજપાળે પેથડશાહ આદિએ અનેક ભંડાર સ્થાપ્યાના અન્ય ઠેકાણે મળતા ઉલ્લેખોથી જ ગૂજરાતના ઇતિહાસના જૈનોએ કરેલા કાર્યની સ્હેજે ઝાંખી થાય છે.

'जिणदासमहत्तर' इति तेन रचिता चूर्णिरियम् ॥
सम्यक् तथाऽऽम्नाय..................भावादत्रोक्तं यदुत्सूत्रम् ।
मतिमान्द्याद्वा किञ्चित्तच्छोध्यं श्रुतधरैः कृपाकलितैः ॥ १ ॥
श्री शीलभद्रसूरीणां शिष्यैः श्रीचन्द्रसूरिभिः ।
विंशकोद्देशके व्याख्या दृब्धा स्वपरहेतवे ॥ २ ॥
वेदाश्वरुद्रयुक्ते ११७४ विक्रमसंवत्सरे तु मृगशीर्षे ।
माघसितद्वादश्यां समापितोऽयं रवौ वारे ॥ ३ ॥

इति श्री निशीथचूर्णिविंशकोद्देशकव्याख्या समाप्ता ॥ ग्रंथाग्रं० संख्या २८००० ॥

स्वस्ति श्रीप्रभुवर्द्धमानभगवत्प्रासादविभ्राजिते
श्रीसंण्डेरपुरे सुरालयसमे प्राग्वाटवंशोत्तमः ।
आभूर्भूरियशा अभूत् सुमतिभूर्भूमिप्रभुप्रार्चित-
स्तज्जातोऽन्वयपद्मभासुररविः श्रेष्ठी महानासडः ॥ १ ॥
सन्मुख्यो मोषनामा नयविनयनिधिः सूनुरासीत्तदीय-
स्तभ्द्राता वर्द्धमानः समजनि जनतासु स्वसौजन्यमान्यः ।
अन्यूनाऽन्यायमार्गाऽपनयनरसिकस्तत्सुतश्चण्डसिंहः
सप्ताऽऽसंस्तत्तनूजाः प्रथितगुणगणाः पेथडस्तेषु पूर्वः ॥ २ ॥
नरसिंहरत्नसिंहौ चतुर्थमल्लस्ततस्तु मुञ्जालः ।
विक्रमसिंहो धर्मण इत्येतेऽस्यानुजाः क्रमतः ॥ ३ ॥
सण्डेरकेऽणहिलपाटकपत्तनस्या-
ऽऽसन्ने य एव निरमापयदुच्चचैत्यम् ।

स्वस्वैः स्वकीयकुलदैवतवीरसेव्यश-(?)
क्षेत्राधिराजसततोश्रितसन्निधानम् ॥ ४ ॥
वासाऽवनी तेन समं च जाते
कलौ कृतौ स्थापय देवहेतोः ।
वीजापुरं क्षत्रियमुख्यबीज-
सौहार्दतो लोककरार्द्धकारी (?) ॥ ५ ॥
अत्र रीरीमयज्ञातनन्दन प्रतिमान्वितम् ।
यश्चैत्यं कारयामास लसत्तोरणराजितम् ॥ ६ ॥
योऽकारयत्साचिवपुङ्गववस्तुपाल-
निर्मापितेऽर्बुदगिरिस्थितनेमिचैत्ये ।
उद्धारमात्मन इव ब्रुडतो ह्यऽपार-
संसारदुस्तरणवारिधिमध्य इद्धः ॥ ७ ॥
गोत्रात्रे( गोत्रेऽत्रै )वाऽऽद्याप्तविम्बं भीमसाधुविधित्सितम् ।
यः पित्तलमयं हैमद्दसन्धिमकारयत् ॥ ८ ॥
चरमजिनवरेन्द्र स्फारमूर्त्तिं विधाय
गृहजिनवसतौ प्रातिष्ठिपच्छुद्धलग्ने ।
पुरऊरुतरदेवौकःस्थितायां च तस्यां
समद्दमातिलयोः श्रीकर्णदेवस्य राज्ये ॥ ९ ॥
खरससमयसोमे १३६० बन्धुभिः पड्भिरेव
सममिह सुविधीनां साधने सावधानः ।
विमलगिरिशिरःस्थादीश्वरं चोज्जयन्ते
यदुकुलतिलकाभं नेमिमानम्य मोदात् ॥ १० ॥
निजमनुजभवं यः सार्थकं प्राक् चकार
विहितगुरुसपर्यः पालयन् साङ्घपत्यम् ।
कलसफलकलासत्कौशली निष्कलङ्कः
पुनरपि पडकार्षीद् यो हि यात्रास्तथैव ॥ ११ ॥
त्रिभिः कुलकम् ।
मुनिमुनियक्ष १३७७ मितेऽब्दे दुर्भिक्षविलक्षदीनजनलक्षान् ।
वीक्ष्याऽन्नानानां दानात्स्वस्थांश्च यः कृतवान् ॥ १२ ॥

समयश्रुतिफलमतुलं स्वगुरोर्योऽथैकदाऽवबुध्य सुधीः ।
सकलं विमलं सततं सदागमं श्रावय मम त्वम् ॥ १३ ॥
इत्यर्थितवांस्तस्मै गुरौ प्रवृत्तेऽकरोत्तथा कर्तुम् ।
तद्गतवीरगौतमनामार्चा रैरजतटङ्कैः ॥ १४ ॥
तेनाऽर्हणाधनेनालेखयदाप्तोक्तिकोशसचतुष्कम् ।
सत्यादिसूरिवचनात् क्षेत्रनवक उप्तवान् वित्तम् ॥ १५ ॥
त्रिभिः कुलकम् ।

तत्तनयः पद्माह्वस्तदुद्भवो लाडणस्तदङ्गभवः ।
अस्ति स्माऽऽह्लणसिंहस्तदङ्गजो मण्डलिकनामा ॥ १६ ॥
श्रीरैवतार्बुदमुतीर्थमुखेषु चैत्यो-
द्धारानकारयदनेकपुरेष्वनल्पैः ।
न्यायार्जितैर्धनभरैर्वरधर्मशालाः
यः सत्कृतो निखिलमण्डलमण्डलीकैः ॥ १७ ॥
वसुरसभुवनप्रमिते १४६८ वर्षे विक्रमनृपाद् विनिर्जितवान् ।
दुष्कालं समकालं वह्वन्नानां वितरणाद् यः ॥ १८ ॥
वर्षेषु सप्तसप्तत्यऽधिकचतुर्दशशतेषु १४७७ यो यात्राम् ।
देवालयकलितां किल चक्रे शत्रुञ्जयाद्येषु ॥ १९ ॥
श्रुतलेखनसङ्घार्चाप्रभृतीनि वहूनि पुण्यकार्याणि ।
योऽकार्षीद् विविधानि च पूज्यजयानन्दसूरिगिरा ॥ २० ॥
व्यवहर इत्याख्योऽभूदक्षस्तत्तनूज एव विजिताख्यः ।
वरमणकाईनाम्नी सत्त्ववती जन्यजनि तस्य ॥ २१ ॥
तत्कुक्ष्यऽनुपममानसकासारसितच्छदास्त्रयः पुत्राः ।
अभवन् श्रेष्ठाः पर्वत-डूङ्गर-नरवदसुनामानः ॥ २२ ॥
तेष्वऽस्ति पर्वताख्यो लक्ष्मीकान्तः सहस्रवीरेण ।
पोईआप्रमुखकुटुम्बैः परीवृतो वंशशोभाकृत् ॥ २३ ॥
डुङ्गरनामा द्वितीयः स्वचारुचातुर्यवर्यमेधावान् ।
पत्नी मङ्गादेवी रमणः कान्हाख्यसुतपक्षः ॥ २४ ॥
स्वकारिताऽर्हत्प्रतिमाप्रतिष्ठां
विधाप्य तौ पर्वतडुङ्गराभिधौ ।

वर्षे हि नन्देपुतिथौ १५५९ च चक्रतुः
श्रीवाचक( ? )स्थापनसन्महोत्सवम् ॥ २५ ॥
खर्तुतिथिमित १५६० समायां यात्रां तौ चक्रतुः सुतीर्थेषु ।
जीरापल्लीपार्श्वार्बुदाचलाद्येषु सोल्लासम् ॥ २६ ॥
गन्धारबन्दिरे तौ झलमलयुगलादिसमुदयोपेताः ।
श्रीकल्पपुस्तिका अपि दत्ताः किल सर्वशालासु ॥ २७ ॥
कृतसङ्घसत्कृती वाचाचयतां चादापयतां तौ च रूप्यनाणकयुग् ।
ददतुश्च सितापुञ्जं समस्ततन्नागारिकवणिजाम् ॥ २८ ॥
कृतवन्तौ ताविल्यादि विहितचतुर्थव्रतादरौ सुकृतम् ।
आगमगच्छेशश्रीविवेकरत्नाख्यगुरुवचनात् ॥ २९ ॥
अथोत्तमौ पर्वतकान्हनामकौ
सार्थौधर्मौ सूरिपदप्रदापने ।
आकारितानां च समानधर्मिणाम्
नानाविधस्थानसमागतानाम् ॥ ३० ॥
पुंसां दुकूलादिकदानपूर्वकं
समस्तसद्दर्शनसाधुपूजनात् ।
महामहं तेनतुरुत्तरं तौ
पवित्रचित्तौ जिनधर्मवासितौ ॥ ३१ ॥ युग्मम् ।
आगमगच्छे विभूनां सूरिजयानन्दसद्गुरोः क्रमतः ।
श्रीमद्विवेकरत्नप्रभसूरीणां सदुपदेशात् ॥ ३२ ॥
शशिमुनितिथि १५७१ मितवर्षे समग्रसिद्धान्तलेखनपराभ्याम् ।
ताभ्यां व्यवहर-परवतकान्हाभ्यां सुकृतरसिकाभ्याम् ॥ ३३ ॥

---

पड्ऋतुषडेकामितेऽब्दे १६६६ वृद्धतपगुरूणाम् ।
श्री हीरविजयसूरीश्वरप्रभूणां प्रवरशिष्यैः ॥

श्रीकनकविजयगणि-रामविजय श्रेयोत्र ॥ संवत् १७३५ वर्षे आषाढमासे कृष्णपक्षे ९ तिथौ सोमवारे श्रीस्थंभतीर्थे माणिकचोकमध्ये पारुवाडामध्ये लिपीकृतम् ॥ ॥ यादृशं पुस्तके दृष्टं तादृशं लिखितं मया। यदि शुद्धमशुद्धं वा मम दोषो न दीयताम् ॥ ॥ श्रीः ॥ ॥ शुभं भवतु ॥ छ ॥

## પ્રશસ્તિનો સાર

૧ શ્રી વર્ધમાનસ્વામીના મંદિરથી અલંકૃત સંડેરપુર ( સાંડેરા )માં પ્રાગ્વાટવંશીય ( પોરવાડ )જ્ઞાતીય, સુમતિશાહનો યશસ્વી અને રાજમાન્ય આભૂ નામનો પુત્ર હતો. તેનો પુત્ર શ્રેષ્ઠી આસડ હતો.

૨ આસડનો ન્યાયવાન્, વિનયી અને સજ્જનમાન્ય મોષ ( મોક્ષ )નામનો પુત્ર હતો, અને મોષનો ભાઇ વર્ધમાન હતો. તેને ચંડસિંહ નામે સદાચારી પુત્ર હતો. ચંડસિંહને સાત પુત્રો હતા. તેમાં સુહુથી મોટા પેથડ હતો.

૩ પેથડને ક્રમથી ૭ નાના ભાઇ હતા—નરસિંહ, રત્નસિંહ, ચતુર્થમલ્લ ( ચોથમલ ), મુંજાલ, વિક્રમસિંહ અને ધર્મણ.

૪ પેથડે અણહિલપાટક પત્તનની પાસે આવેલ સંડેરકમાં પોતાના ધન વડે પોતાની કુલદેવતા અને વીરસેશ (?) નામના ક્ષેત્રપાળથી સેવાએલ અથવા રક્ષિત મોટું ચૈત્ય-મંદિર કરાવ્યું.

૫ આ શ્લોકનો આશય સમજાતો નથી.

૬ પેથડે વીજાપુરમાં *સ્વર્ણમય પ્રતિમાલંકૃત તેમજ તોરણથી યુક્ત એક મંદિર કરાવ્યું.

૭ અને આબુગિરિમાં મહામાત્ય શ્રીવસ્તુપાળકારિત નેમિનાથના મંદિરનો—અપાર સંસારસમુદ્રમાં ડુબતા પોતાના આત્માના ઉદ્ધારની જેમ—ઉદ્ધાર કરાવ્યો.

૮ તેમજ પોતાના ગોત્રમાં (?) થઇ ગએલ ભીમાશાહની કરાવતાં અપૂર્ણ રહેલ પિત્તલમય આઘાપ્ર—આદીશ્વરની પ્રતિમાને સ્વર્ણથી દૃઢ સંધિવાળી[1] કરી (?).

૯–૧૦–૧૧ તથા ચરમ જિનવરની—મહાવીરની મનોહર મૂર્તિને તૈયાર કરાવી [2]ઘરમંદિરમાં [ પરોણારૂપે ] સ્થાપન કરી અને તે મૂર્તિને સંવત્ ૧૩૬૦ માં, કે જ્યારે લઘુવયસ્ક મહારાજા કર્ણદેવ ( કરણઘેલો ) રાજ્ય ચલાવતા હતા તે વખતે, શુભવિધિના સાધનમાં સાવધાન પેથડે ૭ ભાઇઓની સાથે મહોત્સવપૂર્વક નગરના મોટા મંદિરમાં શુભ મુહૂર્તે [3]સ્થાપન કર્યા બાદ સિદ્ધાચળમાં આદીશ્વરને અને ગિરનારમાં નેમિનાથને ભેટી પોતાના મનુષ્યજન્મને પવિત્ર કર્યો. તદનંતર બીજી વખત સંઘપતિપણું સ્વીકારી સંઘની સાથે ૭ યાત્રાઓ કરી.

૧૨ સંવત્ ૧૩૭૭ના દુષ્કાળ વખતે પીડાતા અનેકજનોને અન્નાદિકના દાનથી સુખી કર્યા.

૧૩–૧૪–૧૫ એક વખતે ધર્માત્મા પેથડે ગુરૂ પાસે જિનાગમશ્રવણનો ઘણો લાભ જાણી પોતાને તે સંભળાવવા માટે ગુરૂને પ્રાર્થના કરી. ગુરૂ તેને સંભળાવવા માટે પ્રવૃત્ત થયા ત્યારે તેણે તેમાં આવતા વીર–ગૌતમના નામની ક્રમશઃ સ્વર્ણ–રૂપ્ય નાણકથી પૂજા કરી. તે પૂજાથી એકઠા થએલ દ્રવ્ય વડે શ્રીસત્યસૂરિના વચનથી તેણે ચાર જ્ઞાનભંડાર લખાવ્યા. તેમજ નવક્ષેત્રમાં પણ અન્ય ધનનો વ્યય કર્યો.

---

* આ પ્રતિમાઓ પંચધાતુમય હોય છે. પણ તેમાં સ્વર્ણનો ભાગ વધારે હોવાથી સ્વર્ણમય કહેવાય છે.

૧ આ પ્રતિમાનો ઉદ્ધાર આબુજીમાં કરાવ્યો હોય. ૨ ધનાઢ્ય ગૃહસ્થોએ પોતાના ઘરમાં પૂજાને માટે રાખેલ જિનપ્રતિમાદિ સામગ્રી જ્યાં રહે તેનું નામ ઘરમંદિર ગૃહ-પ્રાસાદ છે. ૩. આ પ્રતિમાસ્થાપનવિધિ સાંડેરામાં સંભવે છે.

૧૬ પેથડનો પુત્ર પદ્મ, તેનો લાડણ, લાડણનો આલ્હણસિંહ, અને તેનો મંડલિક નામનો પુત્ર હતો.

૧૭ મંડલિકે ગિરનાર આબુ આદિ તીર્થોમાં ચૈત્યોનો ઉદ્ધાર કરાવ્યો તથા પોતાના સ્વોપાર્જિત ધનથી અનેક ગામોમાં ધર્મશાળાઓ કરાવી. તેમજ તે અનેક રાજાઓનો માનીતો હતો.

૧૮ વિક્રમ સંવત્ ૧૪૬૮ ના દુકાળ[1] વખતે લોકોને અન્નાદિ આપી દુકાળને એણે સારી રીતે જીતી લીધો.

૧૯ તથા સંવત્ ૧૪૭૭ માં શત્રુંજય આદિ મહાતીર્થોની યાત્રા કરી.

૨૦ તેમજ જયાનંદસૂરિના ઉપદેશથી પુસ્તકલેખન, સંઘપૂજા આદિ વિવિધ ધર્મકૃત્યો તેણે કર્યા.

૨૧ મંડલિકનો વ્યવહર[2]–વિજિત નામનો પુત્ર હતો. તેને વરમણુકાઇ નામે સ્ત્રી હતી.

૨૨ તેની કુક્ષીરૂપ માનસમાં હંસસમાન પર્વત, ડુંગર અને નર્મદ નામના ત્રણ પુત્રો હતા.

૨૩ તેમાં પર્વત સહસ્રવીર (પુત્ર) તથા પોઇઆ (ભાર્યા) આદિ કુટુંબની સાથે વંશની શોભા વધારનાર હતો.

૨૪ અને બીજો ડુંગર—જેને ગંગાદેવી ભાર્યા અને કાન્હા નામનો પુત્ર હતો—વંશની શોભા વધારનાર હતો.

૨૫ પર્વત–ડુંગરે (બે ભાઇઓએ) પોતે તૈયાર કરાવેલ મૂર્તિને પ્રતિષ્ઠા (અંજન–[3] શલાકા) કરાવીને સંવત્ ૧૫૫૯ માં સ્થાપનમહોત્સવ કર્યો.

૨૬ સં. ૧૫૬૦ માં તેમણે જીરાપલ્લી (જીરાવલા), પાર્શ્વનાથ, અર્બુદ આદિ તીર્થોની યાત્રા કરી.

૨૭–૨૮ તદનંતર ગંધાર બંદરમાં[4] તેમણે દરેક શાળામાં–ઉપાશ્રયમાં ત્રેલમલ (?) પુગલાદિની સાથે કલ્પસૂત્રની પ્રતિઓ અર્પણ કરી. તેમજ સંઘનો સત્કાર કરી નગરનિવાસી વણિગ્જનોને રૂપાનાણાની સાથે સાકરનાં પડીકાં આપ્યાં.

---

૧. આ દુષ્કાળ તેમજ તે પછીના બે વર્ષના દુષ્કાળની સૂચના અન્ય પ્રશસ્તિમાં પણ વિદ્યમાન છે. "अष्टाष्टाद्रिपर्वपंचित्रिलयमनुमहायाब्दे संप्रवृत्ते दुर्भिक्षे लोकहारसमकृति नितरां कल्पकालोपमाने।" ઇત્યાદિ જુઓ. જૈન કોન્ફરન્સ હેરલ્ડ, પુ. ૯, અંક ૮–૯ માં શ્રીમાન્ જીનવિજયજી સંપાદિત ગણ્યાસૂત્રના અંતમાં ઉલ્લિખિત પ્રશસ્તિ.

૨. આથી, મોટી આદિની જેમ પાછળથી રૂઢ થએલ વ્યક્ત નામ હોય એમ લાગે છે.

૩. પ્રતિમામાં દેવત્વારોપણ નિમિત્તે કરાતા વિધાનવિશેષને 'અંજનશલાકા' કહે છે.

૪. આ ગંધાર ગામ, ભરૂચ જીલ્લાના જંબુસર તાલુકામાં આવેલું છે. એની આસપાસના પ્રદેશમાં એ પણ એક તીર્થસ્થાન જેવું મનાય છે. ઉપર કાવીગામમાં આવેલું કાવીતીર્થ અને આ તીર્થ, "કાવી-ગંધાર" આમ સાથે બોલાય [illegible] છે. આ ગંધાર ગામ તે મુસલમાન [illegible] પ્રસિદ્ધ ગંધાર બંદર જ છે જેનો ઉલ્લેખ हीरसौभाग्य, विजयप्रशस्ति, विजयदेवमाहात्म्य અને हीरविजयसूरिरास વિગેરે ગ્રંથોમાં [illegible] [illegible]

૨૯ ઈત્યાદિ સુકૃતો કર્યા પછી આગમગચ્છીય શ્રીવિવેકરત્નના ઉપદેશથી ચતુર્થ વ્રત (બ્રહ્મચર્ય) પ્રત્યે આદર કર્યો.

૩૦-૩૧ જિનધર્મમાં દૃઢ શ્રદ્ધાવાળા, પવિત્રચેતસ્ક અને વિવેકરત્નને આચાર્યપદ અપાવવા માટે ઉદ્યમવાળા પર્વત અને કાન્હે (કાકા ભત્રીજા) મહોત્સવમાં ભિન્ન ભિન્ન સ્થળોએથી આવેલ સાધર્મિકોને રેશમી વસ્ત્રાદિના દાનપૂર્વક તેમજ સમસ્ત સાધુસમુદાયના સંમાનપૂર્વક મહાન્ મહોત્સવ કર્યો.

૩૨-૩૩ આગમગચ્છનાયક શ્રી જયાનંદસૂરિના ક્રમથી થએલ શ્રીવિવેકરત્નપ્રભસૂરિના ઉપદેશથી સંવત્ ૧૫૭૧ માં-સમસ્ત આગમ લખાવતાં-સુકૃતેપી વ્યવહારૂ પર્વત-કાન્હાએ [ નિશીથચૂર્ણિ પુસ્તક લખાવ્યું છે. ]

સંવત્ ૧૬૬૬ માં હીરવિજય સૂરીશ્વરના શિષ્યોએ [ લખાવ્યું ],

કનકવિજય રામવિજય. સંવત્ ૧૭૩૫ ના અષાડ વદિ ૯ સોમવારે ખંભાતમાં માણેક ચોકમાં ખારવાડામાં [ આ પુસ્તક ] લખ્યું છે.

## પ્રશસ્તિમાંથી તરતી મુખ્ય બાબતો

આ પ્રશસ્તિના નાયકો સાંડેરાના રહેવાશી તેમજ પ્રાગ્વાટજ્ઞાતીય હતા.

આમાં કુલ તેર પેઢીઓનાં નામો આવ્યાં છે. પણ તેમાંથી મુખ્યતા પુણ્ય કૃત્યો છઠ્ઠી પેઢીએ થએલ પેથડે, દશમીએ થએલ મંડલિકે અને બારમીએ થએલ પર્વતે જ કર્યાં છે,

પેથડનાં સુકૃતો—સાંડેરામાં મંદિર કરાવ્યું, વીજાપુરમાં એક ચૈત્ય સ્વર્ણમય (પંચધાતુમય) પ્રતિમાયુક્ત મંદિર કરાવ્યું. આબુજીમાં વસ્તુપાળકૃત નેમિનાથના ચૈત્યનો ઉદ્ધાર કરાવ્યો. ભીમાશાહની અપૂર્ણ પ્રતિમાને પૂર્ણ કરાવી. સાંડેરામાં મહાવીર-પ્રભુની પ્રતિમા સંવત્ ૧૩૬૦ માં સ્થાપન કરી. તે સમયે લઘુવયસ્ક કર્ણદેવ રાજ્ય કરતા હતા. ૭ વખત સિદ્ધાચલ આદિના સંઘ કહાડી યાત્રા કરી. ૧૩૭૭ ના દુકાળમાં લોકોને અન્નાદિક આપી સહાય કરી. સત્યસૂરીના કથનથી ચાર જ્ઞાનકોશ લખાવી સ્થાપન કર્યા.

---

ચાતુર્માસ રહેલા હતા. હીરવિજયસૂરિ અને વિજયદેવસૂરિ વગેરે એ સૈકાના તપાગચ્છના સમર્થ આચાર્યો-યતિઓ ઘણી વખતે આ ગામમાં આવેલા અને સેંકડો યતિઓની સાથે ચાતુર્માસ રહેલાના ઉલ્લેખો વારંવાર ઉક્ત ગ્રંથોમાંથી મળી આવે છે. એ ઉપરથી જણાય છે કે તે વખતે એ સ્થળ ઘણું જ પ્રસિદ્ધ અને સમૃદ્ધ શ્રાવકોથી ભરેલું હશે. આજે તો ત્યાં ફક્ત ૫-૨૫ ઝુંપડાઓ જ દૃષ્ટિગોચર થાય છે. જૂનાં મંદિરનાં ખંડેરો ગામ બહાર ઉભાં દેખાય છે. વર્ત્તમાનમાં જે મંદિર છે તે ભરૂચનિવાસી ગૃહસ્થોએ હાલમાં જ નવું બંધાવ્યું છે. એ સ્થળે ફક્ત એ મંદિરના ખંડેર શિવાય બીજું કાંઇ પણ જૂનું મકાન વિગેરે પણ જણાતું નથી. અઢીસો ત્રણસો વર્ષ પહેલાં જે સ્થળ આટલું બધું ભરભરાટીવાળું હતું તેનું આજે સર્વથા નામ નિશાન પણ દેખાતું નથી તેનું કાંઇ કારણ સમજાતું નથી. ત્યાંના લોકોને પૂછતાં અમને કહેવામાં આવ્યું કે—એક વખતે એ ગામ ઉપર દરિયો ફરી વળ્યો હતો અને તેના લીધે આખું શહેર સમુદ્રમાં તણાઇ ગયું હતું. પરંતુ આ લેખોવાળી જિનપ્રતિમાઓ અને મંદિર કેમ બચવાં પામ્યું અને બાકીનું શહેર કેમ સંપૂર્ણ નષ્ટ થઇ ગયું તેનું સમાધાન કાંઈ અમને અદ્યાપિ થઈ શક્યું નથી. શોધકોએ આ બાબતમાં વિશેષ શોધ કરવાની જરૂરત છે.—સં. [ **પ્રાચીનજૈનલેખસંગ્રહ** ].

મંડલિકનાં પુણ્ય કૃત્યો—ગિરિનાર, આબુ આદિમાં ચૈત્યનો ઉદ્ધાર કરાવ્યો. કેટલાંક ગામોમાં ધર્મશાળાઓ કરાવી. ૧૪૬૮ માં દુકાળ વખતે લોકોને અન્ન-વસ્ત્રાદિ આપી મદદ કરી. ૧૪૭૭ માં શત્રુંજયાદિની યાત્રા કરી. જયાનંદ સૂરીના ઉપદેશથી ગ્રંથલેખન, સંઘભક્તિ આદિ ધર્મકૃત્યો કર્યાં.

પર્વતનાં સુકૃત કૃત્યો—સંવત્ ૧૫૫૯ માં પ્રતિમા સ્થાપન કરી. ૧૫૬૦ માં આબુ આદિ તીર્થોની યાત્રા કરી. ગંધાર બંદરમાં દરેક ઉપાશ્રયમાં કલ્પસૂત્રની પ્રતો આપી અને ત્યાંના રહેવાસી વણિક લોકોને રૂપાનાણા સાથે સાકરનાં પડીકાં આપ્યાં. વિવેકરત્નના આચાર્યપદપ્રદાનનો મહોત્સવ કર્યો. વિવેકરત્નના ઉપદેશથી ગ્રંથભાંડાગાર સ્થાપન કરવા માટે પુસ્તકો લખાવતાં સંવત્ ૧૫૭૧ માં પ્રસ્તુત નિશીથચૂર્ણિ પુસ્તક લખાવ્યું.

આ પ્રશસ્તિથી બે દુકાળની માહિતી મળે છેઃ એક સંવત્ ૧૩૭૭ નો અને બીજો સંવત્ ૧૪૬૮ નો.

વિવેકરત્નની આચાર્યપદવી સંવત્ ૧૫૬૦ અને ૭૦ ના વચમાં થઇ છે.

## પ્રશસ્તિ ઉપરથી ઉપજતું વંશવૃક્ષ



# અંતિમ વકતવ્ય

પ્રસ્તુત પ્રશસ્તિ 'નિશીથચૂર્ણિ' તથા 'વિંશોદ્દેશકવ્યાખ્યા'ના અંતમાં ઉલ્લિખિત છે. (ચૂર્ણિકાર જિનદાસ મહત્તર છે. અને વ્યાખ્યાકાર શીલભદ્રસૂરિશિષ્ય શ્રીચંદ્રસૂરિ છે. વ્યાખ્યા સંવત્ ૧૧૭૪ માં બની છે.) આ પ્રશસ્તિ જે આદર્શ ઉપરથી ઉતારી છે તે પુસ્તકના લખાવનારની નથી પણ જેના ઉપરથી આ પુસ્તક લખાયું છે તે પુસ્તકની પ્રતિકૃતિ જેના ઉપરથી થઇ છે તે પુસ્તકના લખાવનારની આ પ્રશસ્તિ છે, કારણ કે તે પુસ્તકનો ઉતારો સંવત્ ૧૫૭૧ માં થયો છે. તેના ઉપરથી હીરવિજયસૂરિના શિષ્યોએ સંવત્ ૧૬૬૬ માં પ્રતિકૃતિ કરાવી. અને તેના ઉપરથી ૧૭૩૫માં ખંભાતમાં ઉતારો થયો કે જેના ઉપરથી આ પ્રશસ્તિ ઉતારી છે. આ પ્રશસ્તિમાં અશુદ્ધિઓ ઘણી હતી તેને સુધારીને આપી છે. ફક્ત જ્યાં ખાસ અન્ય કલ્પના કરવાનો અવકાશ હોય તેવે સ્થળે મૂળ પાઠ રાખી શુદ્ધપાઠ કોષ્ટકમાં આપ્યો છે.

આ પુસ્તક પાટણના રહેવાસી સદ્‌ગત શેઠ અંબાલાલ ચુનીલાલના ભંડારનું છે. તે ભંડાર હાલ પાલીતાણામાં આણંદજી કલ્યાણજીની દેખરેખમાં છે; હાલ તેનો વહીવટ પાલીતાણાના રહેવાસી માસ્તર કુંવરજી દામજીના હાથમાં છે, જેમની ઉદારતાથી આ પ્રશસ્તિ વાચકોના નેત્ર આગળ પ્રાપ્ત થઇ છે. આ સ્થળે આ ત્રણેનાં નામને આપણે ભૂલીશું નહીં.



# જામી

## [ મૌલવી અબદુલ ઝફર નદવી ]



આ કવિનું નામ અબદુર રહેમાન, ઈલ્કાબ નુરૂદ્દીન અને તખલ્લુસ જામી હતું. એમના પિતાનું નામ નિઝામુદ્દીન અહમદ અને દાદાનું નામ શમસુદ્દીન હતું. એમના બાપદાદા અસલ અસફહાનના વતની હતા, અને દસ્ત નામના મહોલ્લામાં રહેતા, એટલે ખરી રીતે જોતાં કવિ અસફહાની છે. પણ કાળચક્રના ઝપાટામાં એમના બાપદાદાને અસફહાન છોડવું પડયું, અને તેઓ ખુરાસાન જીલ્લાના જામ શહેરમાં આવી વસ્યા. એ શહેરની નજીક આવેલા એક ગામમાં હિજરી સન ૮૧૭ ના શઆબાન મહિનાની ૨૩મી તારીખે કવિનો જન્મ થયો, અને એથી એમણે પોતાનું તખલ્લુસ 'જામી' રાખ્યું. હઝરત ઇમામ અબુ હનીફાના સૌથી મોટા શાગિર્દ ઇમામ મહમદના તેઓ વંશજ છે, એથી એમના કુટુમ્બ પર સરસ્વતીદેવીની કૃપા હમેશાં ઉતરતી આવી છે એટલું જ નહિ, પરંતુ તે કુટુમ્બના માણસો ન્યાયાસન અને ધર્માસન પર બિરાજતા અદ્યાપિ પર્યંત નજરે પડે છે.

વિદ્યાભ્યાસઃ—કવિ જરા મોટા થયા એટલામાં તો તે વખતમાં ચાલતો સાધારણ અભ્યાસ એમણે પૂરો કરી નાંખ્યો, અને અરબીનો અભ્યાસ શરૂ કર્યો. સરસ્વતીની પ્રસાદી પામેલા એમના પિતા પુત્રનો અરબીનો વધતો જતો શોખ જોઇ કવિને હેરાત લેઇ આવ્યા, અને ત્યાં તેમને 'કુરાને શરીફ' કંઠસ્થ કરાવી અરબી ભાષાનું વ્યાકરણ શીખવાડવું શરૂ કર્યું. તે પછીથી તેમને મદરસે નિઝામિયામાં દાખલ કર્યા. ત્યાં સદ્‌ભાગ્યે મૌલાના જુનૈદ ઉસૂલી જેવા લાયક ઉસ્તાદ મળી ગયા. મૌલાના પોતાના વિષયમાં ઘણા જ પ્રવીણ હતા અને તેથી તેમના હાથે શીખવામાં કવિને ઓર આનંદ આવતો. તલ્ખીસુલ મિફ્તાહ જેવા પુસ્તકની સાથે સાથે તેમણે મુતવ્વલ જેવી મોટી કિતાબ પણ પઢવા માંડી, અને એ વિષયમાં પારંગત થઇ પોતાના ઉસ્તાદનો આશીર્વાદ મેળવ્યો. તે પછીથી કવિ સમરકન્દ ગયા અને ત્યાં સૈયદ શરીફ જુરજાનીના શાગિર્દ રશીદ ખ્વાજા અલી સમરકન્દીની સેવામાં થોડો કાળ રહ્યા. એવી જ રીતે થોડા દિન અલ્લાહમા તફતાઝાનીના સૌથી બડા શાગિર્દ શહાબુદ્દીન મહમદ પાસે ગાળ્યા. તે વખતમાં હૈયત ( ખગોળવિદ્યા ) ના વિષયના ઘણાજ બારીક અભ્યાસી એક આલિમ સમરકન્દમાં રહેતા હતા અને તેમને લોકો કાજી રૂમ કહેતા. કવિને આ વિષયનો શોખ થઇ આવ્યો અને એથી એમણે તેમના વ્યાખ્યાનોમાં હાજરી આપવી શરૂ કરી. આ વિષયના બીજા આલિમ મૌલાના આલી કોશજીનાં વ્યાખ્યાનો સાંભળવાં પણ તેમણે શરૂ કર્યાં. પોતે વિદ્યાસંચયના કાર્યમાં ઘણી જ ખંત અને ઉલટ ધરાવતા, અને એ કાર્યમાં પ્રવૃત્ત રહેવામાં જ તેમને આનંદ આવતો. એમનામાં સ્વમાન રગે રગે ભર્યું હતું, અને પોતાની ઇજ્જત આબરૂનો ખ્યાલ તેઓ કદાપિ ન ભૂલતા. એ વખતમાં કાજી રૂમ અને ખ્વાજા અલી સમરકન્દીની સ્વારીઓ નીકળતી, અને તે વખતના વિદ્વાનો અને જ્યોતિષિઓ સ્વારીમાં આગળ આગળ ચાલતા. પણ કવિને આવી બાબતની ભારે ચીડ હતી એટલે પોતે કોઇ દિવસ સ્વારીમાં જતા નહિ. આ વિષયોનો અભ્યાસ સંપૂર્ણ કર્યા પછી કવિ હેરાત પાછા આવ્યા અને પોતાના કામમાં મશગુલ થઇ ગયા.

ગૃહસંસાર અને સંતતિઃ—કવિએ હેરાત આગી હેરાત પાસે આવેલા મઝારે ખ્વાબાં

નામના સ્થાનમાં પોતાનો મુકામ રાખ્યો. પાસે ફકીરોને રહેવાની એક મોટી ખાનકાહ હતી. પોતે ત્યાં જ રહેવાનું પસંદ કરી પોતાની જીંદગી આસાયેશથી વીતાવવી શરૂ કરી. તે પછીથી ખ્વાજા શઆદુદ્દીન કાશગરીની પૌત્રી અને ખ્વાજા કલામની પુત્રી સાથે કવિએ શાદી કરી. એનાથી કવિને ચાર પુત્રો થયા. પણ એ ચારેમાંથી માત્ર એક જ જીવતો રહ્યો, બાકીના ત્રણે મરી ગયા. પહેલો તો જન્મીને તુરત જ સીધાવ્યો. બીજો સફીયુદ્દીન એક વરસ જીવતો રહી હિજરી સન ૮૮૧ માં મૃત્યુ પામ્યો. ત્રીજા દીકરા ઝયાઉદ્દીન યુસફનો ૮૮૨ હિજરીમાં જન્મ થયો અને તે લાંબી મુદત સુધી જીવ્યો. આ દીકરાથી જ કવિનો વંશ કાયમ રહ્યો અને આને જ માટે કવિએ બહારિસ્તાન અને શરહે મુલ્લા જામી નામનાં પુસ્તકો લખ્યાં. ચોથો દીકરો જહીરૂદ્દીન ૮૯૧ હિજરીમાં જન્મ્યો અને તે જ સાલમાં મરી ગયો.

**પ્રેમ અને સૌંદર્ય**:--પ્રેમ એ યુવાનીનું એક આવશ્યક અંગ ગણાય છે અને તેમાં વળી સૂફીનો મોજીલો સ્વભાવ ભળવાથી સોના પર સોહાગની અસર થાય છે. ઇરાનની દિલચસ્પ કુદરતી લીલા તેમાં ટહૂકો પૂરે છે અને એથી હઝરત જામી જેવા પણ તેની વિસ્તારેલી જાળમાંથી ભાગ્યેજ બચી શકે છે. એથી એમની કાવ્યશક્તિ પ્રેમનાં કાવ્યો તરફ સહસા ઢળી પડે છે, અને પાણીદાર મોતી ટપકવાં શરૂ થાય છે. જુઓ, નીચેની નઝ્મમાં આશક બનવાને તે કેવી રીતે ઉત્તેજિત કરે છે:--

**નઝ્મ.**

**અસીરે ઇશ્ક શવ કે અન્દેશા ઇન અસ્ત;**
**હમા સાહિબદિલાંરા પેશા ઈન અસ્ત,**
**અસીરે ઇશ્ક શવ કે આઝાદ બાશી,**
**ગમશ બર સીના નેહ તા શાદ બાશી.**

**અર્થ**:--ઇશ્કનો કેદી થા, કારણ કે (દુનિયામાં) ફિકર એની જ છે. આપણ સાહેબદિલોનો ધંધો એનો જ છે. ઇશ્કનો કેદી થા, જેથી તું આઝાદ થઇશ. વિયોગનું દુઃખ હૃદય પર ધાર, જેથી તું ખુશ થઇશ.

વળી પાછા ઇશ્કની મહફિલમાં જામ પર જામ ચઢાવી તે કેવા બેહોશ બની જાય છે, અને લહરમાં આવી જઇ ઇશ્કની તરફ કેવી ખૂબીથી ઇશારો કરે છે:--

**નઝ્મ.**

**બહમદુલ્લા કે તા બૂદમ દરીન દેર,**
**બ રાહે આ શકી બૂદમ સુબુક સેર;**
**અગરચે મૂહે મન અકનૂન ચૂશીર અસ્ત,**
**હનૂઝમ ઝોકે ઇશ્ક મ દર ઝમીર અસ્ત,**

**અર્થ**:—ખુદાની તારીફ કરૌં કે હું આ (દુનિયા રૂપી) મંદિરમાં રહ્યો ત્યાંસુધી ઇશ્કના રાહમાં હરિણગતિએ જ રહ્યો છું. જો કે મારી દાઢીના વાળ દૂધ જેવા સફેત થઇ ગયા છે છતાં ઇશ્કની લહજ્જત મારા દિલમાં તેવી ને તેવી જ તાજી છે.

હઝરત સઆદીની માફક પોતે પણ આ દુનિયાના સૌંદર્યને પ્રભુના સૌન્દર્યનું પ્રતિબિમ્બ સમજતા, અને એથી એમનાં કેટલાંક કાવ્યોમાં આ વાતનો ઇશારો નજરે પડે છે. મૌલાના શહાબુદ્દીનનો ખૂબસૂરત સાહિબજાદો એક દિવસ હેરાતથી બદોખ્શાન

જતો હતો. તેને જતો જોઇને તેના સૌન્દર્ય પર મુગ્ધ થઇ હઝરત જામીએ નીચેનું કાવ્ય ગાઇ સંભળાવ્યું:—

અશઆર

**બાઝમ ઝ દીદએ અયે ગુલ ખ્વાન્દાન ચે મી રવી?**
**ચાકમ ચૂ ગુલ ફૂગન્દે ઝદામન ચે મી રવી?**
**અઝ અશ્કે સુર્ખ દીદએ મા કાને લઅાલ શુદ,**
**અયે સંગદિલ તૂ સૂયે બદાખ્શાન ચે મી રવી?**

**અર્થ:**—અયે હસતા ગુલાબ! પાછો આવ, તું ક્યાં જાય છે? પાલવમાંથી ફેંકી દીધેલા ગુલાબની માફક તેં મારૂં દિલ વિંખી નાંખ્યું, તું ક્યાં જાય છે? મારી આંખોનું નીર ખૂટી ગયું. હવે તો લોહીનાં આંસુ ટપકે છે. અયે સંગદિલ! મારી આંખો લાલ માણેકની ખાણ બની છે, હવે બદાખ્શાન ક્યાં જાય છે? (બદાખ્શાન માણેકને માટે પ્રસિદ્ધ હતું.)

**સૂફીવાદ:**—સૂફીવાદ મૌલાના જામીનો પેઢીદરપેઢી ઉતરી આવેલો વારસો હતો. કવિના પિતા નિઝામુદ્દીન અહમદ પોતે સાહિબદિલ સૂફી હતા અને ફકીર સંતોની જ હરહમેશ સોબતમાં રહેતા, અને હઝરત જામી નાની ઉમ્મરના હતા ત્યારથી જ તેમને પોતાની સાથે તેઓની પાસે લેઇ જતા. ૮૨૨ હિજરીમાં ખ્વાજા મહમદ પારસાહ હેરાત આવ્યા ત્યારે પાંચ વરસના જામી પણ પોતાના પિતાની સાથે ખ્વાજા સાહેબને મળવા પહોંચી ગયા હતા. ખ્વાજા સાહેબે એમને પોતાની સામે બેસાડી ધ્યાન ધર્યું અને એની હઝરત જામી પર જે અસર થઈ તે વિષે કવિ પોતાની નફહાતુલઉન્સ નામની કિતાબમાં લખે છે કે, "હજી સુધી હું એ અનુભવી રહ્યો છું." હઝરત જામી જો કે જાતજાતના શેખો પાસેથી જ્ઞાન સંપાદન કરતા હતા પણ સમરકન્દથી અભ્યાસ પૂર્ણ કરી હેરાત પાછા ફર્યા તે પછી ખ્વાજા બહાઉદ્દીન નકશબન્દીના પટ્ટ શિષ્ય ખ્વાજા શઆહુદ્દીન કાશગરીનો જ તેમના પર વિશેષ પ્રભાવ પડયો અને તેમની જ અસર નીચે તેઓ હરદમ રહ્યા કરતા. હઝરત જામીએ કેટલાંયે વર્ષ સુધી ખ્વાજા કાશગરીની સોબતમાં રહીને ધીર ચિત્તે સૂફીની તપસ્યા આદરી અને તે એટલે સુધી કે તપસ્યા કરતાં કરતાં સર્વ દ્વન્દ્વોથી મુક્ત થઇ તેમનું દિલ એક પરબ્રહ્મની મસ્તીમાં ડોલવા લાગતું. કલાકોના કલાકો અને દિવસોના દિવસો આવી મસ્તીમાં જ પસાર થઇ જતા તેનું તેમને ભાન રહેતું નહિ. સન ૮૬૪ હિજરીમાં ખ્વાજા શઆદુદ્દીન પૂર્ણ ચૈતન્યમાં મળી ગયા ત્યારે હઝરત જામીએ પોતાના વિરહદુઃખનો પુરદર્દ મરસિયો બનાવ્યો તે નીચે ઉતાર્યો છેઃ—

શએર

**દર્દા કે પાકબાઝ અઝ જહાં બરફ્ત**
**પાક આન ચૂનાં કે આમદે બૂદ આનચૂનાં બરફ્ત.**

**અર્થ:**—અફસોસ કે પાક આદમી દુનિયામાંથી ચાલ્યો ગયો; જેવો પાક આવ્યો હતો તેવો જ પાક ચાલ્યો ગયો.

થોડા દિન બાદ હઝરત જામી ખ્વાજા અબ્દુલ્લા અહરારના પ્રસંગમાં આવ્યા. તેમની એમને ચાર વાર મુલાકાત થઈ. પહેલી વાર સમરકન્દમાં થઈ, બીજી વાર હેરાતમાં

થઇ, ત્રીજી વાર મરવ્વમાં સુલતાન અબુ સૈયદે ખ્વાજા સાહેબને મુલાકાતે બોલાવ્યા હતા તે વખતે થઇ. ચોથી વાર ઉમર શેખ મીરઝાં અને સુલતાન મહમદ મીરઝાં વચ્ચેનો ટંટો પતાવવા ખ્વાજા સાહેબને સમરકન્દ બોલાવ્યા હતા ત્યારે થઇ. તે પછીથી ફરતાં ફરતાં તાશકન્દમાં ફરીથી ખ્વાજા સાહેબ સાથે હઝરત જામીનો ભેટો થયો હતો અને ઘણા દિવસ સુધી બન્ને એક બીજાના સમાગમમાં રહ્યા હતા. મૌલાના જામી ખ્વાજા સાહેબની વિદ્વત્તાની અથાગ પ્રશંસા કરતા. એક પ્રસંગે તેઓ લખે છે કે, "મેં ખ્વાજા સાહેબને એકવાર અરજ કરી કે મોહીયુદ્દીન આરબીની કિતાબ ફુતુહાત મક્કયામાં કેટલીક વાતો એવી છે કે તે પોતાની મેળે મગજમાં નથી ઉતરતી. ખ્વાજા સાહેબે એ કિતાબ મંગાવી વાંચી જોઇ અને પછીથી એ કિતાબ પર એવું રહસ્યપૂર્ણ પ્રવચન કર્યું કે એની પૂરેપૂરી મતલબ મારી સમજમાં આવી ગઇ એટલું જ નહિ પરંતુ મારી બધી શંકાઓનું સમાધાન થઇ ગયું." ખ્વાજા સાહેબ પોતે પણ મૌલાના જામી પર ખાસ ભાવ રાખતા, અને પોતાની અંતરંગ શિષ્યમંડળીમાં તેમને જ સૌથી અધિક સમજતા. આથી ખુરાસાન વગેરે મુલ્કમાંથી જો કોઇ તેમના શિષ્ય થવાને આવતું તો તેમને પોતે સફાઇથી કહી દેતા કે, 'જ્યારે ખુદ મૌલાના જામી ત્યાં મોજૂદ છે તો પછી આટલે દૂર આવવાની તકલીફ શા માટે ઉઠાવો છો?' કવિ પોતે નકશબન્દીના વંશ જ હતા એટલે પોતાને તમામ ડીગ્રીઓ મળી ચૂકી હતી, છતાં જાહિરી શરીઅતનું પૂરેપૂરી રીતે પાલન કરવામાં તેઓ ઘડીભર ન ચૂકતા, અને શરીઅતના કાનૂનથી એક તસુભર પણ ચસવામાં તેઓ નામોશી સમજતા. ખ્વાજા શમ્સુદ્દીનના પરલોકવાસ પછી હઝરત જામી તેમની ગાદી પર આવ્યા એટલે લોકોને શિષ્ય બનાવવાનું કામ તેમના પર આવી પડ્યું. પહેલેથી જ શિષ્ય બનાવતી વેળા તેઓ ઘણી સંભાળથી કામ લેતા એટલે તેમના શિષ્યોની સંખ્યા ગાદીનશીન થયાની શરૂઆતમાં બહુ ઓછી રહેતી. પણ તેમની ઉત્તરાવસ્થામાં તેમના પ્રતિભાસૂર્યનો પ્રકાશ જેમ જેમ વધતો ગયો તેમ તેમ તેમના શિષ્યોની સંખ્યામાં ખૂબ ભરતી થવા માંડી, તે એટલે સુધી કે તેમનો સમકાલીન કવિ દૌલતશાહ સમરકન્દી પોતાની તઝકેર તુશ શોઅરામેં લખે છે કે, "મૌલાના પાસે દુનિયાની ચારે કોરથી લોકોનાં ટોળાં ને ટોળાં ગુરૂપ્રસાદ લેવા આવે છે અને આલમના સુલતાનો પણ તેમના આશીર્વાદ અને કૃપાને માટે ઉત્સુક રહે છે."

**કઆબાની હજ:**—કવિને કઆબાની હજ કરવાનો ઘણા વખતથી મનસુબો હતો. કેટલીયે વાર હજ કરવા જવાનો મનસુબો કર્યો પણ કાંઇ ને કાંઇ વિઘ્ન આવી પડતું અને જઈ શકાતું નહિ. સન ૮૭૭ હિજરીમાં પોતે પાકો નિશ્ચય કર્યો, અને રવી–ઉલ–અવ્વલની ૧૬ મી તારીખે હેરાતથી હજ કરવા નીકળી પડ્યા, અને નીશાપુરને રસ્તે બુસ્તાન, કઝવેન થઇ હમદાન પહોંચ્યા. હમદાનના બાદશાહ મીરઝાં મિનોચેહરે પૂરા ઠાઠમાઠથી એમનું સ્વાગત કર્યું, અને ત્રણ દિવસ તેમની આખી મંડળીને મહેમાન રાખી. તે વખતમાં બગદાદ જવાનો રસ્તો ભયવાળો હતો તેથી પોતાની લશ્કરની ટુકડી લેઇ બાદશાહ પોતે બગદાદ સુધી એમને વળાવી આવ્યા. કવિ જમાદીઉસ્સાનીના મહીનામાં બગદાદ પહોંચ્યા, ત્યાં લોક પહેલેથી જ તેમના આવવાની વાટ જોઇ રહ્યા હતા. એમના આવવાની ખબર સાંભળી એમનો શિષ્ય પીરે જમાલ અરાકી પોતાની શિષ્યમંડળી

સાથે સામે આવ્યો. શહેરના લોકોએ પણ બડી ધામધૂમથી એમનું સરઘસ કાઢી સ્વાગત કર્યું. થોડા દિવસ બગદાદમાં આરામથી ગાળ્યા બાદ બીજા પવિત્ર સ્થળોનાં દર્શન કરતાં કરતાં કવિ-પુણ્યપવિત્ર કરબલામાં પધાર્યા. કરબલાથી પાછા ફરતાં એક લાગણીથી ઉભરાતી ગઝલ બનાવી. તેની પહેલી બે ટુંક નીચે પ્રમાણે છેઃ—

ગઝલ

કર્દમ અઝ દીદે પાક સૂયે મશહદે હુસેન;
હસ્ત ઈન સફર બ મઝહબે ઉશાક ફર્ઝે અયેન.

અર્થઃ—શહીદ હુસેનના મૃત્યુથી પુનિત થએલી ભૂમિ પર હું લોટી પડયો. આશકોના મઝહબમાં આ પુનિત ભૂમિનાં દર્શન કરવાં એ હરેક આશકની ફર્ઝ છે.

લગભગ ચાર મહીના કવિનો મુકામ બગદાદમાં જ રહ્યો. રમઝાન મહીનો પૂરો થતાં ઇદુલફિતની નમાજ પઢીને કવિ મદીના તરફ રવાના થયા, અને ઝીકાદના છેલ્લા અજવાળીઆમાં પુણ્ય ભૂમિ મદીના પહોંચ્યા. જુઓ નીચેની નઝ્મમાં તેઓ કેવો આધીનતાસૂચક ઉદ્‌ગાર કાઢે છે!

નઝ્મ

યા રસૂલિલ્લાહ નમી ગોયમ કે મેહમાને તૂ અમ,
યા ફકીરે તઆમે જવ અઝ રીઝએ ખાને તૂ અમ;
ગર ન દારમ અફસરે શાહી બસર ઇન બસ કે હસ્ત,
ગર્દને તસલીમ ઝીરે તોકે ફરમાને તૂ અસ્ત.

અર્થઃ—એ અલ્લાહના પયગમ્બર! (મહમદ સલ્લલ્લાહો અલ્લેહ વસલ્લમ) હું નથી કહેતો કે હું તારો મહેમાન છું કે તારા દસ્તરખાનાના ટુકડા વીણી ખાનાર ફકીર છું. આ નાચીજમાં એ લાયકાત ક્યાંથી? આ માથા પર બાદશાહીનો મુગટ નથી. હું તો તારા ફરમાનની સામે ગર્દન ઝૂકાવનાર બન્દો છું.

રસૂલિલ્લાહની પવિત્ર કબરનાં દર્શન કરતી વેળા એમણે જે ઉદ્‌ગાર કાઢયા છે તેનો એકેક શબ્દ કવિના હૃદયની પ્રતીતિ કરાવે છે.

નઝ્મ

યા શફીઉલ મુઝનબીન બારે ગુનાહ આવુરદે અમ,
બર દરત ઈન બાર બા પુરતે દોતા આવુરદે અમ;
ચશ્મએ રહેમત બર કુશા મૂહે સુફેદે મન નિગર,
ગરચે અઝ શરમીન્દગી રૂહે સ્યાહ આવુરદે અમ.

અર્થઃ—હે ગુન્હાની શફાઅત કરનારા! ગુન્હેગાર ગુન્હાની પોટ લેઇને તારા દ્વાર પર આવ્યો છે. ગુન્હાના બોજાને લીધે એની કમર વળીને બેવડી થઇ ગઇ છે, અને શરમના માર્યા મ્હો પર કાળાશ છાઇ ગઇ છે. દયાનિધિ! તારી દયામય દૃષ્ટિ ખોલ, અને જરા આ ધોળી દાઢીના વાળ તરફ નજર કર.

બદરીઈદ વાળા શુરૂ જિલ હિજ્જાના મહીનામાં કવિ મક્કે પધાર્યા અને ત્યાં દર્શન

કરી પાછા મદીના આવ્યા. મદીનામાં થોડા દિવસ મુકામ કરી કવિ દમાસ્કસ આવ્યા અને ચાલીસ દિવસ દમાસ્કસમાં રહી હલબ ગયા. દમાસ્કસમાં ત્યાંના મુખ્ય કાજી મહમદ હીઝ્ર-કરીના હાથે કવિને હદીસની ( મહમદના ફરમાનો કંઠસ્થ કર્યાની ) સનદ મળી. હલબથી કવિ તબરીઝ આવ્યા. તબરેઝના હાકિમ સુલતાન હુસેન બેગ પોતાના અમીર ઉમરાવોની સાથે કવિનું સ્વાગત કરવા સામે આવ્યા. થોડા દિવસ ત્યાં પડાવ નાંખી પોતાની માતાની બીમારીના ખબર સાંભળી કવિએ ડેરો ઉઠાવ્યો, અને હેરાત તરફ કૂચ કરી. કવિ સન ૮૭૮ હિજરીના શાઅબાન મહીનાની અઢારમી તારીખે હેરાત પાછા ફર્યા, અને સત્તર મહિનાની મુસાફરી કરી પોતાના દિલમાં વસી રહેલો હજ કરવાનો શોખ પૂરો કર્યો. આ મુસાફરીથી એમને કેવળ ધર્મલાભ થયો એટલું જ નહિ પણ દુન્યવી ફાયદો પણ હાસિલ થયો. જે જે સ્થળે એમની પધરામણી થઇ તે તે સ્થળ એમની પધરામણીને લીધે મશહૂર થઇ ગયા અને એમની વિદ્વત્તાની છાપ ચોમેર બેસી ગઇ. મુસાફરીના બીજા કેટલાક પ્રસંગોથી સ્પષ્ટ જણાઇ આવે છે કે મોટી મોટી સભાઓમાં પોતે પોતાની વિદ્વત્તા અને વ્યક્તિતાનો સભાજનોને પરિચય કરાવ્યો અને પોતાના બુદ્ધિપ્રભાવથી સર્વેને છક કરી દીધા.

**બાદશાહી તેડાં**:—સાધારણરીતે વિદ્વાન અને કવિજનોની એ ફરિયાદ હોય છે કે તેમની આ બેકદર દુનિયામાં કદર થતી નથી, અને એથી એમના ઘણાખરા લખાણોમાં એ વિષેની ફરિયાદો જ નજરે પડે છે. હઝરત જામી જો માત્ર કવિ જ હોત તો કદાચ તેમને પણ દુનિયાની નાકદરદાનીનો સ્વાદ ચાખવો પડત અને એ વિષય પર નજમો લખવી પડત. પણ સદ્ભાગ્યે પોતે ભલાભોળા સૂફી અને ગાદીનશીન બુઝરગ હતા એથી જ્યાં જ્યાં એમની પધરામણી થતી ત્યાં ત્યાં લોકો એમને છાતી ને છાતી પર રાખતા. હું હમણાં જ કહી ગયો તે પ્રમાણે પોતે જ્યારે હમદાન પહોંચ્યા ત્યારે ત્યાંના બાદશાહે એમનું સુંદર સ્વાગત કર્યું હતું. પોતે બગદાદ પહોંચ્યા ત્યારે લોકોના આગ્રહને વશ થઇ એમને ત્યાં ચાર મહીના સુધી મુકામ કરવો પડયો હતો. એમની સભામાં કેવળ વિદ્વાનો, ઉલમાઓ, કાજીઓ, સૂફીઓ અને મુફતાહો ( ફતવા પઢનારાઓ ) જ નહિ આવતા પણ બગદાદના હાકિમ ખલીફ બેગ જેવા અમીર ઉમરાવો પણ આવતા અને એમના ઉપદેશામૃતનું પાન કરતા. હજ કરી પાછા ફરતાં જ્યારે દમાસ્કસમાં પોતાનો મુકામ હતો ત્યારે કુસ્તુન્તુનીઆ ( કોન્સ્ટાન્ટીનોપલ ) ના સુલતાન મહમદ ફતેહને એમની પધરામણીની ખબર પડી. ખબર પડતાં વેંત જ સુલતાને ખ્વાજા અતાઉલ્લા કિરમાનીને ૫૦૦ અશરફીઓ આપી રવાના કર્યો અને બીજી ૧૦૦૦૦૦ અશરફી મોકલવાનો વાયદો કરી ખ્વાજા સાહેબની મારફત કહાવ્યું કે હઝરત જામી સાહેબ કુસ્તુન્તુનીઆ થોડા દિવસ પધારવાની કૃપા કરે, કારણ કે હઝરત સાહેબ જેવા બુઝરગની કૃપાદૃષ્ટિ ઢળે તો તે મુસ્કેલ નથી. સંજોગવશાત્ સુલતાનની મોકલેલી સ્વારી દમાસ્કસ પહોંચી ત્યાં તો કવિની સ્વારી દમાસ્કસથી રવાના થઇ હલબ પહોંચી ગઇ હતી. કવિ પોતે એકાંતપ્રિય, સંતપ્રકૃતિવાળા આદમી હતા. રાજદરબારના તેડાંથી તેમને ગભરામણ છૂટતી. હલબમાં એમણે આ વાત સાંભળી ત્યારે તુરત જ પોતાના ડેરાતંબુ ઉઠાવીને ત્યાંથી તબરીઝ રવાના થઇ ગયા કે રખેને સુલતાનના મોકલેલા માણસો આવી પહોંચે અને પોતાને કુસ્તુન્તુનીઆ ઘસડાવું પડે. તબરીઝમાં તબરીઝના હાકિમે કવિને પોતાના શહેરમાં રોકાઈ જવા પ્રાર્થના કરી

પણ કવિએ પોતાની માતાની માંદગીનું કારણ જણાવી ત્યાંથી ચાલતી પકડી. કવિ હેરાત પહોંચ્યા ત્યારે સુલતાન હસેને જાતે ન આવી શકવાથી પોતાના વઝીર અલીશેરને બીજા અમીર ઉમરાવો સાથે કવિનું સ્વાગત કરવા મોકલ્યા અને તેઓ બડી ધામધૂમથી કવિને હેરાતમાં લેઈ આવ્યા. આથી માલૂમ પડે છે કે પોતાના વતનમાં પણ કવિ આમ લોક તેમજ અમીરઉમરાવોના માનીતા હતા, અને તેમની પ્રીતિ સંપાદન કરી શકયા હતા. તબરેઝના શાહ યાકુબ બેગે કેટલીયે વાર કવિને તબરેઝ બોલાવ્યા પણ કવિએ એકાંતમાં રહી, સૂફીઆના જીંદગી ગાળી, સરસ્વતીનું સેવન કરવાનુંજ પ્રિય માન્યું. બંગાળાના સુલતાન જલાલુદ્દીને કવિને કેટલાંયે તેડાં મોકલ્યાં, પણ પોતાની માતાની વૃદ્ધાવસ્થાનું બહાનું કાઢી કવિએ જવાની નાજ પાડયાં કરી.

**ગુણસ્વભાવઃ**—કવિ પોતે સંત પ્રકૃતિના માણસ હતા. પોતાને ત્યાં મહેમાનોનો હરહંમેશ ભરાવ રહેતો. જો કે ખાનકાહની તરફથી ચાલતું લંગરખાનું ચાલુ હતું છતાંયે એમનું ભોજનાલય મહેમાનોથી ભરચક રહેતું. વિદ્વાનો, કવિજનો, સાધુસંતો અને ફકીરોનો એમને ત્યાં ન્હાનોશો મેળો ભરાતો, અને એ દરેકની સાથે તેઓ ઘણા એખલાસથી વર્તતા. પોતે ઘણા ઓછાબોલા અને ધીર સ્વભાવવાળા આદમી હતા, અને નિરર્થક વાતોની તેમને ભારે ચીડ હતી. જ્યારે કોઇવાર એવા નિરર્થક વાતોડીઆઓ સાથે એમને પ્રસંગ પડતો ત્યારે પોતાને અત્યંત કષ્ટ થતું. એકવાર કોઇ ભાઇસાહેબ ભાણાપર બેસી નોકરને વઢવા લાગ્યાઃ "નિમક કેમ નહિ લાવ્યો? નિમકથી જ ખાવાનું શરૂ કરવું જોઇએ એ ભૂલી ગયો?" કવિએ જરા હસીને કહ્યુંઃ "નમક ખાવાની ચીજોમાં નાંખેલું જ છે." પણ આટલેથી જ ભાઇસાહેબ શાંત ન રહ્યા. એક બીજા ભાઇ બે હાથે રોટલી તોડીને ખાતા હતા. તેમને કહ્યું કે "બે હાથે રોટલી તોડવી એ ખોટું છે." કવિએ કહ્યું કે "બીજા કોઇ માણસની સામે ખાતી વખતે તાકવું એ એથીયે ખોટું છે." ભાઈસાહેબ બોલી ઉઠયા, "ખાતી વખતે વાતો કરવી એ મહમદ પયગમ્બર સાહેબનો હુકમ છે." હઝરત જામીએ જણાવ્યુંઃ "એ વાત બરાબર છે પણ બકબક કરવી એવો હુકમ ક્યાં છે?"

પોતે જો કે ઘણા સભ્ય અને ધીર પ્રકૃતિવાળા આદમી હતા છતાં કોઇ કોઇવાર હાસ્યરસનીયે વાતો કરતા, પણ તે રસ સભ્યતાની હદની બહાર કદિયે રેલાતો નહિ. એકવાર સમરકન્દના કોઇ નામચીન શાસ્ત્રી મૌલાના મઝીદ હેરાત પધાર્યા અને મીરઝાં બાબરને ત્યાં પોતાનો મુકામ રાખ્યો. દરબારી મજલિસમાં એક દિવસ મૌલાના જામી પણ જઇ ચડયા. મીરઝાં બાબરે મૌલાના મઝીદને સવાલ કર્યો કે "ઇમામ હુસેનને મરાવનાર યઝીદ પર લ્યાનત વર્ષાવવી વાજિબ છે કે નહિ?" મઝીદે જવાબ આપ્યોઃ "હરગીજ નહિ, કારણ કે પોતે ડિમ્લાના રહેવાસી હતા અને લગભગ તમામ લોકોએ તેમને ખલીફા માન્યા હતા." મીરઝાં બાબરે મૌલાના જામી તરફ મ્હોં ફેરવ્યું એટલે હઝરત જામી સાહેબે જણાવ્યુંઃ "સદ લ્યાનત બર યઝીદ, વ સદ લ્યાનત દિગર બર મઝીદ."

(સો લ્યાનત યઝીદપર અને સો લ્યાનત બીજી મઝીદ પર અથવા સો લ્યાનત બીજી વધારે.)

એક ઉગતા કવિએ એમને એકવાર જણાવ્યું કે "મેં દીવાને હાફિઝ, દીવાને કમાલ અને સદકલએ જનાબે અમીરનો જવાબ લખ્યો છે." મૌલાનાએ પ્રત્યુત્તર આપ્યો: "હાં ઠીક. માત્ર કુરાનનો જવાબ લખવો બાકી રહી જાય છે."

હેરાતમાં એક સાહેબ કવિ હોવાનો દાવો કરતા અને શ્રેષ્ઠ કવિઓમાં પોતાની જાતની ગણના કરતા. તેઓ એક દિવસ મૌલાના પાસે આવી કહેવા લાગ્યા: "મેં આપની એક ગઝલ પર ગઝલ લખી છે" અને એમ કહી પોતે પોતાની ગઝલ ગાઇ સંભળાવી; પછી મૌલાનાની ગઝલની આ પહેલી ટુંકો પઢીને

**બસ કે દર જાં ફગારવ ચશ્મે બેદાર મ તૂઈ,**
**હરકે પયદા મી શવદ અઝ દૂર પિન્દારમ તૂઇ;**

(મારા દિલમાં જલન ઉઠી છે, અને આંખમાંથી ઉંઘ ઉડી ગઇ છે. તારી પેદા કરેલી ચીજ જોઉં છું કે દૂરથી જ તને ઓળખું છું) મજાક ઉડાવી કે **ગર ગાવ યા ખર પયદા શવદ** (ગાય યા ગવેડો જોઉં છું), મૌલાનાને કહ્યું, 'પિન્દારમ તૂઇ' (કે તુરત તને ઓળખું છું.)

મૌલાના જામીની સાથે એક લેભાગુ કવિરાજ રહેતા હતા. સાગરી એમનું તખલ્લુસ હતું. એક દિવસ એમણે આવી ફરમાવ્યું કે, "હું કોઇ નવી કવિતા બનાવું છું ને લોકો ચોરી લે છે." મૌલાના એમની આ વાત સાંભળી મુસ્કુરાયા અને એ વાત પર બે શઅેર બનાવી.

શઅેર

**સાગરી મી ગુફ્ત દુઝદાને મઆની બુર્દઅન્દ,**
**હર કુજા દર શઅેરે મન યક મઆનીએ ખુશ દીદઅન્દ;**
**દીદમ અન્દર શઅેરહાયે ઉસરા યક મઆની ન દાશ્ત,**
**રાસ્ત મીગુફ્ત ઉ કે મઆનીહા ઉસરા દુઝદીદઅન્દ.**

**અર્થ**:—સાગરીએ કહ્યું કે મારી કવિતામાં અર્થ નજરે ચઢે છે કે ચોર લોકો ચોરી કરી જાય છે. મેં એની કવિતા જોઇ તો અંદર અર્થ જ ન મળે. બીચારો સાચું જ કહેતો હતો કે ચોર લોક એનો અર્થ ચોરી ગયા છે.

બીજે દિવસે આ શઅેર હેરાતમાં ઘેરે ઘેર પહોંચી ગઈ અને ન્હાના ન્હાના બાળકોને પણ મ્હોડે ચઢી ગઇ. બીચારા કવિરાજ જે રસ્તેથી નીકળતા તે રસ્તે આ શઅેર સંભળાવી લોકો એમને છેડતા અને એમની પજવણી કરવામાં મણા ન રાખતા. છેવટે કંટાળીને કવિરાજ મૌલાના પાસે આવ્યા અને ફરિયાદ કરી કે: "મૌલાના સાહેબ આપે આ શો ગજબ કર્યો." મૌલાનાએ જવાબ આપ્યો: "જો અસલ શઅેર તો એ છે કે "શાએરી મી ગુફ્ત" (કવિએ કહ્યું કે) લોકો તમને છેડવાને ખાતર "સાગરી મી ગુફ્ત" (સાગરે કહ્યું કે) કહી દે છે. ભલા, એમાં મારો શો ઇલાજ?" બીચારા કવિરાજ!

**મૃત્યુ**:—હઝરત જામીનો અંતકાળ હવે પાસે આવી પહોંચ્યો હતો. એમની ઉમ્મર ૮૦ વરસની થઇ ચૂકી હતી. સન ૮૯૮ હિજરીમાં મોહર્રમ મહીનાની ૧૩ મી તારીખે રવિવારના દિવસે કવિની તબીઅત લથડી એમના ભાવિક શિષ્યોએ દવાદારૂ કરવામાં જરાયે

કમીના નહિ રાખી, પણ બીમારી એવી રીતની લાગુ થઇ હતી જેનો કાંઈ ઇલાજ જ ન હતો. છેવટે મોહરેમની ૧૮ મી તારીખે શુક્રવારના રોજ તેઓ ખૂબ કમજોર થઈ ગયા અને નાડી મંદ પડી ગઇ. જે વખતે જુમ્માની (શુક્રવારની) અઝાન થઇ રહી હતી અને પાસેની મસ્જીદનો મુઅઝીન (અઝાનનો સાદ પાડનાર) લોકોને ખુદાની તરફ બોલાવી રહ્યો હતો ત્યારે પોતે લબ્બેક! (હાજર જનાબ!) કહી આ દુનિયામાંથી વિદાય થયા. એમના જનાઝાની સાથે સાથે મોટા મોટા ઉલ્માઓ, ફકીરો અને અમીરો ચાલતા હતા અને સુલતાન હુસેન પોતે, એમનો વઝીર અમીરઅલી શેર તેમ જ બીજા શાહજાદાઓએ જનાજાને પોતાના ખભાપર કબરે લેઇ મઝારે ખ્યાબાંમાં એમના ગુરૂ ખ્વાજા શઆદુદ્દીન કાશગરીની બાજુમાં જ એમના દેહને દફન કર્યો અને એમની કબર પર એમના ભાવિક ભક્ત વઝીર અમીરઅલી શેરે એક મોટો ઘુમ્મટ બનાવ્યો અને એક દર્દભર્યો મરસિયો રચી કોતરાવ્યો. બીજા કવિજનોએ તેમજ વિદ્વાનોએ પોતાનો શોક જાહેર કરવા જૂદા જૂદા મરસિયા બનાવ્યા અને હાજર રહેલા લોકોને ગાઈ સંભળાવ્યા.

આ રીતે મૌલાના જામી પૂર્ણ શાન્તિની ચિરનિદ્રામાં સૂઇ ગયા !×



× આ મૂળ ઉર્દૂ લેખનો અનુવાદ કરવા માટે અમે રા. નન્દલાલ મણિલાલ શાહના સૌજન્યને આભારી છીએ-સં.

# राजप्रश्नीय

[ દોશી બેચરદાસ જીવરાજ ]



જપ્રશ્નીય ' નામનું એક સૂત્ર છે, જે ઉપાંગરૂપ છે; અને બાર ઉપાંગોમાં તેનું સ્થાન બીજું આવે છે. જૈન સંપ્રદાયમાં ૧૨ અંગસૂત્રો છે અને ૧૨ ઉપાંગસૂત્રો છે—કયું સૂત્ર કયા અંગનું ઉપાંગરૂપ છે, તે વિષે નીચે પ્રમાણે સમજવાનું છે:—

" अङ्गानि द्वादश, उपाङ्गानि अपि अङ्गैकदेशप्रपञ्चरूपाणि प्रायः प्रत्यङ्गमेकैकभावात् तावन्ति एव. तत्र अङ्गानि आचाराङ्गादीनि प्रतीतानि, तेषामुपाङ्गानि क्रमेण अमूनिः—

१. आचाराङ्गस्य औपपातिकम्. २ सूत्रकृदङ्गस्य राजप्रश्नीयम्. ३ स्थानाङ्गस्य जीवा(जीवा)भिगमः. ४ समवायाङ्गस्य प्रज्ञापना. ५ भगवत्याः सूर्यप्रज्ञप्तिः. ६ ज्ञाताधर्मकथाङ्गस्य जम्बूद्वीपप्रज्ञप्तिः. ७ उपासकदशाङ्गस्य चन्द्रप्रज्ञप्तिः. ८ अन्तकृद्दशाङ्गस्य कल्पिका. ९ अनुत्तरौपपातिकस्य कल्पवतंसिका. १० प्रश्नव्याकरणस्य पुष्पिता(का). ११ विपाकश्रुतस्य पुष्पचूलिका. १२ दृष्टिवादस्य वृष्णिदशा-वण्हिदशा. ( अन्धकवृष्णिदशा ).

અંગો બાર છે અને એક એક અંગનું ઉપાંગ એક એક હોવાથી ઉપાંગો પણ બાર છે. તે આ પ્રમાણે:—

અંગસૂત્ર—ઉપાંગસૂત્ર.

આચારાંગ—ઔપપાતિક. સૂત્રકૃતાંગ—રાજપ્રશ્નીય (?) રાયપસેણી. સ્થાનાંગ—જીવાજીવાભિગમ. સમવાયાંગ—પ્રજ્ઞાપના—પન્નવણા. ભગવતી—સૂર્યપ્રજ્ઞપ્તિ. જ્ઞાતાધર્મ—જમ્બૂદ્વીપપ્રજ્ઞપ્તિ. ઉપાસકદશા—ચન્દ્રપ્રજ્ઞપ્તિ. અંતકૃદ્દશા—કલ્પિકા. અનુત્તરૌપપાતિક—કલ્પવતંસિકા. પ્રશ્નવ્યાકરણ—પુષ્પિતા (કા). વિપાક—પુષ્પપૂલિકા. દૃષ્ટિવાદ—વણ્હિદશા.

—( जंबुद्धीपप्रज्ञप्ति પૃ૦ ૧ બા૦ )

ઉપર જણાવેલો અંગ અને ઉપાંગોનો આનુક્રમિક ઉલ્લેખ કોઈ પ્રાચીન ગ્રંથમાં મળી શકતો નથી. नंदीसूत्रના મૂળમાં ' શ્રુતજ્ઞાન ' ના વિભાગો દર્શાવતાં આ જાતનો ક્રમિક ઉલ્લેખ દર્શાવ્યો નથી. જો કે તે ઉલ્લેખમાં આ ૧૨ ઉપાંગોનો નામનિર્દેશ કરેલો છે, પરંતુ ઉપાંગ તરીકે નહિ, તેમ અમુક અંગનું અમુક ઉપાંગ છે એ રીતે પણ નહિ, અર્થાત્ नंदीसूत्रના મૂળમાં તેમ ટીકામાં કોઈ પ્રકારે ઉપાંગનો તેમ તેના ક્રમનો ઉલ્લેખ મળે છે તે આ પ્રમાણે છે:—

" तं समासओ दुविहं पण्णत्तं, तं जहाः—अंगपविट्ठं, अंगबाहिरं. से किं तं अंगबाहिरं ? अंगबाहिरं दुविहं पण्णत्तं, तं जहाः—आवस्सयं, आवस्सयवइरित्तं

च. से किं तं आवस्सयं ? आवस्सयं छव्विहं पण्णत्तं, तं जहाः–सामाइअं, चउवीसत्थओ, वंदणयं, पडिक्कमणं, काउस्सग्गो, पच्चक्खाणं. से किं तं आवस्सयवइरित्तं ? आवस्सयवइरित्तं दुविहं पण्णत्तं, तं जहाः–कालिअं च, उक्कालिअं च. से किं तं उक्कालिअं ? उक्कालिअं अणेगविहं पण्णत्तं, तं जहाः–दसवेआलिअं, कप्पिआकप्पिअं, चुल्लकप्पसुअं, महाकप्पसुअं, उववाइअं,[1] रायपसेणिअं,[2] जीवाभिगमो,[3] पण्णवणा,[4] महापण्णवणा, पमायप्पमायं, नंदी, अणुओगदाराइं, देविंदत्थओ, तंदुलवेआलिअं, चंदाविज्झयं, सूरपण्णत्ती,[5] पोरिसिमंडलं, मंडलपवेसो *विज्जाचरणविनिच्छओ, गणिविज्जा,* झाणविभत्ती, मरणविभत्ती, आयविसोही, वीयरागसुअं, संलेहणासुअं, विहारकप्पो, चरणविही, आउरपच्चक्खाणं, महापच्चक्खाणं–एवमाई.× से किं तं कालिअं ? कालिअं अणेगविहं पण्णत्तं, तं जहाः–उत्तरज्झयणाइं, दसाओ, कप्पो, ववहारो, निसीहं, महानिसीहं, इसिभासिआइं, जंबूदीवपन्नत्ती,[6] दीवसागरपन्नत्ती,[7] चंदपन्नत्ती, खुड्डिआ विमाणपविभत्ती, महल्लिआ विमाणविभत्ती, अंगचूलिआ, वग्गचूलिआ, विवाहचूलिआ, अरुणोववाए, गरुलोववाए, धरणोववाए, वेसमणोववाए, वेलंधरोववाए, देविंदोववाए, उट्ठाणसुए, समुट्ठाणसुए, नागपरिआवणिआओ, निरयवालियाओ, कप्पिआओ[8] कप्पवडिंसिआओ,[9] पुप्फिआओ,[10] पुप्फचूलिआओ,[11] वण्हीदसाओ[12]–एवमाइयाइं."

"સંક્ષેપથી વિચારીએ તો 'શ્રુતજ્ઞાન' બે પ્રકારનું છેઃ–અંગરૂપ અને અંગ સિવાયનું. અંગ સિવાયનું 'શ્રુતજ્ઞાન' બે પ્રકારનું છે–આવશ્યક અને આવશ્યક સિવાયનું. આવશ્યકના છ પ્રકાર છેઃ—सामायिक, चतुर्विंशतिस्तव, वंदनक, प्रतिक्रमण, कायोत्सर्ग અને पचक्खाण, આવશ્યક સિવાયનું શ્રુતજ્ઞાન બે પ્રકારનું છેઃ—कालिक અને उत्कालिक. × ઉત્કાલિક શ્રુત અનેક પ્રકારનું છેઃ—दशवैकालिक, कल्पिताकल्पित (कल्पाकल्प), क्षुद्रकल्पश्रुत, महाकल्पश्रुत, औपपातिक,[1] राजप्रश्नीय[2](?), जीवाभिगम,[3] प्रज्ञापना,[4] महाप्रज्ञापना, प्रमादाप्रमाद, नंदी, अनुयोगद्वार, देवेंद्रस्तव, तंदुलवैचारिक, चंद्रवेध्यक (?), सूर्यप्रज्ञप्ति, पौरुषीमंडल, मंडलप्रवेश, विद्याचरणविनिश्चय, गणिविद्या, ध्यानविभक्ति, मरणविभक्ति, आत्मविशोधि, वीतरागश्रुत, संलेखनाश्रुत, विहारकल्प, चरणविधि, आतुरप्रत्याख्यान, महाप्रत्याख्यान-ઇત્યાદિ. × કાલિક શ્રુત અનેક પ્રકારનું છેઃ-उत्तराध्ययनो, दशा.. कल्प, व्यवहार, निशीथ, महानिशीथ, ऋषिभाषित, जंबूद्वीपप्रज्ञप्ति, द्वीपसागरप्रज्ञप्ति, चंद्रप्रज्ञप्ति[7] क्षुद्रिका विमानप्रविभक्ति, महती विमानप्रविभक्ति, अंगचूलिका, वर्गचूलिका, व्याख्याचूलिका, (व्याख्याप्रज्ञप्तिचूलिका), अरुणोपपात, गरुडोपपात, धरणोपपात, वैश्रमणोपपात, वेलंधरोपपात, देवेंद्रोपपात, उत्थानश्रुत,

समुत्थानश्रुत, नागपरिज्ञा ( नागपरिज्ञापनिका ), निरयावलि, कल्पिका,[८] कल्पावतंसिका,[९] पुष्पिका,[१०] पुष्पचूलिका[११] અને वृष्णिदशा[१२] (अंदकवृष्णिदशा) ઇત્યાદિ.

—नंदीसूत्र પૃ० २०२ (स)

ઉપર જણાવેલા नंदीसूत्रવાળા ઉલ્લેખમાં બરાબર ક્રમવાર એ બારે સૂત્રોનાં નામો આપેલાં છે, પરંતુ તેમાંના કેટલાંક कालिक श्रुत તરીકે અને કેટલાંક उत्कालिक श्रुत તરીકે; उपांग તરીકે તો નહિ જ. [ એ નામોના વિશેષ વિવેચન માટે नंदीसूत्रને જોઈ લેવાની જરૂર છે. ] જે જે નામો ઉપર અંકો લગાડયા છે તે એ ઉપાંગનાં નામો છે. વળી समवायांग(જુઓ भ. प्र. खं. पृ. ९-१० )सूत्रમાં જ્યાં બારમા 'સમવાય'નો ઉલ્લેખ કરેલો છે ત્યાં ઘણાખરા બાર બાર પદાર્થોની નોંધ કરી છે, કિંતુ આ બાર ઉપાંગોનું નામ પણ લીધું નથી. માત્ર જાણવાની ખાતર જ ત્યાંની નોંધનો કેટલોક ભાગ નીચે આપેલો છે:—

" १ बारस भिक्खुपडिमाओ पण्णत्ताओ. २ दुवालसविहे संभोगे पण्णत्ते. ३ दुवालसावत्ते कितिकम्मे पण्णत्ते. ××× ४ ईसिपब्भाराए णं पुढवीए दुवालस नामधेज्जा पण्णत्ता. ५ तेसि णं देवाणं बारसहिं वाससहस्सेहिं आहारट्ठे समुप्पज्जइ.—समवायांग पृ० २१ (स)

[१ ભિક્ષુઓની પ્રતિમાઓ બાર છે. ૨ સંભોગ બાર પ્રકારનો છે. ૩ કૃતિ-કર્મ બાર આવર્તવાળું છે. ૪ ઇષત્પ્રાગ્ભારા પૃથિવીનાં બાર નામ છે. ૫ તે દેવોને બાર હજાર વર્ષે પછી ખાવાનો અભિલાષ થાય છે.]

આ પ્રકારે આ બારમા સમવાયના પ્રકરણમાં ઘણા ઘણા બાર બાર પદાર્થોની નોંધ કરી છે, પણ ક્યાંય 'उपांगो બાર છે' એમ જણાવ્યું નથી. કિંતુ એ સૂત્રમાં પણ અન્યત્ર આ પ્રમાણે તો સ્પષ્ટપણે સૂચવ્યું છે કે:—

" दुवालसंगे गणिपिडगे पण्णत्ते, तं जहा:—आयारे, सूयगडे, ठाणे, समवाए, विवाहपन्नत्ती, णायाधम्मकहाओ, उवासगदसाओ, अंतगडदसाओ, अणुत्तरोववाइयदसाओ, पण्हावागरणाइं, विवागसुए, दिट्ठिवाए " समवाय पृ० १०६ (स)

" गणिपिटक, દ્વાદશ अंगरूप છે, જેમ કે:—आचार, सूत्रकृत, स्थान, समवाय, व्याख्याप्रज्ञप्ति, ज्ञाताधर्मकथा, उपासकदशा, अंतकृद्दशा, अनुत्तरौपपातिकदशा, प्रश्नव्याकरण, विपाकश्रुत અને दृष्टिवाद. "

અર્થાત્ સમવાયાંગ સૂત્રમાં પણ પ્રસંગ હોવાં છતાં ઉપાંગોની સંખ્યા તેમ જ તેનો પૂર્વોક્ત અનુક્રમ જણાવ્યો નથી. વળી કુમારપાળના સમસમયી અને તેમના ગુરુ શ્રીહેમચંદ્રજીએ પોતાના કોશમાં અગ્યારે અંગોનાં અને ચૌદે પૂર્વનાં નામો તથા અર્થો આપ્યા છે ( જુઓ—देवकाण्ड શ્લોક—૧૫૭—૧૫૮—૧૫૯-૧૬૦-૧૬૧-૧૬૨ ). કિંતુ આ उपांगोના ક્રમિક ઉલ્લેખને તેમાં સંભારવામાં આવ્યો નથી. જો કે મૂળમાં અને ટીકામાં " साङ्गोपाङ्गानि अङ्गानि " મૂળ-" सह उपाङ्गैः—औपपातिकादिभिर्वर्तन्ते—सोपा

ज्ञानि "–ટીકા. એવી સામાન્ય નોંધ કરી છે, કિંતુ 'ઉપાંગો બાર છે, અને તેનાં નામો અનુક્રમે આ છે' એવો સ્પષ્ટ ઉલ્લેખ તો કર્યો જ નથી—**समवायांग सूत्र**માં ઉપાંગો વા તેની સંખ્યાની નોંધ કરી નથી. માત્ર અંગો, તેની સંખ્યા અને તેમાં આવેલા વિષયો વર્ણવેલા છે. **नंदीसूत्र**માં પણ તેમ જ છે, માત્ર તેમાં **उपांग** તરીકે જણાવાતા એ બારે ગ્રંથોનાં નામો નોંધેલાં છે, પણ **उपांग** તરીકે નહિ. એથી ઇતિહાસ એમ કલ્પી શકે ખરો કે, એ બારે ગ્રંથોની ઉપાંગ તરીકેની અને તેની ક્રમિક સંખ્યાની કલ્પના પ્રાયઃ અર્વાચીન હોય. કારણ કે, એ ગ્રંથોને ઉપાંગરૂપે સૂચવતા જે ઉલ્લેખો મળે છે તે અર્વાચીન જણાય છે (એવા ઉલ્લેખોમાં એક શ્રીહેમચંદ્રજીનો, બીજો **तत्त्वार्थवृत्ति**નો (પૃ. ૬૪–અમદાવાદ) અને ત્રીજો પ્રથમ જણાવેલો **जंबूद्वीपपन्नत्ति**ની ટીકાનો શ્રીહીરવિજયસૂરિજીના સમયનો એમ ત્રણ ઉલ્લેખો મળે છે) જે બીજો ઉલ્લેખ **तत्त्वार्थवृत्ति**માં નોંધાએલો છે તેમાં તો **राजप्रसेनकीय-औपपातिक-आदीनि**" એમ લખેલું છે એટલે આગળ જણાવેલા આનુક્રમિક ઉલ્લેખમાં જે ઉપાંગનું નામ સૌથી પ્રથમ જણાવ્યું છે, તેને આ વૃત્તિ, બીજું જણાવે છે અને બીજા નામને પહેલું જણાવે છે. એ પણ ક્રમિક ઉલ્લેખની ચોક્કસ કલ્પનાને શિથિલ પાડવા જેવું છે. વળી દિગંબર સંપ્રદાયમાં (**राजवार्तिक** પૃ. ૪૯ થી ૬૪ સૂ. ૨૦) જ્યાં શ્રુતજ્ઞાન અને તેના ભેદ પ્રભેદોનો સવિસ્તર નિર્દેશ કરેલો છે ત્યાં ઉપાંગ નામક ભેદનો વા તેની સંખ્યાનો લેશ પણ ઉલ્લેખ નથી મળતો. તેમ જ તેઓના શ્રુતસ્કંધ નામના બીજા ગ્રંથમાં સવિસ્તર નોંધ હોવા છતાં, ઉપર જણાવેલો ઉપાંગોનો વા તેના અનુક્રમનો ઉલ્લેખ નથી મળતો. અને આ રીતે આગળ જણાવેલી ઇતિહાસની કલ્પના કદાચ ખરી પડી શકે.

'**राजप्रश्नीय**' નું પ્રાકૃત નામ '**रायपसेणीय**' છે. હવે વ્યાકરણની દૃષ્ટિએ વિચાર કરતાં '**प्रश्नीय**' નું તદ્દન સીધી રીતે, '**पसेणीय**' થવું અશક્ય લાગે છે. પ્રાકૃતમાં '**प्रश्न**' શબ્દનાં '**पण्ह**' અને '**पसिण**' એવા બે રૂપો બને છે તેથી '**राजप्रश्नीय**' શબ્દનું પ્રાકૃત રૂપ '**रायण्हीय**' વા **रायपसिणीय**' થવું શક્ય લાગે છે. વળી **तत्त्वार्थवृत्ति**ના ઉલ્લેખાનુસાર આગળ જણાવ્યા પ્રમાણે આનું સંસ્કૃત નામ '**राजप्रसेनकीय**' માલૂમ પડે છે અને એ નામનું બરાબર પ્રાકૃત '**रायपसेणईअ**' થવા જાય છે. આ પ્રકારે બે જાતનો નામોલ્લેખ મળવાથી એવો ચોક્કસ નિર્ણય થઇ શકતો નથી કે, **राजप्रश्नीय** બરાબર છે કે **राजप्रसेनकीय** બરાબર છે. એ સૂત્રમાં રાજા પ્રદેશીને લગતી હકીકત આવે છે એથી કદાચ '**राजप्रश्नमधिकृत्य कृतं शास्त्रं राजप्रश्नीयम्**' એવી વ્યુત્પત્તિને આધારે '**राजप्रश्नीय**' નામ બરાબર હોય. આ સંબંધે વિચાર કરતાં એક જર્મન પંડિત શ્રીયુત વેબર મહાશય જણાવે છે કે, '**राजप्रनीय**' નામને બદલે '**राजप्रदेशीय**' નામ આ સૂત્રને બરાબર લાગુ થાય છે. કારણ કે, એ નામ, એના વિષયને અનુકૂળ હોવાથી અન્વર્થ–નામ છે. આથી કદાચ એમ પણ કલ્પી શકાય ખરું કે, '**राजप्रदेशीय**' ના પ્રાકૃત રૂપ '**रायपएसीय**' ને બદલે ભ્રમવશે '**रायपसेणीय**' થઇ ગયું હોય અને પરાપૂર્વથી એનું એ જ ચાલ્યું આવતું હોય.

આચાર્ય શ્રીહરિભદ્ર જેવા પ્રામાણિક પ્રકાંડ પુરુષોએ એવું એક ચોક્કસ ધોરણ ઘડી રાખ્યું છે કે, અંગસૂત્રો ગણધરપ્રણીત હતાં અને ઉપાંગસૂત્રો સ્થવિરપ્રણીત છે. એ વિષે તેઓએ આવશ્યકવૃત્તિમાં જણાવ્યું છે કે:—

" अङ्गप्रविष्टं गणधरकृतम्—आचारादि. अनङ्गप्रविष्टं तु स्थविरकृतम्"—आवश्यकादि.—( आ० वृ० पृ० २५ स० )

" જે શ્રુત અંગપ્રવિષ્ટ છે તે ગણધરકૃત છે અને જે, તે સિવાયનું છે તે સ્થવિરકૃત છે.

ઉપરની હકીકતને આચાર્ય શ્રીમલયગિરિ અને આચાર્ય શ્રીમલધારી વગેરે પણ ટેકો આપે છે. એ વિષે તેઓ આ પ્રમાણે જણાવે છે કેઃ—

" यद् गणधरदेवकृतं तद् अङ्गप्रविष्टम्–मूलभूतमित्यर्थः × यत् पुनः श्रुतस्थविरैः × विरचितं तद् अनङ्गप्रविष्टम् "—( नन्दीटीका, मलयगिरीया पृ० २०३ स० )

" જે શ્રુત ગણધરકૃત છે તે અંગપ્રવિષ્ટ છે–અને જે, સ્થવિરકૃત છે તે અંગ સિવાયનું છે. "

" गणहर–थेरकयं वा "–(૫૫૦)—વિશેષાવસ્યકટીકા મલધારીયા શ્રુતજ્ઞાનવિચાર ).

" અંગગત શ્રુત ગણધરકૃત છે અને તે સિવાયનું સ્થવિરકૃત છે. "

**राजप्रश्नीय सूत्र** ઉપાંગરૂપ હોવાથી તેનો કર્ત્તા કોઈ સ્થવિર ( સાધુ ) હોય તેમ ઉપરના બધા ઉલ્લેખો સ્પષ્ટપણે સૂચિત કરે છે. એથી આપણે પણ તે જ ઉલ્લેખોના સંવાદને પ્રામાણિક માનવાનો છે. **राजप्रश्नीय सूत्र,** બીજા અંગ–**सूत्रकृतांग**–નું ઉપાંગ છે, તેથી એ બે વચ્ચે રહેલો અંગોપાંગીભાવ તપાસવો જરુરનો છે. **सूत्रकृतांग**માં જે જે વિષયો આવેલા છે તે વિષે આગળ (प्र० ख० પૃ૦ ૯–૧૦ ) આપેલું નિરૂપણ જોઈ લેવાનું છે. જે **सूत्रकृतांग** વર્તમાનમાં મળે છે તેમાં કુલ ૨૩ અધ્યયનો છે. તેનાં નામ અને તેમાં આવેલા વિષયો આ પ્રમાણે છેઃ—

૧ લા સમય નામના અધ્યયનમાં વીતરાગના મંતવ્યનું સ્વરૂપ છે. ૨ જા વૈતાલીય અધ્યયનમાં–વૈરાગ્યનો સર્વસાધારણ ઉપદેશ છે અને તે વૈતાલીય છંદમાં ગવાએલો છે. નિર્યુક્તિકારે એ ઉપદેશને " આદીશ્વરે આપેલો ઉપદેશ " કહેલો છે. ૩ જા ઉપસર્ગપરિજ્ઞા અધ્યયનમાં અને ૪ થા સ્રીપરિજ્ઞા અધ્યયનમાં સંયમની સાધનામાં આડે આવતી અનુકૂળતાનું સ્વરૂપ દર્શાવ્યું છે. ૫ મા નિરયવિભક્તિમાં નરકોના વિભાગો બતાવ્યા છે. ૬ ઠ્ઠા વીરસ્તુતિદ્વારા શ્રીવીરની ચર્ચા નોંધેલી છે. ૭ મા કુશીલપરિભાષામાં કુશીલોની સ્થિતિ–દશા–જણાવી છે. ૮ મા વીર્ય, ૯ મા ધર્મ, ૧૦ મા સમાધિ, ૧૧ મા માર્ગ, ૧૨ મા સમવસરણ (દાર્શનિકોની સભા, ) ૧૩ મા યાથાતથ્ય, ૧૪ મા ગ્રંથ, ૧૫ મા આદાન, અને ૧૬ મા અધ્યયનમાં સંયમને લગતા સાધારણ વિષયો નિરૂપેલા છે અને માત્ર એક બારમા અધ્યયનમાં મતવાદિઓના વિનયવાદાદિની ચર્ચા કરી છે. ૧૭ મા અધ્યયનમાં પણ ઉપનયની પદ્ધતિએ બારમા અધ્યયન જેવી ચર્ચા કરેલી છે. ૧૮ મા ક્રિયાસ્થાન, ૧૯ મા આહારપરિજ્ઞા, ૨૦ મા પ્રત્યાખ્યાન અને ૨૧ મા અનાચારશ્રુતમાં અનુક્રમે કાયિકી વિગેરે ક્રિયાઓનું, આહારનું, પ્રત્યાખ્યાન( પચ્ચક્ખાણ )નું અને અનાચારનું વર્ણન આપેલું છે. ૨૨ મા આર્દ્રકીય અધ્યયનમાં હસ્તિતાપસ, ગોશાલક અને બુદ્ધ વિગેરેને આર્દ્રકુમારની સાથે શાસ્ત્રાર્થમાં જોડીને ઉપહાસપૂર્વક પાછા પાડયા છે. અને છેલ્લા ૨૩ મા

નાલંદીય અધ્યયનમાં ગૌતમ અને પાર્શ્વાપત્ય ઉદક વચ્ચે નાલંદામાં થએલી ચર્ચાને નોંધેલી છે. આ પ્રકારે વર્તમાન સૂત્રકૃતાંગ સૂત્રમાં મળતા વિષયોમાં રાજા પ્રદેશી કે તેને લગતી હકીકતનું નીશાન સુદ્ધાં જણાતું નથી અને આ સૂત્રના ઉપાંગભૂત કહેવાતા 'राजप्रश्नीय' સૂત્રમાં તો રાજા પ્રદેશીનો સૂર્યાભ દેવ તરીકેનો અવતાર, તેની દેવઋદ્ધિ, દેવદ્યુતિ અને દિવ્ય ભોગવિલાસો તથા તેણે કરેલું દિવ્યનાટક વિગેરે વર્ણવાએલાં છે અને નિર્ગ્રંથશ્રમણ સાથે થએલા રાજા પ્રદેશીના જીવવિષયક પ્રશ્નો તથા ગૌતમ અને પાર્શ્વાપત્ય કેશીનો આલાપ સંલાપ પણ સૂચવાએલો છે. આ રીતે એ બન્ને સૂત્રોનો વિષય જોતાં સૂત્રકૃતાંગ અને राजप्रश्नीय વચ્ચે જણાવેલો અંગોપાંગીભાવ ઘટી શકતો હોય એમ મને લાગતું નથી. કદાચ એમ કહેવામાં આવે કે, સૂત્રકૃતાંગ અને રાજપ્રશ્નીયમાં આવતી જીવવિષયક ચર્ચા એકસરખી જણાય છે, એને લીધે એ બન્ને વચ્ચે રહેલો અંગોપાંગીભાવ શા માટે ન ઘટી શકે ? આના સમાધાનમાં જણાવવાનું કે એના ( राजप्रश्नीयनी ) એ ચર્ચા જેટલી सुत्रकृतांगમાંની ચર્ચા સાથે મળતી આવે છે તેટલી જ आचारांगादिगत ચર્ચા સાથે મળતી આવે છે, એથી એ ચર્ચા તે બે વચ્ચેના અંગોપાંગીભાવની નિયામક હોઇ શકે નહિ—શકતી નથી. છેવટ આ તપાસના પરિણામે લભ્યમાન सुत्रकृतांग અને લભ્યમાન राजप्रश्नीयના સંબંધ માટે જણાવતો "सूत्रकृताङ्गस्य राजप्रश्नीयम्" એ જાતનો ઉલ્લેખ વિઘટતો જણાય છે. આ જાતનો કોઇ આ એક જ ઉલ્લેખ નથી. પરંતુ એવા બીજા અનેક ઉલ્લેખોને હું તો પ્રત્યક્ષ કરી રહ્યો છું, જેમકે "उपासकदशाङ्गस्य चंद्रप्रज्ञप्तिः[१]" "ज्ञाताधर्मकथाङ्गस्य[२] जम्बुद्वीपप्रज्ञप्तिः" "दृष्टिवादस्य[३] वृष्णिदशा"-उपासकदशांगसूत्रમાં વર્ધમાનના દશ શ્રમણોપાસકોનો વૃત્તાંત આવે છે અને चंद्रपन्नति सूत्रમાં ચંદ્રને લગતું સવિસ્તર જ્યોતિષ આવે છે. ज्ञाताधर्मकथा सूत्रમાં કેવળ કથાઓ આવે છે અને जंबूद्वीपपन्नत्तिમાં જંબુદ્વીપને લગતી એ જાતની હકીકત આવે છે, જે પ્રાયઃ વાચકોને માટે તદ્દન પરોક્ષ જેવી છે, दृष्टिवादમાં દર્શનશાસ્ત્રની ચર્ચા આવે છે અને वृष्णिदशाમાં અંધકવૃષ્ણિવંશની કથાઓ ભરેલી છે-એ રીતે ૧ લા, ૨ જા અને ત્રીજા ઉલ્લેખમાં જણાવેલા તે તે उपासकदशा, ज्ञाताधर्मकथा અને दृष्टिवाद-સૂત્રોનો અનુક્રમપૂર્વક चंद्रप्रज्ञप्ति, जंबूद्वीपप्रज्ञप्ति અને वृष्णिदशा સાથે જણાવેલો અંગોપાંગીભાવ પણ શી રીતે ઘટી શકે ?

પ્રસ્તુત નોંધ લખાઇ રહ્યા પછી જૈનધર્મના એક પેટા સંપ્રદાયના ( મૂર્તિને નહિ માનનારા સંપ્રદાયના ) અંગ અને ઉપાંગના ક્રમ વિષે જે વિચારો જણાયા છે તેને પણ અહીં દર્શાવવાની જરૂર જણાય છે. જે સ્થળે जंबूद्वीपप्रज्ञप्तिમાં ( પૃ૦ ૧ ) અંગે અને ઉપાંગના ક્રમનો ઉલ્લેખ કર્યો છે ત્યાં જ એમ જણાવ્યું છે કે:-" अत्र च उपाङ्गक्रमे सामाचार्यादौ कश्चिद् भेदोऽप्यस्ति " અર્થાત્ અહીં જણાવેલા ઉપાંગના ક્રમથી કોઇ સંપ્રદાય જુદો પણ પડે છે એટલે બીજો કોઇ જૈન સંપ્રદાય ઉપાંગનો ક્રમ જુદી રીતે પણ જણાવે છે. એમ ધારી શકાય છે કે આ ઉલ્લેખ, એ મૂર્તિને નહિ માનનાર જૈન-સંપ્રદાયને ઉદ્દેશીને પણ કરાયો હોય. કારણ કે, તે નીચે પ્રમાણે ઉપાંગનો ક્રમ જણાવે છે ( જે અહીં જણાવેલા ક્રમથી જુદો પડે છે. ):—

| अंग | उपांग |
|---|---|
| ५. भगवती | जंबूद्वीपप्रज्ञप्ति. |
| ६. ज्ञाता | चंद्रप्रज्ञप्ति अने सूर्यप्रज्ञप्ति. |
| ७. उपासकदशा | निरयावलिका. |
| ८. अंतकृद्दशा | कल्पवतंसिक. |
| ९. अनुत्तरौपपातिक | पुष्पिका. |
| १०. प्रश्नव्याकरण | पुष्पचूलिका. |
| ११. विपाकश्रुत | वृष्णिदशा. |

આ લોકો દૃષ્ટિવાદ કે તેના ઉપાંગનો નિર્દેશ કરતા નથી. એ સિવાયનો બીજો ક્રમ તો પૂર્વે પ્રમાણે છે. આવી નહિ જેવી બાબતમાં જે આ જાતનો સંપ્રદાય-ભેદ છે તે પણ ઉપાંગના સુનિશ્ચિત ક્રમનું શૈથિલ્ય જણાવે છે.




૧. The Cambridge History of India, VOLUME I.
Ancient India. Edited by E. J. RAPSON, M. A.
*Professor of Sanskrit in the University of Cambridge.*
Cambridge University Press, pp. 736 and 34 plates.*

કેમ્બ્રીજ યુનીવર્સીટી તરફથી છ ભાગમાં હિન્દુસ્થાનનો ઇતિહાસ પ્રકટ થનાર છે. તેમાં 'પ્રાચીન ભારત' ને લગતું પહેલું પુસ્તક પ્રસિદ્ધ થયું છે. મર્હુમ ડૉ. વિન્સેન્ટ સ્મીથના 'અર્લી હીસ્ટ્રી ઑફ ઇન્ડીઆ' 'હિન્દુસ્થાનનો પ્રાચીન ઇતિહાસ' પછી તે વિષય ઉપર તેના જેટલો સવિસ્તર એને મનનીય ઇંગ્લન્ડમાં આ બીજો ગ્રંથ પ્રસિદ્ધ થાય છે. આ યુનીવર્સીટી તરફથી પ્રસિદ્ધ થએલા બીજા ઇતિહાસોની માફક આમાં પણ એક સંપાદક નીચે વિષયના જુદા જુદા ભાગ ઉપર તે તે ભાગમાં નિષ્ણાત વિદ્વાનો પાસે તેનું નિરૂપણ કરાવી ગ્રંથ તૈયાર કરવાની પદ્ધતિ સ્વીકારવામાં આવી છે. વિષયની વિપુલતા જોતાં આ પદ્ધતિ ઉચિત લાગે છે. પણ આવા ગ્રંથોમાં સમન્વય કરવો બહુ કઠિન છે. આ મુશીબતથી ઉત્પન્ન થતા દોષોનું સંપાદકને ભાન છે અને તેથી તેમાંથી બચવા તેઓએ થાય તેટલો પ્રયત્ન કર્યો છે.

આ નોંધમાં તો ફક્ત ગ્રંથનો પરિચય કરાવવા પૂરતો જ અમારો ઉદ્દેશ છે. હિન્દુસ્થાનની શોધખોળને લગતા યૂરોપમાં પ્રસિદ્ધ થતા અન્ય ગ્રંથોની માફક આ ગ્રંથ પણ ત્યાંની પ્રજાને જ ઉદ્દેશીને તૈયાર કરવામાં આવ્યો છે, અને તેથી ત્યાં પ્રિય થઈ પડેલા કેટલાક મતો સ્વાભાવિક તરીકે સ્વીકારાઇ ગયા છે. નહિં તો આવું વાક્ય હિન્દુસ્થાનના ઇતિહાસમાં સંપાદક સ્વસ્થતાથી લખી શકે નહિ. " આ પુસ્તકમાં દેખા દેતા વિજેતાઓ અને રાજ્યકર્તાઓમાં ફક્ત બે જ વ્યક્તિઓ એવી છે કે જેને વિષે આપણને નિકટ જ્ઞાન છે–મહાન્ સીકંદર અને ઓછા પ્રમાણમાં અશોક. "

અશોક કરતાં દુનીઆને સીકંદર વિષે વધારે માહિતી છે એ વાત સાચી છે; અને એવી બીજી અનેક વ્યક્તિઓ છે કે જેને વિષે દુનીઆને સીકંદર અને અશોક કરતાં એ વધારે માહીતી છે! પણ હિન્દુસ્થાનના ઇતિહાસમાં આ હકીકતને શો સંબંધ છે? સીકંદર કયે દહાડે હિન્દુસ્થાનનો રાજ્યકર્તા અને વિજેતા હતો કે તેને આમ ગમે તે રીતે ઘુસાડી દેવામાં આવે છે? સીકંદરે પોરસ ઉપર મેળવેલો ક્ષણિક વિજય એ જો હિન્દુસ્થાનને જીત્યા બરાબર ગણાય, જે પંચનદથી ભાગ્યેજ આગળ જઇ શક્યો હતો, અને જે પંજા-

* ભારતનો ઇતિહાસ. પુસ્તક ૧ લું, પ્રાચીન ભારત સંપાદકઃ ઇ. જે. રૅપ્સન, કેમ્બ્રીજ યુનીવર્સીટીના સંસ્કૃતના અધ્યાપક. પ્રકાશકઃ કેમ્બ્રીજ યુનીવર્સીટી પ્રેસ. પાનાં ૭૩૬ અને ચિત્રો ૩૪.

બમાં ભાગ્યેજ ઓગણીસ મહીનાથી વધારે રહ્યો હતો અને ત્રણ વરસમાં જેની સત્તા (?) નું નામનીશાને ન રહ્યું, અને જેનો ભારતવર્ષના વૈદિક, જૈન કે બૌદ્ધ ગ્રંથોમાં ઉલ્લેખ પણ નથી તેને જો હિન્દુસ્થાનનો (!!) રાજ્યકર્તા કહેવાય તો તો ઉપરના વાક્યનું સાર્થક્ય ખરૂં. અને એ દૃષ્ટિએ તો તૈમુર, નાદીરશાહ વગેરે પણ હિન્દુસ્થાનના રાજા કહેવાય! પછી લુંટારા અને રાજ્ય સ્થાપનાર વચ્ચે ઐતિહાસિક દૃષ્ટિએ ભાગ્યેજ અંતર રહે!

પ્રસ્તાવનાના એકાદ વાક્ય ઉપર આટલું લખવાની ફરજ પડી છે એ બતાવવા માટે કે યૂરોપીય વિદ્વાનોના તટસ્થ જણાતા ગ્રંથોમાં અન્તર્ગત થએલી કેટલીક માન્યતાઓ બહુ કેવી વિચિત્ર હોય છે! એથી કદાપિ હિન્દુસ્થાનની પ્રજા ઉપરરાજ્ય કરવાનો 'ભોગવટા હક' ( Right of Prescription ) સિદ્ધ થતો હશે, પણ સત્યજીજ્ઞાસુ ઇતિહાસકારને એ છાજે નહિ!

ઐતિહાસિક ગવેષણામાં ' સ્વદેશગૌરવભંગ 'નો ભય જ ફક્ત વિકારક તત્ત્વ નથી! અસ્તુ.

ગ્રન્થની યોજના અત્યંત આકર્ષક છે. પ્રથમ પ્રકરણમાં સર હાલ્ફોર્ડ મેકિન્ડર વર્તમાન હિંદુસ્થાનનું વર્ણન આપે છે. તેનો ઇતિહાસ ઘડવામાં કારણભૂત થએલી ભૌગોલિક પરિસ્થિતિનું વર્ણન આપે છે. બીજા પ્રકરણમાં મી. રેપ્સન ૧. લોકો અને ભાષાઓ, તથા ૨. ઇતિહાસનાં સાધનો એ બે બાબતો વર્ણવે છે. ત્રીજામાં ડૉ. જાઇલ્સ તુલનાત્મક ભાષાશાસ્ત્રમાંથી અને પશ્ચિમ એશિઆના પ્રાચીન શિલાલેખોમાંથી મળતી હકીકતોની સમાલોચના કરી આર્યોની પ્રાચીન સંસ્કૃતિનો ખ્યાલ આપે છે. પછીનાં પાંચ પ્રકરણો સામાજીક સ્થિતિનો ખ્યાલ આપવામાં આવ્યો છે. 'વેદ અને બ્રાહ્મણ' વિષેનું ચોથું અને પાંચમું પ્રકરણ પ્રો. એ. બી. કીથનું છે. જૈન ધર્મ વિષે છઠ્ઠું પ્રકરણ ડૉ. જે. કાર્પેન્ટિઅરે લખ્યું છે. બૌદ્ધધર્મ વિષે સાતમું પ્રકરણ ડૉ. રહાઇસ ડેવીડ્ઝનું છે. અને આઠમું પ્રકરણ જૂના બૌદ્ધ ગ્રન્થોમાંથી કલ્પી શકાતી આર્થિક સ્થિતિ વિષે મીસીસ રહાઇસ ડેવીડ્ઝનું છે. સૂત્ર, રામાયણ, મહાભારત અને સ્મૃતિઓ વિષે ૯, ૧૦, ૧૧, ૧૨ પ્રકરણો પ્રો. હૉપ્કીન્સનાં છે. પુરાણો વિષે ૧૩ મું પ્રકરણ મી. રૅપ્સનનું છે.

પછીનાં ચાર પ્રકરણોમાં બીજા દેશોના સંબંધમાં હિંદુસ્થાનનો હેવાલ આપવામાં આવ્યો છે. હિંદુસ્થાનમાં ' પર્શીયન મુલક ' વિષે પ્રો. એ. વી. વીલીયમ્સ જેક્સને પંદરમું પ્રકરણ લખ્યું છે. પ્રકરણ પંદર અને સોળ ' મહાન સિકંદર ' વિષે મી. ઈ. આર. બીવાને લખ્યાં છે. પ્રકરણ ૧૮–૨૦ માં ડૉ. એફ. ડબલ્યુ. ટોમસે મૌર્યસામ્રાજ્યનું વર્ણન આપ્યું છે. પ્રકરણ ૨૧–૨૩ માં મી. રૅપ્સન મૌર્ય સામ્રાજ્યના નાશ પછી ઉદય પામેલાં રાજ્યોનું વર્ણન આપે છે. ડૉ. બાર્નેટ પ્ર. ૨૪ માં દક્ષિણના પ્રાચીન ઇતિહાસનો હેવાલ અને ૨૫ માં સિલોનના ઇતિહાસનું પૃથક્કરણ કરે છે. પ્ર. ૨૬ માં સર જ્હોન માર્શલ પ્રાચીન સ્મારકોનું ( monuments ) નું વર્ણન આપે છે અને શરૂઆતથી તે ઇ. સ. ના પહેલા સૈકા સુધી હિંદુસ્થાનની કલાનો હેવાલ આપે છે.

આ ઉપરથી સ્પષ્ટ દેખાઇ આવે છે કે વિષયનું સાંગોપાંગ નિરૂપણ કરવા આ ગ્રન્થમાં પ્રયાસ થયો છે. હિંદુસ્થાનના ઇતિહાસના દરેક અભ્યાસીએ આ ગ્રંથ વાંચવો જોઇએ એવી અમારી માન્યતા છે.

બીજા પુસ્તકમાં ઈ. સ. ના પહેલા સૈકાના મધ્ય સમયથી તે મુસલમાનો આવ્યા ત્યાં સુધીનો હેવાલ આવવાનો છે. આશા છે કે આ પુસ્તક જલદી પ્રસિદ્ધ થઇ અમારી ઉત્કંઠા પૂરી કરશે.

ગ્રંથનો સ્વાધ્યાય હજી ચાલુ છે. બાકીનો ભાગ આવતા અંકમાં આપવા પ્રયાસ કરીશું.

'ર'

---

૨. Ancient Indian Historical Tradition, pp. 368, by Pargiter. Oxford University Press. 1922.

---

यो विद्याच्चतुरो वेदान् साङ्गोपनिषदो द्विजः ।
न चेत्पुराणं संविद्यान्नैव स स्याद्विचक्षणः ॥
इतिहासपुराणाभ्यां वेदं समुपबृंहयेत् ।
बिभेत्यल्पश्रुताद्वेदो मामयं प्रहरिष्यति ॥

'જે બ્રાહ્મણ અંગ અને ઉપનિષદો સાથે ચાર વેદ જાણે અને જો પુરાણ ન જાણે તો તે વિચક્ષણ ન થાય. ઇતિહાસ અને પુરાણ વડે વેદને વિસ્તારવો. જેનું 'શ્રુત' થોડું હોય તેનાથી વેદ બ્હીએ છે કે 'રખેને આ મને ઇજા કરે.''

હિન્દુસ્થાનના પ્રાચીન ઇતિહાસની શોધખોળ કરનારાઓએ પુરાણની ઘણા સમય સુધી ઉપેક્ષા કરી છે. 'પુરાણ' એટલે તડાકા અને ગપ્પાં એ માન્યતા શિક્ષિત વર્ગમાં હજી પણ ઘણી છે એમ કહીએ તો અતિશયોક્તિ ન ગણાય. પાર્જીટર સાહેબે આ ભ્રમને દૂર કરવા બે સમર્થ ગ્રંથ લખ્યા છે. 'કળિયુગની વંશાવલીને લગતા પુરાણ ગ્રંથ' અને 'પ્રાચીન ભારતીય ઐતિહાસિક શ્રુત.' આ બન્ને ગ્રંથો ધ્યાનપૂર્વક વાંચ્યા પછી ભાગ્યેજ કોઇ ઇતિહાસસંશોધક પુરાણની ઉપેક્ષા કરી શકે.

ઇતિહાસના સાધન તરીકે 'પુરાણ' ની અગત્યતા ઘણી છે. પાર્જીટર સાહેબ કહે છે કે 'શોધકોએ પ્રાચીન હિન્દુસ્થાન વિષે પોતાનાં મન્તવ્યો કેવળ ધાર્મિક અને બ્રાહ્મણોએ રચેલા વેદ અને વૈદિક સાહિત્યના આધારે બાંધ્યાં છે; અને પુરાણ તથા મહાભારતાદિકના શ્રુતની ઉપેક્ષા કરી છે. એટલે કે જે ગ્રંથો કેવળ ધાર્મિક અને બ્રાહ્મણોના છે, ઇતિહાસ જેનો વિષય નથી અને ઐતિહાસિક બુદ્ધિનો જેમાં તદ્દન અભાવ છે તેવા ગ્રંથોને આધારે હિન્દુસ્થાનનો ઇતિહાસ રચવામાં આવ્યો છે. જો કોઇ એમ સૂચના કરે કે યૂરોપનો ઇતિહાસ ધાર્મિક સાહિત્યના આધારે રચાવો જોઇએ, તો એ ઇતિહાસ કેવો વિચિત્ર થાય એ સ્હેજે સમજાઇ જાય. યૂરોપમાં જેનાથી ઉપહાસ થાય તેનો હિન્દુસ્થાનમાં ડહાપણથી ઉપયોગ સ્વીકારવામાં આવે છે. આ વિચિત્રતાથી ઐતિહાસિક શ્રુતમાંથી જે કાંઈ મળે તેનો વિચાર કરવો એ કેટલો યોગ્ય છે તે સિદ્ધ થાય છે; પુરાણ અને મહાભારતાદિકના શ્રુતની તેમજ ઋગ્વેદ અને વૈદિક સાહિત્યની પરીક્ષામાંથી જે કાંઇ નિષ્કર્ષ નીકળે તે આ ગ્રંથમાં આપવામાં આવ્યો છે.' (પ્રસ્તાવના)

---

* (પ્રાચીન ભારતીય ઐતિહાસિક શ્રુત, પાન ૩૬૮, લે. પાર્જીટર.)

પાર્જીટર સાહેબની 'યુક્તિ' સચોટ છે; અને પુરાણુની ઐતિહાસિક સાધન તરીકેની અગત્યતા દર્શાવવા માટે તેમને ધન્યવાદ ઘટે છે. પહેલું પ્રકરણ 'પ્રાચીન ભારતીય ઐતિહાસિક શ્રુતની સામાન્ય સમાલોચના' ઉપર છે.

'પ્રાચીન ગ્રંથોમાં અનેક 'શ્રુત' સચવાઇ રહેલાં છે. અને હિન્દુસ્થાન વિષે જે કાંઇ માહીતી મળે છે તે એક અથવા બીજા પ્રકારના શ્રુતમાંથી જ મળે છે. ઋગ્વેદ, પુરાણ, મહાભારત, રામાયણ આદિ ગ્રંથોમાં આવાં શ્રુત મળે છે; ઉદાહરણ તરીકે ઋગ્વેદમાંથી 'દાશરાજ્ઞ સૂક્ત' અને તેમાંથી 'સુદાસ' રાજા વિષે મળતી માહિતી. પણ આવી હકીકતોને કાળક્રમમાં ગોઠવ્યા વિના ઇતિહાસ માટે વાપરવી અશક્ય છે. 'વૈદિક સાહિત્યમાંથી મળતી ઐતિહાસિક હકીકતોની સાર્થકતા અન્ય સ્થાનેથી મળતી હકીકતના અનુસંધાનમાં જ છે. અને આ ફક્ત 'શ્રુત' માંથી જ મળી શકે. તે બાબતોને 'શ્રુત' જ કાળક્રમમાં ગોઠવી શકે છે. આ ઉપરથી પ્રારંભમાં આપેલા શ્લોકની સૂચના કેટલી ચોક્કસ અને ઉચિત છે તે જણાઈ આવે છે. આમ વિચાર કરતાં 'શ્રુત' એ જ અગત્યની બાબત થાય છે. જ્યાં ઇતિહાસ-ગ્રંથોનો અભાવ હોય ત્યાં એ જ ફક્ત સાધન છે; અને તે અવિશ્વસનીય નથી. અનેક કહેવતો અને સુભાષિતો ઉપરથી જણાય છે તે પ્રમાણે જૂના વખતમાં માણસોને સાચા જૂઠાના તફાવતનું પૂરેપૂરું ભાન હતું. તેથી એ સ્વાભાવિક છે કે તેઓ સત્યને પૃથક્ કરી સાચવી રાખે; અને 'ઐતિહાસિક 'શ્રુત'નો આ દૃષ્ટિએ વિચાર કરવો જોઇએ.'

પણ 'શ્રુત' તો ખાસ અગત્યના બનાવો બન્યા હોય તો જ નિર્માણ થાય. પ્રો. મેકડોનલ જેવા વિદ્વાનો એમ માને છે કે 'પ્રાચીન હિન્દુસ્થાને ઇતિહાસ લખ્યો નથી, કારણ કે એણે ઇતિહાસ કર્યો જ નથી.'[૧] હિન્દુસ્થાન તો સ્વપ્નની માયામાં રહેનારો દેશ એટલે તે શી રીતે પ્રરાક્રમશીલ હોઇ શકે! પણ પાર્જીટર સાહેબની હિન્દુસ્થાન વિષે એવી કલ્પના નથી. 'આર્યાવર્ત'માં સ્થિર થતાં આર્યોને ખૂબ મહેનત કરવી પડી હશે. લડાઇઓ લડવી પડી હશે, જંગલો સાફ કરવાં પડયાં હશે, પોતાની સંસ્કૃતિ ફેલાવવી પડી હશે, ઇત્યાદિ ઘણાં સારાં નરસાં કામ કરવા પડયાં હશે. આ કાર્યો કરતાં સ્વાભાવિક વીરતા, પરાક્રમ વગેરેનો પણ આવિર્ભાવ થતો હશે. અને એ પરાક્રમ, વીર્ય, ઇત્યાદિ વિષે ગીતો, કથાઓ, પણ લોકમાં કહેવાતાં હશે. અને વંશપરંપરામાં પણ ચાલતાં આવે. અને ક્રમે ક્રમે આ જયકથાઓ, રાજ્યસ્થાપના જેવા મહાકાર્યોનું શ્રુત એવડું મોટું થઇ જાય કે બધી બાબતો યાદ રાખવી કઠિન થઇ પડે. અને તેથી ઘણું છોડી પણ દેવામાં આવે અને રાજાઓને, ઋષિઓને અને લોકોને રસપ્રદ ભાગ ખાસ સચવાઇ રહે. આ પ્રમાણે જે કાંઇ સચવાઇ રહે તે આવું કાંઇક હોય. મોટા વંશોની વંશાવલીઓ, પ્રસિદ્ધ રાજા અને ઋષિઓની કથાઓ, અને ધાર્મિક ક્રિયાઓ અને માન્યતાઓ. રાજાઓ અને ઋષિઓ અગત્યની વ્યક્તિઓ હતી, અને પ્રાચીન શ્રુતો ખાસ તેમના વિષે છે.'

'પણ ઋષિઓ અને રાજાઓનાં જીવન ભિન્ન પ્રકારનાં એટલે એમના શ્રુત પણ જુદી જાતના જ હોય. રાજાઓના શ્રુતમાં વંશાવલીઓ, તેમનાં પરાક્રમો અને લૌકિક બનાવોને પ્રધાનપદ હોય, જ્યારે ઋષિઓના શ્રુતમાં ધાર્મિક અને આધ્યાત્મિક બાબતોનું પ્રધાનપદ હોય. પહેલો પ્રકાર પુરાણોમાં અને મહાભારતાદિકમાં અને બીજો વૈદિક સાહિત્યમાં સચવાયો છે.'

૧. History of Sanskrit Literature, પા. ૧૧.

'આ ઉપરથી એ સ્પષ્ટ થાય છે કે બે પ્રકારના 'શ્રુત' પ્રચલિત હતા. એક બ્રાહ્મણોનું અને બીજું ક્ષત્રિયોનું. બ્રાહ્મણોનું 'શ્રુત' વ્યવસ્થિત રીતે વેદ વગેરેમાં સચવાઈ રહ્યું છે એ સ્વીકારાય છે; તો ક્ષત્રિયોના 'શ્રુત' વિષે સંદેહ હોવાનું ખાસ કારણ શું? તે સાચવનાર માણસો હતા તે આગળના પ્રકરણોમાં બતાવ્યું છે. 'શ્રુત' ની શક્ય હોય ત્યાં શોધખોળ અને [ પ્રાચીન સ્થાનોના ] ખોદકામમાંથી મળેલા પરિણામો વડે પરીક્ષા કરતાં 'શ્રુત' સામાન્ય રીતે વિશ્વસનીય છે એ સિદ્ધ થઇ શક્યું છે. અને તેથી અજ્ઞાનમાંથી ઉત્પન્ન થતી અશ્રદ્ધા ઉપર આપણે આધાર રાખવો જોઇએ નહિ. હાલ સ્થિતિ આ પ્રમાણે છે--'શ્રુત' ની તરફેણમાં બળવાન માન્યતા છે. જો કોઈ 'શ્રુત' નો વિરોધ કરે તો તે ખોટું છે એ સિદ્ધ કરવાનો ભાર એને માથે છે; અને જ્યાં સુધી એ ન થાય ત્યાં સુધી વિજય શ્રુતનો જ છે.'

આ પ્રમાણે 'શ્રુત' ની પ્રમાણતા સિદ્ધ કરી ઉપર જણાવેલ શ્રુતના બે પ્રકારો બ્રાહ્મણશ્રુત–અને ક્ષત્રિયશ્રુત–ની પાર્જીટર સાહેબ સરખામણી કરે છે. 'પુરાણોમાં પ્રતિષ્ઠિત રાજાઓ–હરિશ્ચંદ્ર, સગર, અર્જુન, કાર્તવીર્ય, પ્રતર્દન વગેરે–નો વેદમાં ઉલ્લેખ નથી, જ્યારે શ્રૃંજય, સુદાસ, સ્વનયભાવ્ય–વગેરે પુરાણોને તદ્દન અજ્ઞાન એવા રાજાઓ માટે સૂક્તો છે. આ વિષમતા ઋષિઓની બાબતમાં પણ જણાઇ આવે છે. દાખલા તરીકે પ્રત્યેક સૂક્તના, મણ્ડલના દ્રષ્ટાઓનાં નામ વેદમાં મળે છે, ત્યારે સમગ્રની વ્યવસ્થા કરનારનો તે સાહિત્યમાં ઉલ્લેખ નથી. જ્યારે પુરાણો અને મહાભારત અનેકવાર સ્પષ્ટ રીતે કહે છે કે પરાશરના પુત્ર કૃષ્ણદ્વૈપાયને વેદનો સંગ્રહ કર્યો છે. અને એનું કારણ એ છે કે બ્રાહ્મણોને વેદની સનાતનતાનો સિદ્ધાન્ત સાચવવા તેમ કરવું આવશ્યક હતું.' આવા બીજા અનેક પ્રકારના દાખલાઓથી બન્ને વચ્ચે વિષમતા અને વિરોધ બતાવી 'વૈદિક શ્રુત' અશ્રદ્ધેય છે એમ સાબીત કરવા પાર્જીટર સાહેબ પ્રયાસ કરે છે.

બન્ને વચ્ચે વિષમતા હોઇ શકે છે અને છે. પણ વિષમતા એટલે વિરોધ એવો કાંઇ નિયમ નથી. આપણને જે વિષમતા લાગે તેનું કારણ ઘણા બનાવોનું અજ્ઞાન પણ હોય. વેદ જેને અગત્યનું સ્થાન આપે તે તેના સમયની અને દેશની દૃષ્ટિએ ઉચિત હોય. પુરાણના અને વેદના શ્રુત એકજ સમય અને એકજ દેશ વિભાગના છે એવું કાંઇ નથી. આવાં અનેક કારણોથી જ્યાં આપણને વિષમતા જણાય ત્યાં વાસ્તવિક રીતે આપણું અનિવાર્ય અજ્ઞાન પણ કારણ હોય. અને તેથી એમાંથી એક ખોટું છે, અશ્રદ્ધેય છે, એમ કહી નીકાલ લાવવાની પદ્ધતિ અતિપ્રાચીન સમયની ગવેષણામાં અમને યોગ્ય લાગતી નથી.

પુરાણને 'ઐતિહ્ય પ્રમાણ' ગણવાનો એમનો આગ્રહ સ્તુત્ય અને ઘણે અંશે સાચો છે. પણ બીજાં શ્રુત અને સાધનો અપ્રામાણિક છે એ મત સાથે અમે સંમત થતા નથી. વૈદિક સાહિત્ય મુખ્યત્વે ધાર્મિક હોવાથી ઇતર લૌકિક બાબતોને એમાં પ્રધાનપદ ન મળે અને તેથી જે કાંઇ થોડું સ્વાભાવિક રીતે આવી જાય તે સાચું હોવાનો સંભવ વધારે હોય, ઓછો નહિ. આજ રીતે જૈન અને બૌદ્ધ ગ્રંથોમાંથી મળતી લૌકિક બાબતો પણ વિચારને પાત્ર છે. અને તેથી અમને એમ લાગે છે કે પાર્જીટર સાહેબનું નીચેનું વાક્ય એમના ગ્રંથની પ્રામાણિકતા કેટલેક અંશે ઓછી કરે છે. "જૈન અને બૌદ્ધ સાહિત્યમાંથી મેં મદદ લીધી નથી, કારણ કે એમાંથી ખરી મદદ મળે એમ નથી. તે ધાર્મિક છે, વૈદિક

સાહિત્ય કરતાં ઇતિહાસ સાથે એને વધારે સંબંધ નથી, અને હિન્દુસ્થાનના ધર્મના મૂળ પ્રવાહથી જુદા પડી ગયા હોવાથી પ્રાચીન શ્રુત સાથેનો એનો સંબંધ ઘણે અંશે તુટી ગયો હતો."

પછીના પ્રકરણોમાં પુરાણો, મહાભારત, હરિવંશ, રામાયણ આદિ સંસ્કૃત ગ્રંથોમાંથી જે કાંઇ મળે તેના આધારે 'પ્રાચીન ભારતીય ઐતિહાસિક શ્રુત' ની પૂરેપૂરી ચર્ચા કરવા પાર્જીટર સાહેબે પ્રયાસ કર્યો છે.

પછીના ૨૬ પ્રકરણોનો વિષય આ પ્રમાણે છે: બીજા પ્રકરણમાં 'શ્રુત, તેના સંરક્ષકો, અને પુરાણોની ઉત્પત્તિ,' ત્રીજામાં 'પુરાણોનો વિષય,' ચોથામાં 'મૂળ પુરાણનો સમય,' પાંચમામાં 'બ્રાહ્મણોનું અને ક્ષત્રિયોનું શ્રુત,' છઠ્ઠામાં 'પુરાણો અને તેઓનો વંશાવલી વિષયક ગ્રંથભાગ,' સાતમામાં 'વંશાવલીઓની સામાન્ય સમાલોચના,' આઠમામાં 'સૂર્યવંશ,' નવમામાં 'ઐલ અથવા ચંદ્રવંશ,' દશમામાં 'વંશાવલીઓની સાધારણ રીતે વિશ્વાસપાત્રતા,' અગીઆરમામાં 'નામોનો વિચાર' બારમા પ્રકરણમાં 'રાજાઓની વંશાવલીઓનાં કોષ્ટક અને સમકાલીનતા' તેરમામાં 'મુખ્ય સમકાલીનતાઓનું પ્રતિપાદન,' 'ચૌદમામાં 'લઘુ સમકાલીનતાઓનું પ્રતિપાદન' પંદરમામાં 'ચાર યુગ અને ભારતની લડાઇનો સમય,' સોળમામાં બ્રાહ્મણોનાં કુલ, અને ઋષિઓના કાલક્રમવિષયક કોષ્ટકો,' સત્તરમામાં 'ભાર્ગવો,' અઢારમામાં 'વસિષ્ઠો,' ઓગણીસમામાં 'આંગિરસો અને કાણ્વો, વીશમામાં 'આત્રેયો અને કાશ્યપો,' એકવીશમામાં 'વિશ્વામિત્રો,' બાવીશમામાં 'અગસ્ત્ય, પૌલસ્ત્ય, પૌલહ, અને ક્રતુઓ,' ત્રેવીશમામાં 'ક્ષાત્ર બ્રાહ્મણો,' ચોવીશમામાં 'શ્રુત ઉપરથી પ્રાચીન ઇતિહાસ,' પચીશમામાં 'શ્રુતઇતિહાસ ઉપરથી સૂચવાતાં કેટલાક અનુમાનો, નકશા સાથે,' છવીશમામાં 'પ્રાચીન બ્રાહ્મણો અને વેદ,' સત્તાવીશમામાં 'વૈદિક શાખાઓ અને આચાર્યો, અને બ્રાહ્મણ ગ્રંથો.' છેવટે સૂચિ છે; અને ૨૯૪ મા પાનાની સામે 'પ્રાચીન ભારતનો નકશો છે.'

બાકીના ભાગની આગળ ઉપર સમાલોચના આપવા પ્રયત્ન કરીશું.

(૨)

---

**૩. શૈવધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ**—શ્રી ફાર્બસ ગુજરાતી સભા ગ્રન્થમાળા નં. ૫ લેખક દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી. ઝંડુ ફાર્મસી, એલ્ફીન્સ્ટન રોડ, મુંબઈ. કિંમત રૂ. ૧–૦–૦.

આ પુસ્તકમાં રા. શાસ્ત્રીએ શૈવ ધર્મના ઇતિહાસ અને ગુજરાતમાં તેના પ્રચારનું સંક્ષિપ્ત નિરૂપણ કરેલું છે. ડા. રામકૃષ્ણ ગોપાળ ભાંડારકરના "વૈષ્ણવધર્મ, શૈવધર્મ" ના પુસ્તક ઉપરાંત ઇન્ડિયન ઍન્ટિક્વેરી વગેરે સાધનોનો તથા સદ્‌ગત રણજીતરામ વાવાભાઇએ કરેલ ગુજરાતના ઇતિહાસનાં સાધનોનો ઉપયોગ કરેલ છે. પુસ્તક, શોધખોળની શાસ્ત્રીય પદ્ધતિએ, પ્રમાણ અને પુરાવા સાથે ઐતિહાસિક પદ્ધતિએ લખાએલું છે.

લેખકે શિવપૂજાનાં મૂળ ઠેઠ ઋગ્વેદ કાલમાં બતાવી તેનો આજ સુધીનો મળી આવ્યો તેવો વિકાસ બતાવ્યો છે. ઇશ્વરની મંગલકર અને પ્રલયકર એ બે શક્તિની ભાવનામાંથી વૈષ્ણવ ધર્મ અને શૈવધર્મ પ્રકટ થયા એમ એમનું માનવું છે. વેદમાં આ રુદ્રથી રક્ષણ મેળવવા ઋષિઓએ ઋચાઓ ગાઈ છે. આ પ્રાર્થનાઓ સફળ થતાં એ જ રુદ્રની 'પશુપ' તરીકે

સ્તુતિ કરી છે. એજ કલ્પના આગળ વધી રુદ્રની "વૈદ્યોના પરમ વૈદ્ય" રૂપ ભાવના પ્રકટે છે. યજુર્વેદમાં આ ભાવના વધારે વિકાસ પામે છે અને તેમાં રુદ્રની મંગલકર અને સંહારક બન્ને શક્તિઓની સ્તુતિ છે. "જે રુદ્રો આકાશમાં અન્તરિક્ષમાં અને પૃથ્વીમાં રહ્યા છે અને જેનાં વર્ષાદ વાયુ અને અન્ન બાણરૂપ છે તેને સર્વ દિશામાં નમસ્કાર છે. તે અમારી રક્ષા કરે, તે અમને સુખી કરે, અને જેનો અમે દ્વેષ કરીએ છીએ તથા જે અમારો દ્વેષ કરે છે, તેને એના ભક્ષણ માટે રાખીએ છીએ." રુદ્રનાં અનેક નામ અને અનેક રુદ્રો હોવાની કલ્પના પણ યજુર્વેદમાં છે. શૈવ ધર્મનો મહામંત્ર **નમઃ શિવાય** આટલા જૂના કાળથી અસ્તિત્વ ધરાવે છે. અથર્વવેદમાં શિવનાં કેટલાંએક નવાં નામો પ્રચારમાં આવે છે અને જૂદાં જૂદાં નામો જૂદા જૂદા દેવનાં બોધક હોય એવી રીતે વપરાય છે. વળી જેમ વેદકાલમાં દરેક દેવની મૂળ ભાવના વિશિષ્ટ શક્તિ તરીકેની હોય છે અને આગળ જતાં સર્વદેવમય બને છે તેમ રુદ્રની ભાવના પણ છેવટે "જે રુદ્ર અગ્નિમાં છે, જે પાણીમાં છે, જે ઔષધિલતામાં પ્રવેશ કરીને રહ્યા છે, અને જેણે આ બધાં ભુવનો કર્યાં છે તે રુદ્ર અગ્નિના રૂપમાં પરિણામ પામે છે. જૂદાં જૂદાં નામની વ્યુત્પત્તિ બતાવતાં અથર્વવેદ કહે છે કે 'તે (બ્રહ્મ) વધ્યું, મહાન થયું, તે મહાદેવ થયો, તેણે દેવોનું ઇશિત્વ પ્રાપ્ત કર્યું, તે ઇશાન થયો.' બ્રાહ્મણકાલમાં આ ભાવના આગળ વિસ્તરે છે પણ છતાં રુદ્રનું રુદ્રત્વ ભૂલાયું નથી અને તેના સમર્થનમાં ગૃહ્યસૂત્રોમાં થતો શૂલગ્વ સત્ર ટાંકેલો છે જેમાં બળદનું બલિદાન અપાતું.

ઉપનિષત્કાલમાં ઉચ્ચ બ્રહ્મજ્ઞાન, સાંખ્ય અને ભક્તિની સાથે આ શિવધર્મનો સમન્વય થયો છે. શિવધર્મની આ ઉચ્ચતમ કોટિનો ગ્રન્થ શ્વેતાશ્વતરોપનિષદ્ છે જે તત્ત્વજ્ઞાન અને કાવ્ય બન્ને દૃષ્ટિએ એક ઉત્તમ ગ્રન્થ છે અને શંકરાચાર્ય અને રામાનુજાચાર્ય બન્ને તેને પ્રમાણભૂત ગણે છે. આમાં બ્રહ્મપ્રાપ્તિ માટે જ્ઞાન, યોગ, ધ્યાન અને ઉપાસના ચારેયનો ઉપદેશ કર્યો છે. વૈષ્ણવમતમાં જે સ્થાન ગીતાનું છે તે શૈવમતમાં શ્વેતાશ્વતરોપનિષત્‌નું છે. આ ઉપનિષત્ ગીતા પહેલાંનું ઇ. સ. પૂર્વે ૫૦૦ પહેલાં હોવાનો સંભવ છે. આ પછી આવી જ રીતે રુદ્રાણીની ભાવના કેવી રીતે ઉદ્‌ભવી તે ઇતિહાસદૃષ્ટિએ બતાવ્યું છે અને પછી મહાભારતમાં રુદ્રભક્તિના સ્વરૂપનું નિરૂપણ કર્યું છે.

આ પછી લિંગપૂજાનો પ્રચાર કેવી રીતે થયો તે બતાવ્યું છે. ઋગ્વેદમાં "જેનો દેવ 'શિશ્ન' છે તેઓ આવીને યજ્ઞને નુકસાન ન કરે" માટે ઇંદ્રની પ્રાર્થના કરેલી છે. આ ઉપરથી કોઇ લિંગપૂજકો આર્યશત્રુઓ હશે અને પછીથી તેમની પૂજાપદ્ધતિ રુદ્રભાવના સાથે જોડાવાથી લિંગપૂજા આર્યોએ સ્વીકારી હશે એવી કલ્પના છે. રા. શાસ્ત્રી લખે છે કે "રુદ્ર મૂળ મરુત્ સાથે અગ્નિની ભાવનાનો વિકાસ હોય એવું દેખાય છે. પણ એ જંગલોના દેવનું જંગલીઓના લિંગદેવ સાથે ઐક્ય બહુ સરળતાથી થઇ શક્યું......રુદ્રપૂજા સાથે જ જોડાવામાં ઉપર બતાવેલા સામ્ય સિવાય બીજું પણ કારણ હોય, રુદ્રદેવની કેટલીક ભાવના વખતે અનાર્યો પાસેથી આવી હોય, અથવા રુદ્રનું મૂળ અગ્નિ છે તેમ લિંગપૂજામાં પણ કંઇક અગ્નિની ભાવના હોય. અસ્તુ" પૃ. ૪૧.

આ છેવટ આપેલી કલ્પના સંબંધી રા. આનંદશંકરભાઇએ આપેલી લિંગપૂજાની ઉત્પત્તિ તરફ અમે કર્તાનું ધ્યાન ખેંચીએ છીએ. તેઓ લખે છે" અગ્નિની ઊંચી જ્વાળા

એ શિવની મૂર્તિ (શિવલિંગ) છે; અગ્નિની જ્વાળા સાથે ધૂમાડાની કાળી પીળી ગૂંથણી શિવની જટા, અગ્નિ પધરાવવાની વેદિ (કુંડ) તે શિવની જળાધારી ? અને અગ્નિમાં હોમાતું ઘી તે શિવ ઉપર થતો જળનો અભિષેક—આ રીતે દેવની અગ્નિપૂજા તેજ પુરાણની શિવપૂજા છે"[1] આનું વૈદિક પ્રમાણ પણ તેમણે એક વ્યાખ્યાનમાં આપેલું છે.[2] એટલે રુદ્રપૂજામાં લિંગપૂજા મળી જવાનાં અનેક કારણો હશે એમ લાગે છે. ખોદકામથી મળી આવેલ જૂનાં લિંગોના પ્રમાણથી આર્યોએ લિંગપૂજાનો સ્વીકાર કર્યાનો સમય ઇ.સ. ના આરંભની આસપાસ મૂકેલ છે.

રુદ્રની પૂજા જૂના કાલથી ચાલતી હતી તેનો સંપ્રદાય કોઇ પાશુપતાચાર્ય નકુલીશે પ્રચલિત કર્યો. આનો ઉલ્લેખ વાયુપુરાણમાં છે. પછીથી તે મતની ચાર જૂદી જૂદી શાખાઓ થઇ છે. ૧૨ મા ૧૩ મા શતક સુધી આ મત પૂર્ણ બલથી પ્રસર્યો છે.

તે પછી શૈવસંપ્રદાય જૂદી જૂદી શાળાઓમાં વિસ્તર્યો તેની ક્રિયા, દીક્ષા, તત્ત્વજ્ઞાન વગેરેની સવિસ્તર હકીકત ગ્રન્થમાં આપેલ છે.

આ પુસ્તક રા. ભાંડારકરના ગ્રન્થનો માત્ર અનુવાદ નથી, પણ કર્ત્તાએ બીજાં પુસ્તકોની મદદ લઈ એજ પદ્ધતિએ લખેલ સ્વતંત્ર ગ્રન્થ છે. વેદનાં પ્રમાણો આપતાં વેદનાં અવતરણો મૂક્યાં છે તેથી સંસ્કૃત જાણનારને વિષય બહુ જ સ્ફુટ થઇ જાય છે. તે ઉપરાંત ગુજરાતમાં વિસ્તરેલા શૈવસંપ્રદાય અને સોમનાથના જ્યોતિર્લિંગ વિષે ખાસ હકીકત લખેલી છે તેથી ઇતિહાસની દૃષ્ટિએ પણ પુસ્તક ઉપયોગી છે.

પુસ્તકનો વિષય સંશોધન સંબંધી હોઇ કઠિન અને કૂટ છે છતાં શૈલિ સરલ છે અને વિષયનિરૂપણ સર્વ સમજી શકે તેવું છે.

'રા.'

૧. હિંદુધર્મની બાળપોથી, આવૃત્તિ ચોથી, પૃ. ૪૪.

૨. 'વસંત' શ્રાવણ સંવત્ ૧૯૭૪, વર્ષ ૧૬, અંક ૭. પૃ. ૩૯૫:—

"वृषभो रोरवीति महो देवो मर्त्याँ आविवेश એ અગ્નિમંત્રમાંથી જ શિવનું મહાદેવ નામ અને વૃષભ યાને પોઠીઆ સાથે સંબંધ ઉત્પન્ન થયો છે."

# ચોપાનીઆં

**विविधज्ञानविस्तार**ના જુનના અંકમાં પ્રિં. રાજવાડેએ યાસ્કનાં 'निरुक्त' વિષે ચર્ચા કરેલી છે. "બધાં નામો, અથવા ક્રિયાપદ સિવાયના બીજા બધા શબ્દો, ધાતુઓમાંથી ઉત્પન્ન થયેલા છે" એવા નિરુક્તકારના "નિશ્ચિત સિદ્ધાન્ત"ને લઇને न त्वेव न निर्ब्रूयात् " દરેક પદની વ્યુત્પત્તિ કરવી જ જોઇએ " એવો નિયમ બંધાયો છે અને તેથી ઘણો જ ગોટાળો ઉભો થયો છે: અનેક શબ્દોની વ્યુત્પત્તિ ઘણી વિચિત્ર રીતે —વ્યાકરણના નિયમોથી તદ્દન ઉલટી જ રીતે—કરવામાં આવી છે; એક જ શબ્દની વ્યુત્પત્તિ જુદા જુદા અનેક ધાતુઓમાંથી છેક અસબદ્ધપણે કરવામાં આવી છે એવો પ્રિન્સિપાલ સાહેબનો મત છે. સમર્થન માટે ખુબ દાખલા ટાંકેલા છે. છેવટે નિર્ણય આપ્યો છે કે " શાસ્ત્રદષ્ટિએ નિરુક્ત તદ્દન નિરુપયોગી છે; " છતાં " એવા સદોષ ગ્રંથને લોકો ભણે તથા વખાણે છે એ કેવળ પૂર્વપરંપરાને લઇને. નિરુક્તમાં જો કાંઇ જાણવા જોગું હોત તો પાણિનિએ તેનો જરૂર અનુવાદ કર્યો હોત."

છતાં પ્રિન્સિપાલ સાહેબે નિરુક્તની ઐતિહાસિક દૃષ્ટિએ ઘણી ઉપયોગિતા બતાવી છે.

  

**नागरी प्रचारिणी पत्रिका** ભા. ૩, અંક ૧ માં શ્રીયુત ધીરેન્દ્ર વર્મા એમ. એ. નો 'મધ્યદેશનો વિકાસ' એ મથાળા નીચે એક લેખ આવેલો છે જેનો સાર નીચે મુજબ છે:—

મધ્યદેશનો સૌથી પ્રથમ ઉલ્લેખ ઐતરેય બ્રાહ્મણમાં છે; જોકે ત્યાં મધ્યદેશ એ શબ્દનો પ્રયોગ કર્યો નથી. એ બ્રાહ્મણના અંતિમ ભાગમાં ઐન્દ્ર મહોત્સવની મહત્તા બતાવતાં પૂર્વ, દક્ષિણ, ઉત્તર તથા પશ્ચિમ દિશાઓના રાજાઓનો અભિષેકવિધિ બતાવીને પછી લખે છે કે "આ ધ્રુવ તથા પ્રતિષ્ઠિત મધ્ય દિશામાં જે આ કુરુ-પાંચાલ તથા વશ-ઉશીનરના રાજાઓ છે તેમનો અભિષેક થયા બાદ તેઓ રાજા કહેવાય છે."

આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે (૧) " મધ્યદેશ " નો પ્રયોગ શબ્દાર્થે જ થયો છે: આર્યો જેટલા પ્રદેશમાં વસતા તેટલાનો મધ્ય ભાગ; (૨) મધ્યદેશ સંબંધવાચી શબ્દ છે—એટલે જેમ જેમ આર્યોના વાસસ્થાનનો વિકાસ થતો ગયો તેમ તેમ મધ્યદેશની સીમાઓ પણ વિસ્તરતી ગઇ; અને (૩) ઐતરેય બ્રાહ્મણના સમયમાં મધ્યદેશમાં કુરુ-પાંચાલ, વશ તથા ઉશીનર. એ દેશોનો સમાવેશ થતો વશ તથા ઉશીનર કુરુદેશની ઉત્તરે હિમાલયની તળેટીમાં આવેલ હતા. એટલે પશ્ચિમમાં કુરુક્ષેત્રથી પૂર્વે ફરૂખાબાદની નજીક સુધી તથા ઉત્તરે હિમાલયથી દક્ષિણે ચંબલ સુધી ઐતરેય બ્રાહ્મણના સમયના મધ્યદેશની સીમા હતી.

મધ્યદેશનું પ્રથમ સ્પષ્ટ તથા પ્રસિદ્ધ વર્ણન મનુસ્મૃતિમાં મળે છે. એની સીમાઓ નીચે મુજબ આપેલી છે: " હિમાચલ તથા વિન્ધ્યાચલની મધ્યમાં તથા વિનશનથી પૂર્વે અને પ્રયાગથી પશ્ચિમે જે પ્રદેશ છે તેને મધ્યદેશ કહે છે. " ઐતરેય બ્રાહ્મણ તથા મનુસ્મૃતિ એ બેના મધ્યદેશો વચ્ચે ઘણું અંતર છે. ઉત્તરની સીમા તો બન્નેમાં હિમાલય જ

છે, જોકે વશ તથા ઉશીનરનો ઉલ્લેખ મનુસ્મૃતિમાં નથી. ઐતરેય બ્રાહ્મણમાં દક્ષિણનો ભોજપ્રદેશ મધ્યદેશમાં નથી. ભોજદેશને અવંતી એટલે માલવા માનીએ તો મનુસ્મૃતિના મધ્યદેશમાં એનો સમાવેશ થઈ જાય, કારણ કે એ વિન્ધ્યાચળની ઉત્તરે છે. પૂર્વમાં મધ્યદેશની સીમા ફરૂખાબાદની નજીકથી આગળ વધીને પ્રયાગ સુધી આવી અને એ રીતે કોશલ, વત્સ તથા ચેદિ દેશનો પણ મધ્યદેશમાં સમાવેશ થયો હતો. એટલે કે મનુસ્મૃતિના વખતમાં મધ્યદેશનો ઘણો જ વિસ્તાર થયો હતો. બ્રાહ્મણ તથા સૂત્રકાલમાં જે આર્યાવર્ત હતો તે જ મનુસ્મૃતિના સમયમાં મધ્યદેશ થઈ ગયો, અને આર્યાવર્તની સીમા તો ઉત્તરે હિમાચલથી દક્ષિણે વિન્ધ્યાચલ સુધી તથા પશ્ચિમસમુદ્રથી તે પૂર્વસમુદ્ર સુધીની થઇ.

મધ્યદેશની ત્રીજી અવસ્થાનું વર્ણન વિનયપિટકમાં છે. બુદ્ધ ભગવાને મધ્યદેશની સીમાઓ આ પ્રમાણે કહેલી ગણાય છેઃ પશ્ચિમમાં બ્રાહ્મણોનાં થૂન પ્રદેશ, પૂર્વમાં કજંગલ નગરની પાસેની મહાસાલા, દક્ષિણપૂર્વમાં સલિલવંતી નદી, દક્ષિણમાં સેતકન્નિક નગર અને ઉત્તરમાં ઉસીરધજ પર્વત. બ્રાહ્મણોનો થૂન પ્રદેશ તે હાલનું સ્થાનેશ્વર એવું અનુમાન થયું છે. પૂર્વનું કજંગલ ભાગલપુરની પૂર્વે ૭૦ માઇલ છે.

મનુસ્મૃતિના મધ્યદેશથી વિનયપિટકનો મધ્યદેશ પૂર્વ ભણી ઘણો જ વિસ્તર્યો છે– લગભગ બમણો થઈ ગયો છે. ભારતીય સભ્યતાનું કેન્દ્ર એ વખતે વિહારની ભૂમિ હતી, તેથી તેને પણ મધ્યદેશમાં ગણવામાં આવી છે એ સ્વાભાવિક જ છે.

મધ્યદેશના વિસ્તારની પરાકાષ્ઠા બૌદ્ધકાલમાં થઇ. તે પછી તેના સંકોચના દિવસો આવ્યા. પ્રભુતાનું કેન્દ્ર પૂર્વથી પશ્ચિમમાં આવ્યું હતુંઃ પાટલિપુત્રનું સ્થાન કનૌજે લીધું હતું. મધ્યદેશની સીમા પૂર્વમાં ઘટી જવાનું આ પણ એક કારણ હોઇ શકે. માર્કંડેયપુરાણમાં વિદેહ તથા મગધને મધ્યદેશમાં ગણવામાં આવ્યા નથી. કોશલ તથા કાશી સુધી જ એની સીમા બતાવેલી છે. વરાહમિહિરની બૃહત્સંહિતામાં (સં. ૬૪૪) તો કાશી તથા કોશલને પણ મધ્યદેશમાંથી બાતલ કરવામાં આવ્યા છે. બૃહત્સંહિતાના મધ્યદેશમાં નીચેના દેશોનો સમાવેશ કર્યો છેઃ કુરુ, પંચાલ, મત્સ્ય, શૂરસેન, અને વત્સ. વત્સની રાજધાની કૌશામ્બી પ્રયાગની પશ્ચિમે ૩૦ માઇલ ઉપર હતી, એટલે કે બૃહત્સંહિતાના મધ્યદેશની સીમા પૂર્વમાં મનુસ્મૃતિની પેઠે પ્રયાગ સુધી જ પહોંચેલી હતી.

કેટલાક પરદેશી મુસાફરોએ પણ મધ્યદેશનું વર્ણન કર્યું છે. ફાહીયાને (સં. ૪૫૭) મથુરાથી દક્ષિણે મધ્યદેશ આવેલો છે એવો ઉલ્લેખ કરેલો છે. મધ્યદેશનો અંતિમ ઉલ્લેખ અલબેરૂનીએ (૧૦૮૭) કરેલો છેઃ "ભારતનું મધ્ય કનૌજ–તેની ચારે બાજુના દેશને મધ્યદેશ કહે છે. ભૂગોલના વિચારથી પણ એ મધ્ય જ છે, કારણ કે સમુદ્ર તથા પર્વતોથી તેનું અંતર બરાબર છે. ગરમ તથા ઠંડા પ્રાંતોની પણ એ મધ્યમાં જ છે તથા ભારતની પૂર્વ તથા પશ્ચિમ સીમાઓની પણ એ મધ્યે જ છે. રાજનૈતિક દૃષ્ટિએ પણ એ દેશકેન્દ્ર છે, કારણ કે પ્રાચીન કાળમાં એ દેશ ભારતના સઘળા પ્રસિદ્ધ વીર રાજાઓનું નિવાસસ્થાન હતો."

મુસલમાનોના સમયમાં મધ્યદેશ 'હિંદુસ્તાન' એવા નામથી ઓળખાયો. મધ્યદેશના આ નવા અવતારનો પણ પહેલાની પેઠે વિસ્તાર થતો ગયો. દિલ્હીની આજુબાજુના પ્રદેશથી આરંભીને મુસલમાન કારકીર્દિના અંતિમ દિવસોમાં તો આખો ઉત્તર ભારતવર્ષ

'હિંદુસ્તાન' એ નામથી ઓળખાવા લાગ્યો. બ્રિટિશ શાસનના દિવસોમાં મધ્યદેશ ત્રીજી વાર 'મધ્યપ્રાંત' એ રૂપમાં અવતર્યો છે.

મધ્યદેશનું જૂનું રૂપ હજી પૂરેપૂરું લુપ્ત નથી થયું. હજુ પણ ખટમંડુના બજારોમાં જ્યારે કોઈ હિંદુસ્તાની દેખા દે છે ત્યારે નેપાલીઓ તેને "મદેશીઆ" એવા નામથી બોલાવે છે. "મદેશીઆ" એટલે મધ્યદેશમાં રહેનાર. 'કુ.'

ⓖ ⓖ ⓖ

**"ઇન્ડિયન એન્ટિકવેરી"**ના જુનના અંકમાં "મેરવાડાના મેર લોકોની ઉત્પત્તિ તથા પ્રાચીન ઇતિહાસ" એ શીર્ષક લે. કર્નલ જૉન હૉસ્કિનનો એક લેખ પ્રસિદ્ધ થયેલ છે. લેખક પોતે એલિયટનો "હિંદુસ્તાનનો ઇતિહાસ," પંડિત ભગવાનલાલનો "ગૂજરાતનો પ્રાચીન ઇતિહાસ" એ વગેરે ગ્રંથો તથા લેખોને પ્રમાણભૂત માનીને મેર લોકોની ઉત્પત્તિ નીચે મુજબ દર્શાવે છે:—

ઇ. સ. ના પાંચમા સૈકામાં શ્વેત હૂણોએ સાસનીયોના પરશીઅન સામ્રાજ્ય પર હલ્લો કર્યો; તથા મધ્યએશીઆમાં ભયંકર સંક્ષોભ થયો; એને લઇને ઉત્તર પરશીઆના પ્રદેશોમાંથી—જ્યોર્જીઆ તથા મેડીઆની સરહદના મુલકમાંથી—જનતાનો એક મોટો પ્રવાહ દક્ષિણ તથા પૂર્વ ભણી ચાલી નીકળ્યો. આ પ્રવાહમાં મુખ્યત્વે બે જાતિઓ હતી: ગુર્જીસ્તાનના (જ્યૉર્જીઆના) ગુર્જરો તથા મિહિરસ્તાન (મેડીઆ) ના મિહિરો. પર્વતોના ઘાટોને રસ્તે થઇને આ પ્રવાહ પંજાબમાં આવ્યો અને ત્યાંથી પૂર્વમાં ગુપ્ત સામ્રાજ્યના પ્રાબલ્યને લીધે તે દિશામાં ન વળતાં, દક્ષિણ ભણી સિંધુના પ્રદેશમાં વળ્યો અને સિંધ તથા પશ્ચિમ રજપુતાનામાં ફેલાયો; અને ઠેઠ કાઠિયાવાડ સુધી પહોંચ્યો. ગુર્જરો એથી યે આગળ ચાલીને ગુજરાતમાં વસ્યા. મિહિરજાતિને મૈત્રક (મિત્ર=સૂર્ય ઉપરથી; ફારસીમાં પણ મિહિર=સૂર્ય) મેડ, મંડ એવાં નામોથી પણ ઓળખવામાં આવે છે. આ જુદા જુદા નામથી ઇતિહાસલેખકો ગૂંચવાયા હશે. પરંતુ, પં. ભગવાનલાલ ઇન્દ્રજીની દલીલોથી કાઠિયાવાડ તથા રજપુતાનાની આધુનિક મેર જાતિ તે ઉપર જણાવેલી મૈત્રક અથવા મિહિર જાતિમાંથી જ ઉતરી આવેલી છે એમ સાબીત થાય છે.

'કુ.'

ⓖ ⓖ ⓖ

**ઇન્ડિયન એન્ટિકવેરીના** જુલાઈના અંકમાં 'શદ્ર' ઉપર પં. વિધુશેખર ભટ્ટાચાર્યનો લેખ છે. 'શદ્ર' શબ્દ 'ક્ષુદ્ર' માંથી નીકળેલો છે એમ સિદ્ધ કરવા પ્રયાસ કર્યો છે.

'ખ્રીસ્તી સંવત પહેલાં હિન્દુસ્તાનના સીક્કાનો વિકાસ' એ વિષય ઉપર પી. એન. રામસ્વામીનો લેખ છે.

ઋગ્વેદ (ઇ. સ. પૂ. ૨૦૦૦–૧૪૦૦) માં સુવર્ણના ઉલ્લેખો પુષ્કળ છે. અને તે સમયમાં સોનાનો સીક્કાઓ માટે પણ ઉપયોગ થતો હશે. મહાભારતાદિકના યુગમાં (ઇ. પૂ. ૧૪૦૦–૮૦૦) પણ સોનું રૂપું ધન તરીકે ગણાતું. બૌદ્ધ યુગમાં (ઇ. પૂ. ૮૦૦–૩૨૦)

સીક્કાઓનો વધારે સ્પષ્ટ ઉલ્લેખ છે. સ્મીથના મત પ્રમાણે હાલના અર્થમાં સીક્કાઓ હિન્દુસ્થાનમાં ઇ. પૂ. ૭૦૦ ના અરસામાં દાખલ થયા હતા. રૂપાના સીક્કાઓ જાણીતા હતા. 'કહાપણ' (કાર્ષાપણ) નામના ત્રાંબાના સીક્કા પ્રચલિત હતા. આ ઉપરાંત બૌદ્ધ-કાળમાં હુંડીઓનો રીવાજ હતો. સીક્કાઓ પાડવાનું કામ સરકાર નહિ પણ વેપારીઓ કરતા. મૌર્યોના સમયમાં સીક્કાઓના વ્યવહાર વિષે અર્થશાસ્ત્રમાંથી માહિતી મળે છે. મૌર્ય પછીના સમયમાં એટલે ઠેઠ ખ્રીસ્તી સનની શરૂઆત સુધીમાં બે પ્રકારના સીક્કાઓ મળે છે: દેશના અને બ્હારના. દેશના સીક્કા વિષે માહીતી શુક્રનીતિમાંથી મળે છે. સોનાના અને રૂપાના સીક્કાઓ વિષે ઉલ્લેખો છે. સોનું મુખ્ય તેમાં માપ તરીકે (Standard) અને ઍક્ષચેંજ માટે વપરાતું. 'પણ' અને 'માસ' નામના ત્રાંબાના સીક્કાઓનો ખૂબ ઉપયોગ થતો. બ્હારના સીક્કાઓ ખાસ કરીને બેક્ટ્રીઅન સીક્કાઓ છે.

'૨.'

# તળાજાનો પ્રાચીન વિહાર

[ હીરાલાલ અમૃતલાલ શાહ. ]

**તળાજા.** કાઠિયાવાડમાં ભાવનગર શહેરથી બત્રીસ માઇલ દૂર 'તળાજા' નામે એક સુંદર ગામ છે. તેની વસ્તી આશરે ચાર હજાર માણસની છે. ત્યાં જવા માટે ભાવનગરથી એક પાકી સડક બાંધેલી છે અને બધી ઋતુમાં વાહનની સગવડ મળે છે.

ગામ ટેકરીના ઢોળાવ પર વસેલું છે એટલે ઘણા માઇલ છેટેથી દેખાય છે—તેનો સુંદર દેખાવ આકર્ષક થઇ પડે છે. અડધો માઇલ રહે છે ત્યારે રસ્તામાં 'શેત્રુંજી' નદી આવે છે. તેનો વિશાળ પટ ઓળંગી થોડે જતાં 'તળાજી' નામની નદી ઓળંગવી પડે છે અને તળાજામાં દાખલ થવાય છે.

જે ટેકરીના ઢોળાવ પર ગામ વસ્યું છે તેને લોકો 'તળાજાનો ડુંગર' એ નામે ઓળખે છે.-તળાજાથી પાંચ માઇલ દૂર 'ટીમાણા' ગામમાંથી સં. ૧૨૬૪ ( ઇ. સ. ૧૨૦૭) નો લેખ મળી આવ્યો છે, તેમાં તળાજાને 'તલાઝા મહાસ્થાન' તરીકે ઓળખાવેલ છે.[૧] 'શત્રુંજય માહાત્મ્ય' ગ્રન્થમાં 'તાલધ્વજ નગરી' તરીકે ઓળખાવ્યું છે અને ડુંગરને 'તાલધ્વજ ગિરિ' કહ્યો છે.

**ડુંગર.** આ ડુંગરની અડખેપડખે બીજો કોઇ ડુંગર નથી. આસપાસની સપાટ ભૂમિ વચ્ચે તે જૂદો પડી જાય છે. તેના બે વિભાગ પડે છે. એક ભાગ શંકુ આકૃતિનો ઉંચો છે. બીજો તેનાથી નીચો અને શિખર આગળ થોડો સપાટ છે. બન્ને પર ધવળ જિનમંદિરો શોભી રહ્યાં છે અને તેમની ફરતો સફેદ ગઢ છે. દૂરથી જ પ્રવાસીની દૃષ્ટિ ઉંચા વિભાગના શિખર પર ઠરે છે. અને પછી બન્ને બાજુના ઢોળાવ પર નમતાં એક તરફ તળેટીમાં વસેલું ગામ દેખાય છે જ્યારે બીજી તરફ અન્ય ધવળ મંદિરનાં શિખરો નજરે પડે છે. આ કારણસર ડુંગરની શોભા ઝુલતી તોરણમાળની અનુપમતા ધારણ કરે છે. રસ્તામાં આવું રમણીય દૃસ્ય મળે છે જ્યારે શિખરપરથી બીજા પ્રકારનું મનોહર દૃસ્ય મળે છે.

પૂર્વ દિશા સન્મુખ દૃષ્ટિપાત થતાં પ્રથમ ગામની બજાર અને લોકોની પ્રવૃત્તિ દૃષ્ટિગોચર થાય છે. ગામને છેડે ભાંગી ગયેલા કિલ્લાની રાંગ દેખાયા પછી તેની નજીકની પાળીયાની હાર નજરે પડે છે. ત્યાંથી થોડે દૂર શેત્રુંજી અને તળાજી નદીનું સંગમસ્થાન અને ત્યાંના શિવાલયો દેખાય છે. દૂર 'સરતાનપૂર' નામનું તળાજાનું બંદર દેખાય છે. તેની નજીકમાં જ સમુદ્રને ભેટતી શેત્રુંજી નદીનો વિશાળ પટ પ્રતીત થાય છે, સમુદ્રના મોજાંનો ચળકાટ આંખને ભરી દે છે અને નદી, પર્વત, સંગમસ્થળ તથા સમુદ્રની ભેગી થતી શોભાનું ફરી ફરી સ્મરણ કરાવે છે. એક ખૂણે દૂર 'ગોપનાથ મહાદેવ'નો દીપકલ્પ ઝાંખો દેખાય છે. પૂર્વ દિશામાંથી પશ્ચિમ તરફ ફરતાં ક્ષિતિજ પર શત્રુંજયગિરિ દેખાય છે. દિશા ચોકખી હોય તે વખતે શત્રુંજય ઉપરની ઉજ્જ્વળ શિખરમાળ આનન્દ આપે છે ( અને

૧. જૂઓ-ઇન્ડીઅન્ એન્ટીક્વરી, ૧૮૮૨, પુ. ૧૧, પા-૩૩૭.

તેવી જ રીતે ત્યાંથી તળાજાની 'ટેકરી' પણ દેખાય છે.) આ દિશામાં અને ઉત્તર દિશામાં નાના મોટાં ગામડાંઓ અને ડુંગરો દેખાય છે. તેમની વચ્ચે લીલાં સૂકાં ખેતર વચ્ચે થઇને વહેતી શેત્રુંજીની ગતિ દૃષ્ટિને સમુદ્રપર્યંત લઇ જાય છે.

**સ્વ. બર્જેસ.** "પૂર્વકાળમાં જ્વાળામુખી જેવું થતાં આ ડુંગર ઉપસી આવ્યો હોવો જોઇએ. દરિયાની સપાટીથી આશરે ૩૨૦ ફીટ ઉંચો છે અને તેમાં કેટલેક સ્થળે ચકમકના પોચા પત્થરો મળી આવે છે." આ મુજબ સ્વ. જેમ્સ બર્જેસે નોંધ કરી છે. તળાજામાં તેઓ ૧૮૬૯ ની સાલમાં આવી ગયા છે અને ૧૮૭૦ માં 'સોમનાથ, જુનાગઢ વગેરે સ્થળનાં ફોટોગ્રાફ' પ્રસિદ્ધ કર્યા છે જેમાં તળાજાની 'એભલમંડપ' ગુફાનો ફોટો પણ આપ્યો છે. ૧૮૭૬ માં તેમણે 'કાઠિયાવાડ અને કચ્છનાં પુરાતન અવશેષો' પર ગ્રન્થ બહાર પાડયો છે[2] તેમાં તળાજાની ગુફાઓની સવિસ્તર નોંધ (પા. ૧૪૭–૧૪૯) લીધી છે, તળાજાનો ટુંકો ઇતિહાસ આપ્યો છે અને જૈન મંદિરો વિષે માહિતી આપી છે. આ લેખમાં ગુફાઓ વિષેની વધુ માહિતી દેવામાં આવે છે.

**ગુફાઓ.** ઉપર વર્ણવી તેવી સર્વ શોભાથી અધિક શોભા ડુંગરની અંદર છે અને તે તેની મનોહર ગુફાઓમાં છે. દૂરથી કેટલીક ગુફાઓ દેખાય છે અને ડુંગર ઉપર ચડતાં ગુફાઓની હારની હાર નજરે પડે છે. ગુફાઓની સંખ્યા આશરે ત્રીશની છે. કેટલીક ગુફાઓ ટાંકા વગરની છે, ઘણીને અકેક ટાંકુ હોય છે અને કેટલીકને બે ટાંકા છે. કેટલીક ગુફાઓની અંદર પ્રધાન ખંડ છે જેની ફરતી ગર્ભગૃહ જેવી ઓરડીઓ છે. કેટલીક ગુફાઓ મોટી અને વિશાળ છે અને તેનો ચૈત્યગુફા તરીકેનો કે સભાસ્થાન તરીકેનો ઉપયોગ થયો હશે તેમ અનુમાન થાય છે. આવી એક ગુફા ગઢની અંદર છે અને તેમાં હજી પણ એક ઉંચી વેદિકા છે. ગઢની અંદર એક બીજી નાની ગુફા છે જેને લોકો 'ધનકોઠી' તરીકે ઓળખાવે છે અને કહે છે કે એ કોઠી તોડે તેને તેમાંનું ધન મળે! આ નામ અને વાત ભ્રમ ઉપજાવનાર છે; ધનની લાલચથી કોઇ તેને તોડવા લલચાય તેવું છે. મૂળ નામ 'ગન્ધકૂટી' (બૌદ્ધ ચૈત્ય?[3]) હશે તેમ માની શકાય છે.

તમામ ગુફાઓ જીર્ણ થઇ ગઈ છે; તેની ભીંતો વધુને વધુ ખરતી જાય છે. દરેકના સ્તંભ એવા તો અલોપ થઇ ગયા છે કે તે માટે આછા દળનો પત્થર હોવાનું કે કુદરતના કોપનું જ કારણ ન કલ્પી શકાય. ભૂતકાળમાં ધર્મવિરોધનાં કારણે સારાસારનો વિવેક નષ્ટ થતાં આ સ્તંભોનો નાશ થયો હશે તેમ કલ્પી શકાય છે. સ્તંભોનો આવો એકસરખો અભાવ અન્ય સ્થળની ગુફાઓમાં નથી થયો.

ઇશાન કોણમાંથી ગુફાઓની હાર શરૂ થાય છે અને દક્ષિણ દિશામાં તે પૂરી થાય છે. વચ્ચે કોઇ કોઇ ઠેકાણે જવા આવવા સારૂ કોરી કાઢેલ પગથી નજરે પડે છે. કેટલેક

---

૨. આ લેખ લખવાની શરૂઆત કર્યા પછી આ બન્ને ગ્રન્થોની ખબર પડી. ભાવનગર રાજ્ય તરફથી શોધખોળને લગતા બે ગ્રન્થો બહાર પડયાં છે પણ તેમાં તળાજાની ગુફાઓનું નામનિશાન નથી. આ ઉપરથી સમજાય છે અત્યાર સુધી તળાજાની ગુફાઓનું મહત્ત્વ બહુ જાણીતું નથી થયું.

૩. ઇંગ્લિશમાં તે 'Dahgoba' કહેવાય છે.

ઠેકાણે વરસાદનું પાણી ટાંકામાં પહોંચાડવા સારૂ કોરી કાઢેલી નીકો પણ દેખાય છે. ગુફાઓનો પત્થર બધે એકસરખો નથી; પશ્ચિમમાં 'ચંબેલીની ગુફા' તરીકે ઓળખાતી ગુફા આગળનો પત્થર વધારે સારો એકસરખો ને સુંવાળો માલૂમ પડે છે. ઇશાન અને ઉત્તરની ગુફાઓનો પત્થર ખરતો અને ટૂટતો છે. વાયવ્ય દિશામાં સૌથી મોટી, વિશાળ અને ભવ્ય 'એભલમંડપ' નામે ઓળખાતી ગુફામાં છતનો પત્થર એકસરખો અને સારો છે જ્યારે પડખાની ભીંતોનો પત્થર નબળો અને ખડબચડો છે!

**'એભલમંડપ.'** આ ગુફાની ભીંતોમાં નાના મોટા એવા ખાડા પડી ગયા છે કે ભીંતમાંથી તે તે સ્થળે કાંઇ કાઢી નાંખ્યું હોય, કાંઇ ઉખેડી નાંખ્યું હોય તેવા અનુમાનને પુરતો અવકાશ રહે છે. ફરતી એક ફુટથી દોઢ ફુટની પરથાળ છે અને તે પરથી આ અનુમાનને પુષ્ટિ મળે છે. અત્યારે આ ગુફામાં કાંઇ નથી! (બર્જેસે આપેલ ફોટામાં વેદિકા લાગે છે.) કોઈ ઠેકાણે કોતરકામ કે કારીગિરી સચવાયેલી દેખાતી નથી. માત્ર મુખદ્વાર પર સામાન્ય કારીગિરી જળવાઇ રહી છે અને તેનો ફોટો બર્જેસે પોતાના બન્ને ગ્રન્થોમાં આપ્યો છે. ઉપરના ભાગમાં ઘોડાની નાળના આકારે વળેલી પાંચ કમાનો છે–તેમાંની ત્રણ વિશીર્ણ થઇ છે. તે કમાનો નીચે જાળી જેવી લાગતી[૪] કોરણી છે જે અન્ય સ્થળની બૌદ્ધ ગુફાઓને મળતી છે. બહારના ચોકમાં એક પત્થરનો લાંબો કટકો પડયો છે. સ્તંભનો ટુકડો હશે તેમ નથી જણાતું, કારણ કે ઉપરના ભાગમાં ટૂટેલ ભાગની નિશાની છે તેના પ્રમાણમાં તે બહુ પાતળો લાગે છે. આની પર કાંઇ કારીગિરી નથી. ચોકમાં કોઇ ઉભો સ્તંભ હશે અને તેના અવશેષ રૂપે આ ટુકડો હોય તેવો સંભવ છે.

આ વિશાળ ગુફા સૌ કોઇના ચિત્તને પ્રસન્ન કરે છે, અને લીધેલ શ્રમનો બદલો આશ્ચર્ય અને આનન્દમાં વાળી આપે છે તથા પૂર્વ સમયનું યથોચિત સ્મરણ આપે છે. લોકો તેને 'એભલમંડપ' નામથી જ ઓળખે છે. તે બહુ ઉંડો અને વિશાળ છે. લંબાઇ ૭૫ા ફીટ અને પહોળાઇ ૬૭ા ફીટ છે. ઉંચાઈ ૧૫ાા ફીટથી ૧૭ ફીટ સુધીની છે, કારણ કે ઉપરની છત એક ખુણેથી બીજે ખુણે ઢળતી છે. અંદરના ભાગમાં સ્તંભ નથી અને વચ્ચે ઉભા રહીએ ત્યારે માથે કેવું જબરૂં દળ અદ્ધર રહ્યું છે તેનું સંપૂર્ણ ભાન થાય છે. મુખદ્વાર પર ચાર સ્તંભ હશે તેમ સમજાય તેટલી જ નિશાની રહી છે.

બહારનો ચોક વિશાળ છે અને માપમાં ગુફાથી અડધો થાય છે. તેને લીધે ગુફાની ભવ્યતામાં અનહદ વૃદ્ધિ થાય છે. આ ગુફાનો ઉપયોગ ચૈત્યગુફા તરીકે અથવા સભાસ્થળ તરીકે અવશ્ય હોવો જોઇએ. તેની અંદર બે હજાર ઉપરાંત માણસો છૂટથી અને સુખેથી બેસી શકે તેટલી તે વિશાળ છે.

આ ગુફા વિષે એક દંતકથા કહેવાય છે. પૂર્વે[૫] 'એભલવાળા' નામના રાજાના

---

૪. Railings.

૫. "ઇ. સ. ૧૦૦૦ (?) આસપાસ, એભલવાળાની સાતમી પેઢીએ તેના પૂર્વજો મેવાડમાંથી ઉતરી આવેલા અને નિવાસ કરેલો. ઇ. સ. ૧૨૦૦ લગભગ કોળીઓ પાસેથી એભલે તળાજા છતી લીધેલું."—બર્જેસ.

તળાજા આસપાસનો પ્રદેશ હજી પણ "વાળાક"ના પ્રદેશથી ઓળખાય છે.

વખતમાં કંડોળજ્ઞાતિના બ્રાહ્મણગોરોનો લોભ બહુ વધ્યો હતો. લોભવશ થઇ દરેક લગ્ન પાછળ દક્ષિણામાં તેઓ સોનું માગવા લાગ્યા ! આ કારણને લીધે ઘણાં ગરીબ માણસો પોતાની કન્યાનાં લગ્ન કરતાં અટકી પડયાં અને થોડા વરસમાં કન્યાઓ મોટી થઇ ગઇ. તેવી કન્યાઓની સંખ્યા પણ બહુ વધી પડી. એટલે થાકીને એભલવાળા આગળ લોકોએ રાવ ખાધી ને ત્રાસ જણાવ્યો. એભલવાળો વચ્ચે પડયો. ગોરોને મનાવવા માંડયા પણ માન્યા નહિ અને હઠ ન છોડી, એટલે એભલવાળાનું લોહી તપી આવ્યું. તમામ માણસોને ધીરજ આપી તેમની કન્યાઓનું પોતે પિતા તરીકે એક જ દિવસે આ (એભલ) મંડપમાં દાન દીધું તથા નાગી તરવારે સૌનું રક્ષણ કર્યું. આ અવસરનો લાભ ૧૬૦૦ કન્યાઓને મળ્યો. બ્રાહ્મણગોરો વિલખા પડયા ને તેમનું જોર તે દિનથી તૂટયું.

આ દંતકથા દ્વારા ગુફાની વિશાળતા અને ભવ્યતા પ્રકટ થાય છે પણ તેટલા માટે જ અન્ય સર્વ પ્રકારે તેને ઐતિહાસિક સત્ય માની ન લેવાય. તળાજાથી સાડેક માઇલ ઉપર રાજુલાના ડુંગરમાં "સાણા"ની ગુફાઓ[૬] છે. ત્યાંની મુખ્ય ગુફા ૬૮ાા ફીટ લાંબી અને ૬૧ ફીટ પહોળી છે. ઉંચાઇ ૧૬ાા ફીટ છે. તેનું નામ પણ 'એભલમંડપ' છે પણ તે લગ્નમંડપ થયાની હકીકત જણાઇ નથી.

એભલવાળાની ઉપરની દંતકથા સિવાય ગુફાઓ વિષેનું અન્ય કોઇ સ્મરણ લોકોમાં રહ્યું હોય તેમ માલૂમ પડયું નથી. ગુફાઓ પર કોતરણી અલ્પ છે કે અલ્પ રહી છે એટલે વિશેષ જ્ઞાન મેળવવામાં તે સાધનની પણ મદદ નથી રહી !

**તપાસ.**

વખતે ગુફાની અંદરના ભાગમાંથી કોઇ સૂચક લેખ અથવા ચિહ્ન મળી આવે તે આશાએ દરેક ગુફાની ખૂબ તપાસ કરી. અંધકારમય ઉંડા ભાગો જોવા સારૂ સૂર્યકિરણની મદદ લીધી. એ દર્પણ વતી સૂર્યપ્રકાશની અનુકૂળ પડે તેમ વક્રગતિ કરતાં ગુફાના અંધારા ભાગો પ્રકાશથી ઝળહળી ઉઠતા. તે રીતે જોતાં જોતાં, એક ઠેકાણે શાહુડીનું એક પીછું હાથ આવ્યું અને દક્ષિણ દિશામાં 'ખોડિયારની ગુફા' નામે ઓળખાતી ગુફાની અંદરના ગર્ભગૃહમાંથી, જીવતા સર્પ જેવી પ્રતીત થયેલી સવા ૭ ફીટ લાંબી સર્પની કાંચળી હાથ આવી ! એ રીતે ઉપરની તપાસમાં કાંઈ વળ્યું નહિ એટલે પ્રત્યક્ષ પ્રમાણથી કાંઇ પણ મેળવવાની આશા અળગી કરી. આ નિર્જન ગુફાઓમાં વસ્તી માત્ર જંગલી ભૂંડની માલૂમ પડી ! આપણું આક્રમણ તેમને પ્રીતિકર ન જ હોય તેમ હુંકાર કરી તેઓ ચાલ્યા જતાં.

એક સ્થળે એક ગુફા થોડા વરસમાં દટાઇ જશે તેમ લાગ્યું. પણ ડુંગરના ઢોળાવનો વિચાર આવતાં પાછું એમ લાગ્યું કે માટી ધોવાઇ જતાં એક વખત દટાઇ ગયેલી ગુફા ફરીવાર દષ્ટિગત નહિ થતી હોય ? આ ખ્યાલથી એક બીજો વિચાર સ્ફુર્યો. એભલમંડપના ચોક આગળ, બીજી ગુફાઓમાં તથા જ્યાં યોગ્ય લાગે ત્યાં ખોદકામ કરવામાં આવે

૬. 'સાણા'ની ગુફાઓ વિષે હકીકત બર્જેસે પોતાના બન્ને ગ્રન્થોમાં આપી છે. પ્રથમના પ્રકટ કરેલ ગ્રન્થમાં નકશા સાથે ત્રણ ફોટા આપ્યા છે અને પાછળના ગ્રન્થમાં માત્ર નકશો આપ્યો છે. પાછળના ગ્રન્થના ૧૫૦મા પાને તે જણાવે છે કે તળાજા અને સાણાની ગુફાઓનો સમય ઘણો પ્રાચીન હોવો જોઇએ અને તે પશ્ચિમ હિન્દની જૂનામાં જૂની ગુફાઓ જેટલી જૂની હોવી જોઇએ.

તો વખતે દટાઇ ગયેલું કાંઇ પ્રકાશમાં આવે. આ વિષે ભાવનગર રાજ્યના અધિકારીઓનું અને આ વિષયના જ્ઞાતા અભ્યાસીઓનું અહિં લક્ષ ખેંચીએ તે અસ્થાને નથી.

**ઇતિહાસ.** પરિભ્રમણથી ન મળ્યું તે પુસ્તકમાંથી મળી રહેશે તે જીજ્ઞાસાએ સ્વ. કવિ નર્મદ વાળો ઇ. સ. ૧૮૮૬ માં પ્રકટ થયેલો "કાઠિયાવાડ સર્વસંગ્રહ" પણ તપાસ્યો. તેમાં આપેલા તળાજાના પૂર્વ ઇતિહાસમાંથી અગત્યનો ભાગ નીચે મુજબ છે.

"શત્રુંજી નદીના ઉત્તર કાંઠાનો ભાગ ગોહિલવાડ તથા દક્ષિણ કાંઠાનો ભાગ વાળાક (વાલાક્ષેત્ર) કહેવાય છે. વાલાકમાં વળા ચમારડીના વાળાઓનું રાજ્ય હતું. જ્યારે ગોહિલોએ તેમની પાસેથી વળા ચમારડી ઝુંટવી લીધું ત્યારે વાળા તળાજામાં આવી વસ્યા. તળાજાના વાળા ઠાકોરો વિષે ઘણી દંતકથા ચાલે છે........વાળાઓને બારીઆ કોળીઓએ તળાજામાંથી હાંકી મુક્યા. બારીઆ કોળી નિર્ભય ચાંચીઆ હતા તે એટલે સુધી કે બ્રિટિશ લોકોનાં વહાણુ પણ લાગ ફાવે લુંટી લેતા. આશરે ઇ. સ. ૧૭૭૧ માં ભાવનગરના ઠાકોર અખેરાજજી તેમની સામે ચડયા......કોળીઓને તળાજામાંથી ખસવું પડયું. પણ અખેરાજજી તળાજા પોતાને સ્વાધીન લેવા નારાજ જણાયાથી ખંભાતના નવાબને આપવામાં આવ્યું......ઇ. સ. ૧૭૭૩ માં ભાવનગરના વખતસિંહજીએ નવાબ પાસેથી તળાજા વેચાતું લીધું,[૭] ત્યારથી એ ગામ ભાવનગરના તાબામાં રહ્યું છે. પ્રસિદ્ધ વિષ્ણુભક્ત નાગર નરસિંહમહેતાનો જન્મ આ ગામમાં થયો હતો.[૮]......સરતાનપુર (જૂનું નામ સુલતાનપુર) એ તળાજાનું બંદર છે.......(તળાજામાં) હુસેનપીરની દરગાહ છે તેમાં એક ફારસીલેખ[૯] હિજરી ૯૭૪ (ઇ. સ. ૧૫૬૬) ની સાલનો છે."–પા–૪૧૬–૪૧૭.

**સંશોધન.** આ ઇતિહાસદ્વારા પણ ગુફાઓ સંબંધી વધુ જાણવા લાયક કાંઇ ન મળ્યું એટલે પછી વધુ તપાસ માટે એક જ આધાર રહ્યો. ઈ. સ. ૬૪૦ લગભગ વલભીના પ્રદેશમાં ચીનદેશનો પ્રસિદ્ધયાત્રાળુ 'હુએનત્સંગ' આવ્યો હતો તેને યાદ કરી તેનું વર્ણન વાંચ્યું[૧૦] જે નીચે મુજબઃ—

---

૭. "ઇ. સ. ૧૭૭૧ માં અખેરાજજીએ તળાજા લેવાની મરજી ન દેખાડી પણ ઇ. સ. ૧૭૮૦ માં તેના વારસ વખતસિંહજીને રૂપીઆ એંસીહજારમાં ખંભાતના નવાબ નુરૂદ્દીને વેચાતું આપ્યું. અને વખતસિંહજીએ તેને પોતાના રાજ્ય સાથે જોડી દીધું."

—'કાઠિયાવાડનો ઇતિહાસ' ૧૯૧૬, કૅપ્ટન વીલ્બરફોર્સ બેલ રચિત અને કલૅાડ-હીલની પ્રસ્તાવના સહિત; પા–૧૬૬ તથા ૧૪૧.

૮. ડુંગર ઉપર ચડતાં ઇશાન દિશામાં એક નાની ગુફા છે. લોકો તેને 'નરસિંહ મહેતાની નિશાળ' તરીકે ઓળખાવે છે.

૯. સદરહુ દરગાહમાંથી આ લેખ લઇને ભાવનગરના બાર્ટન લાઇબ્રેરીના સંગ્રહસ્થાનમાં મૂકવામાં આવ્યો છે તેમ કહેવાય છે. મજકુર લેખ ભાવનગરમાં શોધખોળ ખાતાનાં ગ્રન્થમાં પ્રકટ થયો છે.

૧૦ મી. વૉટર્સના અધિપતિપણા હેઠળ બે વિભાગમાં આ વર્ણન ઇ. સ. ૧૯૦૫ ૧૯૦૬ માં પ્રસિદ્ધ થયાં છે તેનો જ આ લેખમાં નિર્દેશ કર્યો છે. Watters' Yuan chwang, Vols. I. II. અંદર અધિપતિની નોંધો પણ પુષ્કળ છે. આ લેખમાં બીજા વિભાગનો જ નિર્દેશ કર્યો છે. હુએનત્સંગના વર્ણન માટે આ આવૃત્તિ પ્રસિદ્ધ છે.

"ફ્લપી (=વલભી) દેશનો વિસ્તાર ૬૦૦૦ લી (=૧૨૦૦ માઇલ)નો છે અને તેની રાજધાની (વલભીપુર)નો ઘેરાવો ૩૦ લી (=૬ માઇલ) ઉપરાંત છે. અહિંની નીપજ, આબોહવા અને પ્રજાના આચાર વિચાર માલવ દેશના લોકોને મળતા છે. દેશ ઘણો સમૃદ્ધ અને લોકો બધી રીતે સુખી છે.

અહિં (બૌદ્ધ) વિહારો સૌથી વધુ છે; અને તેમાં હીનયાન સમ્મતીય માર્ગના ૬૦૦૦ થી વધુ શ્રમણો વસે છે. દેવમંદિરો સેંકડોની સંખ્યામાં છે અને ભિન્ન ભિન્ન ધર્મના અનુયાયીઓ બહોળા પ્રમાણમાં વસે છે.

જ્યારે જુલૈ (=બુદ્ધ ભગવાન) પૃથ્વી પર વિચરતા હતા ત્યારે અહિં ઘણીવાર આવ્યા હતા અને જે જે પ્રદેશમાં વાસ કર્યો હતો તે તે સ્થળે (રાજા) અશોકે સ્મારક તરીકે સ્તૂપો રચાવ્યા હતા. પૂર્વના બુદ્ધ અવતારોમાંના ત્રણ બુદ્ધ આ ભૂમિમાં વિચર્યા હતા જેની પણ અહિં નીશાની મળી આવે છે......

રાજયધાનીથી અતિ દૂર નહિ (એવે સ્થળે) એક મહાન વિહાર છે જેની રચના '**આચારે**' કરી છે. તેમાં પુસ (=બોધિસત્ત્વ) 'ગુણમતિ' અને 'સ્થિરમતિ' આચાર્યોએ નિવાસ કર્યો હતો અને અતિમાન્ય ગ્રન્થો રચ્યા હતા."—પા. ૨૬૬.

અન્ત વિભાગના 'મહાન વિહાર' પદ પર ધ્યાન ખેંચાણું અને વધુ માહિતી સારૂ અન્તમાં નિર્દેશ કરેલ નામો ધ્યાનમાં રાખી આ જ ગ્રન્થની અનુક્રમણિકા તપાસી અને તેમાં પત્તો લાગ્યો તે તે સ્થળે અન્ય હકીકત વાંચી. તે પરથી તળાજાની ગુફા એ અતિ પ્રાચીન વિહાર છે અને વલભીપુરના પ્રાચીન વિદ્યાપીઠનું સ્થાન સંભવે છે તે વિષે જે જે પ્રતીતિ થઇ છે તેનો ઉલ્લેખ આ લેખમાં કર્યો છે.

**"વલભીપુરથી અતિ દૂર નહિ"** અને **"મહાન વિહાર"** એ વિશિષ્ટ લક્ષણ ખ્યાલમાં આવતાં એમ થયું કે હ્યુએન્ત્સંગે તળાજાની ગુફાઓનો નિર્દેશ તો નહિ કર્યો હોય? આ મહાન વિહાર "આચાર રચિત" છે તેમ તેણે કહ્યું અને વધુમાં આન્ધ્રદેશમાં અને મહારાષ્ટ્રમાં 'આચાર'ની અન્ય બે કૃતિનો [૧૧] પણ પરિચય દીધો છે તે

૧૧. આન્ધ્રદેશમાં:–"રાજધાની સમીપ બુદ્ધ ભગવાનની મનોહર મૂર્તિવાળો ઉચ્ચ કળાથી શોભાયમાન, માળબંધ, ઝરૂખાદાર મોટો વિહાર છે, જેમાં પ્રધાનખંડો અનેક છે. તેની સન્મુખ જ સો ફીટથી વધુ ઉંચો એક સ્તૂપ છે. આ વિહાર અને સ્તૂપ અર્હત્ 'અ-ચેલે' (=અર્હત્ 'આચારે,' કારણ કે ચીનાઇ શબ્દ 'સોહ્–સીંગ'નું ઇંગ્લીશ રૂપાન્તર 'Performance or Rule of conduct'થી થાય અને તેનું રૂપાન્તર 'આચાર' શબ્દથી થાય.) રચ્યો છે. નૈઋત્ય કોણમાં અશોકે કરાવેલો સ્તૂપ છે જ્યાં બુદ્ધ ભગવાને ઉપદેશ આપ્યો હતો, અદ્ભુત પ્રભાવ દર્શાવ્યો હતો અને તે સ્થળે જ અસંખ્ય જનસમૂહે ધર્મ અંગીકાર કર્યો હતો." પા. ૨૦૯. [આ વિહાર નાશકનો કે બીજો કોઇ?]

મહારાષ્ટ્રમાં:–"આ દેશની પૂર્વ દિશામાં ઉત્તરોત્તર ઉંચાઇમાં વધતાં ટેકરાઓની હારવાળા શિખરો અને ઉભાં ખડકવાળો પર્વત દૂરથી દેખાય છે. તે પર્વતની હારમાં ઉંડી ખીણના નીચેના ભાગમાં એક મોટો વિહાર છે. તેના ભવ્ય પ્રધાનખંડો અને ઉંડાં ગર્ભગૃહો ખડકમાં કોરી કાઢેલા છે. (તેમાંના) કેટલાક ટોચ ઉપર છે અને કેટલાક ખડક વચ્ચે માળબંધ ઝરૂખાદાર છે; અને ખીણ પર દૃષ્ટિપાત થાય તેમ કોરેલા છે. આ વિહાર

વાંચવાથી એટલું સ્પષ્ટ થયું કે 'આચારની કૃતિ' તે ઇટનો ચણેલો વિહાર નહિ પણ ખડકમાં કોરી કાઢેલી ગુફાઓવાળો જ વિહાર સમજવાનો છે. એ રીતે ઇતર સામાન્ય વિહારોથી આચારના મહાન વિહારનો વ્યવચ્છેદ થયો. તેથી "વલભીપુરથી અતિ દૂર નહિ" એ મુખ્ય લક્ષણ તળાજાની ગુફા સિવાય અન્યતું નહિ એમ પણ સિદ્ધ થયું, કારણ કે વળા ગામની આસપાસ બીજો એવો કોઇ ડુંગર નથી કે જેમાં તળાજાના ડુંગરની જેવી ગુફાઓ હોય.

એ રીતે 'આચાર' નામ સાથેના પૂર્વાપર સંબંધથી તળાજાની ગુફાઓ એ ઇ. સ. ૬૪૦ પૂર્વેનો તળાજાનો મહાન વિહાર છે એટલું નિર્ણીત થયું. ( અને તેમ થતાં એભલ-મંડપનું મુખદ્વાર વળા ઉપર દષ્ટિપાત કરે છે તે વાત સૂચક લાગી.) આ રીતે પૂર્વકાળનો આપણી નજીકનો સમય નક્કી થયો. પ્રાચીનમાં પ્રાચીન કયો સમય હશે તેનું અનુમાન આગળ પર કરવામાં આવશે. )

**વિદ્યાપીઠ.** ઇ. સ. ૬૭૧-૬૯૫ માં 'ઇત્સીંગ' નામના બીજા એક ચીનાઇ મુસાફરે હિન્દની યાત્રા કરી હતી. વલભીના પ્રદેશમાં તે આવ્યો હોય તેમ નથી જણાયું પરંતુ હિન્દમાંના આચાર, વિદ્યાભ્યાસ અને વિહારજીવનની જે નોંધો કરી ગયો છે[12] તે બહુ ઉપયોગી છે. આવી એક નોંધમાં વલભીના પ્રદેશમાં એક મોટા વિદ્યાપીઠ વિષે ઉલ્લેખ છે તે નીચે મુજબઃ—

"ચીનથી આવેલ વિદ્યાર્થીઓ......પ્રથમ 'પાણિનિસૂત્ર' પરની જયાદિત્યની 'કાશિકાવૃત્તિ' કંઠાગ્ર કરે છે......પછી ગદ્ય અને પદ્ય સાહિત્ય શીખવાની શરૂઆત કરે છે અને 'હેતુવિદ્યા' તથા 'અભિધર્મકોશ' શીખવા પર વિશેષ ધ્યાન દે છે...... નાગાર્જુનના "ન્યાયદ્વારતારકશાસ્ત્ર"નું પરિશીલન કરતાં શુદ્ધ અનુમાન કરવાની શક્તિ કેળવે છે અને તે સર્વ યથાર્થ સમજવાની શક્તિ "જાતકમાળા"ના પરિચયથી મેળવે છે......

એ રીતે ગુરુસમીપ ભણતાં અને બીજાને ભણાવતાં ઘણું ખરૂં (તેઓ)મધ્યહિન્દમાં **'નાલન્દ'વિહારના વિદ્યાપીઠમાં** અથવા પશ્ચિમહિન્દના **'વલભી'ના વિદ્યાપીઠમાં** બેથી ત્રણ વર્ષ પૂરાં કરે છે......આ બન્ને સ્થળો 'ચીન્મા,' 'શીહ્ચ,' 'લુંગમેન,' ને 'ચૅયેલી'નાં ચીનનાં વિખ્યાત વિદ્યાપીઠો જેવાં છે.[13]

---

પશ્ચિમ હિન્દના 'અચેલો'એ (='આચારે') રચ્યો છે....અહિં આચાર્ય 'દિઙ્નાગે' ચિરકાળ વાસ કર્યો હતો."—પા. ૨૩૭.

[ કેટલાક વિદ્વાનો આ વિહારને નાશકની ગુફાઓવાળો માને છે. સ્વ. ડૉ. વીન્સેંટ સ્મીથની માન્યતા મુજબ આ અજંટાનો વિહાર છે. યાત્રાળુના વર્ણનમાં ચિત્રકામનો ઉલ્લેખ છે તે પરથી સ્મીથનું અનુમાન યોગ્ય લાગે છે. ]

૧૨. ઇ. સ. ૧૮૯૬ માં ડૉ. ટાકાકુસુએ આ નોંધોનું ભાષાંતર કર્યું છે. "a Record of the Buddhist Religion as practised in India etc.," by I-Tsing.

૧૩. ચારે સ્થળો ચીનમાં મશહૂર છે.

'ચીન્મા':—ઇ. સ. પૂર્વે ૧૪૨ અગાઉનું સ્થાપિત રાજ્ય આશ્રિત વિદ્યાપીઠ છે.

અહિં પ્રતિષ્ઠિત તેમજ પ્રતિભાશાળી વિદ્દ્ગણ ભેગો થઈ શક્યાશક્ય સિદ્ધાંતોની ચર્ચા કરે છે અને પોતાના અભિપ્રાયની પ્રાજ્ઞજન પાસે કસોટી કરાવી પોતાના જ્ઞાન તથા બુદ્ધિવૈભવ માટે પ્રખ્યાત થાય છે. (પછી) રાજદરબારમાં પોતાની શક્તિનો પરિચય કરાવવા જાય છે, પોતાનું કળાચાતુર્ય પ્રકટ કરે છે અને (તે રીતે) રાજ્યાશ્રયના ઉમેદવાર થાય છે, સભામાં ઉચ્ચસ્થાન પામે છે–અપાર કૌશલ્ય પ્રદર્શિત કરે છે.”–પા. ૧૭૫–૧૭૭.

ઉપર્યુક્ત વર્ણન આપણી નજર ‘નાલન્દ’ તરફ મુખ્યત્વે ખેંચી જાય છે કારણ કે તે પ્રથમ પંક્તિનું વિદ્યાપીઠ હતું, તથા દેશ પરદેશના જીજ્ઞાસુ અને વિદ્યાભિલાષી વર્ગનું કેન્દ્ર હતું એમ ઇત્સીંગ તથા હ્યુએનત્સંગનાં વર્ણન પરથી જાણીતું છે. પરંતુ તેની પંક્તિમાં મૂકાય તેવું તથા પરદેશોની વિદ્યાપીઠની સરખામણીમાં ઉતરે તેવું અન્ય વિદ્યાપીઠ વલભીના પ્રદેશમાં હતું તે એટલું જાણીતું નથી થયું. વલભીના પ્રદેશમાં અનેક વિહારો હતા તેમ આપણે વાંચી ગયા, પણ વિદ્યાપીઠોના વર્ણને યોગ્ય કોઇ વિહાર હોય તો તે કલ્પનામાં બોધિસત્ત્વ ગુણમતિ અને સ્થિરમતિના નિવાસસ્થળવાળો મહાન વિહાર હશે તેમ આવે છે. ગુણમતિ અને સ્થિરમતિએ જ્યાં નિવાસ કરી અતિ માન્ય ગ્રન્થો રચ્યા તે વિદ્યાપીઠ–નાલંદ જેવો વિહાર–નહિ હોય ? ઉત્તર ‘ના’માં આવે તેના કરતાં ‘હા’માં આવવાનો સંભવ વધારે છે.

**વિહારજીવન.** તળાજાનો વિહાર કેવો છે અને હતો તેનો ખ્યાલ કર્યા પછી વિહારજીવનની ઝાંખી કરવાની જરૂર છે કારણ કે તેમ કરવાથી પૂર્વનાં સ્મરણ સાથે ધર્મવ્યવહાર પણ પ્રત્યક્ષ થાય, ગુફાઓનાં દર્શન સાથે માનવ જીવનની ઉચ્ચ પ્રવૃત્તિઓનો પણ સાક્ષાત્કાર થાય અને તેમ થાય તે ઇષ્ટ છે. આપણને નાલન્દવિહારનાં જ વર્ણનો સુલભ છે તે ભૂલવું ન જોઇએ.

ઇત્સીંગે ચૈત્યવંદનક્રિયાનું ચિત્ર આપ્યું છે તે નીચે મુજબઃ—

“નાલન્દવિહારમાં ભિક્ષુવર્ગની સંખ્યા ઘણી મોટી છે. ત્યાં ત્રણ હજાર ઉપરાંત ભિક્ષુઓ વસે છે. બધાને એક સ્થાને એકત્રિત કરવાનું મુશ્કેલ થાય. આ વિહારમાં આઠ મોટા પ્રધાનખંડ છે ને ત્રણસો ગર્ભગૃહો (=ભિક્ષુગૃહો) છે. (એટલે) દરેકને અનુકૂળ પડે તેમ ચૈત્યવંદન અલગઅલગ થાય છે. એક મુખ્ય ભિક્ષુ દરેક વિભાગ ફરી વળે છે. તેની આગળ વિહારનો સેવકવર્ગ રહે છે અને તેમની સાથે સુગંધી ધૂપ તથા પુષ્પ લઇને બાળકો ચાલે છે. તેઓ એક ખંડથી બીજે ખંડ જાય છે. અને દરેક સ્થળે ત્રણથી પાંચ શ્લોક ઉચ્ચ સ્વરથી ગાય છે. તેનો ધ્વનિ ચોતરફ ફેલાય છે. પ્રભાત (કે સંધ્યા ?)[૧૪] થતાં આ કાર્ય પૂર્ણ થાય છે. આ ગાનાર પુરૂષનું વિહાર તરફથી જૂદા જ પ્રકારનું સન્માન થાય છે......વળી કોઇ

શીહચ્:—ત્યાં મોટું પુસ્તકાલય છે જેમાં રાજ્યદ્વારા સેવા કરનાર વિદ્વત્સમાજ ભેગો થાય છે.

લુંગમેનઃ—‘ શ્રૂમાશીન ’ નામના મહાન ઇતિહાસકર્ત્તાની જન્મભૂમિ છે. ત્યાં ‘લ્લેહ્સીઅ’ નામનો કૉન્ફ્યુશ્યસનો શિષ્ય રહેતો હતો.

ચૅાયેલીઃ—કૉન્ફ્યુશ્યસની જન્મભૂમિમાં આવેલું છે. વિદ્વત્સમાજ ત્યાં ભેગો થાય છે.”

૧૪. “at twilight he finishes this duty.”

કોઇ ભિક્ષુ એકાંતમાં જૂદા બેસી ગંધકૂટી સન્મુખ મૌનભાવે બુદ્ધ ભગવાનની સ્તુતિ કરે છે. કેટલાક ચૈત્યમાં જાય છે અને પંક્તિબંધ બેસી, ભોંયે હાથદઈ શરીરવાળી, જમીનને મસ્તક અડાડી ત્રિવિધ વંદન કરે છે. હિન્દમાં ચૈત્યવંદન આ પ્રકારનું છે. વંદન સમયે વૃદ્ધ ને અશક્ત ભિક્ષુઓને તાની સાદડી વાપરવાની છૂટ હોય છે...... બુદ્ધ (અવતાર)નાં લક્ષણોની સ્તુતિસૂચક પદો પ્રથમ ગવાય છે અને તે એકસરખા લાંબા સૂરે લલકારવાનાં હોય છે એ રીતે સ્વરભંગ કર્યા વિના સૌ સાથે મળી દશથી વીશ શ્લોકો ગાય છે."—પા. ૧૫૪-૧૫૫.

હુએનત્સંગ નાલન્દના વાતાવરણમાં સૌ કોઈને મુગ્ધ કરે છે:-" આ વિહારમાં અનેક રાજાઓ વૃદ્ધિ કરતા રહ્યા છે. અહિંની કારીગિરી ઉત્તમ અને સુંદર છે. શકાદિત્યે બંધાવી આપેલા વિહારમાં અત્યારે બુદ્ધ ભગવાનની મૂર્તિ છે; ત્યાં તેની તરફથી હજી પણ ચાળીશ ભિક્ષુઓને અન્નદાન અપાય છે.

એ વિહારમાં ભિક્ષુઓ હજારોની સંખ્યામાં છે. તેમાંનો મોટો ભાગ પ્રખર વિદ્વાનો છે: તેમાંના સેંકડો પંકાયેલા છે અને બહુમાનથી જોવાય છે. પોતપોતાના માર્ગના નિયમો તથા આજ્ઞા પાળવામાં તેઓ બહુ દૃઢ અને નિયમિત છે. સમગ્ર હિન્દમાં તેઓ આદર્શભૂત લેખાય છે. જ્ઞાન મેળવતાં અને વિવાદ કરતાં તેમને દિવસનો સમય તો ઘણો ઓછો પડે છે. રાત્રિ અને દિવસ અરસપરસ પશ્નોત્તર કરતાં-બોધ કરતાં-નાના મોટાં એકબીજાની પૂર્ણ દશા સાધે છે. વખતે તેમાં એવા પણ હોય જે ત્રિપિટકનું રહસ્ય પામી ન શકે: તેઓ શરમાઈ જૂદા પડી જાય છે.

આ કારણોને લીધે દેશ પરદેશથી પોતાના સંશયો છેદવા વિદ્યાર્થિગણો આ વિહારમાં દાખલ થતા અને પછી ખ્યાતિ પામતા. 'આ નાલન્દના ભિક્ષુ છે' એમ જ્યાં જ્યાં નામ પડતું ત્યાં ત્યાં તેમનું ઘણું સન્માન થતું.

વિવાદશાળામાં પ્રવેશ કરવાની ઇચ્છાવાળા દેશેદેશથી આવતા: તેમનો મોટો ભાગ વિષયના ગાંભીર્યથી હારી પાછો ફરતો; અને જેઓ પ્રાચીન તથા અર્વાચીન જ્ઞાનના વિષયોમાં નિપુણ હતા તેઓ જ પ્રવેશ મેળવી શકતા. આવી રીતે પ્રવેશ પામનારા સદ્‌ભાગી દશમાંથી બે કે ત્રણ થતા.

આ વિહારનો યશ ઉજ્વળ રાખનાર અને તેનું કાર્ય અવિચ્છિન્ન રાખનાર વિદ્વાન્ ભિક્ષુઓ......' ધર્મપાલ ' અને ' ચન્દ્રપાલ ' હતા. તેઓએ બુદ્ધ ભગવાનના ઉપદેશની સુવાસ પ્રસારી હતી. ' ગુણમતિ ' અને ' સ્થિરમતિ ' પોતાના સમયમાં જ બહુ પંકાયા હતા. ' પ્રભામિત્ર 'ની દલીલ કરવાની શક્તિ સ્પષ્ટતાના ગુણમાં અતિ ઉત્કૃષ્ટ હતી. 'જિનમિત્ર'નું વાક્‌ચાતુર્ય ઉત્તમ હતું. 'જ્ઞાનચન્દ્ર 'નું ચારિત્ર આદર્શરૂપ હતું—બુદ્ધિ તીવ્ર હતી. 'શીલભદ્ર'ની સંપૂર્ણતા તો ગુપ્ત જ રહી હતી.

આ સર્વે ગુણવાન્ અને વિદ્વાન્ શ્રમણો હતા અને પોતાના સમયમાં પણ અતિ પ્રસિદ્ધ તેમ જ ઉપયોગી લેખાયેલા ગ્રન્થોના કર્તા હતા."—પા. ૧૬૫.

આ ચિત્રો વિહારજીવનનો સારો પરિચય આપે છે. તેનો અન્તભાગ ફરીવાર 'ગુણમતિ' અને ' સ્થિરમતિ 'નું સ્મરણ આપે છે. બન્નેએ તમામના વિહારમાં પણ નિવાસ કર્યો હતો એટલે તેમના જેટલો જૂનો તળાજાનો વિહાર (અને નાલન્દનો વિહાર પણ) હોવો જોઈએ એ

સમય.

નિઃસંદેહ છે; તેમના સમયનું હવે અન્વેષણ કરીએ. તેમને વિષે મી. વૅાટર્સ લખે છે કેઃ-

"ઇત્સીંગ એક પ્રખ્યાત 'ગુણમતિ' વિષે લખે છે અને પોતાના સમયની નજીકનો તેને જણાવે છે. આ ગુણમતિ આચાર્ય 'ધ્યાન'માં વિશિષ્ટ હતા-(જ્યારે) આપણો યાત્રાળુ પોતે જણાવેલ 'ગુણમતિ'ને બોધિસત્ત્વ તરીકે ઓળખાવે છે. તેનો જન્મ દક્ષિણ હિન્દમાં થયો હતો એમ કહે છે.[૧૫] તેની સાથે 'સ્થિરમતિ'નું નામ જોડે છે. બન્નેને ગ્રન્થરચનાના સૌંદર્ય માટે નાલંદવિદ્યાપીઠમાં સન્માનિત ગણાવે છે. દક્ષિણ હિન્દમાં[૧૬] વલભીમાં બન્ને રહ્યા હતા અને ગ્રન્થો લખ્યા હતા તેમ કહે છે. ભિક્ષુ પરમાર્થે ઇ. સ. ૫૬૦માં ચીનાઇ ભાષામાં એક મૂળ ગ્રન્થના સંક્ષેપ પરથી ભાષાંતર કર્યું છે. (તેનું નામ 'સૂઇ-હસીઅંગલુન' છે.) તે નામના જ મૂળ ગ્રન્થના કર્તા 'ગુણમતિ' તે આ જ 'ગુણમતિ' હશે ખરા. બુન્યુ નાનજીઓ[૧૭] પોતાના ત્રિપિટકના વર્ણનના પુસ્તકમાં તે ગ્રન્થનું મથાળું સુધારી 'લક્ષણાનુસાર શાસ્ત્ર' નામ જણાવે છે, પણ આ મૂળ ગ્રન્થનું નામ બીજું અને જૂદું જ હોવું જોઇએ. આ[૧૮] ગ્રન્થમાં વિભાષાસૂત્રનો ઉપદેશ દેનાર આચાર્ય વસુબંધુ, બવરિક (?) તથા અન્યનો ઉલ્લેખ છે અને સાંખ્યમતનો સારો પરિચય દેખાય છે."-પા. ૧૦૮.

"ધર્મપાળ ઇ. સ. ૬૦૦ માં ગુજરી ગયા અને ગુણમતિ તેના કરતાં ઘણા વહેલા થયા છે......સ્થિરમતિ-'મહાયાનમાર્ગપ્રવેશક' ગ્રન્થના કર્તા હતા; **તેનું ચીનાઇ ભાષામાં ભાષાંતર ઇ. સ. ૪૦૭ લગભગ થયું હતું.** તેમનો એક બીજો નાનો ગ્રન્થ આધ્યાત્મિક વિષયને લગતો છે; તેનું ભાષાંતર ઇ. સ. ૬૯૧ માં થયું હતું." પા. ૧૬૯. પ્રૉ. સુઝુકીએ ઈ. સ. ૧૯૦૭ માં "બુદ્ધધર્મના મહાયાન માર્ગની રૂપરેખા" નામનું પુસ્તક લખ્યું છે. તેમાં બોધિસત્ત્વ સ્થિરમતિના ગ્રન્થોમાં ઉતારા કર્યા છે. જીજ્ઞાસુઓએ તે પુસ્તક મેળવી જોઇ લેવાં. પહેલો ઉતારો "મહાયાન ધર્મધાતુ" ગ્રન્થમાંથી પા. ૨૯૯-૩૦૨ પર

---

૧૫. આ હકીકત ક્યાંથી મળી તે સમજાયું નથી.

૧૬. મી. વૅાટર્સની સરતચૂક થાય છે. "પશ્ચિમ હિન્દ" જોઇએ.

૧૭. ચીન અને જાપાનમાં અસ્તિત્વ ધરાવતા બૌદ્ધ ત્રિપિટકોનું વર્ણન બુન્યુ નાનજીઓએ આપ્યું છે. પુસ્તક બહુ ઉપયોગી છે. તેમાં પ્રસ્તુત નીચે મુજબ છેઃ—

નં. ૧૨૮૦.—લક્ષણાનુસારશાસ્ત્ર:' આચાર્ય ગુણમતિએ રચ્યું. ઇ. સ. ૫૫૭-૫૮૯ ના ખાનવંશન સમય દર્મ્યાન, ઇ. સ. ૫૫૭-૫૬૯ માં ભિક્ષુ પરમાર્થે ભાષાતર કર્યું.

નં. ૧૧૨૭.—'મૂલસર્વાસ્તિવાદનિકાયસંગ્રહ' (='સર્વાસ્તિવાદવિનયસંગ્રહ'): આચાર્ય ગુણમતિએ રચ્યું. ઇ. સ, ૬૧૮-૯૦૭ ના થાનવંશ દર્મ્યાન ઇ. સ. ૭૦૦ માં ઇત્સીંગે ભાષાંતર કર્યું.

નં. ૧૨૪૩.—'મહાયાનાવતારકશાસ્ત્ર'; બોધિસત્ત્વ સ્થિરમતિએ રચ્યું. ઇ. સ. ૩૯૭-૪૩૯ ના ઉત્તરલીઆન્ વંશ વખતે 'તાઓ થાઇ'એ ભાષાંતર કર્યું.

નં. ૧૨૫૮. } નં. ૧૩૧૮. } 'મહાયાનધર્મધાતવિશેષતા(?)શાસ્ત્ર'; બોધિસત્ત્વ સ્થિરમતિએ રચ્યું. દેવપ્રજ્ઞા અને બીજાઓએ ઇ. સ. ૬૧૮-૯૦૭ ના થાનવંશ દર્મ્યાન, ઇ. સ. ૬૯૧માં ભાષાંતર કર્યું.

૧૮. મૂળ કે ભાષાંતર ?

આપ્યો છે અને બીજો "મહાયાનમાર્ગપ્રવેશક" ગ્રન્થમાંથી ૬૧ મે પાને આપ્યો છે, અને ફુટનોટમાં સ્થિરમતિના સમય વિષે ઉલ્લેખ કર્યો છે તે નીચે મુજબઃ—

"તેમની તારીખ (ચોક્કસ) જણાઇ નથી. પણ અત્યારે ચીનાઇ ત્રિપિટકોમાં તેના બે ત્રણ ગ્રન્થો છે. તે વાંચતાં એટલું નિર્ણીત થાય છે કે તે **અશ્વઘોષ પછી થયા અને નાગાર્જુનની પહેલાં કે સમકાલીન થયા હોવા જોઇએ.**"

૬૦ મા પાને પ્રૉ. સુઝુકી નાગાર્જુનનો સમય ઇ. સ. નો ત્રીજો કે ચોથો સૈકો ગણે છે. અશ્વઘોષનો સમય સામાન્યપણે ઈ. સ. ના પહેલા સૈકાનો ગણાય છે. એ રીતે **તળાજાવિહારનો અને નાલન્દવિહારનો પણ સમય ઇ. સ. ના પહેલા સૈકાથી માંડી ત્રીજા અથવા ચોથા સૈકા સુધીનો હવે નક્કી થાય છે. તેથી પણ વધુ પ્રાચીન હશે પણ તેની સાબીતી હજી આપણને નથી મળી. આન્ધ્ર તથા મહારાષ્ટ્રમાંની 'આચાર'રચિત અન્ય વિહારોનો પણ આ જ સમય ઠરે છે એટલે જો મહારાષ્ટ્રનો વિહાર અજંટાનો જ સમજાય (લેખકના મત મુજબ આ વાત નિર્વિવાદ છે,) તો તેનો સમય પણ તેટલો જ પ્રાચીન ઠરે છે.**[૧૯]

સ્વ. બર્જેસે તળાજાની ગુફાઓ જોઇ જે અનુમાન કર્યું છે તે સપ્રમાણ ઠરે છેઃ-

"ડાગોબા (='ધનકોઠી' તરીકે ઓળખાયેલો ભાગ) અને ગુફાઓની એકંદર ગોઠવણ પરથી એટલું સ્પષ્ટ થાય છે કે આ બૌદ્ધ ગુફાઓ છે.

કેટલી પુરાતન હશે તે સાબીત કરવા યોગ્ય ચોક્કસ સાધનો આપણી પાસે નથી. પરંતુ ગોઠવણની સાદાઇ ધ્યાનમાં લેતાં, એભલમંડપના મુખદ્વાર પર જે કારીગિરી છે તે સિવાય અન્ય ગુફાઓમાં કોતરકામનો અભાવ જોતાં (કારણ કે પછીના સમયની અન્યત્ર બૌદ્ધ ગુફાઓ છે તેમાં કોતરકામનો અભાવ નથી હોતો[૨૦] તે ધ્યાનમાં રાખતાં) આ ગુફાઓનો સમય ઘણો પ્રાચીન માની શકીએ.

ઇસવી સનની પહેલાંની પણ ગુફાઓ હશે તેવો સંભવ છે વખતે અશોકના જ વખતમાં કે તેની પછી તુરત જ (કોરી કાઢેલી) હોય."–પા. ૧૪૮

---

૧૯. "ઇ. સ. પૂર્વે પહેલા સૈકાથી ઇ. સ. પછી અગીઆરમા સૈકાની વચગાળે આ ગુફા અસ્તિત્વમાં આવી હશે તેમ ફ્ર્ગ્યુસન માને છે; ડૉ. વીલ્સનના મત મુજબ ઇ. સ. પૂર્વે બીજા કે ત્રીજા સૈકાથી માંડી ઇ. સ. પછી પાંચમા છઠ્ઠા સૈકા દર્મ્યાન તેમ બન્યું હશે. કારીગરોની અમુક એક શ્રેણિએ ગુફાઓમાંની એક કે બધી રચી અથવા એક જ પુરૂષની યોજના મુજબ રચાઇ તે માલૂમ નથી પડ્યું." અજંટાના ફોટોગ્રાફો, નોંધ સાથેઃ લેખક મેજર ગીલ્સઃ ઇ. સ. ૧૮૭૬.

૨૦. કોતરકામ પાછળથી થઇ શકે છે તેમ શરૂઆતથી પણ થઈ શકે છે. એટલે કોતરકામ હોય કે ન હોય તે મુદ્દા પર જ પ્રતિપાદન કરવું સહીસલામત નથી. સ્થિરમતિના સમય પરથી જેટલું સાબીત થાય છે તેટલું માન્ય થાય છે. તેનાં વધુ સાધનો સુલભ થતાં પ્રાચીનતા વિષે વધુ ખુલાસો અને નિશ્ચય થશે તેમાં સંદેહ નથી.

કોતરકામની શક્યતાને ગુફાના પત્થરની કુદરતી રચના સાથે પણ સંબંધ છેઃ એટલે તે વાત પણ લક્ષ્ય બહાર ન રાખી શકાય. તળાજાવિહારમાં પત્થર આછા દળનો છે તે વાત પર ધ્યાન દેવાની જરૂર છે.

ગુફાઓના સમય વિષેની હકીકત પૂરી થાય છે. હવે કેટલાક મતભેદો જોઇ જવાની જરૂર રહે છે.

**ચર્ચા.** પહેલી ચર્ચાઃ—ગુણમતિ તથા સ્થિરમતિ નામે એક કરતાં વધુ આચાર્યો થયા છે તે પર ધ્યાન દેવાની જરૂર છે. આ બાબતમાં ૧૮૯૫ માં ડૉ. ટાકાકુસુએ જે નોંધ લીધી છે તેની ચર્ચા વૉટર્સે કરી છે. વૉટર્સની નોંધ વધારે માન્ય કરી શકાય. ટાકાકુસુની નોંધ ઇત્સીંગના ૧૮૧ તથા ૨૨૫ મા પાને છે; વૉટર્સની ૧૬૯ મા પાને છે. બન્ને નોંધ જોવાથી મતભેદ કેમ થાય છે અને તેનું નિરાકરણ કઇ રીતે થાય છે તે માલૂમ પડશે. ઇત્સીંગનો પાઠ ટાકાકુસુએ સુધાર્યો છે! તેમાં 'અન્ હુઇ' (= સ્થિતમતિ ) નામ થાય અને ગુણમતિ નામની સાથે 'સ્થિરમતિ' હશે જ તેમ અનુમાન કરી 'સ્થિરમતિ' નામ દાખલ કર્યું છે. હ્યુએનત્સંગના વર્ણનમાં સ્થિરમતિનું નામ 'કીન્-હુઇ' છે જે સ્થિરમતિ પ્રાચીન છે, "મહાયાનમાર્ગપ્રવેશક"ના કર્તા છે અને સુઝુકીએ જણાવ્યું તેમ અશ્વઘોષ પછીના છે.

બીજી ચર્ચાઃ—હ્યુએનત્સંગે 'મહાન વિહાર' એટલું જ લખ્યું છે પણ તેનું નામ નથી આપ્યું. આપણે આ લેખદ્વારા તેમાં તળાજાના વિહારનો ઉલ્લેખ સિદ્ધ કર્યો કારણ કે 'આચાર'ની કૃતિ ગુફાઓ છે તેમ સ્પષ્ટ થયું. આચાર નામ બધે સ્થળે એક જ છે; 'અચેલ,' 'ઍચેલ,' 'આચાર,' 'સોહસીંગ' એ સર્વ રૂપાંતર છે તેમ ભાષાંતરકારે સ્વીકાર્યું છે. અત્યાર સુધી આચાર વિષે અને તેની કૃતિ-ગુફાઓ-વિષેની સમજ ધ્યાન-બહાર રહેવાથી આ મહાન વિહાર વલભીપુરના' એક શાસનમાં નિર્દિષ્ટ થયો છે તેમ માની લેવાયું છે. વલભી પ્રદેશના વિહારોને લગતાં અને પ્રસ્તુત વિષયને લગતાં બે દાનપત્રો ડૉ. બ્યુલરે બર્જેસના અધિપતિપણા નીચે પ્રકટ થયેલાં 'ઇન્ડીઅન્ અન્ટીક્વરી'માં પ્રસિદ્ધ કર્યાં છે.

પહેલા દાનપત્રમાં[૨૧] રાજા ગૂહસેને દુડ્ડારાણીએ રચાવેલા 'દુડ્ડામહાવિહાર'માં વસતા શાક્યભિક્ષુઓની જરૂરિયાતો પૂરી પાડવા માટે 'શમીપદ્રવાટક,' 'સઙ્ગમાનક,'

---

૨૧....."तलसन्निविष्टदुड्डापादकारितदुड्डामहाविहारे नानादिगभ्यागताष्टादशनिकायाभ्यन्तरशाक्यार्यभिक्षुसंघाय ग्रासाच्छादनशय्यासनग्लानप्रत्ययभैषज्याद्युपयोगार्थं आनुमंजीप्रावेश्यपिप्पलरुंखरी[१]शमीपद्रवाटक...तथा मण्डलीद्रंगे [२]सङ्गमानकं देटकहारे [३]नद्दीयं तथा [४]चोस्सरीं एवमेतद्ग्रामचतुष्टयं...उदकसर्गेणातिसृष्टं......" ઇન્ડીઅન્ ઍન્ટીક્વરી, ૧૮૭૫, પુ. ૪. પા. ૧૭૫. [ 'तलसन्निविष्ट' એ 'वलभीस्वतलसन्निविष्ट' વાંચવું જોઇએ. જુઓ અન્યશાસન. ઈ. એ. ૧૮૭૭. પુ. ૬. પા-૧૩. ત્યાં ડૉ. બ્યુલર લખે છે કે "વલભીસ્વતલસન્નિવિષ્ટનો અર્થ ચોક્કસ સમજાણો છે તેમ મને ખાતરી થઇ નથી. શબ્દશઃ ભાવાર્થ seated on the own surface of Valabhi થાય. મેં પોતે 'વલભીપુરની અંદર,' 'તેની દિવાલોની મર્યાદામાં' એવો અર્થ કર્યો છે તે પણ સંભવિત છે. પણ 'સ્વતલ' સમાસ કોઇ ખાસ અર્થમાં વપરાતો હશે તેમ (પણ) લાગે છે." આ પરથી 'સ્વતલ'નો અર્થ શહેરમાં અગર પરામાં સ્થાન સૂચવનાર લઇએ તો વાંધો નહિ આવે.

'નદીય,' તથા 'ચોસરી' નામનાં ચાર ગામો વલભી સં. ૨૬૬ માં (વિક્રમ સં. ૬૪૨, ઈ. સ. ૫૮૫ માં) અર્પણ કર્યાની નોંધ છે. હ્યુએનત્સંગે સો ઉપરાંત વિહાર વિષે લખ્યું છે–તેમાંનો આ એક દુડ્ડારાણીવાળો હશે તેમ માની શકાય છે.

બીજા દાનપત્રમાં[૨૨] ધ્રુવસેન બીજાએ વલભી શહેરની અંદર આચાર્ય સ્થિરમતિએ રચાવેલા શ્રી'બપ્પપાદીય વિહાર' માં બુદ્ધ ભગવાનની પુજાઅર્ચા સારૂ, ભિક્ષુઓનાં સુખ સાધન અર્થે અને શીર્ણ વિશીર્ણ સમરાવવા માટે 'મહેશ્વરદાસેનક' તથા દેવભદ્રિ-પલ્લિકા નામનાં બે (કે ત્રણ?) ગામો વલભી સં. ૨૬૯ માં (વિક્રમ સં. ૬૪૫, ઇ.સ. ૫૮૮ માં અર્પણ કર્યાની નોંધ છે. આ શાસનમાંનો વિહાર તેજ હ્યુએનત્સંગે કહ્યો તે મહાન વિહાર હશે તેમ ડૉ. બ્યુલર માને છે, પરંતુ દાનપત્રમાં "वलभ्यां" શબ્દના ઉપયોગથી તેમનો નિર્ણય માન્ય નથી રહેતો કારણ કે હ્યુએનત્સંગનો મહાન્ વિહાર 'વલભીથી અતિદૂર નહિ' એવો છે. (બન્ને દાનપત્રોના એકે વિહારને આ લક્ષણ લાગુ પડતું નથી.) વલભીના રહેવાસી "वलभ्यां" લખે તેનો અર્થ "વલભી શહેરમાં" એ જ લઇ શકાય; કોઇ પરદેશીએ તે શબ્દ વાપર્યો હોત તો તેનો અર્થ 'વલભીના પ્રદેશમાં' પણ કરી શકાત.

આ બન્ને દાનપત્રોમાં આવતાં ગામો વિષેની તપાસ ભાવનગર, તળાજા તથા વળા આસપાસના સ્થાનિક વહીવટદારો કરશે તો વધુ માહિતી મળશે ખરી.

ત્રીજી ચર્ચાઃ—'તીલઢવિહાર' ને લગતી છે. 'તીલઢ' નામ 'તળાજા' અને 'તાલધ્વજ' નામોને મળતું છે પણ વસ્તુતઃ તે અન્ય વિહારનું નામ છે. વૉટર્સ લખે છે કે

"ઇત્સીંગે પોતાના સમયના પશ્ચિમ હિન્દના 'તીલઢ' વિહારમાં વસતા ભિક્ષુ જ્ઞાનચન્દ્રનો નિર્દેશ કર્યો છે. નાલન્દવિદ્યાપીઠના પ્રખ્યાત ભિક્ષુઓનાં નામ હ્યુએનત્સંગે આપ્યાં છે તેમાં જ્ઞાનચન્દ્રનું નામ પણ છે. તે બન્ને એક જ હોવાનો સંભવ છે."

"પશ્ચિમ હિન્દના તીલઢવિહાર" શબ્દો ભ્રાન્તિજનક છે અને તેમ લખવામાં વૉટર્સની સરતચૂક થાય છે, કારણ કે ઇત્સીંગ ૧૮૪ મા પાને પશ્ચિમના (એટલે ચીનની પશ્ચિમના અર્થાત્ હિન્દના, વિદ્વાન્ પુરૂષો વિષે લખતાં જ્ઞાનચન્દ્રનું નામ આપે છે; એટલા માટે "પશ્ચિમ હિન્દના" પ્રયોગ કરવામાં ભુલ થાય છે. તીલઢમઠ વસ્તુતઃ નાલન્દથી વીસ માઇલ પર આવેલા 'તીલારા' નામે સ્થળે હશે તેમ વૉટર્સ પોતે ૧૦૭ મે પાને લખે છે.

આ ચર્ચા ઉપસ્થિત થતાં તળાજાનો વિહાર કયે નામે ઓળખાયો હશે એ પ્રશ્ન થાય છે તેનું નિરાકરણ નથી થતું. અહિં ચર્ચાવિભાગ પૂરો થાય છે.

---

૨૨. "वलभ्यां आचार्यभदन्तस्थिरमतिकारितश्रीवप्पपादीयविहारे भगवतां बुद्धानां पुष्पधूपगन्धदीपतैलादिक्रियोत्सर्पणार्थं नानोदिगभ्यागतार्य्यभिक्षुसङ्घस्य च चीवरपिण्डपातग्लानभैषजाद्यर्थं विहारस्य च खण्डस्फुटितविशीर्णप्रतिसंस्कारणार्थं हस्तवप्राहरण्यां [१]महेश्वरदासेनकग्रामे धाराखेटस्थल्यां च [२]देवभद्रि-[३]पल्लिकाग्रामौ..." ઈ. એ; ૧૮૭૭, પુ–૬, પા–૧૦, ૧૨.

"હસ્તવપ્ર"=હાથબ (=ગ્રીક, "અસ્ત કંપ્રોન?") અને "મહેશ્વરદાસેનક"=મહાદેવપુર (હાથબની નૈઋત્યે આવેલું છે તે ગામ) એમ ડૉ. બ્યુલરે અનુમાન કર્યું છે. જૂઓ. ઇ. એ; ૧૮૭૬, પુ. ૫; પા–૨૦૪.

તળાજાનું સ્થળ, વિહાર; તેનો ઉપયોગ કેવો થયો હશે તે વિષેની તથા સમયની હકીકત વાંચી વાચકવર્ગને પ્રતીતિ થશે કે અશોકના શાસનો જેવું અન્ય પુરાતન અવશેષ કાઠિયાવાડના તળાજા ગામમાં છે. પ્રાચીન મહાન વિહારનું અસ્તિત્વ જાણી સૌને હર્ષ થશે. આ વિહારને લગતા પ્રશ્નો તપાસતાં સાથે સાથે નાલન્દ અને અજંટાના વિહારના સમયનો પણ નિર્ણય થાય છે, કારણ કે નાલન્દમાં પણ સ્થિરમતિ રહ્યા હતા, તથા અજંટા ને તળાજાના વિહાર એક જ પુરૂષ દ્વારા અસ્તિત્વમાં આવેલા છે. એ રીતે નાલન્દ તથા અજંટા સંબંધી પણ થોડુંક વધુ જાણવાથી હર્ષમાં વૃદ્ધિ થશે તે નિઃસંદેહ છે.

**ઉપસંહાર.**

તળાજાના વિહારની એક બીજી વિશિષ્ટતા છે. અન્ય સર્વ વિહારો પાસેથી વસ્તી દૂર ગઇ છે પરંતુ આ વિહારની સમીપ ગામ ઘણા કાળથી વસી રહ્યું છે. વિહાર અત્યારે નિર્જન છે ને તે વસ્તીવાળો નહિ થાય. ભિક્ષુસંઘો અને વિદ્યાર્થિગણો પુનઃ નહિ આવે. તે જીર્ણ થયો છે–વધુ જીર્ણ થતો જાય છે માટે તેની રક્ષા તેમ જ સદુપયોગ અર્થે પ્રજાવર્ગે અને અધિકારિવર્ગે તત્પર થવાની પૂરી જરૂર છે.

આ વિહારની મહત્તા સાહિત્યમાંથી જવાની નથી, ભૂંસાવાની નથી. તેને યોગ્ય વસ્તી ગઇ છે પણ તેની શાંતિ અને ભવ્યતા ચિરંજીવ છે-અને રહેશે.



# મહાકવિ વિજયપાલ અને તેના પિતામહ મહાકવિ શ્રીપાલ+

[ મુનિ જિનવિજય ]

'द्रौपदीस्वयंवरम्' ના રચનારનું નામ 'મહાકવિ વિજયપાલ' છે. 'અભિનવ સિદ્ધરાજ'નું ઉપનામ ધારણ કરનાર ગુજરાતના ચૌલુક્ય રાજા ભીમદેવની[1] આજ્ઞાથી વસન્તોત્સવને પ્રસંગે 'ત્રિપુરુષ' દેવની સમક્ષ આ દ્વિઅંકી નાટક ભજવી બતાવવામાં આવ્યું હતું. એના અભિનયનથી ગુર્જર રાજધાની અણહીલપુરની પ્રજા ખૂબ ખુશ થઇ ગઇ હતી. આ બાબત નાટકના આરંભમાં સૂત્રધારના કથનથી સમજી શકાય છે.

કવિ તરફ જોતાં આ કૃતિ ઘણી જ મહત્ત્વની લાગે છે, કેમકે એની મદદથી આપણને ગરવી ગુજરાતના એક કમલા-કાન્ત કવિકુળનો કાંઇક પત્તો મળે છે. અન્ય ઐતિહાસિક ઉલ્લેખો ઉપરથી જણાય છે કે કવિનું કુળ ઘણું પ્રતિષ્ઠિત તથા સરસ્વતી-ભક્ત હતું. રાજકીય દૃષ્ટિને કોરે રાખીએ તો પણ કવિના પૂર્વજોને ગુર્જર નરેશો સાથે કાંઇક ખાસ સંબંધ હતો; કવિના પિતા, પ્રપિતા વગેરે રાજકવિ હતા એમ જણાય છે. આ કુળની જાતિ પ્રાગ્વાટ (પોરવાડ) વૈશ્ય હતી અને ધર્મ શ્વેતામ્બર જૈન હતો. અણહિલપુરમાં આ કુટુંબ તરફથી સ્વતંત્ર જૈન મંદિરો તથા જૈન સાધુઓને ઉતરવા માટે ઉપાશ્રયો વગેરે બંધાવવામાં આવ્યા હતા. એ ઉપાશ્રયોમાં મહાન્ જૈન મુનિઓ ઉતરતા. કેટલાક ગ્રંથોને અંતે, એ ગ્રંથો તે ઉપાશ્રયોમાં રચાયા હતા એવા ઉલ્લેખો અમે જોયા છે. આ ઉપરથી લાગે છે કે આ કુળ શ્રીમાન્, રાજમાન્ય તથા લોકમાન્ય હતું.

વિજયપાલનું નામ આ નાટક સિવાય બીજે ક્યાંય અમારા જોવામાં આવ્યું નથી. એની બીજી કોઇ કૃતિ પણ હજી સુધી હાથમાં આવી નથી. પરંતુ આ નાટકમાં એ પોતાને 'મહા કવિ' કહે છે તે ઉપરથી એણે આ સિવાય બીજા પણ ગ્રંથો રચ્યા હશે એમ અનુમાન થાય છે. એ ગ્રંથો નષ્ટ થયા હશે અથવા તો કોઇક ઘરના ખૂણામાં સડતા હશે. અસ્તુ.

આ યશસ્વી કુળ વિષે જેટલી માહિતી અમને મળી છે તે બધી અહિં આપીએ છીએ.

વિજયપાલના પિતાનું નામ, તેણે પોતે જ આ નાટકમાં ઉલ્લેખ કર્યો છે તે પ્રમાણે, સિદ્ધપાલ હતું. એ પણ 'મહા કવિ' હતો. એની સ્વતંત્ર કૃતિ અમે કદી જોઇ કે સાંભળી નથી. शतार्थीकाव्य, सूक्तमुक्तावली, सुमतिनाथचरित्र, कुमारपाळप्रतिबोध, વગેરે કેટલાક સંસ્કૃત પ્રાકૃત ગ્રંથોના પ્રણેતા સોમપ્રભસૂરિ નામે એક મહાન્ જૈન વિદ્વાન્ થઇ ગયા છે. તેમના છેલ્લા બે ગ્રંથોની અન્તિમ પ્રશસ્તિઓમાં સિદ્ધપાળનો ઉલ્લેખ છે.

---

+ 'द्रौपदीस्वयंवरम्' ની પ્રસ્તાવના ઉપરથી—સં.

૧. ભીમદેવ બીજો 'ભોળા ભીમ' નામે પ્રસિદ્ધ છે. દીલ્લીપતિ પૃથ્વીરાજ ચૌહાણનો સમકાલીન અને પ્રતિપક્ષી. એનો સમય વિક્રમ સંવત્ ૧૨૩૫-૧૨૯૮.

એ ગ્રંથ સિદ્ધપાળે બંધાવેલ ઉપાશ્રયમાં રહીને સોમપ્રભસૂરિએ રચ્યા હતા એવો પ્રસંગ છે. ઉદાહરણાર્થ सुमतिनाथचरित्रની પ્રશસ્તિ જોઈએ.

सूनुस्तस्य कुमारपालनृपतिप्रीतेः पदं धीमता[2]–
मुत्तंसः कविचक्रमस्तकमणिः श्रीसिद्धपालोऽभवत् ।
यं व्यालोक्य परोपकारकरुणासौजन्यसत्यक्षमा–
दाक्षिण्यैः कलितं कलौ कृतयुगारम्भो जनैर्मन्यते ॥
तस्य पौषधशालायां पुरेऽणहिलपाटके ।
[3]निष्प्रत्यूहमिदं प्रोक्तं.....................॥

कुमारपालप्रतिबोधમાં પણ એવો જ શ્લોક છે:—

पुत्रस्तस्य कुमारपालनृपतिप्रीतेः पदं धीमता–
मुत्तंसः कविचक्रमस्तकमणिः श्रीसिद्धपालोऽभवत् ।
क्लृप्तं तद्वसताविदं किमपि यच्चायुक्तमुक्तं मया
तद्युष्माभिरिहोच्यतामिति बुधा वः प्राञ्जलिः प्रार्थये ॥

આ ગ્રંથમાં બીજે બે ચાર ઠેકાણે પણ સિદ્ધપાલનો ઉલ્લેખ કરેલો છે, એના કેટલાક શ્લોકો પણ આપેલા છે. એકવાર કુમારપાલ મોટો સંઘ લઈને ગિરનારની યાત્રાએ ગયો હતો. સાથે હેમચંદ્રાચાર્ય પણ હતા. ડુંગરનો ઢાળ ઘણો સખત હતો. વૃદ્ધાવસ્થાને લઈને રાજા ડુંગર ઉપર ચડી ત્યાં આવેલાં મંદિરોનાં દર્શન ન કરી શક્યો અને તેથી ઘણો ખિન્ન થયો. યાત્રા પૂરી થતાં રાજધાની પાટણમાં પાછો આવ્યો તે વેળાએ તેણે પોતાના દરબારમાં "ગિરનાર ઉપર ચડવાનો સરળ માર્ગ કોણ બાંધી શકશે?" એવો પ્રશ્ન કર્યો.[4] સિદ્ધપાલે આ વખતે તેની પ્રશંસા કરતાં કરતાં સેનાપતિ આમ્રનું નામ સૂચવ્યું:—

प्रष्ठा वाचि प्रतिष्ठा जिनगुरुचरणाम्भोजभक्तिर्गरिष्ठा
श्रेष्ठाऽनुष्ठाननिष्ठा विषयसुखरसास्वादसक्तिस्त्वनिष्ठा ।
बंहिष्ठा त्यागलीला स्वमतपरमतालोचने यस्य काष्ठा
धीमानाम्रः स पद्यां रचयितुमचिरादुज्जयन्ते नदीष्णः ॥

એવું જ એક બીજે સ્થળે વર્ણન છે. હેમચંદ્રાચાર્ય પાસેથી સત્પાત્રને અન્નવસ્ત્રાદિ દાનનું માહાત્મ્ય સાંભળીને કુમારપાળે એક મોટી દાનશાળા ઉઘાડી હતી અને એના અધિષ્ઠાપક તરીકે શ્રીમાલ–કુલભૂષણ નેમિનાગના પુત્ર અભયકુમાર શેઠને નીમ્યા હતા. આ

---

૨. આની પહેલાંના શ્લોકમાં સિદ્ધપાલના પિતાનો ઉલ્લેખ છે જે આગળ ઉપર ટાંકવામાં આવશે.

૩. અમારી પ્રતમાં ચોથું ચરણ ત્રુટિત છે.

૪. जंपइ सहा–निसन्नो सुगमं पज्जं गिरिम्मि उज्जिंते ।
को कारविउं सक्को ?, तो भणिओ सिद्धवालेण ॥

શેઠ ઘણા ધર્મિષ્ઠ, પરોપકારી, દયાળુ, ચતુર તથા સરળહૃદય હતા. આવા યોગ્ય માણુસની યોગ્ય પદે નીમણૂંક કરવાથી સિદ્ધપાલ રાજા ઉપર ઘણો ખુશ થયો અને તેને ઘણો ધન્યવાદ આપ્યો. સાથે સાથે શેઠની પ્રશંસા પણ કરીઃ[૫]—

देव–गुरु–पूयण–परो परोवयारुज्जओ दया–पवरो ।
दक्खो दक्खिन्न–निही सच्चो सरलासओ एसो ॥

क्षिप्त्वा तोयनिधिस्तले मणिगणं रत्नोत्करं रोहणो
रेणावृत्य सुवर्णमात्मनि दृढं बद्ध्वा सुवर्णाचलः ।
क्ष्मामध्ये च धनं निधाय धनदो विभ्यत्परेभ्यः स्थितः
किं स्यात्तैः कृपणैः समोऽयमखिलार्थिभ्यः स्वमर्थं ददत् ॥

આ શ્લોકોના અવલોકનથી સિદ્ધપાલની કવિત્વની શક્તિનો પણ ખ્યાલ આવી શકશે. કુમારપાલ સિદ્ધપાલ પાસે નિવૃત્તિશાંતિજનક આખ્યાને પણ કોઇ કોઇ વાર સાંભળતો. આ ગ્રંથમાં એવું એક આખ્યાન આપેલું છે. એના આરંભમાં

कइयावि निव–नियुत्तो कहइ कहं सिद्धपाल–कई ।

( कदापि नृपनियुक्तः कथयति कथां सिद्धपालकविः ।) એવો ઉલ્લેખ છે.

આ ઉલ્લેખો પરથી એટલું જણાય છે કે સિદ્ધપાલ સારો કવિ, ઉચ્ચ દરજ્જાનો ગૃહસ્થ તથા કુમારપાલ રાજાનો પ્રીતિપાત્ર હતો. સોમપ્રભાચાર્યે कुमारपालप्रतिबोध વિ. સં. ૧૨૪૧ માં પૂરો કર્યો ત્યાં સુધી તે હયાત હતો. આથી વધારે એના સંબન્ધમાં કાંઇ જણાયું નથી. એ ગ્રંથમાં ટાંકેલા છૂટા છવાયા કેટલાક શ્લોકો સિવાય એની બીજી કૃતિ મળતી નથી.

સિદ્ધપાલના પિતાનું નામ શ્રીપાલ હતું. એ ખરેખર મહાકવિ હતો. "કવિરાજ" અથવા "કવિચક્રવર્તી" એવી એની પદવી હતી. प्रभावकचरित्र, प्रबन्धचिन्तामणि, चतुर्विंशतिप्रबन्ध, मुद्रितकुमुदचन्द्रप्रकरण, कुमारपालप्रबन्ध વગેરે અનેક ગ્રંથોમાં એનું વર્ણન તેમ જ નામોલ્લેખ છે. ગુજરાતના મહામાત્ય વસ્તુપાલ, રાજપુરોહિત સોમેશ્વર, ઠકુર અરિસિંહ વગેરે જે ઉત્તમ ગૃહસ્થ-કવિઓ થઇ ગયા છે, તે સૌમાં એનું સ્થાન ઉચ્ચ હતું. ગુર્જરેશ્વર સિદ્ધરાજ જયસિંહનો એ બાલમિત્ર હતોઃ સિદ્ધરાજ એને હંમેશાં "ભાઇ" કહી બોલાવતો. સોમપ્રભાચાર્યે એના યશનું વર્ણન सुमतिनाथचरित्र તથા कुमारपालप्रतिबोध ની અંતિમ પ્રશસ્તિઓમાં કરેલું છેઃ—

प्राग्वाटान्वयसागरेन्दुरसमप्रज्ञः कृतज्ञः क्षमी
वाग्मी सूक्तिसुधानिधानमजनि श्रीपालनामा पुमान्

---

५. तत्थ सिरिमाल–कुल–नह–निसि–नाहो नेमिणाग–अंगरुहो ।
अभयकुमारो सेट्ठी कओ अहिट्ठायगो रन्ना ॥
इत्थंतरम्मि कवि–चक्कवट्टि–सिरिवाल–रोहण–भवेण ।
सुह–यण–चूडामणिणा पयंपियं सिद्धपालेण ॥

यं लोकोत्तरकाव्यरंजितमतिः साहित्यविद्यारतिः
श्रीसिद्धाधिपतिः "कवीन्द्र" इति च "भ्राते" ति च व्याहरत् ॥

અણહિલપુરના તે વખતના મહાન્ તથા પ્રતાપી જૈન શ્વેતામ્બર સંઘનો એ એક અગ્રણી હતો. स्याद्वादरत्नाकर જેવા વિશાળ તથા પ્રભાવશાળી તર્કગ્રંથોના રચયિતા દેવસૂરિ તથા વિશ્વવિશ્રત આચાર્ય હેમચન્દ્રનો એ અનન્ય અનુરાગી હતો. વિ. સં. ૧૧૮૧ ની વૈશાખી પૂર્ણિમાને દિવસે સિદ્ધરાજની અધ્યક્ષતા નીચે જૈન ધર્મની શ્વેતામ્બર તથા દિગમ્બર નામની બે મુખ્ય શાખાઓ વચ્ચે એક ચિરસ્મરણીય તથા વિશેષ પરિણામજનક પ્રચંડ વિવાદ થયો હતો: એ વિવાદમાં કર્ણાટકીય દિગમ્બરાચાર્ય કુમુદચંદ્ર વાદી તથા ગુર્જરીય શ્વેતામ્બરસૂરિ દેવાચાર્ય પ્રતિવાદી હતા. શ્રીપાલે આ વિવાદમાં આગળ પડતો ભાગ લીધો હતો. દેવસૂરિના પક્ષનો એ પ્રતાપી સમર્થક હતો. કવિયશશ્ચન્દ્રે એ વિવાદ ઉપર "मुद्रित-कुमुदचन्द्र[૬] નામનું એક નાટક રચ્યું છે તેમાં એનો વિસ્તૃત વૃત્તાન્ત છે. પ્રભાચન્દ્ર રચિત प्रभावकचरित[૭]ના દેવસૂરિનામક પ્રબન્ધમાં પણ એ વાત છે.

સરસ્વતી તથા લક્ષ્મી જેવી બન્ને પરસ્પર (અસહિષ્ણુ) દેવીઓની આ કવિ પર સંપૂર્ણ કૃપા હોવા છતાં પ્રકૃતિ દેવીની એના ઉપર અકૃપા હતી. કવિ પ્રજ્ઞાચક્ષુ હતા.

ઉપર કહેલા વિવાદની હીલચાલ જ્યારે અણહિલપુરમાં ચાલતી હતી તેવામાં શ્રીપાલ પોતાના આચાર્ય દેવસૂરિને મળવા માટે તથા સિદ્ધરાજનો કાંઇક સંદેશો પહોંચાડવા માટે તેમને ત્યાં ગયા. કવિરાજને જોઇ દેવસૂરિ બોલ્યા:—

अये कथं सिद्धभूपालबालमित्रं, सूत्रं सुकवितायाः ।
कविराजविरुदकमलनालं, श्रीपालमालोकयामः ? ॥

કવિરાજ સૂરિજીને પ્રણામ કરી બેઠા અને વિષાદપૂર્વક જવાબ દીધો:—

पातुं नेत्राञ्जलिभिस्त्वद्रूपरसायनं विधिहतस्य ।
श्रीदेवसूरिसुगुरो नाभङ्गुरमस्ति मे भाग्यम् ॥

દેવસૂરિએ કહ્યું:—

कवीश्वर ! अप्रतिकार्योऽयं पुराकृतासुकृतपरिपाकः, परं कृतैव भगवत्या भारत्या त्वयि त्रिलोकाकलनकौशलजुषः सारस्वतचक्षुषो वितरणेन करुणा ॥

તે સમયે ગુર્જર દેશ ઉન્નતિના ઉચ્ચતમ શિખરે હતો, માલવેશ શું કે કોંકણેશ શું પડોશના બધા રાજાઓ ગુર્જરેશ્વરથી ડરતા. ગુજરાતની પ્રતિષ્ઠા અને પ્રભુતાની વાત દૂર દૂર પહોંચી ગઇ હતી. ભારતના સઘળા પંડિતો પોતાનાં પાંડિત્યનું પ્રદર્શન કરવા માટે ગુર્જર રાજ્યધાનીમાં જ આવતા. ગુર્જરપતિની વિદ્વત્પરિષદ્ સમસ્ત ભારતવર્ષમાં

૬. આ નાટકનો સમય ચોક્કસ નથી. એ વિવાદ પછી રચાયું હશે એમ સહજ અનુમાન થઇ શકે છે.

૭. વિ. સં ૧૩૩૪ માં પૂરૂં થયું.

આદર્શભૂત ગણાતી. આવી પરિષદનો[૮] શ્રીપાલ એક મુખ્ય સભ્ય હતો. કયા વિદ્વાનને કેવું સ્વાગત આપવું એ વિષયમાં સિદ્ધરાજ હંમેશા શ્રીપાલની જ સલાહ લેતો. આવા એક પ્રસંગનું વર્ણન "પ્રભાવકચરિત"ના હેમચન્દ્ર પ્રબન્ધ (૧૮૨–૨૦૯ શ્લોક)માં વિસ્તારપૂર્વક કરેલું છે, જેમાંથી થોડો ભાગ અમે નીચે આપીએ છીએ.

એક વખત ભાગવત સંપ્રદાયનો દેવબોધિ નામે કોઈ એક મહાન્ વિદ્વાન-કવિ અણહિલપુર આવ્યો. તે અત્યંત અભિમાની હતો. એ રાજાને આશીર્વાદ આપવા સારૂ ન તો રાજસભામાં ગયો કે ન એણે પોતાના આગમનના ખબર રાજાને મોકલાવ્યા. રાજાને આ વાતની જાણ થતાં તેણે શ્રીપાલને કહ્યું કે આ દેવબોધિ કોઇ નિઃસ્પૃહી મહાત્મા જણાય છે. એ રાજસભામાં આવવાની દરકાર નથી રાખતો. પરંતુ આપણા દેશમાં કોઇ પણ વિદ્વાન આવે તેનો સત્કાર કરવાની આપણી ફરજ છે, માટે કહો કે હવે શું કરવું? પ્રજ્ઞાચક્ષુ કવીશ્વરે જવાબ દીધો કે 'મહારાજ, મને તો એ નિઃસ્પૃહી નહિ પણ આડંબરી જણાય છે. નિઃસ્પૃહી હોય તો આટલો બધો પ્રપંચ શામાટે કરે? તેમ છતાં આપ ભારતીભક્ત હોવાથી તેને મળવા ઇચ્છતા હો તો, મંત્રીદ્વારા તેને સભામાં આવવાનું આમંત્રણ મોકલાવો. રાજાએ તે પ્રમાણે મંત્રીને મોકલ્યો. મંત્રીએ વિદ્વાન પાસે જઇ રાજાનો સંદેશો કહ્યો. પરંતુ તે વિદ્વાને જવાબ દીધો કે

आह्वानायागता यूयं मम भूपतिदेशतः ।
भूपालैः किं हि नः कार्यं स्पृहाविरहितात्मनाम् ॥

---

૮. કવિ યશશ્ચન્દ્રે મુદ્રિતકુમુદચન્દ્રમાં એ પરિષદનું થોડુંક વર્ણન દેવસૂરિ તથા શ્રીપાલને મુખે કર્યું છે:—

देवसूरिः—कथायं स्वसभया पराजितायां सुधर्मायां सुधास्पर्धानुबन्धो धराधीश्वरस्य, किं नालोक्यतेऽनेकचतुराननाः, किं न परिस्फुरन्ति गणनातिक्रान्ता गिरीशाः, किं न लक्षीक्रियन्ते लक्षशः पुण्डरीकाक्षाः, किं न जृम्भन्ते भूरिशो विष्णवः, किं नोल्लसन्ते बहवो राजहंसाः, किं न विलसन्ति सहस्रशो भूतनयबुधाः, किं न प्रगल्भायन्ते मध्ये सुधर्माधिकृतमन्त्रिणः ।

कविः—भगवन् ! ईदृगेव गुर्जरेश्वरस्य सभा । तथा हि

तावद् व्याकरणप्रवीणभणितिः प्रागल्भ्यमुज्जृम्भते
तावत्काव्यविचारभारधरणे धीरायते धुर्यता ।
तावत्तर्ककथाऽनुबन्धविषये बद्धाभिलाषं मनो
यावन्नो जयसिंहदेवसदसि प्रेक्षायतामागमः ॥

देव—सा किं कलाप्यस्ति या न प्रेमाकुला चौलुक्यचन्द्रमसि ।

कविः—भगवन् । एवमेवैतत् । तथा हि—

ऊढा प्रौढिम मन्त्रोद्धरणपरिणतिः कापिनो न प्रकर्षः
तन्त्रोत्तानै रसेन्द्राऽभ्युदयविधिबुधैर्धारितं नोद्धुरत्वम् ।
स्मार्तैः स्फूर्तिर्वितेने न, न पटिमगुणः स्फोटितो वेदविद्भिः
येषां प्राणस्यवाचां व्यरचि न सचिवैर्येन सिंहासनस्थैः ॥

देव—कविकुञ्जर । पितुणामगण्यपुण्यप्रेङ्खितमिदं यदेवंविधः
क्षितिपतिः सभापतिः ।

तथा काशीश्वरं कान्यकुब्जाधीशं समीक्ष्य च ।
गणयामः कथं स्वल्पदेशं श्रीगुर्जरेश्वरम् ॥
परमस्माद्दिदृक्षैव भवतां स्वामिनस्तदा ।
उपविष्टः क्षितौ सिंहासनस्थं मां स पश्यतु ॥

મંત્રીએ જઇ આ વૃત્તાન્ત રાજાને સંભળાવ્યો. રાજા ઘણો વિદ્યાભિલાષી તથા વિનયી હતો. એ ઉદ્ધત વાક્યોથી એના હૃદયમાં અનાસ્થાને બદલે અધિક ઉત્કંઠા ઉપજી. તે શ્રીપાલને સાથે લઇને દેવબોધિ પાસે ગયો. વિદ્વાનોથી વીંટાયલા તથા સિંહસમાન દુર્ધર્ષ સિંહાસન ઉપર બેઠેલા કવીશ્વરને નમસ્કાર કરી રાજા થોડીવાર તેની સામે ઉભો રહ્યો. દેવબોધિએ હાથના ઇશારા વતી પાસેના એક સુખાસન પર બેસવાનું રાજાને કહ્યું. રાજા એના જવાબમાં શ્રીપાલે રચેલો

इह हि वसति मेरुः शेखरो भूधराणा-
मिह विनिहितभाराः सागराः सप्त चान्ये ।
इह महिपतिदम्भस्तम्भसंरम्भधीरं
धरणितलमिहैव स्थानमस्मद्विधानाम् ॥

એ શ્લોક બોલતો બોલતો પ્રતીહાર પાસે સાધારણ આસન મંગાવીને એક ખુણામાં તે બેસી ગયો. શ્રીપાલ પણ રાજા પાસે જ બેઠો હતો. તેને જોઇને દેવબોધિએ રાજાને પૂછ્યું કે સભામાં બેસવાને અયોગ્ય ( અન્ધ હોવાથી ) એવો આ કોણ છે ? રાજાએ ઉત્તર દીધો કે-

एकाहविहितस्फीतप्रबन्धोऽयं कृतीश्वरः ।
कविराज इति ख्यातः श्रीपालो नाम भूमिभूः ॥
श्रीदुर्लभसरोराजे तथा रुद्रमहालये ।
अनिर्वाच्यरसैः काव्यैः प्रशस्तीरकरोदसौ ॥
महाप्रबन्धं चक्रे च वैरोचनपराजयम् ।
विहस्य सद्भिरन्योऽपि नैवास्य तु किमुच्यते ॥

રાજાનાં આ વચનોથી દેવબોધિ કાંઇક શરમાયો, પણ પાછો તરત જ ગર્વ તથા વ્યંગથી હસીને બોલ્યોઃ—

शुक्रः कवित्वमापन्न एकाक्षिविकलोऽपि सन् ।
चक्षुर्द्वयविहीनस्य युक्ता ते कविराजता ॥

રાજા આ દેવબોધિના સૌજન્યપૂર્ણ (?) સ્વભાવથી વાકેફ થયો અને થોડીક વાર વિદ્વદ્‌ગોષ્ઠી તથા કાવ્યાનંદનો રસ લઇને પાછો વળ્યો.

શ્રીપાલના કવિત્વ તથા મહત્ત્વની કલ્પના આ પ્રસંગો પરથી આવી શકશે. એક જ દિવસમાં મહાપ્રબંધ રચનારની કવિત્વશક્તિ વિષે તો પૂછવું જ શું ? આ મહાકવિએ કેટલા ગ્રંથો રચ્યા છે એની બરાબર માહિતી મળતી નથી એટલું જ નહિ પરંતુ જે જે ગ્રંથોનો નામનિર્દેશ મળી આવે છે તેમાંથી પણ કેટલા હાલ ઉપલબ્ધ છે એની પણ ખબર નથી.

અમે એની માત્ર બે જ નાનકડી કૃતિઓ જોઇ છે. તેમાં એક તો જૈનધર્મના ૨૪ તીર્થંકરોની ૨૯ શ્લોકોમાં કરેલી યમકમય સ્તુતિ છે. એ સ્તુતિની સમાપ્તિમાં આવું આશીર્વચન છેઃ—

इति सुमनसः श्रीपालकविरचितनुतयः समस्तजिनपतयः अविनाशिज्ञान-दृशो दिशन्तु वः ।

विનશ્વર ચક્ષુના વિપાકનો અનુભવ લેનાર આ સિવાય બીજું શું માગે?

એ સ્તુતિનો આરંભ આવી રીતે થાય છેઃ—

भक्त्या सर्वजिनश्रेणिरसंसारमहामया ।
स्तोतुमारभ्यते वद्धरसं सारमहामया ॥

બીજી કૃતિ वडनगरप्राकारप्रशस्ति છે, જે 'પ્રાચીન લેખમાલા'માં છપાયલી છે. એમાં પણ ૨૯ શ્લોકો છે. ગુજરાતના વડનગર નામના મહાસ્થાન—પ્રાચીન નામ આનન્દપુર—ની ચારે તરફ વિ. સં. ૧૨૦૮ માં સિદ્ધરાજના ઉત્તરાધિકારી કુમારપાલે એક મજબુત પ્રાકાર—કિલ્લો બંધાવ્યો હતો. એ પ્રાકારના વર્ણન તથા સ્મરણ માટે એ રચાયલી છે. કવિના કવિત્વની પ્રસાદી આજ તો માત્ર આટલામાંથી જ આપણને મળી શકે છે. નમુના દાખલ થોડાક શ્લોકો લઇએઃ—

अस्मिन्नागरवंशजद्विजजनत्राणं करोत्यध्वरे
रक्षां शान्तिकपौष्टिकैर्वितनुते भूपस्य राष्ट्रस्य च ।
मा भूत्तस्य तथापि तीव्रतपसो बाधेति भक्त्या नृपो
वप्रं विप्रपुराभिरक्षणकृते निर्मापयामास सः ॥

\+ \+ \+ \+

कामं कामसमृद्धिपूरकरमारामाभिरामाः सदा
स्वच्छन्दस्वनतत्परैर्द्विजकुलैरत्यन्तवाचालिताः ।
उत्सर्पद्गुणशालिवप्रवलयप्रीतेः प्रसन्ना जनै-
रत्रान्तश्च बहिश्च संप्रति भुवः शोभाद्भुतं बिभ्रति ॥

\+ \+ \+ \+

यावत्पृथ्वी पृथुविरचिताशेषभूभृन्निवेशा
यावत्कीर्तिः सगरनृपतेर्विद्यते सागरोऽयम् ।
तावन्नन्द्याद्द्विजवरमहास्थानरक्षानिदानं
श्रीचौलुक्यक्षितिपतियशःकीर्तनं वप्र एषः ॥

एकाह निष्पन्नमहाप्रबन्धः श्रीसिद्धराजप्रतिपन्नबन्धुः ।
श्रीपालनामा कविचक्रवर्ती प्रशस्तिमेतामकरोत्प्रशस्ताम् ॥

એમાંથી કેટલાક શ્લોકો તો પ્રાસાદિક કાવ્યોના નમુના રૂપે કેટલાક ગ્રંથકારોએ ટાંક્યા છે. જલ્હણ કવિની સૂક્તિમુક્તાવલીમાં નીચે મુજબ બે શ્લોકો એ કવિરાજને નામે ચડેલા છેઃ—

नेयं चूतलता विराजति धनुर्लेखा स्थितेयं पुरो
नासौ गुञ्जति भृङ्गपद्धतिरियं मौर्वी टणत्कारिणी ।
नैते नूतनपल्लवाः स्मरभटस्यामी स्फुटं मार्गणाः
शोणास्तत्क्षणभिन्नपान्थहृदयप्रस्यन्दिभिः शोणितैः ॥

पच्यन्ते स्थलचारिणः क्षितिरजस्यङ्गारभूयङ्गतैः
क्वथ्यन्ते जलजन्तवः प्रतिनदं तापोल्बणैर्वारिभिः ।
भृज्यन्ते खचराः खरातपशिखापुञ्जे तदेभिर्दिनै-
र्मांस्पाकः क्रियते दिनेशनियमा..........ध्रुवम् ॥

સહસ્રલિંગ અથવા દુર્લભસરોવરનું પ્રશસ્તિકાવ્ય કવિરાજે કરેલું તેમાંથી બે શ્લોકો મેરૂતુંગાચાર્યે પોતાના પ્રબન્ધચિન્તામણિમાં ઉદ્ધૃત કર્યા છેઃ--

न मानसे माद्यति मानसं मे
पम्पा न सम्पादयति प्रमोदम् ।
अच्छोदकाच्छोदकमत्र सारं
विराजते कीर्तितसिद्धभर्तुः ॥

× × × ×

कोशेनापि युतं दलैरुपचितं नोच्छेत्तुमेतत्क्षमं
स्वस्यापि स्फुटकण्टकव्यतिकरं पुंस्त्वं च धत्ते न हि ।
एकोऽप्येष करोति कोशरहितो निष्कण्टकं भूतलम्
मत्वैवं कमला विहाय कमलं यस्यासिमाशिश्रियत् ॥

આ છેલ્લા શ્લોકના સંબંધમાં પ્રબન્ધચિન્તામણિકારે આ પ્રમાણે એક વિચિત્ર વૃત્તાન્ત આપ્યો છેઃ–જ્યારે આ પ્રશસ્તિ લખાઇને તૈયાર થઇ ત્યારે એની પરીક્ષા કરવા સિદ્ધરાજે સઘળા મતોના પ્રખ્યાત વિદ્વાનોને તેડાવ્યા. સુપ્રસિદ્ધ હેમચન્દ્રાચાર્યના શિષ્ય મહાકવિ રામચન્દ્ર પણ ત્યાં હાજર હતા. એ કવિ ઘણા સૂક્ષ્મદૃષ્ટિ તથા નિપુણમતિ હતા. તેથી હેમચન્દ્રાચાર્યે આગળથી એમને કહી રાખેલું હતું કે સઘળા વિદ્વાનો શ્રીપાલની પ્રશસ્તિની એકીસ્વરે પ્રશંસા કરશે. તારે કાંઇ ન બોલવું. ચાસ્તુ.

એકત્ર થયેલા વિદ્વાનો શ્રીપાલની કૃતિની પ્રશંસા કરવા લાગ્યા–જુદા જુદા શ્લોકોમાં જુદા જુદા અલંકારો બતાવવા મંડયા. ખાસ કરીને ઉપર ટાંકેલા છેલ્લા શ્લોકની ઘણી પ્રશંસા થઈ. પરંતુ રામચન્દ્ર તટસ્થ ભાવથી આ સઘળો તાલ જોતા બેઠા હતા. સિદ્ધરાજે એમને બોલવાનો ઘણો આગ્રહ કર્યો એટલે તેમણે કહ્યું કે એ શ્લોકમાં બે દોષ છેઃ "દલ" શબ્દનો બીજો અર્થ જે 'સૈન્ય' કર્યો છે તે કોષવિરૂદ્ધ છે તથા "કમલ" શબ્દને નિત્ય નપુંસક કહ્યો છે તે વ્યાકરણવિરૂદ્ધ છે. પછી સિદ્ધરાજના આગ્રહથી "દલ" શબ્દનો જેમ તેમ કરીને સૈન્ય એવો અર્થ બેસાડી આપ્યો અને કમલ શબ્દનું નિત્યનપુંસકત્વ દૂર કરવા માટે પાઠ પરિવર્તન કરી બતાવ્યું. રામચંદ્રની આવી સૂક્ષ્મદૃષ્ટિ જોઇને કવિઓ દિઙ્ થઇ ગયા.

પણ સિદ્ધરાજની નજર લાગવાથી ઘેર પહોંચતા વેંત જ તેમની એક આંખ જતી રહી!

દેવસૂરિના ગુરુભાઈ આચાર્ય વિજયસિંહના શિષ્ય હેમચન્દ્રે **नाभेय-नेमि-द्विसन्धान** નામનો એક પ્રબન્ધ રચ્યો હતો જેનું સંશોધન શ્રીપાલે કર્યું હતું–એનો તે કાવ્યના છેવટના ભાગમાં ઉલ્લેખ છે.

एकाहनिष्पन्नमहाप्रबन्धः श्रीसिद्धराजप्रतिपन्नबन्धुः ।
श्रीपालनामा कविचक्रवर्ती सुधीरिमं शोधितवान् प्रबन्धम्" ॥

આબુ ઉપર દેલવાડા નામક સ્થાન પર વિમળશાહનું બંધાવેલું જે જગપ્રસિદ્ધ જૈન-મંદિર છે તેના રંગમંડપમાં એક સ્તંભની બાજુમાં સંગમરમરની એક પુરુષ-પ્રતિમા છે જે આ શ્રીપાલકવિની લાગે છે. આ મૂર્તિની નીચે ૮–૧૦ લીટીઓનો એક નાનકડો લેખ કોરેલો છે. અમારી પાસે આ લેખની જે પ્રતિકૃતિ છે તે સ્પષ્ટ ન હોવાથી એનો ઉત્તર-ભાગ સાફ વાંચી શકાતો નથી. આરંભનો એક શ્લોક મુશ્કેલીથી વાંચી શકાયો છે તે આ પ્રમાણે છેઃ—

प्राग्वाटान्वयवंशमौक्तिकमणेः श्रीलक्ष्मणस्यात्मजः
श्रीश्रीपालकवीन्द्रबन्धुरमलश्चाशालतामण्डपः ।
श्रीनाभेयजिनांघ्रिपद्ममधुपस्त्यागाद्भुतैः शोभितः
श्रीमान्शोभित एष सद्यविभवः स्वर्लोकमासेदिवान् ॥

(જુઓ મારો 'પ્રાચીન જૈનલેખસંગ્રહ' નં. ૨૭૧)

આ ઉપરથી જણાય છે કે શ્રીપાલના પિતાનું નામ લક્ષ્મણ હતું. લેખ સંપૂર્ણ ઉકેલી શકાય તો આ કવિ વિષે બીજી ઘણી માહિતી મળે. અસ્પષ્ટ ભાગના કેટલાક શબ્દો પરથી એમ લાગે છે કે એમાં શ્રીપાલના પુત્રોનો પણ ઉલ્લેખ છે. જે મૂર્તિની નીચે આ લેખ છે તે મૂર્તિ ભગવાન આદિનાથની મૂર્તિની સંમુખ હાથ જોડીને જાણે પ્રાર્થના કરતી હોય એવી સ્થિતિમાં છે. સંભવિત છે કે કદાચ શ્રીપાલ આ અદ્ભુત મંદિરના નિર્માતા ગુર્જરેશ્વર ભીમદેવના પ્રબલ દંડનાયક વિમળશાહના જ વંશનો હોય.[10]

શ્રીપાલના પિતાથી માંડીને આ નાટકના કર્તા વિજયપાલની હયાતીના સમયનું અનુમાન આ પ્રમાણે થઈ શકે છેઃ—

| | |
|---|---|
| ૧ લક્ષ્મણ | વિ. સં. ૧૧૦૦–૧૧૫૦ |
| ૨ શ્રીપાલ | ,, ૧૧૫૧–૧૨૧૦ |
| ૩ સિદ્ધપાલ | ,, ૧૨૧૧–૧૨૫૦ |
| ૪ વિજયપાલ | ,, ૧૨૫૧–૧૩૦૦ |

૯ જુઓ, જૈનહિતૈષી ભા. ૧૨, સંખ્યા ૯–૧૦ માં 'સૂક્તિમુક્તાવલી' તથા 'સોમપ્રભાચાર્ય' શીર્ષક મારો લેખ.

૧૦ વિમળશાહે આ મન્દિર વિ. સં. ૧૦૮૮ માં પ્રતિષ્ઠિત કર્યું.

પૂર્તિ

# કૌટિલ્યનું અર્થશાસ્ત્ર

અનુવાદક:

અધ્યાપક રામનારાયણ વિશ્વનાથ પાઠક

# કૌટિલ્યનું અર્થશાસ્ત્ર

## વિનય[1] સંબંધી પ્રથમ અધિકરણ[2]

### પ્રકરણ ૧ લું: વિદ્યાસમુદ્દેશ[3]

આન્વીક્ષકી[4], ત્રયી, [5]વાર્તા અને દંડનીતિ એ વિદ્યાઓ છે.

---

૧. વિનય એટલે કેળવણી એજ એ શબ્દનો મૂળ અર્થ છે. વિવેક અર્થ તે ઉપરથી આવેલો છે.

૨. સૌથી છેલ્લા પ્રકરણમાં અધિકરણ શબ્દનો અર્થ ચાણક્ય પોતે આપે છે: **यमर्थमधिकृत्योच्यते तदधिकरणम्** "અર્થ એટલે વિષયને ઉદ્દેશીને જે કહેવાય છે—લખાય છે તેને અધિકરણ કહે છે." આ આખો ગ્રંથ પંદર અધિકરણોમાં વહેંચાયલો છે અને તેનું પહેલું અધિકરણ વિનય—કેળવણી સંબંધી છે. અધિકરણના પેટામાં પ્રકરણો અને પ્રકરણોમાં અધ્યાયો છે. પહેલા અધ્યાયમાં આખા ગ્રંથનાં અધિકરણો અને પ્રકરણોનાં નામો ગણાવેલાં છે તેનું ભાષાન્તર સૌથી છેલ્લું આપીશું.

૩. આ શબ્દનો અર્થ અંગ્રેજી ભાષાન્તરકાર રા. શામશાસ્ત્રી "પ્રયોજન" એવો કરે છે, પણ એ અર્થ આપ્ટે કે મૉનીઅર વિલિઅમ્સ આપતા નથી. "સંપૂર્ણ વિવરણ" અથવા "ગણત્રી કરી જવી" એવો અર્થ આપે છે. પહેલા અધ્યાયમાં બધાં અધિકરણો અને પ્રકરણો ગણાવેલાં છે, ત્યાં ગ્રંથકાર પોતે **तस्यायं प्रकरणाधिकरणसमुद्देशः**-એમ કરી ગણાવે છે. ન્યાયદર્શનના પહેલા સૂત્ર ઉપરના ભાષ્યમાં—

**प्रदीपः सर्वविद्यानामुपायः सर्वकर्मणाम् ।**
**आश्रयः सर्वधर्माणां विद्योद्देशे प्रकीर्तिता ॥**

આ પ્રમાણે આ અધ્યાયના છેલ્લા શ્લોકનો ઉલ્લેખ કરેલો છે, ત્યાં વિદ્યાસમુદ્દેશને બદલે વિદ્યોદ્દેશ શબ્દ વાપરેલ છે, એટલે સમુદ્દેશ અને ઉદ્દેશ એક અર્થના શબ્દો જણાય છે. અર્થશાસ્ત્રના છેલ્લા એટલે તંત્રયુક્તિના પ્રકરણમાં **समासवाक्यमुद्देशः** એવો અર્થ કરેલો છે. વાત્સ્યાયન કામસૂત્રના ત્રીજા અધ્યાયની જયમંગલા ટીકાની ઉત્થાનિકામાં **समुद्देशः संक्षेपाभिधानं** કહેલ છે. માટે 'સંક્ષેપમાં કહી જવું' એજ અર્થ અહીં સ્વીકારવો યોગ્ય છે.

૪. ગોતમ મુનિના ન્યાયદર્શન ઉપરના વાત્સ્યાયન મુનિએ રચેલા ભાષ્યમાં આન્વીક્ષકીનું લક્ષણ નીચે પ્રમાણે બાંધ્યું છે: **प्रत्यक्षागमाभ्यामीक्षितस्यान्वीक्षणमन्वीक्षा तया प्रवर्तते इति आन्वीक्षकी–न्यायविद्या–न्यायशास्त्रम् ।** એટલે પ્રત્યક્ષ અને આગમથી જણાએલી વસ્તુની અન્વીક્ષા-પરીક્ષા કરવાના પ્રયોજનથી જે શાસ્ત્ર પ્રવૃત્ત થાય છે તેને આન્વીક્ષકી કહે છે; અર્થાત્ ન્યાયશાસ્ત્ર અથવા ન્યાયવિદ્યા. **आन्वीक्षकी** અને **आन्वीक्षिकी** એમ બંને રીતે આ શબ્દ લખાય છે.

૫. એની વ્યુત્પત્તિ **वृत्तिरस्यामस्तीति** એવી આપેલી છે. એટલે વૃત્તિ-આજીવિકા આમાં થાય છે માટે તે વાર્તા કહેવાય છે.

મનુના અનુયાયિઓનો મત એવો છે કે ત્રયી, વાર્તા અને દણ્ડનીતિ એટલીજ છે—આન્વીક્ષકી તો ત્રયીનો ખાસ ભાગ છે.

બૃહસ્પતિના અનુયાયિઓનો મત એવો છે કે વાર્તા અને દણ્ડનીતિ બેજ વિદ્યાઓ છે—લોકયાત્રા[6] જાણનારને ત્રયી તો ઢોંગ[7] માત્ર છે.

ઉશનસના અનુયાયિઓનો મત એવો છે કે દણ્ડનીતિ એક જ વિદ્યા છે—તેમાં જ સર્વ વિદ્યાઓના આરંભો સંબદ્ધ છે.

કૌટિલ્યનો મત એવો છે કે વિદ્યાઓ ચાર જ છે; તેના વડે ધર્મ અને અર્થનું જ્ઞાન થાય છે, એ જ વિદ્યાનું વિદ્યાપણું છે.

---

૬. લોકવ્યવહાર.

૭. મૂળમાં અહીં **संवरण** શબ્દ છે. અંગ્રેજી ભાષાન્તરમાં આનો અર્થ "સંક્ષિપ્ત સાર" એવો કરેલો છે પણ તેને કોઇ ટીકાનો આધાર નથી અને રા. શામશાસ્ત્રીએ પોતે તે અર્થ સંદિગ્ધ માનેલ છે અને ઢોંગ એવો બીજો અર્થ થઇ શકે એમ સૂચવેલું છે. વળી સંક્ષિપ્ત સાર એવો અથ કરતાં, જો ચારેય વિદ્યાઓનો એ સંક્ષિપ્ત સાર છે એવો અભિપ્રાય માનીએ તો ત્રયી એકજ વિદ્યા છે એમ પરિણામ આવે, અને વાર્તા દણ્ડનીતિને જૂદી વિદ્યાઓ માનવાનું રહે નહિ. જો આન્વીક્ષકી અને ત્રયી એ બેનો જ સાર છે એમ માનીએ તો પણ ત્રયીનું વિદ્યામાં સ્થાન રહે છે. પણ અહીં તો આન્વીક્ષકી અને ત્રયી એ બંનેનો નિષેધ કરે છે, માટે સાર અર્થ સ્વીકારી શકાય તેમ નથી. સંવરણ શબ્દ **संवृ** 'ઢાંકવું' એ ધાતુમાંથી આવેલ છે. **संवृति** શબ્દ માયાના અર્થમાં વપરાય છે. માટે ઢોંગ અર્થ ધાત્વર્થનો વિચાર કરતાં પણ યોગ્ય લાગે છે. વળી લોકાયત શાસ્ત્રનો દર્શનકાર ચાર્વાક પણ બૃહસ્પતિનો અનુયાયી મનાય છે. સર્વદર્શનસંગ્રહમાંથી ચાર્વાકદર્શનમાંથી લીધેલ નીચેનો ભાગ પણ ઉપરના જ અર્થને ટેકો આપે છે. પારલૌકિક સુખ ન હોય તો વિદ્યાવૃદ્ધ પુરૂષો દ્રવ્યના વ્યયથી અને શરીરને કષ્ટ આપીને અગ્નિહોત્ર વગેરેમાં શા માટે પ્રવૃત્તિ કરે છે, એવી દલીલ પ્રમાણભૂત નથી તેનું કારણ આપે છે કે **अनृतव्याघातपुनरुक्तदोषैर्दूषिततया वैदिकंमन्यैरेव धूर्तबकैः परस्परं कर्मकाण्डप्रामाण्यवादिभिर्ज्ञानकाण्डस्य ज्ञानकाण्डप्रामाण्यवादिभिः कर्मकाण्डस्य च प्रतिक्षिप्तत्वेन त्रय्या धूर्तप्रलापमात्रत्वेनाग्निहोत्रादेर्जीविकामात्रप्रयोजनत्वात् । तथा चाभाणकः**

**अग्निहोत्रं त्रयो वेदास्त्रिदण्डं भस्मगुण्ठनम् ।**
**बुद्धिपौरुषहीनानां जीविकेति बृहस्पतिः ॥**

એટલે કે અસત્ય, વિરોધ અને પુનરુક્તિના દોષથી દૂષિત હોવાને લીધે અને વૈદિક હોવાનો આડંબર કરતા ધૂર્ત લોકોએ પરસ્પર, એટલે કર્મકાણ્ડને માનનારાઓએ જ્ઞાનકાણ્ડનું જ્ઞાનકાણ્ડને માનનારાઓએ કર્મકાણ્ડનું ખંડન કરેલું હોવાથી, અને ત્રયી જે માત્ર ધૂર્તપ્રલાપ છે તેનાથી અગ્નિહોત્ર એક જીવિકાનું સાધન માત્ર છે. વળી કહેવત છે કે "અગ્નિહોત્ર, ત્રણ વેદો, ત્રણ દણ્ડ અને ભસ્મધારણ એ બુદ્ધિ અને પૌરુષ વિનાના લોકોની જીવિકા છે એમ બૃહસ્પતિ કહે છે." આ દલિલ જોતાં ઢોંગ અર્થ જ અમે સ્વીકારેલો છે. પ્રો. હરમાન યાકોબીએ આ જ અર્થ કરેલો છે. (જુઓ ઇન્ડિઅન એન્ટીક્વેરી, સને ૧૯૧૮, પૃ. ૧૦૪.)

સાંખ્ય, યોગ[૮] અને લોકાયત[૯] એ આન્વીક્ષકી છે.

ત્રયીમાં ધર્મ અને અધર્મનું, વાર્તામાં અર્થ[૧૦] અને [૧૧]અનર્થનું અને દણ્ડનીતિમાં નય[૧૨] અને અનયનું[૧૩] તથા આ વિદ્યાઓનાં [૧૪]બલાબલનું હેતુપુરઃસર અન્વીક્ષણ[૧૫] કરીને આન્વીક્ષકી લોકોને ઉપકારક બને છે, વ્યસન[૧૬] અને ઉદયમાં બુદ્ધિને સ્થિર રાખે છે તથા પ્રજ્ઞા, વાણી અને ક્રિયાનું નૈપુણ્ય આપે છે.

પ્રદીપ સર્વ વિદ્યાનો; ઉપાય સર્વ કર્મનો;
આશ્રય સર્વ ધર્મોનો; સદા આન્વીક્ષકી ગણી.

વિનય સંબંધી પ્રથમ અધિકરણે વિદ્યાસમુદ્દેશમાં આન્વીક્ષકીસ્થાપનાનો બીજો અધ્યાય પૂરો થયો.

---

સામવેદ, ઋગ્વેદ, યજુર્વેદ એ ત્રણે વેદો ત્રયી કહેવાય છે. અથર્વવેદ અને ઇતિહાસવેદ[૧૭] એ પણ વેદો છે. શીક્ષા,[૧૮] કલ્પ,[૧૯] વ્યાકરણ, નિરુક્ત,[૨૦]

---

૮. યોગનો અર્થ અહીં 'ન્યાય' કરવો જોઇએ. શબ્દકલ્પદ્રુમમાં યોગના પર્યાયમાં 'નૈયાયિક' આપેલ છે. હરિભદ્રસૂરિના ષડ્દર્શન-સમુચ્ચયમાં નૈયાયિકો વિષે લખતાં अथाद्यौ नैयायिकानां यौगापराभिधानानां लिङ्गादिव्यक्तिरुच्यते । ત્યાં યૌગ નૈયાયિકનું બીજું નામ છે એમ કહેલ છે. તેમ જ શ્રીગૌતમમુનિના ન્યાયદર્શનના ૨૯ મા સૂત્ર ઉપરના વાત્સ્યાયન ભાષ્યમાં સાંખ્ય અને યોગનાં અમુક દૃષ્ટાન્તો આપેલ છે ત્યાં યોગનો અર્થ નૈયાયિક થાય છે. માટે તે જ અર્થ અહીં ગ્રહણ કરવો જોઇએ.

૯ ચાર્વાકના મતને લોકાયત કહે છે. લોકાયતનો અર્થ લોકોમાં વિસ્તરેલો એવો થાય છે.

૧૦–૧૧. અર્થ એટલે સંપત્તિ અને અનર્થ એ તેથી ઉલટું.

૧૨–૧૩. નય એટલે રાજનીતિ અને તેથી ઉલટું તે અનય.

૧૪. અંગ્રેજી ભાષાન્તરકાર આ વાક્યનો અન્વય જુદી રીતે કરે છેઃ "ત્રયીમાં ધર્મ અને અધર્મ, વાર્તામાં અર્થ અને અનર્થ, દણ્ડનીતિમાં નીતિ અને અનીતિ તથા બલ અને અબલ આવે છે. આ વિદ્યાઓનું હેતુપુરઃસર અન્વીક્ષણ કરીને આન્વીક્ષકી લોકોને ઉપકારક બને છે" વગેરે. આવો અર્થ કરવામાં વાક્યોનું સારૂપ્ય તૂટે છે. વળી નયાનય કહ્યા પછી બલાબલ જૂદું કહેવાની જરૂર રહેતી નથી. રઘુવંશના ૧૮ મા સર્ગના ૫૦ મા શ્લોકમાં મલ્લિનાથ પોતાની ટીકામાં धर्माधर्मौ त्रय्यामर्थानर्थौ वार्तायां नयानयौ दण्डनीत्यां એટલું જ અવતરણ આપે છે, એ પણ એમ બતાવે છે કે એ વાક્યોનો અન્વય એક સરખી રીતે લેવાનો છે. પ્રો. હરમાન યાકોબીએ પણ આ જ અન્વય કરેલો છે. (જુઓ ઇન્ડિઅન એન્ટીક્વેરી સને ૧૯૧૮, પૃ. ૧૦૨).

૧૫ શોધ. ૧૬ આફત.

૧૭. પુરાણોનો ઇતિહાસમાં સમાવેશ થાય છે.

૧૮. વાણીના ઉચ્ચારનો વિધિ. ૧૯. યાગક્રિયાનો ઉપદેશ.

૨૦. વેદના સંગૃહીત શબ્દોને નિઘણ્ટુ કહેવામાં આવે છે. તેના ઉપર વ્યુત્પત્તિ સાથે યાસ્કાચાર્યે ટીકા લખી છે તેને નિરુક્ત કહે છે.

છન્દ,[21] અને જ્યોતિષ્[22] એ અંગો છે.

આ ત્રયીધર્મ ચાર વર્ણો અને આશ્રમોના સ્વધર્મની સ્થાપના કરવાથી લોકોને ઉપકારક થાય છે.

બ્રાહ્મણનો સ્વધર્મ, અધ્યયન કરવું કરાવવું, યજ્ઞ કરવા કરાવવા, દાન કરવું અને સ્વીકારવું.

ક્ષત્રિયનો સ્વધર્મ, અધ્યયન કરવું, યજ્ઞ કરવા, દાન કરવું, શસ્ત્રથી આજીવિકા કરવી અને ભૂતરક્ષણ કરવું.

વૈશ્યનો સ્વધર્મ, અધ્યયન કરવું, યજ્ઞ કરવા, દાન કરવું, ખેતી કરવી, પશુપાલન કરવું અને વેપાર કરવો.

શૂદ્રનો સ્વધર્મ, દ્વિજોની સેવા કરવી, વાર્તાનાં કર્મો કરવાં અને કારીગર[23] તથા ભવાયાનાં[24] કામો કરવાં.

ગૃહસ્થનો સ્વધર્મ, પોતાના ધંધાથી આજીવિકા ચલાવવી, પોતાના સરખા અને જૂદા ઋષિ (ગોત્ર)વાળા સાથે લગ્નસંબંધ બાંધવો, ઋતુગામી રહેવું, દેવપિતૃ અતિથિ અને ચાકરોની બાબતમાં દ્રવ્યત્યાગ કરવો અને બાકી રહે તેનો ઉપભોગ કરવો.

બ્રહ્મચારીનો સ્વધર્મ, વેદનો અભ્યાસ કરવો, અગ્નિકાર્ય અને સ્નાનક્રિયા કરવી, ભિક્ષાથી આજીવિકા કરવી, ગુરુમાં પ્રાણાન્તિક[25] વૃત્તિ રાખવી અને ગુરુ ન હોય તો ગુરુપુત્રમાં અથવા ગુરુભાઇમાં.

વાનપ્રસ્થનો સ્વધર્મ, બ્રહ્મચર્ય પાળવું, ભૂમિ ઉપર સૂવું, જટા રાખવી, મૃગચર્મ ધારણ કરવું, અગ્નિહોત્ર અને સ્નાન કરવું, દેવતા પિતૃ અને અતિથિની પૂજા કરવી અને વન્ય[26] આહાર કરવો.

૨૧. છન્દ એટલે છન્દોનું શાસ્ત્ર.

૨૨. યજ્ઞયાગાદિમાં કાલનિર્ણય માટે જ્યોતિષ્‌ની જરૂર પડતી માટે તે પણ વેદાંગ ગણાય છે.

૨૩. મૂળમાં **कारु** શબ્દ છે. સુતાર, વણકર, હજામ, ધોબી, મોચી, અને શિલ્પીનાં કામોનો આમાં સમાવેશ થાય છે.

૨૪. કામન્દક આ પ્રકરણમાં ‘ચારણ’ શબ્દ વાપરે છે. અને તેનો ટીકાકાર તેનાં કામોમાં નૃત્ય ગીત વાદ્ય ગણાવે છે.

૨૫. “જીવતાં સુધી” એવો અર્થ છે. આ જ શબ્દ કામન્દક આ સંબંધમાં વાપરે છે ત્યાં જયમંગલા ટીકા તેનો અર્થ **प्राण प्रयान्तोऽवधिरस्याः ।** એવો કરે છે. રા. શામ શાસ્ત્રી “જીવ જતાં પણ” એવો અર્થ કરે છે. તે આ જોતાં ખોટો ઠરે છે.

૨૬. વગરાક

પરિવ્રાજકનો સ્વધર્મ, ઇન્દ્રિયસંયમ, નિષ્કર્મપણું,[૨૭] અપરિગ્રહ,[૨૮] સંગત્યાગ, ભિક્ષા માગવી, અરણ્યમાં અનેક જગાએ રહેવું, બહાર અને અંદરની શુદ્ધિ રાખવી, સર્વ તરફ અહિંસા ભાવ, સત્ય (શૌચ),[૨૯] અદ્રોહ, અક્રૂરતા અને ક્ષમા.

સ્વધર્મથી સ્વર્ગ અને મોક્ષ મળે છે. તેનો અતિક્રમ થવાથી વર્ણસંકરને લીધે લોકનો નાશ થાય છે.

માટે સ્વધર્મથી રાજા, લોકોને ચળવા ન દે;
સ્વધર્મ પાળતો હર્ષે, આ લોક પરલોકમાં.
આર્યની રાખી મર્યાદા, વર્ણાશ્રમ તણી સ્થિતિ,
રક્ષેલો ત્રયીથી લોક રંજે, ગંજે નહિ કદા.

વિનય સંબંધી પ્રથમ અધિકરણે વિદ્યાસમુદ્દેશમાં ત્રયીસ્થાપનાનો ત્રીજો અધ્યાય પૂરો થયો.

---

ખેતી, પશુપાલન અને વેપારની વિદ્યાને વાર્તા કહે છે. તેનાથી ધાન્ય પશુ હિરણ્ય[૩૦] કુપ્ય[૩૧] અને વેઠ મળવાથી તે ઉપકારક થાય છે. તેના વડે રાજા ખજાનો અને દણ્ડના સાધનથી સ્વપક્ષ અને પરપક્ષને વશ કરે છે.

આન્વીક્ષકી, ત્રયી અને વાર્તાના યોગ[૩૨] અને ક્ષેમનું[૩૩] સાધન દણ્ડ છે. તે સંબંધી નીતિને દણ્ડનીતિ કહે છે, જે અલબ્ધનો લાભ કરી આપે છે, લબ્ધનું રક્ષણ કરે છે, રક્ષેલને વધારી આપે છે અને વધેલાને તીર્થમાં[૩૪] પહોંચતું કરે છે.

તેના (દણ્ડનીતિ) ઉપર લોકયાત્રાનો આધાર છે. માટે લોકયાત્રા કરવાની ઇચ્છા રાખનારે હમેશાં ઉગામેલે દણ્ડે રહેવું.

દણ્ડના જેવું લોકોને વશ કરવાનું બીજું સાધન નથી એમ આચાર્ય કહે છે.

કૌટિલ્ય તેની ના કહે છે. તીક્ષ્ણ દણ્ડવાળાથી લોકો ઉદ્વેગ પામે છે. મૃદુ દણ્ડવાળાનો પરાભવ થાય છે. યથાયોગ્ય દણ્ડ કરનારજ પૂજ્ય છે. સમ-

---

૨૭. યજ્ઞયાગાદિ ક્રિયા ન કરવી તે. એવો અર્થ જયમંગલા આપેછે.

૨૮. કાંઇ લેવું કે રાખવું નહિ તે.

૨૯. શુદ્ધિ. આ પાઠાન્તર છે.

૩૦-૩૧. હિરણ્યનો સામાન્ય અર્થ સોનું થાય છે. કુપ્યનો અર્થ સોના રૂપા સિવાયની બધી ધાતુઓ થાય છે. હિરણ્યનો બીજો અર્થ રજત (રૂપું) પણ શબ્દરત્નાવલી આપે છે તે જોતાં એમ લાગે છે કે હિરણ્યકુપ્યમાં સર્વ ધાતુઓનો સમાવેશ થતો હશે. ચાણક્ય કુપ્યમાં જંગલની ઉપજ પણ ગણાવે છે.

૩૨-૩૩. અલબ્ધ વસ્તુને મેળવવી તે યોગ. મેળવેલીનું રક્ષણ કરવું તે ક્ષેમ.

૩૪. પાત્ર.

જીને અખત્યાર કરેલો દણ્ડ જ પ્રજાને ધર્માર્થ કામમાં યોજે છે. કામ ક્રોધથી કે અજ્ઞાનથી ખોટી રીતે અખત્યાર કરેલો દણ્ડ વાનપ્રસ્થ અને પરિવ્રાજકોને પણ કોપાવે છે, તો ગૃહસ્થોની તો વાતજ શી ? દણ્ડ બીલકુલ અખત્યાર નહિ કરવાથી માત્સ્ય[35] ન્યાય પ્રવર્તે છે. દણ્ડધરના અભાવે બળીઓ નબળાને ગળી જાય છે, પણ તેના રક્ષણથી નબળો ટકી શકે છે.

ચાર વર્ણાશ્રમી લોક, રાયે રક્ષેલ દણ્ડથી.
સ્વધર્મ કર્મમાં રંગી, વર્તે છે નિજ માર્ગમાં.

વિનય સંબંધી પ્રથમ અધિકરણે વિદ્યાસમુદ્દેશમાં વાર્તા સ્થાપના અને દણ્ડનીતિ સ્થાપનાનો ચોથો અધ્યાય પૂરો થયો.

વિદ્યાસમુદ્દેશ સમાપ્ત.

## પ્રકરણ ૨ જું: વૃદ્ધસંયોગ

માટે ત્રણ વિદ્યાનો આધાર દણ્ડ છે.

વિનય ઉપર આધાર રાખનાર દણ્ડ પ્રાણીઓનું યોગક્ષેમ કરનારો નીવડે છે.

વિનય કૃત્રિમ અને સ્વાભાવિક એવા બે પ્રકારનો છે. ક્રિયા તો દ્રવ્યને કેળવી શકે, અદ્રવ્યને નહિ. સેવા, શ્રવણ,[36] ગ્રહણ,[37] ધારણ,[38] વિજ્ઞાન,[39] ઊહાપોહ,[40] અને તત્ત્વનું મનન કરનારી બુદ્ધિવાળાને વિદ્યા કેળવી શકે, બીજાને નહિ.

દરેક વિદ્યાના વિનય[41] અને નિયમ, તે તે વિ ાના પ્રમાણભૂત આચાર્ય પાસેથી શીખવા જોઇએ.

ચૂડાકર્મ[43] થયા પછી લિપિ અને સંખ્યા ગણતાં શીખે.

---

૩૫. 'માત્સ્ય ન્યાય' એટલે મોટું માછલું નાનાને ખાય તે રીત.

૩૬. ગુરૂ પાસેથી સાંભળવું તે.

૩૭. સાંભળેલું સમજવું તે.

૩૮. યાદ રાખવું તે.

૩૯. વિવેક કરવાની બુદ્ધિ.

૪૦. ચર્ચા કરવી.

૪૧-૪૨. વિનય એટલે કેળવણી અને નિયમ એટલે વિદ્યાનો ઉપયોગ કરવાના નિયમો. Theory and practice.

૪૩. ચૂડા એટલે માથાના વાળ. બાળકના પહેલી વખત વાળ ઉતરાવવાના સંસ્કારને ચૂડાકર્મ કહે છે. તે દશ સંસ્કારમાંનો એક છે. આ સંસ્કાર પહેલે કે ત્રીજે વરસે કરવાનો છે, એમ મનુસ્મૃતિમાં વિધિ છે.

ઉપનયન[૪૪] સંસ્કાર થયા પછી શિષ્ટ પુરુષો પાસેથી ત્રયી અને આન્વીક્ષકી, અધ્યક્ષો[૪૫] પાસેથી વાર્તા, અને દણ્ડનીતિના ઉપદેશકો અને પ્રયોજકો પાસેથી દણ્ડનીતિ શીખે.

સોળમા વર્ષ સુધી બ્રહ્મચર્ય પાળવું. તે પછી ગોદાન[૪૬] અને વિવાહકર્મ કરવું.

વિનયની વૃદ્ધિ માટે એને હમેશાં વિદ્યાકુશળ વૃદ્ધોના સમાગમમાં રાખવો કારણ કે વિનયનું મૂળ વૃદ્ધસંયોગ છે.

દિવસના પૂર્વભાગમાં હાથી અશ્વ રથ અને શાસ્ત્રની વિદ્યામાં વિનય મેળવવો. પાછલા ભાગમાં ઇતિહાસનું શ્રવણ કરવું. પુરાણ ઇતિવૃત્ત[૪૭] આખ્યાયિકા[૪૮] ઉદાહરણ ધર્મશાસ્ત્ર અને અર્થશાસ્ત્ર એ ઇતિહાસ કહેવાય છે.

---

૪૪. "ઉપનયન"નો યૌગિક અર્થ '(ગુરુ) પાસે લઇ જવું' એવો થાય છે. યજ્ઞોપવીત સંસ્કારને ઉપનયનસંસ્કાર કહે છે.

૪૫. રાજ્ય તરફથી જુદાં જુદાં ખાતાં ઉપર દેખરેખ રાખવા નીમેલ અધ્યક્ષ.

૪૬. રઘુવંશના ત્રીજા સર્ગના ૩૩મા શ્લોક નીચેની ટીકામાં મલ્લિનાથ ગોદાન શબ્દનો અર્થ આપતાં કેશવનું પ્રમાણ આપી લખે છે **गावो लोमानि केशा दीयन्ते खण्डयन्तेऽस्मिन्निति व्युत्पत्त्या गोदानं नाम ब्राह्मणादीनां षोडशादिषु वर्षेषु कर्तव्यं केशान्ताख्यं कर्मोच्यते ।** આ કર્મમાં ગો એટલે વાળ કપાય છે એવી વ્યુત્પત્તિના આધારે બ્રાહ્મણ વગેરેના વાળ સોળમે વર્ષે કપાય છે તે કર્મને ગોદાન કહે છે. અને મનુસ્મૃતિના ૨ જા અધ્યાયનો ૬૫ મો શ્લોક પ્રમાણમાં આપે છે. ત્યાં બ્રાહ્મણનો સોળમે, ક્ષત્રિયનો બાવીસમે અને વૈશ્યનો ચોવીસમે વર્ષે કેશાન્તવિધિ કહેલો છે. પણ વાલ્મીકિ રામાયણના બાલકાણ્ડના ૭ મા સર્ગમાં રામના વિવાહ પહેલાં દશરથે ગોદાનકર્મ કર્યું એવું વર્ણન છે અને તેમાં દરેક પુત્રને ઉદ્દેશીને શતસહસ્ર ગાયોનું દાન કર્યું એવું વર્ણન છે. એટલે કે ત્યાં ગોનો અર્થ માથાના વાળ નહિ પણ ગાય જ કરેલ છે. તે ઉપરની તિલકટીકામાં લખેલ છે કે સમાવર્તન પહેલાં આ કર્મ કરવાનું છે અને તેનો વિધિ આશ્વલાયન કારિકામાંથી નીચે પ્રમાણે આપેલ છેઃ—

**"गोदानं चौलवत् कार्यं षोडशेऽब्दे तदुच्यते ।<br>अङ्गोपवेशनं नास्ति श्मश्रूणां मुण्डनं भवेत् ॥<br>स्नात्वा च वाग्यतस्तिष्ठन्नहःशेषं नयेदथ ।<br>आदित्येऽस्तमिते वाचं विसृजेतान्तिके गुरोः ॥<br>अहं वरं ददामीति दद्याद्गोमिथुनं ततः ॥"**

આગળ વિવાહ સંબંધી લખતાં કૌટિલ્ય આર્ષ વિવાહમાં ગોમિથુન આપવાનું લખે છે એટલે ગોદાનનો અહીં આપેલો અર્થ જ લેવો યોગ્ય છે.

૪૭. ખરી બનેલ હકીકત.

૪૮. વારતા.

દિવસરાતના બાકી રહેલ ભાગમાં પૂર્વે નહિ સમજેલ સમજવું અને સમજેલાનો પરિચય કરવો અને નહિ સમજાયું હોય તેનું ફરી ફરીને શ્રવણ કરવું.

શ્રવણ કરવાથી પ્રજ્ઞા ઉત્પન્ન થાય છે, પ્રજ્ઞાથી યોગ[૪૯] અને યોગથી આત્મવત્તા[૫૦] આવે છે અને એ જ વિદ્યાનું સામર્થ્ય છે.

વિદ્યાથી વિનયી રાજા, પ્રજાના વિનયે રત,
અનન્ય ભોગવે પૃથ્વી, સર્વના હિતમાં રત.

વિનય સંબંધી પ્રથમ અધિકરણે વિદ્યાસમુદ્દેશમાં વૃદ્ધસંયોગનો પાંચમો અધ્યાય પૂરો થયો.

## પ્રકરણ ૩ જું: ઇન્દ્રિયજય

વિદ્યાવિનયનો હેતુ[૫૧] ઇન્દ્રિયજય કામ, ક્રોધ, લોભ, માન, મદ અને હર્ષના ત્યાગથી કરવાનો છે. કર્ણ, ત્વચા, ચક્ષુ, જિહ્વા અને ઘ્રાણની ઇન્દ્રિયોને શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધના વિષયોમાં અભ્રાન્ત જ્ઞાન થવું તેને અથવા શાસ્ત્રના અનુસરણને ઇન્દ્રિયજય[૫૨] કહે છે.

---

૪૯. એકાગ્રચિત્ત રાખવું તે.

૫૦. પોતાના ઉપર સંયમ–કાબુ.

૫૧. મૂળમાં **विद्याविनयहेतुरिन्द्रियजयः काम......त्यागात् कार्यः** એમ વાક્ય છે. રા. **શામશાસ્ત્રી** **विद्याविनयहेतुः** ને ષષ્ઠીતત્પુરુષ સમાસ ગણીને "વિદ્યા અને વિનયનો આધાર ઇન્દ્રિયજય ઉપર છે." એમ અર્થ કરે છે. આ અર્થ ખરો નથી લાગતો. છેવટે આપેલ ચાણક્યસૂત્રમાં પાંચમું સૂત્ર **इन्द्रियजयस्य मूलं विनयः** એમ છે. તેનો અર્થ "ઇન્દ્રિયજયનો આધાર વિનય ઉપર છે" એવો છે, એટલે કે વિનયનું ફલ–વિનયનું પ્રયોજન ઇન્દ્રિયજય છે. એવો જ અર્થ આ જગાએ કરવો જોઇએ. એટલે **विद्याविनयहेतुः** એ સમાસ અમે બહુવ્રીહિ ગણીને અહીં અર્થ કરેલો છે. આગલા વૃદ્ધસંયોગના પ્રકરણમાં પણ વિષયની પ્રસ્તાવનાનાં વાક્યો જોતાં આ અર્થ જ ખરો લાગે છે. **तस्माद्दण्डमूलास्तिस्रो विद्याः। विनयमूलो दण्डः प्राणभृतां योगक्षेमावहः।** અહીં **दण्डमूलाः** અને **विनयमूलः** એ બંને સમાસો બહુવ્રીહિ છે.

૫૨. જય શબ્દ સંસ્કૃત **जि** ધાતુ ઉપરથી આવેલ છે. આ ધાતુ અકર્મક હોય ત્યારે 'ઉત્કર્ષ થવો' એવો તેનો અર્થ થાય છે. આપણે એકબીજાને મળતાં 'જય જય' કહીએ છીએ ત્યાં ઉત્કર્ષનો અર્થ છે. સકર્મક હોય ત્યારે બીજાનો પરાજય કરવો એવો અર્થ થાય છે. તેથી જય શબ્દના પણ ઉત્કર્ષ અને બીજાનો પરાભવ કરવો એવા બંને અર્થ થાય છે. આવી રીતે ઇન્દ્રિયજય શબ્દના પણ અહીં બંને અર્થો કરેલ છે. પ્રથમ અર્થ એ છે કે ઇન્દ્રિયો એવી ઉત્કર્ષશાલી થાય કે પોતાના વિષયોનું તેમને ભ્રાન્તિ વિનાનું જ્ઞાન થાય. એ અર્થ કરીને બીજો અર્થ શાસ્ત્રાનુષ્ઠાન એવો કરે છે અને પછી એ બીજા અર્થને જ પોતે દાખલા દલિલથી મજબૂત કરે છે.

# અમારા તરફથી મળતાં પુસ્તકો

| | | |
|---|---|---|
| ૧. | કારાવાસની કહાણી, વ્યાખ્યાનો, પત્રો અને લેખો. લેખકઃ શ્રી અરવિંદ ઘોષ | ૦—૧૦—૦ |
| ૨. | રાષ્ટ્રગીત, (બંગાળી, હિંદી, હિન્દુસ્તાની, મરાઠી અને ગુજરાતી ગીતોનો સંગ્રહ) સંગ્રહકર્ત્તાઃ ઈંદુલાલ કનૈયાલાલ યાજ્ઞિક | ૦—૧૦—૦ |
| ૩. | હિંદ સ્વરાજ, એક સત્યવીરની કથા અને સર્વોદય લેખકઃ મહાત્મા મોહનદાસ ક. ગાંધી | ૦—૮—૦ |
| ૪. | ગોખલેનાં વ્યાખ્યાનો ભા. ૧ | ૦—૧૦—૦ |
| ૫. | ,, ,, ભા. ૨ | ૦—૧૦—૦ |
| ૬. | આટલું તો જાણજો | ૦—૬—૦ |
| ૭, | સત્યાગ્રહીના સ્વાતંત્ર્યમંત્રો | ૦—૦—૩ |
| ૮. | લાલા લાભસિંગ | ૦—૩—૦ |
| ૯. | ગુલામ જીલાની | ૦—૨—૦ |
| ૧૦. | ઈજીપ્તનો અસહકાર | ૦—૧—૬ |
| ૧૧. | અમૃતસરની વીરાંગના | ૦—૧—૦ |
| ૧૨. | પંજાબના અત્યાચારો | ૦—૧—૦ |
| ૧૩. | કાયદા સામે થવાની ફરજ | ૦—૧—૦ |
| ૧૪. | મુક્તધારા | ૦—૬—૦ |
| ૧૫. | ખેડાની લડત | ૧—૮—૦ |

એક રૂપીયા કરતાં ઓછી રકમનાં પુસ્તકો મંગાવનારે કિંમત જેટલી ટીકીટો ટપાલ ખર્ચ સાથે મોકલવા કૃપા કરવી.

પ્રકાશકઃ ઈન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિક.
રાષ્ટ્રીય સાહિત્ય કાર્યાલય, ભદ્ર-અમદાવાદ.

અમારા એજન્ટોઃ

૧. એન. એમ. ત્રિપાઠી ઍન્ડ કંપની, કાલબાદેવી રોડ, મુંબાઇ.
૨. વર્ધમાન એન્ડ સન્સ, ટ્રામ જંક્શન, પાયધોની, મુંબાઇ નં ૩.
૩. જીલ્લા સમિતિ, લીમડાચોક, સુરત.
૪. ગાંડીવ સાહિત્ય મંદિર, કેળાપીઠ, સુરત.
૫. ગુજરાત સાહિત્ય મંદિર, રાજકોટપરા (કાઠીઆવાડ).
૬. ચંદુલાલ મણિલાલ દેસાઇ, જુના બજાર, ભરૂચ.

# અમારા તરફથી પ્રકટ થએલાં પુસ્તકો

૧. **પ્રાચીન સાહિત્ય** ( રવીન્દ્રનાથ ઠાકુર વિરચિત ) સોળપેજી ક્રાઉન, પાન ૧૨૫. [ અનુવાદકઃ મહાદેવ હરિભાઇ દેશાઇ, તથા નરહરિ દ્વારકાદાસ પરીખ ] જેમાં રામાયણ, કુમારસંભવ, મેઘદૂત, શાકુન્તલ, કાદમ્બરી–ચિત્ર, ધમ્મપદ વગેરે પ્રસિદ્ધ ગ્રંથો ઉપરના ચર્ચાત્મક બંગાળી લેખોનો અનુવાદ કરેલો છે. કીં. ૦–૧૨–૦

૨. **पालीपाठावली**, સંપાદક મુનિ જિનવિજય. પાલી ભાષાના વિદ્યાર્થીઓ માટે પ્રાથમિક ગ્રંથ. ડેમી આઠપેજી, પાન ૧૧૭. કીં. ૦–૧૪–૦

૩. **प्राकृत कथासंग्रह**, સંપાદક મુનિ જિનવિજય. મહારાષ્ટ્રી–પ્રાકૃત ભાષામાં પ્રાચીન વાર્તાઓનો સંગ્રહ; પ્રાકૃતભાષાના અભ્યાસીઓ માટે ખાસ ઉપયોગી. ડેમી આઠ-પેજી, પાન ૧૦૬. કીં. ૦–૧૨–૦

૪. **उपनिषत्पाठावली**, સંપાદક દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર. ઉપનિષદોના મૂળ-ભૂત રસપ્રદ તથા ઉપદેશાત્મક ભાગોનો સંગ્રહઃ પ્રસ્તાવના, ગૂજરાતી ટિપ્પણ, કઠિન શબ્દોના કોષ સાથે. ડેમી આઠપેજી, પાન ૧૦૦. કીં. ૦–૧૨–૦

૫. **जिनचरितम्**, સંપાદક મુનિ જિનવિજય. આ પ્રાચીન ગ્રંથમાં સુલલિત પાલી પદ્યમાં મહાત્મા ગૌતમ બુદ્ધનું જીવનચરિત્ર આપેલું છે. પ્રસ્તાવના, શબ્દકોષ સાથે. ( છપાય છે. )

૬. **બુદ્ધલીલાસારસંગ્રહ**, આ પસ્તક મૂળ મરાઠીમાં પ્રસિદ્ધ બૌદ્ધ વિદ્વાન પ્રો. ધર્માનંદ કોસંબીએ લખેલું છે. આ તેનો ગુજરાતી અનુવાદ છે. તેમાં બુદ્ધના પૂર્વજન્મની કથાઓ, બુદ્ધનું જીવનચરિત્ર, તથા ઉપદેશ એમ ત્રણ વિભાગ પાડેલા છે. બૌદ્ધધર્મના વિષયમાં આ ગ્રંથ અતિ ઉપયોગી છે. ( થોડા વખતમાં બહાર પડશે. )

૭. **હિંદુઓના તહેવારોનો ઇતિહાસ**, જેમાં આપણા સઘળા તહેવારોની ઉત્પત્તિ, વિકાસ વગેરેની સપ્રમાણ હકીકત, તે વિષેની આખ્યાયિકાઓ સાથે આપવામાં આવી છે. ગ્રંથ થોડા વખતમાં બહાર પડશે.

૮. **પ્રમાણશાસ્ત્રપ્રવેશિકા**, લેખક રામનારાયણ વિ. પાઠક. ગુજરાત વિદ્યાપીઠ તરફથી પ્રસિદ્ધ થઇ ચૂકી છે.

**ગુજરાત પુરાતત્ત્વ મંદિર,**
એલીસબ્રીજ, **અમદાવાદ,**

**તા. ક.** અમારાં પુસ્તકો મળવાનાં સ્થળોઃ—

૧ **ગુજરાત પુરાતત્ત્વ મંદિર,** એલીસબ્રીજ, અમદાવાદ,

૨ **રાષ્ટ્રીય સાહિત્ય કાર્યાલય,** ભદ્ર, અમદાવાદ
તથા જાણીતા બુકસેલરો પાસેથી.

**અમદાવાદ**—ધી ડાયમંડ જ્યુબિલી પ્રિન્ટીંગ પ્રેસમાં પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

सत्यं परं धीमहि

# પુરાતત્ત્વ

પૌષ કૃષ્ણૈકાદશી, ૧૯૭૮.   મકરસંક્રાંતિ   તા. ૧૪ જાન્યુઆરી ૧૯૨૨.

વર્ષ ૧ લું. ]   ત્રૈમાસિક   [ અંક ૨ જો.



સંપાદક અને પ્રકાશક: રસિકલાલ છોટાલાલ પરીખ,
ગુજરાત પુરાતત્ત્વ મંદિર, અમદાવાદ.

વાર્ષિક લવાજમ રૂ. ૫, પોસ્ટેજ ૮ આના.   છુટક નકલની કિંમત ૧-૮-૦, પોસ્ટેજ જુદું.

## વિષયાનુક્રમ



# पुरातत्त्व मंदिरनी योजना

૧ ઉદ્દેશો—

(૧) સાધારણ રીતે આખા હિંદુસ્થાનનાં અને ખાસ કરીને ગુજરાતનાં પ્રાચીન ઇતિહાસ, સાહિત્ય, કળા, ધર્મ, તત્ત્વજ્ઞાન વગેરે વિષયોની શોધખોળ કરવી, અને તેનાં પરિણામો પ્રકાશિત કરવાં.

(૨) હિન્દુસ્થાનનાં પ્રાચીન ઇતિહાસ, સાહિત્ય અને દર્શનશાસ્ત્રોનું તેમજ સંસ્કૃત, પાલી આદિ ભાષાઓનું શાસ્ત્રીય અને તુલનાત્મક પદ્ધતિએ શિક્ષણ આપવું.

(૩) શોધખોળના વિષયમાં રસ લેનારા શોધકોના ઉપયોગ માટે એક સારૂં પુસ્તકાલય બનાવવું જેની અંદર પ્રાચીન વિદ્યાને લગતું આજ સુધીમાં પ્રકટ થએલું સમગ્ર સાહિત્ય સંગૃહીત કરવામાં આવે.

(૪) સંસ્કૃત, પ્રાકૃત, પાલી, અપભ્રંશ, જુની ગૂજરાતી, ફારસી, અને અરબી આદિ ભાષાઓમાં લખાએલા અલભ્ય-દુર્લભ્ય ગ્રંથોને નવીન પદ્ધતિએ સંશોધિત–મુદ્રિત કરી પ્રકટ કરવા–કરાવવા.

(૫) દેશ અને વિદેશની જુદી જુદી ભાષાઓમાં લખાએલા પુરાતત્ત્વ વિષયક સાહિત્યને ગુજરાતી ભાષામાં ઉતારવું.

(૬) શોધખોળ વિષયના અભ્યાસીઓને તેમના અભ્યાસ કાર્યમાં દરેક પ્રકારની સાહિત્ય સંબંધી સહાયતા આપવી.

(૭) દેશ વિદેશના વિદ્વાનોને પુરાતત્ત્વના વિષયમાં યથાસાધન સાહિત્ય સંબંધી સલાહ અને સહાયતા આપવા એક મંડળ તરીકે કામ કરવું.

૨ પ્રબન્ધ સમિતિ—

(૧) મુનિ જિનવિજયજી. —આચાર્ય.
(૨) અધ્યાપક રામનારાયણ વિશ્વનાથ પાઠક.
(૩) અધ્યાપક રામચંદ્ર બળવંત આઠવલે.
(૪) અધ્યાપક નરહરિ દ્વારકાદાસ પરીખ.
(૫) અધ્યાપક દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર, } મંત્રીઓ.
(૬) રસિકલાલ છોટાલાલ પરીખ. }

# पुरातत्त्व

પુસ્તક ૧ લું.] પોષ ૧૯૭૯. [અંક ૨ જો.


## पुरातत्त्व मंदिरनी वर्तमान प्रवृत्ति.


[ મુનિ જિનવિજય-આચાર્ય. ]


એક શિક્ષણવિષયક અને બીજો પુરાતત્ત્વ મંદિરની પ્રવૃત્તિના મુખ્ય બે વિભાગ છે. ગુજરાત મહાવિદ્યાલયમાં અભ્યાસ કરતા અને કરાવતા જે જિજ્ઞાસુ સંશોધનવિષયક. અભ્યાસરસિકોને હિંદુસ્તાનના પ્રાચીન ઇતિહાસ, સાહિત્ય અને તત્ત્વજ્ઞાન આદિનો વિશિષ્ટ અભ્યાસ કરવો હોય તેમના માટે તે તે વિષયના નિષ્ણાત વિદ્વાનોને મંદિરમાં નિયોજી તેવા અભ્યાસરસિકો માટે તે તે પ્રકારના શિક્ષણની વ્યવસ્થા કરી આપવી એ શિક્ષણ-વિષયક વિભાગનું મુખ્ય ધ્યેય છે. સંશોધનવિષયક વિભાગના ઉદ્દેશ્યના બે પેટાવિભાગો છે. તેમાં એક તો હિંદુસ્થાનની પ્રાચીન સંસ્કૃતિનાં રહસ્યોનું માતૃભાષામાં અવતારણ અને આલેખન કરી સર્વ સાધારણને ઘરબેઠે તેનો પરિચય કરાવવો અને તેમ કરી માતૃભાષાના વિચારભંડારને સમૃદ્ધ બનાવવો, એ છે; અને બીજો, આપણા દેશના પ્રાચીન પંડિતોએ સંસ્કૃત, પ્રાકૃત-પાલી, માગધી, અપભ્રંશ અને જૂની ગુજરાતી આદિ ભાષાઓમાં જે અપૂર્વ અને અનુપમ ગ્રંથરચના કરી છે, તેમાંના કેટલાક વિશિષ્ટ અને અલભ્ય-દુર્લભ જેવા ગ્રંથરત્નોને અર્વાચીન શાસ્ત્રીય પદ્ધતિએ સંશોધિત-વિવેચિત કરી પ્રકટ કરવાં, એ છે.

મંદિરની આ પ્રકારની યોજેલી પ્રવૃત્તિ અનુસારે હાલમાં કેટલીક વ્યવસ્થિત યોજના ચાલુ કરવામાં આવી છે. ન્યાય, વૈશેષિક, સાંખ્ય અને યોગ આદિ દર્શનોનો વિશિષ્ટ અને ઉંડો અભ્યાસ કરાવવા માટે, કાશી અને મિથિલા જેવાં સંસ્કૃત વિદ્યાના કેન્દ્રભૂત ગણાતાં સ્થાનોમાં લાંબા સમય સુધી નિવાસ કરી ન્યાય, વ્યાકરણ અને સાહિત્યશાસ્ત્રોમાં ઉત્તમ પાંડિત્ય પ્રાપ્ત કરનાર પ્રજ્ઞાચક્ષુ પંડિત શ્રી સુખલાલજીની નેમણૂંક કરવામાં આવી છે. તેમજ બૌદ્ધધર્મ અને પાલીસાહિત્યના અભ્યાસ માટે, પ્રખ્યાત પંડિત શ્રી ધર્માનંદ કોસંબીની નેમણૂંક કરવામાં આવી છે. પંડિત કોસંબી બૌદ્ધધર્મના આસ્તિક અનુયાયી અને પાલીભાષાના પ્રૌઢ વિદ્વાન છે. મુંબઇના રાજકીય વિદ્યાપીઠમાં પાલીભાષાનો પ્રવેશ કરાવનાર અને તેમ કરી આપણા ઇલાકામાં એ ભાષાનો પ્રથમ પરિચય કરાવનાર એજ પંડિત છે. પૂનાની પ્રસિદ્ધ ફર્ગ્યુસન કોલેજમાં કેટલાક સમય સુધી પાલીભાષાનું અધ્યાપન કરાવી છેલ્લા પાંચેક વર્ષથી અમેરિકાની હાર્વર્ડ યુનિવર્સિટીમાં કેટલાક પાલી ગ્રંથોનું સંપાદનકાર્ય એ કરતા હતા. ગયા અકટોબર માસમાં એ હિંદુસ્થાનમાં આવ્યા

અને પોતે મેળવેલા દુષ્પ્રાપ્ય જ્ઞાનનો વારસો જાગૃત ગુજરાતના જિજ્ઞાસુઓને આપવા માટે પુરાતત્ત્વ મંદિરમાં જોડાયા છે. પુરાતત્ત્વ મંદિર અને મહાવિદ્યાલયના વિદ્યાર્થીઓને **पाली पाठावली, मज्झिमनिकाय, अभिधम्मत्थसंग्गह,** અને **विसुद्धिमग्ग** જેવા ગ્રંથોના ચાલૂ શિક્ષણ ઉપરાંત મંદિરની ગ્રંથમાળા માટે **अभिधम्मत्थसंग्गह, धम्मसंगहणी,** અને **विसुद्धिमग्ग** જેવા પાલીભાષાના શિરોમણિગ્રંથોનું સંશોધન અને મુદ્રણકાર્ય એમણે આરંભ્યું છે.

પં. શ્રી સુખલાલજી ન્યાય, વ્યાકરણ અને સાહિત્યશાસ્ત્રના મર્મજ્ઞ વિદ્વાન હોઈ જૈનધર્મ અને જૈન શાસ્ત્રોના ઘણા સમર્થ જ્ઞાતા છે. એમણે આજસુધીમાં અનેક જૈન મુનિઓને ન્યાય, વ્યાકરણાદિ તેમજ જૈન શાસ્ત્રોનો અભ્યાસ કરાવ્યો છે તથા જૈન તત્ત્વ-જ્ઞાનવિષયક પ્રૌઢ પુસ્તકો લખ્યાં છે. ન્યાયભાષ્ય, યોગદર્શન અને પ્રવચનસાર જેવા દાર્શનિક ગ્રંથોનું અધ્યાપન કાર્ય કરવા ઉપરાંત ગ્રંથમાળામાં પ્રકાશિત કરવા માટે **सम्मतितर्क** નામે એક અતિ મહાન્ અને ન્યાયશાસ્ત્રના ઇતિહાસમાં અત્યુપયોગી સાધનભૂત જૈનન્યાય ગ્રંથના સંશોધનનું કાર્ય એમણે હાથમાં લીધું છે.

મંદિરની પ્રબંધસમિતિના એક સભ્ય શ્રીયુત રામનારાયણ પાઠક મંદિર માટે કૌટિ-લ્યના અર્થશાસ્ત્રના ગુજરાતી અનુવાદનું કઠિણ કાર્ય સતત આગળ ચલાવ્યે જાય છે.

વૈદિક સાહિત્યના અધ્યયનમાં ઉપયોગી થાય તેવું મેકડોનલનું વેદિક ઇન્ડેક્સ, ઉપનિ-ષદોના અધ્યયન માટે **उपनिषद्वाक्यकोश,** ન્યાયશાસ્ત્રોની પરિભાષા માટે મર્હુમ શાસ્ત્રી ઝળકીકરનો **न्यायकोश,** મહાભારતના અભ્યાસમાટે મહાભારતઇન્ડેક્સ, તથા પાલી સાહિત્યના અવલોકન માટે ચાઇલ્ડર્સની 'પાલી ડિક્શનરી' અને મુલરનું ઇન્ડેક્સ ઑફ પાલી પ્રોપરનેમ્સ' આદિ જેવા ગ્રંથો તૈયાર થયા છે તેવો પ્રાકૃતભાષાના અને જૈન આગમોના અધ્યયન માટે એકે નાનો મોટો ગ્રંથ ઉપસ્થિત નથી અને તેથી જૈન આગ-મોના ગર્ભમાં છુપાઇ રહેલી ભારતવર્ષની સંસ્કૃતિની અનેક અજ્ઞાત બાબતોનું આકલન કરવું સંશોધકો માટે અગમ્ય થઈ રહેલું છે. એટલા માટે, પુરાતત્ત્વના અભ્યાસની દૃષ્ટિએ અતિ આવશ્યક દેખાતા આ એક વિશિષ્ટ કાર્યના અભાવને કંઇક અંશે દૂર કરવા જૈન આગમોના વિશેષ સંગ્રહની સંકલના કરવાનું કાર્ય પોતાના સહચારિઓની સહાયતાથી આ પંક્તિલેખકે આરંભ્યું છે.

* * * * *

મંદિરે કરેલા મનોરથોમાં એક સૌથી પહેલાં–આગળ દોડી આવતો મનોરથ તે ગુજરાતના પ્રાચીન ઇતિહાસની સાધનસંપત્તિને એકત્ર કરવા રૂપ છે. પ્રાચીન ગુજરાતની ઐતિહાસિક સંપત્તિની જમે–ઉધાર બતાવનારી વહિઓમાં મુખ્ય કરીને બેજ આપણી જાણમાં છે: (૧) ફૉર્બસ સાહેબની રાસમાળા અને (૨) મુંબઇ ગેઝેટિયરનું પ્રથમ પુસ્તક. ઐતિહાસિક પંડિતો ગૂજરાતની ઐતિહાસિક સંપત્તિનું પરિમાણ એ બે વહિ-ઓમાં જેટલું નોંધાએલું છે તેટલુંજ જાણે છે અને માને છે. પરંતુ અમારી કલ્પનામાં એ સંપત્તિનું પરિમાણ એ વહિઓમાં જણાવ્યા કરતાં ઘણું વધારે હોવું જોઇએ એમ ભાસ્યાં કરે છે. અણશોધેલાં અનેક જૂનાં ખંડેરોમાં, અણભાળેલા અનેક શિલાલે-ખોમાં, અણજોએલા અનેક જીર્ણ ગ્રંથોમાં, અણચાળેલા અનેક ગ્રંથભંડારોમાં, અણખો-દેલા અનેક ધ્વંસાવશેષોમાં અને અણસાંભળેલા અનેક જનપ્રવાદોમાં એ સાધન–સંપત્તિના

અનેક અંશો હજી દટાએલી, ફટાએલી, છુપાએલી, બગડી ગએલી, સડીગએલી આદિ વિવિધ દશાઓમાં ઘણા મોટા પરિમાણમાં હસ્તિ ધરાવે તેમ લાગે છે. એ બધી સંપત્તિની નોંધ અને તેનો સરવાળો એકજ ચોપડીમાં નોંધાઈ અને જમે-ઉધાર થઈ રહે તેવી સંકલના કરવાનો આ મંદિરનો એક મોટો મનોરથ છે, પરંતુ એ કાર્ય માટે જોઈતી વિશાલ એવી બૌદ્ધિક અને આર્થિક સંપત્તિની સમગ્રતા ન થાય ત્યાં સુધી એ કાર્ય વિશેષભાવે ન ચલાવી શકાય એ સ્પષ્ટ છે, તો પણ યથાશક્તિ અને યથાસાધન આ દિશામાં પણ કાંઇક પ્રયત્ન મંદિરના પૂજારિઓનો અત્યારથીજ ચાલૂ છે, અને દરેક પૂજારી પોતપોતાનાં મુખ્ય કાર્યોમાં ગૌણરૂપે આ કાર્યની દૃષ્ટિ પણ સાથે સાથે ફેરવતો રહે છે. આના પરિણામ સ્વરૂપે જે કાંઇ વસ્તુદર્શન સમયે સમયે થતાં રહેશે તે યથાઅવસરે આ પત્ર દ્વારા પ્રકાશમાં મુકાતાં રહેશે.

## વજ્જી અથવા લિચ્છવી રાજાઓ.

[ અધ્યાપક ધર્માનંદ કોસમ્બી ]

બુદ્ધના જન્મ પહેલાં અથવા જન્મ પછી થોડા વખત સુધી મધ્યદેશમાં નાનાં મોટાં સોળ રાજ્યો અસ્તિત્વમાં હતાં એવો ઉલ્લેખ અંગુત્તરનિકાયમાં બે ત્રણ ઠેકાણે મળી આવે છે. તેમાંનાં ઘણાંખરાં રાજ્યોની માહિતી પ્રો. હ્રિસ ડેવિડ્ઝે પોતાના Buddhist India નામના ગ્રંથમાં ( ch. I & II ) અને 'Cambridge History of India'ના The Early History of the Buddhists' નામના સાતમા પ્રકરણમાં આપેલી છે. પણ આ બન્ને ઠેકાણે વજ્જી અથવા લિચ્છવી એ બન્ને વિષે માહિતી બહુજ ઓછી છે. પાલીસાહિત્યમાં વજ્જી વિષે ઉલ્લેખ અનેક ઠેકાણે કરેલો છે. તેમાંથી ચાર ઉતારા હું આ લેખમાં આપું છું. આ ઉતારા ઉપરથી વજ્જીની જ નહિ પણ તે જમાનામાં વજ્જી જેવાંજ જે બીજાં કેટલાંક મહાજનસત્તાક રાજ્યો હતાં તેમના રાજ્યતંત્ર વિષે પણ માહિતી વાચકોને મળશે એવી આશા રાખવી અયોગ્ય નહી ગણાય.

આમાંનો પહેલો ઉતારો મજ્ઝિમનિકાયના મહાસીહનાદસુત્તની અટ્ઠકથામાંનો છે. અટ્ઠકથાના લેખકે વજ્જીનો સંબંધ કાશીરાજ સાથે જોડવાનો જે પ્રયત્ન કર્યો છે તે ઐતિહાસિક દૃષ્ટિએ જોતાં નિષ્ફળ નિવડે છે. પણ અટ્ઠકથામાંની આ દંતકથા ઉપરથી એવું અનુમાન તો ચોક્કસ કાઢી શકાય કે ઢોરો પાળવાનો ધંધો કરનારા આર્યલોકોમાંથી કેટલાક લોકોએ પાટલીપુત્રની ઉત્તરે વસાહત કરી અને હળવે હળવે એક મોટું બળવાન રાષ્ટ્ર સ્થાપન કર્યું. વજ્જીની અટ્ઠકથાકારે કરેલી વ્યુત્પત્તિ જૂની ટીકાની પદ્ધતિને અનુસરીને

---

૧. શ્રીયુત વિમલચરણ લૉ ( એમ. એ. બી. એલ. ) એ 'Kshatriya Clans in Buddhist India' નામનો એક ગ્રંથ હમણાંજ પ્રસિદ્ધ કર્યો છે એમ Modern Review ના નવેંબરના અંક ઉપરથી જણાય છે. તેમણે પોતાના ગ્રંથમાં મેં આપેલા ઉતારામાંના કોઇનો ઉપયોગ કર્યો છે કે કેમ તે મારા જાણવામાં આવ્યું નથી કારણ કે તે ગ્રંથ મારા જોવામાં હજુ સુધી આવ્યો નથી.

કરેલી હોવા છતાં પણ ગ્રાહ્ય નથી. 'वृजिनः'[1] એટલે ભટકનારા (nomads) એ સ્પષ્ટ અર્થ છે. અને તેજ અર્થ અહીંઆ બંધબેસતો આવે છે. 'લિચ્છવી' શબ્દની વ્યુત્પત્તિ બરાબર સમજાતી નથી; ઘણે ભાગે આ તે વખતના આર્યોના એક સમૂહ–વર્ગનું નામ હોવું જોઈએ. એટલે લિચ્છવી નામના ભટકતાર લોકોનું આ રાજ્ય હતું એવું અનુમાન નીકળે છે.

બુદ્ધનો જન્મ થયો તે પહેલાં વજ્જીની પૂર્વે વિદેહોનું રાજ્ય હતું ને ત્યાં જનકાદિ જેવા સુવિખ્યાત રાજાઓ થઇ ગયા એવો ઉલ્લેખ ઘણે ઠેકાણે જોવામાં આવે છે. પણ વિદેહોનું રાજ્ય શા કારણથી અને કેવી રીતે વજ્જીના રાજ્ય સાથે ભળી ગયું એ જાણવાને પૂરતાં સાધન નથી. બુદ્ધના કાળમાં વજ્જીના રાજ્યની ચતુઃસીમા આશરે નીચે મુજબ હતીઃ—પૂર્વે અરણ્યમય પ્રદેશ, પશ્ચિમમાં કોસલ દેશ અને કુસિનારા અને પાવાના મલ્લોનાં રાજ્યો, દક્ષિણમાં ગંગા નદી ને તેની પેલી પાર મગધોનું બલાઢ્ય રાજ્ય ને ઉત્તરમાં હિમાલયની તળેટીએ આવેલું જંગલ.

બીજા ઉતારામાં, લિચ્છવી પ્રથમ કેટલા જાગ્રત હતા ને પછીથી ધીમે ધીમે કેવી રીતે આળસુ બનતા ગયા તેનું સ્પષ્ટ વર્ણન છે. લિચ્છવી લોકોમાં આળસનો પ્રાદુર્ભાવ થતાં કેટલો વખત લાગ્યો તે સંબંધે અનુમાન કરવાને આ ઉતારામાં એકે સાધન નથી. પણ ચોથા ઉતારામાં વસ્સકાર બ્રાહ્મણે વજ્જીઓમાં ફૂટ પાડી મગધરાજા માર્ફતે તેમનો પરાભવ કરાવ્યાનું વર્ણન છે અને તેમાં ઘણુંજ સત્ય હોવું જોઇએ. પણ બુદ્ધના પરિનિર્વાણ પછી કેટલાં વરસે આ બનાવ બન્યો તે ચોક્કસ કહી શકાય તેમ નથી.

ત્રીજો ઉતારો અંગુત્તરનિકાયના પંચકનિપાતમાંનો છે. આ ઉતારા ઉપરથી એમ સ્પષ્ટ જણાય છે કે ઘરમાં ઉચ્છૃંખલ રીતે વર્તનારા વજ્જીના જુવાન પુત્રો પણ બુદ્ધને ઘણુંજ માન આપતા. માત્ર મને જ માન આપવાથી જુવાન વજ્જીની ઉન્નતિ થવાની નથી પણ પોતાનાં માબાપ, સેવકવર્ગ, વ્યવહારમાં જેમની સાથે પોતાનો સંબંધ હોય તે બધા લોકો તથા દેવતા, શ્રમણ અને બ્રાહ્મણ એ બધાનો યોગ્ય સત્કાર કરવો જોઇએ એમ મહાનામ લિચ્છવી માર્ફતે વજ્જીની તરુણ પેઢીને ભગવાને સંદેશો કહાવ્યો છે.

ચોથો ઉતારો મહાપરિનિબ્બાન સુત્ત ને તેની અટ્ઠકથામાંનો છે. બધા ઉતારામાં આ સૌથી વધારે મહત્વનો છે. કાયદાને માન, ઐક્ય, સ્ત્રીઓ વિષે આદર, વૃદ્ધ રાજદ્વારી માણસો, દેવસ્થાનો અને સાધુસંત વિષે પૂજ્ય બુદ્ધિ વજ્જીઓમાં કેવી જાગ્રત હતી એ આ ઉતારા ઉપરથી સ્પષ્ટ જણાઇ આવે છે. કોઇ ઉપર ચોરીનો આરોપ આવતાં વજ્જીના દેશમાં તેને એકદમ શિક્ષા કરવામાં આવતી નહી. પણ જુદા જુદા અધિકારીઓની આગળ તેને ઉભો કરવામાં આવતો અને છેવટે રાજા એટલે વજ્જીઓનો અધ્યક્ષ કાયદાનું પુસ્તક વંચાવીને તેમાં કહ્યા મુજબ ચોરને શિક્ષા ફરમાવતો. આ જુદજુદા અધિકારીઓ કયા હતા ને તેમની ફરજ શી હતી તે જાણવાને માર્ગ નથી તોપણ તેમાંનો એક અટ્ઠકુલિક હાલની જ્યુરીની સંસ્થાને મળતી હોવી જોઇએ એમ કહેવામાં બાધ લાગતો નથી. આ ઉતારામાં મળી આવતી માહિતીનો વિચાર કરતાં હાલમાં અમેરિકન રાષ્ટ્રમાં જે ગુણો છે

---

૧. કૌટિલ્યના અર્થશાસ્ત્રના ૧૧ મા અધિકરણમાં वृजिक લખેલ છે અને ललितविस्तरમાં પણ.

તેજ ગુણ ઓછાવધારે પ્રમાણમાં વજ્જીરાષ્ટ્રવાસી લોકોમાં હતા એમ જણાઈ આવશે. આ બલાઢ્ય રાષ્ટ્રનો આદ્યંત ઇતિહાસ ઉપલબ્ધ નથી એ બહુજ દિલગિરીની વાત છે. વસ્તુ સ્થિતિ આવી હોવાને લીધે પાલી સાહિત્યમાં જે ઉલ્લેખો છે તે ઉપરથી જે માહિતી મળે તે મેળવીને જ સંતોષ લેવાનું પ્રાપ્ત થાય છે.

१

## [ तेसं उप्पत्ति ]

वाराणसिरञ्ञो किर अग्गमहेसिया कुच्छिम्हि गब्भो संठासि। सा ञत्वा रञ्ञो निवेदेसि। राजा गब्भपरिहारं अदासि। सा सम्मापरिहरियमानगब्भा गब्भपरिपाककाले विजायनघरं पाविसि। पुञ्ञवन्तीनं पच्चूससमये गब्भुट्ठानं होति। सा च तासं अञ्ञतरा; तेन पच्चूससमये अलत्तकपटल—बन्धुजीवक-पुप्फसदिसं मंसपेसिं विजायि। ततो, अञ्ञा देवियो सुवण्णबिंबसादिसे पुत्ते विजायंति, अग्गमहेसी मंसपेसिं ति रञ्ञो पुरतो मम अवण्णो उप्पज्जेय्या ति चिंतेत्वा अवण्णभयेन तं मंसपेसिं एकस्मिं भाजने पक्खिपित्वा पटिकुज्जित्वा राजमुद्दिकाय लञ्छेत्वा गङ्गासोते पक्खिपापेसि। मनुस्सेहि छड्डितमत्ते देवता आरक्खं संविदहिंसु। सुवण्णपट्टिकं चेत्थ जातिहिङ्गुलकेन वाराणसिरञ्ञो अग्गमहेसिया पजा ति लिखित्वा बन्धिंसु। ततो तं भाजनं ऊमिभयादीहि अनुपद्दुतं गंगासोतेन पायासि।

तेन च समयेन अञ्ञतरो तापसो गोपककुलं निस्साय गंगातीरे विहरति। सो पातो व गङ्गं ओतिण्णो तं भाजनं आगच्छन्तं दिस्वा पंसुकूलसञ्ञाय अग्गहेसि। अथेत्थ तं अक्खरपट्टिकं राजमुद्दिकालञ्छनञ्च दिस्वा मुञ्चित्वा मंसपेसिं अद्दस। दिस्वानस्स एतदहोसि सिया गब्भो, तथा हिस्स दुग्गन्धपूतिभावो नत्थी ति। अस्समं आनेत्वा सुद्धे ओकासे ठपेसि। अथ अड्ढमासच्चयेन द्वे मंसपेसियो अहेसुं। तापसो दिस्वा साधुकतरं ठपेसि। ततो पुन अड्ढमासच्चयेन एकमेकिस्सा पेसिया हत्थपादसीसानं अत्थाय पंच पंच पिळका उट्ठहिंसु। अथ ततो अड्ढमासच्चयेन एका मंसपेसी सुवण्णबिंबसादिसो दारको एका दारिका अहोसि। तेसु तापसस्स पुत्तसिनेहो उप्पज्जि। अङ्गुट्ठकतो चस्स खीरं निब्बत्ति। ततो पभुति च खीरभत्तं लभि। तापसो भत्तं भुञ्जित्वा खीरं दारकानं मुखे आसिञ्चति। तेसं उदरं यं यं पविसति तं तं सब्बं मणिभाजनगतं विय दिस्सति।

एवं निच्छवी अहेसुं । अपरे आहु सिब्बेत्वा ठपिता विय नेसं अञ्ञमञ्ञं लीना छवि अहोसि । एवं ते निच्छविताय वा लीनच्छविताय वा लिच्छवी ति पञ्ञायिंसु ।

तापसो दारके पोसेन्तो उस्सूरे गामं पिण्डाय पविसति, अतिदिवा पटिक्कमति । तस्स तं व्यापारं ञत्वा गोपालका आहंसु—भन्ते, पब्बाजितानं दारकपोसनं पलिबोधो अम्हाकं दारके देथ मयं पोसेस्साम, तुम्हे अत्तनो कम्मं करोथा ति । तापसो, साधू ति पटिसुणि । गोपालका दुतियदिवसे मग्गं समं कत्वा पुप्फेहि ओकिरित्वा धजपटाका उस्सापेत्वा तुरियेहि वज्जमानेहि अस्समं आगता । तापसो, महापुञ्ञा दारका, ने अप्पमादेन वड्ढेथ, वड्ढेत्वा च अञ्ञमञ्ञं आवाहं करोथ, पञ्चगोरसेन राजानं तोसेत्वा भूमिभागं गहेत्वा नगरं मापेथ, तत्थ कुमारं अभिसिञ्चथा ति वत्वा दारके अदासि । ते साधू ति पटिसुणित्वा दारके नेत्वा पोसेसुं ।

दारका वुद्धिमन्वाय कीळन्ता विवादट्ठानेसु अञ्ञे गोपालदारके हत्थेन पि पादेन पि पहरन्ति । ते रोदन्ति । किस्स रोदथा ति च मातापितूहि वुत्ता इमे निम्मातापितिका तापसपोसिता अम्हे अतीव पहरन्ती ति वदन्ति । ततो नेसं मातापितरो, इमे दारका अञ्ञे दारके विनासेन्ति दुक्खापेन्ति, न इमे संगहेतब्बा वज्जेतब्बा इमे ति आहंसु । ततो पभुति किर सो पदेसो वज्जी ति वुच्चति योजनसतपरिमाणेन ।

अथ तं पदेसं गोपालका राजनं तोसेत्वा अग्गहेसुं । तत्थ च नगरं मापेत्वा सोळसवस्सुदेसिकं कुमारं अभिसिञ्चित्वा राजानं अकंसु । ताय चस्स दारिकाय सद्धिं वारेय्यं कत्वा कतिकं अकंसु—न बाहिरतो दारिका आनेतब्बा, इतो दारिका न कस्सचि दातब्बा ति । तेसं पठमसंवासेन द्वे दारका जाता, धीता च पुत्तो च । एवं सोळसक्खत्तुं द्वे द्वे जाता । ततो तेसं दारकानं यथाक्कमं वड्ढेन्तानं आरामुय्याननिवासट्ठानपरिवारसंपत्तिं गहेतुं अप्पहोन्तं नगरं तिक्खत्तुं गावुतन्तरेन गावुतन्तरेन परिक्खिपिंसु । तस्स पुनप्पुनं विसालीकतत्ता वेसाली त्वेव नामं जातं ।

मज्झिमनिकायट्ठकथा ।

महासीहनादसुत्तवण्णना ॥

# વજ્જી રાજાઓ.

૧

## [ તેમની ઉત્પત્તિ. ]

વારાણસીરાજાની પટરાણીને પેટે ગર્ભ રહ્યો. રાણીએ રાજાને ખબર આપી. રાજાએ તેની સર્વ ઇચ્છાઓ પૂરી કરી અને ગર્ભનું સારી રીતે પાલન કર્યું. ગર્ભ પરિપક્વ થયો એટલે રાણીએ સૂતિકાગૃહમાં પ્રવેશ કર્યો. પુણ્યશાળી સ્ત્રીઓને પ્રભાતે પ્રસવ થાય છે. આ રાણી પણ તેમાંની એક હતી; તેથી તેણે પરોડીએ અળતાના ઢગલા જેવા–જાસુદના ફૂલ જેવા માંસના ગોળાને જન્મ આપ્યો. રાણીએ વિચાર કર્યો, ' બીજી રાણીઓ સુવર્ણબિંબ જેવા પુત્રોને જન્મ આપે છે અને પટરાણીએ તો માંસના ગોળાને જન્મ આપ્યો એમ જણાશે ત્યારે રાજા આગળ મ્હારી ફજેતી થશે. ' અપકીર્તિના ભયથી તેણે માંસના ગોળાને એક વાસણમાં મૂક્યો, વાસણને ઢાંકી દીધું અને ઉપર રાજમુદ્રિકાની છાપ મારી તેને ગંગાના પ્રવાહમાં નખાવી દીધું. માણસે તેનો ત્યાગ કર્યો કે તરતજ દેવતાએ એનાપર પોતાની ચોકી મૂકી; અને એક સુવર્ણપટ પર ઉત્તમ હિંગળોકથી ' આ વારાણસીરાજાની પટરાણીની પ્રજા છે ' એ શબ્દો લખી સુવર્ણપટને પાત્ર સાથે બાંધી દીધો. પછી તે વાસણ મોજાંઓથી આમતેમ ન અથડાતાં ગંગાના સ્રોતમાં વહેવા લાગ્યું.

તે વખતે એક તાપસ ગોવાળીઆઓનો આશ્રય લઇને ગંગાને તટે રહેતો હતો. તે મળસ્કે વહેલો ગંગામાં ઉતરેલો ત્યાં તેણે વાસણ આવતું જોયું અને એનો કોઇ માલીક નથી એમ જાણીને લઈ લીધું. વાસણ પર અક્ષર વાળું પાટીઉં અને રાજમુદ્રાની છાપ જોઇને તે ઉઘાડયું અને છોડીને જુએ છે તો અંદર માંસનો ગોળો જોયો. એ જોઇને તેને વિચાર થયો કે–' આ છે તો સ્ત્રીનો ગર્ભ, છતાં એમાંથી દુર્ગન્ધ નીકળતી નથી કે એ કોહી ગયો નથી' એ જોઇને તેણે વાસણને આશ્રમમાં આણ્યું અને સ્વચ્છ જગામાં રાખ્યું. પછી અર્ધે મહિને એકમાંથી માંસના બે ગોળા થયા. તે જોઇને તાપસે તેને વધારે સંભાળથી રાખ્યું. ત્યારપછી વળી અર્ધો મહિનો ગયો એટલે દરેક ગોળાને હાથ, પગ અને માથા માટે તે તે જગાએ પાંચ-પાંચ ફોલ્લા ઉઠી નીકળ્યા. ફરી વળી અર્ધે મહિને એક માંસના ગોળાનો સુવર્ણબિંબ સમો બાળક બની ગયો અને બીજા ગોળાની બાલિકા બની ગઇ. તાપસને તેમના પર પુત્રસ્નેહ ઉત્પન્ન થયો. તેના અંગુઠામાંથી દૂધ નીકળવા લાગ્યું. ત્યારથી તેને દૂધ અને ભાત મળવા લાગ્યાં. તાપસ પોતે ભાત ખાતો અને દૂધ બાળકોને પાતો. બાળકોનાં પેટમાં જે જે જતું તે બધું મણિપાત્રમાં મૂક્યું હોય એમ પેટમાં દેખાતું. એવાં તેઓ પારદર્શક ( નિચ્છવિ) હતાં. કેટલાક કહે છે કે તેમને એકબીજાની જોડે સીવી લીધાં હોય એમ તેમનાં શરીર એકમેકને ચોંટી ગએલાં હતાં. આ પ્રમાણે તેમનું–નિચ્છવિનું અથવા લીનચ્છવિનું લિચ્છવિ એવું નામ પડયું.

તાપસને બાળક ઉછેરવાનાં હતાં તેથી તે સવારે મોડો ગામમાં ભિક્ષા માટે જતો અને સાંઝે દિવસ વટી ગયે પાછો ફરતો. એનો એ પ્રમાણેનો વ્યાપાર જોઇને ગોવાળોએ તેને કહ્યું, "ભદન્ત, તમને પ્રવ્રજિતોને બાળક ઉછેરવાં એ ત્રાસરૂપ છે. અમને એ બાળકો

આપો; અમે એમને ઉછેરીશું. તમે તમારૂં પોતાનું કામ કરો." તાપસે કહ્યું, "ઠીક." ગોવાળો બીજે દિવસે રસ્તો સમો કરીને, ફૂલો પાથરીને, ધજાપતાકા ચઢાવીને વાજાં વગાડતા વગાડતા આશ્રમમાં આવ્યા. "આ બાળકો મહા પુણ્યવાન છે, એમને પ્રમાદ રાખ્યા વિના ઉછેરીને મ્હોટાં કરજો, મ્હોટાં થાય એટલે એમને એક બીજાની સાથે પરણાવજો, દૂધના બનાવેલા પાંચ પદાર્થોથી રાજાને સંતોષીને જમીન લેજો, એ જમીન પર નગર વસાવજો અને તેમાં આ કુમારનો અભિષેક કરજો." આટલું કહીને તાપસે બાળકો ગોવાળોને સોંપ્યાં. ગોવાળોએ "સારૂં" કહીને વચન આપ્યું અને બાળકોને લઇ જઇને ઉછેર્યાં.

બાળકો મ્હોટાં થયાં અને રમવા લાગ્યાં. રમતાં રમતાં ઝઘડા થાય ત્યારે તેઓ બીજાં ગોવાળનાં બાળકોને હાથથી તેમજ પગથી માર મારતાં. એ બાળકો રોવા લાગતાં. કેમ રુવે છે એમ માબાપ પૂછે ત્યારે તેઓ કહેતાં કે "આ માબાપ વિનાનાં, તાપસે ઉછેરેલાં છોકરાં અમને મારે છે." ગોવાળો કહેવા લાગ્યા, "આ છોકરાં બીજાં છોકરાંને બગાડશે અને પજવશે. માટે આપણે એને સંઘરવાં ન જોઇએ; એમને કાઢી મૂકવાં જોઇએ. (વર્જિત કરવાં જોઇએ). તે વખતથી આસપાસનો સો યોજનનો પ્રદેશ **વજ્જી** નામથી ઓળખાવા લાગ્યો.

પછી ગોવાળોએ રાજાને સન્તુષ્ટ કરીને એ પ્રદેશ લીધો. ત્યાં નગર વસાવીને સોળ વર્ષના કુમારનો અભિષેક કરીને તેને રાજા બનાવ્યો. પેલી છોકરીની સાથે તેનું લગ્ન કર્યું અને એવો નિયમ કર્યો કે આ પ્રદેશમાં બહારથી છોકરી લાવવી નહિ તેમજ અહીંથી છોકરી કોઇને દેવી નહિ. એમના પ્રથમ સંગથી બે બાળક અવતર્યાં–પુત્રી અને પુત્ર. એ પ્રમાણે સોળવાર બે બે બાળકનો જન્મ થયો. પછી છોકરાં જેમ જેમ ક્રમશઃ વધતાં ગયાં તેમ તેમ તેમનાં આરામ, ઉદ્યાન, નિવાસસ્થાન અને પરિજનના સમૂહનો સમાસ નગરમાં ન થઇ શક્યો, તેથી તેના ઘેરાવામાં ત્રણ વાર ગાઉ ગાઉનો વધારો કર્યો. આમ તેને ફરી-ફરીને વિશાલ કરવામાં આવ્યું તેથી તેનું નામ **વેસાલી** પડ્યું.

---

२

## [ तेसं अप्पमादविहारिता ]

कलिंगरूपधाना भिक्खवे एतरहि लिच्छवी विहरन्ति अप्पमत्ता आतापिनो उपासनस्मिं ॥ तेसं राजा मागधो अजातसत्तु वेदेहिपुत्तो न लभति ओतारं न लभति आरम्मणं ॥ भविस्सन्ति भिक्खवे अनागतमद्धानं लिच्छवी सुखुमाला मुदुतलुणहत्थपादा ॥ ते मुदुकासु सेय्यासु तूलबिम्बोहनासु याव सुरियुग्गमना सेय्यं कप्पेस्सन्ति ॥ तेसं राजा मागधो अजातसत्तु वेदेहिपुत्तो लच्छति ओतारं लच्छति आरम्मणं ॥

ओपम्मसंयुत्त व० १, सु० ५

अट्ठकथा—

ते किर तदा पातो व वुट्ठाय सिप्पसालं गच्छन्ति । तत्थ सिप्पं उग्गह-सज्झायादीहि अभियोगं कत्वा मुखं धोवित्वा यागुपानाय गच्छन्ति । यागुं

पिवित्वा पुन सिप्पसालं गन्त्वा सिप्पं गण्हित्वा सज्झायं करोन्ता पातरासाय गच्छन्ति। कतपातरासा, मा नो पमादेन चिरं निद्दोक्कमनं अहोसी ति खदिरघटिकासु सीसे च पादे च उपदहित्वा थोकं निपज्जित्वा पुन सिप्पसालं गन्त्वा सिप्पं गहेत्वा सज्झायन्ति। सायं सज्झायं करोन्ता च गेहं गन्त्वा भुत्तसायमासा पठमयामं सज्झायं कत्वा सयनकाले तथेव कलिंगरं उपधानं कत्वा सयन्ति। एवं ते अक्खणवेधिनो वालवेधिनो च अहेसुं॥

२

[ તેઓની સાવધાનતા. ]

હે ભિક્ખુઓ! અત્યારે લિચ્છવીઓ લાકડાનું ઓશીકું કરે છે અને પ્રમાદરહિત અને વીર્યવાન થઇને ક્વાયત શીખે છે તેથી મગધનો રાજા વૈદેહિપુત્ર અજાતશત્રુ તેમનું મર્મ જાણીને તેમના પર ચઢાઇ કરી શકતો નથી. હે ભિક્ખુઓ! ભવિષ્યમાં લિચ્છવીઓ સુકુમાર થઇ જશે અને એમના હાથપગ સુંવાળા અને કોમળ બની જશે. તેઓ સુંવાળી પથારી પર રૂનાં ઓશીકાં લઇને સૂર્યોદય સુધી ઉંઘ્યા કરશે. ત્યારે મગધરાજ અજાતશત્રુ તેમનો મર્મ કળી તેમના પર ચઢાઇ કરી શકશે.

ओपम्मसंयुत्त व० १ सु० ५.

અટ્ઠકથા—

તે કાળે તેઓ પરોઢીએ ઉઠીને શિલ્પશાળામાં* જતા. ત્યાં શિલ્પના સિદ્ધાન્ત અને પ્રયોગ બન્ને શીખી લઇ પછી મ્હોઢું ધોઇને કાંજી પીવા જતા. કાંજી પીને ફરી શિલ્પશાળામાં જતા, શિલ્પ શીખતા અને સ્વાધ્યાય કરતા કરતા સવારનો નાસ્તો કરવાને જતા. નાસ્તો કર્યા પછી પ્રમાદને લીધે લાંબો વખત ઉંઘી ન જવાય એની સંભાળ રાખીને ખેરના કકડા પર માથું અને પગ મૂકી થોડો વખત સુઇ જતા અને ફરી પાછા શિલ્પશાળામાં જઇ, શિલ્પ શીખી સ્વાધ્યાય કરતા. સાંઝે સ્વાધ્યાય કરતા કરતા ઘેર જતા અને સાંઝનું વાળુ કરી રાતના પહેલા પહોરે સ્વાધ્યાય કરીને સુવાની વખતે તે જ પ્રમાણે લાકડાનું ઓશીકું કરીને સુઇ જતા. એવી રીતે તેઓ ક્ષણમાત્રમાં વેધ કરનારા (અક્ષણવેધી) અને વાળને પણ વીંધી નાખવાની શક્તિવાળા (વાલવેધી) થયા.

३.

[ तेसं भगवति पसादो. ]

एकं समयं भगवा वेसालियं विहरति महावने कूटागारसालायं॥ अथ खो भगवा पुब्बण्हसमयं निवासेत्वा पत्तचीवरमादाय वेसालिं पिण्डाय पाविसि॥ वेसालियं पिण्डाय चरित्वा पच्छाभत्तं पिण्डपातपटिक्कन्तो महावनं अज्झोगाहेत्वा अञ्ञतरस्मिं रुक्खमूले दिवाविहारं निसीदि॥ तेन खो पन समयेन सम्बहुला लिच्छविकुमारका सज्जानि धनूनि आदाय कुक्कुरसङ्घपरिवुता महावने अनु-

* વ્યાયામશાળા.

चङ्कममाना अनुविचरमाना अद्दसंसु भगवन्तं अञ्ञतरस्मिं रुक्खमूले निसिन्नं दिस्वा सज्जानि धनूनि निक्खिपित्वा कुक्कुरसङ्घं एकमन्तं उय्योजेत्वा येन भगवा तेनुपसङ्कमिंसु । उपसङ्कमित्वा भगवन्तं अभिवादेत्वा तुण्हीभूता पञ्ज-लिका भगवन्तं पयिरुपासन्ति ॥

तेन खो पन समयेन महानामो लिच्छवि महावने जङ्घाविहारं अनुचङ्कम-मानो अनुविचरमानो अद्दस ते लिच्छविकुमारके तुण्हीभूते तुण्हीभूते पञ्जलिके भगवन्तं पयिरुपासन्ते । दिस्वा येन भगवा तेनुपसङ्कमि । उपसङ्कमित्वा भग-वन्तं अभिवादेत्वा एकमन्तं निसीदि ॥ एकमन्तं निसिन्नो खो माहानामो लिच्छवि उदानं उदानेसि–भविस्सन्ति वज्जी भविस्सन्ति वज्जी ति ॥

किं पन त्वं महानाम एवं वदेसि–भविस्सन्ति वज्जी भविस्सन्ति वज्जी ति ?

इमे भन्ते लिच्छविकुमारका चण्डा फरुसा अपजहा। यानि पि तानि कुलेसु पहिणकानि, पहीयन्ति, उच्छू ति वा, वदरा ति वा, पूवा ति वा, मोदका ति वा, सक्खलका ति वा, तानि विलुम्पित्वा विलुम्पित्वा खादन्ति । कुलित्थीनं पि कुलकुमारीनं पि पच्छालियं खिपन्ति। ते दानिमे तुण्हीभूता तुण्हीभूता पञ्ज-लिका भगवन्तं पयिरुपासन्ती ति ॥

यस्स कस्साचि महानाम कुलपुत्तस्स पञ्च धम्मा संविज्जन्ति–यदि वा रञ्ञो खत्तियस्स मुद्धाभिसित्तस्स, यदि वा रट्ठिकस्स पेत्तनिकस्स, यदि वा सेनाय सेनापतिकस्स, यदि वा गामगामिकस्स, यदि वा पूगगामणिकस्स, ये वा पन कुलेसु पच्चेकाधिपच्चं कारेन्ति–वुद्धि येव पाटिकङ्खा नो परिहानि ॥

कतमे पञ्च ? इध महानाम कुलपत्तो उट्ठानविरियाधिगतेहि भोगेहि वाहा-वलपरिचितेहि सेदावक्खित्तेहि धम्मिकेहि धम्मलद्धेहि मातापितरो सक्करोति गरुकरोति मानेति पूजेति ॥ तमेनं मातापितरो सक्कता गरुकता मानिता पूजिता कल्याणेन मनसा अनुकम्पन्ति चिरं जीव दीघं आयुं पालेही ति ॥ मातापितानु-कम्पितस्स महानाम कुलपुत्तस्स वुद्धि येव पाटिकङ्खा नो परिहानि ॥

पुन च परं महानाम कुलपुत्तो उट्ठानविरियाधिगतेहि भोगेहि वाहावलप-रिचितेहि सेदावक्खित्तेहि धम्मिकेहि धम्मलद्धेहि पुत्तदारदासकम्मकरपोरिसे सक्करोति गरुकरोति मानेति पूजेति ॥ तमेनं पुत्तदारदासकम्मकरपोरिसा सक्कता गरुकता मानिता पूजिता कल्याणेन मनसा अनुकंपन्ति चिरं जीव दीघं आयुं

पालेही ति ॥ पुत्तदारदासकम्मकरपोरिसानुकम्पितस्स महानाम कुलपुत्तस्स वुद्धि येव पाटिकङ्खा नो परिहानि ॥

पुन च परं महानाम कुलपुत्तो उट्ठानविरियाधिगतेहि भोगेहि बाहाबलपरिचितेहि सेदावक्खित्तेहि धम्मिकेहि धम्मलद्धेहि खेत्तकम्मन्तसामन्तसंवोहारे[1] सक्करोति गरुकरोति मानेति पूजेति ॥ तमेनं खेत्तकम्मन्तसामन्तसंवोहारा सक्कता गरुकता मानिता पूजिता कल्याणेन मनसा अनुकम्पन्ति चिरं जीव दीघं आयुं पालेही ति ॥ खेत्तकम्मन्तसामन्तसंवोहारानुकम्पितस्स महानाम कुलपुत्तस्स वुद्धि येव पाटिकङ्खा नो परिहानि ॥

पुन च परं महानाम कुलपुत्तो उट्ठानविरियाधिगतेहि भोगेहि बाहाबलपरिचितेहि सेदावक्खित्तेहि धम्मिकेहि धम्मलद्धेहि या ता बलिपटिग्गाहिका देवता ता सक्करोति गरुकरोति मानेति पूजेति ॥ तमेनं बलिपटिग्गाहिका देवता सक्कता गरुकता मानिता पूजिता कल्याणेन मनसा अनुकम्पन्ति चिरं जीव दीघं आयुं पालेही ति ॥ देवतानुकम्पितस्स महानाम कुलपुत्तस्स वुद्धि येव पाटिकङ्खा नो परिहानि ॥

पुन च परं महानाम कुलपुत्तो उट्ठानविरियाधिगतेहि भोगेहि बाहाबलपरिचितेहि सेदावक्खित्तेहि धम्मिकेहि धम्मलद्धेहि समणब्राह्मणे सक्करोति गरुकरोति मानेति पूजेति ॥ तमेनं समणब्राह्मणा सक्कता गरुकता मानिता पूजिता कल्याणेन मनसा अनुकम्पन्ति चिरं जीव दीघं आयुं पालेही ति ॥ समणब्राह्मणानुकम्पितस्स महानाम कुलपुत्तस्स वुद्धि येव पाटिकङ्खा नो परिहानि ॥

यस्स कस्सचि महानाम कुलपुत्तस्स इमे पञ्च धम्मा संविज्जन्ति—यदि वा रञ्ञो खत्तियस्स मुद्धाभिसित्तस्स यदि वा रट्ठिकस्स पेत्तनिकस्स यदि वा सेनाय सेनापतिकस्स यदि वा गामगामिकस्स यदि वा पूगगामणिकस्स ये वा पन कुलेसु पच्चेकाधिपच्चं कारेन्ति—वुद्धि येव पाटिकङ्खा नो परिहानी ति ॥

मातापितुकिच्चकरो पुत्तदारहितो सदा ।
अन्तोजनस्स अत्थाय ये चस्स अनुजीविनो ॥
उभिन्नं येव अत्थाय वदञ्ञू होति सीलवा ॥

१. खेत्तकम्मन्तसामन्तसंवोहारेति ये च अत्तनो खेत्तकम्मन्तानं सामन्ता अनन्तरे खेत्तसामिना । ते च रज्जुदण्डेहि भूमिप्पमाणे गाहके संवोहारे च ।
—अट्ठकथा.

ञातिनं पुब्बपेतानं दिट्ठे धम्मे च जीवतं ।
समणानं ब्राह्मणानं देवतानञ्च पण्डितो ।
वित्तिसञ्जननो होति धम्मेन घरमासनं ॥
सो करित्वान कल्याणं पुज्जो होति पसंसियो ।
इधेव नं पसंसन्ति पेच्च सग्गे पमोदती ति ॥

## ૩

## [ ભગવાન બુદ્ધ પરની તેમની શ્રદ્ધા ]

એક વખત ભગવાન બુદ્ધ વૈશાલી પાસે મહાવનમાં કૂટાગારશાળામાં રહેતા હતા. એક દિવસ સવારના પહોરમાં તેમણે ભિક્ષાનું ચીવર પરિધાન કરીને એક પાત્ર અને ચીવર લઇને વૈશાલીમાં પ્રવેશ કર્યો. વૈશાલીમાં ભિક્ષા માગી ભોજન કરીને તેઓ મહા- વનમાં પાછા ફર્યા અને એક વૃક્ષના મૂળ આગળ વિશ્રાન્તિ[1] માટે બેઠા. એટલામાં કેટલાક લિચ્છવીકુમાર ધનુષ સજ્જ કરીને કુતરાનું ટોળું લઇને મહાવનમાં આમતેમ ફરતા હતા તેમણે ભગવાનને એક ઝાડ તળે બેઠેલા જોયા. ભગવાનને બેઠેલા જોઈ સજ્જ કરેલાં ધનુષ નાખી દીધાં, કુતરાની ટોળીને એક બાજુએ રાખી અને ભગવાન જ્યાં હતા ત્યાં આવ્યા. આવીને ભગવાનને પ્રણામ કરી બોલ્યા ચાલ્યા વગર હાથ જોડીને ભગવાનની સેવામાં બેઠા.

એટલામાં મહાનામ નામનો લિચ્છવી મહાવનમાં આમતેમ ફરતો હતો તેણે પેલા લિચ્છવીકુમારોને બોલ્યાચાલ્યા વગર હાથ જોડીને ભગવાનની સેવામાં બેઠેલા જોયા. જોઇને જ્યાં ભગવાન હતા ત્યાં તે આવ્યો. આવીને ભગવાનને પ્રણામ કર્યા અને એક બાજુએ બેઠો. એક બાજુએ બેસીને મહાનામ લિચ્છવીએ ઉદ્‌ગાર કાઢયાઃ “ધન્ય છે વજ્જીઓને, ધન્ય છે વજ્જીઓને!”

(બુદ્ધે પૂછ્યુંઃ) “મહાનામ, ‘ધન્ય છે વજ્જીઓને, ધન્ય છે વજ્જીઓને!’ એ શબ્દો તું કેમ બોલ્યો?”

“ભદન્ત, આ લિચ્છવીકુમારો, કઠોર અને અનાડી છે. એમનાં ઘરમાં જે કંઈ ખાવાનું ભેટ આવે તે પછી તે શેરડી હોય, બોર હોય, વડું હોય, લાડુ હોય કે સકખલકા (?) હોય તે ઉપાડી ઉપાડીને ખાઇ જાય છે અને કુળની સ્ત્રીઓ અને છોકરીઓની પીઠ પર ફેંકે છે. એ કુમારો અત્યારે બોલ્યા ચાલ્યા વગર હાથ જોડીને ભગવાનની સેવામાં બેઠા છે એ જોઇને હું એ શબ્દો બોલ્યો.”

(બુદ્ધ બોલ્યાઃ) “હે મહાનામ, જે કોઇ કુલપુત્ર–પછી ભલે તે મૂર્ધાભિષિક્ત ક્ષત્રિય રાજા[2] હોય, વંશપરંપરાથી રાજ્યગાદી ભોગવનાર રાજા હોય, સેનાનો સેનાપતિ, ગામનો મુખી, શ્રેણીનો શેઠ કે કુળનો વડીલ પુરુષ હોય–પાંચ ધર્મોને જાણે છે તેની ઉન્નતિ જ થશે, નુકસાન થવાનું નથી.

---

૧. મૂળમાં दिवाविहार શબ્દ છે. તેનો શબ્દાર્થ દિવસના ભાગમાં આરામ લેવો એવો થાય છે.

૨. રાજગાદીને માટે જેને ચુંટવામાં આવે તેને મૂર્ધાભિષિક્ત કહેતા.

"એ પાંચ ધર્મ કયા ? હે મહાનામ, વીર્ય અને બાહુબળથી પ્રાપ્ત કરેલા, પરસેવો ઉતારીને મેળવેલા, ધાર્મિક અને ધર્મલબ્ધ ભોગ હોવા છતાં જે કુલપુત્ર માતપિતાનો સત્કાર કરે છે, તેમનું ગૌરવ કરે છે, તેમને માન આપે છે, તેમની પૂજા કરે છે, તેને સત્કાર, ગૌરવ, માન અને પૂજા પામેલાં માતપિતા પ્રસન્ન મનથી આશીર્વાદ દે છે કે 'તું ચિરંજીવ થા અને દીર્ઘ આયુષ્યનું પાલન કર.' હે મહાનામ, માતપિતાનો આશીર્વાદ પામેલા કુલપુત્રની ઉન્નતિ જ થશે, નુકસાન થવાનું નથી.

"વળી, હે મહાનામ, વીર્ય અને બાહુબળથી પ્રાપ્ત કરેલા, પરસેવો ઉતારીને મેળવેલા ધાર્મિક અને ધર્મલબ્ધ ભોગ હોવા છતાં જે કુલપુત્ર પુત્ર, સ્ત્રી, દાસ અને મજૂરોનો સત્કાર કરે છે, તેમનું ગૌરવ કરે છે, તેમને માન આપે છે, તેમની પૂજા કરે છે તેને, સત્કાર, ગૌરવ, માન અને પૂજા પામેલાં પુત્ર, સ્ત્રી, દાસ અને મજૂરો પ્રસન્ન મનથી આશીર્વાદ દે છે કે 'તું ચિરંજીવ થા અને દીર્ઘ આયુષ્યનું પાલન કર.' હે મહાનામ, પુત્ર, સ્ત્રી, દાસ અને મજૂરોનો આશીર્વાદ પામેલા કુલપુત્રની ઉન્નતિજ થશે. નુકસાન થવાનું નથી.

"વળી, હે મહાનામ, વીર્ય અને બાહુબળથી પ્રાપ્ત કરેલા, પરસેવો ઉતારીને મેળવેલા, ધાર્મિક અને ધર્મલબ્ધ ભોગ હોવા છતાં જે કુલપુત્ર, પડોશના ખેતરવાળાઓનો અને મોજડીદારો વગેરેનો સત્કાર કરે છે, તેમનું ગૌરવ કરે છે, તેમને માન આપે છે, તેમની પૂજા કરે છે તેને સત્કાર, ગૌરવ, માન અને પૂજા પામેલા પડોશના ખેતરવાળાઓ અને મોજડીદાર વગેરે પ્રસન્ન મનથી આશીર્વાદ દે છે કે 'તું ચિરંજીવ થા અને દીર્ઘાયુષનું પાલન કર.' હે મહાનામ, પડોશના ખેતરવાળા અને મોજડીદાર વગેરેનો આશીર્વાદ પામેલા કુલપુત્રની ઉન્નતિ જ થશે નુકસાન થવાનું નથી.

"વળી હે મહાનામ, વીર્ય અને બાહુબળથી પ્રાપ્ત કરેલા, પરસેવો ઉતારીને મેળવેલા, ધાર્મિક અને ધર્મલબ્ધ ભોગ હોવા છતાં જે કુલપુત્ર બલિ ગ્રહણ કરનાર દેવતાઓનો સત્કાર કરે છે, તેમનું ગૌરવ કરે છે, તેમને માન આપે છે, તેમની પૂજા કરે છે તેને સત્કાર ગૌરવ માન ને પૂજા પામેલા બલિ ગ્રહણ કરનાર દેવતાઓ પ્રસન્ન મનથી આશીર્વાદ દે છે કે 'તું ચિરંજીવ થા અને દીર્ઘાયુષનું પાલન કર.' હે મહાનામ, બલિ ગ્રહણ કરનાર દેવતાઓનો આશીર્વાદ પામેલા કુલપુત્રની ઉન્નતિ જ થશે, નુકસાન થવાનું નથી.

"વળી હે મહાનામ, વીર્ય અને બાહુબળથી પ્રાપ્ત કરેલા, પરસેવો ઉતારીને મેળવેલા ધાર્મિક અને ધર્મલબ્ધ ભોગ હોવા છતાં જે કુલપુત્ર શ્રમણ અને બ્રાહ્મણનો સત્કાર કરે છે, તેમનું ગૌરવ કરે છે, તેમને માન આપે છે, તેમની પૂજા કરે છે, તેને સત્કાર ગૌરવ માન અને પૂજા પામેલા શ્રમણ અને બ્રાહ્મણ પ્રસન્ન મનથી આશીર્વાદ દે છે કે 'તું ચિરંજીવ થા, અને દીર્ઘાયુષનું પાલન કર.' હે મહાનામ શ્રમણ અને બ્રાહ્મણોનો આશીર્વાદ પામેલા કુલપુત્રની ઉન્નતિજ થશે, નુકસાન થવાનું નથી.

"હે મહાનામ, જે કોઈ કુલપુત્ર—પછી ભલે તે મૂર્ધાભિષિક્ત ક્ષત્રિય રાજા હોય, વંશ પરંપરાથી રાજગાદી ભોગવનાર રાજા હોય, સેનાનો સેનાપતિ, ગામનો મુખી, શ્રેણીનો શેઠ કે કુલનો વડિલ હોય—આ પાંચ ધર્મોને જાણે છે તેની ઉન્નતિ જ થશે, નુકસાન થવાનું નથી.

"જે સુજ્ઞ ગૃહસ્થ હમેશાં માતપિતાનું કામ કરે છે, સ્ત્રી પુત્રના હિતમાં તત્પર રહે છે, પોતાને આશ્રયે રહેલા નોકર ચાકરના હિતને માટે ઉદ્યમ કરે છે અને આત્મપરહિત માટે દાતા અને શીલવાન બને છે તે મરી ગએલાં તેમજ આ લોકમાં જીવતાં સગાં વ્હાલાં ને શ્રમણ બ્રાહ્મણને તેમજ દેવતાઓને આનન્દ આપે છે. તે પુણ્યકર્મ કરીને પૂજ્ય અને પ્રશંસાને લાયક થાય છે, અને આ લોકમાં પ્રશંસા પામે છે એટલું જ નહિ પણ મરણ પછી સ્વર્ગમાં પણ સુખ ભોગવે છે."

४

## [ तेसं वुड्ढि च परिहानि च ]

एवं मे सुतं ॥ एकं समयं भगवा राजगहे विहरति गिज्झकूटे पब्बते ॥ तेन खो पन समयेन राजा मागधो अजातसत्तु वेदेहिपुत्तो वज्जी अभियातुकामो होति ॥ सो एवमाह—अहं हिमे वज्जी एवंमहिद्धिके एवंमहानुभावे उच्छेज्जामि वज्जी विनासेस्सामि वज्जी अनयव्यसनं आपादेस्सामि वज्जी ति ॥

अथ खो राजा मागधो अजातसत्तु वेदेहिपुत्तो वस्सकारं ब्राह्मणं मगधमहामत्तं आमन्तेसि—एहि त्वं ब्राह्मण येन भगवा तेनुपसङ्कम । उपसङ्कमित्वा मम वचनेन भगवतो पादे सिरसा वन्दाहि । अप्पाबाधमप्पातङ्कं लहुट्ठानं वलं फासुविहारं पुच्छ । राजा भन्ते मागधो अजातसत्तु वेदेहिपुत्तो भगवतो पादे सिरसा वन्दति, अप्पाबाधं अप्पातङ्कं लहुट्ठानं वलं फासुविहारं पुच्छती ति । एवञ्च वदेहि—राजा भन्ते मागधो अजातसत्तु वेदेहिपुत्तो वज्जी अभियातुकामो । सो एवमाह—अहं हिमे वज्जी एवं महिद्धिके एवंमहानुभावे उच्छेज्जामि वज्जी, विनासेस्सामि वज्जी अनयव्यसनं आपादेस्सामि वज्जी ति । यथा च ते भगवा व्याकरोति तं साधुकं उग्गहेत्वा ममं आरोचेय्यासि । न हि तथागता वितथं भणन्ती ति ॥

एवं भो ति खो वस्सकारो ब्राह्मणो मगधमहामत्तो रञ्ञो मागधस्स अजातसत्तुस्स वेदेहिपुत्तस्स पटिस्सुत्वा भद्दानि भद्दानि यानानि योजापेत्वा भद्दं यानं अभिरूहित्वा भद्देहि भद्देहि यानेहि राजगहम्हा निय्यासि, येन गिज्झकूटो पब्बतो तेन पायासि ॥ यावातिका यानस्स भूमि यानेन गन्त्वा याना पच्चोरोहित्वा पत्तिको व येन भगवा तेनुपसङ्कमि । उपसङ्कमित्वा भगवता सद्धिं सम्मोदि । सम्मोदनीयं कथं साराणीयं वीतिसारेत्वा एकमन्तं निसीदि ॥ एकमन्तं निसिन्नो खो वस्सकारो ब्राह्मणो मगधमहामत्तो भगवन्तमेतदवोच—राजा भो गोतम मागधो

 वेदेहिपुत्तो भोतो गोतमस्स पादे सिरसा वन्दति, अप्पाबाधमप्पा-

तङ्कं लहुट्ठानं बलं फासुविहारं पुच्छति । राजा भो गोतम मागधो अजातसत्तु वेदेहिपुत्तो वज्जी अभियातुकामो । सो एवमाह अहं हिमे वज्जी एवंमहिद्धिके एवंमहानुभावे उच्छेज्जामि वज्जी, विनासेस्सामि वज्जी अनयव्यसनं आपादेस्सामि वज्जी ति ॥

तेन खो पन समयेन आयस्मा आनन्दो भगवतो पिट्ठितो ठितो होति भगवन्तं वीजयमानो ॥ अथ खो भगवा आयस्मन्तं आनन्दं आमन्तेसि किंति ते आनन्द सुतं, वज्जी अभिण्हं सन्निपाता सन्निपातबहुला ति ?

सुतं मेतं भन्ते वज्जी अभिण्हं सन्निपाता सन्निपातबहुला ति ॥

यावकीवं च आनन्द वज्जी अभिण्हं सन्निपाता सन्निपातबहुला भविस्सन्ति, वुद्धि येव आनन्द वज्जीनं पाटिकङ्खा नो परिहानि ॥

किंति ते आनन्द सुतं वज्जी समग्गा सन्निपतन्ति, समग्गा वुट्ठहन्ति, समग्गा वज्जीकरणीयानि करोन्ती ति ?

सुतं मेतं भन्ते–पे०–करोन्ती ति ॥

यावकीवं च आनन्द वज्जी–पे०–वज्जिकरणीयानि करिस्सन्ति वुद्धि येव आनन्द वज्जीनं पाटिकङ्खा नो परिहानि ॥

किं तिं ते आनन्द सुतं वज्जी अप्पञ्ञत्तं न पञ्ञापेन्ति, पञ्ञत्तं न समुच्छिन्दन्ति यथापञ्ञत्ते पोराणे वज्जिधम्मे समादाय वत्तन्ती ति ॥

यावकीवं च आनन्द वज्जी–पे०–वत्तिसन्ति, वुद्धि येव आनन्द वज्जीनं पाटिकङ्खा नो परिहानि ।

किंति ते आनन्द सुतं, वज्जी ये ते वज्जीनं वज्जिमहल्लका ते सक्करोन्ति गरुकरोन्ति मानेन्ति पूजेन्ति तेसं च सोतब्ब मञ्ञन्ती ति ?

सुतं मेतं भन्ते–पे०–मञ्ञन्ती ति ।

यावकीवं च आनन्द वज्जी–पे०–मञ्ञिस्सन्ति वुद्धि येव आनन्द वज्जीनं पाटिकङ्खा नो परिहानि ॥

किन्ति ते आनन्द सुतं, वज्जी या ता कुलित्थियो कुलकुमारियो ता न ओक्कस्स पसय्ह वासेन्ती ति ?

सुतं मेतं भन्ते–पे०–न ओक्कस्स पसय्ह वासेन्ती ति ॥

यावकीवं च आनन्द वज्जी–पे०–ता न ओकस्स पसय्ह वासेस्सन्ति, वुद्धि येव आनन्द वज्जीनं पाटिकङ्खा नो परिहानि ॥

किंति ते आनन्द सुतं वज्जी यानि तानि वज्जीनं वज्जि चेतियानि अब्भन्तरानि चेव बाहिरानि च तानि सक्करोन्ति गरुकरोन्ति मानेन्ति पूजेन्ति, तेसं च दिन्नपुब्बं कतपुब्बं धम्मिकं बलिं नो परिहापेन्ती ति ?

सुतं मेतं भन्ते–पे०–

यावकीवंच आनन्द–पे०–बलिं नो परिहापेस्सन्ति वुद्धि येव आनन्द वज्जीनं पाटिकङ्खा नो परिहानि ॥

किं ति ते आनन्द सुतं वज्जीनं अरहन्तेसु धम्मिकारक्खावरणगुत्ति सुसंविहिता किं ति अनागता च अरहन्तो विजितं आगच्छेय्युं आगता च अरहन्तो विजिते फासु विहरेय्युं ति ?

सुतं मेतं भन्ते–पे०–

यावकीवंच आनन्द वज्जीनं अरहन्तेसु धम्मिकारक्खावरणगुत्ति सुसंविहिता भविस्सन्ति–पे०–वुद्धि येव आनन्द वज्जीनं पाटिकङ्खा नो परिहानी ति ॥

अथ खो भगवा वस्सकारं ब्राह्मणं मगधमहामत्तं आमन्तेसि–एकमिदाहं ब्राह्मण समयेन वेसालियं विहरामि सारन्ददे चेतिये । तत्राहं वज्जीनं इमे सत्त अपरिहानिये धम्मे देसेसिं यावकीवंच ब्राह्मण इमे सत्त अपरिहानिया धम्मा वज्जीसु ठस्सन्ति, इमेसु च सत्तसु अपरिहानियेसु धम्मेसु वज्जी सन्दिस्सन्ति वुद्धि येव ब्राह्मण वज्जीनं पाटिकङ्खा नो परिहानी ति ॥

एवं वुत्ते वस्सकारो ब्राह्मणो मगधमहामत्तो भगवन्तं एतदवोच–एकमेकेन पि भो गोतम अपरिहानियेन धम्मेन समन्नागतानं वज्जीनं वुद्धि येव पाटिकङ्खा नो परिहानि, को पन वादो सत्तहि अपरिहानियेहि धम्मेहि ॥ अकरणीया व भो गोतम वज्जी रञ्ञा मागधेन अजातसत्तुना वेदेहिपुत्तेन यदिदं युद्धस्स । अञ्ञत्र उपलापनाय[1] अञ्ञत्र मिथुभेदा । हंद च दानि मयं भो गोतम गच्छाम, बहुकिच्चा मयं बहुकरणीया ति ॥

यस्स दानि त्वं ब्राह्मण कालं मञ्ञासी ति ॥

---

१. अञ्ञत्र उपलापनाया ति ठपेत्वा उपलापनं ॥ उपलापना नाम, अलं विवादेन, इदानि समग्गा होमा ति हत्थि-अस्स-रथहिरञ्ञसुवण्णादीनि पेसेत्वा संगहकरणं ॥

अट्ठकथा ॥

अथ खो वस्सकारो ब्राह्मणो मगधमहामत्तो भगवतो भासितं अभिनन्दित्वा अनुमोदित्वा उट्ठायासना पक्कामि ॥

अट्ठकथा–वज्जी ति वज्जिराजानो ॥ एवं महिद्धिके ति एवं महतिया राजिद्धिया समन्नागते ॥ एतेन नेसं सग्गभावं कथेसि ॥ एवं महानुभावे ति एवं महन्तेन आनुभावेन समन्नागते ॥ एतेन नेसं हत्थिसिप्पादिसु कतसिप्पतं कथेसि, यं संधाय वुत्तं–" सिक्खिता वतिमे लिच्छविकुमारका, सुसिक्खिता वतिमे लिच्छविकुमारका, यत्र हि नाम सुखुमेन ताळच्छिगलेन असनं अतिपातयिस्सन्ति, पोंखानुपोंखं अविराधितं ति ॥ —[ संयुत्त० ५ । ४५३ ]

उच्छेज्जामि वज्जी एवमादि....इति किर सो ठाननिसज्जादिसु इमं युद्धकथमेव कथेति । गमनसज्जा होथा ति एवं बलकायं आणापेति ॥ कस्मा ? गंगाय किर एकं पट्टनगामं निस्साय अड्ढयोजनं अजातसत्तुनो आणा, अड्ढयोजनं लिच्छवीनं ॥ एत्थ पन आणापवत्तिट्ठानं होती ति अत्थो ॥ तत्रापि च पब्बतपादतो महग्घभण्डं ओतरति ॥ तं सुत्वा अज्ज यामि, स्वे यामी ति अजातसत्तुनो संविदहन्तस्सेव लिच्छविराजानो समग्गा सम्मोदमाना पुरेतरं गन्त्वा सब्बं महग्घभण्डं गण्हन्ति ॥ अजातसत्तु पच्छा गन्त्वा तं पवत्तिं ञत्वा कुज्झित्वा गच्छति ॥ ते पुनसंवच्छरे पि तथेव करोन्ति ॥ अथ सो बलवाघातजातो तदा एवमकासि ॥ ततो चिन्तेसि–गणेन सद्धिं युद्धं नाम भारियं, एको पि मोघप्पहारो नाम नत्थि । एकेन नु खो पन पण्डितेन सद्धिं मन्तेत्वा करोन्तो निरपराधो होति । पण्डितो च सत्थारा सदिसो नत्थि । सत्था च अविदूरे धुरविहारे वसति । हन्दाहं पेसेत्वा पुच्छामि। सचे मे गतेन कोचि अत्थो भविस्सति, सत्था तुण्हीभविस्सति । अनत्थे पन सति, किं रञ्ञो तत्थ गमनेना ति वक्खती ति सो वस्सकारं ब्राह्मणं पेसेसि......................... ॥

अभिण्हसन्निपाता ति दिवसस्स तिक्खत्तुं सन्निपतन्ता पि अन्तरन्तरा सन्निपतन्ता पि अभिण्हसन्निपाता व ॥ सन्निपातबहुला ति हिय्यो पि सन्निपतितम्हा पुरिमदिवसं पि सन्निपतितम्हा पुन अज्ज किमत्थं सन्निपतिता होमा ति ओसानं अनापज्जन्ता सन्निपातबहुला नाम होन्ति ॥....वुद्धि येव आनन्द वज्जीनं पाटिकंखा नो परिहानी ति अभिण्हं असन्निपतन्ता हि दिसाविदिसासु आगतसासनं न सुणन्ति ततो असुकगामसीमा वा निगमसीमा वा आकुला असुकट्ठाने चोरा वा परियुट्टिता ति न जानन्ति ॥ चोरा पि पमत्ता राजानो ति

यन्त्वा [1] गामानिगमादीनि पहरन्ता जनपदं नासेन्ति ॥ येवं राजूनं परिहानि होति ॥ अभिण्हं सन्निपतन्ता पन तन्तं पउत्तिं सुणन्ति ततो वलं पेसेत्वा अमित्तमद्दनं करोन्ति ॥ चोरा पि अप्पमत्ता राजानो न सक्का अम्हेहि वग्गवन्धेहि विचरितुं ति भिज्जित्वा पलायन्ति ॥ येवं राजूनं वुड्ढि होति ॥..........

समग्गा ति आदिसु सन्निपातभेरिया निग्गताय अज्ज मे किच्चं अत्थि, मंगलं अत्थी ति विक्खेपं करोन्ता न समग्गा सन्निपतन्ति नाम ॥ भेरिसद्दं पन सुत्वा व भुञ्जमाना पि अलंकरियमाना पि वत्थानि निवासेन्ता पि अड्ढभुत्ता वा अड्ढालंकता वा वत्थं निवासयमाना वा सन्निपतन्ता समग्गा सन्निपतन्ति नाम ॥ सन्निपतिता पन चिन्तेत्वा मन्तेत्वा कत्तब्बं कत्वा एकतो व अवुट्ठहन्ता न समग्गा वुट्ठहन्ति नाम ॥ येवं वुट्ठितेसु हि ये पठमं गच्छन्ति तेसं येवं होति अम्हेहि वाहिरकथा व सुता । इदानि विनिच्छयकथा भविस्सती ति ॥ एकतो वुट्ठहन्ता पन समग्गा वुट्ठहन्ति नाम ॥

अपि च असुकट्ठानेसु गामसीमा वा निगमसीमा वा आकुला चोरा वा परियुट्ठिता ति सुत्वा को गन्त्वा इमं अमित्तमद्दनं करिस्सती ति उत्ते अहं पठमं अहं पठमं ति वत्वा गच्छन्ता पि समग्गा वुट्ठहन्ति नाम ॥ एकस्स पन कम्मन्ते ओसीदमाने सेसा राजानो पुत्तभातरो पेसेत्वा तस्स कम्मन्तं उपत्थंभयमाना पि, आगन्तुकराजानं असुकस्स गेहं गच्छतु असुकस्स गेहं गच्छतू ति अवत्वा सब्बे एकतो संगण्हंता पि, एकस्स मंगले वा रोगे वा अन्यस्मिं वा पन तादिसे सुखदुक्खे उप्पन्ने सब्बे तत्थ सहायभावं गच्छन्ता पि समग्गा वज्जिकरणीयानि करोन्ति नाम ॥

अप्पञ्ञत्तं ति आदिसु पुब्बे अकतं सुंकं वा वालिं वा दण्डं वा अनाहरापेन्ता अप्पञ्ञत्तं न पञ्ञपेन्ति नाम ॥ पोराणप्पवेणिया आगतेनेव पन आहरापेन्ता पञ्ञत्तं न समुच्छिन्दन्ति नाम ॥ चोरो ति गहेत्वा दस्सिसति अविनिच्छिनित्वा व छेज्जभेज्जं अनुसासन्ता पोराणं वज्जिधम्मं समादाय न वत्तन्ति नाम ॥ तेसं अप्पञ्ञत्तं पञ्ञपेन्तानं अभिनवसुंकादी पीळिता मनुस्सा अति उपद्दुतम्ह को इमेसं विजिते वसिस्सती ति पच्चन्तं पविसित्वा चोरा वा चोरसहाया वा हुत्वा जनपदं पहरान्ति ॥ पञ्ञत्तं समुच्छिन्दन्तानं पवेणि–आगतानि सुंकादीनि अग्गण्हन्तानं कोसो परिहायति ॥ ततो हत्थि अस्स वलकाया ओरोधादयो

[1] म. सुत्वा.

यथा निवद्धं वत्थुं[1] अलभमाना थामेन बलेन परिहायन्ति ॥ ते नेव युद्धक्खमा होन्ति न पारिचर्यक्खमा ॥

पोराणं वज्जिधम्मं समादाय अवत्तन्तानं विजिते मनुस्सा अम्हाकं पुत्तं पितरं भातरं अचोरं येव चोरो ति कत्वा छिन्दिंसु भिन्दिंसू ति कुज्झित्वा पचन्तं पविसित्वा चोरो वा चोरसहाया वा हुत्वा जनपदं पहरन्ति ॥ येवं राजूनं परिहानि होति ॥

पञ्ञत्तं पञ्ञपेन्तानं पन पवेणि–आगतानेव राजानो करोन्ती ति मनुस्सा हट्ठतुट्ठा कसिवणिज्जादिके कम्मन्ते संपादेन्ति ॥ पञ्ञत्तं असमुच्छिन्दन्तानं पवेणि–आगतानि सुंकादीनि गण्हन्तानं कोसो वड्ढति ॥ ततो हत्थिअस्सबलकाया ओरोधादयो यथानिबद्धं वत्थुं लभमाना थामबलसंपन्ना युद्धक्खमा चेव पारिचर्यक्खमा च होन्ति ॥

पोराणं वज्जिधम्मं ति एत्थ पुब्बे किर वज्जिराजानो अयं चोरो ति आनेत्वा दस्सिते गण्हथ नं चोरं ति अवत्वा विनिच्छयमहामत्तानं देन्ति ॥ ते पि विनिच्छिनित्वा अचोरो चे विस्सज्जन्ति । चोरो चे अत्तना किंचि अवत्वा वोहारिकानं देन्ति ॥ ते पि विनिच्छिनित्वा अचोरो चे विस्सज्जेन्ति । चोरो चे हन्तोकारिका नाम होन्ति तेसं देन्ति ॥ ते पि विनिच्छिनित्वा अचोरो चे विस्सज्जेन्ति । चोरो चे अट्ठकुलिकानं देन्ति ॥ ते पि तथेव कत्वा सेनापतिस्स, सेनापति उपराजस्स, उपराजा रञ्ञो ॥ राजा विनिच्छिनित्वा अचोरो चे विस्सज्जेति । सचे पन चोरो होति पवेणिपोत्थकं वाचापेति ॥ तत्थ येन इदं नाम कतं, तस्स अयं नाम दण्डो ति लिखितं ॥ राजा तस्स किरियं तेन समानेत्वा तदनुच्छविकं दण्डं करोति ॥ इति एतं पोराणं वज्जिधम्मं समादाय वत्तन्तानं मनुस्सा न उज्झायन्ति ॥ राजानो पोराणप्पवेणिया कम्मं करोन्ति एतेसं दोसो नत्थि अम्हाकं येव दोसो ति अप्पमत्ता कम्मन्ते करोन्ति ॥ येवं राजूनं वुद्धि होति तेन वुत्तं वुद्धि येव आनन्द वज्जीनं पाटिकंखा नो परिहानी ति ॥

सक्करोन्ती ति........तत्थ ये येवं महल्लकानं राजूनं सक्कारादीनि न करोन्ति, ओवादत्थाय च नेसं उपट्ठानं न गच्छन्ति, ते तेहि विसट्ठा अनोवदियमाना कीळापसुता रज्जतो परिहायन्ति ॥ ये पन तथा पटिपज्जन्ति तेसं महल्लकराजानो इदं कातब्बं इदं न कातब्बं ति पोराण–पवेणिं आचिक्खन्ति । संगामं पत्ता पि

[1] म. वत्थं.

येवं पविसितब्बं येवं निक्खमितब्बं ति उपायं दस्सेन्ति ॥ ते तेहि ओवधियमाना यथाओवादं पटिपज्जन्ता सक्कोन्ति राजप्पवेणिं संधारेतुं ॥

कुलित्थियो ति कुलघरणियो ॥ कुलकुमारियो ति अनिविट्ठा तासं धीतरो ॥ ओकस्स पसय्हाति एत्थ ओकस्सा ति वा पसय्हा ति वा पसय्हाकारस्सेवेतं नाम ।....तत्थ ओकस्सा ति अपकस्सित्वा आकड्ढित्वा ॥ पसय्हा ति अभिभवित्वा, अज्झोत्थरित्वा ति अत्थो ॥ एवं हि करोन्तानं विजिते मनुस्सा अम्हाकं गेहे पुत्तमातरो ति खेळसिंघाणिकादीनि मुखेन अपनेत्वा संवड्ढितधीतरो पि इमे राजानो वलक्कारेण गहेत्वा अत्तनो घरे वासेन्ती ति कुपित्वा पच्चन्तं पविसित्वा चोरा वा चोरसहाया वा हुत्वा जनपदं पहरन्ति ॥ येवं अकरोन्तानं पन विजिते मनुस्सा अप्पोस्सुका सकानि कम्मानि करोन्ता राजकोसं वड्ढेन्ति ॥

वज्जीनं वज्जिचेतियानी ति वज्जिराजूनं विजिते रट्ठे चित्तीकतट्ठेन चेतियानी ति लद्धनामानि यक्खट्ठानानि ॥ अब्भन्तरानी ति अन्तो नगरे ठितानि ॥ वाहिरानी ति वहिनगरे ठितानि ॥ दिन्नपुब्बं ति पुब्बे दिन्नं ॥....धम्मिकं वलिं परिहान्तानं हि देवता आरक्खं सुसंविहितं न करोन्ति । अनुप्पन्नं दुक्खं उप्पादेतुं[1] असक्कोन्ता पि उप्पन्नं काससीसरोगादिं वड्ढेन्ति । संगामे पन सति सहाया न होन्ति ॥ अपरिहापेन्तानं पन आरक्खं सुसंविहितं करोन्ति अनुप्पन्नं दुक्खं उप्पादेतुं असक्कोन्ता पि उप्पन्नं काससीसरोगादिं [2]हरन्ति संगामसीसे सहाया होन्ती ति ॥

धम्मिका रक्खावरणगुत्ती ति एत्थ रक्खा एव यथा अनिच्छितं नागच्छन्ति एवं आवरणतो आवरणं यथा इच्छितं न नस्सति एवं गोपायनतो गुत्ति ॥ तत्थ वलकायेन परिवारेत्वा रक्खणं पब्बजितानं धम्मिका रक्खावरणगुत्ति नाम न होति ॥ यथा पन विहारस्स उपवने रुक्खे न छिन्दन्ति, वागुरा हि मिगं न गण्हन्ति, पोक्खरणीसु मच्छे न गण्हन्ति, एवं करणं धम्मिका रक्खावरणगुत्ति नाम ॥ किं ति अनागता चा ति इमिना पन नेसं एवं पच्चुपट्ठितचित्तसंतानो ति चित्तप्पवत्तिं पुच्छति ॥ तत्थ ये अनागतानं अरहन्तानं आगमनं न इच्छन्ति ते अस्सद्धा होन्ति अप्पसन्ना । पब्बजिते संपत्ते पच्चुग्गमनं न करोन्ति, गन्त्वा न पस्सन्ति पटिसन्थारं न करोन्ति, पञ्हं न पुच्छन्ति, धम्मं न सुणन्ति, दानं न देन्ति, अनुमोदनं न सुणन्ति, निवासनट्ठाणं न संविदहन्ति ॥

१ म. जनेतुं. २ म. हनन्ति.

अथ नेसं अवण्णो अब्भुग्गच्छति, असुको नाम राजा अस्सद्धो अप्पसन्नो पब्बजिते संपत्ते पच्चुग्गमनं न करोति–पे०–निवासनट्ठाणं न संविदहती ति ॥ तं सुत्वा पब्बजिता तस्स नगरद्वारेन गच्छन्ता पि नगरं न पविसन्ति ॥ एवं अनागतानं अरहन्तानं अनागमनमेव होति । आगतानं पि फासुविहारे असति, ये पि अजानित्वा आगता ते, वसिस्सामा ति ताव चिन्तेत्वा आगतम्हा, इमेसं पन राजूनं इमिना नीहारेन को वसिस्सती ति निक्खमित्वा गच्छन्ति ॥ एवं अनागतेसु अनागच्छन्तेसु, आगतेसु दुक्खं विरहन्तेसु सो देसो पब्बजितानं अनावासो होति ॥ ततो देवतारक्खा न होति ॥ देवतारक्खाय असति अमनुसा ओकासं लभन्ति.....................पक्कामी ति रञ्ञो संतिकं गतो ॥ ततो नं राजा, किं आचरिय भगवा अवोचा ति पुच्छि ॥ सो, यथा भो समणस्स गोतमस्स वचनं न सक्का वज्जी केनचि गहेतुं, अपि च उपलापनाय वा मिथुभेदा वा सक्का ति आह ॥ ततो नं राजा, उपलापनाय अम्हाकं हत्थिअस्सादयो नस्सिस्सन्ति, भेदेनेव ते गहेस्साम, किं करोमा ति पुच्छि ॥ तेन हि महाराज तुम्हे वज्जिं आरब्भ परिसति कथं समुट्ठापेथ । ततो अहं किं ते महाराज तेहि, अत्तनो संतकेहि कसिवणिज्जादीनि कत्वा जीवन्तु एते राजानो ति वत्वा पक्कमिस्सामि ॥ ततो तुम्हे किं नु खो भो एस ब्राह्मणो वज्जि आरब्भ पवत्तं कथं पटिबाहती ति वदेय्याथ ॥ दिवसभागेवाहं तेसं पण्णाकारं पेसेस्सामि ॥ तं पि गाहापेत्वा तुम्हे पि मम दोसं आरोपेत्वा बंधनताळनादीनि अकत्वा व केवलं खुरमुण्डं कत्वा नगरा नीहरापेथ ॥ अथाहं, मया ते नगरे पाकारो च परिखा च कारिता, अहं थिरदुब्बलट्ठानं च उत्तानगंभीरठानं च जानामि, न चिरस्सेव दानी तं उजुं करिस्सामी ति वक्खामि ॥ तं सुत्वा तुम्हे गच्छतू ति वदेयाथा ति ॥ राजा सब्बं अकासि ॥

लिच्छवी तस्स निक्खमनं सुत्वा, सठो ब्राह्मणो मा तस्स गंगं उत्तरितुं अदत्था ति आहंसु ॥ तत्रेकच्चेहि अम्हे आरब्भ कथितत्ता किर सो एवं कतो ति वुत्ते, तेन हि भणे एतू ति भणिंसु ॥ सो गन्त्वा लिच्छवी दिस्वा किं अकत्था ति पुच्छितो तं पवुत्तिं आरोचेसि ॥ लिच्छविनो, अप्पमत्तकेन नाम एवं गरुदण्डं कातुं न युत्तं ति वत्वा, किं ते तत्र ठानंतरं ति पुच्छिंसु ॥ विनिच्छयामच्चोहमस्मी ति ॥ तथेव ते ठानंतरं होतू ति ॥ सो सुट्ठुतरं विनिच्छयं करोति ॥ राजकुमारा तस्स संतिके सिप्पं उग्गण्हन्ति ॥ सो पतिट्ठितगुणो हुत्वा एकदिवसं एकं लिच्छविं गहेत्वा एकमन्तं गन्त्वा दारका कसन्ती ति पुच्छि ॥ आम कस-

न्ती ति ॥ द्वे गोणे योजत्वा ति ॥ आम द्वे गोणे योजेत्वा ति ॥ एत्तकं वत्वा निवत्तो ॥ ततो तं अञ्ञो, किं आचरियो आहा ति पुच्छित्वा तेन वुत्तं असद्दहन्तो, न मे एस यथा भूतं कथेसी ति ते सद्धिं भिज्जि ॥ ब्राह्मणो अञ्ञं पि दिवसं एकं लिच्छविं एकमन्तं नेत्वा, केन व्यञ्जनेन भुत्तोसी ति पुच्छित्वा निवत्तो ॥ तं पि अञ्ञो पुच्छित्वा असद्दहन्तो तथेव भिज्जि ॥ ब्राह्मणो अपरं पि दिवसं एकं लिच्छविं एकमन्तं नेत्वा, अतिदुग्गतोसि किरा ति पुच्छि ॥ को एवमाहा ति ॥ असुको नाम लिच्छवी ति ॥ अपरं पि एकमन्तं नेत्वा, त्वं किर भीरुकजातिको ति पुच्छि ॥ को एवमाहा ति ॥ असुको नाम लिच्छवी ति ॥ एवं अञ्ञेन अकथितमेव अञ्ञस्स कथेन्तो तीहि संवच्छरेहि ते राजानो अञ्ञमञ्ञं भिन्दित्वा यथा द्वे एकमग्गेन न गच्छन्ति तथा कत्वा संनिपातभेरिं चारापेसि ॥ लिच्छविनो, इस्सरा संनिपतन्तु सूरा संनिपतन्तू ति वत्वा न संनिपतिंसु ॥ ब्राह्मणो, अयं दानि कालो सीघं आगच्छतू ति रञ्ञो सासनं पेसेसि ॥

राजा सुत्वा वलभेरिं चारापेत्वा निक्खमि ॥ वेसालिका, रञ्ञो गंगं उत्तरितुं न दस्सामा ति भेरिं चारापेसुं ॥ तं पि सुत्वा, गच्छन्तु इस्सरा ति आदीनि वत्वा न संनिपतिंसु ॥ नगरपवेसनं न दस्साम द्वारानि पिदहित्वा वसामा ति भेरिं चारापेसुं एको पि न संनिपति ॥ यथा विवटेहेव द्वारेहि पविसित्वा सब्बे अनयव्यसनं पापेत्वा गतो ॥

---

४

[ તેમની ચડતી અને પડતી. ]

આ પ્રમાણે મેં સાંભળ્યું છે. એક સમયે **ભગવાન** રાજગૃહમાં ગૃધ્રકૂટ પર્વત ઉપર વિહાર કરતા હતા. તે દરમીઆન **મગધરાજ** વૈદેહીપુત્ર **અજાતશત્રુ**ને વજ્જીઓ પર આક્રમણ કરવાનો વિચાર થયો. એણે કહ્યું, "આવા મહાસમૃદ્ધિવાળા તથા મહાપ્રતાપશાળી વજ્જીઓનો હું ઉચ્છેદ કરીશ, વિનાશ કરીશ, હું તેમને જડમૂળથી ઉખેડી નાખીશ.

હવે વૈદેહીપુત્ર **અજાતશત્રુ મગધરાજે** પોતાના મહામાત્ય વસ્સકાર બ્રાહ્મણને કહ્યું, "તમે **ભગવાન** પાસે જાઓ. જઈ કરીને **ભગવાન**ને મારા વંદન કહો તથા ક્ષેમકુશળ પૂછો; અને કહો કે, **ભગવન્**, વૈદેહીપુત્ર **અજાતશત્રુ મગધરાજ વજ્જીઓ** પર આક્રમણ કરવા ઇચ્છે છે. તે કહે છે કે 'આવા મહાસમૃદ્ધિવાળા તથા મહાપ્રતાપવાળા વજ્જીઓનો હું ઉચ્છેદ કરીશ, વિનાશ કરીશ, હું તેમને જડમૂળથી ઉખેડી નાખીશ.' પછી **ભગવાન** તમને જે કહે તે ધ્યાનપૂર્વક સાંભળીને અહિં આવીને મને કહો: કારણ કે **તથાગતો** અસત્ય બોલતા નથી."

"બહુ સારૂં" કહી, મગધરાજ વૈદેહીપુત્ર અજાતશત્રુની આજ્ઞાને માથે ચડાવી વસ્સકાર બ્રાહ્મણે અનેક સુંદર વાહનો જોડાવ્યાં અને તેમાંના એક સુંદર વાહનમાં બેસીને એ બધા સાથે પોતે રાજગૃહમાંથી રવાના થયો અને ગૃધ્રકૂટ પર્વતની પાસે આવ્યો. જ્યાં સુધી વાહનો જઇ શકયાં ત્યાં સુધી વાહનમાં અને પછી વાહનમાંથી ઉતરી પગપાળો તે ભગવાન પાસે આવી પહોંચ્યો. પરસ્પર વિનય તથા પ્રશંસાનાં વચનોનો શિષ્ટાચાર થયા બાદ ભગવાનની સમીપ બેઠો, અને આ પ્રમાણે બોલ્યો, "વૈદેહીપુત્ર અજાતશત્રુ મગધરાજે આપના ચરણોમાં પ્રણામ કહ્યા છે અને આપના કુશળ સમાચાર પૂછે છે. હાલ તે વજ્જીઓ પર આક્રમણ કરવાની ઇચ્છા રાખે છે. તે કહે છે કે આવા મહાસમૃદ્ધિવાળા તથા મહાપ્રતાપવાળા વજ્જીઓનો હું ઉચ્છેદ કરીશ, વિનાશ કરીશ, હું તેમને જડમૂળથી ઉખેડી નાખીશ."

હવે આ સમયે આયુષ્માન્ આનંદ ભગવાનની પાછળ ઉભો ઉભો વાયુ નાખતો હતો. ભગવાને આયુષ્માન્ આનંદને પૂછ્યું, "કેમ, આનંદ, વજ્જીઓ વારંવાર સંમેલન કરે છે તથા એ સંમેલનમાં લગભગ બધાયે એકઠા થાય છે એમ તેં સાંભળ્યું છે ને?"

"વજ્જીઓ વારંવાર સંમેલનો કરે છે એમ મેં સાંભળ્યું છે, ભગવન્" આનંદે જવાબ દીધો.

"જ્યાં લગી, આનંદ, વજ્જીઓ વારંવાર સંમેલનો કરી એકત્ર રહેશે ત્યાં લગી તેમની ઉન્નતિ જ થશે; અવનતિ નહિ થાય.

"આનંદ, તેં એમ પણ સાંભળ્યું છે ને કે વજ્જીઓ સઘળા સાથે જ બેસે છે, સાથે ઉઠે છે અને સાથે જ કામ કરે છે?"

"જી હા, ભગવન્! એમ પણ સાંભળ્યું છે."

"આનંદ, જ્યાં લગી વજ્જીઓ એમ કરશે ત્યાં લગી તેમની ઉન્નતિ જ થશે, અવનતિ નહિ થાય.

"વારુ, આનંદ, તેં એમ સાંભળ્યું છેને કે વજ્જીઓ જે કાયદો પોતે ન કરેલો હોય તેને અમલમાં નથી મૂકતા, જે કાયદો ઘડયો હોય તેનો ઉચ્છેદ નથી કરતા તથા પોતાના પૂર્વજોના પ્રાચીન ધર્મમાં ચાલ્યા આવે છે?"

"હા, જી, એમ મેં સાંભળ્યું છે." આનંદે કહ્યું.

"જ્યાં સુધી, આનંદ, વજ્જીઓ એમ કર્યા કરશે ત્યાં સુધી તેઓની ઉન્નતિ જ થશે, અવનતિ નહિ થાય.

"વળી, આનંદ, તેં એમ પણ સાંભળ્યું છે ને, કે વજ્જીઓ પોતાના વડીલોને સત્કારે છે, માન આપે છે, પૂજે છે અને તેમનું કહ્યું માને છે?"

"હા, ભગવન્, એમ મેં સાંભળ્યું છે." આનંદે કહ્યું.

"જ્યાં લગી વજ્જીઓ એમ કર્યા કરશે ત્યાં લગી, હે આનંદ, તેમની ઉન્નતિ જ થશે, અવનતિ નહિ થાય.

"અને, આનંદ, તેં એમ પણ સાંભળ્યું છે ને કે વજ્જીઓ કુલકુમારીઓ તથા કુલસ્ત્રીઓને ઉપાડી નથી જતા તથા તેમના પર બલાત્કાર નથી કરતા?"

"હા, ભગવન્, એમ મેં સાંભળ્યું છે," આનંદે કહ્યું.

"તો, આનંદ, જ્યાં લગી વજ્જીઓ એમ કરશે ત્યાં લગી તેમની ઉન્નતિ જ થશે, અવનતિ નહિ થાય.

"વળી, આનંદ, તેં એમ પણ સાંભળ્યું છે ને, કે વજ્જીઓ પોતાના **અભ્યંતર** તેમજ બાહ્ય ચૈત્યોને સત્કારે છે, માન આપે છે, પૂજે છે તથા પરાપૂર્વથી તે ચૈત્યોને અપાતા આવેલા ધાર્મિક બલિ આપવામાં બેદરકાર નથી રહેતા?"

"હા, ભગવન્, એમ મેં સાંભળ્યું છે."

"આનંદ, જ્યાં લગી એમ થયા કરશે ત્યાં લગી વજ્જીઓની ઉન્નતિ જ થશે, અવનતિ નહિ થાય.

"આનંદ, તેં એમ સાંભળ્યું છેને કે વજ્જીઓએ અરહન્તોના[1] યોગ્ય રક્ષણ માટે તથા તેમને ઉચિત આશ્રય આપવા માટે બંદોબસ્ત કરેલો છે કે જેથી દૂરથી અરહન્તો પોતાના દેશમાં આવે અને આવેલા હોય તે સુખરૂપ વિહાર કરે?"

"હા, ભગવન્, એમ મેં સાંભળ્યું છે" આનંદે કહ્યું.

"આનંદ, જ્યાંલગી વજ્જીઓ એટલું કરે છે ત્યાં લગી તેમની ઉન્નતિ જ થશે. અવનતિ નહિ થાય."

હવે ભગવાને મહામાત્ય વસ્સકાર બ્રાહ્મણને કહ્યું, "એક વખત મારો વૈશાલિમાં સારન્દદ નામના ચૈત્યમાં નિવાસ હતો. ત્યાં મેં વજ્જીઓને આ સાત કલ્યાણકારી ધર્મોનો બોધ દીધો હતો. જ્યાં લગી, હે બ્રાહ્મણ, વજ્જીઓમાં આ સાત ધર્મો હશે, જ્યાં લગી વજ્જીઓને આ સાત ધર્મોનો ઉપદેશ મળ્યા કરશે ત્યાં લગી તેમની ઉન્નતિ જ થશે, અવનતિ નહિ થાય."

આ ઉપરથી મહામાત્ય વસ્સકાર બ્રાહ્મણે ભગવાનને કહ્યું, "હે ગૌતમ, આમાંના એક પણ કલ્યાણપ્રદ ધર્મવડે વજ્જીઓની ઉન્નતિ જ થાય, અવનતિ નહિ થાય, તો પછી સાત કલ્યાણપ્રદ ધર્મો ભેળા હોય ત્યારે પૂછવું જ શું? વૈદહીપુત્ર અજાતશત્રુ મગધરાજ યુદ્ધમાં વજ્જીઓને નહિ જીતી શકે, તેમનું મન સંપાદન[2] કર્યા વગર કે તેમનામાં ભેદ કરાવ્યા વગર. ઠીક, હે, ગૌતમ, હવે અમે જઇશું, અમારે ઘણાં કામ છે."

"જેવી તમારી ઇચ્છા, બ્રાહ્મણ," જવાબ મળ્યો.

પછી મહામાત્ય વસ્સકાર બ્રાહ્મણ ભગવાનનાં વચનો વડે તૃપ્ત તથા પ્રસન્ન થઇ, આસનેથી ઉઠી, ચાલી નીકળ્યો.

---

૧. અરહન્તનો અર્થ 'પૂજ્ય' થાય છે.

૨. મૂળમાં **अञ्ञत्र उपलापनाया ति** એ પ્રમાણે છે. એના ઉપર અટ્ઠકથામાં ટીકાકાર કહે છે—ઉપલાપન એટલે 'વિવાદથી વળશે નહિ. હવે ભેગા થઇએ. હાથી, અશ્વ, રથ, સોનું રૂપું મોકલીને સલાહ કરવી.' આ અટ્ઠકથાનો અર્થ જોતાં પ્રો. હાઇસ ડેવિડ્સે Sacred Books of the Buddhists, vol III, p. 81 footnote I માં આપેલો **उपलापना** નો અર્થ બરાબર નથી.

અટ્ઠકથા.

વજ્જીઓ એટલે વજ્જીરાજાઓ. આવા મહાસમૃદ્ધિવાળા એટલે આવી મોટી રાજ-સમૃદ્ધિથી સંપન્ન. એથી તેમનું ઐશ્વર્ય બતાવેલું છે. આવા મહાપ્રતાપશાળી એટલે આવા મોટા પ્રતાપવાળા. એથી હાથી વગેરેનાં સૈન્યો સાથે યુદ્ધ કરવામાં તેમનું કૌશલ બતાવેલું છે, એથી જ કહ્યું છે કે—"લિચ્છવી કુમારો બેશક શિક્ષિત, સુશિક્ષિત છે; તેઓ નાના કુંચી ફેરવવાના કમાડના કાણા[1] સોંસરા પણ એક પાછળ બીજું, એમ નિરંતર લક્ષ્યવેધી બાણું ફેંકી શકે છે. (સંયુત્ત૦ ૫/૪૫૩)"

'વજ્જીઓનો હું ઉચ્છેદ કરીશ' વગેરેથી ઉઠતાં બેસતાં એ યુદ્ધની જ વાત કરે છે, આક્રમણ માટે સજ્જ રહો એમ સૈન્યને વારંવાર આજ્ઞા કરે છે એમ બતાવેલું છે. શા માટે? ગંગા ઉપર એક બંદર હતું તેમાં અર્ધા યોજનમાં અજાતશત્રુની આણ અને અર્ધા યોજનમાં લિચ્છવીઓની આણ મનાતી હતી. ત્યાં પર્વતની તળેટીમાંથી કીંમતી માલ ઉતરતો. અજાતશત્રુ તો આજ જઉં કાલ જઉં એમ હજુ વિચાર જ કર્યા કરતો હોય ત્યાં લિચ્છવીરાજાઓ સઘળા સાથે મળી પરસ્પર એકમત થઈ પહેલા વહેલા પહોંચતા અને એ સઘળો કીંમતી માલ લઇ લેતા. પાછળથી અજાતશત્રુ જતો અને એ સમાચાર જાણી ખીજાઇને પાછો આવતો. તેઓ વળી બીજે વરસે પણ તેમ જ કરતા. હવે જ્યારે એ બહુ જ ખીજાયો ત્યારે તેણે આમ કર્યું. તેણે વિચાર્યું–ગણરાજ્ય સાથે લડવું એ જેવી તેવી વાત નથી. ઘા ખાલી જાય એવો કાચો લડવૈયો ત્યાં એકેય નથી. માટે કોઇક પંડિતની સલાહ લઇને કરીએ તો લાભ થાય. અને સત્થાર[2] જેવો કોઇ પંડિત નથી. સત્થા નજીકના અગ્રવિહારમાં વસે છે. મારી ચડાઇથી કાંઇ લાભ થવાનો હશે તો સત્થા કાંઇ નહિ બોલે, અને જો અનર્થ થવાનો હશે તો "રાજાની ચડાઇથી શું થવાનું છે?" એમ કહેશે. આવો વિચાર કરીને તેણે વસ્સકાર બ્રાહ્મણને મોકલ્યો.

'વારંવાર સંમેલન કરે છે' એટલે દિવસમાં ત્રણ વખત સંમેલન કરે છે અને વચ્ચે વચ્ચે પણ મળતા રહે છે. લગભગ બધાય એકઠા થાય છે એટલે ગઇ કાલે મળ્યા હતા, પરમદિવસે પણ મળ્યા હતા તો વળી પાછા આજ શા માટે એકત્ર થવું? એવો વિચાર કરી કોઇપણ ગેરહાજર રહેતો નથી........'આનન્દ, વજ્જીઓની ઉન્નતિ જ થશે, અવનતિ નહિ થાય,' એટલે જો વારંવાર ન મળે તો ચોગમથી આવેલા સમાચાર ન સાંભળી શકે અને અમુક ગામડાંના પાધરમાં કે અમુક નગરને સીમાડે ઉપદ્રવ છે અથવા અમુક ઠેકાણે ચોર ઉભા થયા છે એ ન જાણી શકે. ચોરો પણ રાજાઓ પ્રમાદી છે એમ જાણી ગામડાંઓ, નગરો વગેરેને રંજાડી દેશનો નાશ કરે. એવી રીતે રાજાઓની અવનતિ થાય. પણ જો વખતોવખત એકઠા થયા કરે તો બધા સમાચાર મળે અને લશ્કર મોકલી શત્રુઓને દબાવી શકે. ચોરો પણ રાજાઓ સાવધાન છે એમ જાણી ટુકડીબંધ રહેવું અશક્ય માની જુદા જુદા વેરાઇ જઇ નાસી જાય છે. એવી રીતે રાજાઓની ઉન્નતિ થાય છે.

"સઘળા સાથે જ" વગેરે—જ્યારે 'સન્નિપાત-ભેરી'[3] એકત્ર થવાની ખબર આપવા

---

૧. તે સમયમાં લાકડાની મોટી કુંચી રખાતી હતી એટલે કાણામાંથી તીર જઇ શકે.
૨. સંસ્કૃતમાં શાસ્તા એટલે બુદ્ધ.
૩. ભેગાં થવા માટે વગાડવામાં આવતું નગારું.

માટે વગાડવામાં આવતા નગારાનો અવાજ સાંભળે છે ત્યારે આજે મારે ઘેર કાંઇ શુભાવસર–સારૂં ટાણું છે એમ કહી સંમેલનમાં જવાનું માંડી વાળતા નથી. પરંતુ નગારાનો શબ્દ સાંભળતા વેંત ખાતા હોય, અલંકારો ધારણ કરતા હોય કે કપડાં પહેરતા હોય તો પણ તે બધું અધૂરૂં મૂકી સઘળા સંમેલનમાં જાય છે. સંમેલનમાં વિચાર કરી, સલાહ લઇ કર્તવ્ય કરી જ્યાં સુધી એક પણ જણ નથી ઉઠતો ત્યાં સુધી બધા નથી ઉઠતા. અને એવી રીતે ઉઠયા પછી પણ જેઓ પહેલ વહેલા જાય છે તેમને એમ થાય છે કે અમે તો હજુ આડીઅવળી વાતો જ સાંભળી છે, ઠરાવની વાત તો હજુ હવે થવાની છે. એટલે કહ્યું છે કે, ઉઠે છે ત્યારે સઘળા સાથે ઉઠે છે.

અથવા, અમુક ઠેકાણે અમુક ગામ કે નગરને સીમાડે ચોર ઉભા થયા છે ત્યાં જઇને કોણ એ દ્રોહીઓને દબાવી દેશે એમ જ્યારે પૂછવામાં આવે છે ત્યારે “ હું પહેલો ” “ હું પહેલો ” એમ કહેતા કહેતા બધા ય જાય છે. એથી કહ્યું કે તેઓ બધા સાથે જ ઉઠે છે.

જ્યારે કોઇનું કામ બગડતું હોય ત્યારે બાકીના રાજાઓ પોતપોતાના દીકરા તથા ભાઇઓને મોકલી તેને મદદ કરે છે તેથી, કોઇ અતિથિરાજા હોય તેને “ ફલાણાને ઘેર જાઓ, ઢીંકણાને ઘેર જાઓ,” એમ ન કહેતાં બધા સાથે મળીને તેડી જાય છે. કોઇને ત્યાં કાંઇ સારો માઠો પ્રસંગ હોય, અથવા કોઇને એવું જ કાંઇ સુખદુઃખ આવી પડયું હોય ત્યારે સઘળા તેને મદદ આપવા જાય છે; તેથી કહ્યું છે કે તેઓ સઘળા સાથે જ કામ કરે છે.

“ જે કાયદો પોતે ન ઘડયો હોય ” ઇત્યાદિ પૂર્વે કદી ન લીધેલ જકાત, કર કે દંડ લેતા નથી, માટે કહ્યું છે કે જે કાયદો પોતે ન ઘડયો હોય તેનો અમલ નથી કરતા. અમુક ચોર છે એમ ધારી આરોપ પુરવાર કર્યા વગર જ એને મારકૂટ કરવાની આજ્ઞા આપી દે તો પરાપૂર્વથી ચાલ્યા આવેલા વજ્જીધર્મ અનુસાર કર્યું ન કહેવાય. જે કાયદો ન હોય એનો અમલ કરે તો નવા નવા કરવેરા વગેરેથી લોકોને ઘણો જ ઉપદ્રવ થાય અને “ આવા વજ્જીદેશમાં કોણ રહે ? ” એમ કહી લોકો સરહદ પર ચાલ્યા જાઇ, ચોર બની, અથવા ચોરોના ટોળામાં ભળી જઇ દેશને રંજાડે. જે કાયદો હોય એનો ઉચ્છેદ કરે અને પરાપૂર્વથી ચાલતા આવેલા કરવેરા વગેરે જતા કરે તો કોશ ક્ષીણ થાય; જેથી કરીને હાથી ઘોડા વગેરેનું સૈન્ય તથા સ્ત્રીઓ વગેરેને જોઇતી વસ્તુ ન મળવાથી વીર્ય તથા બળમાં ઘટી જાય, અને પરિણામે સૈન્ય યુદ્ધને માટે અને સ્ત્રીઓ પરિચર્યાને માટે અયોગ્ય થઈ જાય છે.

પરાપૂર્વથી ચાલતા આવેલા વજ્જીધર્મને ન અનુસરે તો લોકો “ અમારા દીકરા, બાપ, ભાઇઓને વગર વાંકે ચોર ઠરાવીને મારકૂટ કરે છે ” એમ કહી બીજાઇને દેશ તજી સરહદ પર ચાલ્યા જાય અને ત્યાં ચોર બની અથવા ચોરના ટોળામાં ભળી દેશને રંજાડે.

કાયદાનો અમલ કરતાં “ રાજાઓ તો પરાપૂર્વથી ચાલતા આવેલા માર્ગને જ અનુસરે છે ” એમ વિચારી લોકો સંતુષ્ટ બની હરખે હરખે ખેતી, વેપારવણજ વગેરે કરવામાં મંડયા રહે છે. કાયદાનો ઉચ્છેદ ન કરતાં પરાપૂર્વથી ચાલતા આવેલા કરવેરા ઉઘરાવતાં કોશ વધે છે એટલે હાથી, ઘોડા વગેરેનું સૈન્ય તથા સ્ત્રીઓ વગેરેને જોઇતી વસ્તુ મળે છે જેથી તેઓ શક્તિ તથા વીર્યસંપન્ન થઇને યુદ્ધ તથા પરિચર્યાને યોગ્ય બને છે.

પરાપૂર્વથી ચાલતો આવેલો વજ્જીધર્મ વગેરે.–પૂર્વે વજ્જી રાજાઓ “ આ ચોર છે; એને પકડો ” એમ કહીને કોઇ ચોર રજુ કરે તો તેને ચોર કહ્યા વગર વિનિચ્છયમહામત્ત

( વિનિશ્ચયમહામાત્ર ) ને સુપ્રત કરતા. તેઓ પણ સારી પેઠે તપાસ કરી નિરપરાધી હોય તો એને છોડી મૂકતા, પણ અપરાધી હોય તો પોતે કંઇ કહ્યા વગર વોહારિકને ( વ્યવહારિક) ને સુપ્રત કરતા. વોહારિકે પણ સારી પેઠે તપાસ કરી નિરપરાધી હોય તો છોડી મૂકતા અને અપરાધી હોય તો અન્તોકારિકને (અન્તઃકારિક) સુપ્રત કરતા. તેઓ પણ સારી પેઠે તપાસ કરી નિરપરાધી હોય તો છોડી મૂકતા, અને અપરાધી હોય તો અટ્ઠકુલિકોને ( આષ્ટકૌલિક ) સુપ્રત કરતા. તેઓ પણ તેને તેવી જ રીતે સેનાપતિને, સેનાપતિ ઉપરાજાને અને ઉપરાજા રાજા[1]ને સુપ્રત કરતા. રાજા સારી પેઠે તપાસ કરાવી નિરપરાધી હોય તો તેને છોડી મૂકતા અને અપરાધી ઠરે તો પ્રવેણિ–પુસ્તક (પરંપરાગત કાયદાપોથી ) વંચાવતા. તેમાં જેણે આવું કર્યું હોય તેને આવો દંડ થાય એમ લખેલું હોય છે. રાજા એનું કામ એને બતાવીને તે પ્રમાણે દંડ કરે છે. આ પ્રમાણે પુરાણ વજ્જીધર્મને અનુસરતાં લોકો નિન્દા નથી કરતા. " રાજાઓ તો પરાપૂર્વથી ચાલતાં આવેલાં કર્મો કરે છે, એમાં એમનો શો દોષ? દોષ તો અમારો જ છે." એમ વિચારી સાવધાન થઇ પોતપોતાનો ધંધો કરે છે. એ પ્રમાણે રાજાઓની વૃદ્ધિ થાય છે. માટે કહ્યું છે કે હે આનંદ, વજ્જીઓની અવશ્ય ઉન્નતિ જ થશે, અવનતિ નહિ થાય.

સત્કારે છે વગેરે.–જો લોકો વડીલ રાજાઓને નથી સત્કારતા, સલાહ માટે તેમની પાસે નથી જતા તો તે લોકો એમ ઉવેખાવાથી રમતગમતમાં ધ્યાન આપે છે અને રાજ્ય તરફ ઉદાસીન રહે છે. પણ જેઓ તેમની પાસે જાય છે તેમને એ વૃદ્ધ રાજાઓ " આ કરવું, આ ન કરવું " એમ પુરાણું ધર્મો સમજાવે છે અને યુદ્ધમાં જતાં " આવી રીતે પેસવું, આવી રીતે નીકળવું " એમ રસ્તા દેખાડે છે. એટલે તેમની સલાહ લેવામાં આવે, તેમની સલાહ પ્રમાણે વર્તન કરવામાં આવે તો તેઓ રાજ-પ્રવેણિને ચાલુ રાખી શકે છે.

કુલસ્ત્રીઓ એટલે કુલગૃહિણીઓ–કુલવધૂઓ. કુલકુમારીઓ એટલે પરણાવેલી ન હોય એવી એમની પુત્રીઓ ઉપાડી જવી અથવા બળાત્કાર કરવો એ બન્ને લગભગ સમાનાર્થ છે.........એ પ્રમાણે કરતાં દેશમાં લોકો " અમારા ઘરમાં અમારા દીકરાઓની માતાઓએ મુખની લાળો ધોઇ ધોઇને દીકરીઓને ઉછેરીને મોટી કરી છે અને આ રાજાઓ એમને જબરદસ્તીથી ઉપાડી જઇ પોતાને ઘેર બેસાડે છે. " એમ ગુસ્સે થઇ સરહદ પર ચાલ્યા જઇ ચોર બની અથવા ચોરોના ટોળામાં ભળી જઇ દેશને રંજાડે છે. પણ એમ ન થાય તો દેશમાં લોકો નિશ્ચિત થઇ પોતપોતાના ધંધા કરે છે અને રાજનો ખજાનો વધારે છે.

વજ્જીઓનાં વજ્જી ચૈત્યો વગેરે.–ચિત્તીકૃત હોવાથી એટલે ચિત્ત દેવાથી, માનની દૃષ્ટિથી જોવાથી. ચૈત્ય એવાં નામવાળા યક્ષસ્થાનો–દેવસ્થાનો. અભ્યંતર એટલે નગરની અંદર આવેલાં, બાહ્ય એટલે નગરની બહાર આવેલાં. ધાર્મિક બલિ ન મળતાં દેવતાઓ બરાબર રક્ષણ નથી કરતા; ન ઉપજેલું દુઃખ ઉપજાવવાને તો તેઓ સમર્થ છે, પરંતુ ઉપજેલા ખાંસી વગેરેના રોગો વધારે છે. યુદ્ધમાં સહાયતા નથી કરતા. પરંતુ જો બલિ મળે તો સારી પેઠે રક્ષા કરે છે અને અલબત્ત, ન ઉપજેલું દુઃખ ઉપજાવવાને અસમર્થ હોવા છતાં, ઉપજેલા ખાંસી વગેરેના રોગો હરે છે અને સંગ્રામમાં સહાયતા કરે છે.

---

૧. અધ્યક્ષ રાજા.

ધાર્મિકી રક્ષા, આવરણ, ગુપ્તિ વગેરે.–ન ઇચ્છેલું ન આવે એવી રીતે એમનું આવરણ કરવું એટલે આવરણ. ઇચ્છેલું ન નાશ પામે એવી રીતે જાળવી રાખવું એનું નામ ગુપ્તિ, અને રક્ષા એટલે આવરણ તથા ગુપ્તિ. સૈન્ય વડે પ્રવ્રજિતોનું રક્ષણ કરવું એ કાંઇ ધાર્મિક રક્ષાવરણગુપ્તિ નથી. પણ વિહારના ઉપવનનાં વૃક્ષો કોઇ કાપે નહિ, પારધીઓ જાળથી મૃગને પકડે નહિ, તળાવોમાં માછલાં પકડે નહિ એવો બંદોબસ્ત કરવો એનું નામ ધાર્મિક રક્ષાવરણગુપ્તિ છે. 'ન આવેલા' વગેરેથી તેઓ ત્યાં આવવાનું મન કરે છે કે કેમ એમ પૂછે છે. જેઓ ન આવેલા અરહન્તો આવે એમ નથી ઇચ્છતા તેઓ અશ્રદ્ધ તથા અપ્રસન્ન હોય છે. પ્રવ્રજિત આવે છે ત્યારે ઉઠીને સામા નથી જતા, જઇને દર્શન નથી કરતા, સ્વાગત નથી કરતા, પ્રશ્ન નથી પૂછતા, ધર્મ નથી સાંભળતા, દાન નથી આપતા, અનુમોદન નથી સાંભળતા, તથા નિવાસસ્થાન નથી જણાવતા. એટલે તેમની અપકીર્તિ ફેલાય છે કે ફલાણો રાજા અશ્રદ્ધાળુ છે—ઇત્યાદિ.

નિવાસસ્થાન નથી જણાવતા એ સાંભળીને પ્રવ્રજિતો તેના નગરની ભાગોળે થઇને જવા છતાં પણ નગરમાં પેસતા નથી. એવી રીતે ન આવેલા અરહન્તો કદી પણ નથી આવતા. આવેલા હોય તેમને પણ સુખવિહાર ન મળવાથી તથા અજાણ્યા 'ચાલો, ત્યાં વસીએ,' એમ ધારી આવ્યા હોય તે બધા આ રાજની આવી રીતભાત છે તો અહિં કોણ વસે? એમ વિચારી ચાલ્યા જાય છે. એવી રીતે ન આવેલા ન આવવાથી, તથા આવેલાને સુખવિહાર ન મળવાથી એ દેશ પ્રવ્રજિતરહિત થાય છે. તેથી દેવતારક્ષા નથી થતી; અને પરિણામે પિશાચાદિને અવકાશ મળે છે........

ચાલી નીકળ્યો એટલે રાજા પાસે ગયો. પછી રાજાએ તેને "ગુરૂ ભગવાને શું કહ્યું?" એમ પૂછ્યું. તેણે, ગૌતમ શ્રમણે કહ્યું હતું તેમ, "હે રાજા, વજ્જીઓ કેમે ન જીતાય એમ નથી, ફક્ત તેમનું મન સંપાદન કરીને અથવા તેમનામાં ફૂટ પાડીનેજ કામ લઇ શકાય એમ છે." ત્યારે રાજાએ એને કહ્યું કે તેમનું મન સંપાદન કરવા માટે તો આપણા હાથી, અશ્વો વગેરે ઓછા થાય માટે ભેદથી જ જીતવાનો કોઇ માર્ગ બતાવ. ત્યારે તેણે કહ્યું કે મહારાજ, તમે સભામાં વજ્જી સંબંધી વાત કાઢજો. એટલે હું તમને કહીશ, કે "મહારાજ! તમારે વજ્જીઓ ઉપર શા માટે આક્રમણ કરવું જોઇએ? આ રાજાઓ પોતપોતાના ખેતી, વેપાર વગેરે ધંધા કરીને છોને પોતાનું ગુજરાન ચલાવે" એમ કહી હું આડો પડીશ. ત્યારે તમે કહેજો કે "કેમ ભલા આ બ્રાહ્મણ વજ્જીઓની વાતમાં આડો આવે છે?" તે જ દિવસે પછી હું વજ્જીઓને ભેટ મોકલાવીશ. તે જપ્ત કરીને તમારે મને આરોપી ઠરાવીને મારફૂટ કર્યા વગર માત્ર મારૂં શિરોમુંડન કરાવી મને નગરની હદબહાર કાઢી મૂકવો. એટલે હું, "એ નગરનો ગઢ તથા ખાઇ મેં બંધાવ્યાં છે. હું એના એકેએક નબળાં સબળાં ઠેકાણાં જાણું છું. થોડા જ વખતમાં હું એને સીધો કરીશ" એમ કહીશ. એ સાંભળીને તમારે કહેવું, "જા, જા, થાય એ કરી લેજે."

રાજાએ એ પ્રમાણે બધું કર્યું.

લિચ્છવીઓએ તેના દેશવટાની વાત સાંભળી ત્યારે તેઓએ કહ્યું કે એ લુચ્ચા બ્રાહ્મણને ગંગાને આ કાંઠે જ અમે નહિ આવવા દઇએ. એક જણે કહ્યું કે એ અમારે લીધે તો એને આમ થયું છે, એટલે બધાએ "તો ભલે આવે," એમ કહ્યું. તે આવ્યા પછી,

"લિચ્છવી માટે તેં શું કર્યું?" એમ પૂછવામાં આવતાં તેણે બધી વાત કહી. લિચ્છવીઓએ કહ્યું કે "ડાહ્યા રાજાએ આવો ભારે દંડ કરવો એ યોગ્ય નથી." પછી તેઓએ તેને પૂછ્યું, "ત્યાં તારો શો હોદ્દો હતો?" તેણે કહ્યું, "હું વિનિશ્ચયામાત્ય હતો." "તો અહીં પણ એ જ હોદ્દો તને આપીએ છીએ" એમ કહી તેને ન્યાય આપવાના કામમાં નિયુક્ત કર્યો. તે બહુ સારી રીતે ન્યાય કરવા લાગ્યો. રાજકુમારો તેની પાસે શિલ્પ શીખવા આવવા લાગ્યા. પોતાની પ્રતિષ્ઠા જામ્યા પછી એક દિવસ તેણે એક લિચ્છવીને એક બાજુએ લઈ જઈને "ખેતી તો કરે છે ને?" એમ પૂછ્યું. "હા, કરૂં છું." લિચ્છવીએ જવાબ દીધો. "બે બળદ જોડીને?" તેણે ફરી પૂછ્યું. "હા, બે બળદ જોડીને" જવાબ મળ્યો. આટલું કહીને એ ચાલ્યો ગયો. પછી એક બીજા લિચ્છવીએ પેલાને પૂછ્યું, "આચાર્યે તને શું કહ્યું?" પેલાએ થયેલ પ્રશ્નોત્તર જણાવ્યાં પણ એને ભરોંસો ન આવ્યો અને મને એ ખરી વાત નથી કહેતો એમ વિચાર્યું. બન્ને વચ્ચે ફાટ પડી. બ્રાહ્મણ બીજા દિવસે એક બીજા લિચ્છવીને "આજે શાક શેનું ખાધું?" એમ પૂછીને ચાલ્યો ગયો. બીજા એક જણે એને પૂછ્યું કે "આચાર્યે તને શું કહ્યું?" અને પહેલાની પેઠે અશ્રદ્ધા થતાં એ બન્ને વચ્ચે ફાટ પડી. બ્રાહ્મણે વળી બીજે દિવસે એક લિચ્છવીને એક બાજુએ લઈ જઈને "બહુ જ ગરીબ છો કે શું?" એમ પૂછ્યું. તેણે પૂછ્યું, "તમને કોણે કહ્યું?" "ફલાણા લિચ્છવીએ" બ્રાહ્મણે જવાબ દીધો. વળી એક બીજા લિચ્છવી પાસે જઈને એને પૂછ્યું કે "તું બહુ ડરપોક છે કે શું?" "તમને કોણે કહ્યું?" એણે પૂછ્યું. "ફલાણા લિચ્છવીએ," બ્રાહ્મણે જવાબ દીધો. આવી રીતે એક બીજાની ખોટી ખોટી વાતો કરીને ત્રણ વરસમાં એણે એ રાજાઓમાં બે જણ એક રસ્તા પર સાથે ન ચાલી શકે એટલી બધી કડવાશ ઉભી કરી દીધી; અને પરિણામ જોવા માટે સન્નિપાતભેરી વગડાવી–બધાને એકઠા કરવા માટે પડો વજડાવ્યો. લિચ્છવીઓ "ભલે મોટા હોય એ જ જાય, ભલે શૂરા હોય એ જ જાય, અમે તો કાંઈ નથી જતા" એમ કરી ગયાં નહિ. બ્રાહ્મણે જાણ્યું કે હવે સમય છે. તેણે રાજાને સમાચાર મોકલાવ્યા કે તાબડતોબ ચડી આવો.

રાજાને એ સંદેશો મળતાં તે ડંકા દેતો લશ્કર સાથે નીકળી પડયો. વૈશાલિકોએ, "રાજાને ગંગાને આ કાંઠે જ નહિ આવવા દઈએ" એમ વિચારી પડો વજડાવ્યો. પડો સાંભળ્યા છતાં "ભલે મોટા મોટાઓજ જાય" એમ કહીને લોકો ભેગા ન થયા. "નગરમાં નહિ પેસવા દઈએ. બારણાં બંધ કરીને બેસશું" એમ કહી પડો વજડાવ્યો. છતાં એક પણ જણ ન આવ્યો; અને રાજા ઉઘાડા બારણા વાટે અંદર પેસી તેમનો જડમૂળથી વિનાશ કરી પાછો વળ્યો. *

---

* આ લેખના ગુજરાતી અનુવાદ માટે હું મારા કેટલાક મિત્રોનો આભારી છું. ધ. કો.

# માઠરવૃત્તિનો સમય.

[ રસિકલાલ છોટાલાલ પરીખ ]

સાંખ્યદર્શનના વિદ્યમાન ગ્રંથોમાં ઈશ્વરકૃષ્ણની સાંખ્યકારિકા સૌથી પ્રાચીન છે. તેના ઉપર ગૌડપાદભાષ્ય અને ષડ્દર્શનટીકાકૃત વાચસ્પતિ મિશ્રની તત્ત્વકૌમુદી નામની ટીકા પ્રસિદ્ધ છે. એ પહેલાંની કોઇ ટીકાની ખબર ન હતી. લો. મા. ટિળકે Sanskrit Research ( સંસ્કૃત રીસર્ચ ) નામના ત્રૈમાસિકના પહેલા પુસ્તકના બીજા અંકમાં માઠર-વૃત્તિની પ્રતનો ઉલ્લેખ કર્યો હતો. પણ તે ટીકા ઉપર વિદ્વાનોનું ધ્યાન ખેંચવાનું માન ડૉ. બેલ્વેલકરને ઘટે છે. તેમણે માઠરવૃત્તિના સમય અને સાંખ્યદર્શનના ઐતિહાસિક ઊહાપોહ સાથે એક લેખ 'ભાણ્ડારકર કોમેમોરેશન વૉલ્યુમ'માં પ્રસિદ્ધ કર્યો. તે લેખમાં પોતે તે ગ્રંથનું સંપાદન કરે છે એમ પણ જણાવ્યું હતું. તેમની આવૃત્તિ બ્હાર પડે એ પહેલાં આપણા પ્રસિદ્ધ વિદ્વાન્ સદ્ગત તનસુખરામ ત્રિપાઠી પાસેથી એક પ્રત મેળવી તેટલા ઉપ-રથી જ તેની એક આવૃત્તિ ચૌખમ્બા સંસ્કૃત સીરીઝના મન્ત્રીએ પ્રકટ કરી દીધી છે. તે ગ્રંથની વિદ્વત્તાભરી ભૂમિકા સ. તનસુખરામભાઇએ લખી છે. ગ્રંથનું સંપાદન વિષ્ણુ-પ્રસાદ નામના એક પણ્ડિતે કર્યું છે.

માઠરવૃત્તિ અભ્યાસકોનું ધ્યાન અનેક રીતે આકર્ષે છે. પ્રથમ તો ગ્રંથની ઉપલબ્ધિ નવીન છે. બીજું, ગ્રંથ વાંચતાં સ્હેલાઇથી જણાઇ આવે છે કે તે સરળ અને સચોટ ભાષામાં લખાએલો છે અને તેની પ્રતિપાદનશૈલી મનોરંજક છે. આ ઉપરાંત તે ગ્રંથ પ્રાચીન દર્શનોના ઇતિહાસમાં–અને ખાસ કરી સાંખ્યદર્શનના ઇતિહાસમાં–વિશેષ પ્રકાશ પાડે છે.

આ માઠરવૃત્તિ ક્યારે રચાઇ અને માઠરાચાર્ય કોણ હતા અને ક્યારે થયા એની ચર્ચા ઉપર જણાવ્યું તે પ્રમાણે ડૉ. બેલ્વેલકરે અને સદ્ગત સાક્ષર તનસુખરામભાઇએ કરી છે. પ્રો. કીથે પણ પોતાના Sankhya System ( સાંખ્ય સીસ્ટમ ) નામના ગ્રંથમાં ડૉ. બેલ્વેલકરના મતનો પ્રતિવાદ કરતી વખતે આ બાબતની થોડીક ચર્ચા ફૂટનોટોમાં કરી છે. એ બધાનાં પ્રમાણોનો સંગ્રહ કરી અને બીજાં જે કાંઇ પ્રમાણો મળે તે ઉપરથી માઠરવૃત્તિનો અને માઠરાચાર્યનો સમયનિર્ણય કરવાનો આ પ્રયાસ છે.

તનસુખરામભાઇએ માઠરવૃત્તિની ભૂમિકામાં એ સ્પષ્ટ કરી બતાવ્યું છે કે 'વાત્સ્યા-યન' આદિક નામોની જેમ 'માઠર' પણ ગોત્રજ નામ છે. **मठरगोत्रियत्वात् माठर इति ।** અને એ આચાર્ય આ નામથી જ પ્રસિદ્ધ છે. એમનું વિશેષનામ શું હશે એ આપણે જાણતા નથી.

માઠરવૃત્તિના સમયનિર્ણય માટે ડૉ. બેલ્વેલકર નીચેની હકીકતનો ઉપયોગ કરે છેઃ ઉજ્જયિનીનો પરમાર્થ નામનો એક બ્રાહ્મણ લીઅંગવંશના વુતી નામના બાદશાહના નિમંત્રણથી ઇ. સ. ૫૪૬માં ચીન ગયો. એણે બધા મળી ૫૦૫ ગ્રંથોનો ચીની ભાષામાં અનુવાદ કર્યો. તેમાં એક ગ્રંથ ઈશ્વરકૃષ્ણની સાંખ્યકારિકા અને એક વૃત્તિ કે ટી-કાનો અનુવાદ છે.[1] એ અનુવાદમાં મૂળગ્રંથનું કે તેના કર્તાનું નામ જણાવ્યું નથી. તેથી

૧. જુઓ B. C. V. પા.

આ અનુવાદનું કયું સંસ્કૃત પુસ્તક મૂળ છે એ એક મહત્ત્વનો પ્રશ્ન છે. ડૉ. ટક્કસુએ આ ચીની અનુવાદનો અને સાંખ્યકારિકાના ગૌડપાદભાષ્યની સરખામણી કરી એમાં જે તફાવત છે તે ઉપરથી એવો મત બાંધ્યો કે તે અનુવાદનું મૂળ ગૌડપાદભાષ્ય નથી.[૨] છતાં એ બન્ને વચ્ચે અવતરણો, ઉદાહરણો અને આખા ફકરાઓની સમાનતા એટલી બધી છે કે તે બન્ને ગ્રંથો–ચીની અનુવાદ અને ગૌડપાદભાષ્ય—ના આધારભૂત કોઇ ત્રીજો ગ્રંથ હોવો જોઇએ એવી કલ્પના કરવી શક્ય છે.[૩] ડૉ. ટક્કસુ એવો તર્ક કરે છે કે ઈશ્વરકૃષ્ણે પોતેજ કારિકા ઉપર વૃત્તિ લખી હશે અને ચીની અનુવાદનું મૂળ તે વૃત્તિ હશે. પ્રો. કીથ પણ આ તર્કને અનુમતિ આપે છે.[૪]

ડૉ. બેલ્વેલકર એ ચીની અનુવાદના ફ્રેંચ ભાષામાં કરેલા તરજુમા સાથે માઠરવૃત્તિની સરખામણી કરી એવા અભિપ્રાય ઉપર આવે છે કે તે અનુવાદનું મૂળ માઠરવૃત્તિ છે.[૫] આ જો નિર્વિવાદ રીતે સિદ્ધ થઇ શકે તો માઠરવૃત્તિના અર્વાચીનત્વની સીમા નક્કી થઇ જાય: એટલે કે તે ગ્રંથ ઇ. સ. ૫૪૬ પહેલાં લખાએલો હોવો જોઇએ એમ કહી શકાય. ડૉ. બેલ્વેલકર એમના લેખમાં આ બાબતના પૂરાવા તરીકે બે દાખલા આપે છે. એક તો માઠરવૃત્તિ અને ચીની અનુવાદમાં કપિલ અને આસુરિ વચ્ચે જે એક જ અર્થનો સંવાદ છે તે છે. આવો સંવાદ ગૌડપાદભાષ્યમાં નથી. બીજો દાખલો એ છે કે ગૌડપાદભાષ્યમાં છેલ્લી ત્રણ કારિકા ઉપર ટીકા નથી; જ્યારે માઠરવૃત્તિમાં અને ચીની અનુવાદમાં છે.[૬] આ ઉપરથી એ બન્ને ગ્રંથોમાં ડૉ. બેલ્વલકર મૂળ અને અનુવાદનો સંબંધ સાધે છે. ડૉ. ટક્કસુએ ગૌડપાદભાષ્ય અને ચીની અનુવાદ વચ્ચે જે સમાનતા જોઇ તે ઉપરથી બન્નેના મૂળ તરીકે એક ત્રીજો ગ્રંથ કલ્પ્યો છે. હવે ગૌડપાદભાષ્ય એ માઠરવૃત્તિનો સંક્ષેપ છે એ બાબત બન્ને ગ્રંથોને ઉપર ઉપરથી જોતાં પણ સ્પષ્ટ થઈ આવે છે. એટલે માઠરવૃત્તિને ગૌડપાદના આધાર તરીકે ગણી શકાય. તો તેને ચીની અનુવાદનો પણ આધાર ગણવો જોઇએ.[૭]

હવે પ્રશ્ન એ છે કે બન્ને વચ્ચે મૂળ અને અનુવાદનો સંબંધ સાધવા માટે આટલું બસ છે? પ્રો. કીથ આટલાથી સંતુષ્ટ નથી. તેઓ એમ માને છે કે બન્ને માટે એક જ મૂળ હોય એ હજી પણ સંભવિત છે. પણ ડૉ. બેલ્વેલકર એમની માઠરવૃત્તિની આગામી આવૃત્તિમાં આ બાબત માટે વિશેષ પૂરાવા આપે ત્યાં સુધી કોઇપણ અભિપ્રાય બાંધવો યોગ્ય નથી. વળી લો. મા. તિળકને માઠરવૃત્તિ અને ચીની અનુવાદ સરખાવતાં બન્ને વચ્ચે તફાવત જણાયો અને તેથી તેઓ પણ માઠરવૃત્તિને ચીની અનુવાદનું મૂળ ગણાતા નથી.[૮] આ રીતે આ પ્રમાણ જોકે અગત્યનું છે છતાં પણ જ્યાં સુધી ચીની અનુવાદ

૨. જુઓ Sankhya System by A. B. Keith પા. ૭૦.
૩. જુઓ B. C. V. પા. ૧૭૩ અને Sankhya System પા. ૭૦.
૪. જુઓ Sankhya System પા. ૭૦.
૫. જુઓ B. C. V. પા. ૧૭૨ અને પા. ૧૭૪ ની ૧ ફૂટનોટ.
૬. જુઓ B. C. V. પા. ૧૭૪ ની ૧ ફૂટનોટ.
૭. જુઓ B. C. V. પા. ૧૭૩.
૮. જુઓ Sanskrit Research. Vol I. No. 2. 1915. p. 108: "But

અને માઠરવૃત્તિને શબ્દે શબ્દ સરખાવી બન્નેનો સંબંધ નક્કી કરવામાં આવે નહિ ત્યાં સુધી માઠરવૃત્તિનો સમયનિર્ણય કરવામાં તેનો ઉપયોગ કરી શકાય નહિ.

આથી માઠરાચાર્ય અને તેની વૃત્તિનો સમય નક્કી કરવા માટે બીજાં પ્રમાણો શોધવાં જોઇએ. આ પ્રમાણો આપણને જૈન ગ્રંથોમાં ઉલ્લેખ રૂપે મળે છે. હરિભદ્ર સૂરીના (ઇ. સ. નો આઠમો સૈકો) ષડ્દર્શન સમુચ્ચયની ટીકામાં ગુણરત્નસૂરિ સાંખ્યદર્શનોના ગ્રંથોનાં નામ આ પ્રમાણે જણાવે છે: **सांख्यानां तर्कग्रंथाः षष्टितंत्रोद्धाररूपं माठरभाष्यं सांख्यसप्ततिनामकं, तत्त्वकौमुदी, गौडपादं आत्रेयतन्त्रं चेत्यादयः।**[૯] સાંખ્યોના તર્કગ્રન્થોઃ સાંખ્યસપ્તતિ નામનું ષષ્ટિતન્ત્રના ઉદ્ધારરૂપ માઠરભાષ્ય,[૧૦] **તત્ત્વકૌમુદી**, ગૌડપાદ [ભાષ્ય] અને **આત્રેયતન્ત્ર**[૧૧] વગેરે.

આ ઉલ્લેખ **માઠરવૃત્તિને** ઠીક લાગુ પડે છે. **માઠરવૃત્તિની** પ્રતિપાદનશૈલી અર્વાચીન ટીકાઓ કરતાં પ્રાચીન ભાષ્યોને વધારે મળતી છે. મૂળ કારિકાઓ અને ષષ્ટિતન્ત્રનો વિષય એકજ છે; ફક્ત આખ્યાયિકાઓ અને પરવાદ છોડી દીધા છે.[૧૨] આ આખ્યાયિકાઓ અને પરવાદ **માઠરે** પોતાની વૃત્તિમાં આપ્યા છે. તે ઉપરથી તે '**षष्टितन्त्रोद्धाररूप**' કહેવાય એ યોગ્ય છે.

આ ઉલ્લેખ ઉપરથી એટલું સ્પષ્ટ થાય છે કે એકાદ **માઠરાચાર્યે** સાંખ્યકારિકા ઉપર પ્રમાણભૂત ટીકા લખી હોવી જોઇએ અને તે ઇ. સ.ના ચૌદમા સૈકા પહેલાં વિદ્યમાન હશે.

આ ઉપરાંત બીજા બે પ્રાચીન ઉલ્લેખો જૈન આગમ ગ્રંથોમાં મળે છે. નન્દીસૂત્ર અને અનુયોગદ્વારસૂત્રમાં મિથ્યા આગમોની ગણતરી કરતાં '**माठरं**'નું નામ આપવામાં આવે છે. **અનુયોગદ્વારસૂત્રમાં** ઉલ્લેખ નીચે પ્રમાણે છે. "**..........कणगसत्तरी वेसियं वइसेसियं बुद्धसासणं काविलं लोगायतं सट्टितंतं माठरपुराणवागरण-नाडगाइ,........**"[૧૩] થોડાક ફેરફાર સાથે એની એજ બાબત નન્દીસૂત્રમાં પણ કહેલી

---

on comparing it with the Chinese version in some important places, I find that the two cannot be taken as identical."

૯. **षड्दर्शनसमुच्चय.** પા. ૪૩.

૧૦ મૂળમાં **रूपं** પછી અને **भाष्यं** પછી પણ સ્વલ્પવિરામ છે. એટલે કે તે ભિન્ન ભિન્ન ગ્રંથો છે એવો સંપાદકનો અભિપ્રાય લાગે છે. **षष्टिरूपं** એ વિશેષણ છે અને તેજ પ્રમાણે **सांख्यसप्ततिनामकं** પણ વિશેષણ જ છે. તે શબ્દો જુદા નામ તરીકે રહી શકે નહિ. મૂળ ગ્રંથનું નામ ટીકાગ્રંથને આપવામાં અનૌચિત્ય નથી. રઘુવંશ ઉપરની ટીકાનો રઘુવંશટીકાથી વ્યવહાર કરી શકાય.

૧૧ પ્રો. સુરેન્દ્રનાથ દાસગુપ્તના મત પ્રમાણે આત્રેયતન્ત્ર એ ચરકે જે સાંખ્યનું નિરૂપણ કર્યું છે તેજ હશે; કારણકે તેમાં બોલનાર અત્રિ ઋષિ છે. જુઓ A His. of Indian Philosophy પા. ૨૧૩.

૧૨ सप्तत्यां किल येऽर्थास्तेऽर्थाः कृत्स्नस्य षष्टितंत्रस्य ।
आख्यायिकाविरहिताः परवादविवर्जिताश्च ॥

૧૩. જુઓ અ. દ્વા. સૂ. પા. ૩૬. દેવચંદ લાલભાઇ વાળી આવૃત્તિ.

છે. "........कणगसत्तरी वइसेसियं बुद्धवयणं तेसियं काविलं लोगाययं सट्ठितंतं माढरं पुराणं भागवयं पायंजलं............"[१४]

આ બન્ને ફકરો જૈનોની દૃષ્ટિએ અન્ય દર્શનોના આગમોની એકજ પરંપરા સૂચવે છે. એમાં 'કનકસપ્તતિ તે સાંખ્યસપ્તતિ-ઇશ્વરકૃષ્ણની કારિકા હશે. वेसियं અને तेसियं નો અર્થ સ્પષ્ટ થતો નથી. કામસૂત્રમાં વૈશિક નામનું એક પ્રકરણ છે. वइसेसियं તે વૈશેષિક દર્શન છે. बुद्धसासण અને बुद्धवयण તે બુદ્ધશાસન એટલે બૌદ્ધદર્શન. काविलं એટલે 'કાપિલ દર્શન'-સાંખ્યદર્શન. लोगाययं એટલે 'લોકાયત-ચાર્વાક દર્શન.' सट्ठियंतं અને सट्ठितंतं એટલે षष्टितन्त्र-माढरं એટલે માઠરવિરચિતગ્રંથ ઇત્યાદિ. પ્રાકૃતમા 'ઠ' નો 'ઢ' થાય છે.[૧૫] એ નિયમને અનુસારે માઠરનું માઢર થયું છે. 'માઢરે રચેલું તે माढरं.'

આ બન્ને ઉલ્લેખોથી સ્પષ્ટ સમજાય છે કે આગમોના સમયમાં સાંખ્યદર્શનના 'કાપિલ' ષષ્ટિતન્ત્ર, કનકસપ્તતિ, 'માઠર' એ ગ્રંથો ખાસ પ્રસિદ્ધ હશે. બીજાં દર્શનોમાં લોકાયત, વૈશેષિક અને બૌદ્ધદર્શન ધ્યાન ખેંચે છે.

શ્વેતામ્બરજૈનોના પીસ્તાલીસ આગમોમાં અનુયોગદ્વારસૂત્ર અને નન્દીસૂત્ર સૌથી અર્વાચીન છે. નન્દીસૂત્ર દેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણે પોતે રચેલું છે; જ્યારે અ. દ્વા. સૂ. તેમના પહેલાં આર્યરક્ષિતે રચ્યું ગણાય છે. આ ગમે તેમ હોય તો પણ એટલું તો ચોક્કસ છે કે દેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણે વલભિપુરમાં વીરસંવત્ ૯૮૦માં આગમોનો પુનરુદ્ધાર કર્યો ત્યારે અનુયોગદ્વારસૂત્ર આગમ તરીકે ગણાતું હતું. પટ્ટાવલી પ્રમાણે દેવર્દ્ધિગણિ મહાવીર પછી ૯૮૦ વર્ષે થયા,[૧૬] એટલે ૪૭૦ વર્ષ બાદ કરતાં વિક્રમ સંવત ૫૧૦ એટલે ઇ. સ. ૪૫૪ માં થયા ગણાય. તેમના સમયમાં અ. દ્વા. સૂ. આગમ તરીકે ગણાતું હતું, તેને માટે સો વરસનો— અથવા ઓછામાં ઓછો પચાસ વરસનો ગાળો મુકીએ તો અનુયોગદ્વારસૂત્ર ચોથા સૈકાના મધ્યમાં કે અન્તમાં થએલું ગણાય. અનુયોગદ્વારસૂત્ર આર્યરક્ષિતે રચેલું છે એ પરંપરા સાચી હોય તો અનુયોગદ્વારસૂત્ર ઇ. સ. ના પહેલા સૈકામાં આવે, કારણકે પટ્ટાવલિઓ પ્રમાણે આર્યરક્ષિત મહાવીર પછી લગભગ ૫૭૦ વરસ પછી થયા ગણાય છે,[૧૭] એટલે કે ઇ. સ. ૪૪માં થયા ગણાય. પણ અનુયોગદ્વારસૂત્ર આટલું પ્રાચીન હશે કે નહિ તે હજી વિવાદનો વિષય છે. પણ તેનો સમય ઇ. સ. ના પહેલા સૈકા અને પાંચમા સૈકાના મધ્ય પહેલાં છે એ બાબત શંકાસ્પદ નથી. ઉપર કહ્યું તે પ્રમાણે તેને ચોથા સૈકાના અન્તમાં કે મધ્યમાં મુકીએ એ અયોગ્ય નથી.

માઠરાચાર્યે પોતાનો ગ્રંથ આ પહેલાં લખ્યો હશે એ સ્હેલાઇથી સમજી શકાય છે. હાલની છાપખાનાની પરિસ્થિતિ ભૂલી જઇ તે સમયની પરિસ્થિતિથી વિચાર કરીએ તો કોઇ પણ ગ્રંથ લખાઇ અન્ય સંપ્રદાયોમાં પ્રસિદ્ધિ પામે તે માટે સો કે ઓછામાં ઓછાં પચાશ વરસ ગણીએ તો વધારે કહેવાય નહિ. એ રીતે ગણતાં માઠરાચાર્યના ગ્રંથનો સમય ઇ. સ. ચોથા સૈકાની શરૂઆતમાં કે ત્રીજા સૈકાના બીજા શતાર્ધમાં મુકી શકાય.

૧૪. જુઓ ન. સૂ. પા. ૩૯૨. આ ઉલ્લેખો સૂચવવા માટે અને બતાવવા માટે હું પં. સુખલાલજી અને મુનિ જિનવિજયજીનો આભારી છું.

૧૫. 'टो ढः' સિ. હે. અ. ૮. પા. ૧. સૂ. ૧૯૯.

૧૬. જુઓ Ind. Ant. પુ. ૧૧, પા. ૨૪૭ કલાટનો લેખ.

૧૭. જુઓ Ind. Ant. પુ. ૧૧, પા. ૨૪૭.

આ રીતે કેવળ બાહ્ય પ્રમાણોથી માઠરવૃત્તિનો સમય ચોથા સૈકાના પ્રારમ્ભમાં મુકતાં ડૉ. બેલ્વેલકરની કલ્પનાને પણ અવકાશ મળે છે. કારણકે જે ગ્રંથ એ સમયમાં લખાયો હોય તેની પ્રતિષ્ઠા ૫૪૬ સુધીમાં જામે અને પરમાર્થ પોતાની સાથે તેને ચીન લઇ જાય એ પણ સંભવિત છે.

પણ અંહીઆ એક શંકા ઉત્પન્ન થાય છે. ગુણરત્નસૂરિના અને અનુયોગદ્વારસૂત્રના ઉલ્લેખોથી એટલું સિદ્ધ થઇ શકે કે માઠરાચાર્યે ત્રીજા કે ચોથા સૈકામાં પોતાનો ગ્રંથ લખ્યો હશે. પણ તે ગ્રંથ એજ આ છપાએલો ગ્રંથ છે એમ માનવાને શાં પ્રમાણો છે? આવી શંકાનો એકજ ઉત્તર આપી શકાય કે જ્યાં સુધી આન્તર પરીક્ષાથી અથવા બાહ્ય પ્રમાણોથી એવી શંકા ઉઠાવવાનું કારણ મળે નહિ ત્યાં સુધી પ્રતને અન્તે કર્તાનું જે નામ આપ્યું હોય તે સ્વીકારી લેવું જોઇએ. એથી ઉલટું અહીં એક બાહ્ય પ્રમાણ મળે છે કે જેનાથી એમ અનુમાન કરી શકાય કે આ જ ગ્રન્થ માઠરાચાર્યની પ્રસિદ્ધ કૃતિ છે. વિ. સં ૧૪૦૫ (ઇ. સ. ૧૩૪૩) માં થયેલા મલ્લધારિ રાજશેખરસૂરિ પોતાના **षड्दर्शनसमुच्चय** નામના ગ્રન્થમાં સાંખ્યદર્શનના તર્કગ્રન્થોની ગણનામાં માઠરનું નામ ગણાવે છે અને **उक्तं च माठरप्रान्ते** એમ કહી **हस पिब लल खाद मोद** ઇત્યાદિ શ્લોક ટાંકે છે અને એજ શ્લોક માઠરવૃત્તિની છેવટે એટલે ૫૩ મે પાને આવે છે. આ ઉપરથી એમ અનુમાન કરી શકાય કે રાજશેખરસૂરિને આજ માઠર ગ્રન્થનો પરિચય હતો.

વૃત્તિમાં લગભગ ૬૧ ઉલ્લેખો છે. તેમાં ૩૬ પદ્યાત્મક છે. આમાં વેદ અને શ્રુતિનાં અવતરણો ગણ્યાં નથી. ગ્રંથોનાં નામમાં '**गीतासु**' અને '**स्मरणात्**'[૧૮] એમ કરી ભગવદ્ગીતાનો ઉલ્લેખ કર્યો છે. '**पुरुषाधिष्ठितं प्रधानं प्रवर्तते**'[૧૯] એમ ષષ્ટિતન્ત્રમાંથી એક ઉતારો લીધો છે. વળી '**श्री विष्णुपुराणे षष्ठेंऽशे पराशरवचः**' એમ કરી નીચે પ્રમાણે ઉતારો લીધો છે. "**व्यक्ताव्यक्तज्ञविज्ञानान्मोक्षः प्राप्यते ।**[૨૦] તે ઉપરાંત **पुराणेषु**' એમ કરી સામાન્ય રીતે પુરાણોનો અને **वेदपुराणभारतमन्वादिभ्योऽपि धर्मशास्त्रेभ्य एतत् पंचविंशतितत्त्वज्ञानमुत्तमम्**'[૨૧] એમ કરી વેદ, પુરાણ, ભારત, મનુના ગ્રંથો વગેરેનો નિર્દેશ કરે છે. આ ઉપરાંત પતંજલિનાં યોગસૂત્રો ટાંક્યાં છે. અને એક સ્થળે બીજાપાદના પહેલા સૂત્ર ઉપરનું આખું 'વ્યાસભાષ્ય' નામનિર્દેશ વિના ઉતાર્યું છે.[૨૨] આ ઉપરાંત '**उक्तं च**' એમ કરી ઘણા શ્લોકો ટાંક્યા છે જેનું મૂળસ્થાન હું હજી શોધી શક્યો નથી.

હવે એ જોવાનું છે કે આ ગ્રંથોના સમયમાં અને ઉપર જણાવેલા માઠરવૃત્તિના સમયમાં કાંઇ વિરોધ આવે છે કે નહિ. આમાં ઉલ્લિખિત ગ્રંથોનો સમય હજી ચોક્કસ નથી એટલે અહીંઆ તો એટલું જ બતાવવાનું છે કે તે ગ્રંથોનો સમય ઇ. સ. ના ત્રીજા સૈકામાં કે તે પહેલાં હોવાનું સંભવે છે.

---

૧૮. જુઓ મા. વૃ. પા. ૨૭ અને ૩૯.

૧૯. જુઓ મા. વૃ. પા. ૩૦.

૨૦. જુઓ મા. વૃ. પા. ૩૭.

૨૧. જુઓ મા. વૃ. પા. ૫૬ અને પા. ૮૩.

૨૨. જુઓ મા. વૃ. પા. ૩૯-૪૦.

આ ગ્રંથમાં उक्तं च, लौकिकानामाभाणकः, એમ કરી જે શ્લોકો આપ્યા છે તેમાંના કેટલાક અર્વાચીન વૈદિક અને જૈન ગ્રંથોમાં મળી આવે છે. પણ જ્યાં સુધી એ શ્લોકોનું કર્તૃત્વ અર્વાચીન સિદ્ધ થઇ શકે નહિ ત્યાં સુધી તેમનો સમયનિર્ણયમાં ઉપયોગ થઇ શકે નહિ એટલે ચર્ચા ખાસ કરીને જે ગ્રંથોનાં નામ આપ્યાં છે તેટલા પૂરતી જ કરવી રહે છે. સામાન્ય રીતે વેદ, ભારત, પુરાણ અને મનુના ગ્રંથો ઇ. સ. ના ત્રીજા સૈકા પહેલાના છે એ બાબતમાં બહુ મતભેદને અવકાશ નથી, પુરાણ ને વિષે શંકા ઉઠાવી શકાય. પણ સામાન્ય રીતે પુરાણસાહિત્ય ઇ. સ. પૂર્વે ત્રીજા સૈકા પહેલાનું છે એ પાર્જીટર સાહેબે સારી રીતે બતાવ્યું છે.[૨૩] પુરાણોમાં ખાસ કરી વિષ્ણુપુરાણનું નામ લીધું છે. વીલ્સન સાહેબનો એવો મત હતો કે તે ઇ. સ. ના અગીઆરમા સૈકાનું છે પણ હવે એ મત સ્વીકારાતો નથી. પુરાણોની ગણનામાં વિષ્ણુપુરાણનું સ્થાન ત્રીજું છે; તેનો સમય ચોક્કસ નથી. તોપણ તેમાં જે વંશાવલીનો અહેવાલ છે તે ઇ. સ. ના ચોથા સૈકાના અન્ત પહેલાં સંગ્રહેલો છે; અને એ વંશાવલીનો સંગ્રહ થયો તે પહેલાં પણ તે પુરાણ વિદ્યમાન હશે એમ પાર્જીટર સાહેબનું માનવું છે. એટલે તે પુરાણ ઇ. સ. ના ત્રીજા સૈકામાં કે તે પહેલાં વિદ્યમાન હશે એમ માનવાને વાંધો નથી.[૨૪]

પણ પાર્જીટર સાહેબ એમના હમણાં પ્રકટ થએલ 'Indian Historical Tradition' નામના ગ્રંથમાં એમ કહે છે કે વિષ્ણુપુરાણ ઇ. સ. ના પાંચમા સૈકા પહેલાનું નથી. તેમાં ખાસ પ્રમાણ એ છે કે તેમાં જણાવેલ અસુરો અને દેવતાઓના વિગ્રહ ઉપરથી એમ કલ્પી શકાય છે કે તે આર્હત-એટલે જૈન અને બૌદ્ધોનો પરાભવ થયા પછી બ્રાહ્મણ સત્તાની પુનઃસ્થાપનાના સમયે લખાએલું છે. (પા. ૮૦) પણ આ કલ્પના માટે કાંઇ પૂરાવો નથી. ઇ. સ. ના પાંચમા સૈકાના અરસામાં બૌદ્ધ અને જૈનોનો પ્રભાવ હ્રાસ પામ્યો હતો એમ માનવાને કાંઇ પ્રમાણ નથી. તેથી મને એમ લાગે છે કે પાર્જીટર સાહેબે 'Dynasties of Kali Age' માં કરેલી કલ્પના વધારે પ્રામાણિક છે.

પાર્જીટર સાહેબ D. of K. A.માં એમ કહે છે કે ભાગવતે પોતાનો અહેવાલ વિષ્ણુપુરાણમાંથી લીધો છે. આ જો બરાબર હોય તો વિષ્ણુપુરાણને વધારે ચોકસાઇથી ઇ. સ. ના ત્રીજા સૈકા પહેલાં મુકી શકાય; કારણ કે ભાગવતનો ઉલ્લેખ નન્દીસૂત્રમાં આવે છે. અને નન્દીસૂત્ર ઉપર જોયું તે પ્રમાણે ઇ. સ. ૪૫૪ પછીનું તો નથી જ. એટલે ભાગવત ઇ. સ. ના ચોથા સૈકા પહેલું હશે એ સ્હેલાઇથી સમજી શકાય છે. અને વિષ્ણુપુરાણ તેની પણ પહેલાં જાય. વળી સામાન્ય પરંપરા પ્રમાણે પણ વિષ્ણુપુરાણનું સ્થાન ઉચું છે.

આ રીતે જો કે વિષ્ણુપુરાણનો સમય ચોક્કસ કહી શકાતો નથી તોપણ એટલું તો જોઇ શકાય છે કે તે ઇ. સ. ના ત્રીજા સૈકા પછીનું જ છે એમ માનવાને ચોક્કસ પ્રમાણ નથી.

ષષ્ટિતન્ત્ર ઇશ્વરકૃષ્ણની કારિકાઓ પહેલાનું છે એટલે એના સમયની ચર્ચા કરવાની અહીંઆ જરૂર નથી, પણ યોગસૂત્ર અને વ્યાસભાષ્યનો સમય અર્વાચીન ગણાય છે

૨૩. જુઓ Indian Historical Tradition પ્ર. ૪. પા. ૫૧.
૨૪. જુઓ Dynasties of Kali Age પ્ર. પા. ૨૮. પે. ૫૧.

એટલે હવે તેની ચર્ચા કરવી પ્રાપ્ત થાય છે. પ્રો. યાકોબી યો. સૂ. ના ચોથા પાદના કેટલાંક સૂત્રો, વિજ્ઞાનવાદને પૂર્વપક્ષરૂપે કલ્પે છે તે ઉપરથી યો. સૂ. ઇ. સ. ૪૫૦ પછીનું છે એમ માને છે; કારણ કે વિજ્ઞાનવાદના સ્થાપકો અસંગ અને વસુબન્ધુ ઇ. સ. ના પાંચમા સૈકાના પાછલા ભાગમાં થએલા તે માને છે.[૨૫] હવે આપણે સ્વીકારી લઇએ કે તે સૂત્રો વિજ્ઞાનવાદનું ખણ્ડન કરે છે તોપણ યો. સૂ. નો સમય એટલો અર્વાચીન ગણી શકાય નહિ. પ્રથમ તો એની વિરુદ્ધ એ કહી શકાય એમ છે કે વસુબન્ધુએ વિજ્ઞાનવાદને શાસ્ત્રીય સ્વરૂપ આપી દર્શન બનાવ્યું તે પહેલાં પણ સામાન્ય સિદ્ધાન્ત તરીકે વિજ્ઞાનવાદ પ્રચલિત હશે એમ માનવાને વાંધો નથી. બીજી બાબત એ છે કે વસુબન્ધુનો સમય હજી ચોક્કસ થયો નથી. ચીની મુસાફર યવનચંગના કથન પ્રમાણે વસુબન્ધુ ઇ. સ. ના ત્રીજા સૈકા પહેલાંનો છે.[૨૬] એટલે યો. સૂ. ને વસુબન્ધુનું સમકાલીન ગણીએ તો પણ ઇ. સ. ના ત્રીજા સૈકામાં વિદ્યમાન હોય એમ માનવાને કાંઇ પણ હરકત નથી. આપણી સામાન્ય પરંપરા પ્રમાણે તો મહાભાષ્યકાર પતંજાલિ અને યો. સૂ. કાર પતંજલિ બન્ને એક જ છે. બન્ને પતંજલિઓ એક નથી પણ જૂદા છે એ સિદ્ધ કરવા પ્રો. વુડઝ કેટલાંક પ્રમાણો આપે છે. પણ તે બધાં નિર્બળ છે,[૨૭] સાંખ્ય અને યોગના પરમ વિદ્વાન્ ડૉ. ગાર્બે એમ માને છે કે પતંજલિના સમયનો પ્રશ્ન હજી નિર્ણયની અપેક્ષા રાખે છે; કારણ કે પ્રો. યાકોબી અને પ્રો. વુડ્સ-બન્ને પતંજલિઓ એક નથી તેને માટે ભાષાના અને વિચારના જે દાખલા ટાંકે છે એની વિરુદ્ધ બ્રુનો લીબીક બન્ને એક છે તે માટે ભાષા આદિકની સમાનતા રૂપી ઘણાં કારણો આપે છે.[૨૮] વળી જે સૂત્રોને આધારે પ્રો. યાકોબી યો. સૂ. ને અર્વાચીન કરાવવા મથે છે તે સૂત્રો ચોથા પાદમાં આવે છે અને તે પાદ પછીથી ઉમેરાએલો છે એમ પ્રો. દાસગુપ્ત માને છે.[૨૯] વળી પાતંજલનો ઉલ્લેખ પણ નન્દીસૂત્રમાં છે તે ઉપરથી પણ તે પ્રાચીન હોવાનો સંભવ છે. આ રીતે બધાં પ્રમાણો જોતાં મને એમ લાગે છે કે પતંજલિ ઇ. સ. ના ત્રીજા સૈકા પછીના છે એમ માનવાને સબળ પ્રમાણ નથી.

વ્યાસભાષ્યના સમય વિષે પણ એટલોજ સંશય છે. પ્રો. વુડઝ વ્યાસભાષ્યનો સમય ઇ. સ. ૬૫૦-૮૫૦ ના સમયમાં મુકે છે.[૩૦] આ બાબતમાં પણ પ્રો. વુડઝનાં પ્રમાણો સબળ નથી. તે પ્રમાણો જરા તપાસીએ.

---

૨૫. જુઓ J. A. O. S. V. 31. Part I 1910.

૨૬. જુઓ સ્મીથ Early His. of India પા. ૩૨૮ ફૂ. નો. ડૉ. બેલ્વેલકર પણ એમ માને છે કે બધો પૂરાવો જોતાં વસુબન્ધુને ઇ. સ. ૨૮૦-૩૬૦ ના ગાળામાં ક્યાંક મુકવો જોઇએ. જુઓ B. C. V. પા. ૧૭૬.

૨૭. જુઓ દાસગુપ્તની A His. of Ind. Philosophy પા. ૨૩૨-૩૩ અને H. O. S. પુ. ૧૭, પા. ૨૭-૩૦.

૨૮. જુઓ Enc. of Religion and Ethics Vol. XII. પા. ૮૩૧.

૨૯. આખી ચર્ચા માટે જુઓ A His. of Ind. Phi. પા, ૨૩૦.

૩૦. જુઓ The Yoga-System of Patanjali. H. O. S. પુ. ૧૭. પ્રસ્તાવના પા. ૨૦-૨૧.

૧. વ્યાસભાષ્યમાં વાર્ષગણ્યના બે ઉતારા લીધા છે. વાર્ષગણ્ય વસુબન્ધુનો મોટી ઉમરનો સમકાલીન હતો. વસુબન્ધુના સમય ઉપરથી વ્યાસભાષ્ય ઇ. સ. ૩૫૦ પછીનું હશે એમ પ્રો. વુડઝ માને છે. પણ મી. શીઇવેની પ્રમાણે વસુબન્ધુનો સમય ઇ. સ. ૨૭૦–૩૫૦ ગણીએ તો વાર્ષગણ્યનો સમય ઇ. સ. ના ત્રીજા સૈકાની શરૂઆતમાં અથવા બીજાના અન્તમાં મુકી શકાય. વાર્ષગણ્યના અવતરણ ઉપરથી એટલું કહી શકાય કે ભાષ્યકાર કાંતો તેનો સમકાલીન હોય કે તેની પછી હોય. સમકાલીન હોય તો ભાષ્યકરનો સમય બીજા સૈકાનો અન્ત અથવા ત્રીજાનો પ્રારમ્ભ ગણાય. પછી હોય તો ભાષ્યકારને ત્રીજા સૈકાના પ્રારમ્ભ પછી મુકવો જોઇએ. ભાષ્યકારને ત્રીજા સૈકાના પ્રારમ્ભમાં ગણીએ તો તેના પ્રસિદ્ધભાષ્યની પંક્તિઓ ત્રીજા સૈકાના અન્તમાં અથવા ચોથાની શરૂઆતમાં થએલો માઠર ઉતારે એમાં કાંઇ અયોગ્યતા નથી.

૨. પ્રો. વુડઝનું બીજું પ્રમાણ એ છે કે ભાષ્યમાં દશાંશનો ઉલ્લેખ છે અને તેથી ભાષ્યકારને ઇ. સ. ના પાંચમા શતક પછી મુકવા જોઇએ. હવે જે શબ્દો ઉપરથી પ્રો. વુડઝ દશાંશનો અર્થ કહાડે છે તે નીચે પ્રમાણે છે. "यथैका रेखा शतस्थाने शतं दशस्थाने दशैका चैकस्थाने।"[31] જેમ એક રેખા સોના સ્થાને સો, દશને સ્થાને દશ અને એકના સ્થાને એક' તેમ ઇ. અંહીઆ સાદો અર્થ એટલો જ છે કે એક રેખા જેવી કે એકડાની–'૧' તે 'સો' માં હોય ત્યારે સોને, દશમાં હોય ત્યારે દશને અને એકમાં હોય ત્યારે એકને સૂચવે, તેમ એક ધર્મી ધર્મભેદની અપેક્ષાએ ભિન્ન કહેવાય. અહીંઆ દશાંશના અર્થની મુદ્દલ અપેક્ષા નથી.[31અ] આ બાબત તે જગ્યાનું આખું ભાષ્ય જોતાં સ્પષ્ટ થઇ જાય છે, તેથી તે અર્થ ઉપર બાંધેલુ અનુમાન પણ અગ્રાહ્ય થાય છે.

૩. પ્રો. વુડઝનું ત્રીજું પ્રમાણ એ છે કે શિશુપાલવધના ચોથા સર્ગના ૫૫ માં શ્લોકમાં યોગસૂત્રના પહેલા પાદનું ૩૩ મું સૂત્ર અને ભાષ્યનું અવતારણ આવી જાય છે. માઘનો સમય ઇ. સ. ૬૫૦ છે તે ઉપરથી પ્રો. વુડઝ આ અવતારણની મદદથી એમ અનુમાન કરે છે કે ભાષ્ય ઇ. સ. ૬૫૦ પહેલાનું નહિ હોય. પણ આમાંથી આ શી રીતે સિદ્ધ થાય છે તે સમજી શકાતું નથી. જો કાંઇ સિદ્ધ થાય તો તે એટલું જ છે કે માઘ પહેલા વ્યાસભાષ્ય પ્રસિદ્ધ હતુ અને માઘે તેનું બહુ સારૂં અધ્યયન કર્યું હતું.

પ્રો. વુડઝના પ્રમાણોથી એટલું જ સિદ્ધ થઈ શકે છે કે ભાષ્ય ઇ. સ. ના ત્રીજા સૈકાના પ્રારમ્ભ પછીનું હશે બીજાં પ્રમાણોથી એમ કલ્પી શકાય છે કે વ્યાસ ભાષ્યને ચોથા સૈકાથી નીચે લાવી શકાય એમ નથી.[32]

---

૩૧. पातञ्जल यो. सू. (આ. સં. સી.) પા. ૧૩૦.

૩૧ અ. અહીંઆ દશાંશનો ઉલ્લેખ છે એમ માનીએ તો પણ વ્યાસભાષ્યની પ્રાચીનતામાં વાંધો આવતો નથી; શાથી જે ઇ. સ. ના સૈકાની શરૂઆતમાં ચીન બૌદ્ધો પાસેથી દશાંશ શીખ્યું. જુઓ Hindu Achievements in Exact Sciences' by Sarkar. પા. ૧૬.

૩૨. યો. સૂ. અને વ્યાસભાષ્યમાંથી જૈન તત્ત્વાર્થસૂત્રમાં અને તેના ઉપરના સ્વોપજ્ઞ ગણાતા ભાષ્યમાં કેટલીક હકીકત લેવામાં આવી છે તે માટે જુઓ. આર્યવિદ્યા–વ્યાખ્યાનમાળામાં પં. સુખલાલજીનું યોગદર્શન વિષયક વ્યાખ્યાન પા. ૧૮૭ ફૂ. નો. ૧૯. તેમાં અર્થ સામ્ય છે એટલું જ નહિ પણ આર્દ્રવસ્ત્ર અને તૃણરાશિના દૃષ્ટાન્તમાં શબ્દનું પણ ઘણું

આ રીતે માઠરવૃત્તિમાં આવેલા ઉલ્લેખો તેને ઇ. સ. ના ત્રીજા સૈકાના અન્તમાં અને ચોથાની શરૂઆતમાં મુકતાં આડા આવતા નથી.

ગ્રન્થની અંદર કેટલાક એવા ઉલ્લેખો છે કે જે તેની પ્રાચીનતાનો પૂરાવો આપે છે. તેની પ્રતિપાદન શૈલી અને ભાષાદિકની સરળતા જોતાં તે અર્વાચીન ટીકાઓ કરતાં પ્રાચીન ભાષ્યોમાં સહેલાઇથી સ્થાન લે છે. ગ્રન્થની અંદર જે પ્રતિપક્ષીઓ આવે છે તેમાં મુખ્ય '**वेदवादिनः**,' વૈશેષિક, બૌદ્ધ અને આજીવક[૩૩] છે. આમાં ખાસ ધ્યાન **वेदवादिनः** અને આજીવક ખેંચે છે. આજીવક સંપ્રદાય બુદ્ધ અને મહાવીરના સમયનો છે. તે કેટલાએ સૈકા સુધી ચાલ્યો હતો. પણ ઇ. સ. ના છઠ્ઠા સાતમા સૈકા પછી તેનું નામ સંભળાતું નથી. સત્કાર્યવાદની ચર્ચામાં તેમને જે સ્થાન મળ્યું છે તે ઉપરથી એમ લાગે છે કે આજીવક સંપ્રદાય માઠરના સમયે જીવતો અને ધ્યાનમાં લેવાજેવો હશે. '**वेदवादिनः**'[૩૪] ના સિદ્ધાન્તો એ મીમાંસાના સિદ્ધાન્તો છે–એટલે કે એમાં યજ્ઞયાગાદિકના અને આત્મા કર્તા છે એ પૂર્વમીમાંસાના સિદ્ધાન્તો અને 'આત્મા એક છે' વગેરે ઉત્તરમીમાંસાના પણ સિદ્ધાન્તો આવી જાય છે. જે રીતે આ ઉલ્લેખો કર્યા છે તે ઉપરથી એમ લાગે છે કે માઠરના સમયમાં પૂર્વમીમાંસા અને ઉત્તરમીમાંસાનો ભેદ પડ્યો નહિ હોય. પણ બન્ને એકજ નામથી પ્રસિદ્ધ હશે. આ વસ્તુસ્થિતિ કુમારિલ અને શંકરાચાર્યના સમય પહેલાંની છે. પ્રો. યાકોબી માને છે કે શબરસ્વામીના સમયમાં પણ બન્ને દર્શનો એક હતાં.[૩૫]

આ ઉપરાંત અનુમાનના અવયવોની ચર્ચા વાત્સ્યાયન ભાષ્યના તે ભાગ સાથે સરખાવતાં જણાઇ આવશે કે તે, ન્યાયદર્શનની પરિભાષા ચોક્કસ અને રૂઢ થઇ ગઇ તે પહેલાની પરિસ્થિતિ સૂચવે છે.

આ પ્રમાણે વિચાર કરતાં એમ દેખાય છે કે ગુણરત્નસૂરિની ટીકામાં અને રાજશેખરસૂરના ષડ્દર્શનમાં તથા નન્દી, અને અનુયોગદ્વારસૂત્રમાં આવતા ઉલ્લેખો રૂપી બાહ્ય પ્રમાણોથી નક્કી કરેલ માઠરવૃત્તિના સમય સાથે પ્રસ્તુત ગ્રંથમાંથી કાંઇ વિરોધી પ્રમાણ મળતું નથી. તે ઉપરથી આ ગ્રંથ તે માઠરાચાર્યની કૃતિ છે એમ માનવામાં વાંધો નથી.

---

સામ્ય છે. આ ઉપરથી એમ કલ્પના કરી શકાય છે કે તત્ત્વાર્થના ભાષ્યકારને પતંજલિના સૂત્રોની અને વ્યાસના ભાષ્યની ખબર હશે. પણ આ ભાષ્ય સ્વોપજ્ઞ હશે કે નહિ તે વિષે શંકા છે; પણ ભાષ્ય જોતાં એટલું કહી શકાય છે કે તે, તત્ત્વાર્થ ઉપર શ્વેતામ્બરો અને દિગમ્બરોની સાંપ્રદાયિક ટીકાઓ થઇ તે પહેલાનું છે કારણકે તેમાં સ્પષ્ટ મતભેદને અવકાશ નથી. આ પ્રમાણે તે ભાષ્ય જૂનામાં જૂની દિગમ્બર સંપ્રદાયની ટીકા સર્વાર્થસિદ્ધ કરતાં પ્રાચીન હોય તેમ લાગે છે. સર્વાર્થસિદ્ધિના કર્તા પૂજ્યપાદનો સમય વિક્રમના છઠ્ઠા સૈકાના પ્રારમ્ભમાં (જુઓ. જૈ. સા. સં. ભા. ૧. અં. ૨. પા. ૭૯) એટલે કે ઇ. સ. ના પાંચમા સૈકાનો બીજો શતાર્ધ છે. આથી તત્ત્વાર્થસૂત્રના ભાષ્યનો સમય ઇ. સ. ના પાંચમા સૈકા પહેલાં આવે; અને તેથી વ્યાસભાષ્યનો સમય પણ તેની પૂર્વે જાય.

૩૩. ગ્રંથમાં **जीवकाः** એમ છાપેલું છે પણ તે તો પાઠ ભ્રષ્ટ થયાને લીધેજ થયું હશે એમ લાગે છે.

૩૪. જુઓ **मा. वृ.** પા. ૭, ૩૨, ૫૫, ૭૫–વગેરે.

૩૫. જુઓ J. A. O. S. પુ. ૩૧. ભા. ૧. ૧૯૧૦.

સંક્ષેપમાં ઇસ્વીસનના પાંચમા અને ચોથા સૈકાના નન્દી અને અનુયોગદ્વારસૂત્રમાં ઉલ્લિખિત માઠરની કૃતિને ઇ. સ. ના ત્રીજા સૈકાના અન્તમાં અથવા ચોથાના પ્રારમ્ભમાં મુકી શકાય; અને તે કૃતિ આ ગ્રન્થ છે એમ માનવાને ગ્રન્થની આન્તર પરીક્ષા આડે આવતી નથી.

**નોંધ**—માઠરવૃત્તિના નીચેના અવતરણથી જણાય છે કે તેના પહેલાં પણ સાંખ્યકારિકા ઉપર કોઇ ટીકા હશે.

અઢારમી કારિકાના 'जन्ममरणकरणानां प्रतिनियमात्' માંથી 'मरणनियमात्' ઉપર નીચે પ્રમાણે ટીકા છે.

'अतश्च-मरणनियमात्। मरणेऽपि नियमो दृष्टो मम भ्राता मृतो मम पिता च। तस्माद्बहवः पुरुषा अपरे पुनरित्यङ्कारं वर्णयन्ति-" जन्ममरणनियमात्। इह कश्चित् कदाचिन्म्रियते तदैव परो जायते। यद्येकः पुरुषः स्यात् तर्हि एकस्मिन् जायमाने सर्वेऽपि जायेरन्। न चैवम्। म्रियमाणे सर्वे म्रियेरन्। न चैवम्। तस्माद्बहवः पुरुषाः" ॥ ( मा० वृ. पृ. ३१. )

# નિરુક્ત શાસ્ત્ર

[ જેઠાલાલ ગોરધનદાસ શાહ એમ. એ. ]

વેદના અભ્યાસમાટે શિક્ષા, કલ્પ, નિરુક્ત, વ્યાકરણ, જ્યોતિઃ અને છન્દઃ એમ ૭ વેદાંગો મનાય છે. આમાં નિરુક્તશાસ્ત્ર વેદના અર્થ તથા મન્ત્રનું પ્રકરણ તથા દેવતાઓનું લિંગ તથા સ્વભાવ ઇત્યાદિ ઉપયોગી બાબતો સમજાવે છે. નિરુક્તના અભ્યાસ વગર વેદનો અભ્યાસ નિરર્થક છે. આ શાસ્ત્રમાં વિશેષ કરીને વેદમાં આવતા શબ્દોની વ્યુત્પત્તિ તથા અર્થ સમજાવેલાં છે; અને એક શબ્દના જુદા જુદા કેટલા અર્થ થાય છે, અને ક્યાં ક્યાં, તે પણ જણાવેલું છે. વળી શબ્દોની વ્યુત્પત્તિ દ્વારા અમુક અર્થ શી રીતે થયો તે સંબંધી જો લોકોમાં કંઇ પણ દંતકથા હોય અગર બ્રાહ્મણગ્રંથોમાં કંઇ ખુલાસો આપ્યો હોય તો તે પણ સવિસ્તર સમજાવેલું છે. એ ઉત્તમ ભાષાશાસ્ત્રનો ગ્રંથ છે.

નિરુક્ત શબ્દનો પ્રયોગ છાન્દોગ્ય ઉપનિષદ્‌માં થયેલો છેઃ "**स वा एष आत्मा हृदि तस्य तदेव निरुक्तं हृदयमिति तस्माद्धृदयम्** " ( ૮-૩-૩ ). ગોપાથબ્રાહ્મણમાં પણ તે જોવામાં આવે છે. "**ओंकारं पृच्छामः किं निरुक्तम् ? आपेरोंकारः सर्वमाप्नोतीत्यर्थः** ( १-१-१४-३० ).

નિરુક્ત એટલે શું ? શૌનકીય બ્રહદ્‌પ્રાતિશાખ્યમાં દ્વિતીય વૃત્તિકાર દેવમિત્રના પુત્ર વિષ્ણુમિત્ર નિરુક્તનું લક્ષણ આ પ્રમાણે આપે છેઃ-" **पदविभागमन्त्रार्थदेवतानिरूपणार्थं शास्त्रं निरुक्तम्** " જે શાસ્ત્રમાં પદવિભાગ, મન્ત્રના અર્થ અને દેવતાનું નિરૂપણ કરવામાં આવ્યું હોય તેવું શાસ્ત્ર તે નિરુક્ત કહેવાય છે. આમાં પદવિભાગની પ્રવૃત્તિનો પણ ઉલ્લેખ કરવામાં આવ્યો છે. સાયણ તે વિષે કહે છેઃ-"**एकैकस्य पदस्य संभाविता अवयवार्थास्तत्र निःशेषेणोच्यन्ते**" આ નિરુક્તશાસ્ત્રમાં પ્રત્યેક પદના સંભવિત અવયવના અર્થો સંપૂર્ણ રીતે કહેવામાં આવે છે ( નિરુક્તવિવૃતિ, પૃ. ૨-૩ ) અહિંઆં **निःशेषेण** નો અર્થ **व्याकरणानुशिष्टेन** થાય છે. ભર્તૃહરિ નીચે પ્રમાણે કહે છેઃ-

**वर्णागमो वर्णविपर्ययश्च द्वौ चापरौ वर्णविकारनाशौ ।**
**धातोस्तदर्थातिशयेन यागस्तदुच्यते पञ्चविधं निरुक्तम् ॥**[1]

આ પ્રમાણે નિરુક્તનાં જુદાં જુદાં લક્ષણો આપવામાં આવ્યાં છે. યાસ્કાચાર્યના નિરુક્તમાં આ બધાં લક્ષણો સમાઇ જાય છે. એ ઉત્તમ વ્યુત્પત્તિશાસ્ત્ર તથા ભાષાશાસ્ત્ર છે. આથી કંઇ એમ કહી શકાય નહિ કે તે વ્યુત્પત્તિશાસ્ત્રનો આદિપ્રયાસ છે. વેદના કેટલાક શબ્દોની વ્યુત્પત્તિ માટેના પ્રયાસો સંહિતાયુગમાં જ શરૂ થયેલા છે. કૃષ્ણયજુર્વેદની સંહિતામાં ભાષાશાસ્ત્રના આ દિશાના પ્રયાસ માટે એક સ્થળે ઉલ્લેખ કરવામાં આવ્યો છે; અહિંઆં નીચેનું અવતરણ મૂકવામાં આવે છેઃ

---

૧. નિરુક્ત શાસ્ત્ર પાંચ પ્રકારના વિષયનું વર્ણન કરે છેઃ વર્ણના આગમ, વર્ણવિપર્યય, વર્ણવિકાર, વર્ણનાશ અને ધાતુનો તેના અર્થની સાથેનો યોગ-આ પાંચ જેમાં વર્ણવેલાં હોય તેને નિરુક્ત કહે છે.

" वाग्वै पराच्यव्याकृतावदत्ते देवा इन्द्रमब्रुवन्निमां नो वाचं व्याकुर्विति सोऽब्रवीद्वरं वृणे मह्यं चैवेष वायवे च सहगृह्याता इति तस्मादैन्द्रवायवः सह गृह्यते तामिन्द्रो मध्यतोऽवक्रम्य व्याकरोत्तस्मादियं व्याकृता वागुद्यते। "

" પ્રથમ વાક્ અવ્યક્ત તથા અવિભાજ્ય હતી. ત્યારે દેવોએ ઇન્દ્રને કહ્યું, 'અમારી વાણીનો વિભાગ કરો.' તેણે કહ્યું, 'હું તમારી પાસેથી એક વર માગું છું. એક પ્યાલામાં મારે માટે તથા વાયુ માટે સોમ રેડો.' આટલા માટે એક પ્યાલામાં ઇન્દ્ર તથા વાયુ માટે સોમ રેડાય છે. પછીથી ઇન્દ્ર તેમાં ગયા અને વાણીના વિભાગ કર્યા. માટે જ હાલમાં સ્પષ્ટ વાણી બોલાય છે."[૨] ત્યાર પછીથી વિશેષ પ્રયાસો બ્રાહ્મણગ્રંથોમાં શરૂ થયા. ઐતરેયબ્રાહ્મણમાં નીચેના શબ્દોની વ્યુત્પત્તિ આવે છે: प्रैष ( ૩-૯ ), मानुष ( ૩-૨૩ ) जाया ( ૭-૧૩ ), તૈત્તિરીયસંહિતામાં પણ रुद्र ( ૧-૫-૧ ), वृत्र ( ૨-૪-૧ અને ૨-૫-૨ ) ની વ્યુત્પત્તિ આપેલી છે. તૈત્તરીયબ્રાહ્મણમાં अश्व ( ૧-૧-૫ ) नक्षत्र ( ૨-૭-૧૮ ) વગેરે શબ્દો જોવામાં આવે છે. યાસ્કના નિરુક્તશાસ્ત્રમાં ઘણા પૂર્વાચાર્યોનાં નામ આપેલાં છે જેમણે અમુક શબ્દોની વ્યુત્પત્તિ આપેલી છે: " શાકપૂણી, આગ્રાયણ, ઔપમન્યવ, ચર્મશિશ, ઔર્ણવાભ તથા સ્થલૌષ્ઠી." કેટલેક સ્થળે યાસ્કાચાર્યે નામ આપ્યા સિવાય " इति ब्राह्मणम् " એમ પોતાની વ્યુત્પત્તિનું સમર્થન કરવા બ્રાહ્મણ ગ્રંથોમાંથી વાક્યો લીધાં છે. દાખલા તરીકે " यज्जातः पशूनविन्दतेति तज्जातवेदसो जातवेदस्त्वम् " " जलग्ल्यमानोऽसृजदिति जगती " " यदस्य दिवि तृतीयं तद्सावादित्य इति "; "गायत्रीमेव त्रिपदां सतीं चतुर्थेन पादेन अनुष्टामति. " કેટલીક વખત " त ऐतिहासिकाः " એ પ્રમાણે પણ ઉલ્લેખ કરે છે. વળી પોતે નૈરુક્ત હોવાથી નૈરુક્તોનો પણ ઘણો ઉલ્લેખ કરે છે; અને તેમને માટે नैरुक्ताः એવો શબ્દપ્રયોગ કરે છે. આ ઉપરથી સિદ્ધ થાય છે કે યાસ્કાચાર્યે નિરુક્તશાસ્ત્ર રચ્યું તે પૂર્વે નિરુક્તશાસ્ત્ર સંબંધી ઘણા પ્રયાસો થયા હતા, પણ તે સર્વે એક શાસ્ત્રરૂપમાં ગોઠવાયલા નહોતા; પણ સંહિતા તથા બ્રાહ્મણગ્રંથોમાં છૂટા છવાયા પડયા હતા. યાસ્કાચાર્યે તે સર્વનું સૂક્ષ્મ દૃષ્ટિથી અવલોકન કર્યું અને સ્વતંત્ર નિરુક્તશાસ્ત્ર માટે તે બધી ઉપલબ્ધ સામગ્રી એકઠી કરી. પણ યાસ્કની પૂર્વે શાકપૂણિ નામનો પણ એક નૈરુક્ત થઇ ગયો. તેણે નિરુક્તશાસ્ત્ર રચ્યું હતું એમ કહેવાય છે. યાસ્ક પણ તેના નિરુક્તશાસ્ત્રમાં એના નામનો ઉલ્લેખ કરે છે: " शाकपूणिः सङ्कल्पयाञ्चक्रे सर्वा देवता जानामीति " આ શાકપૂણિ બ્રાહ્મણકાળમાં થયો હતો. તેનું નામ અનુબ્રાહ્મણના પ્રણેતા તરીકે વિશેષ પ્રખ્યાત છે. આ અનુબ્રાહ્મણમાં મન્ત્રોના અર્થો તથા દેવોનાં પ્રાકૃતિક લક્ષણો સમજાવ્યાં છે. આથી નિદાનસૂત્રમાં કેટલીક વખત અનુબ્રાહ્મણ અને કેટલીક વખત શાકપૂણિના નામનું સ્મરણ થાય છે. પણ કોઇપણ સ્થળે શાકપૂણિને નિરુક્તકાર તરીકે સ્મરવામાં આવ્યો નથી. પતંજલિ મહાભાષ્યમાં શાકપૂણિ એ નિરુક્તકાર છે એમ કહેતો નથી. નિરુક્ત શબ્દ હવે સામાન્ય રીતે યાસ્કાચાર્યના નામ સાથે સંબદ્ધ થઇ ગયો છે. અને નિરુક્ત શાસ્ત્ર કોનું એ પ્રશ્નના ઉત્તરમાં "યાસ્કનું" એમ

૨. તૈ. સં. ૬-૪-૭. જુઓ ડૉ. ભાણ્ડારકરના વીલ્સન ફાયલૉલૉજીકલ લેક્ચર્સ. પૃ. ૪. ફુટનોટ.

માન્યતા થઇ ગઇ છે. આપણી પાસે જે નિરુક્તશાસ્ત્ર છે તે યાસ્કાચાર્યનું જ છે માટે અહિંઆં તે સંબંધી જ આપણે વિચાર કરીશું.

**યાસ્કાચાય કોણ?**

નિરુક્તશાસ્ત્રના પ્રણેતા યાસ્કાચાર્ય કહેવાય છે. પણ આશ્ચર્યની વાત તો એ છે કે આવા સમર્થ આચાર્ય સંબંધી વિશેષ હકીકત ઉપલબ્ધ થતી નથી. વળી આ યાસ્કાચાર્ય સંબંધી જુદાં જુદાં અનુમાનો કરવામાં આવે છે: (૧) કેટલાક કહે છે કે शतपथब्राह्मण માં એ સ્થળે યાસ્કનું નામ આવે છે. "अथ वंशः। तदिदंवायं ( शतपथब्राह्मणग्रंथकारः ) शौर्पणाय्यात्, शौर्पणाय्यो गौतमात्..........भारद्वाजो, भारद्वाजाच्च सुरायणाच्च यास्काच्च इति" "तत्र प्रथमान्तः शिष्यः पञ्चम्यान्त आचार्यो वोद्धव्यः" આ ઉપરથી એવું અનુમાન દોરી શકાય કે શતપથબ્રાહ્મણમાંનો યાસ્ક શતપથબ્રાહ્મણના પ્રવક્તાની ઘણી પૂર્વે થયેલો હોવો જોઇએ, કારણકે નિરુક્તમાં મધુવિદ્યાનો કોઇપણ ઉલ્લેખ નથી એટલું જ નહિ પણ તેઓ વચ્ચે કાળનો પણ મોટો ભેદ છે. "મધુવિદ્યા" બ્રાહ્મણકાળનું છે, જ્યારે નિરુક્ત સૂત્રકાળનું છે. માટે આ મત યુક્ત નથી.[3] (૨) કેટલાક[4] એવું કહે છે કે પિઙ્ગલના છન્દઃશાસ્ત્રમાં યાસ્કનું નામ સંભળાય છે "उरो वृहती यास्कस्य" અહિંઆં નિરુક્તકાર યાસ્કનું નામ હશે. પણ આ અનુમાન વાસ્તવિક નથી. કારણકે જો યાસ્કના ગ્રંથમાં उरोवृहती શબ્દો હોય તો તે યાસ્ક પિંગલની પહેલાં અથવા એક કાલે ઉત્પન્ન થયેલો ગણાય. પણ આપણી પાસે જે યાસ્કનું નિરુક્ત છે તેમાં "उरोवृहती" શબ્દો જોવામાં આવતા નથી. વળી પિંગલ આ યાસ્કના નામનો ઉલ્લેખ કરે છે તે ઉપરથી એવું સમજી શકાય કે આ યાસ્ક તે કોઇ છન્દઃશાસ્ત્રનો પ્રણેતા હશે. વળી वहवृकप्रातिशाख्यના ત્રીજા પ્રકરણમાં પણ આપણે યાસ્કનું નામ સાંભળીએ છીએ: "तथा सर्वैः छन्दोविचित्यारिभिः पिङ्गल–यास्क–सैतय प्रभृतिभिः यत्सामान्येनोक्तं लक्षणम्" અહિંઆં જે યાસ્કના નામનું કથન કરવામાં આવ્યું છે તે યાસ્ક નિરુક્તકાર નહિ પણ છન્દઃશાસ્ત્રનો પ્રણેતા હશે-[6] (૩) શૌનકીય પ્રાતિશાખ્ય ગ્રંથમાં પણ એક સ્થળે યાસ્કનું નામ જોવામાં આવે છે પણ ત્યાં વૈયાસ્ક–અથવા યાસ્ક એમ ઉભય પ્રયોગ થયેલો જોવામાં આવે છે અને આથી શંકા થાય છે કે ખરૂં નામ કયું? उव्वट પોતાના વ્યાખ્યાનમાં કહે છે કે ત્યાં વૈયાસ્કનું જ નામ છે, યાસ્કનું નહિ. ધારો કે અહિંઆં યાસ્કના નામનું સ્મરણ છે. છતાં પણ આ નિરુક્તકાર જ યાસ્ક છે એમ કોઈ પણ કહી શકશે નહિ, કારણકે આપણા નિરુક્તમાં एकपदा दाशतयी નામની ઋક્ જે યાસ્કના નામની સાથે જોવામાં આવે છે તે અહિંઆં નથી. ( न दाशतय्येकपदा काचिदस्तीति वैयास्कः। अन्वत्र वैमद्याः सैका दशिनी मुखतो विराट्। વૈયાસ્કના કહેવા પ્રમાણે ઋગ્વેદ

૩. જુઓ નિરુક્તની કલકત્તા આવૃત્તિમાં પંડિત સત્યદેવનો ઉપોદ્ઘાત.

૪. આ મત મી. Colebrooke નો છે. જુઓ Misc. Essays II. p, 64.

૫. જુઓ S. E. Ind. H. 1378 न्यङ्कुसारिणी द्वितीयः। स्कन्धोग्रीवी क्रौन्हुके। उरो वृहती यास्कस्य।

૬. જુઓ Roth's Introduction to Nirukta ઑમ્બે યુનીવર્સીટીએ પ્રસિદ્ધ કરેલો અનુવાદ, પા. ૩.

સંહિતામાં વિમદના સ્તોત્રોમાં દશાક્ષરી વિરાજ્, છંદ સિવાય એકે પણ "पक्तपदा" નથી.) વળી તૈત્તિરીયસંહિતાના કાણ્ડાનુક્રમમાં યાસ્કને પૈંગી (પિંગના વંશજ) કહ્યો છે.[૭] આશ્વાલયનનાં શ્રૌતસૂત્રો (૧૨–૧૨)ના અંતમાં પિંગનું નામ આપેલું છે. ત્યાં અંગીરસોની સાથે તેનો નિર્દેશ કર્યો છે. આ ઉપરથી એમ ફલિત થાય કે યાસ્ક પણ અંગીરસ ગોત્રનો હશે. વૈદ્ભ્ય અને મહાવૈદ્ભ્યમાં વૈદિક વિધિનું વર્ણન કરવામાં આવ્યું છે.[૮] આ મતને રૉથની નિરુક્તની પ્રસ્તાવનામાં ચર્ચવામાં આવ્યો છે એમાં કોઇ પણ નિશ્ચયાત્મક સિદ્ધાન્ત પ્રતિપાદિત કર્યો નથી.

### યાસ્કનો સમય.

(૧) મહાભારતમાં નિરુક્તકાર તરિકે યાસ્કના નામનો ઉલ્લેખ છે. મહાભારતને પતઞ્જલિના મહાભાષ્ય પછીથી મુકી શકાય, કારણ કે પતઞ્જલિએ આ મહાગ્રંથમાંથી ઉદાહરણ માટે વાક્યોનું અવતરણ કરેલું નથી. તો પણ "धर्मेण स्म कुरवा युध्यन्ते" એ વાક્ય મહાભાષ્યમાં (૨ પા–૨ અ.) જોવામાં આવે છે. અલબત આ કોઇ મહાભારતના શ્લોકની પંક્તિ હશે, પણ એ પંક્તિ કોઇ પણ સ્થળે મહાભારતમાં જોવામાં આવતી નથી. પણ એટલું તો ખરૂં જ કે આ પંક્તિ મહાભારતની કોઇ પણ બીજી આવૃત્તિમાં હોવી જોઇએ, જે આવૃત્તિ હાલની પ્રચલિત આવૃત્તિ ન હોઈ શકે. વળી પતઞ્જલિએ નીચેનું ઉદાહરણ આપ્યું છેઃ—

वृद्धकुमारीवाक्यवदिदं द्रष्टव्यम् तद्यथा वृद्धकुमारी इन्द्रेण उक्ता वरं वृणीष्व इति । सा वरम् अवृणीत આ વૃદ્ધકુમારીની વાત મહાભારતની હાલની આવૃત્તિમાં નથી. માટે પતઞ્જલિનું મહાભાષ્ય તે હાલના પ્રચલિત મહાભારતની પૂર્વે હોવું જોઇએ.

(૨) નિરુક્તકાર યાસ્ક તે પતઞ્જલિની પૂર્વે હોવો જોઇએ. નિરુક્તમાં અર્થપ્રશંસા પ્રકરણમાં જે ઋક્નું ઉદાહરણ આપ્યું છે તે જ ઋક્નું ઉદાહરણ મહાભાષ્યમાં પણ આપ્યું છે અને નિરુક્તકારે જે અર્થો કર્યા છે તે જ પ્રમાણે મહાભાષ્યમાં કર્યા છે (उत त्वः पश्यन्न ददर्श वाचमुत त्वः शृण्वन्न शृणोत्येनाम् । उतो त्वस्मै तन्वं विसस्रे जायेव पत्य उशती सुवासा) નિરુક્તના દ્વિતીયાધ્યાયના પ્રથમ પાદની નીચેની પંક્તિ "शवतिर्गतिकर्मा कम्बोजेष्वेव भाष्यते...दातिर्लवनार्थे प्राच्येषु મહાભાષ્યમાં ચોકખી રીતે અને વિસ્તારપૂર્વક, સમજાવી છે. વળી ઘણી વખતે "નિરુક્ત" નામનો પ્રયોગ તેમાં કરવામાં આવ્યો છે. નિરુક્તમાં हंस શબ્દની વ્યુત્પત્તિ આ પ્રમાણે કરવામાં આવી છે. हंसा हन्तेः घ्नन्त्यध्वानम् । પતઞ્જલિ પણ એ પ્રમાણે વ્યુત્પત્તિ આપે છે "किं तर्हि ? हन्ते हंसः, हन्त्यध्वानमिति । (૬–૧–૨)

મહાભાષ્યમાં પ્રત્યુત્થાનદોષ સંબંધી ભૃગુસંહિતા–મનુસ્મૃતિમાંથી અવતરણ કરવામાં આવ્યું છે. "पूर्ववयसः अप्रत्युत्थाने दोष उक्तः प्रत्युत्थाने च गुणः कथम् ? "ऊर्ध्वं प्राणाह्युत्क्रामन्ति यूनः स्थविर आयति । प्रत्युत्थानाभिवादाभ्यां

૭. V. 3. East India House 965.

૮. आश्वलायनगृह्यसूत्र. ૩. ૪. સરખાવો. Z. L. G. V. પા. ૨૭

पुनस्तान्प्रतिपद्यते આ અવતરણ ભૃગુસંહિતાના બીજા પ્રકરણમાં છે અને તે અક્ષરશઃ ઉતારેલું છે. આથી મહભાષ્ય ભૃગુસંહિતાના કાળ પછીનું હોવું જોઇએ.

(૩) નિરુક્ત મહાભારત તથા મહાભાષ્ય પૂર્વે છે તેમ ભૃગુસંહિતા અગર મનુસ્મૃતિ પૂર્વ પણ છે. નિરુક્તના તૃતીયાધ્યાયમાં આપણે વાંચીએ છીએ કે "पुमान् दायादो अदायादा स्त्री" स्त्रीणां दानविक्रयातिसर्गा विद्यन्ते न पुंसः "अभ्रातृका इव योषास्तिष्ठन्ति सन्तानकर्मणे" "गर्तारोहिणीव धनलाभाय" ना ऽभ्रात्रामुपयच्छेत આ બધાં ઉદાહરણોમાં મનુસ્મૃતિના નામનો ઉલ્લેખ નથી, જોકે આ વિષયો સ્મૃતિમાં દાયવિભાગનાં પ્રકરણમાં સારી રીતે ચર્ચેલા છે. નિરુક્તમાં કોઇ પણ સ્થળે મનુસ્મૃતિનો ઉલ્લેખ નથી તેથી એમ સમજાય છે કે નિરુક્તનો સમય મનુસ્મૃતિના પૂર્વે હોવો જોઇએ. વળી આ દલીલને વિશેષ ટેકો બીજી દલીલથી પણ મળે છે; મનુસ્મૃતિના બીજા પ્રકરણમાં નીચે પ્રમાણે ૫૪ મો શ્લોક છે.

ब्रह्महत्यां सुरापानं स्तेयं गुर्वङ्गनागमः ।
महान्ति पातकान्याहुः संसर्गश्चापि तैः सह ॥

આ શ્લોકમાં બ્રહ્મહત્યા, સુરાપાન, સ્તેય, ગુરુપત્ની સાથે વિરુદ્ધ વર્તન તથા તેમની સાથેનો સંસર્ગ—એ પ્રમાણે પાંચ મહા પાપ ગણાવ્યાં છે, પણ નિરુક્તમાં યાસ્કાચાર્ય સાત મુખ્ય પાપો ગણાવે છે. "सप्तमर्यादाः कवयश्चक्रुः ।" તે સાત પાપ નીચે પ્રમાણે છે "સ્તેય, તલ્પારોહણ, બ્રહ્મહત્યા, ભ્રૂણહત્યા, સુરાપાન, દુષ્કૃત કર્મનું પુનઃ પુનઃ સેવન તથા અસત્ય ભાષણ." જો યાસ્ક મનુસ્મૃતિ પછીના કાળમાં હોત તો તેણે શા માટે પાંચ પાપને બદલે સાત પાપ કહ્યાં તેને માટે પોતાની ટીકા નિરુક્તમાં કરી હોત. પણ એક સ્થળે નિરુક્તમાં આપણે નીચે પ્રમાણે વાંચી છીએઃ—

"तदेतदृक् श्लोकाभ्यामभ्युक्तम्–अङ्गादङ्गात् सम्भवसि हृदयादधिजायसे। आत्मा वै पुत्रनामासि स जीव शरदः शतम् इति अविशेषेण पुत्राणां दायो भवति धर्मतः मिथुनानां विसर्गादौ मनुः स्वायंभुवोऽब्रवीत् ॥ આ શ્લોકમાં મનુનું નામ છે. પણ તે શ્લોક મનુસ્મૃતિમાં નથી. અહિંઆં જે મંત્રનું ઉદાહરણ તે ઋગ્વેદસંહિતાનો મંત્ર નથી. આ ઉદાહરણ શતપથબ્રાહ્મણમાં જોવામાં આવે છે. હાલની મનુસ્મૃતિમાં આ અવતરણ લીધેલું નથી. માટે નિરુક્તકારને મનુસ્મૃતિ પછી માનવો તે યુક્ત નથી. યાસ્ક મનુસ્વાયંભુવઃ એ પ્રમાણે કથન કરે છે. આ મનુનાં સૂત્રો એક કાળે પ્રચલિત હશે પણ હાલમાં તે લુપ્ત થઇ ગયાં છે. નિરુકતમાં ચાર બીજા મંત્રો પણ પ્રથમ અધ્યાયને અંતે આપેલા છે. विद्या ह वै ब्राह्मणमाजगाम ઇત્યાદિ આ શ્લોકો નિરુક્તમાં અક્ષરશઃ આપેલા છે. પણ મનુસ્મૃતિમાં અલ્પ ફેરફાર છે માટે સાયણાચાર્ય ઋગ્ભાષ્યમાં કહે છે विद्याया ग्रहणेऽधिकारिविशेषः शाखान्तरगतैश्चतुर्भिर्मन्त्रैरुपदर्शितः तांश्च मंत्रान्यास्कः उदाजहार" અહિંઆં मनुः उदाजहार એમ કહ્યું નથી પણ यास्क उदाजहार એમ કહ્યું છે. વળી મનુસ્મૃતિના ૧૨ મા પ્રકરણમાં "नैरुक्त" શબ્દ વાપર્યો છે કુલ્લૂક આ શબ્દનો અર્થ निरुक्तज्ञ એવો કરે છે એટલે યાસ્કાચાર્યનો ઉલ્લેખ ત્યાં કરેલો છે. આ ઉપરથી સિદ્ધ થાય છે કે યાસ્ક ભૃગુસંહિતાની પૂર્વે હોવો જોઇએ.

(૪) મનુસ્મૃતિની પૂર્વે યાસ્કનો સમય મૂકી શકાય એમ આપણે ઉપરની દલિલો ઉપરથી જાણ્યું. પણ કેટલીક દલિલો ઉપરથી એમ માનવાને સબળ કારણો મળે છે કે **યાસ્ક પાણિનિની પૂર્વે હોવો જોઇએ.** તેને માટે નીચેનાં કારણો બસ છે.

- **(क)** નિરુક્તમાં યાસ્ક ઘણા પૂર્વ આચાર્યોનાં નામો આપે છે પણ તે પાણિનિનું નામ કોઇ પણ સ્થળે આપતો નથી. વાત ખરી છે કે તે **वैयाकरणाः** એમ વારંવાર ઉલ્લેખ કરે છે પણ આ ઉલ્લેખ પાણિનિ વિષે હોય એમ માની શકાતું નથી, કારણ કે પાણિનિ પહેલાં પણ કેટલાક વૈયાકરણો હશે જેમાંના કેટલાકે **फिट्सूत्रो** તથા **उणादिसूत्रो** રચ્યાં કહેવાય છે.

- **(ख)** યાસ્કાચાર્ય જ્યારે વ્યાકરણની પરિભાષાના શબ્દો વાપરે છે ત્યારે તે પ્રથમ તેમની વ્યાખ્યાઓ આપે છે. **एतानि चत्वारि पदजातानि नामाख्याते चोपसर्गनिपाताश्च तानीमानि भवन्ति तत्रैतन्नामाख्यातयोर्लक्षणं प्रदिशन्ति भावप्रधानमाख्यातं, सत्त्वप्रधानानि नामानि ४.**

  પાણિનિ આ શબ્દોની વ્યાખ્યા આપતો નથી. કારણ કે એના સમયમાં એ શબ્દો પ્રચલિત થયેલા હોવા જોઇએ કે જેથી કરીને તેનાં લક્ષણ આપવાની એને આવશ્યક્તા જણાઇ નહિ હોય.

- **(ग)** યાસ્કે જે પારિભાષિક શબ્દો વાપર્યા છે તે પાણિનિના શબ્દો કરતાં તદ્દન જુદા છે. જો પાણિનિ યાસ્કની પૂર્વે થયો હોત તો યાસ્ક જરૂર પાણિનિના પારિભાષિક શબ્દોનો પ્રયોગ કરત. પણ તેણે તેમ કર્યું નથી માટે આપણને માનવાને કારણ મળે છે કે પાણિનિ યાસ્કની પછી થયેલો હોવો જોઇએ.

- **(घ)** પાણિનિના સૂત્રોમાં યાસ્કનું નામ જણાય છે, **यस्कादिर्गोत्रेभ्यः** આ ઉપરથી જણાય છે કે **यस्क**ના વંશમાં ઉત્પન્ન થયેલા યાસ્કનું જ્ઞાન પાણિનિને છે. **शिवादिगण** માં પણ યાસ્કનું નામ છે, ત્યાં **यस्कस्य अपत्यम्** એમ સમજાવ્યું છે.[૯]

- **(ङ)** યાસ્ક શબ્દના ચાર ભાગ કરે છે. આ વિભાગને પાણિનિની યોજના સાથે કશું પણ સામ્ય નથી.

આ કારણોથી યાસ્ક પાણિનિની પૂર્વે હોવો જોઇએ એવું સંભવિત અનુમાન આપણે દોરી શકીએ.

આ પૂર્વેનો સમય કયો તે નિશ્ચિત રીતે જણાયો નથી. જુદા જુદા વિદ્વાનોના આ સંબંધી જુદા જુદા અભિપ્રાયો છે પણ એટલું તો સિદ્ધ છે કે તે ઈ. સ. પૂ. ૫૦૦ ની પછી હોવો જોઇએ નહિ.[૧૦]

### નિઘણ્ટુ અને નિરુક્તના કર્તા એક કે જુદા?

આ વિષય ઉપર કેટલીક ચર્ચા થયેલી છે. નિરુક્ત નિઘણ્ટુ ઉપરની યાસ્કાચાર્યની ટીકા છે. યાસ્ક કહે છે કે "**समाम्नायः समाम्नातः स व्याख्यातव्यस्तमिमं**

૯. જુઓ Ghate's Lectures on Rigveda.

૧૦. જુઓ Introduction to Nirukta by L. Sarup. p. 54.

**समाम्नायं निघण्टव इत्याचक्षते ।** નિઘણ્ટુમાં માત્ર વેદમાં વપરાયેલા જુદા જુદા શબ્દોને એકત્ર કરવામાં આવ્યા છે. શબ્દસમૂહ જ તેમાં છે, તેના અર્થ આપેલા નથી. તે શબ્દોના મૂળ તથા અર્થ નિરુક્ત નામની ટીકામાં આપેલા છે. નિઘણ્ટુના પાંચ પ્રકરણ છે. પ્રથમ ત્રણ પ્રકરણોનું નામ "નૈઘણ્ટુક કાણ્ડ" છે. ચોથા પ્રકરણનું નામ "નૈગમકાણ્ડ" છે અને પાંચમાનું નામ "દૈવતકાણ્ડ" છે. આ પ્રકરણોમાં જે શબ્દસમૂહ આપેલા છે તેમાં કંઇ યુક્તિસરની યોજના પણ જોવામાં આવે છે. ગમે તે પ્રમાણે એકઠા કરવામાં આવ્યા નથી. પ્રથમાધ્યાયમાં પૃથિવી, વાયુ, જલ તથા મેઘ, પ્રભાત, દિવસ, રાત્રિ વગેરે ભૌતિક પદાર્થોનાં નામ આપેલાં છે. બીજા અધ્યાયમાં મનુષ્યયોનિ અને તેનાં અવયવો તથા મનુષ્યના ગુણો ઇત્યાદિ શબ્દોનો સંગ્રહ છે. ત્રીજા અધ્યાયમાં ભાવવાચક નામવાળા શબ્દો છે. શબ્દોની ગોઠવણી સંપૂર્ણ રીતે કોઇ પણ શાસ્ત્રીય સિદ્ધાન્ત પ્રમાણે કરવામાં આવી નથી. આ નિઘણ્ટુમાં ઋગ્વેદના શબ્દોનો સંગ્રહ જ માત્ર કર્યો છે.

સાયણાચાર્ય આ નિઘણ્ટુને નિરુક્તનું નામ આપે છે. **ऋग्वेदभाष्यभूमिका**માં પોતે લખે છે કે "**अर्थावबोधे निरपेक्षतया पदजातं यत्रोक्तं तन्निरुक्तम् । गौः । ग्मा । ज्मा । क्ष्मा । क्षा । क्षमा इत्यारभ्य वसवः । वाजिनः । देवपत्न्यो देवपत्न्य इत्यन्तो य पदानां समाम्नायः समाम्नातः तस्मिन् ग्रन्थे पदार्थविबोधाय परापेक्षा न विद्यते......। तदेतन्निरुक्तं त्रिकाण्डम् परनिरपेक्षतया पदार्थस्योक्तत्वात् तस्य ग्रन्थस्य निरुक्तत्वमिति ।**

પ્રસ્થાનભેદના કર્તા મધુસૂદનસ્વામી પણ નિઘણ્ટુને નિરુક્ત કહે છે. સામશ્રમિનો મત પણ એ પ્રમાણે છે. પણ સાથે સાથે (નિઘણ્ટુ) એમ કૌંસમાં મૂકે છે. પણ નિઘણ્ટુને નિરુક્તનું નામ આપવું તે યોગ્ય નથી. કારણ કે યાસ્ક પોતે નિરુક્તના પ્રારંભમાં **समाम्नायः समाम्नातः** એ લીટીઓમાં નિઘણ્ટુ તથા નિરુક્તનો ભેદ સમજાવે છે. જેમાં શબ્દસમૂહની યાદિ આપી છે તેનું નામ નિઘણ્ટુ છે અને જેમાં શબ્દોની વ્યુત્પત્તિ તથા અર્થો આપેલા છે તે નિરુક્ત છે. તો અહિંઆં પ્રશ્ન એ થાય છે કે નિઘણ્ટુનો કર્તા કોણ? નિઘણ્ટુ અને નિરુક્ત એક નથી પણ જુદાં છે તો તે બે એક જ ગ્રંથકારનાં છે કે જુદા જુદાનાં? નિઘણ્ટુનો કર્તા કોણ તે સંબંધી ખાસ કંઇ જાણવામાં આવ્યું નથી. મહાભારતના મોક્ષપર્વના ૩૪૨ મા અધ્યાયમાં નીચે પ્રમાણે (૮૬–૮૭) શ્લોકો છેઃ–

**वृषो हि भगवान् धर्मः ख्यातो लोकेषु भारत ।**
**निघण्टुकपदाख्याने विद्धि मां वृषमुत्तमम् ॥**
**कपिर्वराहः श्रेष्ठश्च धर्मश्च वृष उच्यते ।**
**तस्माद् वृषाकपिं प्राह कश्यपो मां प्रजापतिः ॥**

આ શ્લોકો ઉપરથી કેટલાક એમ કહે છે કે કશ્યપ નિઘણ્ટુનો કર્તા હશે કારણ કે વૃષાકપિ શબ્દ નિઘણ્ટુમાં આપેલો છે. પણ આ મત યુક્ત નથી કારણ કે ધારો કે કશ્યપે આ શબ્દને શોધી કાઢયો હોય તો પણ તે નિઘણ્ટુના અઘરા શબ્દો ભેગા તે મૂકત નહિ[૧૧] વળી નિઘણ્ટુ એક ગ્રંથકારનો સંગ્રહ હોય એમ માની શકાતું નથી. પણ મેક્ષમુલરનો અભિપ્રાય નીચે પ્રમાણે છેઃ—

૧૧. જુઓ Introduction to Nirukta by L. Sarup p. 14.

"Whether the same Yaska who had written the commentary had some part in the arrangement of the list of words is unknown; probably these lists existed in his family long before his time as Yaska implies himself (N. 1–22). But as he preserved them by his commentary it was natural that their anthorship too should have been ascribed to him."

"જે યાસ્કે ટીકા લખી છે તેનો શબ્દસંગ્રહની રચનામાં કંઈક ભાગ હશે કે કેમ તે અજ્ઞાત છે; કદાચ યાસ્ક કહે છે તે પ્રમાણે (નિ. ૧–૨૨) આ શબ્દસંગ્રહ તેના કુળમાં હયાત હશે. પણ તેણે પોતાની ટીકા દ્વારા તેનું રક્ષણ કર્યું તેથી નૈસર્ગિક રીતે તેનું ગ્રંથકર્તૃત્વ પણ (પરંપરાથી) તેને નામે ચઢયું હશે." આ રીતે મેક્ષમુલર આ વિકટ પ્રશ્નનો નિર્ણય આપે છે.[૧૨]

નિઘણ્ટુ ઉપર દેવરાજ યજ્વાની પણ ટીકા છે. તે નિઘણ્ટુના પ્રત્યેક શબ્દ સમજાવે છે. પોતાની ટીકાના પ્રારંભમાં નિઘણ્ટુની ઘણી પ્રતો પોતે જોઇ હોય એવું તે કહે છે.

નિરુક્ત ઉપર પણ ત્રણ ટીકાકારોની ટીકાઓ હોય એમ જણાય છે. તેમનાં નામ ઉગ્ર, સ્કન્દસ્વામી અને દુર્ગાચાર્ય છે. આથી વિશેષ ટીકાકારો આવા અગત્યના ગ્રંથ પર નહિ હોવાનું મુખ્ય કારણ એ છે કે યાસ્કનું નિરુક્ત ઘણી સરળ રીતિએ લખાયું છે. પાણિનિનાં સૂત્રોની ભાષા કરતાં આની ભાષા સહેલાઇથી સમજી શકાય એમ છે. નિરુક્ત ઉપર ઉગ્રે ટીકા કરી છે એ હકીકત આઉફ્રેક્ટના કૅટૅલૉગસ કૅટૅલૉગોરમમાં જણાવી છે. પણ વિશેષ હકીકત ઉપલબ્ધ નથી. બીજા ટીકાકાર સ્કન્દસ્વામીનું નામ દેવરાજ યજ્વાએ[૧૩] જણાવેલું છે. એની ટીકાની એક પ્રત પારિસમાં Bibliotheque Nationale માં છે એવું મી. લક્ષ્મણ સરૂપ જણાવે છે. સૌથી અગત્યની ટીકા પં. દુર્ગની છે. આ દુર્ગ દેવરાજ યજ્વાની પછી હોવો જોઇએ, કારણ કે તે નિઘણ્ટુ અને નિરુક્ત ઉપર બીજા ટીકાકારોનાં નામ આપે છે પણ દુર્ગનું આપતો નથી. આ ટીકા ઘણી સરળ અને સરસ છે. (લ. સરૂપની નિરુક્ત ઉપરની પ્રસ્તાવના. પા. ૪૯.)

નિરુક્તમાં એકંદરે ૧૪ અધ્યાયો છે. કેટલીક પ્રતોમાં માત્ર ૧૨ અધ્યાય આપેલા છે અને બાકીના બે પરિશિષ્ટ તરીકે ગણેલા છે. દેવરાજ યજ્વાના કહેવા પ્રમાણે યાસ્કના નિરુક્તમાં માત્ર ૧૨ અધ્યાય જ છે. દુર્ગાચાર્ય માત્ર ૧૨ૄ અધ્યાય યાસ્કના સ્વીકારે છે. ૧૩ મો અધ્યાય નાનો હોવાથી ૄ અધ્યાય ગણેલો છે કારણ કે તેમાં એક જ પાદ છે. [૧૪]સાયણાચાર્ય પણ ૧૨ અધ્યાય સ્વીકારે છે, પણ તે ऋक्संहिताभाष्य-

૧૨. જુઓ A His. of Ancient Sanskrit Literature: યાસ્કના નિરુક્ત ઉપરનું પ્રકરણ.

૧૩ Volume i, p. 297. G. See Bib. Ind ed. Vol 1, pp. 2–4. Loc cit (Aufrecht.)

૧૪. ऋज्वर्थटीका of Nirukta by Durga अष्टादशाध्याय, (त्रयोदशाध्यायः) समाप्तः । इति सपादसप्तदशाध्यायी ऋज्वर्था नाम निरुक्तविवृतिः समाप्ता ।

ભૂમિકા માં કહે છે " तदूव्याख्यानञ्च समाम्नायः समाम्नातः इत्यारभ्य तस्यास्तस्यास्तदूभाव्यमनुभवत्यनुभवतीत्यन्तं द्वादशभिरध्यायैर्यास्को निर्ममे" પણ तस्याः तस्याः तद् भाव्यम् अनुभवति એ લીટી તો ૧૩ મા અધ્યાયના અંતમાં છે. કદાચ ૧૩ મો અધ્યાય લઘુ હોવાથી વિશેષ મહત્ત્વ તેને આપ્યું નહિ હોય. અને તેથી જ સાયણ નિરૂક્તના ૧૨ અધ્યાય કહે છે. ૧૪ મો અધ્યાય તો બિલકુલ સ્વીકાર્યો નથી. પણ્ડિત સત્યદેવ બાર અધ્યાય જ યાસ્કના છે એમ કહે છે એટલે "समाम्नायः समाम्नातः" ત્યાંથી આરંભીને यः ऋतुः कालो जायानाम् ત્યાં સુધીનો ભાગ યાસ્કનો છે. ૧૩ મો અધ્યાય અતિસ્તુતિ પ્રકરણ છે અને ૧૪ મો ઉર્ધ્વમાર્ગગતિ પ્રકરણ છે, અને તે યાસ્કના નથી.

નિરુક્તની જુદી જુદી હસ્તલિખિત પ્રતો ઉપરથી એવું અનુમાન દોરી શકાય છે કે તેમાં ઘણો ભાગ પાછળથી ઉમેરેલો છે. એમાં ત્રણ જુદા જુદા કાળની અસર જોવામાં આવે છે. તે નીચે પ્રમાણે[૧૫]:—

(क) પ્રથમ કાળનું નિરુક્ત જેમાં ફક્ત ૧૨ અધ્યાય–તેથી વિશેષ નહિ. આ આવૃત્તિ દુર્ગના જાણવામાં હતી.

(ख) બીજા કાળમાં પરિશિષ્ટ સહિત નિરુક્ત જોવામાં આવે છે પણ વધારાના પરિશિષ્ટ અધ્યાયના વિભાગમાં વહેંચેલા નહિં.

(ग) અધ્યાય ૧૩ અને ૧૪ એમ જુદા વિભાગમાં વહેંચાયલા પરિશિષ્ટ સહિત આવૃત્તિ:–આ ત્રીજો કાળ સૂચવે છે.

---

૧૫. જુઓ Introduction to Nirukta by L. Sarup p. 47.

# પ્રાચીન સમયમાં ક્ષૌરકર્મનો રિવાજ

[ દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી. ]

આ દેશના પ્રાચીન ઇતિહાસના એક અભ્યાસી સાથે વાતચિતના પ્રસંગમાં એમણે કહ્યું કે પ્રાચીન કાળમાં આર્યો સામાન્ય રીતે દાઢી રાખતા. વળી ઋષિઓ એટલે દાઢી અને જટાવાળા પુરુષો એવી કાંઇક કલ્પના સામાન્ય જનસમૂહના ચિત્તમાં રૂઢ થઇ ગઇ છે. આથી વિરુદ્ધ અસ્ત્રા માટે 'ક્ષુર' શબ્દ,તથા નરેણી માટે નખનિકૃન્તન શબ્દ છેક જૂનાં ઉપનિષદ્‌માં પણ વપરાયેલ છે; તથા વૈદાના જૂનામાં જૂના ગ્રન્થ-ચરકમાં હજામતનો વિધિ છે એટલું મને યાદ હતું. હજામતનો રિવાજ બીલકુલ ન હોય તો ક્ષુર તથા નખનિકૃન્તનનો ઉલ્લેખ પણ ન હોય; માટે ઉપનિષત્કાળમાં કોઇક વર્ગમાં તો હજામતનો રિવાજ હોવો જ જોઇએ. પણ વધારે તપાસ કરતાં હજામતના રિવાજની વિશેષ પ્રાચીનતા તથા વિશેષ વ્યાપકતા જોવામાં આવી.

ઋગ્વેદમાં[1] તથા તે પછીના વૈદિક સાહિત્યમાં[2] श्मश्रु શબ્દ છે. દાઢી અને મૂછ બેયનો श्मश्रुમાં જ સમાવેશ થાય છે. એથી જુદા માથાના વાળને केश કહ્યા છે.[3] માથાના વાળ (केश)નો અથર્વવેદ વગેરે સંહિતાઓમાં તથા બ્રાહ્મણોમાં ઘણીવાર ઉલ્લેખ આવે છે.[4] વૈદિક આર્યો વાળની બહુ દરકાર રાખતા. અથર્વવેદના કેટલાક મંત્રોમાં વાળ વધારવાની ઇંતેજારી દેખાય છે.[5] કેશ વધારનાર કોઇક ઔષધનું પણ અથર્વવેદ સૂચન કરે છે.[5] પણ આ રીતે વાળ વધારવાની ઇચ્છા સ્ત્રીઓ માટે હશે. આજે પણ સ્ત્રીઓ માથાના વાળ વધારનાર દવાઓ શોધે છે; અને વૈદિક કાળમાં પણ સ્ત્રીઓ વાળને મજબુત કરવા (ખરી ન પડે એવા રાખવા), ન ઉગતા હોય તો ઉગાડવા તથા વધારવા ઇચ્છતી. અર્થાત્ સ્ત્રીઓની મનોવૃત્તિમાં ત્રણ ચાર હજાર વર્ષમાં યે ઝાઝો ફેર પડયો જણાતો નથી. બાકી પુરુષોએ લાંબા વાળ રાખવા એ સ્ત્રૈણ ગણાતું.[6] જોકે કેટલાક પુરુષો એ વખતે યે શોખથી લાંબા વાળ રાખતા હશે તથા એને ગુંથીને જુદી જુદી રીતે માથા ઉપર બાંધતા હશે એમ કેટલાંક વચનો ઉપરથી જણાય છે. આ રીતે ગુંથીને બાંધેલા વાળ માટે વેદમાં कपर्द શબ્દ છે. રુદ્રદેવનું એક નામ कपर्दिन् છે એ તો ઘણાઓને યાદ હશે. ઋગ્વેદમાં એક સ્થળે એક યુવતિને चतुष्कपर्दा[7] એટલે ચાર અંબોડા વાળી કહી છે. વળી सिनो-

---

१: ऋ. २-११-१७; ८-३३-६; १०-२३-१; १०-२६-७; १०-१४२-४.

२. अ-वे. ५-१९-१४; ६-६८-२; वा. सं. १९-९२; २०-५.

३. श-ब्रा. २-५-२-४८.

४. अ-वे. ५-१९-३; ६-१३६-३; वा-सं. १९-९२; २०-५; श-ब्रा-२-५-२-४८.

५. જુઓ નીચેના મંત્રો.

दृंह प्रत्नान् जनया जातान् ।
जातान्वर्षीयसस्कृधि ॥ अ-वे. ६-१३६-२.
यां जमदग्निरखनद् दुहित्रे केशवर्धनीम् । अ-वे. ६-१३७-१.

६. श. ब्रा. ५-१-२-१४.

७. ऋ. १०-११४-३.

વાલી દેવીને सुकपर्दा (સારા અંબોડાવાળી) કહી છે.[૮] આ રીતે સ્ત્રીઓનાં વિશેષણ તરીકે कपर्द શબ્દનો ઉપયોગ જોતાં હાલ પેઠે જૂના વખતમાં પણ સ્ત્રીઓ એક કે વધારે અંબોડા જુદી જુદી સુંદર રીતે વાળતી હશે એમ અનુમાન થાય છે. પણ[૯] पूषन् તથા रुद्र[૧૦] બન્ને દેવોને कपर्दिन् કહ્યા છે. વળી વાસિષ્ઠ ઋષિઓને પણ दक्षिणतः कपर्दाः જમણી તરફ જટાવાળા કહ્યા છે.[૧૧] આ બધા ઉપરથી એમ જણાય છે કે કેટલાક દેવો તથા કેટલાક ઋષિઓ લાંબા વાળ રાખતા હશે અને એની, અમુક રીતે, માથા ઉપર ગાંઠ બાંધતા હશે; કેટલાક વાળ રાખતા હશે પણ તેની ગાંઠ નહિં બાંધતા હોય. આ પદ્ધતિને पुलस्ति કહી છે.[૧૨]

માથાના વાળ વિષે કેટલાક પુરુષો વાળ રાખતા અને કેટલાક ન રાખતા એવો વિકલ્પ જેમ દેખાય છે તેમ જ દાઢી મૂછ માટે પણ વિકલ્પ જણાય છે. ઇન્દ્રને તથા પૂષનને ઋગ્વેદમાં प्रश्मश्रु (મોટી દાઢી મૂછવાળા) કહ્યા છે.[૧૩] વળી તૈ. સં.ના એક વચન[૧૪] પ્રમાણે દાઢી મૂછ પુરૂષત્વનું લક્ષણ ગણાતું; વળી મેગેસ્થેનીસે કહ્યું છે કે હિંદીઓ મરણ દિન પર્યંત પોતાની દાઢીની સંભાળ રાખે છે.[૧૫] આ બધી હકીકતો ઉપરથી પ્રાચીન કાળમાં દાઢી મૂછ રાખવાનો રિવાજ સામાન્ય હોય એમ દેખાય છે. પણ કેશ પેઠે દાઢી મૂછ (श्मश्रु) પણ કેટલાક રાખતા હશે અને કેટલાક નહિં રાખતા હોય એમ નીચેની હકીકતો ઉપરથી સાબીત થાય છે.

હજામતના કામમાં મુખ્ય સાધન રૂપ અસ્ત્રા માટે क्षुर (જે ઉપરથી હજામત માટે क्षौर શબ્દ નીકળ્યો છે,) શબ્દ સંસ્કૃત ભાષામાં આજ સુધી સામાન્ય છે. આ क्षुर શબ્દ ઋગ્વેદમાં ત્રણ સ્થળે વપરાયો છે.[૧૬] એક[૧૭]મંત્રમાં તો પાનાં (છરી તરવાર વગેરેનાં) નો સામાન્ય અર્થ હોય એમ જણાય છે. હૉપકીન્સના માનવા પ્રમાણે મહાભારતમાં ક્ષુરનો અર્થ માત્ર છરી પણ થાય છે.[૧૮] બીજા એક[૧૯]મંત્રમાં પણ એટલો જ અર્થ કદાચ હશે. ત્રીજા સ્થળમા[૨૦] સરાણ (भुरिजोः) ઉપર અસ્ત્રાને સજવા

૮. वा. सं. ૧૧-૫૬.

૯. ऋ. ૬-૫૫-૨; ૯-૬૭-૧૧.

૧૦. ऋ. ૧-૧૧૪-૧; वा. सं. ૧૯-૧૦ વગેરે.

૧૧. ऋ. ૭-૩૩-૧.

૧૨. कपर्दिने च पुलस्तये नमः। वा. सं. ૧૬-૪૩.

૧૩. ऋ. ૧૦-૨૩-૧; ૧૦-૨૬-૨૭.

૧૪. तै. सं. ૫-૫-૧-૧.

૧૫. Diodorus iii, 63.

૧૬. Vedic Index Vol. I, p. 209.

૧૭. ऋ. ૧-૧૬૬-૧૦ पविषु क्षुराः 'ધારવાળું પાનું' એટલો જ કે 'અસ્ત્રો' એમ પણ વિવક્ષિત હોય. સંદિગ્ધ છે.

૧૮. Journal of the A. O. Society 17, 61, 69.

૧૯. ऋ. ૧૦-૨૮-૯ સાયણ 'પંજો' અર્થ કરે છે.

૨૦. ऋ. ૮-૪-૧૬ सं नः शिशीहि भुरिजोरिव क्षुरम्=સરાણ ઉપર અસ્ત્રા પેઠે અમને ખૂબ તીક્ષ્ણ બનાવો.

વિષે ઉલ્લેખ હોય એમ સ્પષ્ટ દેખાય છે. भुरिज्નો દ્વિવચની પ્રયોગ સરાણની બે બાજુઓને લક્ષીને હોવો જોઈએ; એવું પિશલનું મત યથાર્થ લાગે છે. અથર્વવેદમાં भुरिज् સાથે ક્ષુરનો પ્રયોગ છે તે પણ આ અર્થને જ અનુકૂળ છે. અથર્વવેદમાં અન્યત્ર[२२] ક્ષુરથી હજામતની ક્રિયાનો ઉલ્લેખ છે એટલે ત્યાં તો ક્ષુરનો અસ્રો અર્થ નિઃસંદિગ્ધ છે; બીજાં ઘણાં વચનોમાં અસ્રો અર્થ સ્પષ્ટ છે.[२३] યજુર્વેદમાં क्षुरो भृज्वान्[२४] એ રીતે પ્રયોગ આવે છે; બ્લુમફીલ્ડ એનો અર્થ સલ્લી સાથે અસ્રો એવો કરે છે; તે વ્યાજબી જણાય છે. क्षुरधारा[२५] એટલે અસ્રાની ધાર. બૃહદારણ્યક ઉપનિષદ્‌માં અસ્રાની ઝીણીધારનો દાખલો આપ્યો છે; જ્યારે કઠોપનિષદ્‌માં અસ્રાની સજેલી ધારનો દાખલો આપ્યો છે.[२७] કૌષીતકિ ઉપનિષદ્‌માં અસ્રાને રાખવાની ડાબલી ( क्षुरधान ) નો ઉલ્લેખ છે.[२८]

અસ્રો, અસ્રાને સજવાનાં સલ્લી, સરાણ વગેરે સાધનો, અસ્રાની સજેલી સ્થિતિ તથા અસ્રો રાખવા માટે ડાબલી, હજામતનાં સાધનો વિષેના આ બધા શબ્દોનો વૈદિક સાહિત્યમાં દૃષ્ટાંત તરીકે તથા બીજી રીતે આટલો બધો ઉપયોગ હજામતનો રિવાજ સામાન્ય હોવાનું સાબીત કરે છે. પણ વૈદિક સમયમાં હજામતું તથા તેના ધંધાનું અસ્તિત્વ પુરવાર કરવા માટે આ આડકતરા પુરાવા ઉપરાંત वप्तृ ( હજામ ) તથા वप् ( હજામત કરવી ) શબ્દોમાં સાક્ષાત્ પુરાવો પણ છે.

वप्तृ શબ્દનો ઋગ્વેદમાં તથા પાછળનાં વૈદિક સાહિત્યમાં હજામત કરનાર–હજામ અર્થ થાય છે.[२९] અને હજામતની ક્રિયા માટે वप् ધાતુમાંથી જ નીકળેલો वपन શબ્દ વૈદિક સાહિત્યમાં વપરાયો છે.[३०]

---

२१. ओष्ठे जिह्वा चर्चरीति
क्षुरो न भुरिजोरिव । अ-वे-२०-१२७-४.
હોઠ ઉપર જીભ પેઠે, સરાણ ઉપર ક્ષુર ફરે છે.

२२. येनावपत् सविता क्षुरेण
सोमस्य राज्ञो वरुणस्य विद्वान् ।
तेन ब्रह्माणो वपतेदमस्य
गोमानश्ववानयमस्तु प्रजावान् ॥ अ. वे-६-६८-३.
તથા अ-वे-८-२-७.

२३. श-ब्रा-२-६-४-४; ३-१-२-७ વગેરે; तै-सं-२-१-५-७; ५-५-६-१; मै-सं. २-८-७; वा-सं. १५-४; अ-वे. १२-५-२० (क्षुरपवि).

२४. तै-सं-४-३-१२-६; वा-सं-१५-४; श-ब्रा-८-५-२-४;

२५. जै-उ-ब्रा. ३-१३-९.

२६. तद्यावती क्षुरस्य धारा यावद्वा मक्षिकायाः पत्रम्। बृ-उ-३-३-२.

२७. क्षुरस्य धारा निशिता दुरत्यया । कठ-उ-१-३-१४.

२८. यथा क्षुरः क्षुरधाने हितः । कौ-उ-४-१९.

२९ ऋ. १०-१४२-४; अ-वे-८—१७; तै-ब्रा-१-६-३.

३० तै-सं-२-७-१७-१; श-ब्रा-३-१-२-१.

હજામ, હજામત તથા તેનાં સાધનો વૈદિક સમયમાં હતાં પણ એ સમયની આ દેશની પ્રજાનો કયો વર્ગ હજામત કરાવતો તથા શરીરના કયા ભાગની હજામત કરાવતો તે ઉપરનાં વચનોથી સ્ફુટ થતું નથી. આ બાબતનું સ્પષ્ટ વર્ણન વૈદિક સાહિત્યમાં હોવાનો સંભવ નથી. પણ અથર્વવેદમાં "સૂર્યે સોમની જે અસ્ત્રાથી હજામત કરી તે અસ્ત્રાથી આ યજમાનની હજામત કરો" [ જુઓ ટિપ્પણી ૨૨ મી ] એમ કહ્યું છે એટલાજ ઉપરથી આર્યોમાં હજામતનો રિવાજ સામાન્ય તથા એ ધંધો અનિંદ્ય મનાતો હોવો જોઇએ; નહિં તો સૂર્ય જેવા, શ્રેષ્ઠ આર્યોના પણ ઉપાસ્ય દેવ માટે, ઉપર પ્રમાણે કહેવાય નહિ.

શરીરના કયા ભાગની હજામત કરાવવાનો પ્રાચીન કાળમાં રિવાજ હતો? ઋગ્વેદમાં એક સ્થળે લખ્યું છે કે 'હજામ પેઠે દાઢીની હજામત કરો છો' ( **वप्तेव वपसि श्मश्रु** । ઋ. ૧૦–૧૪૨–૪ ). અને અથર્વવેદમાં એક સ્થળે કેશ અને શ્મશ્રુ એયની હજામતનો ઉલ્લેખ છે.[૩૧] આ ઉપરથી માથાના વાળ અને દાઢી મૂછ બન્નેની હજામત કરાવવાનો રિવાજ હશે; વળી હજામત કરાવેલો ચહેરો સારો લાગે એવી પણ કેટલાકમાં માન્યતા હોવાનું અથર્વવેદના **शुभं मुखं** શબ્દો સૂચન કરે છે. હજામત વિષેનાં આ બધાં વચનોને ઉપર કેશ અને શ્મશ્રુ વિષેનાં વચનો સાથે વિચારવાથી એવું ફલિત થાય છે કે વૈદિક કાળમાં કેટલાક આર્યો માથાના વાળ વધારતા તથા તેની ગાંઠ પણ બાંધતા, કેટલાક લાંબી દાઢી રાખતા; જ્યારે બીજા કેટલાક માથાના વાળ તથા દાઢી મૂછ કઢાવી નાખતા. માથાના વાળ કપાવતાં માથું તદ્દન સ્વચ્છ કરી નાખતા કે આજ પેઠે શિખા રાખતા એ કાંઇ સમજાતું નથી; તેમજ દાઢીમૂછ કાઢતાં હાલના અગ્નિહોત્રી પેઠે તથા અંગ્રેજી ( clean shave ) રીતે મોઢું તદ્દન સ્વચ્છ કરી નાખતા કે મૂછ અથવા દાઢીનો અમુક ભાગ રાખતા એ સ્પષ્ટ કરે એવું કોઇ વચન મળતું નથી.

વૈદિક સમયથી અર્વાચીન કાળના પણ આ દેશના પ્રાચીન કાળના જ ગણાય એવા સંસ્કૃત સાહિત્યમાંથી તથા બીજાં સાધનોમાંથી આ વિષય ઉપર શો પ્રકાશ પડે છે તે જોઇએ. ઉક્ત સમયમાં સમગ્ર સાહિત્યનું નિરીક્ષણ કરવાની જરૂર નથી. માત્ર તે સમયના રિવાજનું સામાન્ય તથા વિશ્વસનીય ચિત્ર જેમાં હોય એવાં બે ચાર શિષ્ટ પ્રમાણો બસ છે.

**મહાભારત**—મહાભારતના સમયના રિવાજનું વર્ણન કરતાં રા. રા. વૈદ્ય લખે છે કે ઘણું કરી બ્રાહ્મણોમાં માથાની તથા દાઢીની હજામત કરાવવાનો રિવાજ સાધારણ હતો. અને ક્ષત્રિયો માથાના તથા દાઢીના વાળ વધારતા. તપસ્વીઓ વાળને ઓળતા કે ધોતા નહિં, પણ જટા બાંધી રાખતા. રામે વનવાસ ભોગવવા વનમાં જતી વખતે વડનું છીર નાખીને જટા બાંધી હતી. તપસ્વીઓ દાઢી પણ રાખતા. મહાભારત કે રામાયણમાં કોઇ સ્થળે કોઇ ક્ષત્રિયની કે કોઇ તપસ્વીની દાઢીનું વર્ણન મળતું નથી એ જરા વિચિત્ર છે. કદાચ આજના કવિઓ કે નવલકથાકારો પેઠે પાત્રોનાં બાહ્ય સ્વરૂપના બારિક વર્ણનમાં ભારત રામાયણના કવિઓને રસ આવતો નથી. પણ એરીઅને સ્પષ્ટ કહ્યું છે કે હિંદીઓ દાઢી રાખે છે અને તેને ઘણું કરી રંગે છે. એ લખે છે કે " Some dye their beards

૩૧. **यत्क्षुरेण मर्चयता सुतेजसा**
**वप्ता वपसि केशश्मश्रु** ।
**शुभं मुखं मा न आयुः प्रमोषीः** ॥ अ–वे–८–२–१७.

white to make them look as white as possihle but others dye them blue while some others prefer a red tint, some purple; others a rank green." "કેટલાક લોકો પોતાની દાઢી અતિશય સફેદ બનાવવા પસંદ કરે છે, તો કેટલાક ચઢાવે છે. કેટલાક ભૂરો રંગ આપે છે; કેટલાક લાલ રંગ માટે તેનાપર સફેદ રંગ જાંબુડીયો; કેટલાક લીલો કચ પણ પસંદ કરે છે."

"આજે જેમ હિંદુઓ શિખા રાખે છે તેમ જ ભારતકાલીન હિન્દુઓ રાખતા હોય એવું ભારતમાં કોઇ કોઇ સ્થળે શિખાનો ઉલ્લેખ છે એ ઉપરથી લાગે છે. પણ રામના તો આખા માથા ઉપર વાળ હોવા જોઇએ, કારણકે માત્ર છીર લગાડીને તેઓ જટા બાંધી શક્યા છે." (Epic India, page 150).

રા. રા. વૈદ્યનાં ઉપરનાં વચનોનો સાર એ છે કે શિખા રાખવાના આજ સુધી ચાલ્યા આવતા રિવાજને બાદ કરીએ તો મહાભારત કે રામાયણમાં માથાના તથા દાઢીના વાળનું હિન્દુઓ શું કરતા તે વિષે સ્પષ્ટ વર્ણન કોઇ સ્થળે નથી. ઉપર જે લખ્યું છે તે રા. વૈદ્યે અનુમાનથી લખ્યું છે. એમણે ગ્રીક લેખક એરીઅનનું વચન ઉતાર્યું છે, પણ આ પરદેશીઓનાં વચનો બહુ વિચારપૂર્વક ગ્રહણ કરવાં જોઇએ, કારણ કે એક ખંડ જેવડા આ વિશાળ દેશના કયા ભાગના લોકો વિષે એરીઅને દાઢી રંગવાનું લખ્યું છે તે જાણવામ નથી; એ વખતે તથા આજે પણ કોઇ જંગલી લોકો દાઢી રંગતા હોય તો એ સંભવિત છે. બીજા એક ગ્રીક લેખકે લખ્યું છે કે "તેઓ માથાના વાળ વારંવાર ઓળે છે પણ ભાગ્યે જ કપાવે છે. હડપચી ઉપરનો દાઢીનો ભાગ તેઓ કદી કપાવતા નથી પણ ચહેરાના બાકીના ભાગના વાળની તેઓ હજામત કરાવે છે તેથી ચહેરો સ્વચ્છ લાગે છે."[33] પરદેશીનાં વચનો વિષે ઉપર કરેલી ટીકા આને પણ લાગુ પડે છે.

મહાભારત રામાયણનો કાળ ઘણો લાંબો અને અચોક્કસ છે. એનો જૂનામાં જૂનો ભાગ ઇ. સ. પૂર્વે ૪૦૦થી પ્રાચીનતર અને નવામાં નવો ભાગ ઇ. સ. ૩૦૦થી ૪૦૦ની આસપાસનો હોવાનો સંભવ વિદ્વાનોને બહુમતે મનાય છે. જો કે ઇ. સ. પૂર્વે ૪૦૦થી ઘણા પ્રાચીન કાળની કેટલીક વાતો મહાભારતમાં હશે, તેમ ઇ. સ. ૪૦૦ પછી પણ ઘણા શ્લોકો અને અધ્યાયોનો પણ મહાભારતમાં પ્રક્ષેપ થયો હોવાનો સંભવ છે, પણ સ્થૂળ રીતે ઇ. સ. પૂર્વે ૫૦૦–૪૦૦થી ઇ. સ. ૩૦૦–૪૦૦ સુધીનો અર્થાત્ સાહિત્યની દૃષ્ટિએ વૈદિક સાહિત્યના છેવટના ભાગના સમયથી તે કાવ્યો–નાટકોના સમય સુધીનો કાળ તે ભારત-રામાયણનો કાળ એમ ગણીએ તો એ કાળના રિવાજને જાણવાનાં બીજાં સાધનો છે. વૈદક સાહિત્યમાં પ્રાચીનતમ ગ્રન્થ ચરક મનાય છે. મૂળ પુનર્વસુ આત્રેયે અગ્નિવેશને ઉપદેશ આપ્યો, એનો ચરકે પ્રતિસંસ્કાર કર્યો અને પાછળથી ખૂટતા ૪૩ અધ્યાયો ઉમેરી પંચનદના દૃઢબલે ગ્રન્થને પૂરો કર્યો. આ હાલનો ચરક. દૃઢબલના ઉમેરેલા ૪૩ અધ્યાયોને બાદ કરીએ તો પણ ચરકમાં ત્રણ થર દેખાય છે અને વૈદિક સાહિત્યમાં આવેલા આયુર્વેદિક ઉલ્લેખો સાથે તુલના કરતાં તથા સાહિત્યની પૂર્વાપરતાનો વિચાર કરતાં

---

૩૨. जटाः कृत्वा गमिष्यामि न्यग्रोधक्षीरमानय। अयो० ५२–५८

33. Curtius Rufus, Invasion of India by Alexander, Maccrindle, page 188.

ચરકનો પ્રાચીનતમ થર ઇ.સ. પૂર્વે ૫૦૦-૪૦૦ નો જણાય છે અને છેક અર્વાચીન ભાગ નાવનીતક (બોઅર મેન્યુસ્ક્રીપ્ટ) થી જૂનો અર્થાત્ ઇ. સ. ૩૦૦ થી જૂનો છે, આટલું નિઃસંદેહ સાબીત થયું છે. ચરકમાં ભારત જેવું પ્રક્ષિપ્ત અસંભવિત છે.[૩૪]

ચરકના સૂત્રસ્થાનમાં (જેમાં દ્રઢબલનો ઉમેરેલો ભાગ આવતો નથી.) આર્યોના મદ્‌વૃત્તનો ઉપદેશ કરતાં કહ્યું છે કેઃ—

**त्रिः पक्षस्य केशश्मश्रुलोमनखान्संहारयेत् । चरक-सू.-अ. ८.**

"પખવાડીઆમાં ત્રણ વખત કેશ, દાઢી, રૂવાડાં અને નખ ઉતરાવવા." અર્થાત્ ાંચ પાંચ દિવસે હજામત કરાવવાનો આયુર્વેદના પરમ આચાર્યે ઉપદેશ આપ્યો છે. પણ ાધા પાંચ પાંચ દિવસે હજામત કરાવવાનું પસંદ નહિં પણ કરતા હોય. અગ્નિવેશના ાુરુભાઇ ક્ષારપાણિનું વચન છે કે **त्रिर्मासस्य लोमनखान् संहारयेत्** 'મહિનામાં ત્રણ ાખત રૂવાડાં અને નખ ઉતરાવવા' (જુઓ—ચરકની ચક્રપાણિ દત્તની ટીકા નિ. સા. ની આવૃત્તિ પા. ૫૫.)[૩૫]

હજામત કરાવવાના ઉપદેશ સાથે જ ચરકમાં વાળ ઓળેલા રાખવાનો ઉપદેશ આપ્યો છેઃ—**प्रसिद्धकेशः (स्यात्) । चरक सू. अ. ८.**

આ બે વચનોનો મેળ એવી રીતે જ બેસે કે હજામત કરાવ્યા પછી શિખારૂપે જેટલા વાળ માથા ઉપર રાખવા તેટલા ગમે તેમ અવ્યવસ્થિત નહિં પણ સ્વચ્છ રીતે ઓળેલા રાખવા.

ચરકની અર્થાત્ પ્રાચીન આર્યોની આરોગ્યદૃષ્ટિએ જે આચાર આવશ્યક ગણાયેલો તેજ આચાર સૌન્દર્યની દૃષ્ટિએ પણ પ્રાચીન આર્યોને માન્ય હતો. વાત્સ્યાયન કામસૂત્રનો સમય જોકે તદ્દન ચોક્કસ નથી થયો, પણ ઇ. સ. ૨૦૦-૩૦૦ થી વધારે અર્વાચીનનો એ ગ્રન્થ નથી જ. સાક્ષર કેશવ હર્ષદ ધ્રુવ તો કામસૂત્રકાર વાત્સ્યાયન અને અર્થશાસ્ત્રકાર ચાણક્યને એક ગણે છે એટલે કામસૂત્રને ઇ. સ. પૂર્વે ચોથા શતકનું માને છે.

શરીરનો કયો સંસ્કાર ક્યારે કરવો એ ટુંકામાં દર્શાવતાં વાત્સ્યાયન કહે છે કેઃ—

**नित्यं स्नानं, द्वितीयकमुत्सादनं, तृतीयकः फेनकः, चतुर्थकमायुष्यम्, पञ्चमकं दशमकं वा प्रत्यायुष्यमित्यहीनम् ॥ १७ ॥ कामसूत्र अ. धि. १ अ. ४.**

"હમેશા ન્હાવું, એકાંતરે સુગંધી મસાલાવાળું તેલ ચોળાવવું, ત્રીજે દિવસે સાથળમાં ફીણ લાવનાર પદાર્થ ચોળવો, ચોથે દિવસે આયુષ્ય કર્મ કરાવવું, પાંચમે દિવસે અથવા દશમે દિવસે પ્રત્યાયુષ્ય કર્મ કરાવવું; આટલું તો (નાગરિકે) જરૂર કરવું જોઇએ."

---

૩૪. હૉર્નલે પોતાના Studies in the medicine of Ancient India નામના પુસ્તકના ઉપોદ્‌ઘાતમાં તથા બોઅર મેન્યુસ્ક્રીપ્ટના ઉપોદ્‌ઘાતમાં આયુર્વેદના ઇતિહાસના ક્રમ દર્શાવતાં ઉપર્યુક્ત વિધાન સપ્રમાણ સાબીત કર્યું છે.

૩૫. હજામતને ચરકસુશ્રુતે તંદુરસ્તી વધારનાર માની છે જુઓઃ—

**पौष्टिकं वृष्यमायुष्यं शुचिरूपं विराजनम् ।**
**केशश्मश्रुनखादीनां कर्तनं संप्रसाधनम् ॥ --चरक सू. अ. ५.**

તથા **पापोपशमनं केशनखरोमापमार्जनं ।**
**हर्षलाघवसौभाग्यकरमुत्साहवर्धनम् ॥ —सुश्रुत चि. अ. २४.**

વાત્સ્યાયનના આ સૂત્ર ઉપર ટીકા કરતાં જયમંગલ ટીકાકાર 'चतुर्थकमायुष्यं' એનું વિવેચન નીચે પ્રમાણે કરે છેઃ—

चतुर्थकमिति त्रिः पक्षस्य च श्मश्रुनखरोमाणि वर्धयेदित्ययमागमः। अत्र केषांचिन्नागरकाणामुपायभेदात्कालभेदः। तत्र आयुष्यं श्मश्रुकर्म क्षुरेण तच्चतुर्थेह्नि स्यात्। दिनत्रयान्तरितमित्यर्थः। कर्तर्या तु पञ्चमकमेव स्यात् प्रत्यायुष्यमिति यद् गुह्ये क्षुरेण कर्म तत्पञ्चमेऽहनि यत्तु लोम्नामुत्पाटनेन तद्दशमे स्यादित्याह............तथा चोक्तम्--

आयुष्यं तच्चतुर्थेऽह्नि स्याद्यत्तु क्षुरकर्मणा।
प्रत्यायुष्यं यदुद्धाराल्लोम्नां तद्दशमेहनि ॥

ટીકાકારનાં ઉપરનાં વચનોનો ભાવાર્થ એટલો જ છે કે જોકે પખવાડીઆમાં ત્રણ વખત ડાઢી, નખ અને રોમ ઉતરાવવાં એવો શાસ્ત્રનો મત છે પણ કેટલાક નાગરકોમાં ચોથે દિવસે સજીઆથી દાઢી બોડાવવાનો (आयुष्यक) પાંચમે દિવસે ગુહ્ય ભાગના વાળ ઉતરાવવાનો તથા દશમે દિવસે બીજા રોમ ઉતરાવવાનો પણ રિવાજ છે.

આ રીતે પખવાડીઆમાં ત્રણ વખત હજામતનો વિધિ ધર્મશાસ્ત્ર અને આયુર્વેદ બતાવે છે, એથી પણ ઓછા દિવસે શોખીનો (નાગરકો) હજામત કરાવે એ સમજી શકાય એવું છે. કામશાસ્ત્ર ઉપરથી બીજી બે બાબત દેખાય છેઃ એક તો દાઢીની હજામત માટે आयुष्यक શબ્દ વાપર્યો છે. એ ઉપરથી હજામતને આર્યો આયુષ્ય વધારનાર માનતા એમ જણાય છે; બીજું કામશાસ્ત્રકાર નિત્ય સ્નાન પેઠે જ ચોથે (કે પાંચમે) દિવસે હજામતને અવશ્ય કર્તવ્ય ગણે છે. આ ઉપરથી એવું અનુમાન થાય કે આ દેશના દ્વિજોમાં હમેશાં ન્હાવાનો રીવાજ પ્રાચીનકાળમાં જેમ સામાન્ય હતો તેમ હજામતનો (શહેરીઓમાં તો ખાસ) રિવાજ પણ સામાન્ય હતો.

આયુર્વેદ અને કામશાસ્ત્રનાં પ્રમાણો જોયાં. ધર્મશાસ્ત્ર અને આયુર્વેદનો એક મત છે એમ જયમંગલા ટીકાના લેખકે આગમનું વચન કહ્યું છે તેટલાથી જ સાબીત થાય છે છતાં હવે ધર્મશાસ્ત્ર જોઇએ.

ગોભિલ લખે છે કેઃ શિખા સિવાય કેશ, શ્મશ્રુ, લોમ અને નખોની હજામત કરાવવી. આયુર્વેદાચાર્ય ચરક પેઠે ધર્મશાસ્ત્રકાર મનુ ભગવાન્ લખે કે 'માથાના કેશ, નખ અને શ્મશ્રુ કપાવેલાં હોય એવો વેષ સ્નાતક વિપ્રે રાખવો.'[36] હજામત ક્યારે અને કેટલે દિવસે કરાવવી એ વિષે આયુર્વેદ સાથે ધર્મશાસ્ત્ર એક મત હશેઃ બૌધાયન તો સ્નાતકનાં કર્તવ્યો દર્શાવતાં લખે છે કેઃ—

[37]पयसु च केशश्मश्रुलोमनखवापनम्। बौ०-१-५-७.

---

३६. केशश्मश्रुलोमनखानि वापयीत शिखावर्जम्। गोभिल.
क्लृप्तकेशनखश्मश्रुर्दान्तः शुक्लाम्बरः शुचिः।
स्वाध्याये चैव युक्तः स्यात् नित्यमात्महिते रतः॥ मनु अ. ४ श्लो. ३६.

૩૭. પણ પાછળનાં ધર્મશાસ્ત્રો પર્વમાં હજામત કરાવવાની ખાસ ના કહે છે. મનુના એક પ્રક્ષિપ્ત મનાતા શ્લોકમાં પણ કહ્યું છે કેઃ—

પણ હજામતનો પ્રચાર આર્યોમાં કેવો વ્યાપક થઇ ગયો એ સિદ્ધ કરવા માટે ચૂડા કર્મ સંસ્કાર એક જ સમર્થ છે.

આ સંસ્કારનો ઉલ્લેખ ઇ. સ. પૂર્વે ત્રીજા ચોથા શતકનાં ગણાય એવાં સૂત્રોમાં છેઃ—

तृतीये वर्षे चौलम् ॥ आ–अ–१.

सांवत्सरिकस्य चूडाकरणम् । पा. गृ, काण्ड २.

આ વચનોને અનુસરી મનુ ભગવાન પણ પ્હેલે કે ત્રીજે વર્ષે, બધા દ્વિજ માટે, ચૂડાકર્મનો ઉપદેશ કરે છે.[૩૮]

ચૂડાકર્મસંસ્કારને લગતા મંત્રો તો ઉપર વૈદિક સમયના અવલોકનમાં આપણે જોયા છે.

ચૂડા કર્મ સંસ્કાર પછી હમેશાં કેટલા અથવા કેવા વાળ રાખવા એ માટે ધર્મશાસ્ત્ર કહે છે કે यथामङ्गलं केशशेषकरणम् । અર્થાત્ દેશાચારને અનુસરી ઇચ્છામાં આવે તો વચ્ચે થોડી શિખા રાખે અને બાકીના ભાગમાં હજામત કરાવે અથવા આખા માથા ઉપર જટા રાખે. પરંતુ સાધારણ રીતે મહાભારતકાળમાં ગૃહસ્થ સ્નાતકો પોતાને સ્વચ્છ રાખતા અને માથે ન્હાની મોટી શિખા રાખતા, બ્રહ્મચારીઓ તથા વાનપ્રસ્થો આખા માથા ઉપર જટા તથા દાઢી રાખતા;[૩૯] અથવા સંન્યાસીઓ પેઠે આખે માથે મુંડન કરાવતા. જો કે તેઓ પણ શિખા રાખી હજામત કરાવે તો ખાસ બાધ ન હતો. સંન્યાસીઓ તો મુંડન કરાવતા.[૪૦]

આ આર્યોની વાત થઇ. પણ આ દેશમાં આર્યો એકલા નહોતા વસતા. એ ઉપરાંત આર્યોના સંસર્ગમાં આવેલા ગુલામ તરીકે કે સ્વતંત્ર રીતે રહેતા શૂદ્રો માટે આ ધર્મશાસ્ત્રો જ લખે છે કેઃ–આર્યાધિષ્ઠિત અથવા ન્યાયને રસ્તે ચાલનારા શૂદ્રોએ ૧૫ દિવસે કે મહિને એક વાર હજામત કરાવવી.[૪૧] આ ઉપરથી એમ લાગે છે કે દ્વિજ વધારે હજામત ચડાવે તે શૂદ્ર સમાન ગણાતો હશે. અને આર્યોથી અનધિષ્ઠિત અર્થાત્ છૂટા દ્રાવિડ વગેરે. અનાર્યો તથા અન્યાયથી વર્તનારા શૂદ્રો એટલે લુંટફાટથી જીવનારા જંગલી અનાર્યો બીલકુલ હજામત ન કરવાના હોય એવો અર્થ ઉપરનાં વચનમાંથી લઇએ તો એરીઅન કર્ટીઅસ જેવા યવનો (ગ્રીકો) દાઢીવાળા હિંદીઓની જે વાત કરે છે તે આ છૂટા શૂદ્રો અથવા જંગલી લોકોને લાગુ પડતી હોવી જોઇએ. આર્યાવર્તના આર્યોનો સામાન્ય રિવાજ વૈદકશાસ્ત્ર, કામશાસ્ત્ર અને ધર્મશાસ્ત્ર ત્રણેયના એકમતથી વિરુદ્ધ હોવાનો સંભવ નથી. ચરક, બૌધાયન વાત્સ્યાયન ત્રણેનો સમય ઇ.સ. પૂર્વે ૪૦૦ થી ઇ. સ. ૩૦૦ વચ્ચે છે. પરદેશી યવનો એજ વખતની વાત કરે છે.

---

षष्ठ्यष्टम्यौ त्वमावास्यामुभयत्र चतुर्दशीम् ।
वर्जयेत्पौर्णमासीं च तैले मांसे भगे क्षुरे ॥ —मनु० अ. ४.

૩૮. चूडाकर्म द्विजातीनां सर्वेषामेव धर्मतः ।
प्रथमेऽब्दे तृतीये वा कर्तव्यं श्रुतिचोदनात् ॥ मनु. अ. २, श्लो. ३५.

૩૯. मुण्डो वा जटिलो वा स्यादथवा स्याच्छिखाजटः ।
मनु. अ. २, श्लो. २१९.

૪૦. क्लृप्तकेशनखश्मश्रुः पात्री दण्डी कुसुम्भवान् । मनु. अ. ६ श्लो. ५२.

૪૧. शूद्राणामार्याधिष्ठितानामर्धमासि मासि वा वपनमार्यवदाचमनकल्पः ।
बौ. १–१०–२.

शूद्राणां मासिकं कार्यं वपनं न्यायवर्तिनाम् । मनु–अ–५, श्लो–१४०.

છેવટ એક જુદા પ્રકારનું પ્રમાણ જોઇએ. દેશના શિષ્ટ પુરુષોનાં આકૃતિ તથા પહેરવેશ એ સમયની શિલ્પ તથા ચિત્રકળામાં સાધારણ રીતે ચીતરવામાં આવે એ સ્વાભાવિક છે. આ દેશની પ્રાચીન કળામાં તો વ્યક્તિનું નહિં. પણ તે તે સમયના શિષ્ટ સમાજનું પ્રતિબિમ્બ જ વધારે દેખાય છે એ સુપ્રસિદ્ધ છે. તો પ્રાચીન કળાના હયાત નમુનાઓમાં પુરુષોને દાઢીવાળા ચીતર્યા છે કે દાઢી વગરના તે જોઇએ. જુદા જુદા દેવોની હજારો મૂર્તિઓ પ્રાચીન મન્દિરોમાં ખાસ કરીને ગુફાઓમાં મળી આવે છે. જેમાંની કેટલીક ઇ.સ. ચોથા પાંચમા શતક જેટલી જૂની છે. શિવ અને વિષ્ણુનાં વિવિધ રૂપોની દેશના જુદા જુદા ભાગોમાં આવેલી આ જૂની મૂર્તિઓ દાઢી વગરની છે. કુબેર વગેરે બીજા દેવોની મૂર્તિઓ પણ દાઢી વગરની છે. ભગવાન્ બુદ્ધની હજારો મૂર્તિઓ (કેટલીક ગાંધારમાંથી મળી આવેલી તો ઇ.સ. બીજા શતક જેટલી જૂની છે) દાઢી વગરની જ છે. ગાંધારની અનેક મૂર્તિઓ તો મુછોવાળી પણ દાઢી વગરની છે. (જુઓ કલકત્તા મ્યુઝીયમ.) મહાવીર અને બુદ્ધ ત્યાગી હોવાથી અને ત્યાગીઓ માટે બૌદ્ધ અને જૈન ધર્મોમાં મુણ્ડનનો વિધિ હોવાથી ભગવાન્ બુદ્ધ અને મહાવીરની મૂર્તિઓ દાઢી વગરની હોય એ સમજી શકાય એવું છે. પણ પેશાવર પાસેના ભાગમાથી મળી આવેલી બોધિસત્ત્વની મૂર્તિઓ પણ દાઢી વગરની છે. વળી અજન્તાની ગુફામાં ભગવાન બુદ્ધનાં અનેક ચિત્રોમાં દાઢી નથી એટલું જ નહિ પણ યશોધરા સાથેનું ભગવાન્ બુદ્ધનું રાજકુમારની અવસ્થાનું જે પરમ ભવ્ય અને રમણીય ચિત્ર (ગુફા નં. ૧ માં) છે તેમાં પણ દાઢી નથી જ્યારે લગભગ એજ સમયમાં એજ ગુફામાં ચીતરાયેલા ઇરાનના શાહની દાઢી સ્પષ્ટ દેખાય છે. (ગુફા નં. ૧)

અજન્તાની ગુફાનાં બીજાં ચિત્રોમાં પણ આર્યોને દાઢી વગરના ચીતર્યા છે. (જુઓ દૂતનું ચિત્ર ગુફા નં. ૨.) આ હકીકત ઘણી સૂચક છે. એથી એમ સિદ્ધ થાય છે કે દાઢીનું ન હોવું એ કળાની રૂઢિ (convention)નું પરિણામ નથી પણ એ વખતના સમાજનું વાસ્તવ ચિત્ર છે. પણ અજન્તાનાં ચિત્રો ઇ.સ. પહેલા બીજા શતકથી જૂનાં નથી. બુદ્ધની મૂર્તિઓનું પણ તેમજ છે. આથી જૂના માટે ભરહત અને સાંચી સ્તૂપોમાં પથરાઓમાં કોતરેલ મનુષ્યોની આકૃતિ તપાસવાની જરૂર છે.

રાજા પ્રસેનજીત્, રાજા અજાતશત્રુ વગેરે ભગવાન બુદ્ધના કાળની વ્યક્તિઓની તથા બીજા ગૃહસ્થ ઉપાસકોની જે અનેક આકૃતિઓ ભરહતસ્તૂપના પથરાઓમાં કોતરી છે તે બધી દાઢી વગરની છે. (જુઓ Bharahat Tope Pl. XIII, વગેરે). એ વખતની પાઘડીના વિવિધ આકારો સ્પષ્ટ રીતે જૂના કારીગરોએ કોતરેલા છે પણ દાઢી દેખાતી નથી. (જુઓ Bharahat Tope, Pl. XXIV, Buddhist India p. 95 & 97).

ભરહત સ્તૂપમાં યક્ષરાજ કુબેરની તથા નાગરાજની જે આકૃતિઓ કોતરી છે તે દાઢી વગરની છે. (જુઓ Bharahat Tope, Pl. XXII તથા Cunningham's Stup of Bharhut, Pl. XXI Fig. 3). ભરહત અને સાંચી સ્તૂપના આ દાખલા ઇ.સ. પૂર્વે ત્રીજા શતકની સ્થિતિ દર્શાવે છે. આથી જૂના કાળના કળાનાં નમૂના જડ્યા રહ્યા નથી; પણ ચરક, કામસૂત્ર, ધર્મશાસ્ત્રો, તથા શિલ્પકળા ઉપરથી સ્પષ્ટ દેખાય છે કે ભારતકાળમાં-ભારત રામાયણ રચાયાં તે વખતમાં ઇ.સ. પૂર્વે ૫૦૦-૪૦૦ થી ઇ.સ.

૩૦૦-૪૦૦ સુધીના વખતમાં દાઢીની, અને શિખા રાખીને માથાની હજામત કરાવવાનો તથા નખ કપાવવાનો રિવાજ આર્યોમાં સાધારણ થઇ ગયો હતો.

ઉપસંહાર—વૈદિકથી પણ જૂના કાળમાં જ્યારે ઈરાની આર્યો અને આ દેશમાં પાછળથી જે આવ્યા તે આર્યો સાથે વસતા હશે ત્યારે માથાના તથા દાઢી મૂછના વાળ વધારવાનો રિવાજ સામાન્ય હશે. કારણ કે ઈરાનીઓમાં પાછળથી ઘણા કાળ સુધી એ રિવાજ ચાલુ રહ્યો છે. આ દેશમાં આવ્યા પછી આર્યોમાં ધીમે ધીમે હજામતનો રિવાજ દાખલ થવા લાગ્યો. છતાં માથાના વાળ કેટલા રાખવા કે એને કેમ બાંધવા, દાઢીમૂછ રાખવાં કે ન રાખવાં એ બાબત કાંઇ સામાન્ય ધોરણ દેખાતું નથી. એ વિષયમાં સ્વેચ્છાચાર પ્રવર્તતો હશે. એટલું ખરૂં કે નવા વિચારના આર્યો દાઢી મૂછ મુંડાવી નાખતા હશે. (જુઓ અથર્વવેદનાં વચનો.) ધીમે ધીમે હજામતનો પ્રચાર વધતો ગયો. ભારતકાળનું આર્યજનસમાજનું ચિત્ર વૈદિકાળથી જુદું જ દેખાય છે.

ભારતકાળમાં જટા અને દાઢી બ્રહ્મચારીઓમાં તથા વનવાસીઓ (અનાર્ય વનવાસીઓ તથા તપસ્વી આર્ય વનવાસીઓ (व्रतिनां तु जटाः सटाः-अमर.) બન્નેમાં જ દેખાય છે, જો કે તેઓ પણ તીર્થવાસીની નિશાની તરીકે મુંડન કરાવતા હશે.[૪૨] ત્યાગીઓ, સન્યાસીઓ, બૌદ્ધશ્રમણો તથા જૈન સાધુઓ (જેની સંખ્યા ઘણી વધી ગયેલી દેખાય છે) કેશ, દાઢી તથા મૂછરહિત મુણ્ડિત વેષે-આ દેશના વસ્તીવાળા તથા વસ્તી વગરના બધા ભાગમાં પરિવ્રજ્યા કરતા નજરે પડે છે. જ્યારે દ્વિજ-ગૃહસ્થો પખવાડીઆમાં ત્રણ કે વધુ ઓછી વાર માથાની તથા દાઢીની હજામત કરાવતા, માથે નાની મોટી શિખા રાખતા, એને જુદી જુદી રીતે ઓળખી એક કે વધારે ગાંઠ બાંધતા દેખાય છે. આજના અગ્નિહોત્રીઓમાં જે મૂછો કઢાવી નાખવાનો રિવાજ છે તે પણ ભારતકાળથી ચાલ્યો આવતો હશે. ઘણી પ્રાચીન મૂર્તિઓમાં મૂછો નથી. જ્યારે ગાંધારની ઘણી મૂર્તિઓમાં સાફ કાતરેલી મૂછો છે (જુઓ કલકત્તા મ્યુઝીઅમ). એટલે તે દિવસે યે મૂછો કઢાવવાનો રિવાજ સામાન્ય નહિં હોય. ઘણા પુરુષત્વનું ચિન્હ ગણી મોટી મૂછો રાખતા હશે. વાનપ્રસ્થ ધર્મથી કે શોખથી દાઢી રાખનારા પણ કેટલાક હશે. પણ શીખ પેઠે ભારતકાલીન આર્ય પુરુષો મોઢાને તથા માથાને અસ્ત્રો ન અડાડતા એવી કલ્પના તો ઐતિહાસિક પ્રમાણોથી તદ્દન વિરુદ્ધ છે. બાકી જંગલી અનાર્યોમાંથી જેઓ આર્યોના પરિચયમાં આવ્યા હશે તેઓ ઘણે દિવસે-લાંબે કાળે હજામત કરાવતા હશે અને તદ્દન જંગલી સ્થિતિમાં રહેલાને અસ્ત્રાનો કે કાતરનો સ્પર્શ નહિં જ થતો હોય. આ લોકો માથાના વાળને જુદી જુદી વિચિત્ર રીતે બાંધતા હશે અને દાઢીના વાળ રંગતા હશે.

ઇ. સ. ૪૦૦-૫૦૦ પછીની સ્થિતિની પરંપરા મોટે ભાગે આજ સુધી ચાલી આવે છે અને અંગ્રેજ લોકો આ દેશમાં આવ્યા પછી આ દેશની રુચિમાં જે ફેરફાર થયો છે તે સુવિદિત છે.

---

૪૨. તીર્થમાં જનાર ગૃહસ્થે ત્યાં એક દિવસ ઉપવાસ કરવો તથા મુંડન કરાવવું એવો રિવાજ પ્રાચીન કાળથી આજ સુધી ચાલ્યો આવે છે:—मुण्डनं चोपवासश्च सर्वतीर्थेष्वयं विधिः ।

# માણિક્યચંદ્ર

[ અધ્યાપક રા. બ. આઠવલે. ]

પુનાનાં સુપ્રસિદ્ધ વિદ્વદ્વર્ય રા. વાસુદેવશાસ્ત્રી અભ્યંકરે હમણાં જ મમ્મટાચાર્યના કાવ્યપ્રકાશ નામના સાહિત્યશાસ્ત્રના ગ્રંથ ઉપરની માણિક્યચંદ્ર સૂરિની સંકેત નામની ટીકા પુનાના આનંદાશ્રમ મુદ્રણાલય તરફથી છપાવીને પ્રસિદ્ધ કરી છે; તે બાબત તેઓશ્રી સાહિત્યરસિક તથા સંશોધનરસિક જનતાના ધન્યવાદને પાત્ર છે. આ સંકેત ટીકા હમણાં-જ નવીન ઉપલબ્ધ થઇ છે એમ નથી, કારણ કે ડૉ. પીટરસનના રિપોર્ટમાં આ ટીકા સંપાદન કર્યાનો ઉલ્લેખ છે: વળી, મર્હૂમ પ્રો. ચાંદોરકર તથા શાસ્ત્રીમહોદય વામનાચાર્ય ઝળકીકર એમની પાસે આ ટીકા હતી, અને તેમણે તેનો પોતાની ટીકામાં છૂટથી ઉપયોગ કર્યો છે. તથાપિ મુદ્રણદ્વારા સૌને આ ટીકા સુલભ કરી આપવાનું પ્રથમ માન રા. અભ્યંકર શાસ્ત્રીને જ ઘટે છે.

સાહિત્ય રસિકોની દૃષ્ટિથી જોતાં પ્રસ્તુત ટીકા બહુ જ ઉપયોગી તથા કેટલેક સ્થળે આનંદદાયી પણ છે. ટીકાકારોના મુખ્ય દોષો—જે આવશ્યક સ્થળે સંક્ષેપ કરવો, અને અનાવશ્યક સ્થળે વ્યર્થ વિસ્તાર કરવો—આથી આ ટીકાકાર સંપૂર્ણ અલિપ્ત છે. કાવ્યપ્રકાશકારે જેમના ગ્રંથોનો છૂટથી ઉપયોગ કર્યો છે એવા ભામહ, ભટ્ટોદ્ભટ, રુદ્રટ, દણ્ડી, વામન, આનંદવર્ધન, અભિનવગુપ્તપાદાચાર્ય, મુકુલ, ભોજ વગેરેના ગ્રંથોના ઠેકાણે ઠેકાણે મતો રજૂ કરીને ટીકાકારે પોતાની ઔચિત્યવાળી માર્મિકતા બતાવી છે. ટીકાકારની રસિકતા આ ટીકામાં ડગલે ડગલે દેખાય છે. ખાસ કરીને मुखं विकसितस्मितम् (का० प्र० २-९), તથા प्रस्थाने वलयैः कृतम् (का० प्र० ४-३६) આ શ્લોકો ઉપરની ટીકામાં ટીકાકારે ઉંડી રસિકતા દર્શાવી છે. शृंगारस्य द्वौ भेदौ (का० प्र० ५४) તથા रतिर्हासश्च शोकश्च (का० प्र० ५९) આ ઉપરનું વ્યાખ્યાન રસિક વિદ્વાનોને આનંદ આપે એવું છે. એક ઠેકાણે બાણભટ્ટે 'કાદંબરી'માં કથાસૂત્રને અનાવશ્યક એટલું જ નહિ પણ વિઘ્નભૂત અવાંતર વર્ણનો કરીને કેવો ઔચિત્યભંગ કર્યો છે એ ટીકાકારે બહુ માર્મિકતાથી બતાવ્યું છે. અનેક ઠેકાણે મૂળ ગ્રંથ વિશદ કરવા સારૂ પોતાનાં કાવ્યોમાંથી જે દાખલા આપ્યા છે તે ઉપરથી ટીકાકાર પોતે સહૃદય કવિ પણ છે એમ માલૂમ પડે છે. ટીકાકારની વિદ્વત્તા તથા પાંડિત્યના પુરાવા ટીકામાં અનેક ઠેકાણે મળે છે. પોતે જૈન સાધુ હોવા છતાં એમનું વેદવેદાંતાદિકમાં જે ગાઢ અધ્યયન હતું તે ઉપરથી, જૈન અને વૈદિક ધર્મની વચ્ચે કેટલી સહિષ્ણુતા તથા ઐક્ય હતું તે સ્પષ્ટ દેખાય છે. વિદ્વત્તા, રસિકતા અને માર્મિકતા આ ત્રણેનો સંગમ આ ટીકામાં હોવાથી ટીકાકારે નવમા ઉલ્લાસની ટીકાના પ્રારંભે 'लोकोत्तरोऽयं संकेतः' એમ જે કહ્યું છે તે વૃથાભિમાનની ઉક્તિ ન જ કહેવાય. સંકેત શબ્દ ઉપર શૃંગારાર્થપર શ્લેષ કરીને બીજે ઠેકાણે પણ ટીકાકારે આત્મવિશ્વાસથી પોતાની ટીકાનું મહત્ત્વ વર્ણવ્યું છે.

ટીકાકાર માણિક્યચંદ્રના કાલનિર્ણયમાં બીલકુલ સંદેહ નથી. કારણ ટીકાકારે ટીકા સમાપ્તિના શ્લોકમાં ટીકાનો કાળ સ્પષ્ટ આપ્યો છે. તે ઉપરથી માણિક્યચંદ્ર ઇ. સ. ૧૧૫૯

માં હતા એ સિદ્ધ છે. આ મિતિનો ઉપયોગ કાવ્યપ્રકાશકારનો કાળ એક બાજુથી નક્કી કરવામાં થઇ શકે છે, એટલે કે મમ્મટાચાર્ય ૧૧૫૯ પહેલાં થઇ ગયા એ સિદ્ધ થાય છે.

ઉપલબ્ધ ટીકાકારોમાં માણિક્યચંદ્ર સૌથી પ્રથમ છે. બાકીના ટીકાકારોએ પોતપોતાનો કાળ આપ્યો છે તે ઉપરથી એ સિદ્ધ થાય છે. પણ માણિક્યચંદ્ર કાવ્યપ્રકાશના સૌથી પહેલા ટીકાકાર છે એમ તો ન જ કહેવાય. પ્રસ્તુત ટીકામાં એક પણ કાવ્યપ્રકાશટીકાકારનો નામનિર્દેશ નથી. આ ઉપરથી માણિક્યચંદ્ર જ સૌથી પહેલા ટીકાકાર એમ લાગવાનો સંભવ છે. પણ સંકેત ટીકાની અંદરનાં બીજાં કેટલાંક પ્રમાણોથી આથી વિરુદ્ધ અનુમાન નીકળે છે. ટીકામાં બે ત્રણ સ્થળે કાવ્યપ્રકાશના પાઠભેદની ચર્ચા કરી છે:—

(१) " अर्थव्यंजकतोच्यते " ( का० प्र० ३-२१ ) ઉપર "वयं तु अथ व्यंजकतोच्यते इति पठामः "......व्याख्यानं चेत्थं ।

(२) " त्वत्कीर्तिः ( का० प्र० ७४ ) इत्यत्र त्वच्छब्दो न युक्तः......तत्कीर्तिरिति युक्तः पाठः ।

આ ઉપરથી 'સંકેત'કારની વખતે કાવ્યપ્રકાશ ગ્રંથમાં કેટલાક પાઠભેદ ઉત્પન્ન થયા હતા એમ દેખાય છે. આ પાઠાન્તરો બીજા ટીકાગ્રંથોમાં મળી આવ્યા હશે એવું અનુમાન કરવું એ વધારે પડતું નથી.

ટીકામાં અન્ય ટીકાકારોનો નામનિર્દેશ નથી તો પણ--

" मनोविषशब्दयोः सामानाधिकरण्यं गौर्वाहीक इति गुणद्वारेणेति केचित् वयं तु विशेषणतया सामानाधिकरण्यं ब्रूमः " संकेत, २२४.

" अन्ये तु सकलरत्नसारतुल्योऽधर इति व्यंग्योपमामाहुः " संकेत २६९.

એમાં 'केचित्,' 'अन्ये' વગેરે શબ્દોથી અન્ય ટીકાકારો જ સંકેતકારના મનમાં અભિપ્રેત છે એવું અનુમાન થાય છે. આ ઉપરથી સંકેતકાર એ આદ્ય પ્રકાશટીકાકાર નથી એમ લાગે છે.

પણ ઉપરના કરતાં પણ વધારે દૃઢ પૂરાવો મહૂંમ વામનાચાર્ય ઝળકીકરની બાલબોધિની ટીકાની પ્રસ્તાવનામાં મળે છે. તેમાં શાસ્ત્રી મહાશયે કાવ્યપ્રકાશટીકાકારોની જે યાદી આપી છે તેમાં નીચે પ્રમાણે લખ્યું છે:--

'रुचकेन कृता टीका संकेताख्या तथा परा'

આ 'रुचक' ઉપર શાસ્ત્રીમહાશય પોતેજ ટીપ લખે છે:-

"अयं खलु रुय्यकापरनामा राजानकरुचकः उद्भटविवेकाख्यराजानकतिलकसूनुः कश्मीरदेशे खिस्ताब्दीयद्वादशशतकपूर्वार्धे आसीत् ।.........एतत्प्रणीता ग्रन्थास्त्वेते-(१) सोमपालविलासकाव्यटीका, (२) काव्यप्रकाशसंकेतः, (३) श्रीकण्ठस्तवः, (४) सहृदयलीला, (५) साहित्यमीमांसा, (६) हर्षचरितवार्तिकम्, (७) अलंकारसर्वस्वम्.

આ ઉપરથી અલંકારસર્વસ્વકાર રાજાનક રુચક કાવ્યપ્રકાશના સૌથી પહેલા ટીકાકાર છે એમ જણાય છે. રાજાનકનો કાળ માણિક્યચંદ્ર કરતાં પ્રાચીન છે, તથા મમ્મટ અને રાજાનક બન્ને પણ કાશ્મીરના રહીશ હતા, વગેરે વાતનો પણ ઉપરના સિદ્ધાન્તને ટેકો મળે છે.

અત્રે, શાસ્ત્રીમહાશય વામનાચાર્ય ઝળકીકરે અલંકારસર્વસ્વકારની બાબતમાં જે પરસ્પર વિરોધી વિધાનો કર્યાં છે તેની ચર્ચા કર્યા વગર આગળ જવાય નહિ. શાસ્ત્રીજીના ઉપરિલિખિત ઉતારા ઉપરથી રાજાનક રુય્યક કાવ્યપ્રકાશકાર કરતાં અર્વાચીન છે એવો તેમનો અભિપ્રાય જણાય છે. પણ તેમનું નીચેનું વિધાન જુઓ:--

"एवमयं रुय्यको मम्मटापेक्षयाऽपि किंचित्प्राचीनः । अतएव 'राजति तटीयम्' इति श्लोके मम्मटेन रुय्यकमतं खण्डितम् । अत एव व्यतिरेकालंकारस्य द्वितीयं लक्षणं तदुदाहरणं च रुय्यकोपन्यस्तं मम्मटेन खण्डितम् । किंच 'योऽलंकारो यदाश्रितः' इत्यपि ग्रंथेन रुय्यकस्यैव खण्डनं कृतमिति बोध्यम् । अत एव च 'ननु स्वरितादिगुणभेदात्' इत्यादि काव्यप्रकाशग्रन्थं अलंकारसर्वस्वग्रन्थखण्डनपरतयैव योजयन्ति काव्यप्रदीपकाराः ॥"*

આ બે પરસ્પર વિરોધી વિધાનોમાંથી એકજ વિધાન ખરૂં હોઇ શકે. અમોને શાસ્ત્રીજીનું પહેલું વિધાન જ સત્ય લાગે છે. બીજું વિધાન કેમ ભૂલ ભરેલું છે તે હવે જોઈએ. વાદવિષયનો શ્લોક 'राजति तटीयम्' અને તેના ઉપરની કાવ્યપ્રકાશવૃત્તિ જોતાં કાવ્યપ્રકાશકારના મનમાં અલંકારસર્વસ્વના મતનું ખંડન કરવાનું હોય એમ જરાએ લાગતું નથી. અહીં 'અમુકનો' એવો મત છે પણ તે અયોગ્ય છે એવું પણ કશું કહ્યું નથી. ફક્ત 'एवंरूपश्च संकरः शब्दालंकारयोरपि परिदृश्यते यथा 'राजति.' એટલું જ લખ્યું છે. હવે અલંકારસર્વસ્વકારની આ શ્લોક ઉપરની અવતરણિકા અને વૃત્તિ જુઓ—

"शब्दालंकारसंकरस्तु कैश्चिदुदाहृतो यथा 'राजति तटीयम्' इति एतत्तु न सम्यगावर्जकम् । शब्दालंकारसंसृष्टिस्तु अत्र श्रेयसी."

આ ઉતારા ઉપરથી અલંકારસર્વસ્વકારના મનમાં કાવ્યપ્રકાશકારનો મત છે એ ચોક્ખું માલૂમ પડશે. અહીં 'कैश्चित्' આ શબ્દ ઉપર અલંકારસર્વસ્વ ઉપરની વિમર્શિનીના કર્તા 'कैश्चित्=काव्यप्रकाशकारादिभिः' એમ લખે છે, એ પણ ધ્યાનમાં લેવું જોઇએ.

બીજું વાદગ્રસ્ત સ્થળ વ્યતિરેકાલંકારનું. અહીં માત્ર મમ્મટ કહે છે:-

'क्षीणः क्षीणोऽपि' इत्यादौ उपमानस्य उपमेयादाधिक्यमिति केनचिदुक्तं तदयुक्तम् ।

પણ 'केनचित्' થી અહીં અલંકારસર્વસ્વકાર જ અભિપ્રેત છે એમ કહી શકાય નહીં. કારણ 'क्षीणः क्षीणोऽपि शशी' આ શ્લોક છે રુદ્રટનો. રુદ્રટે વ્યતિરેકનો આ બીજો પ્રકાર માનીને તે ઉપર 'क्षीणः क्षीणोऽपि' આ પોતાનું જ ઉદાહરણ આપ્યું છે. તેથી મમ્મટનો આક્ષેપ રુદ્રટ ઉપરજ છે એમ માનવું વધારે સ્વાભાવિક અને ન્યાયશુદ્ધ છે.

આખરે એક વાદસ્થળ રહ્યું-શ્લેષાલંકાર વિષયક. આ વાદ એટલો વિસ્તૃત છે કે તેમાંથી અહીં ઉતારા લેવાય જ નહિ. ટુંકામાં એટલું જ કહીશું કે આ બાબતમાં મમ્મટે જે કાંઇ લખ્યું છે તે ઉપરથી તેમના મનમાં અલંકારસર્વસ્વકાર જ હતા એમ નિશ્ચયથી કહી શકાય નહિ. ઉલટું અલંકારસર્વસ્વ વાંચતાં ઘણું વિવરણ અને આક્ષેપો કાવ્યપ્રકાશકારની સામે જ છે એમ લાગે છે. એક બે ઠેકાણે તો કાવ્યપ્રકાશકારે જે ઉદાહરણો

* અમને બહુ આશ્ચર્ય થાય છે કે ડૉ. રઘુનાથ કરમરકરે આ ગ્રંથનું પુનઃ સંશોધન કરતી વખતે પણ આ બાબતનો ખુલાસો કર્યો નથી!

સ્વંમતસમર્થનાર્થ' આપ્યાં છે તે જ લઇને તેમણે તેની સામે વાંધો ઉઠાવ્યો છે. તે ઉપરથી અમારો સિદ્ધાન્ત દૃઢ થાય છે. જુઓ—

(૧) "न चायं उपमाप्रतिभोत्पत्तिहेतुः श्लेषः अपि तु श्लेषप्रतिभोत्पत्तिहेतुरुपमा" का० प्र० ९–३७९.

"सकलकलं पुरमेतज्जातं संप्रति सुधांशुबिम्बमिव' इत्यादौ न गुणक्रियासाम्यमुपमाप्रयोजकमपि तु उपमाप्रतिभोत्पत्तिः श्लेष एवावसेयः।" अलंकारसर्वस्व, नि. सा. ९९.

(२) "इह दोषगुणालंकाराणां शब्दार्थगतत्वेन यो विभागः सः अन्वयव्यतिरेकाभ्यां एवावतिष्ठते। उपमादयः शब्दार्थगतत्वेन व्यवस्थाप्यन्ते।" का० प्र० ९,

"पूर्वत्र अन्वयव्यतिरेकाभ्यां शब्दहेतुकत्वाच्छब्दालंकारत्वमिति चेत् न। आश्रयाश्रयिभावेनालंकारत्वस्य लोकवद्व्यवस्थानात्।" अलंकारसर्वस्व ९९.

પણ ઉપરનાં પ્રમાણો કરતાં પણ સજ્જડ પ્રમાણ અલંકારસર્વસ્વની વિમર્શિની ટીકામાં મળી આવે છે. વિમર્શિનીકાર એક ઠેકાણે લખે છે:—

"यत्तु 'काव्यप्रकाशसंकेते' ग्रन्थकृता वस्तुध्वनेः शब्दशक्तिमूलत्वं चिन्त्यमुक्तं तदुदाहरणाभिप्रायेणैवोन्नेयम्। तत्र हि 'पन्थिअ ण इत्थ' इत्याद्युदाहरणमुभयशक्तिमूलं शब्दशक्तिमूलस्य वस्तुध्वनेः श्रीमम्मटेनोपात्तम्। इह तु यथासंभवमेव विचारितम्।" अलंकारसर्वस्व १०२.

આ ઉલ્લેખ ઉપરથી સ્પષ્ટ થાય છે કે અલંકારસર્વસ્વકારે કાવ્યપ્રકાશ ઉપર 'સંકેત' નામની ટીકા લખી છે. તેમાં ગ્રન્થકાર કાવ્યપ્રકાશને અનુસરીને ટીકા કરે છે. પણ અલંકારસર્વસ્વ આ પોતાના સ્વતંત્ર ગ્રંથમાં મમ્મટની સામે વાંધો ઉઠાવીને તેમના મતનું ખણ્ડન કરે છે. વિમર્શિનીકારે આ 'સંકેત' ટીકા જોયેલી હતી. દુર્દૈવે તે હાલ ઉપલબ્ધ નથી એ જૂદી વાત. અસ્તુ. ઉપરના વિવેચન ઉપરથી આપણને બે વાત સ્પષ્ટ થાય છે. માણિક્યચંદ્ર કાવ્યપ્રકાશના પેહેલા ટીકાકાર નથી, તે તો અલંકારસર્વસ્વકાર છે એ એક, અને કાવ્યપ્રકાશકાર, અલંકારસર્વસ્વકાર પેહેલા હતા, એ બીજી વાત. અલંકારસર્વસ્વકાર એ મંખકવિના ગુરૂ. મંખ કાશ્મીરના રાજા જયસિંહના સમકાલીન હતા. જયસિંહનો કાલ ઇ. સ. ૧૧૨૯–૧૧૫૦ એ પ્રસિદ્ધ છે. તે પેહેલાં અલંકારસર્વસ્વકાર એટલે આશરે ૧૧૦૦ થી ૧૧૨૯ સુધી. તે પેહેલાં કાવ્યપ્રકાશકાર એટલે ૧૧૦૦ પેહેલાં કેટલાક વર્ષો થયા એ સિદ્ધ થાય છે. માણિક્યચંદ્રે નિર્દિષ્ટ કરેલા ગ્રંથકારો ભામહ, દણ્ડી, વામન, વગેરે કાવ્યપ્રકાશ કરતાં પ્રાચીન છે આ બાબતમાં શંકા નથી. બે નામ વિષે શંકા આવવાનો સંભવ છે એક મુકુલ અને બીજું શ્રીભોજ. માણિક્યચંદ્રે બીજા ઉલ્લાસ ઉપરની ટીકામાં બે ત્રણ ઠેકાણે 'मुकुलस्याप्ययदोऽनुमतम्' (संकेत १७) 'मुकुलस्त्वेवमाह' (सं०२१) એવો મુકુલનો ઉલ્લેખ કર્યો છે. આ મુકુલ માણિક્યચંદ્ર પેહેલાના કાવ્યપ્રકાશ ઉપરના કોઇ ટીકાકાર તો નથી ને? એવી શંકા કદાચ કોઇને લાગશે. પણ આ મુકુલ કાવ્યપ્રકાશકાર કરતાં પ્રાચીન છે, એમાં શક નથી. ભટ્ટોદ્‌ભટના 'કાવ્યલંકારસંગ્રહ' ઉપર ટીકા લખનાર પ્રતીહારેન્દુરાજ આ મુકુલને ગુરૂ તરીકે માને છે. ટીકાપ્રારંભે તે લખે છે:—

श्रीविद्वद्याज्मुकुलकादधिगम्य विविच्यते।
प्रतीहारेन्दुराजेन काव्यालंकारसंग्रहः॥

આ મુકુલે 'अभिधामातृका' કરીને ગ્રંથ કર્યો છે. તેમાંના કેટલાક શ્લોકો મમ્મટે કાવ્યપ્રકાશના બીજા ઉલ્લાસમાં થોડોઘણો ફેરફાર કરીને લીધા છે (જુઓ का. प्र. ઉપરની પ્રો. ચાંદોરકરની ટિપ્પણી પા. ૨૬, ૩૬, ૩૯, ૩૯, ૪૨, ૫૫). આ મુકુલ કલ્લટપુત્ર છે એમ અભિધામાતૃકાગ્રંથની સમાપ્તિના શ્લોક ઉપરથી દેખાય છેઃ—

भट्टकल्लटपुत्रेण मुकुलेन निरूपिता ।
सूरिप्रबोधनायेयमभिधावृत्तिमातृका ॥

આ કલ્લટ અવન્તિવર્માનો સમકાલીન હતો. (જુઓ રાજતરંગિણી પા. ૬૬.) અવન્તિવર્માનો સમય ૮૫૫–૮૮૪ સુધીનો ગણાય છે. (જુઓ રાજતરંગિણી પા. ૩૪) તેથી મુકુલનો સમય આશરે નવમા સૈકાના છેલ્લા ભાગમાં પડે છે × એ નક્કી થાય છે. અને મુકુલનો કાલ નક્કી થતાં તેમના શિષ્ય પ્રતીહારેન્દુનો કાલ પણ લગભગ નક્કી કરી શકાય. આ ગુરૂશિષ્ય વિષે શાસ્ત્રીમહાશય લખે છેઃ "इमौ मुकुलभत.हारन्दुराजौ काश्मीरिकौ." પણ એ અર્ધસત્ય છે. મુકુલ એ કાશ્મીરવાસી હતા એ ખરૂં, પણ પ્રતીહારેન્દુ કોંકણદેશવાસી હતા એ તેમની ટીકાના સમાપ્તિના શ્લોકમાં તે પોતે જ કહે છેઃ— 'काव्यालंकारसारे लघुविवृतिमधात्कौंकणः श्रीन्दुराजः । શાસ્ત્રીમહાશયે આ શ્લોકનો ઉલ્લેખ કર્યા છતાં તેમનું અનુમાન કેમ જૂઠું થયું ?

આખરે રહ્યા શ્રીભોજ. એમના વિષે ત્રણ પ્રશ્નો સંભવે છે. એ કાવ્યપ્રકાશકારના પછીના કે સમકાલીન કે કાવ્યપ્રકાશકાર પહેલાં ? પ્રથમ પ્રશ્ન બરાબર નથી, શાથી કે મમ્મટે કાવ્યપ્રકાશની અંદર 'तद्विद्वद्भवनेषु भोजनृपतेस्तस्यागलीलायितम्' (का० प्र. १०-५०५) એવો ભોજરાજનો સ્પષ્ટ ઉલ્લેખ કર્યો છે. હવે ભોજને મમ્મટ સમકાલીન, કે મમ્મટ ભોજ પછીના એટલોજ સવાલ રહ્યો. બન્ને સમકાલીન હતા એમ કાવ્યપ્રકાશકારના એક ટીકાકાર ભીમસેન લખે છે કે મમ્મટના કૈય્યટ અને ઔવટ કરીને બે ભાઇ હતા. તેમાંથી ઔવટ મમ્મટના નાના ભાઈ. હવે ઔવટ પોતાના વાજસનેયી સંહિતાભાષ્યમાં

ऋष्यादींश्च पुरस्कृत्य अवन्त्यामुवटो वसन् ।
मन्त्रभाष्यमिदं चक्रे भोजे राज्यं प्रशासति ॥ (झळकीकर, प्रस्ता०)

એમ લખે છે. તે ઉપરથી મમ્મટ અને ભોજ સમકાલીન હતા એમ લાગે છે. પણ આ ઔવટ મમ્મટના ભાઇ એ નક્કી નથી, કારણ તે ઉપરોક્ત મન્ત્રભાષ્યમાં પોતાનો 'वज्रटाख्यस्य सूनुना' એવો નિર્દેશ કરે છે અને મમ્મટ જૈયટના પુત્ર કહેવાય છે. તેથી આ બાબત સંશયગ્રસ્ત હોવાથી ભોજ અને મમ્મટનું સમકાલીનત્વ નિશ્ચયથી કહી શકાય નહી. હવે રહ્યો છેલ્લો પક્ષ,-ભોજ પછી મમ્મટ. એજ પક્ષ અમને ગ્રાહ્ય લાગે છે. આ પક્ષને અનુકૂલ પુરાવો ઉપરના કાવ્યપ્રકાશના શ્લોકમાં આવ્યો જ છે. વળી આપણા માણિક્યચંદ્રનો અભિપ્રાય એવો જ છે એમ તેમની ટીકામાંના નીચેના ફકરા ઉપરથી જણાય છેઃ—

"श्रीभोजेन जैमिन्युक्तपद्प्रमाणानि संभयश्चालंकारतयोक्तानि । केषांचिदुक्तिष्वन्तर्भावात् केषांचिदचमत्कारकारित्वात्केषांचित्काव्यशरीरत्वाच्च तानि नात्र काव्यालंकारतया प्रतिपादितानि" —संकेत, पा. ३०४.

---

× વધારે વિગતો માટે જુઓ. Aufrecht, Catalogus Catalogorum, Part I. p. 86).

માત્ર ભોજ અને મમ્મટની વચ્ચે બહુ અંતર ન હતું. કદાચ એક વૃદ્ધાવસ્થામાં અને બીજો તારુણ્યાવસ્થામાં–એવું તેમનું સમકાલીનત્વ હશે. પણ એટલું તો નક્કી જ કે સરસ્વતીકણ્ઠાભરણ ગ્રંથ થયા પછી મમ્મટે પોતાનો કાવ્યપ્રકાશ રચ્યો.

ઉપરની ચર્ચામાંથી જે સિદ્ધાન્તો નિકળે છે તે ફરીથી એકત્ર સૂત્રરૂપે નીચે આપીએ છીએઃ—

(૧) શ્રીભોજનો કાલ ઇ.સ. ૯૯૬ થી ૧૦૫૧ સુધી (જુઓ ઝળકીકર, પ્રસ્તા. પા. ૯)

(૨) શ્રીમમ્મટનો કાલ ઇ.સ. ૧૦૫૧ અથવા તે પહેલાં થોડાં વર્ષોથી ૧૧૦૦ સુધી.

(૩) અલંકારસર્વસ્વકાર રાજાનક રુચક ઇ. સ. ૧૧૦૦ થી ૧૧૨૫ સુધી (આ કાવ્યપ્રકાશના પ્રથમ ટીકાકાર.)

(૪) **માણિક્યચંદ્ર** (ઉપલબ્ધ ટીકાકારોમાં પ્રથમ) ૧૧૨૫ થી ૧૧૬૦ સુધી.

ઉપરની સંશોધનાત્મક ચર્ચામાં માણિક્યચંદ્રની ટીકાનો થોડો ઘણો ઉપયોગ થયો. વળી પણ કેટલીક બાબતોમાં તેમની ટીકા પુરાવારૂપ ગણી શકાય. દાખલા તરીકે—કાવ્યપ્રકાશ ગ્રંથ મમ્મટે દશમોલ્લાસમાંના પરિકરાલંકાર સુધી જ રચ્યો. ત્યારપછીનો ભાગ 'અલ્લટ' કરીને પંડિતે રચીને ગ્રંથ પૂરો કર્યો એવી એક આખ્યાયિકા છે. આ આખ્યાયિકામાં પૂર્ણ સત્ય હોય એવા વિશ્વાસથી એક ઠેકાણે માણિક્યચંદ્ર તેનો ઉલ્લેખ કરે છેઃ—

**" अयं ग्रंथोऽन्येनारब्धोऽपरेण समापित इति द्विखण्डोऽपि संघटनावशादखण्डायते । ". संकेत. ३०४.**

કાવ્યપ્રકાશના '**विभिन्नरूपोऽभिन्नरूपः प्रतिभासते यत्**' આ શ્લોક ઉપર ઉપરની ટીકા છે. સંકેતકારના લખવાની ઢબ ઉપરથી ઉપરની આખ્યાયિકા સાચી છે એમ માનવું પડે છે. એ સાચી હોય તો બાણભટ્ટની કાદંબરીના પૂર્વાર્ધ–ઉત્તરાર્ધની પેઠે આ બે ગ્રંથકારની એક કૃતિ પણ અત્યંત કૌતુકાસ્પદ છે એમાં શક નથી.

હવે ખુદ માણિક્યચંદ્ર વિષે પ્રસ્તુત ટીકામાં તથા અન્યત્ર શી માહિતી મળે છે તે જોઈએ: આ ટીકાના સમાપ્તિશ્લોકોમાં (જુઓ ડૉ. પિટરસનનો ત્રીજો રિપોર્ટ) માણિક્યચંદ્રે પોતાના સંપ્રદાયની ગુરુપરંપરા આપી છે–તેનો ક્રમ આ પ્રમાણે છે–શ્રી **શીલભદ્રસૂરિ, ભરતેશ્વરસૂરિ**, વૈરસ્વામિ મુનીશ્વર, **શ્રીસાગરેન્દુ, માણિક્યચંદ્રસૂરિ.** આ માણિક્યચંદ્રે કેટલાંક કાવ્યો પણ લખ્યાં છે; શાથી કે સંકેત ટીકામાં અનેક ઠેકાણે "**स्वं यथा**" "**स्वोक्तं यथा**" "**द्वयोदाहृतिः यथा**" આવાં અવતરણપૂર્વક પોતાના ઘણા શ્લોક એમણે ઉદ્ધૃત કર્યા છે. એક ઠેકાણે તો પોતાના પાર્શ્વનાથવર્ણનપર કાવ્યમાંથી વર્ણચ્યુતકનો એક શ્લોક આપ્યો છે. તપાસ કરતાં (૧) '**दशस्कन्ध**,' (૨) દશસર્ગવાળુ '**पार्श्वनाथचरित**' અને (૩) **शांतिनाथचरित** આ ત્રણ કાવ્યો એમણે રચ્યાં છે એવી માહિતી મળી છે. આ ત્રણમાંથી **शांतिनाथचरित** કાવ્યના પ્રથમ સર્ગના પ્રારંભના કેટલાક શ્લોક પ્રો. કેશવલાલ હર્ષદરાય ધ્રુવની પાસેથી અમને મળ્યા છે. તે ઉપરથી આ માણિક્યચંદ્ર રાજગચ્છ સંપ્રદાયના હતા એમ જણાય છે (**शांतिनाथचरित, सर्ग १–२०**). હવે '**नलायन**' આ સો સર્ગવાળા કાવ્યના કર્તા માણિક્યચંદ્ર એ સંકેતકાર માણિક્યચંદ્ર કરતાં જૂદા જ છે એ સ્પષ્ટ છે કારણ 'નલાયન' કાર '**वटगच्छतपोमृगांकः**' એમ પોતાના '**वटगच्छ**' સંપ્ર-

દાયનો ઉલ્લેખ કરે છે. ઉપરના શાંતિનાથચરિતની હસ્તલિખિત પ્રત પાલિતાણા ગ્રંથ-સંગ્રહમાં છે એમ જાણ્યું છે.

સંકેતકાર માણિક્યચંદ્ર ગુર્જરદેશવાસી હતા એમ કહેવાય છે. રાજા વસ્તુપાલે એમને અધ્યયનઅધ્યાપન સારૂ એક મોટો ગ્રંથસંગ્રહ આપ્યો હતો. વસ્તુપાલને માણિક્યચંદ્ર વચ્ચે ઘણો સ્નેહસંબંધ હતો. માણિક્યચંદ્રનો મઠ આબુપર્વતની પાસે હતો. ત્યાં એ પોતાની ગ્રંથરચના કરતા ઇત્યાદિ આખ્યાયિકા એમને વિષે છે. એમાં ઐતિહાસિક સત્ય કેટલું છે એની ચર્ચા કરવાનું પ્રસ્તુત સ્થળ નથી. માત્ર ટીકાના અન્તઃપ્રમાણુથી એ ગુર્જરદેશીય હતા એમ લાગે છે. કાવ્યપ્રકાશના 'पतन्मन्दविपक्वतिदुकफलं' ( का. प्र. ૭-૧૪૩ ) આ શ્લોક ઉપર ટીકા કરતાં "तिन्दुकफलं टिम्बरूक इति ख्यातं (संकेत, १२३) એમ ટીકાકાર લખે છે. 'टिम्बरूक' શબ્દ ગુજરાતીમાં જ પ્રસિદ્ધ છે. તે ઉપરથી માણિક્યચંદ્ર ગુર્જરદેશીય હતા એવું અનુમાન થાય છે.

એક ઠેકાણે ટીકાકારે 'पूज्यानां यथा' એમ કહીને એક શ્લોક ઉદ્ધૃત કર્યો છે તે એમના ગુરુનો હોય એમ 'पूज्य' શબ્દ પરથી લાગે છે. એ અનુમાન સાચું હોય તો માણિક્યચંદ્રના ગુરુ શ્રીસાગરેન્દુએ એકાદ કાવ્ય કર્યું હોય એમ લાગે છે.

અહીં ટીકાકાર અને ટીકા વિષેની ચર્ચા પૂરી થઈ. હવે સંકેતટીકામાં સંશોધનદૃષ્ટિથી મહત્ત્વની જે કેટલીક નાની બાબતો છે તેનો અમે નીચે સંગ્રહ કરીએ છીએ.

( ૧ ) तथा चोक्तं 'काव्यकौतुके' ( संकेत पृष्ठ ६ ) આ કોનો ગ્રંથ ?

( ૨ ) तत्पञ्चधोक्तं 'भर्तृमित्रेण' ( सं. १७ ) આ ભર્તૃમિત્ર કોણ ?

( ૩ ) 'हा मातस्त्वरिताऽसि' ( का. प्र. ४-२९)—कश्मीरराजमातृमरणे भट्टनारायणकविकाव्यमिदम् । આ ભટ્ટનારાયણ કોણ?

( ૪ ) 'विस्तरविचारस्तु कोहललोचनग्रन्थादिषु ज्ञेयः ( सं. ६५ ) આ 'કોહલ' કોણ?

( ૫ ) "अत्र शोणितशब्दस्य रुधिरलक्षणेनार्थेनोज्ज्वलीकृतरूपाऽर्थः वेयधीयते" (का. प्र. ४-१४६) ઉપર संकेतः-"यद्वा काश्मीरभाषया उज्ज्वलशब्दोऽरुणार्थः ( सं. १२४ ) મમ્મટ કાશ્મીરદેશવાસી હતા એનો એ એક પુરાવો છે.

( ૬ ) प्रतिमानिरुद्धनाटके वृत्तमिदम् ( सं. १४९ ) આ નાટકના કર્તા કોણ? અને એ નાટક પણ કયું?

( ૭ ) 'गौडीयानां निर्देशो न युक्तिमान्' इति यामममंगलौ ( सं. १९० ) આ 'મંગલ' સાહિત્યશાસ્ત્રી કોણ?

( ૮ ) यथा 'उद्भटकुमारसंभवे' गौरीस्तुतौ ( सं. २५२ ) માણિક્યચંદ્રના વખત સુધી એ કાવ્ય પ્રસિદ્ધ હતું. પ્રતીહારેન્દુરાજ પણ આ કાવ્યમાંથી પોતાની ટીકામાં ઘણી વખત ઉદાહરણો આપે છે.

# દશ માનવધર્મ

[ અધ્યાપક રામનારાયણ વિ. પાઠક ]

મજ્ઝિમનિકાયના ૪૧મા સાલેય્યકસુત્તમાં નીચે પ્રમાણે વાત આપેલી છે:

કોસલ દેશમાં ઉપદેશને અર્થે ફરતા ફરતા એકવાર ભગવાન કોસલદેશના સાલા નામના બ્રાહ્મણગામ પાસે મોટા ભિક્ષુસંઘ સાથે આવી ચડયા. શાક્યકુલથી પ્રવ્રજિત થયેલ શાક્યપુત્ર શ્રમણ ગોતમ આવ્યા છે એમ સાલાના બ્રાહ્મણગૃહસ્થોએ સાંભળ્યું. ત્યારે ભગવાન બુદ્ધનો એવો કલ્યાણકારી કીર્તિશબ્દ ફેલાયો હતો કે પોતે પરમશ્રેષ્ઠ સુગત લોકવિદ્ છે અને દમ્ય[1]પુરૂષોના સારથિ અને દેવ તથા મનુષ્યોના શાસ્તા છે; તેઓ દેવ, માર,[2] બ્રહ્મ સહિત સર્વ લોકને, શ્રમણ બ્રાહ્મણ સહિત અને દેવ મનુષ્ય સહિત સર્વ પ્રજાને સ્વયં જાણીને અને સાક્ષાત્ કરીને ઉપદેશ આપે છે; તેઓ ધર્મનો ઉપદેશ કરે છે જે ધર્મ, આદિમાં, મધ્યમાં અને અંતમાં કલ્યાણકારી છે અને અર્થવાળો શબ્દ છે; તથા કેવળ પારપૂર્ણ અને પરિશુદ્ધ બ્રહ્મચર્યનો પ્રકાશ કરે છે; એવા રૂપના અર્હતનાં દર્શન થાય છે.

હવે સાલાના બ્રાહ્મણગૃહસ્થો જ્યાં ભગવાન હતા ત્યાં ગયા અને જઇને કેટલાએક ભગવાનને અભિવન્દન કરીને, કેટલાએક ખબરઅંતર પૂછીને, કેટલાએક હાથ જોડીને, કેટલાએક પોતાનાં નામગોત્ર કહીને અને કેટલાએક કાંઇ બોલ્યા ચાલ્યા વિના એક બાજુ બેઠા. એક બાજુ બેઠેલા એવા સાલાના બ્રાહ્મણ ગૃહસ્થોએ ભગવાનને આ પ્રમાણે કહ્યું: "ભો ગોતમ! કેટલાએક જીવો કાયાના નાશ પછી, મરણ પછી, અપાય[3] દુર્ગતિ[3] વિનિપાત[3] નરક[3] પામે છે તેનું કારણ[4] અને હેતુ[4] શો? વળી ભો ગોતમ, કેટલાએક જીવો કાયના નાશ, મરણ પછી સુગતિ સ્વર્ગલોકને પામે છે તેનું કારણ, હેતુ શો?"

"હે ગૃહસ્થો, અધર્મચર્યા અને વિષમચર્યાના હેતુથી કેટલાએક જીવો......નરક પામે છે; હે ગૃહસ્થો ધર્મચર્યા અને સમચર્યાના હેતુથી કેટલાએક જીવો......સ્વર્ગ પામે છે."

"ભગવાન ગોતમે આ સંક્ષિપ્તથી ભાખેલા, વિસ્તારીને અર્થ સ્ફુટ નહિ કરેલાનો અર્થ અમે વિસ્તારથી સમજતા નથી. ભગવાન ગોતમ એવી રીતે ધર્મનો ઉપદેશ આપો જેથી અમે........વિસ્તારથી અર્થ સમજીએ."

"ત્યારે હે ગૃહસ્થો સાંભળો સારી રીતે મનમાં સમજો, હું કહું છું."

"ભલે" એમ સાલાના બ્રાહ્મણગૃહસ્થોએ ભગવાનને સામું કહ્યું. ભગવાન આ પ્રમાણે બોલ્યા—

"ભો ગૃહસ્થો, ત્રણ રીતે કાયથી અધર્મચર્યા, વિષમચર્યા થાય છે, ચાર રીતે વાણીથી અધર્મચર્યા વિષમચર્યા થાય છે, ત્રણ રીતે મનથી અધર્મચર્યા વિષમચર્યા થાય

૧. 'દમ્ય'નો યૌગિક અર્થ 'ધોંસરીએ જોડી શકાય' એવો છે અને લાક્ષણિક અર્થ 'શિક્ષાયોગ્ય' એવો અહીં છે.

૨. લોકોને પાપને રસ્તે દોરનાર.

૩-૪. એકજ કે સમાન અર્થના શબ્દો એક સાથે વાપરવાની પાલીસાહિત્યમાં પ્રથા છે.

છે. ગૃહસ્થો, ત્રણ રીતે કાયથી અધર્મચર્યા વિષમચર્યા થાય છે તે કેવી રીતે? હવે ગૃહસ્થો, કેટલાએક પ્રાણાતિપાતિ થાય છે, ર રક્તપાણિ મારફાડમાં મન લગાડે છે, પ્રાણીઓ તરફ અદયાથી વર્તે છે. અદત્તાદાયી[૪] પણ થાય છે; જે બીજો કોઈ ગામ કે વગડે ગયો હોય ત્યારે તેનું ધન કે રાચરચીલું આપ્યા સિવાય લઇ લે છે અને તેથી જેને ચોરી કહે છે તે થાય છે. કામમાં મિથ્યાચારી પણ થાય છે જે, માએ રક્ષેલી, પિતાએ રક્ષેલી, ભાઇએ રક્ષેલી, બહેને રક્ષેલી, સગાંએ રક્ષેલી, કુટુંબે રક્ષેલી, (ધર્મે રક્ષેલી) સ્વામીવાળી, દણ્ડ પામેલી, જેને કોઇએ માળા પહેરાવી હોય તેટલું પણ કરેલું હોય એવી, એવી જાતની સાથે સંબંધ કરે છે. એવી રીતે હે ગૃહસ્થો, ત્રણ રીતે કાયથી અધર્મચર્યા વિષમચર્યા થાય છે. હે ગૃહસ્થો, ચાર રીતે વાણીથી અધર્મચર્યા વિષમચર્યા થાય છે તે કેવી રીતે? હવે ગૃહસ્થો, કેટલાએક મૃષાવાદી થાય છે, સભામાં કે પરિષદ્‌માં સગાંસંબંધીઓ મધ્યે, શ્રેણીમધ્યે, રાજદરબારમધ્યે આણીને તેને સાક્ષી તરીકે પૂછે કે–હે પુરૂષ, જે જાણતો હો તે કહે–તે નહિ જાણતાં છતાં કહે કે હું જાણું છું, જાણતો હોય છતાં કહે કે હું જાણતો નથી, જોયું ન હોય છતાં કહે કે મેં જોયું છે, અને જોયું હોય છતાં કહે કે મેં જોયું નથી. આ પ્રમાણે પોતાના કારણે અથવા બીજાના કારણે પોતાને કાંઇ લાભ મળ્યો હોય તેના કારણે જાણતો છતો મૃષાભાષી થાય છે. પિશુનવાચી[૫] પણ થાય છે. તે આમનામાં ફાટફૂટ કરવા માટે અહીંનું સાંભળીને ત્યાં કહે છે અને તેમનામાં ફાટફૂટ કરવા માટે ત્યાંનું સાંભળીને અહીં કહે છે, અને એવી રીતે સમગ્રમાં[૬] ભેદ પાડે છે, ભિન્ન થયેલાને ઉશ્કેરે છે, વ્યગ્રમાં મજા પામે છે, વ્યગ્રમાં રત રહે છે, વ્યગ્રમાં આનંદ માને છે અને વ્યગ્ર કરવાની વાણી બોલે છે, પરુષવાચી[૭] પણ થાય છે તે મર્મભેદી કર્કશ બીજાને કડવી લાગે એવી, બીજાને ચોટી જાય એવી, ક્રોધના જેવી વિક્ષેપ કરે એવા પ્રકારની વાણી બોલે છે. સંભિન્નાલાપી[૮] પણ થાય છે તે અકાલે બોલે છે, નહિ બનેલું બોલે છે. અનર્થ, અધર્મ, અવિનય બોલે છે રહસ્ય વિનાની વાણી બોલે છે. અકાલે મ્હોંમાથા-વિનાનું અર્થવિનાનું બોલે છે. એવી રીતે હે ગૃહસ્થો, ચાર રીતે વાણીથી અધર્મચર્યા વિષમચર્યા થાય છે. હે ગૃહસ્થો ત્રણ રીતે મનથી અધર્મચર્યા વિષમચર્યા થાય છે તે કેવી રીતે? હવે ગૃહસ્થો, કેટલાએક લાલચુ હોય છે જેઓ બીજાના વિત્ત અને રાચરચીલાની લાલચ કરે છે–અહા જે બીજાનું છે તે મારૂં હોય તો! વ્યાપન્નચિત્ત[૯] પણ હોય છે, તેમનામાં દુષ્ટ સંકલ્પો થાય છે–આ જીવો હણાઇ જાઓ, તેમનો વધ થાઓ, તેમનો ઉચ્છેદ થાઓ, તેમનો વિનાશ થાઓ, તે હોય જ નહિ એમ થાઓ. મિથ્યાદૃષ્ટિ પણ હોય છે જેની દૃષ્ટિ વિપરીત હોય છે–દાન નથી, ઇષ્ટ નથી, હુત[૧૦] નથી, સુકૃત દુષ્કૃત કર્મોના ફલવિપાક નથી, આ લોક નથી, પરલોક નથી, માતા નથી, પિતા નથી, ઊર્ધ્વગામી સત્ત્વો નથી, સમ્યગ્ ગતિવાળા સમ્યગ્ આચરણવાળા શ્રમણ બ્રાહ્મણો નથી જે આ લોક પરલોકને સ્વયં જાણીને સાક્ષાત્ કરીને ઉપદેશ આપે. એવી રીતે હે ગૃહસ્થો, ત્રણ રીતે

---

૪. દીધા વગર લેનારા.
૫. ચાડી ચુગલી કરનાર. ૬. સંપીને, એકઠા રહેલા. તેથી ઉલટું તે વ્યગ્ર.
૭. કઠોર બોલનાર. ૮. બડબડાટ કરનાર.
૯. હિંસાબુદ્ધિવાળા. ૧૦. હોમેલું. યજ્ઞ.

મનથી અધર્મચર્યા થાય છે. એ રીતે અધર્મચર્યા વિષમચર્યાના કારણથી, હે ગૃહસ્થો, કેટલાએક જીવો........નરકમાં જાય છે."

આ પછી એજ સુત્તમાં[૧૧] એવી જ રીતે ધર્મચર્યા, સમચર્યાનું વર્ણન કર્યું છે: ત્રિવિધ કાયધર્મચર્યામાં પ્રાણાતિપાતથી વિરામ પામેલો નિહિતદણ્ડ નિહિતશસ્ત્ર લજ્જાવાળો દયાપન્ન સર્વભૂતહિતમાં અનુકંપા રાખનારો હોય છે; અદત્તાદાનથી વિરામ પામેલો કોઈનું કાંઈ આપ્યા વિના લેતો નથી, કામમાં મિથ્યાચારથી વિરામ પામેલો કાયના મિથ્યાચારથી દૂર રહે છે. ચતુર્વિધ વાણીની ધર્મચર્યામાં મૃષાવાદથી વિરામ પામેલો જૂઠું બોલતો નથી, પિશુન વાણીથી વિરામ પામેલો કોઈને બઝાડવા અહીંનું અહીં કહેતો નથી પણ બાઝેલાને ભેગા કરી આપે છે અને એવી વાણીમાં જ આનંદ લે છે, પરુષ વાણીથી વિરામ પામેલો અમૂઢ, કર્ણસુખ, પ્રેમાળ, હૃદયંગમ, નાગરિક, બહુ જનને વ્હાલી લાગે તેવી અને બહુ જનના મનને પ્રીતિ કરે એવી વાણી બોલે છે. અને સંભિન્નપ્રલાપથી વિરામ પામેલો યોગ્ય રીતે અર્થવાળું બોલે છે. ત્રિવિધ માનસિક ધર્મમાં અલાલચુ, કોઈનું હોય તે પોતાનું થાય એવી ઇચ્છા કરતો નથી; અવ્યાપન્નચિત્ત દુષ્ટ સંકલ્પ કરતો નથી અને સમ્યગ્ દૃષ્ટિવાળો, હોય તે નથી ને બદલે હોય તે છે એ પ્રમાણે સમજે છે.

આ પ્રમાણે બૌદ્ધ ધર્મમાં દશ અકુશલ કર્મપથ ગણાવેલા છે. ત્રણ કાયિક (૧) પ્રાણઘાત (૨) અદત્તાદાન (૩) વ્યભિચાર; ચાર વાચિક (૪) અસત્ય ભાષણ (૫) ચાડી (૬) કઠોર ભાષણ (૭) બડબડાટ અને ત્રણ માનસિક (૮) પરદ્રવ્યનો લોભ (૯) ક્રોધ (૧૦) નાસ્તિકતા. આ દશ અકુશલ કર્મપથથી નિવૃત્ત રહેવું એ દશ કુશલ કર્મપથ છે. આ ધર્મોનો બૌદ્ધગ્રન્થોમાં અનેક જગાએ ઉલ્લેખ છે. અટ્ઠકથાકાર બુદ્ધઘોષાચાર્યે આ કુશલ કર્મપથને એક જગાએ મનુષ્યધર્મ કહ્યા છે. તે ઉપરથી લાગે છે કે એ કાળમાં સામાન્ય દશ મનુષ્યધર્મો ગણાવા લાગ્યા હશે.

વૈદિક ધર્મગ્રન્થોમાં પણ આજ દશ પાતકોથી નિવૃત્ત રહેવું તેને સામાન્ય મનુષ્યધર્મ કહેલો છે. ન્યાયદર્શનના બીજા સૂત્ર ઉપરના વાત્સ્યાયનભાષ્યમાં આજ ધર્મોનો ઉલ્લેખ નીચેના શબ્દોમાં છે:—

एतस्मान्मिथ्याज्ञानादनुकूलेषु रागः, प्रतिकूलेषु द्वेषः।

रागद्वेषाधिकाराच्चासत्येर्ष्यामायालोभादयो दोषा भवन्ति। दोषैः प्रयुक्तः शरीरेण प्रवर्त्तमानो हिंसास्तेयप्रतिषिद्धमैथुनान्याचरति, वाचानृतपरुषसूचनाऽसम्बद्धानि, मनसा परद्रोहं परद्रव्याभीप्सां नास्तिक्यं चेति। सेयं पापात्मिका प्रवृत्तिरधर्माय।

अथ शुभा–शरीरेण दानं परित्राणं परिचरणं च, वाचा सत्यं हितं प्रियं स्वाध्यायं चेति, मनसा दयामस्पृहां श्रद्धां चेति। सेयं धर्माय। જુઓ न्यायदर्शनम् ચોખંબા સંસ્કૃત સીરીઝ. પૃ. ૧૪–૧૫.

"આ મિથ્યાજ્ઞાનથી અનુકૂલ વિષયમાં રાગ અને પ્રતિકૂલમાં દ્વેષ થાય છે."

૧૧. ટીકાકાર આ શબ્દ સંસ્કૃત सूत्रમાંથી આવેલો માને છે. પણ सूत्र અને सूक्त એ બન્નેનું પાલીમાં सुत्त થાય. અહીં सूक्त લેવું જ યોગ્ય છે. सूक्त એટલે 'સારી રીતે કહેલું.'

"રાગદ્વેષની સત્તા નીચે આવવાથી અસત્ય ઇર્ષ્યા માયા લોભ વગેરે દોષો થાય છે. દોષોથી પ્રેરાયેલો માણસ, શરીરની પ્રવૃત્તિથી હિંસા ચોરી અને વ્યભિચાર કરે છે, વાણી વડે અસત્ય કઠોર ચાડી અને અસંબદ્ધ વાતો બોલે છે, મન વડે પરદ્રોહ પરદ્રવ્યની લાલસા અને નાસ્તિક્ય ચિંતવે છે. આ પાપમય પ્રવૃત્તિથી અધર્મ થાય છે."

"હવે શુભ (પ્રવૃત્તિ)–શરીરવડે દાન રક્ષણ અને સેવા, વાણીવડે સત્ય હિત પ્રિય અને સ્વાધ્યાય, અને મનવડે દયા અસ્પૃહા અને શ્રદ્ધા. આ પ્રવૃત્તિથી ધર્મ થાય છે."

અહીં એનાં એજ દશ પાતકો અને તેમાંથી નિવૃત્ત થવાથી થતા એના એજ દશ ધર્મો ગણાવ્યા છે. અને તેમનું કાયિક વાચિક માનસિકનું વર્ગીકરણ પણ એને એજ છે.

એજ વર્ગીકરણથી મનુસ્મૃતિમાં પણ આ દશ પાતકોથી દૂર રહેવું એ સર્વ મનુષ્યનો ધર્મ છે એમ કહ્યું છે. ૧૧મા અધ્યાયમાં ચાતુર્વર્ણ્યના ધર્મો કહ્યા પછી ૧૨મામાં સર્વ મનુષ્યોના ધર્મો કહ્યા છે તે નીચે પ્રમાણે છે:—

स तानुवाच धर्मात्मा महर्षीन्मानवो भगुः ॥
अस्य सर्वस्य शृणुत कर्मयोगस्य निर्णयम् ॥ २ ॥
शुभाशुभफलं कर्म मनोवाग्देहसंभवम् ॥
कर्मजा गतयो नृणामुत्तमाधममध्यमाः ॥ ३ ॥
तस्येह त्रिविधस्यापि त्र्यधिष्ठानस्य देहिनः ॥
दशलक्षणयुक्तस्य मनो विद्यात् प्रवर्तकम् ॥ ४ ॥
परद्रव्येष्वभिध्यानं मनसानिष्टचिन्तनम् ॥
वितथाभिनिवेशश्च त्रिविधं कर्म मानसम् ॥ ५ ॥
पारुष्यमनृतं चैव पैशुन्यं चापि सर्वशः ॥
असंबद्धप्रलापश्च वाङ्मयं स्याच्चतुर्विधम् ॥ ६ ॥
अदत्तानामुपादानं हिंसा चैवाविधानतः ॥
परदारोपसेवा च शारीरं त्रिविधं स्मृतम् ॥ ७ ॥

मानवधर्मशास्त्र, अध्याय १२, મંડળીકની આવૃત્તિ. પૃ. ૧૪૭૮–૧૪૮૧.

"તે ધર્માત્મા માનવ ભૃગુએ તે મહર્ષિઓને કહ્યું–આ સર્વ કર્મયોગનો નિર્ણય સાંભળો. શુભ અને અશુભ ફળવાળું કર્મ મન વાણી અને દેહથી થાય છે. અને કર્મથી માણસોની ઉત્તમ મધ્યમ અને અધમ ગતિઓ થાય છે. એ ત્રણ પ્રકારની ગતિવાળા અને (મન વાણી કર્મ એ) ત્રણના અધિષ્ઠાન રૂપ (હવે પછી કહેવાશે તે) દશ લક્ષણવાળા દેહીને પ્રવૃત્તિ કરાવનાર મન જ જાણવું. મન વડે પરદ્રવ્યનું ચિંતન, અનિષ્ટનું ચિંતન અને વિતથમાં આસક્તિ એ ત્રિવિધ માનસ કર્મ છે. કઠોરતા, અસત્ય, ચાડીઆપણું અને અસંબદ્ધ પ્રલાપ એ સર્વ રીતે ચતુર્વિધ વાઙ્મય કર્મ છે. નહિ આપેલાનું ગ્રહણ કરવું, શાસ્ત્રવિધિ વિના હિંસા કરવી, પરદારાનું ગમન કરવું એ ત્રણે પ્રકારનું શારીર કર્મ છે." અહીં પણ પાતકોનાં એજ દશ લક્ષણો કહેલાં છે: માત્ર એક બાબત ધ્યાનમાં રાખવા જેવી છે કે હિંસાને પાતક ગણવામાં શાસ્ત્રવિહિત હિંસાનો અપવાદ સ્પષ્ટ રીતે કરેલો છે. આ પછી કાયિક, વાચિક અને માનસિક પાતકો વાળા અનુક્રમે સ્થાવર, પશુપક્ષી અને અત્યંજ યોનિમાં જન્મે છે એમ કહેલું છે.

એવોજ ઉલ્લેખ યાજ્ઞવલ્ક્ય સ્મૃતિના ત્રીજા અધ્યાયમાં છે.[૧]

પુરાણોમાં પણ આ રીતે દશ પાપોનો ઉલ્લેખ આવે છે. જ્યેષ્ઠ શુક્લ દશમીને દશહરા કહેલી છે અને એમ કહેવાતું કારણ એવું છે કે તે દિવસે સ્નાન કરીને અમુક ક્રિયાઓ કરવાથી દશ પાપોથી મુક્ત થવાય છે. આ પાપો ઉપર જણાવેલાં જ ત્રિવિધ દશ પાપો છે. એનો ઉલ્લેખ બ્રહ્મપુરાણ, બ્રહ્મવૈવર્તપુરાણ, રાજમાર્તણ્ડ અને ગરુડપુરાણમાં પણ આપેલ છે. ( જુઓ **दशहरा** શબ્દકલ્પદ્રુમ. )

આ દશ માનવ ધર્મો એક વખત એટલા બધા સર્વમાન્ય ગણાતા કે ધર્મશાસ્ત્ર સિવાયના ગ્રન્થોમાં પણ એમનો ઉલ્લેખ થયો છે. વાગ્ભટકૃત **अष्टांगहृदय** નામના વૈદ્યવિદ્યાના ગ્રન્થમાં બીજા અધ્યાયમાં કહ્યું છે કે—

**सुखं च न विना धर्मात्तस्माद्धर्मपरो भवेत् ।**
**भक्त्या कल्याणमित्राणि सेवेतेतरदूरगः ॥ २० ॥**
**हिंसास्तेयान्यथाकामं पैशुन्यं परुषानृते ।**
**संभिन्नालापव्यापादमभिध्यादृग्विपर्ययम् ॥ २१ ॥**
**पापं कर्मेति दशधा कायवाङ्मानसैस्त्यजेत् ।**

નિર્ણયસાગર આવૃત્તિ પૃ. ૧૪–૧૫.

"ધર્મ વિના સુખ નથી માટે ધર્મપરાયણ થવું જોઇએ. ભક્તિ વડે કલ્યાણમાં સહાય કરે તેમની સેવા કરવી અને ઇતરથી દૂર રહેવું. હિંસા, ચોરી, અયોગ્ય કામ, ચાડીઆપણું, કઠોરપણું, જૂઠ, અસંબદ્ધ પ્રલાપ, વ્યાપાદ, અભિધ્યા (લાલચ), મિથ્યાદૃષ્ટિ એ દશ પ્રકારનાં પાપકર્મને કાય વાણી મનથી ત્યજવાં."

આ પછી આ દશ મનુષ્યધર્મની માન્યતા ક્યારે શિથિલ થઇ તે કહી શકાતું નથી. પણ એમ જોઇ શકાય છે કે કાયદાની રીતે આ વિચારોના વિભાગ થતાં થતાં છેવટે તે લુપ્ત થઇ ગઇ. યાજ્ઞવલ્ક્ય સ્મૃતિના પહેલા અધ્યાયના ૧૩૨ મા શ્લોક ઉપરની અપરાર્કની ટીકામાં વાઙ્મય ૭ દોષો ગણાવ્યા છેઃ "**तत्र परुषवचनमपवादः पैशुन्यमनृतं वृथालापो निष्ठुरमिति वाङ्मयाश्च षट् ।**" અહીં પરુષ વચન ઉપરાંત અપવાદ એટલે 'પરોક્ષ રીતે પરુષ વચન કહેવાં' અને નિષ્ઠુર વચન એ બે વધારે ગણાવેલાં છે. એવી જ રીતે **अदत्तादान** શબ્દ કાયદામાં પડી જે જે દાનો કાયદાની દૃષ્ટિએ ખોટાં હતાં તે સઘળાં **अदत्त** શબ્દ નીચે સંગ્રહાયાં અને નારદસ્મૃતિમાં તેમની નીચે પ્રમાણે ગણના થયેલી જોઇએ છીએ.

---

૧. अन्त्यपक्षिस्थावरतां मनोवाक्कायकर्मजैः ॥
दोषैः प्रयाति जीवोऽयं भवयोनिशतेषु च ॥ १३० ॥
परद्रव्याण्यभिध्यायंस्तथाऽनिष्टानि चिन्तयन् ॥
वितथाभिनिवेशी च जायतेऽन्त्यासु योनिषु ॥ १३३ ॥
पुरुषोऽनृतवादी च पिशुनः परुषस्तथा ॥
अनिबद्धप्रलापी च मृगपक्षिषु जायते ॥ १३४ ॥
अदत्तादाननिरतः परदारोपसेवकः ॥
हिंसकश्चाविधानेन स्थावरेषूपजायते ॥ १३५ ॥

अदत्तं तु भयक्रोधशोकवेगरुजान्वितैः ।
तथोत्कोचपरीहासव्यत्यासच्छलयोगतः ॥
बालमूढास्वतंत्रार्त्तमत्तोन्मत्तापवर्जितम् ।
कर्त्तामयं कर्मेति प्रतिलोभेच्छया च यत् ॥
अपात्रे पात्रमित्युक्ते कार्ये वा धर्मसंहिते ।
यद्दत्तं स्यादविज्ञानाददत्तमिति तत्स्मृतम् ॥ શબ્દકલ્પદ્રુમ.

અહીં ભય, ક્રોધ, શોક, વેગ, રોગથી આપેલ તથા કાંઈ અડચણ પડતી હોય તે ખસેડવા, કે મશ્કરીમાં, બદલામાં, છળમાં આપેલું તથા, બાળક, મૂઢ, અસ્વતન્ત્ર, આર્ત્ત, મત્ત, ઉન્મત્તે આપેલું, તથા મારૂં અમુક કામ કરી આપશે એવા પ્રતિલોભથી આપેલું, અપાત્રને પાત્ર ધારીને આપેલું અથવા નહિ જાણીને ધર્મ કાર્યમાં વપરાવાનું છે એમ ધારીને આપેલું અદત્ત ગણાય છે એમ કહેલું છે, અને એવું દાન દીધું હોય છતાં તે પાછું લઈ શકાય છે.

આ પ્રમાણે આપણે બૌદ્ધધર્મમાં દશ કુશળ પથનો ઉલ્લેખ જોઈએ છીએ અને તેનો જ ન્યાયભાષ્યમાં, મનુસ્મૃતિમાં તથા અનેક પુરાણોમાં પણ તેમનો ઉલ્લેખ જોઈએ છીએ. એક સમય ભારતવર્ષમાં એ સિદ્ધાન્ત દૃઢભૂમિ થયો હતો. પછી તેના વિચારોનું પૃથક્કરણ થઈ ધીમે ધીમે તે લુપ્ત થયો જોઈએ છીએ.

આ ઉપરથી એટલું તો અનુમાન કાંઈ પણ જોખમ વિના થઈ શકે કે બુદ્ધકાળ પહેલાં સામાન્ય માનવધર્મો વિષેનું, કોઈ પણ ખાસ એક ધર્મ કે સંપ્રદાયનું નાહ એવું, સર્વસામાન્ય સાહિત્ય હશે અને તેમાંથી બૌદ્ધ અને વૈદિક ધર્મે છૂટથી લીધું. પણ આથી વધારે કાંઈ અનુમાન કરી શકીએ ખરા?

મજ્ઝિમનિકાય એ બૌદ્ધધર્મના પ્રાચીનતમ ગ્રન્થોમાંનો એક ગ્રન્થ ગણાય છે. હવે નિર્વિવાદ રીતે તેનાથી પ્રાચીનતર ગ્રન્થો તે વેદ અને પ્રાચીન મનાતાં ઉપનિષદો છે. આ ઉપનિષદોમાં માનવધર્મોનું છૂટું છવાયું નિરૂપણ અનેક જગાએ અનેક દૃષ્ટિથી થયેલું છે. જેમ કે मा गृधः कस्यस्विद्धनम् "કોઈના ધનનો લોભ કરીશ માં" એ ઈશાવાસ્યોપનિષદ્‌નું વાક્ય લાલચથી નિવૃત્ત રહેવાનું સ્પષ્ટ રીતે કહે છે. પણ આ દશ ધર્મનો એજ સ્વરૂપે સ્પષ્ટ ઉલ્લેખ ક્યાંઇ જોવામાં આવતો નથી.

એક બીજી દૃષ્ટિએ જોવાથી આ વાત વધારે સ્પષ્ટ થાય છે. આ દશધર્મોમાં કર્મોનું કાયિક વાચિક અને માનસિક એ ત્રિવિધ વર્ગીકરણ ધ્યાન ખેંચે એવું છે. ઉપનિષદોમાં મન અને વાક્‌ના મહિમાનું વર્ણન અનેક જગાએ છે. પણ ઉપનિષત્કોપ જોતાં મન વાણી કાયનું ત્રિવિધ વર્ગીકરણ પ્રાચીન દશ ઉપનિષદોમાં જોવામાં આવતું નથી. મનુસ્મૃતિનો ૧૨, ૪ જે ઉપર ટાંક્યો છે તેના ઉપરની ટીકામાં કુલ્લૂક નીચે પ્રમાણે લખે છે: मनसा हि संकल्पितमुच्यते क्रियते च । तथा तैत्तिरीयोपनिषदि 'तस्माद्यत्पुरुषो मनसाभिगच्छति तद्वाचा वदति तत्कर्मणा करोती'ति ।[1] અહીં મન વાણી અને કર્મના ત્રિવિધ વર્ગીકરણ માટે તૈત્તિરીયોપનિષદ્‌નું વાક્ય ઉતારેલ છે પણ તે વાક્ય એ ઉપનિષદ્‌માં

૧. મંડળીકની અને નિર્ણયસાગરની બન્ને આવૃત્તિઓમાં ઉપર પ્રમાણે જ પાઠ છે. એનો અર્થ—મનથી સંકલ્પ કરેલું બોલાય છે અને કરાય છે. તે પ્રમાણે તૈત્તિરીયોપનિષદ્‌માં 'માટે પુરુષ જે મનથી જાણે છે તે બોલે છે અને તે કર્મથી કરે છે.'

મળી આવતું નથી. ઉપનિષત્કોપમાં **तत्कर्मणा करोति** એટલું વાક્ય નૃસિંહપૂર્વતાપની ઉપનિષદ્ ૧, ૧ માં આવેલું બતાવેલું છે. આવી સ્થિતિમાં નિઃસંદેહ એટલું જ અનુમાન કરી શકાય કે પ્રાચીન ઉપનિષદોમાં જો કે મન વાણી કાયનાં ત્રિવિધ કર્મોનું સ્પષ્ટ વર્ગીકરણ નથી, પરંતુ મન વાણી કર્મનો ઉલ્લેખ છે અને એ ત્રિવિધ કર્મોનો બીજભૂત વિચાર છે.

અને આ ત્રિવિધ કર્મોનો વિચાર પછી વિકાસ પામ્યો છે એમ જૈન શાસ્ત્રો જોતાં નિશ્ચય થાય છે. જૈનશાસ્ત્રોમાં નિર્વિવાદ સૌથી જૂના આચારાંગમાં **मणसो वयसा कायसा** ( મન વાણી કાયથી થતા ) ત્રિવિધ કર્મોનો ઉલ્લેખ સ્પષ્ટ દેખાય છે. ( જુઓ **आचारांग ४२५** સમિતિ વાળી આવૃત્તિ ) તેમજ ઉપનિષદો પછીની ભગવદ્ગીતામાં ત્રિવિધ કર્મોનો અનેક જગાએ ઉલ્લેખ છે. એટલે પછીના કાળમાં ત્રિવિધ કર્મોની યોજના સર્વ માન્ય થઇ હતી એમ ફલિત થાય છે. પણ ભગવદ્ગીતામાં પણ દશ ધર્મનો ઉલ્લેખ નથી. ૧૭ મા અધ્યાયના ૧૪–૧૬ શ્લોકોમાં શારીર વાઙ્મય અને માનસિક તપ નિર્દિષ્ટ કરેલાં છે તે દશ પાતકોની વ્યવસ્થા પર રચાયેલાં નથી.

પણ માત્ર ગીતાના વિચારથી એ પ્રશ્ન અટકતો નથી. ગીતા એ મહાભારતનો ભાગ છે અને મહાભારતમાં એ સંબંધી ઉલ્લેખ છે કે નહિ એ નક્કી કરવું જોઇએ. અને અહીં જ સર્વ મુશ્કેલી ઉભી થાય છે. કોઇપણ વિચાર કે માન્યતા મહાભારતમાં છે એમ કહેવા કરતાં અમુક નથી એમ કહેવું એ શતગુણ મોટું સાહસ છે. અને મારા અન્વેષણને અંગે એમ કહેવાનું મને પ્રાપ્ત થાય છે. મારો મહાભારતનો અભ્યાસ અત્યન્ત અધૂરો છે. હું માત્ર એટલું જ કહી શકું કે મારા થોડા અભ્યાસમાં મેં દશધર્મનો ઉલ્લેખ જોયો નથી. મહાભારતના સર્વ માન્ય વિદ્વાનોનાં લખાણોમાં પણ મેં એનો ઉલ્લેખ જોયો નથી. પણ આ દશધર્મના શોધની દૃષ્ટિથી જ આખું મહાભારત ન વંચાય ત્યાં સુધી ગમે તેટલા વિદ્વાનોના મહાભારત ઉપરના લેખોમાં જોઇને પણ મહાભારતમાં એનો ઉલ્લેખ નથી જ એમ નિર્ણયાત્મક રીતે ન કહી શકાય. માટે ક્યાં ક્યાં તપાસ કરતાં એ નથી મળી આવતું એ કહી આ ભાગ લંબાવવા માગતો નથી. માત્ર વિદ્વાનોનું આ પ્રશ્ન તરફ લક્ષ જ ખેંચું છું.

પણ મહાભારત કરતાં કાલની મર્યાદામાં વધારે ચોક્કસ, અને વિસ્તારમાં ટુંકા એવા કૌટિલીય અર્થશાસ્ત્ર ઉપર હવે આવું છું. જેમ મનુસ્મૃતિમાં ચાતુર્વર્ણ્યના ધર્મનું પ્રતિપાદન કરીને પછી સાર્વવર્ણિક ધર્મ કહ્યો છે, જેમ મહાભારતના શાન્તિપર્વના ૩૦૭ જા અધ્યાયમાં સર્વ વર્ણના વિશેષ ધર્મો કહ્યા[1] પછી સર્વ વર્ણના સાધારણ ધર્મો કહ્યા છે તેજ

૧. તે શ્લોકો નીચે પ્રમાણે છેઃ—

विशेषधर्मा नृपते वर्णानां परिकीर्त्तिताः ।
धर्मान्साधारणांस्तात विस्तरेण शृणुष्विमे ॥
आनृशंस्यमहिंसा चाप्रमादः संविभागिता ।
श्राद्धकर्मातिथेयं च सत्यमक्रोध एव च ॥
स्वेषु दारेषु संतोषः शौचं नित्यानसूयता ।
आत्मज्ञानं तितिक्षा च धर्माः साधारणा नृप ॥

પ્રમાણે અર્થશાસ્ત્રના ૧લા અધિકરણના ૧લા પ્રકરણના ત્રીજા અધ્યાયમાં પ્રથમ ચાર વર્ણોના ધર્મો કહી, તે પછી ચાર આશ્રમોના ધર્મો કહ્યા છે. અને તે પછી મનુષ્યના સાધારણ ધર્મો નીચે પ્રમાણે કહ્યા છે:—

सर्वेषामहिंसा सत्यं( शौच )मनसूयाऽऽनृशंस्यं क्षमा च ।[1]

અહિંસા, સત્ય (શૌચ), અનસુયા, અક્રૂરતા અને ક્ષમા એ સર્વનો ધર્મ છે.

અહીં આપણે નિઃસંશય રીતે કહી શકીએ કે ચાણક્યને, મનુસ્મૃતિના ૧૨ મા અધ્યાયમાં છે તેવી, માનવ ધર્મની કલ્પના નથી. તેના આખા પુસ્તકના વિચારો મહાભારતના શાન્તિપર્વ સાથે બહુ જ મળતા આવે છે અને આ સાધારણ ધર્મ વિષે પણ શાન્તિપર્વ અને ચાણક્યના વિચારો પાછા મળતા આવે છે. ચાણક્યે ગણાવેલા આ જ ધર્મો ઉપર શાન્તિપર્વમાં લાંબાં વ્યાખ્યાનો છે અને આ મળતાપણાથી મહાભારત સંબધી મેં સૂચવેલા નાસ્તિપક્ષને કંઇક પરોક્ષ ટેકો મળે છે.

આ હકીકતથી સહજ કલ્પના સ્ફૂરે છે કે આ કાયિક વાચિક માનસિક ત્રિવિધ કર્મો ઉપર આધાર રાખતા દશ સાધારણ માનવ ધર્મની ભાવના પ્રથમ બૌદ્ધ ધર્મસાહિત્યમાં ઉદય પામી એમ તો ન હોય!

આ કલ્પનાને મજ્ઝિમનિકાયના આપેલા અવતરણમાંથી આંતર સમર્થન મળે છે. સાલાના બ્રાહ્મણો જેઓ બુદ્ધ ભગવાન પાસે ગયા તેઓ પોતે બુદ્ધના અનુયાયીઓ નહોતા. તેઓ માત્ર ગૌતમની કીર્તિ સાંભળી ગયા હતા. "કેટલાએક ભગવાનને અભિવન્દન કરીને કેટલાએક ખબર અંતર પૂછીને, કેટલાએક હાથ જોડીને કેટલાએક પોતાનાં નામગોત્ર કહીને અને કેટલાએક કાંઇ બોલ્યા ચાલ્યા વિના એક બાજુ બેઠા" એ વાક્ય, તેનો ટીકાકાર કહે છે તેમ, બ્રાહ્મણોનો બુદ્ધ ભગવાન તરફ કાંઇક અનાદર કાંઇક અશ્રદ્ધા કાંઇક ઉપેક્ષા સૂચવે છે. વળી આ દશલક્ષણ ધર્મ જો વૈદિક સાહિત્યમાં હોત તો એ જ ધર્મ બ્રાહ્મણો પોતે ન જાણતા હોય અને તેમને કહેવા પડે એ પણ સંભવિત લાગતું નથી. એટલે એ ત્રિવિધ દશ પાતકોની પ્રથમ ભાવના ત્યાં બૌદ્ધસાહિત્યમાં જ ઉત્પન્ન થઇ એમ લાગે છે.

પણ આ પાતકો પહેલાં પાતકો જ નહોતાં મનાતાં, નીતિશાસ્ત્રમાં તેમની પહેલી શોધ બુદ્ધ ભગવાને કરી એવું અત્ર વિવક્ષિત નથી. એ પાતકો તો પાતકો જ મનાતાં હતાં; એ સઘળાનો છૂટો છૂટો, અથવા બીજા ક્રમમાં, ઉલ્લેખ અનેક જગાએ શાન્તિપર્વમાં છે જેમકે ૨૩મા અધ્યાયમાં અદત્તાદાન એટલે ચોરીનો ઉલ્લેખ[2] છે. બુદ્ધ ભગવાને જે કર્યું તે એ કે ૧૦ પાતકોનો કાયિક વાચિક માનસિક એવો ત્રિવિધ ભેદ કર્યો અને તેમાંથી નિવૃત્ત થવું તે માનવોનો સાધારણ ધર્મ કહ્યો.

---

૧. અર્થશાસ્ત્રના અનુવાદના ૫મા પાનાની ત્રીજી અને ચોથી લીટી નીચે પ્રમાણે પારિગ્રાફ પાડી વાંચવી.
શુદ્ધિ રાખવી.
અહિંસા, સત્ય (શૌચ),[૨૯] અનસુયા, અક્રૂરતા અને ક્ષમા એ સર્વનો ધર્મ છે.

૨. गच्छ राजानमासाद्य स्वकर्म कथयस्व वै ।
अदत्तादानमेवं हि कृतं पार्थिवसत्तम ॥

અને એકવાર આ તર્ક ઉપપન્ન લાગ્યા પછી તેનું સમર્થન દશધર્મ સંબંધી જે સાહિત્ય ઉપર આપ્યું છે તેનાથી થાય છે.

પ્રથમ પ્રાચીન ઉપનિષદોમાં મન વાણી અને કર્મનો ઉલ્લેખ આપણે જોઇએ છીએ. તેમાંથી કર્મ માત્ર મન વાણી અને કાયથી થાય છે એવો વિચાર બુદ્ધ કાલ પહેલાં રૂઢ થઇ ગયો હશે એમ અનુમાન કરવું વધારે પડતું નથી કારણ કે એ વિચાર વૈદિક, જૈન અને બૌદ્ધ ત્રણેય સાહિત્યમાં નજરે પડે છે. વળી એ પણ નોંધ લેવા યોગ્ય છે કે વર્ણ કે આશ્રમ પ્રમાણે નોખા નોખા ધર્મો હોય પણ અમુક ધર્મો તો વર્ણમાત્રને સાધારણ છે એ વિચાર પણ બુદ્ધકાલ પહેલાંનો રૂઢ હશે એમ લાગે છે. આપણે સાધારણ ધર્મનો ઉલ્લેખ જેવો શાન્તિપર્વમાં અનેક જગાએ જોયો છે તેવો જ મનુસ્મૃતિમાં અનેક જગાએ છે[૨] અને તે ઘણા જૂના કાલથી ચાલ્યો આવતો હશે. અનેક સમયે તેમાં વધારો ઘટાડો પણ થયો હશે. દાખલા તરીકે ચાણક્ય માનવ ધર્મ તરીકે પાંચ કે છ ગુણો ગણાવે છે. મહાભારતમાં આઠ કે તેથી ઓછા વધારે ગુણોનો ઉલ્લેખ અનેક જગાએ મળે છે. અને એવા જ પ્રાચીન ઉલ્લેખો જૂદી જૂદી સંખ્યાના મનુસ્મૃતિમાં મળી આવે છે.

બુદ્ધને ચાતુર્વર્ણ્ય વ્યવસ્થા ઇષ્ટ નહોતી અને એ કારણથી સર્વ મનુષ્યોના દશઅકુશલપથ અને દશ કુશલપથ તેણે કોઇ પણ વર્ણ પ્રમાણે નહિ પણ જૂના ચાલતા આવેલા કાયિક વાચિક માનસિક વર્ગીકરણથી વ્યવસ્થિત કર્યા.

વૈદિક સાહિત્યને આ વ્યવસ્થા ગ્રહણ કરતાં કાંઇક કાળ ગયો. માટે મહાભારત અને ચાણક્યમાં તે દેખાતી નથી. પણ ન્યાયસૂત્ર ઉપરના ભાષ્યકાર વાત્સ્યાયન, જે અનેક સ્થલે બૌદ્ધો સામે બાકરી બાંધે છે તે પોતે તેને પોતાના સિદ્ધાન્ત તરીકે ગ્રહણ કરે છે. આમ થતાં એ માનવધર્મની ભાવના પણ વધારે પુષ્ટ બની લાગે છે કારણ કે મૂળ બુદ્ધ ધર્મમાં એ મુખ્યત્વે નિષેધાત્મક છે, માત્ર પિશુનતા અને પારુષ્યથી નિવૃત્ત રહેવા સાથે વ્યગ્ર ન કરતાં સમગ્ર કરવું અને કઠોર ન બોલતાં પ્રિય બોલવું એમ કહેલ છે પણ તે સિવાય તો અમુક અમુક ન કરવું એવા રૂપે જ એ વિશેષે કરીને છે, તેની વિધાનાત્મક બાજુ વાત્સ્યાયન પાસે ઘડાઇ ગઇ; તે સ્પષ્ટ રીતે દશ અશુભ પ્રવૃત્તિ ત્યજવી એમ કહીને સાથે સાથે કાયની દાન રક્ષણ અને સેવા, વાણીની સત્ય, હિત, પ્રિય અને સ્વાધ્યાય મનની દયા અસ્પૃહા અને શ્રદ્ધા એવી દશ શુભ પ્રવૃત્તિઓ ગણાવે છે.

એટલે એ પહેલાં વૈદિક ધર્મે આ બૌદ્ધ ભાવના સ્વીકારી લીધી એમ ગણવું જોઇએ. આગળ જતાં આ ભાવના પૌરાણિક સ્વરૂપ લઇ લેછે અને પુરાણોમાં જ્યેષ્ટ શુદ દશમીના દિવસે ગંગામાં સ્નાન કર્યાથી દશવિધ પાતકનો નાશ થાય છે એવા ઉલ્લેખો છે અને

---

૨. જેમકે મનુસ્મૃતિ—૬-૯૨.

धृतिः क्षमा दमोऽस्तेयं शौचमिन्द्रियनिग्रहः ।
धीर्विद्या सत्यमक्रोधो दशकं धर्मलक्षणम् ॥

વળી જુઓ ૧૦-૧૦

अहिंसा सत्यमस्तेयं शौचमिन्द्रियनिग्रहः ।
एतं सामासिकं धर्मम् चातुर्वर्ण्येऽब्रवीन्मनुः ॥

બીજી તરફ કાયિક પાપથી સ્થાવરની વાચિકથી પક્ષીઓની અને માનસિકથી અંત્યજોની યોનિમાં અવતાર આવે એ સ્વરૂપે એ વિચાર યાજ્ઞવલ્ક્ય સ્મૃતિમાં અને મનુસ્મૃતિમાં દેખાવ દે છે. પાશ્ચાત્ય વિદ્વાન બ્યૂલ્હર સાહેબે મનુસ્મૃતિના ૧૨ મા અધ્યાયનો આ ભાગ અર્વાચીન માન્યો[૧] છે એ મતને આથી વિશેષ સમર્થન મળે છે.

તે પછી કાયદા દ્વારા તેના વિભાગો પડી ગયા અને બુદ્ધ ધર્મ અદૃશ્ય થતાં તે ભાવના પણ ભૂંસાઇ ગઇ.

આ માનવ દશ ધર્મની ભાવનાના વિકાસ વિષે અત્ર કરેલો તર્ક,–બૌદ્ધ ધર્મમાં તેનો ઉદય, તે પછી અમુક કાળે વૈદિક ધર્મ સાહિત્યમાં તેનો સ્વીકાર, અને પછી તેનો ક્ષય,–જો વિશેષ પુરાવાથી સિદ્ધાન્તનું રૂપ પકડે તો તે કાળના બીજા સાહિત્યના કાળ નિર્ણયમાં કંઇક ઉપયોગી થાય, નહિ તો એટલું જ સિદ્ધ રૂપે ગણાય કે માનવધર્મ સંબંધી છૂટું સાહિત્ય અનેક રૂપે બૌદ્ધ કાળ પહેલાં અસ્તિત્વ ધરાવતું હતું અને તેમાંથી બધા ધર્મોએ છૂટથી લીધું

જૈન શાસ્ત્રોમાં દશ ધર્મો છે પણ તે જૂદી રીતે આપેલા છે માટે તેનો બહુજ ટુંકમાં ઉલ્લેખ કરીશું. પ્રાચીન સાહિત્યમાં એક વસ્તુઓ કઇ કઇ છે બે કઈ કઇ છે એવી રીતે કેટલાંએક સત્યો આપવાની રીત હતી.[૨] એવી રીતે અંગુત્તરનિકાય નામના બૌદ્ધ ધર્મ-ગ્રન્થમાં જૂદી જૂદી સંખ્યાના નિપાતો છે તેના દશકનિપાતમાં દશ ધર્મોનું વર્ણન પણ છે. મહાભારતના ઉદ્યોગપર્વના ૩૩મા અધ્યાયમાં વિદુરજી આ રીતે જ એકથી દશ સુધીની સંખ્યામાં અમુક અમુક સત્યો કહે છે.[૩] જૈનોના ઠાણંગ સૂત્રમાં પણ આ પદ્ધતિ જ સ્વીકારાઇ છે. તેમાં દશ શ્રમણધર્મ નીચે પ્રમાણે કહેલા છે.

" दसविहे समणधम्मे पन्नत्ते तंजहा-खंता, मुत्ती, अज्जवे, मद्दवे, लाघवे, सच्चे, संजमे, तवे, चियाए, बंभचेरवासे " ठाणंगसूत्र. (બાબુવાળુ) પૃ. ૫૪૦

" દશવિધ શ્રમણધર્મ જણાવેલા છે તે આ પ્રમાણે-ક્ષમા, નિર્લોભતા, આર્જવ, મૃદુતા, નિરભિમાન, સત્ય, સંયમ(=હિંસાથી નિવૃત્તિ) તપ, ત્યાગ, બ્રહ્મચર્યવાસ." આ દશધર્મોનો ઉલ્લેખ બીજી રીતે પણ છે.

---

૧ The Laws of Manu, Introduction p. lxxiv.

૨ આ રીતનો અવશેષ એક ગુજરાતી વરતમાં છે. તે નીચે પ્રમાણે છે–એક અલખ, બે નયન, ત્રણ ત્રિભુવન, ચાર વેદ, પાંચ પાંડવ, છઠ્ઠા નારાયણ, સાત સમુદ્ર, આઠકુળ પર્વત, નવકુળ નાગ, દશ અવતાર, અગીઆર રુદ્ર, બાર મેઘ, તેર તિલક, ચૌદ રત્ન, પંદર તિથિ, સોળ કળા, સત્તર સતીનાં વન, અઢાર ભાર વનસ્પતિ, ઓગણીસમી રાણી ને વીસમો રાજા.

૩. આ જગાએ દશધર્મનું નિરૂપણ નથી. જો કે ક્યા ક્યા દશ પ્રકારના માણસો અધર્મ કરે છે તેનો ઉલ્લેખ છે.—

दश धर्मं न जानन्ति धृतराष्ट्र निबोध तान् ।
मत्तः प्रमत्त उन्मत्तः श्रान्तः क्रुद्धो बुभुक्षितः ।
त्वरमाणश्च लुब्धश्च भीतः कामी च ते दश ॥

**खंती य मद्दव अज्जव मुत्ती तव संजमेय चोद्धव्वे सच्चं सोयं अकिंचणं च बंभं च जइधम्मो** ઉપર્યુક્ત ઠાણુંગસૂત્ર ટીકા. પૃ. ૩૫૦

ક્ષમા, માર્દવ, આર્જવ, નિર્લોભતા, તપ, સંયમ, સત્ય, શૌચ, આકિંચન્ય અને બ્રહ્મચર્ય એ જૈનધર્મ જાણવો.

ઉપરનાં અવતરણોમાં સામાન્ય માનવધર્મ નથી કહ્યો પણ ખાસ શ્રમણધર્મ કહ્યો છે અને તે દશધર્મ સાથે મળતો પણ નથી આવતો એટલે તેના ઉપરથી કશું અનુમાન ન કરી શકાય. પણ ઉપર કહેલા દશ શ્રમણધર્મો મહાભારતના ઉલ્લેખો સાથે ઘણાજ મળતા આવે છે. તે પણ પ્રથમ પ્રાચીનતમ કોઇ સર્વસામાન્ય ધાર્મિક સાહિત્ય હોવાની સાક્ષી પૂરે છે ૩

---

૩ આ લેખમાં વિષયના સૂચન તથા પાલી સાહિત્યના ફકરાઓ માટે અધ્યાપક શ્રી ધર્માનન્દ કોસંબીનો અને જૈન આગમોના ફકરાઓ માટે પંડિત શ્રી બહેચરદાસજીનો હું આભારી છું.

# ભારતીય દર્શનોમાં આધ્યાત્મિક વિકાસક્રમ

( પંડિત સુખલાલ )

દર્શન એટલે તત્ત્વવિદ્યા. અત્યારે દેશભેદની દૃષ્ટિએ દર્શન બે ભાગમાં વહેંચાઇ જાય છે: યૂરોપીય અને ભારતીય. યૂરોપીય દર્શનનું ધ્યેય મુખ્ય ભાગે અમુક વિષયોની ચર્ચા કરી તેનું વાસ્તવિક જ્ઞાન મેળવવા પૂરતું છે; જ્યારે ભારતીય દર્શનનું ધ્યેય તે તે વિષયોનું વાસ્તવિક જ્ઞાન મેળવવા ઉપરાંત છેવટે તે દ્વારા મોક્ષ મેળવવા સુધીનું છે.[૧અ] આ કારણથી ભારતીય દર્શનોના પ્રતિપાદ્ય વિષયનું ક્ષેત્ર સંસાર અને તેની પરની સ્થિતિ સુધી લંબાએલું છે. તેમાં મોક્ષનું સ્વરૂપ શું? તેને પ્રાપ્ત કરવાનાં સાધનો કયાં અને કેટલાં? મોક્ષના અધિકારી આત્માનું સ્વરૂપ કેવું છે? સંસાર એટલે શું? ઇત્યાદિ અનેક આધ્યાત્મિક વિષયોની ચર્ચા પ્રધાનપદ ભોગવે છે.

મોક્ષ એટલે આધ્યાત્મિક વિકાસની પૂર્ણતા. આવી પૂર્ણતા કાંઇ એકાએક પ્રાપ્ત થઇ શકતી નથી, કારણ તેને પ્રાપ્ત કરવામાં અમુક વખત વ્યતીત કરવો પડે છે. તેથી જ મોક્ષ મેળવવા માટે આધ્યાત્મિક ઉત્ક્રાન્તિનો ક્રમ સ્વીકારવો પડે છે. તત્ત્વજિજ્ઞાસુઓના હૃદયમાં સ્વાભાવિક રીતે જ એવો પ્રશ્ન ઉદ્‌ભવે છે કે આ આધ્યાત્મિક ઉત્ક્રાન્તિનો ક્રમ કેવા પ્રકારનો હોય છે? આનો ઉત્તર સ્વતન્ત્ર રીતે આપવા કરતાં તે સંબંધમાં આર્ય દર્શનોના જે ભિન્ન ભિન્ન વિચારો મળી આવે છે, તેનું સંક્ષેપમાં એકત્ર પ્રદર્શન કરી દેવું એ વિશેષ ઉપયોગી છે, એમ ધારી પ્રસ્તુત લેખમાં તે વિચારોનો સંગ્રહ કરવાનો ઉદ્દેશ રાખેલો છે. આ ઉપરથી વાચકને ભિન્ન ભિન્ન દર્શનોની આધ્યાત્મિક ઉત્ક્રાન્તિના ક્રમ સંબંધી વિચારસરણી જાણવાની તક મળશે, તે ઉપર સ્વતંત્ર વિચાર કરવાની વૃત્તિ ઉદ્‌ભવશે.

ભારતીય દર્શનોની મુખ્ય ત્રણ શાખા ગણાય: વૈદિક, બૌદ્ધ, અને જૈન. પહેલી શાખા બ્રાહ્મણપંથની અને બીજી બે શાખાઓ શ્રમણપંથની છે, જો કે પ્રાચીનકાળમાં શ્રમણપંથની બીજી અનેક શાખાઓ હતી. પણ આજે તે શાખાઓનું સ્વતંત્ર સાહિત્ય કે સંપ્રદાય કાંઇ પણ શેષ નથી. શ્રમણપંથની અનેક પ્રાચીન શાખાઓનાં છુટાં છવાયાં નામ અથવા અસ્તવ્યસ્ત મંતવ્યો વર્તમાન સંપ્રદાયોના સાહિત્યમાં મળી આવે છે.[૧આ] તેમાં આજીવક સંપ્રદાયનું નામ ખાસ નોંધવા જેવું છે. કારણ કે તેનાં અન્ય મંતવ્યો સાથે આધ્યાત્મિક ઉત્ક્રાન્તિના ક્રમને લગતા કેટલાક વિચારો બૌદ્ધ સાહિત્યમાંથી મળી આવે છે. બ્રાહ્મણપંથ અને શ્રમણપંથની અનેક ભિન્નતાઓમાંની એક ભિન્નતા એ છે કે જ્યારે બ્રાહ્મણપંથનું સાહિત્ય મુખ્યપણે સંસ્કૃત ભાષાનું ગૌરવ વધારે છે, ત્યારે શ્રમણપંથનું સાહિત્ય મુખ્યપણે પ્રાકૃત ભાષાનું ગૌરવ વધારે છે. આ કારણથી અને અન્ય કારણથી

---

૧અ. તે તે દર્શનના મૂળ ગ્રંથ જોતાં આ બાબત આપોઆપ જણાઇ આવે છે. ઉદાહરણ તરીકે જુઓ ન્યાયદર્શનનું પહેલું સૂત્ર; યોગદર્શનનું છેલ્લું સૂત્ર; સાંખ્યદર્શનનું પહેલું સૂત્ર અને વેદાન્તદર્શનનું પહેલું તથા છેલ્લું સૂત્ર. તેજ પ્રમાણે જૈનદર્શન માટે જુઓ। તત્ત્વાર્થાધિગમસૂત્રનું પહેલું સૂત્ર.

૧ આ. જુઓ દીઘનિકાય, બ્રહ્મજાલસુત્ત.

આધ્યાત્મિક ઉત્ક્રાન્તિના ક્રમને લગતા તે બંને પંથોના વિચારોમાં ભાષાનો પરિભાષાનો અને પ્રતિપાદનપદ્ધતિનો ભેદ હોય તે સ્વાભાવિક છે. છતાં સૂક્ષ્મ દૃષ્ટિએ નિમજ્જન કરનારને તે વિચારોનું ઐક્ય સમજાયા સિવાય રહેશે નહિ.

આધ્યાત્મિક ઉત્ક્રાન્તિના ક્રમનો વિચાર આવતાં જ તેની સાથે તેના આરંભનો અને સમાપ્તિનો વિચાર આવે છે. તેનો આરંભ એ તેની પૂર્વ સીમા, અને તેની સમાપ્તિ એ તેની ઉત્તર સીમા પૂર્વ સીમાથી ઉત્તર સીમા સુધી વિકાસનો વૃદ્ધિક્રમ એ જ આધ્યાત્મિક ઉત્ક્રાન્તિક્રમની મર્યાદા. તેના પહેલાંની સ્થિતિ એ આધ્યાત્મિક અવિકાસ અથવા પ્રાથમિક સંસારદશા, અને તેના પછીની સ્થિતિ એ મોક્ષ અથવા આધ્યાત્મિક વિકાસની પૂર્ણતા. આ રીતે કાળની દૃષ્ટિએ સંક્ષેપમા આત્માની અવસ્થા ત્રણ ભાગમાં વહેંચાઇ જાય છેઃ (अ) આધ્યાત્મિક અવિકાસ, (ब) આધ્યાત્મિક વિકાસક્રમ, (क) મોક્ષ.

अ. આત્મા સ્થાયી સુખ અને પૂર્ણ જ્ઞાન માટે તલસે છે. તેમજ તે દુઃખ કે અજ્ઞાનને જરા યે પસંદ કરતો નથી. છતાં દુઃખ અને અજ્ઞાનના વમળમાં ગોથાં ખાય છે, તેનું શું કારણ? આ એક ગૂઢ પ્રશ્ન છે. પણ તેનો ઉત્તર તત્ત્વજ્ઞોને સ્ફુરેલો છે. તે એ છે કે "સુખ અને જ્ઞાન મેળવવાની સ્વાભાવિક વૃત્તિથી આત્માનું પૂર્ણાનંદ અને પૂર્ણજ્ઞાનમય સ્વરૂપ સાબીત થાય છે; કારણ કે તે જ્યાં સુધી પૂર્ણાનંદ અને પૂર્ણજ્ઞાન ન મેળવે ત્યાં સુધી સંતોષ પામી શકતો નથી. છતાં તેના ઉપર અજ્ઞાન અને રાગદ્વેષના એવા પ્રબળ સંસ્કારો છે કે જેને લીધે ખરા સુખનું ભાન કરી શકતો નથી, અગર કાંઇક ભાન થયું તો પણ તે ખરા સુખની પ્રાપ્તિ માટે પ્રવૃત્તિ કરી શકતો નથી." અજ્ઞાન એ ચેતનાના સ્ફુરણનું વિરોધી તત્ત્વ છે. તેથી જ્યાં સૂધી અજ્ઞાનની તીવ્રતા હોય ત્યાં સૂધી ચેતનાનું સ્ફુરણ અત્યંત મંદ હોય છે. તેને લીધે ખરા સુખ અને ખરા સુખના સાધનનો ભાસ જ થવા પામતો નથી. આ કારણથી આત્મા પોતે એક વિષયમાં સુખ મળવાની ધારણાથી પ્રવૃત્તિ કરે છે અને તેમાં છેવટે નિરાશા થવાથી બીજા વિષય તરફ વળે છે. બીજા વિષયમાં નિરાશ થતાં વળી ત્રીજા વિષય તરફ દોડે છે. આ રીતે તેની સ્થિતિ વમળમાં પડેલ લાકડાના જેવી કે વંટોળીઆમાં ઉડતા તણખલા જેવી થઇ જાય છે. આવી કષ્ટપરંપરા અનુભવતાં કાંઇક અજ્ઞાન ઓછું થાય છે. તો યે રાગદ્વેષની તીવ્રતાને લીધે સુખની ખરી દિશામાં પ્રયાણ કરી શકાતું નથી. અજ્ઞાનની સહજ મંદતાથી ઘણી વાર એવું ભાન થાય છે કે સુખ અને દુઃખનાં બીજ બાહ્ય જગતમાં નથી, છતાં રાગદ્વેષની તીવ્રતાને પરિણામે પૂર્વ પરિચિત વિષયોને જ સુખ અને દુઃખનાં સાધન માની, તેમાં હર્ષ અને વિષાદનો અનુભવ થયા કરે છે. આ સ્થિતિ ચોક્કસ લક્ષ્ય વિનાની હોવાથી, દિશાનો ચોક્કસ નિશ્ચય કર્યા સિવાય વહાણ હંકારનાર ખલાસીની સ્થિતિ જેવી છે. આ જ સ્થિતિ આધ્યાત્મિક અવિકાસ કાળની છે.

ब. અજ્ઞાન અને રાગદ્વેષના ચક્રનું બળ પણ હમેશાં જેવું ને તેવું તો ન જ રહી શકે. કારણ તે બળ ગમે તેટલું વધારે હોય તો પણ છેવટે આત્મિક બળ સામે તો અગણ્ય છે. લાખો મણ ઘાસ અને લાકડાંને બાળવા તેટલા જ અગ્નિની જરૂર નથી હોતી તે માટે તો અગ્નિનો એક પણ કણ બસ છે. શુભ પ્રમાણમાં થોડું હોય તો પણ તે લાખોઘણા અશુભ કરતાં વધારે બળવાન હોય છે. જ્યારે આત્મામાં ચેતનાનું સ્ફુરણ સહજ વધે છે અને રાગદ્વેષ સાથેના આત્માના યુદ્ધમાં જ્યારે રાગદ્વેષની શક્તિ ઘટે છે, ત્યારે આત્માનું વીર્ય

જે અત્યાર સુધી ઉલટી દિશામાં કામ કરતું તે ખરી દિશામાં વળે છે. તે જ વખતે આત્મા પોતાના ધ્યેયનો નિર્ધાર કરી તે મેળવવા દૃઢ નિશ્ચય કરી લે છે અને તે માટે તે પ્રવૃત્તિ કરવા લાગે છે. આ વખતે આધ્યાત્મિક વિકાસનો પાયો નંખાય છે.

ক. હવે પછી આત્મા પોતાની જ્ઞાન અને વીર્યશક્તિની મદદ લઇ અજ્ઞાન અને રાગદ્વેષ સાથે કુસ્તી કરવા અખાડામાં ઉતરી જાય છે. કદાચ તે ક્યારેક હાર ખાય છે પણ છેવટે તે હારના પરિણામે જ વધેલ જ્ઞાન અને વીર્યશક્તિને લઇ હરાવનાર અજ્ઞાન અને રાગદ્વેષને દબાવતો જ જાય છે. જેમ જેમ તે દબાવતો જાય છે તેમ તેમ તેનો ઉત્સાહ વધતો જાય છે. ઉત્સાહવૃદ્ધિ સાથે જ એક અપૂર્વ આનંદની લહેર છુટે છે. અને આનંદની લહરીમાં આનખશિખ સુધી ઝુમેલ આત્મા અજ્ઞાન તેમ જ રાગદ્વેષના ચક્રને વધારે ને વધારે નિર્બળ કરતો પોતાની સહજ સ્થિતિ તરફ આગળ વધતો જાય છે. આ સ્થિતિ આધ્યાત્મિક વિકાસક્રમની છે. આ સ્થિતિની છેવટની મર્યાદા એ જ વિકાસની પૂર્ણતા. આ પૂર્ણતા પ્રાપ્ત થઇ એટલે સંસારની પર સ્થિતિ પ્રાપ્ત થઇ. તેમાં કેવળ સ્વાભાવિક આનંદનું જ સામ્રાજ્ય હોય છે. આ મોક્ષકાળ. આટલો સામાન્ય વિચાર કર્યા પછી હવે તે સંબંધમાં પ્રત્યેક દર્શનના વિચારો ક્રમશઃ જોઇએ.

## વૈદિક દર્શન.

ઉપનિષદ્ અને અન્ય ગ્રંથોમાં આધ્યાત્મિક વિચારની પ્રધાનતા હોવાથી તેમાં વિકાસક્રમને લગતા વિચારો મળી આવે એ સ્વાભાવિક છે. છતાં વૈદિક સાહિત્યમાં યોગદર્શન ઉપરનું વ્યાસભાષ્ય અને યોગવાસિષ્ઠ એ બે ગ્રંથો એવા છે કે જેમાં આધ્યાત્મિક વિકાસક્રમ વ્યવસ્થિત રીતે સાંગોપાંગ આલેખાયેલો છે; જ્યારે અન્ય ગ્રંથોમાં તેટલો પૂર્ણ રીતે નથી. તેથી એ બે ગ્રંથોમાંથી જ વૈદિક દર્શનની તે સંબંધી માન્યતા અત્રે જણાવીશું.

(क) યોગદર્શનમાં મહર્ષિ પતંજલિએ મોક્ષના સાધનરૂપે યોગનું વર્ણન કરેલ છે. યોગ એટલે આધ્યાત્મિક વિકાસક્રમની ભૂમિકાઓ. જે ભૂમિકામાં યોગનો આરંભ થાય છે, તે ભૂમિકાથી માંડી અને તે યોગ ક્રમશઃ પુષ્ટ થતાં થતાં જે ભૂમિકામાં પૂર્ણ કલાએ પહોંચે છે ત્યાં સુધીની ચિત્તની ભૂમિકાઓ આધ્યાત્મિક વિકાસક્રમમાં આવી જાય છે. યોગનો આરંભ થયા પહેલાંની ભૂમિકાઓ એ આધ્યાત્મિક અવિકાસની ભૂમિકાઓ છે. આ પ્રકારના સૂત્રકારના અભિપ્રાયને સ્પષ્ટ કરવા માટે ભાષ્યકાર મહર્ષિ વ્યાસે ચિત્તની પાંચ ભૂમિકાઓ બતાવી છેઃ (૧) ક્ષિપ્ત (૨) મૂઢ (૩) વિક્ષિપ્ત (૪) એકાગ્ર (૫) અને નિરુદ્ધ[१] આ પાંચમાં પહેલી બે એટલે ક્ષિપ્ત અને મૂઢ ભૂમિકાઓ અવિકાસસૂચક છે. ત્રીજી વિ-

१ इ.—(૧) જે ચિત્ત હમેશાં રજોગુણની બહુલતાથી અનેક વિષયોમાં પ્રેરાતું હોવાથી અત્યન્ત અસ્થિર હોય છે, તે ક્ષિપ્ત. (૨) જે ચિત્ત તમોગુણના પ્રાબલ્યથી નિદ્રાવૃત્તિવાળું બને તે મૂઢ. (૩) જે ચિત્ત અસ્થિરતા વિશેષ હોવા છતાં, ક્યારેક ક્યારેક પ્રશસ્ત વિષયોમાં સ્થિરતા અનુભવે તે વિક્ષિપ્ત. (૪) જે ચિત્ત એકતાન–સ્થિર બની જાય તે એકાગ્ર. (૫) જે ચિત્તમાં તમામ વૃત્તિઓનો નિરોધ થઇ ગયો હોય અને માત્ર સંસ્કારો જ બાકી રહ્યા હોય તે નિરુદ્ધ.

ક્ષિપ્ત ભૂમિકા એ અવિકાસ અને વિકાસનું સમ્મેલન છે. પણ તેમાં વિકાસ કરતાં અવિકાસનું બળ ઘણું વધારે છે. ચોથી એકાગ્ર ભૂમિકામાં વિકાસનું બળ વધે છે. અને તે સવિશેષ વધતાં પાંચમી નિરુદ્ધ ભૂમિકામાં પૂર્ણ કલાએ પહોંચે છે. તેથી આ રીતે ભાષ્યકારની વિચારસરણીનું સંક્ષેપમાં પૃથક્કરણ કરીએ તો સાર એટલો જ નિકળે છે કે ક્ષિપ્ત, મૂઢ અને વિક્ષિપ્ત એ ત્રણ ભૂમિકાઓમાં અવિકાસકાળ હોય છે; જ્યારે છેલ્લી બે એકાગ્ર અને નિરુદ્ધ ભૂમિકાઓમાં વિકાસક્રમ અથવા આધ્યાત્મિક ઉત્ક્રાન્તિનો ક્રમ હોય છે.[2] આ પાંચ ભૂમિકાઓ બાદની સ્થિતિ એ મોક્ષકાળ.

યોગવાસિષ્ઠમાં ચેતનની સ્થિતિના સંક્ષેપથી બે ભાગ કરવામાં આવ્યા છેઃ (૧) અજ્ઞાનમય (૨) અને જ્ઞાનમય. અજ્ઞાનમય સ્થિતિ એટલે અવિકાસકાળ અને જ્ઞાનમય સ્થિતિ એટલે વિકાસકાળ. આ વિકાસકાળ પછી મોક્ષકાળ આવે છે. અજ્ઞાનમય સ્થિતિના સાત વિભાગ કરી તેને સાત અજ્ઞાનભૂમિકાઓના નામથી ઓળખાવ્યા છે, જેમકે (૧) બીજજાગ્રત્ (૨) જાગ્રત્ (૩) મહાજાગ્રત્ (૪) જાગ્રત્ સ્વપ્ન (૫) સ્વપ્ન (૬) સ્વપ્નજાગ્રત્ (૭) સુષુપ્તક.[3] જ્ઞાનમય સ્થિતિના પણ સાત ભાગ કરી તેને જ્ઞાન ભૂમિકાઓના

૨. આ પાંચ ચિત્તોમાં પહેલાં બે તો અનુક્રમે રજોગુણ અને તમોગુણની બહુલતાને લીધે નિઃશ્રેયસપ્રાપ્તિમાં હેતુ થઇ શકતાં નથી. એટલું જ નહી બલકે તે ઉલટાં નિઃશ્રેયસનાં બાધક છે, જેથી તે યોગકોટિમાં ગણાવા યોગ્ય નથી. અર્થાત્ તે બે ચિત્તની સ્થિતિઓમાં આધ્યાત્મિક અવિકાસ હોય છે. વિક્ષિપ્ત ચિત્ત ક્યારેક ક્યારેક સાત્વિક વિષયોમાં સમાધિ મેળવે છે ખરૂં, પણ તે સમાધિ સામે અસ્થિરતા એટલી બધી હોય છે કે જેથી તે પણ યોગકોટિમાં ગણાવા યોગ્ય નથી. એકાગ્ર અને નિરુદ્ધ એ બે જ ચિત્ત વખતે જે સમાધિ હોય છે કે તે યોગ કહેવાય છે. એકાગ્ર ચિત્ત વખતે જે યોગ હોય છે તે સમ્પ્રજ્ઞાત અને નિરુદ્ધ ચિત્ત વખતે જે યોગ હોય છે તે અસમ્પ્રજ્ઞાત. જુઓ પાતંજલ દર્શન, પાદ ૧, સૂ. ૧ વ્યાસભાષ્ય તથા વાચસ્પતિ મિશ્રની ટીકા.

૩. (૧) પહેલી ભૂમિકામાં અહંત્વમમત્વબુદ્ધિની જાગૃતિ નથી હોતી, માત્ર તેવી જાગૃતિની બીજરૂપે યોગ્યતા હોય છે, તેથી તે બીજજાગ્રત્ કહેવાય છે. આ ભૂમિકા વનસ્પતિ જેવા ક્ષુદ્ર નિકાયમાં માની શકાય. (૨) બીજી ભૂમિકામાં અહંત્વમમત્વબુદ્ધિ અલ્પાંશે જાગે છે. તેથી તે જાગ્રત કહેવાય છે. આ ભૂમિકા કીટ, પતંગ, પશુ, પક્ષીમાં માની શકાય. (૩) ત્રીજી ભૂમિકામાં અહંત્વમમત્વબુદ્ધિ વિશેષ પુષ્ટ હોય છે. તેથી તે મહાજાગ્રત્ કહેવાય છે. આ ભૂમિકા મનુષ્ય, દેવ આદિ નિકાયમાં માની શકાય. (૪) ચોથી ભૂમિકામાં જાગ્રત્ અવસ્થાના મનોરાજ્ય (ભ્રમ) નો સમાવેશ થાય છે, જેમકે એકને બદલે બે ચંદ્ર દેખાવા, છિપમાં રૂપાનું ભાન અને ઝાંઝવામાં પાણીની બુદ્ધિ. આ હેતુથી આ ભૂમિકા જાગ્રતસ્વપ્ન કહેવાય છે. (૫) પાંચમી ભૂમિકામાં નિદ્રા વખતે આવેલ સ્વપ્નનું જાગ્યા બાદ જે ભાન થાય છે, તેનો સમાવેશ છે. તેથી તે સ્વપ્ન કહેવાય છે. (૬) છઠ્ઠી ભૂમિકામાં વર્ષોનાં વર્ષો સુધી ચાલૂ રહેલ સ્વપ્નનો સમાવેશ થાય છે. આ સ્વપ્ન શરીરપાત થયા છતાં પણ ચાલુ રહે છે, તેથી તે સ્વપ્નજાગ્રત્ કહેવાય છે. (૭) સાતમી ભૂમિકા ગાઢ નિદ્રાની હોય છે, જેમાં જડ જેવી સ્થિતિ થઈ જાય છે અને કર્મો માત્ર વાસના રૂપે રહેલાં હોય છે. તેથી તે સુષુપ્તિ કહેવાય છે. ત્રીજીથી સાતમી

નામથી ઓળખાવ્યા છેઃ જેમકે (૧) શુભેચ્છા (૨) વિચારણા (૩) તનુમાનસા (૪) સત્ત્વાપત્તિ (૫) અસંસક્તિ (૬) પદાર્થાભાવની અને (૭) તુર્યગા.[૪] સાત અજ્ઞાનભૂમિકાઓમાં અજ્ઞાનનું પ્રાબલ્ય હોવાથી તે અવિકાસકાળમાં ગણાવી જોઇએ. તેથી ઉલટું સાત જ્ઞાનભૂમિકાઓમાં ક્રમશઃ જ્ઞાનવૃદ્ધિ થતી હોવાથી તે વિકાસક્રમના કાળમાં ગણાવી જોઈએ. જ્ઞાનની સાતમી ભૂમિકામાં વિકાસ પૂર્ણ કલાએ પહોંચે છે. તેથી ત્યારબાદની સ્થિતિ તે મોક્ષકાળ છે.

## બૌદ્ધદર્શન.

બૌદ્ધ સાહિત્યના મૌલિક ગ્રંથો પિટકના નામે ઓળખાય છે. પિટકમાં અનેક જગાએ આધ્યાત્મિક વિકાસના ક્રમનું વ્યવસ્થિત અને સ્પષ્ટ વર્ણન છે. તેમાં વ્યક્તિની ૭ સ્થિતિઓ કરવામાં આવી છે. તે આ પ્રમાણે (૧) અંધપુથુજ્જન, (૨) કલ્યાણપુથુજ્જન, (૩) સોતાપન્ન, (૪) સકદાગામિ, (૫) ઓપપાતિક, (૬) અને અરહા,[૫] જેમાં પહેલી સ્થિતિ એ આધ્યાત્મિક અવિકાસનો કાળ છે. બીજી સ્થિતિમાં વિકાસનું સ્ફુરણ અલ્પાંશે અને અવિકાસનો પ્રભાવ સવિશેષ હોય છે. ત્રીજીથી છઠ્ઠી સુધીની ચારે સ્થિતિઓમાં ઉતરોત્તર આધ્યાત્મિક વિકાસ જ વધતો જાય છે અને તે વિકાસ છઠ્ઠી સ્થિતિમાં પૂર્ણ કલાએ પહોંચે છે. ત્યાર બાદ નિર્વાણતત્ત્વ પ્રાપ્ત થાય છે. આ બૌદ્ધ વિચારસરણીનું પૃથક્કરણ કરીએ તો એમ કહી શકાય કે પહેલી બે સ્થિતિઓ એ અવિકાસકાળ છે. ત્રીજીથી છઠ્ઠી સુધીની ચાર સ્થિતિઓ વિકાસકાળ છે અને ૭ સ્થિતિઓ પછી નિર્વાણકાળ છે.

---

સુધીની પાંચ ભૂમિકાઓ સ્પષ્ટપણે મનુષ્યનિકાયમાં અનુભવાય છે. જુઓ યોગવાસિષ્ઠ, ઉત્પત્તિપ્રકરણ, સર્ગ ૧૧૭.

૪. (૧) હું મૂઢ જ શા માટે રહું? હવે તો શાસ્ત્ર અને સજ્જનદ્વારા કાંઇક આત્માવલોકન કરીશ એવી વૈરાગ્યપૂર્વક જે ઇચ્છા તે શુભેચ્છા. (૨) શાસ્ત્ર અને સજ્જનના સંસર્ગપૂર્વક વૈરાગ્યાભ્યાસને લીધે જે સદાચારમાં પ્રવૃત્તિ થવી તે વિચારણા. (૩) શુભેચ્છા અને વિચારણાને લીધે જે ઇંદ્રિયોના વિષયોમાં આસક્તિ ઘટે છે તે તનુમાનસા કહેવાય છે, કારણ કે તેમાં સંકલ્પવિકલ્પ ઓછા થાય છે. (૪) ત્રણ ભૂમિકાઓના અભ્યાસથી ચિત્ત સુદ્ધાંમાં પણ વિરતિ થવાથી સત્ય અને શુદ્ધ એવા આત્મામાં જે સ્થિતિ થવા પામે છે તે સત્ત્વાપત્તિ. (૫) પૂર્વની ચાર ભૂમિકાઓના અભ્યાસથી અને સમાધિના અસંગ રૂપ પરિપાકથી એવી અવસ્થા થાય છે, કે જેમાં ચિત્તની અંદર નિરતિશય આત્માનંદનો ચમત્કાર પુષ્ટ થયેલ હોય છે તે અસંસક્તિ ભૂમિકા. (૬) પાંચ ભૂમિકાઓના અભ્યાસથી પ્રગટ થયેલ આત્મારામ સ્થિતિને લીધે એક એવી દશા પ્રાપ્ત થાય છે કે બાહ્યને આભ્યંતર બધા પદાર્થોની ભાવના છૂટી જાય છે. દેહયાત્રા ફક્ત બીજાના પ્રયત્નને લઇને ચાલે છે તે પદાર્થાભાવની ભૂમિકા. (૭) ૭ ભૂમિકાઓના અભ્યાસને લીધે ભેદભાવનું ભાન બીલકુલ શમી જવાથી જે એકમાત્ર સ્વભાવનિષ્ઠા પ્રાપ્ત થાય છે તે તુર્યગા. આ સાતમી તુર્યગાવસ્થા જીવન્મુક્તમાં હોય છે. વિદેહમુક્તનો વિષય ત્યારબાદની તુર્યાતીત અવસ્થા છે. જુઓ યોગવાસિષ્ઠ, ઉત્પત્તિ પ્ર૦ સ૦ ૧૧૮ તથા નિર્વાણ પ્રક૦ સ૦ ૧૨૦.

૫. (૧) પુથુજ્જન એટલે સામાન્ય મનુષ્ય. તેના અંધપુથુજ્જન અને કલ્યાણપુથુજ્જન એવા બે ભેદો છે. યથા—

જૈનદર્શન.

જૈન સાહિત્યના પ્રાચીન ગ્રંથો જે આગમના નામથી ઓળખાય છે, તેમાં સુદ્ધાં આધ્યાત્મિક વિકાસના ક્રમ સંબંધી વિચારો વ્યવસ્થિત રીતે મળી આવે છે. તેમાં આત્મિક સ્થિતિના ચૌદ વિભાગો કરવામાં આવ્યા છે જે ગુણસ્થાનને[૧] નામે ઓળખાય છે. તે આ

---

दुवे पुथुज्जना वुत्तावुद्धेनादिच्चबंधुना
अंधो पुथुज्जनो एको कल्याणेकोपुथुज्जनो ॥

મજ્ઝિમનિકાય, મૂળ પરિયાય, સુત્તવણ્ણના.

આ બન્નેમાં સંયોજના (બંધન) તો દશે હોય છે. છતાં અંતર એટલું જ કે પહેલાને આર્યદર્શન (સત્સંગ) પ્રાપ્ત થયેલ નથી હોતું, જ્યારે બીજાને પ્રાપ્ત થયેલ હોય છે. આ બન્ને નિર્વાણમાર્ગથી પરાઙ્મુખ હોય છે. (૨) નિર્વાણમાર્ગને પ્રાપ્ત થયેલાના ચાર પ્રકાર છેઃ જેણે ત્રણ સંયોજનાનો ક્ષય કર્યો હોય તે સોતાપન્ન. (૩) જેણે ત્રણનો ક્ષય અને પછીથી બેનું શૈથિલ્ય કર્યું હોય તે સકદાગામી. (૪) જેણે પાંચેનો ક્ષય કર્યો હોય તે ઓપપાતિક. (૫) જેણે દશે સંયોજનાનો ક્ષય કર્યો હોય તે અરહા. (૬) સોતાપન્ન વધારેમાં વધારે સાત વાર મનુષ્યલોકમાં અવતરે છે, ત્યાર બાદ અવશ્ય નિર્વાણ પામે છે. સકદાગામી એક જ વાર મનુષ્ય લોકમાં આવે છે, પછી નિર્વાણ પામે છે. ઓપપાતિક બ્રહ્મલોકમાંથી જ નિર્વાણ પામે છે. અરહા તે સ્થિતિમાંથી જ નિર્વાણ મેળવે છે. દશ સંયોજનાઓ માટે જુઓ અંગુત્તરનિકાય, પૃ. ૧૭–ફુટનોટ ૧૩ તથા મજ્ઝિમનિકાય તથા 'બુદ્ધ, ધર્મ આણિ સંઘ' મરાઠી પૃ. ૭૯.

૧. ગુણસ્થાન—ગુણ એટલે આત્માની ચેતના–સમ્યક્ત્વ, ચારિત્ર, વીર્ય આદિ શક્તિઓ. સ્થાન એટલે તે શક્તિઓની શુદ્ધતાની તારતમભાવવાળી અવસ્થાઓ. આત્માના સહજ ગુણો વિવિધ આવરણોથી સંસારદશામાં આવૃત હોય છે. જેમ જેમ આવરણોની વિરલતા કે ક્ષયનું પ્રમાણ વધતું જાય છે, તેમ તેમ તે સહજ ગુણો વિકાસ પામી પોતાના શુદ્ધ સ્વરૂપમાં પ્રગટ થતા જાય છે. આવરણોની વિરલતા કે ક્ષયનું પ્રમાણ જેટલું વિશેષ તેટલી ગુણોની શુદ્ધિ વિશેષ અને આવરણોની વિરલતા કે ક્ષયનું પ્રમાણ જેટલું ઓછું તેટલી ગુણોની શુદ્ધિ ઓછી. આ રીતે આત્મિક ગુણોની શુદ્ધિના પ્રકર્ષ કે અપકર્ષ-વાળા અસંખ્યાત પ્રકારો સંભવે છે. પણ સંક્ષેપમાં તેને ચૌદ ભાગમાં વહેંચી નાખેલા છે, જે ગુણસ્થાન કહેવાય છે. ગુણસ્થાનની કલ્પના મુખ્યતયા મોહનીય કર્મની વિરલતા અને ક્ષયને આધારે કરવામાં આવી છે. મોહનીય કર્મની મુખ્ય બે શક્તિઓ છેઃ પહેલી શક્તિનું કાર્ય આત્માના સમ્યક્ત્વગુણો આવૃત કરવાનું છે, જેથી આત્મામાં તાત્ત્વિક રુચિ કે સત્ય દર્શન થવા પામતું નથી. બીજી શક્તિનું કાર્ય આત્માના ચારિત્ર ગુણને આવૃત કરવાનું છે, જેથી આત્મા તાત્ત્વિક રુચિ કે સત્ય દર્શન થયા છતાં પણ તદનુસાર પ્રવૃત્તિ કરી સ્વરૂપલાભ કરી શકતો નથી. સમ્યક્ત્વની પ્રતિબંધક એવી મોહનીયની પ્રથમ શક્તિ દર્શનમોહનીય અને ચારિત્રની પ્રતિબંધક એવી મોહનીયની બીજી શક્તિ ચારિત્રમોહનીય કહેવાય છે. આ બેમાં દર્શનમોહનીય પ્રબળ છે. કારણ કે જ્યાંસુધી તેની વિરલતા કે ક્ષય ન થાય ત્યાંસુધી ચારિત્રમોહનીયનું બળ ઘટતું નથી. દર્શનમોહનીયનું બળ ઘટ્યું એટલે ચારિત્રમોહનીય ક્રમે ક્રમે નિર્બળ થઈ છેવટે સર્વથા ક્ષીણ થવાનું જ. સમસ્ત કર્માવરણોમાં

પ્રમાણે (૧) મિથ્યાદષ્ટિ[૭] (૨) સાસ્વાદન (૩) સમ્યક્ મિથ્યાદષ્ટિ (૪) અવિરત સમ્યક્ દષ્ટિ (૫) દેશવિરતિ (વિરતાવિરત) (૬) પ્રમાણસંયત (૭) અપ્રમત્તસંયત (૮) અપૂર્વકરણ (નિવૃત્તિબાદર) (૯) અનિવૃત્તિબાદર (૧૦) સૂક્ષ્મસંપરાય (૧૧) ઉપશાંતમોહ (૧૨) ક્ષીણમોહ (૧૩) સયોગકેવલી (૧૪) અયોગકેવલી[૮]. પ્રથમ

---

પ્રધાનતમ અને બલવત્તમ મોહનીય જ છે. તેનું કારણ એ છે કે જ્યાં સુધી મોહનીયની શક્તિ તીવ્ર હોય ત્યાં સુધી અન્ય આવરણો તીવ્ર જ રહે છે અને તેની શક્તિ ઘટતાં જ અન્ય આવરણોનું બળ મંદ થતું જાય છે. આ જ કારણથી ગુણસ્થાનોની કલ્પના મોહનીય કર્મના તરતમભાવને આધારે કરવામાં આવી છે.

૭. જુઓ સમવાયંગ ૧૪.

૮. (૧) જે અવસ્થામાં દર્શનમોહનીયની પ્રબળતાને લીધે સમ્યક્ત્વ ગુણ આવૃત થયેલો હોવાથી આત્માની તત્ત્વરુચિ જ પ્રગટી શક્તિ નથી જેથી તેની દષ્ટિ મિથ્યા (સત્યવિરુદ્ધ) હોય છે તે અવસ્થા મિથ્યાદષ્ટિ. (૨) અગીઆરમા ગુણસ્થાનથી પતિત થઈ પ્રથમ ગુણસ્થાન ઉપર આવતાં વચ્ચે બહુ જ થોડા વખત સુધી જે અવસ્થા પ્રાપ્ત થાય છે તે અવસ્થા સાસ્વાદન. આનું સાસ્વાદન નામ એટલા માટે છે કે તેમાં પતનોન્મુખ આત્માને તત્ત્વરુચિનો સ્વલ્પ પણ આસ્વાદ હોય છે. જેની રીતે મિષ્ટાન્નના ભોજન બાદ ઉલટી થતી વખતે એક વિલક્ષણ સ્વાદ હોય છે. આ બીજું ગુણસ્થાન પતનોન્મુખ આત્માને જ હોય છે. (૩) હીંચકે હીંચતા માણસની પેઠે જે અવસ્થામાં આત્મા દોલાયમાન હોય છે, જેને લીધે તે સર્વથા સત્ય દર્શન કરી શકતો નથી કે સર્વથા મિથ્યાદષ્ટિની સ્થિતિમાં રહી શકતો નથી અર્થાત્ તેની સંશયાળુ જેવી સ્થિતિ બની જાય છે, તે અવસ્થા સમ્યક્મિથ્યાદષ્ટિ. આ ગુણસ્થાનમાં દર્શનમોહનીયનું વિષ પ્રથમ જેટલું તીવ્ર રહેતું નથી, પણ તે હોય છે ખરું. (૪) જે અવસ્થામાં દર્શનમોહનીયનું બળ કાં તો બિલકુલ શમી જાય છે કે વિરલ થઇ જાય છે અને કાં તો બિલકુલ ક્ષીણ થઈ જાય છે જેને લીધે આત્મા અસંદિગ્ધ પણે સત્ય દર્શન કરી શકે છે. આ અવસ્થા અવિરત સમ્યક્દષ્ટિ. આનું અવિરત નામ એટલા માટે છે કે તેમાં ચારિત્રમોહનીયની સત્તા સવિશેષ હોવાથી વિરતિ (ત્યાગવૃત્તિ) ઉદય પામતી નથી. (૫) જે અવસ્થામાં સત્યદર્શન ઉપરાંત અલ્પાંશે પણ ત્યાગવૃત્તિનો ઉદય થાય છે, તે દેશવિરતિ. આમાં ચારિત્રમોહનીયની સત્તા અવશ્ય ઘટેલી હોય છે અને તેની કમીના પ્રમાણમાં ત્યાગવૃત્તિ હોય છે. (૬) જે અવસ્થામાં ત્યાગવૃત્તિ પૂર્ણ રીતે ઉદય પામે છે છતાં વચ્ચે વચ્ચે પ્રમાદ સ્ખલન સંભવે છે, તે પ્રમત્તસંયત. (૭) જે અવસ્થામાં પ્રમાદનો જરાયે સંભવ નથી તે અપ્રમત્તસંયત. (૮) જે અવસ્થામાં પહેલાં ક્યારે પણ નહી અનુભવેલ આત્મ-શુદ્ધનો અનુભવ થાય છે અને અપૂર્વ વીર્યોલ્લાસ આત્મિક સામર્થ્ય પ્રગટે છે, તે અવસ્થા અપૂર્વકરણ. આનું બીજું નામ નિવૃત્તિબાદર પણ છે. (૯) જે અવસ્થામાં ચારિત્રમોહનીય કર્મના શેષ રહેલ અંશોને શમાવવાનું કે ક્ષીણ કરવાનું કામ ચાલતું હોય છે, તે અવસ્થા અનિવૃત્તિબાદર. (૧૦) જે અવસ્થામાં મોહનીયનો અંશ લોભ રૂપે જ ઉદયમાન હોય છે, પણ બહુ સૂક્ષ્મ પ્રમાણમાં તે અવસ્થા સૂક્ષ્મસંપરાય. (૧૧) જે અવસ્થામાં સૂક્ષ્મ લોભ સુદ્ધાં શમી જાય છે, તે ઉપશાંતમોહનીય. આ ગુણસ્થાનમાં દર્શનમોહનીયનો સર્વથા ક્ષય સંભવે ખરો, પણ ચારિત્રમોહનીયનો તેવો ક્ષય નથી હોતો, માત્ર તેની સર્વાંશે

ગુણસ્થાન એ અવિકાસકાળ છે. બીજા અને ત્રીજા એ બે ગુણસ્થાનમાં વિકાસનું સહજ સ્ફુરણ હોય છે. તેમાં પ્રબળતા અવિકાસની જ હોય છે. ચોથાથી વિકાસ ક્રમશઃ વધતાં વધતાં તે છેવટે ચૌદમા ગુણસ્થાને પૂર્ણ કલાએ પહોંચે છે અને ત્યાર બાદ મોક્ષ પ્રાપ્ત થાય છે. જૈન વિચારસરણીનું પૃથક્કરણ એટલું જ કરી શકાય કે પહેલાં ત્રણ ગુણસ્થાનો એ અવિકાસકાળ છે, ત્યાર બાદ મોક્ષકાળ છે.

આ પ્રાચીન જૈન વિચારને હરિભદ્રસૂરિએ બીજી રીતે પણ વર્ણવ્યો છે. તેઓના વર્ણનમાં બે પ્રકાર છેઃ પહેલા પ્રકારમાં અવિકાસ અને વિકાસક્રમ બન્નેનો સમાવેશ કરેલ છે.[૯] અવિકાસકાળને તેઓ ઓઘદૃષ્ટિના નામથી અને વિકાસક્રમને સદ્દૃષ્ટિના નામથી ઓળખાવે છે.[૧૦] સદ્દૃષ્ટિના મિત્રા, તારા, બલા, દીપ્રા, સ્થિરા, કાન્તા, પ્રભા

---

ઉપશાંતિ હોય છે. આને લીધે જ મોહનો ફરી ઉદ્રેક થતાં આ ગુણસ્થાનથી અવશ્ય પતન થાય છે અને પ્રથમ ગુણસ્થાન સુધી જવું પડે છે. (૧૨) જે અવસ્થામાં દર્શનમોહનીય અને ચારિત્રમોહનીયનો સર્વથા ક્ષય થઇ જાય છે, તે ક્ષીણમોહનીય. આ સ્થિતિથી પતન સંભવતું જ નથી. (૧૩) જે અવસ્થામાં મોહના આત્યંતિક અભાવને લીધે વીતરાગ દશા પ્રગટવા સાથે સર્વજ્ઞપણું પ્રાપ્ત થાય છે, તે અવસ્થા સયોગગુણસ્થાન. આ ગુણસ્થાનમાં શારીરિક, માનસિક અને વાચિક વ્યાપાર હોય છે. એથી આને જીવનમુક્તિ કહી શકાય. (૧૪) જે અવસ્થામાં શારીરિક, માનસિક, વાચિક પ્રવૃત્તિનો પણ અભાવ થઇ જાય છે, તે અયોગગુણસ્થાન. આ ગુણસ્થાન છેલ્લું છે. તેથી શરીરપાત થતાં જ તેની સમાપ્તિ થાય છે અને ત્યાર બાદ ગુણસ્થાનાતીત–વિદેહમુક્તિ પ્રાપ્ત થાય છે. આ માટે જુઓ કર્મગ્રંથ બીજો.

૯. જુઓ યોગદૃષ્ટિસમુચ્ચય.

૧૦. દૃષ્ટિ એટલે દર્શન અથવા બોધ. આના બે પ્રકાર છે. પહેલામાં સત્ શ્રદ્ધાનો (તાત્ત્વિક રુચિનો) અભાવ હોય છે. જ્યારે બીજામાં સત્ શ્રદ્ધા હોય છે. પહેલો પ્રકાર ઓઘદૃષ્ટિ અને બીજો યોગદૃષ્ટિ કહેવાય છે. પહેલામાં આત્માનું વલણ સંસારપ્રવાહ તરફ અને બીજામાં આધ્યાત્મિક વિકાસ તરફ હોય છે. તેથી યોગદૃષ્ટિ એ સદ્દૃષ્ટિ કહેવાય છે. જેમ સમેઘરાત્રિ, અમેઘરાત્રિ, સમેઘદિવસ અને અમેઘદિવસમાં અનુક્રમે અતિમંદતમ, મંદતમ, મંદતર અને મંદ ચાક્ષુપજ્ઞાન હોય છે. તેમાં એ ગૃહાવિષ્ટ અને ગૃહમુક્ત પુરુષના ભેદથી, બાળ અને તરુણ પુરુષના ભેદથી, તેમજ વિકૃત નેત્રવાળા અને અવિકૃત નેત્રવાળા પુરુષના ભેદથી ચાક્ષુપજ્ઞાનની અસ્પષ્ટતા કે સ્પષ્ટતા તરતમભાવે હોય છે; તેવી રીતે ઓઘદૃષ્ટિની દશામાં સંસારપ્રવાહનું વલણ છતાં આવરણના તરતમભાવે જ્ઞાન તારતમ્યવાળું હોય છે. આ ઓઘદૃષ્ટિ ગમે તેવી હોય તો યે તે આધ્યાત્મિક વિકાસની દૃષ્ટિએ અસદ્દૃષ્ટિ જ છે. ત્યાર બાદ જ્યારથી આધ્યાત્મિક વિકાસનો આરંભ થાય છે, પછી ભલે તેમાં બાહ્ય જ્ઞાન ઓછું હોય છતાં, ત્યારથી સદ્દૃષ્ટિ શરૂ થાય છે. કારણ કે તે વખતે આત્માનું વલણ સંસારોન્મુખ ન રહેતાં મોક્ષોન્મુખ થઈ જાય છે. આ સદ્દૃષ્ટિ (યોગદૃષ્ટિ) ના વિકાસના તારતમ્ય પ્રમાણે આ ભેદો છે. આ આઠ ભેદોમાં ઉત્તરોત્તર બોધ અને વીર્યની સવિશેષ જાગૃતિ થાય છે. પહેલી મિત્રા નામક દૃષ્ટિમાં બોધ ને વીર્યનું બળ તૃણાગ્નિની પ્રભા જેવું હોય છે; બીજી તારા દૃષ્ટિમાં છાણાના અગ્નિની પ્રભા જેવું; ત્રીજી બલા દૃષ્ટિમાં લાકડીના અગ્નિની પ્રભા જેવું; ચોથી દીપ્રા દૃષ્ટિમાં દીવાની પ્રભા

અને પરા એવા આઠ વિભાગ કરે છે. આ આઠે વિભાગોમાં ઉત્તરોત્તર વિકાસનો ક્રમ વધતો જાય છે. પહેલી મિત્રા આદિ ચાર દૃષ્ટિઓમાં આધ્યાત્મિક વિકાસ હોય છે ખરો પણ તેમાં કાંઈક અજ્ઞાન અને મોહનું પ્રાબલ્ય રહે છે. જ્યારે સ્થિરા આદિ પાછલી ચાર દૃષ્ટિઓમાં જ્ઞાન અને નિર્મોહતાનું પ્રાબલ્ય વધતું જાય છે. બીજા[૧૧] પ્રકારના વર્ણનમાં તે આચાર્યે માત્ર આધ્યાત્મિક વિકાસના ક્રમનું જ યોગ[૧૨] રૂપે વર્ણન કર્યું છે. તે પહેલાંની સ્થિતિ વર્ણવી નથી. યોગના તેઓએ અધ્યાત્મ, ભાવના, ધ્યાન, સમતા અને વૃત્તિ-સંક્ષય એવા પાંચ ભાગો કરેલા છે.[૧૩]

---

જેવું; પાંચમી સ્થિરા દૃષ્ટિમાં રત્નની પ્રભા જેવું; છઠી કાન્તા દૃષ્ટિમાં નક્ષત્રની પ્રભા જેવું સાતમી પ્રભા દૃષ્ટિમાં સૂર્યની પ્રભા જેવું, અને આઠમી પરા દૃષ્ટિમાં ચંદ્રની પ્રભા જેવું; હોય છે. જો કે આમાંની પહેલી ચાર દૃષ્ટિઓમાં સ્પષ્ટપણે જ્ઞેય આત્મ સ્વરૂપનું સંવેદન નથી હોતું. ફક્ત છેલ્લી ચાર દૃષ્ટિઓમાં જ તેનું સંવેદન હોય છે; છતાં પ્રથમની ચાર દૃષ્ટિઓને સદ્દૃષ્ટિમાં ગણવાનું કારણ એ છે કે તે સ્થિતિમાં આવ્યા પછી આધ્યાત્મિક ઉત્ક્રાંતિનો માર્ગ નિશ્ચિત થઈ જાય છે. યોગના યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિ એ આઠ અંગોને આધારે સદ્દૃષ્ટિના આઠ વિભાગો સમજવાના છે. પહેલી દૃષ્ટિમાં યમની સ્થિરતા, બીજીમાં નિયમની એમ અનુક્રમે આઠમીમાં સમાધિની સ્થિરતા મુખ્યપણે હોય છે.

૧૧. જુઓ યોગબિંદુ.

૧૨. યોગ એટલે જેનાથી મોક્ષ પ્રાપ્ત કરી શકાય તેવો ધર્મવ્યાપાર. અનાદિ કાળચક્રમાં જ્યાં સુધી આત્માની પ્રવૃત્તિ સ્વરૂપપરાઙ્મુખ હોઈ લક્ષ્યભ્રષ્ટ હોય છે, ત્યાં સુધીની તેની બધી ક્રિયા શુભાશય વિનાની હોવાથી યોગકોટિમાં આવતી નથી. જ્યારથી તેની પ્રવૃત્તિ બદલાઈ સ્વરૂપોન્મુખ થાય છે, ત્યારથી જ તેની ક્રિયામાં શુભાશયનું તત્ત્વ દાખલ થાય છે અને તેથી તેવો શુભાશયવાળો વ્યાપાર ધર્મવ્યાપાર કહેવાય છે અને તે પરિણામે મોક્ષજનક હોઈ યોગ નામને પાત્ર બને છે. આ રીતે આત્માના અનાદિ સંસારકાળના બે ભાગ થઈ જાય છેઃ એક અધાર્મિક અને બીજો ધાર્મિક. અધાર્મિક કાળમાં ધર્મની પ્રવૃત્તિ હોય, તો પણ તે ધર્મ ખાતર નથી હોતી, કેવળ 'લોકપક્તિ' (લોકરંજન) ખાતર હોય છે. તેથી તેવી પ્રવૃત્તિ ધર્મકોટિમાં ગણવા યોગ્ય નથી. ધર્મ ખાતર ધર્મની પ્રવૃત્તિ ધાર્મિકકાળમાં જ શરૂ થાય છે. તેથી તે બધી પ્રવૃત્તિ યોગ કહેવાય છે. જુઓ યોગબિંદુ.

૧૩. જ્યારે થોડા કે ઘણા ત્યાગ સાથે શાસ્ત્રીય તત્ત્વચિંતન હોય છે અને મૈત્રી, કરુણાદિ ભાવનાઓ વિશેષ સિદ્ધ થઈ જાય છે, ત્યારે તે સ્થિતિ અધ્યાત્મ કહેવાય છે. (૧) જ્યારે મન સમાધિપૂર્વક સતત અભ્યાસ કરવાથી અધ્યાત્મ સવિશેષ પુષ્ટ થાય છે, ત્યારે તે ભાવના. ભાવનાથી અશુભ અભ્યાસ ટળે છે, શુભ અભ્યાસની અનુકૂળતા વધે છે અને સુંદર ચિત્તની વૃદ્ધિ થાય છે (૨). જ્યારે ચિત્ત ફક્ત શુભ વિષયને જ આલંબીને રહેલું હોય છે, અને તેથી તે સ્થિર દીપક જેવું પ્રકાશમાન હોઈ સૂક્ષ્મબોધવાળું બની જાય છે ત્યારે તે ધ્યાન કહેવાય છે. ધ્યાનથી દરેક કામમાં ચિત્ત આત્માધીન થઈ જાય છે. ભાવ નિશ્ચળ થાય છે અને બંધનોનો વિચ્છેદ થાય છે (૩). અજ્ઞાનને લીધે ઇષ્ટ અનિષ્ટ રૂપે કલ્પાયેલી વસ્તુઓમાંથી જ્યારે વિવેકને લીધે ઇષ્ટ અનિષ્ટપણાની ભાવના નષ્ટ થાય છે ત્યારે તેવી સ્થિતિ સમતા કહેવાય છે (૪). વાસનાના સંબંધથી ઉત્પન્ન થનારી વૃત્તિઓનો નિર્મૂળ નિરોધ કરવો તે વૃત્તિસંક્ષય. જુઓ યોગબિંદુ શ્લો. ૩૫૭ થી ૩૬૫.

આ બન્ને પ્રકારનાં વર્ણનો એ પ્રાચીન જૈન ગુણસ્થાનના વિચારોનું નવીન પદ્ધતિએ વર્ણન માત્ર છે.

## આજીવકદર્શન.

આ દર્શનનું સ્વતંત્ર સાહિત્ય અને સંપ્રદાય નથી; તથાપિ તેના આધ્યાત્મિક વિકાસક્રમ સંબંધી વિચારો બૌદ્ધ ગ્રંથમાં સચવાઇ રહેલ છે. જો કે સંપ્રદાય ન હોવાથી તે વિચારોનો સ્પષ્ટ ખુલાસો તે ગ્રંથોમાં નથી જણાતો, તો પણ તે વિચારો જેવા મળે છે તેવા સંગ્રહવા જરૂરના છે.[૧૪] આજીવક દર્શન આધ્યાત્મિક આઠ પાયરીઓ માને છે, તે આ પ્રમાણે—મંદ, ખીડ્ડા, પદવીમંસા, ઉજ્જુગત, સેખ, સમણ, જિન અને પન્ન. આ આઠમાં પ્રથમની ત્રણ અવિકાસ અને પાછળની પાંચ ભૂમિકાઓ વિકાસક્રમની જણાય છે. ત્યારબાદ મોક્ષકાળ હોવો જોઇએ.

---

૧૪. મજ્ઝિમનિકાય નામના પ્રાચીન બૌદ્ધગ્રંથના સામઞ્ઞફલસુત્ત પ્રકરણમાં આજીવક સંપ્રદાયના નેતા મંખલી ગોશાળનો ઉલ્લેખ છે. મૂળમાં તેના કેટલાક વિચારો આપેલા છે; આ ગ્રંથની બુદ્ધઘોષકૃત સુમંગલાવિલાસિની ટીકામાં આજીવક દર્શનની આઠ પાયરીઓનું વર્ણન છે જે આ પ્રમાણે (૧) જન્મ દિવસથી સાત દિવસ સૂધી ગર્ભ-નિષ્ક્રમણજન્ય દુઃખને લીધે પ્રાણી મંદ (મોમૂહ) સ્થિતિમાં રહે છે. આ પહેલી મંદ ભૂમિકા. (૨) દુર્ગતિમાંથી આવીને જે બાળકે જન્મ લીધેલ હોય છે તે વારંવાર રુવે અને વિલાપ કરે છે, તેમ જ સુગતિમાંથી આવી જન્મ લીધેલ બાળક સુગતિનું સ્મરણ કરી હાસ્ય કરે છે, આ ખિડ્ડા (ક્રીડા) ભૂમિકા. (૩) માબાપના હાથ કે પગ પકડીને અગર ખાટલો કે બાજોઠ પકડીને બાળક જમીન ઉપર પગ માંડે છે, તે પદવીમંસા ભૂમિકા. (૪) પગથી સ્વતંત્ર રીતે ચાલવાનું સામર્થ્ય આવે છે તે ઉજ્જુગત (ઋજુગત) ભૂમિકા. (૫) શિલ્પકળા શીખવાનો વખત તે સેખ (શૈક્ષ) ભૂમિકા. (૬) ઘરથી નિકળી સંન્યાસ લીધેલ વખત તે સમણ (શ્રમણ) ભૂમિકા. (૭) આચાર્યને સેવી જ્ઞાન મેળવવાનો વખત તે જિન ભૂમિકા. (૮) પ્રાજ્ઞ થયેલ ભિક્ષુ (જિન) જ્યારે કાંઇ પણ નથી બોલતો તેવા નિર્લોભ શ્રમણની સ્થિતિ એ પન્ન (પ્રાજ્ઞ) ભૂમિકા.

આ આઠ ભૂમિકાઓનાં નામ અને તેની વ્યાખ્યા બુદ્ધઘોષે આપેલ છે. બુદ્ધઘોષના વખતમાં એટલે ઇ. સ. પાંચમા–છઠ્ઠા સૈકામાં કદાચ આજીવક સંપ્રદાય અગર તેનું સાહિત્ય થોડું ઘણું હશે તે ઉપરથી તેને આ નામો મળ્યાં હશે. પણ એટલું તો સ્પષ્ટ જણાય છે કે બુદ્ધઘોષની આ વ્યાખ્યા યુક્તિસંગત નથી કારણ એ છે કે તેની એ વ્યાખ્યામાં બાળકના જન્મથી માંડી યૌવનકાળ સુધીનું વ્યાવહારિક વર્ણન છે જે આધ્યાત્મિક વિકાસ સાથે બંધબેસતું નથી. તેનો ખરો અર્થ તે સંપ્રદાય પ્રમાણે શો હશે તે અત્યારે સાધનના અભાવે કહી ન શકાય, પણ એ ભૂમિકાઓનાં નામ અને તેમાં રહેલ આધ્યાત્મિક વિકાસના ક્રમનો સંબંધ વિચારતાં એમ જણાય છે કે આ ભૂમિકાઓનો જન્મ સાથે કશો સંબંધ નથી. તે દ્વારા ફક્ત અજ્ઞાનની પ્રબળતાઓ અને જ્ઞાનની ક્રમશઃ વૃદ્ધિનો જ ભાવ સૂચવવાનો આશય હોય તેમ જણાય છે. આની પુષ્ટિમાં એટલું જ કહી શકાય કે આજીવકદર્શન એ પ્રાચીનકાળમાં શ્રમણપંથોમાંનું એક ખાસ દર્શન હતું અને તેનો સંપ્રદાય મોટો હતો તેવી સ્થિતિમાં તેના આધ્યાત્મિક ઉત્ક્રાન્તિને લગતા વિચારો અન્ય શ્રમણપંથને અગર બ્રાહ્મણપંથને મળતા હોય તે વધારે સંભવિત છે. પ્રો. હૉર્નલે પોતાના 'ઉવાસગદસાઓ'ના અનુવાદમાં ભા. ૫, પૃ. ૨૩ ઉપર બુદ્ધઘોષના ઉક્ત વિચારો આપ્યા છે.

# ચિત્તની પાંચ વૃત્તિઓ

## (યોગદર્શનના પ્રથમ પાદને આધારે)

[ પ્રાણજીવન વિશ્વનાથ પાઠક ]

એફ. ડબલ્યુ. થોમસ સાહેબે હિબર્ટ જર્નલમાં[૧] શ્રીયુત સુરેન્દ્રનાથ દાસ ગુપ્તના હિંદ ફિલસુફીના પ્રતિહાસ પરના પુસ્તકની સમાલોચનામાં કહ્યું છે, કે યુરોપીય તત્ત્વચિંતકોને, કોઇ પણ અભ્યાસી આપણી પ્રાચીન ફિલસુફીમાં આધુનિક સિદ્ધાન્તો આરોપે એ ગમતું નથી. કારણ એમના મત પ્રમાણે, નહિં જેવા વિજ્ઞાનની મદદથી માત્ર આત્મનિરીક્ષણ[૨] ઉપર રચાએલું અને ધર્મની સાથે ભળી ગએલું ચિત્તશાસ્ત્ર[૩] પોતાના વિષયનું બહુ સારૂં નિરૂપણ કરી શકે નહિ. આ ઉપરાંત એક બીજી નવાઇની વાત એમને એ લાગે છે, કે આપણી ફીલસુફીમાં કઢંગી રીતે[૪] બધાં સત્યો અનુભવમાં ઉતારવાનું કહેવામાં આવે છે.[૫] ઉપર જે અનુભવમાં ઉતારવાની વાત કહી, તે તો આપણી ફિલસુફીની એક વિશિષ્ટતા જ ગણાય. કારણ આપણે ત્યાં જ્ઞાન યુક્તિવાદમાં ફસાયું નથી, પણ જ્ઞાનની સાથે સાથે તેને જીવનમાં

૧. Hibbert Journal, July 1922.

૨. Introspection.

૩. Psychology માટે ચિત્તશાસ્ત્ર મને સારો શબ્દ લાગે છે. પહેલાં ચેતનાશાસ્ત્ર શબ્દ સુઝેલો, પણ Psychology માં ચેતના-Consciousness, અર્ધચેતના-Subconsciousness અને નોચેતના-unconsciousness એ બધા પ્રશ્નોનું નિરૂપણ આવી જાય છે. તે ઉપરાંત મન-mind as a sixth internal sense of old Psychology-આપણે ત્યાં મન છઠ્ઠી ઇન્દ્રિય તરીકે ગણ્યું છે, તેનો તથા બુદ્ધિ-Ratiocination, Determination, ઇહા-will એમ બીજા ઘણા પ્રશ્નોનો પણ સમાવેશ થાય છે. મનસ્‌નો પારિભાષિક અર્થ આપણી ફિલસુફીમાં જૂદો થાય છે, એટલે માનસશાસ્ત્ર શબ્દ જો કે ચાલુ થયો છે, તોપણ ઠીક લાગ્યો નથી. ઉપર જે ક્ષેત્ર દોર્યું છે તેનો સમાવેશ અંતઃકરણમાં થયેલો છે (ગીતારહસ્યમાં). પણ તેને માટે અહિં ચિત્ત શબ્દ સારો ગણ્યો છે. ગ્રીક ફિલસુફીમાં Psykheની બરોબર એ આવી રહે છે. એટલે ગુજરાતી ભાષામાં કાંઇ પણ અનર્થ થવાની બ્હીક વગર ચિત્તશાસ્ત્ર શબ્દને યોજી શકીએ.

૪. " Awkward feature "

૫. Bibliography-Psychology-H. U. L.

(જવાબમાં આપણે એમ કહી શકીએ, કે ચિત્તશાસ્ત્રમાં આપણે ધર્માનુભવને પણ સ્થાન આપ્યું છે, એ જો ભૂલ ગણીએ તો એથી ઉલટી ભૂલ યુરોપીય વિદ્વાનોએ એજ બાબતમાં કરી છે. કારણ-એક દાખલો લઇએ-તો વિલીઅમ મેકડુગલ સાહેબ, પ્રોફેસર વિલીઅમ જેમ્સના " વિવિધ પ્રકારના ધર્માનુભવ " Varieties of Religious Experience ઉપરના પુસ્તકને અસાધારણ મનુષ્ય પ્રકૃતિના ચિત્તશાસ્ત્રમાં (Abnormal Psychology) પોતાના પુસ્તકને છેડે મૂકે છે.)

ઉતારવાનું પણ કહ્યું છે. યુરોપીય વિદ્વાનો આપણી ફિલસુફીને આ દૃષ્ટિએ જૂએ એમાં કાંઇ નવાઇ નથી. કારણ જ્યાં સુધી આપણે જ આપણી ફિલસુફીનું ચોકુંધણું નિરૂપણ નહિ કરીએ ત્યાં સુધી એમની દૃષ્ટિ એવી જ રહેશે.

આધુનિક યુરોપીય ફિલસુફીના સિદ્ધાન્તો આપણી પ્રાચીન ફિલસુફીમાં આપણે સર્વાંશે આરોપવા તત્પર થઇ જવું એ તો એક મોટી ભૂલ જેવું ગણાય. પ્રાચીન કાળમાં આપણે ત્યાં વિજ્ઞાન બહુ આગળ ગયું નહોતું, તોપણ જેટલે અંશે બાહ્ય સૃષ્ટિનું જ્ઞાન આપણને હતું, તે ઉપર રચેલી ફિલસુફીમાં ધ્યાન અને મનનની મદદથી આપણા પ્રાચીન ચિન્તકો સાચે માર્ગે પ્રગતિ કરતા હતા કે નહિ તે જ જોવાનું છે. આપણે અહિં ચિત્તશાસ્ત્રનો જ દાખલો લઇએ. યોગદર્શનના પ્રથમપાદમાં ચિત્તની પાંચ વૃત્તિઓ ઉપર આપણને જે સાહિત્ય મળી આવે છે, તેના ઉપર આધુનિક ચિત્તશાસ્ત્રની દૃષ્ટિએ વિચાર કરીએ. ઉપર કહ્યું તેમ પ્રાચીન કાળમાં વિજ્ઞાન ભલે ન આગળ ગયું હોય, પરંતુ મનુષ્યની આંતર સૃષ્ટિનું પૃથક્કરણ કોઇ પણ માણસ તેની શક્તિ પ્રમાણે કરી શકે છે. બાહ્યસાધનોથી ચિત્તશાસ્ત્રમાં પણ, બીજાં શાસ્ત્રોની પેઠે પ્રગતિ થાય છે એ ખરૂં, પણ તેના અભાવે કોઇ પણ વિચારક ચિત્તના ધર્મો વિષે ઉંડામાં ઉંડાં સત્યો શોધી શકે છે. કારણ તેમાં આધિભૌતિક વિજ્ઞાનની બાહ્યદૃષ્ટિની નહિ, પણ ચિત્તશાસ્ત્રની આંતર દૃષ્ટિની જ જરૂર હોય છે. ડૉ. જેઇમ્સ વૉર્ડ ચિત્તશાસ્ત્રને બીજાં વિજ્ઞાનનાં શાસ્ત્રોથી જૂદું પાડીને એમ કહે છે, કે ચિત્તશાસ્ત્રની દૃષ્ટિ કોઇ વ્યક્તિના અનુભવ પરત્વેની છે;[૬] અને એટલે જ સમાધિ ( Attention ) કેળવીને ચિત્તનું પૃથક્કરણ કરી શકાય છે.

વિષયનિરૂપણમાં આપણે આગળ ચાલીએ, તેના પહેલાં એક ચોખવટ કરવાની જરૂર છે. યોગદર્શનની ફિલસુફીની દૃષ્ટિએ ચિત્ત અને ચિતિશક્તિનો ભેદ બહુ મોટો છે. તે વિષયને આપણે અહિં ચર્ચવા બેઠા નથી. એટલે તે બે વચ્ચેનો ભેદ અહિં ગણીશું નહિ. એ બે વચ્ચેનો ભેદ તો શરૂઆતમાં જ બતાવવામાં આવ્યો છે.[૭] પણ ચિત્તશાસ્ત્રની દૃષ્ટિએ એ બે વચ્ચેનો ભેદ ગણ્યા વગર આપણે આગળ ચાલીએ તો કાંઇ વાંધો નથી; કારણ કે યોગદર્શનની ફિલસુફી પ્રમાણે જોકે ચિતિશક્તિ અને ચિત્ત એક નથી, પણ વ્યુત્થાનદશામાં, એટલે વ્યવહારમાં, બન્ને એક ભાસે છે.[૮]

આટલો વિચાર કર્યા પછી ચિત્તનું શું સ્વરૂપ છે, તે વિષે વિચાર કરવાનું પ્રાપ્ત થાય છે. ચિત્ત જ છે કે નહિ તેની ચર્ચા બૌદ્ધમત સામે ભાષ્યમાં થોડી કરી છે.

**यदि च चित्तेनैकेनानन्विताः स्वभावभिन्नाः प्रत्यया जायेरन्नथ, कथमन्यप्रत्ययदृष्टस्यान्यः स्मर्ता भवेत् । कथंचित्समाधीयमानमप्येतद्गोमयपायसीन्यायमाक्षिपति ।**

**किं च स्वात्मानुभवापह्नवः चित्तस्यान्यत्वे प्राप्नोति । कथं यदहमद्राक्षं**

૬. Encyclo. Brit. Article on Psychology.

૭. सू. २, भा. २.

૮. આ બે વચ્ચેનો ભેદ આપણે કાઢી નાંખીએ, તેને આપણે હાલ તો ચિત્તશાસ્ત્રનું એક Methodological Postulate ગણવું જોઇએ.

तत्स्पृशामि । कथमत्यन्तभिन्नेषु चित्तेषु वर्तमानः सामान्यमेकं प्रत्ययिनमाश्रयेत् । स्वानुभवग्राह्यश्चायमभेदात्माऽहमिति प्रत्ययः ।[૯]

ભાષ્યમાંની બીજી તથા ત્રીજી દલીલ જ માત્ર અહિં પ્રસ્તુત હતી, એટલે આપી છે. એ બીજી દલીલમાં એમ બતાવી આપ્યું છે, કે એક વૃત્તિરૂપ ચિત્ત બીજી વૃત્તિરૂપ ચિત્તને સંભારી શકતું નથી. અહિં આપણે વૃત્તિનો અર્થ જરા સ્પષ્ટ કરીશું. વૃત્તિ શબ્દ वृत् 'હોવું' એ ધાતુ પરથી આવ્યો છે. ચિત્તની વૃત્તિ એટલે કે ચિત્ત એક ક્ષણે જે સ્થિતિમાં હોય તે સ્થિતિ તેની વૃત્તિ કહેવાય.[૧૦] ચિત્તમાં ઘણી વૃત્તિઓ હોય છે એ આપણે આગળ જોઈશું. અહિં માત્ર પ્રશ્ન એ છે, કે આપણે ચિત્તને કશા પણ એકત્વવાળું ન ગણીએ; તો તેની વૃત્તિઓ એકબીજાને જાણી શકે કે નહિ?[૧૧] ભાષ્યમાં જવાબ આપ્યો છે, કે એકત્વના તત્ત્વ વગર ચિત્તની એક વૃત્તિ બીજી વૃત્તિને જાણી શકે નહિ. કારણ ચિત્તમાં જે જે સ્વભાવભિન્ન જ્ઞાન થાય તેનો કોઇ પણ પ્રકારનો સમન્વય જ અશક્ય બને છે. એ તો એક ખાય અને બીજાને સ્વાદ આપવા જેવું થાય. એટલા માટે જ ગોમયપાયસીન્યાયથી ચિત્ત ઘણાં ન હોઇ શકે એમ બતાવ્યું છે.

આધુનિક ચિત્તશાસ્ત્રનાં પાનાં એ શાસ્ત્રમાં ચિત્તને કાંઇ પણ સ્થાન આપવું કે નહિ તે ઉપરની ચર્ચાથી ભરેલાં હોય છે. પ્રોફેસર વિલીઅમ જેઇમ્સનું કોઇ કોઇ વાર તો લગભગ એવું માનવું થઇ જાય છે, કે ચિત્તની એક વૃત્તિ બીજીને જાણી શકે જ.[૧૨] તોપણ એ સાહેબ ચિત્તના એક ધર્મી તરકેના એકત્વને માને છે. કોઇવાર એમ પણ કહેવામાં આવે છે, કે વિજ્ઞાનની દૃષ્ટિએ ચર્ચાતા ચિત્તશાસ્ત્રમાં ચિત્ત જેવા અસ્પષ્ટ વિષયને સ્થાન આપવાની જરૂર નથી. આ વિષે જરા વધારે ઉંડો વિચાર કરવાથી આપણને જણાશે કે ચેતનાનું સ્વરૂપ જોકે સતત વહેતું અને બદલાતું છે, તોપણ તેનામાં એકત્વનું તત્ત્વ રહેલું છે. અને ચેતનાના એકત્વના તત્ત્વ વિના—જેને આપણે ચિત્ત કહીએ—તેના વિના આપણને ચિત્તશાસ્ત્રમાં બિલકુલ ચાલે તેમ નથી.

ચિત્તમાં કાંઇ પણ એકત્વ નથી એમ માનવું એ આપણા અનુભવને જ ખોટા પાડયા

---

૯. सू. ३२ પરનું भाष्य.

૧૦. યુરોપીય ચિત્તશાસ્ત્રમાંની States of consciousness ને આ વૃત્તિઓ મળતી આવે છે. એક વૃત્તિ બીજીને જાણી શકે એમ માનીએ, તો મિલ સાહેબના શબ્દોમાં આપણે કહેવું હોય તો, This would require us "to accept the Paradox *that something which ex hypothesis is but a series of feelings can be aware of itself as a series.*" અહિં feelings શબ્દ તેના સામાન્ય અર્થમાં વપરાયો છે. એજ અર્થમાં આપણે वेदना શબ્દ વાપરી શકીએ.

૧૧. Can one State of consciousness know another state of consciousness?—without its principle of Unity.

૧૨. Principles of Psychology, Vol. 1. 340–348.
જુઓ *functional Unity of consciousness.*

બરોબર છે. કારણ સ્મરણ, ઇન્દ્રિયપ્રત્યક્ષ સાથે એક થઇને આપણને જે પ્રત્યભિજ્ઞા[13] કરાવે છે, તેવો સામાન્ય વ્યાપાર પણ ચિત્તના એકત્વ વગર અશક્ય બને છે. બધા અનુભવોમાં એક એવું સર્વસામાન્ય તત્ત્વ રહેલું હોય છે,[14] જેનાવડે આપણને સમજાય છે, કે તે અનુભવો કોઇકના પણ હોય છે; કોઇક પણ ચિત્તના કેન્દ્રની આસપાસ જ તેમને સ્થાન મળે છે. અને એ સર્વસામાન્ય એક જ્ઞાતાનું આપણને જે જ્ઞાન થાય છે, તે પ્રત્યક્ષ દ્વારા જ થાય છે. આ તે ભાષ્યમાંની ૩ જી દલીલ છે. **स्वानुभवग्राह्यश्चायमभेदात्माऽहमिति प्रत्ययः ।** પ્રત્યભિજ્ઞાનું જે વિધાન આપણે કરી શકીએ છીએ, તે આંતર એકીકરણના વ્યાપારને લઇને જ શક્ય બને છે, તે ભાષ્યમાં સ્પષ્ટ રીતે જ કહ્યું છે. **यदहमद्राक्षं तत्स्पृशामि** વગેરે વગેરે.

આવા અભેદાત્માનું જે પ્રત્યક્ષથી આપણને જ્ઞાન થાય છે, તે પ્રત્યક્ષ કેવા પ્રકારનું છે તેનો જરા વિચાર અહિ અસ્થાને નહિ ગણાય. યોગદર્શનના પ્રથમ પાદમાંજ પ્રત્યક્ષ (જ્ઞાન) પણ જૂદી જૂદી કોટિ ઉપર વસે છે, એ સિદ્ધાન્ત આપણને મળી આવે છે,[15] અને તેનું નિરૂપણ આપણે કોઇ બીજીવાર કરીશું;[16] તોપણ અહિ એટલું કહેવું તો પ્રાપ્ત થાય છે, કે આ અભેદાત્માનો અનુભવ તે ઇન્દ્રિયપ્રત્યક્ષની કોટિનો નથી, પણ તે આંતર અનુભવનું પ્રત્યક્ષ છે. અને ભાષ્યમાં કહ્યું છે, કે **न च प्रत्यक्षस्य माहात्म्यं प्रमाणान्तरेणाभिभूयते । सूत्र ३२ भाष्य.** આનાથી પણ આગળ જઇને આપણે કહી શકીએ કે ઉચ્ચ કોટિનું પ્રત્યક્ષ તેનાથી નીચેની કોટીના પ્રત્યક્ષથી જૂદું પડતું નથી. તે પ્રત્યક્ષ ફ્રેંચ ફિલસુફ દેકાર્ટના Cogito ergo sum એ કોટિનું પ્રત્યક્ષ છે.[17]

---

૧૩. Recognition. Perceptual Judgment of Bosanquet. અથવા Subjective Synthesis of william James. Vol. 1. p. 332.

૧૪. There are no states of consciousness without their reference to some subject. ચિત્તવૃત્તિમાં જ્ઞાતા અને જ્ઞેય બન્ને હોય છે, પણ તેમાં પ્રાધાન્ય જ્ઞાતાનું જ છે. હરબર્ટ સ્પેન્સર સાહેબની માફક આપણે મૂળ અસ્પષ્ટ અનુભવમાંથી જ્ઞાતા અને જ્ઞેય પૃથક્કરણ વ્યાપાર દ્વારા ઉગ્યા છે એમ કહી શકીએ નહિ. કારણ એ પૃથક્કરણ વ્યાપારજ જ્ઞાતાના પ્રધાનપણાને લઇને શક્ય બને છે. ૩૨મા સૂત્ર પરના ભાષ્યની પહેલી દલીલ આપણે છોડી દીધી ત્યાં આનો ધ્વનિ આપણે જોઇએ છીએ. કારણ તેમાં કહ્યું છે કે ચિત્ત જૂદાં જૂદાં હોય, તો વિક્ષિપ્ત કે મૂઢ કે એકાગ્ર એવી ભૂમિકાઓજ અશક્ય બને છે. H. Spencer નું-Development of self-consciousness as a differentiation between subject and object.

૧૫. **सूत्र** ૪૨ પરનું **भाष्य.**

૧૬. યોગદર્શનનાં levels of **प्रत्यक्ष** Bergson નાં Levels of consciousness, Bradey ની Degrees of Absolute Experience, Bosanquet ની Degrees of Individuality અને સામાન્ય રીતે Degrees of truth અને Degrees of Reality આ બધામાં પ્રશ્ન એક જ છે. પ્રત્યક્ષ, ચેતના, સમાધિ એની બધી ભૂમિકાઓને, પાછળ આપ્યા છે તે પ્રશ્નો સાથે જોડીએ તો ફિલસુફીના ક્ષેત્રમાં સૌથી સારી ચર્ચા થઈ શકે.

૧૭. દેકાર્ટનું આ વિધાન કોઇ જાતનું અનુમાન નથી, કારણ તો તો-હું વિચાર કરું

ચિત્તવૃત્તિઓનું નિરૂપણ કરતાં પહેલાં ચિત્ત જ છે કે નહિ, તેની આટલી ચર્ચા અયોગ્ય નહિ ગણાય. આ ચિત્ત તે એક છે એ આપણે જોયું, પણ તેનું સ્વરૂપ કેવું છે તેનો જરા વિચાર કર્યા પછી આપણે આગળ ચાલીશું.

**चित्तनदी नामोभयतोवाहिनी वहति कल्याणाय वहति पापाय च ।** આપણે માટે માત્ર **चित्तनदी**[18] શબ્દ જ જરૂરનો છે. ચિત્ત એક છે તે ખરૂં પણ તેનો પ્રવાહ સતત અને બહુરંગી છે. તે પ્રવાહમાં કોઇ પણ જાતનું સ્ખલન આવતું નથી. ચિત્તના પ્રવાહમાં એક વૃત્તિ આવે છે, અને બીજી જાય છે. તોપણ—

**बहुत्वे सति चित्तस्य,**
**वृत्तयः पञ्चतय्यः ॥ सूत्र ५ ॥**

ચિત્તની વૃતિઓ અસંખ્ય હોવા છતાં, (મુખ્ય) વૃત્તિઓ પાંચ છે.

**प्रमाणविपर्ययविकल्पनिद्रास्मृतयः**[19]

આ ચિત્તની પાંચ વૃત્તિઓ છે. આ પાંચ વૃત્તિઓ જોઇને કોઇને એમ સવાલ ઉભો થાય, કે આ જ પાંચ વૃત્તિઓ કેમ ગણાવી હશે? આનો જવાબ આપવા માટે યોગદર્શનનું 'પ્રયોજન' આપણે જાણવું જોઇએ. તે પ્રયોજન માણસને તેના ખરા સ્વરૂપનું ભાન કરાવવાનું છે. એ ખરા સ્વરૂપને વિષે મતભેદ હોય તો ભલે, પણ તેને અહિં દૂર રાખીને, આપણે એટલું કહી શકીએ, કે સાધારણ માણસને આટલી વૃત્તિઓ સહેજે માલુમ પડે છે.

ઉપરની પાંચ વૃત્તિઓમાં નિદ્રાને પણ સ્થાન મળ્યું છે, તે એક વિશિષ્ટતા છે. આપણે ઉપર કહ્યું કે ચિત્ત એક નદીના જેવું છે, અને તેનો પ્રવાહ સતત છે. આધુનિક ચિત્તશાસ્ત્રમાં ચિત્તના પ્રવાહને સતત ગણ્યો છે, પણ તેમાં નિદ્રાને શું સ્થાન આપવું તે એક પ્રશ્ન થઈ પડયો છે.[20] કેટલાએક એમ કહે છે, કે ચિત્ત એક છે, કારણ તે એક

છું, માટે હું છું—એ જેટલું સાચું છે, તેટલું જ બેઠો છું, માટે હું છું એ સાચું છે. 'વિચારમાં' દેકાર્ટ સમસ્ત જીવન લઇ લે છે, અને તેને અનુભવપ્રત્યક્ષ ગણે છે. આ ઉચ્ચ પ્રસંગ સામે હ્યુમ સાહેબનો યુક્તિવાદ (rationalism) કે ઇન્દ્રિયપ્રત્યક્ષવાદ (Sensationalism) કશું સાબિત કરી શકતો નથી. પણ આ ચર્ચાને આપણે અહિં છોડી દઇશું.

૧૮. ચિત્તનું સ્વરૂપ નદી જેવું છે, તે એટલા જુના કાળમાં ખબર હતી, તે કદાચ નવાઈ લાગશે. યુરોપીય ચિત્તશાસ્ત્રમાં પહેલાં ચેતનાનેજ સ્થાન હતું. એટલે ચિત્તનું સ્વરૂપ એક નદી જેવું નહિ, પણ એક ક્ષેત્ર જેવું ગણાતું. ચેતનાનું ક્ષેત્ર એક માત્ર સપાટીરૂપ હતું, અને તેમાં કાંઇ ઉંડાઇ છે એવું ખાસ મનાતું નહિ. આ સિદ્ધાન્ત હેરબાર્ટ–Herbart–ઘડયો. તેના Threshold of consciousness નો અર્થ આવોજ છે. તે Threshold of consciousness નું રૂપક બદલીને, હાલ **चित्तनदी**ને Stream of consciousness ની સાથે સરખાવવામાં આવે છે.

૧૯ સૂત્ર ૬ પા. ૧ યો. સૂ. (આ. સં. સી)

૨૦. કારણ Physical fatigue અને Neural Sleep, Attentionનું tension અને Detension–Partial waking state in sleep અને functional sleep —અને આ ઉપરાંત Unconsciousnessનો પ્રશ્ન—આ બધાથી ચર્ચા બહુ કઠિન થઈ પડી છે.

ધર્મી તરીકે વ્યાપારો કરે છે.[૨૧] પ્રાચીન કાળમાં વિજ્ઞાનની સ્થિતિ હાલ જેટલી વિસ્તૃત ન હતી, એટલે યોગદર્શનમાં નિદ્રાને એક વૃત્તિ રૂપે જ ગણવામાં આવી છે, અને એથી કરીને ચિત્તના સાતત્યમાં સ્ખલનનો પ્રશ્ન ઉદ્‌ભવવા પામ્યો નથી.

प्रत्यक्षानुमानागमाः प्रमाणानि ॥ ७ ॥

**इन्द्रियप्रणालिकया चित्तस्य बाह्यवस्तूपरागात्तद्विषया सामान्यविशेषात्मनोऽर्थस्य विशेषावधारणप्रधाना वृत्तिः प्रत्यक्षम् ।**

પ્રમાણની વૃત્તિના ત્રણ વિભાગો કરવામાં આવ્યા છે. આપણા દર્શનની વિશિષ્ટતા એ છે, કે પ્રત્યક્ષને પણ પ્રમાણ ગણવામાં આવ્યું છે. પ્રત્યક્ષની વૃત્તિમાં પ્રમાણનાં કેટલાં તત્ત્વો છે, તે જોઈએ.

**अ.** શુદ્ધ ઇન્દ્રિયપ્રત્યક્ષ આપણને વસ્તુનું ભાન કરાવે છે. વસ્તુનું સ્વરૂપ સામાન્યવિશેષમય છે–એનું સ્વરૂપ સામાન્ય અને વિશેષ બન્ને રૂપે રહેલું છે; પણ પ્રત્યક્ષમાં વિશેષનું અવધારણ ખાસ કરીને થાય છે.

પ્રત્યક્ષમાં માત્ર એકદેશીય વિશેષ છે, અને સામાન્ય તો વિચારની શક્તિદ્વારા પ્રત્યક્ષમાં પાછળથી આરોપાય છે, એ સિદ્ધાન્તે ફિલસુફીના ક્ષેત્રમાં અયોગ્ય પ્રશ્નો ઉપસ્થિત કર્યા છે. ખરી વાત એ છે, કે nihil est in intellectu quod non prius fuerit in sensu, અર્થાત્ વિચારશક્તિમાં એવું કશું નથી કે જે પહેલેથી જ ઇન્દ્રિયપ્રત્યક્ષમાં ન હોય. વસ્તુ તો સામાન્ય અને વિશેષ બન્નેથી અનુસ્યૂત છે, પણ જૂદે જૂદે વખતે તેનાં જૂદાં જૂદાં અંગો ઉપર ભાર મૂકવામાં આવે છે. આમ પ્રત્યક્ષમાં તેના વિશેષનું પ્રધાનપણે ભાન થાય છે. સામાન્ય અને વિશેષ અન્યોન્ય આધાર રાખીને જ, સમવેત થઈને, (organically)[૨૨] રહેલાં હોય છે. જેમ વિચારવ્યાપારથી સામાન્ય સ્ફુટ થતું જાય છે, તેમ તેમ વિશેષ પણ અર્થવાળું થતું જાય છે, અને અન્યોન્ય એવી રીતે વ્યક્ત (concrete) થતાં જાય છે. યુરોપમાં પહેલાં ખોટા ચિત્તશાસ્ત્રે વિશેષ અને સામાન્યને પહેલેથી જૂદાં રાખીને ખોટું પ્રમાણશાસ્ત્ર અને તેના ઉપર ખોટું પ્રમાશાસ્ત્ર (epistemology) રચ્યાં. પણ યોગદર્શનમાં આપણને જેટલું મળી આવે છે, તેમાં, જે પૃથક્કરણની શક્તિથી બધી બાબતોનું નિરૂપણ કર્યું છે, તેથી સ્પષ્ટ જણાઈ આવે છે, કે ફિલસુફીના કોઈ એકદેશીય તંત્રને તેમાં સ્થાન ન હતું, પણ વિચારનો પૃથક્કરણવ્યાપાર સીધો જ ચિત્તના અનુભવ ઉપર લઈ જવામાં આવતો.

**ब. अनुमेयस्य तुल्यजातीयेष्वनुवृत्तो भिन्नजातीयेभ्यो व्यावृत्तः संबन्धो यस्तद्विषया सामान्यावधारणप्रधाना वृत्तिरनुमानम् ।** આપણે ઉપર જોયું, કે ઇન્દ્રિયપ્રત્યક્ષના વિષયમાં સામાન્ય અને વિશેષ બન્ને હોય છે. તેમાંના[૨૩] સામાન્ય ઉપર જે કાંઈ વિચારવ્યાપાર કરવામાં આવે તે ચિત્તને અનુમાનના પ્રદેશમાં લઈ જાય છે. અનુમાનની વૃત્તિમાં સામાન્યનું અવધારણ ખાસ પ્રધાન હોય છે. અનુમાનમાં વિશેષ વ્યક્તિ ભલે

૨૧. Functional Unity of consciousness.

૨૨. સૂત્ર ૪૩ પરના ભાષ્યમાં **अवयवीनो** ઉલ્લેખ છે.

૨૩. સરખાવોઃ **सच ( प्रत्यक्षं ) श्रुतानुमानयोर्बीजम्** સૂત્ર ૪૨ પરનું ભાષ્ય.

આવે, પરંતુ તે વિશેષ વ્યક્તિ કોઇ એક સામાન્યના બળે કરીને આવી શકે છે. કારણ અનુમાનનો વ્યાપાર જાતિસામાન્ય ઉપર એટલે કે તુલ્ય જાતિમાં હોય અને ભિન્ન જાતિમાં ન હોય એવા સંબંધ ઉપર રચાએલો હોય છે. એ વ્યાપાર આપણને, જાતિ અને વ્યક્તિ અને તેના પરસ્પર સંબંધના પ્રશ્ન પર ફિલસુફીમાં ઉંડે લઇ જાય છે. અહિં માત્ર એટલું કહેવું બસ થશે, કે અનુમાન દ્વારા માત્ર સામાન્યજ્ઞાન જ મળી શકે છે. આગળ આ વધારે સ્પષ્ટ રીતે કહ્યું છેઃ **सामान्यमात्रोपसंहारे च कृतोपक्षयमनुमानं न विशेषप्रतिपत्तौ समर्थमिति।**[२४]

આ રીતે જોતાં, યુરોપીય પ્રમાણશાસ્ત્રમાં અનુમાન આપણને કાંઇ પણ નવું કહે છે કે નહિ,[२५] એ પ્રશ્ન જે ખૂબ ચર્ચવામાં આવ્યો છે, તે તદ્દન નિરર્થક લાગે છે. કારણ એ બધી ચર્ચામાં મને એમ લાગે છે, કે જૂદા જૂદા પક્ષવાદીઓ બે દષ્ટિઓ વચ્ચે ઝોલાં ખાય છે. કારણ ખરી રીતે જે કાંઇ નવું મળે છે, તે તો પ્રત્યક્ષમાંથી જ મળે, અને અનુમાનમાંથી કાંઈ નવું મળે છે કે નહિ, એમ સવાલ પૂછવો તે જ અનુમાન અને પ્રત્યક્ષની ભૂમિકા વચ્ચે ગોટાળો કરવા જેવું છે. અનુમાનની ભૂમિકા તે વિચારવ્યાપારની જાતિસામાન્યની ભૂમિકા છે, અને તે **न विशेषप्रतिपत्तौ समर्थमिति।**

**क.** હવે આપણે ત્રીજા પ્રમાણ આગમને લઇએ.

**आप्तेन दृष्टोऽनुमितो वाऽर्थः परत्र स्वबोधसंक्रान्तये शब्देनोपदिश्यते, शब्दात्तदर्थविषया वृत्तिः श्रोतुरागमः। यस्याश्रद्धेयार्थो वक्ता, न दृष्टानुमितार्थः, स आगमः प्लवते। मूलवक्तरि तु दृष्टानुमितार्थे निर्विप्लवः स्यात्।**[२६]

ઉપરના ભાષ્યથી આપણે જોઇ શકીએ છીએ, કે ગમે તે માણસ ગમે તેમ કહે, તે આગમપ્રમાણમાં આવી શકતું નથી. **आप्तजन** એટલે કે જે માણસે પોતાના જ્ઞાનનો સાક્ષાત્કાર (પ્રત્યક્ષ) કર્યો હોય.[२७] જો પ્રત્યક્ષદ્વારા સાક્ષાત્કાર ન કર્યો હોય, ને અનુમાનથી પોતે સિદ્ધ કર્યું હોય તોપણ ચાલે, કારણ આપણે ઉપર જોયું કે અનુમાનનો પાયો પ્રત્યક્ષ જ છે.

આટલાનો જો આપણે પૂરેપૂરો અર્થ કરીએ, તો એમ ફલિત થાય છે, કે કોઇ પણ માણસે એક આપ્તવચનનું ગ્રહણ કર્યું હોય, અને તેણે તેને અનુમાનના પ્રદેશમાં–અને અંતે પ્રત્યક્ષ સુધી લઇ ન ગયો હોય; તો તે માણસ તે જ આપ્તવચનને આગમપ્રમાણ તરીકે બીજા આગળ મૂકી શકે નહિ. કારણ દૃષ્ટાનુમિતાર્થ વક્તા હોય તો જ તે આગમ તરીકે પોતાનું જ્ઞાન બીજાને આપી શકે છે. ટીકા તરફથી આને પુષ્કળ સમર્થન મળે છે, કારણ વાચસ્પતિ મિશ્ર કહે છે, કે **नन्वेवं मन्वादीनामप्यागमः प्लवेत, न हि तेऽपि दृष्टानुमितार्थाः।**[२८]

---

२४. સૂત્ર ૨૫ પરનું ભાષ્ય.

२५. Whether the Syllogism is a petitio principii.

२६. સૂત્ર ૭ પરનું ભાષ્ય.

२७. જૂઓ वात्स्यायनभाष्य. अ. १. आ. १ सू. ७ પરનું ભાષ્ય, **आप्तः खलु साक्षात्कृतधर्मा यथादृष्टस्यार्थस्य।**

२८. आनंदाश्रमग्रन्थावलि પૃ૪ ૧૨.

આગમને શ્રદ્ધાપૂર્વક માનવો કે નહિ, તેનું એક ધોરણ[29] આપણે કહ્યું. આ આગમને સાંભળ્યા પછી અંતે તો પ્રત્યક્ષમાં જ લાવવાનો હોય છે. કોઇ એમ કહે કે એણે અમુક જોયું છે અગર અનુમાનથી પોતે સિદ્ધ કર્યું છે, તો તેને આગમ માનવો કે નહિ? અહિં કોઇ પણ આગમ યથાર્થ–સત્ય છે કે નહિ તેના એક ધોરણના વિચાર પર આપણે આવીએ છીએ. આ સત્યાસત્યનું ખાસ ધોરણ विपर्यय ની વૃત્તિમાં લાગુ પાડવામાં આવ્યું છે. એજ ધોરણને આગમના પ્રમાણમાં લગાડવું કે નહિ તે વિષે ભાષ્યમાંથી આપણને કશી સૂચના મળતી નથી. તોપણ વિપર્યયની વૃત્તિનું વિવેચન કરીશું તેમાંથી ખબર પડશે કે એમાં કહ્યું છે તે ધોરણ આગમને અને બીજાં પ્રમાણોને પણ લગાડી શકાય.

(૨) विपर्ययो मिथ्याज्ञानमतद्रूपप्रतिष्ठितम् ॥ ८ ॥

स कस्मात् न प्रमाणम् । यतः प्रमाणेन बाध्यते । भूतार्थविषयत्वात्प्रमाणस्य । तत्र प्रमाणेन बाधनमप्रमाणस्य दृष्टम् ।

વિપર્યયને જ્યારે મિથ્યાજ્ઞાન કહ્યું છે, અને મિથ્યાજ્ઞાનને યથાર્થજ્ઞાનથી ઉલટું, અયથાર્થ એટલે કે વસ્તુના સ્વરૂપ જેવું નહિ, એમ કહ્યું છે, ત્યારે કદાચ આપણને એમ ભાસ થાય કે જ્ઞાન માત્ર વસ્તુઓની નકલ કરે છે, એટલે કે જેવી વસ્તુ હોય તેવી, તેને અનુરૂપ તેની છાપ પાડે છે. પણ વસ્તુઓ અને તેના વિષેના જ્ઞાનનું આપણે દ્વૈત સ્વીકારીએ તો આપણું જ્ઞાન વસ્તુના જેવું છે કે નહિ તે જાણવા માટે આપણી પાસે કશું જ ધોરણ રહે નહિ.[30] કારણ આપણે–જાણી–શકીએ–નહિ એવી કોઈ વસ્તુના અસ્તિત્વનું વિધાન આપણે કરી શકીએ નહિ. અને એટલા માટે મૂળ વસ્તુ અને તેના જ્ઞાનનું સારૂપ્ય સિદ્ધ થઇ શકે નહિ. પણ ભાષ્યમાં मिथ्याज्ञानमतद्रूपप्रतिष्ठितम् નો અર્થ સમજાવ્યો છે. स कस्मात् न प्रमाणम् । મિથ્યાજ્ઞાનને આપણે પ્રમાણ શામાટે ન ગણી શકીએ. यतः प्रमाणेन बाध्यते । કારણ કે મિથ્યાજ્ઞાનનો યથાર્થજ્ઞાન કે પ્રમાણથી બાધ થાય છે.

ઉપરના શબ્દોમાં રહેલું તાત્પર્ય આપણે સ્ફુટ કરીએ તો જણાઇ આવશે કે, પ્રમાણનો બાધ પ્રમાણથી થતો નથી, તેમજ પ્રમાણનો બાધ અપ્રમાણથી પણ થઇ શકતો નથી, એ સિદ્ધાન્ત એમાં સૂચિત રીતે રહ્યો છે. કારણ માત્ર અપ્રમાણનો જ બાધ પ્રમાણથી થઇ શકે છે. પ્રમાણો બધાં–સમસ્તજ્ઞાન–એક બીજાની સાથે, અંદર અંદર સંગત થઇને રહે છે, અને જે જગ્યાએ પ્રમાણથી અપ્રમાણને બાધ આવે છે તે જ અસંગતિ.[31] સત્યનું ધોરણ અસંગતિનું છે એમ કહી શકાય. આ સિદ્ધાન્ત માટે ભાષ્યનું પ્રમાણ છે. भूतार्थविषयत्वात्प्रमाणस्य । तत्र प्रमाणेन बाधनमप्रमाणस्य दृष्टम् । અહિં भूतार्थनो અર્થ વસ્તુ જેવી થઇ ગઇ છે એવો નથી, પણ भूतार्थ એટલે सत्यार्थ અને मिथ्याज्ञान, सत्यार्थनी સાથે સંગતરીતે, એક થઇને, રહી શકતું નથી એટલે જ તે મિથ્યા

૨૯. ધોરણ Criterion.

૩૦. Metaphysical Realism અને Correspondence Theory of Truth.

૩૧. Inconsistency the Criterion of Truth.

છે.[૩૨] એનું મિથ્યાત્વ સત્યાર્થના વિરોધિપણામાં જ રહેલું છે. અને સત્યાર્થ તે બીજા સત્યાર્થ સાથે વિરોધી હોતો નથી, એટલે આપણે કહી શકીએ કે 'સત્ય એક છે'[૩૩] અને તેના અવયવોમાં વિરોધ હોતો નથી.

આનું આ ધોરણ આપણે આગમ પ્રમાણને લાગુ પાડી શકીએ? પણ આપણે કદાચ કહી શકીએ કે એક તરફ જેમ આપ્તજને અનુભવેલું જ્ઞાન જ તે બીજાને આગમ તરીકે આપી શકે, તેમ આગમજ્ઞાન ગ્રહણ કરનારે પોતે એમ જોવું જોઇએ કે આ માણસ જે આગમ આપે છે, તે જ્ઞાનની સાથે સંગત છે કે નહિ. આગમજ્ઞાનને લઈને તેને અનુભવમાં ઉતારવું જોઇએ એનો અર્થ એ જ હોઇ શકે, કે તે આગમજ્ઞાન પોતાના જ્ઞાન સાથે સંગત છે કે નહિ તે સ્વતઃ જોવું. આગળ આપણને થોડે ઘણે અંશે આ મળી આવે છેઃ यद्यपि हि तत्तच्छास्त्रोनुमानोगमानाचार्योपदेशैरधगतमर्थतत्त्वं सद्भूतमेव भवति-तथाऽपि यावदेकदेशोऽपि कश्चिन्न स्वकरणसंवेद्यो भवति तावत्सर्वं परोक्षमिवापवर्गादिषु सूक्ष्मेष्वर्थेषु न दृढां बुद्धिमुत्पादयति । तस्मात् कश्चिदर्थविशेषः प्रत्यक्षीकर्तव्यः ।[૩૪] અહિ પ્રત્યક્ષ કરવું એનો અર્થ પોતાના જીવનમાં સંગત સ્વરૂપે ઘડવું એવો છે. પણ પ્રશ્ન ઘણો વિકટ થઇ જાય છે, કારણ આપણા અલ્પજ્ઞાનને લઇને કોઇ આગમને કદાચ આપણે જૂઠો ગણી કાઢીએ, અને અંતે સમસ્ત જ્ઞાન સાથે અસંગત છે એમ માનીએ.[૩૫] પણ દોષ તો એમાં આપણી સૃષ્ટિનો જ છે. માટે કોઇ કોઇ આગમને ગ્રહણ કરવા અધિકાર જોઇએ.

(અપૂર્ણ)

---

૩૨. Coherence Theory of Truth. આ સિદ્ધાન્તના સ્પષ્ટ નિરૂપણ માટે જુઓ Problem of Truth. P. B. S.

૩૩. "एकं सत्" સરખાવો "Truth is the Whole" Bosanquet.

૩૪. સૂત્ર ૩૫ પરનું ભાષ્ય.

૩૫. મિલ સાહેબનો Inconceivability of the Oppositeનો સિદ્ધાન્ત.

# ભાસ્કરાચાર્યની કાવ્યપ્રસાદી

[ હરિહર પ્રાણશંકર ભટ્ટ ]

ભાસ્કરાચાર્યના ગ્રંથો પરથી માલુમ પડે છે કે જેમ તેમની ગણિતશક્તિ અસાધારણ હતી, તેમ તેમની કાવ્યશક્તિ પણ સુંદર હતી. ઘણે પ્રસંગે તેઓ શાસ્ત્રીય યંત્રમાંથી બહાર આવી કાવ્યપ્રદેશમાં થોડી વાર વિહાર કરી લે છે. એવા થોડાક પ્રસંગ નીચે આપું છું.

(૧) उत्पादकं यत्प्रवदन्ति बुद्धेरधिष्ठितं सत्पुरुषेण सांख्याः ।
व्यक्तस्य कृत्स्नस्य तदेकबीजमव्यक्तमीशं गणितं च वन्दे ॥

'बीजगणित'નું મંગલાચરણ.

આ શ્લોકમાં ત્રણ અર્થ છે:-(૧) પ્રધાન તત્ત્વ (अव्यक्त) ને, (૨) ઈશ્વર (ईश) ને અને (૩) બીજગણિતને લાગુ પડે છે.

(૧) કપિલના અનુયાયી (सांख्य) જેને મહત્તત્ત્વ (बुद्धि) નું અભિવ્યંજક (उत्पादक) કહે છે અને જે પુરુષથી અધિષ્ઠિત થતાં સર્વ જગત્ (व्यक्त) નું એક જ મૂળ કારણ બને છે એવા પ્રધાન તત્ત્વ (अव्यक्त) ને હું નમું છું.

(૨) सम्यक् ख्यायते (ज्ञायते) यया सा संख्या (आत्माकारान्तःकरणवृत्तिः) सा विद्यते येषां ते सांख्याः । જે સત્પુરુષ વડે ઉપાસિત થતાં તત્ત્વજ્ઞાન (बुद्धि) ના ઉત્પાદક બને છે અને જે સર્વ જગતનું મૂળ છે એવા ઈશ્વર (ईश) ને હું નમું છું.

(૩) संख्याविदः इति सांख्याः । કુશળ પુરુષ વડે અધીત થતાં (અભ્યાસ થવાથી) જે બુદ્ધિનું ઉત્પાદક બને છે એમ ગણિતિઓ કહે છે, તથા જે સર્વ વ્યક્ત ગણિત(અંકગણિત વગેરે)નું મૂળ છે, એવા બીજ(अव्यक्त)ગણિતને હું નમું છું.

(૨) अणोरणीयान्महतो महीयानचिन्त्यमूलप्रकृतिप्रभावः ।
महेश्वरो वा ऋणरूपराशिर्विचारणीयो हृदि सांख्यविद्भिः ॥

—'धनर्णसंकलना' નો ઉલ્લેખ, बीजगणित.

આના બે અર્થ છે:—

(૧) જે ઇશ્વર ઝીણાથી પણ ઝીણો અને મોટાથી પણ મોટો છે, તથા જેનાં મૂળ, પ્રકૃતિ અને પ્રભાવ નહિ સમજી શકાય એવાં છે, એવા પરમેશ્વરનું જ્ઞાની લોકોએ હૃદયમાં ધ્યાન ધરવું.

(૨) જે ઋણરાશિ નાનામાં નાની તેમ જ મોટામાં મોટી હોઇ શકે છે, જેનું વર્ગમૂળ (मूल) કલ્પી શકાતું નથી, જેના સ્વભાવ (प्रकृति) એટલે ઋણની સીધી કલ્પના અશક્ય છે, તથા જેની અન્ય રાશિ પર થતી અસર (प्रभाव) પણ સીધી રીતે નહિ સમજી શકાય એવી છે એવા ઋણરાશિનો ગણિતિએ મનમાં ખૂબ વિચાર કરી લેવો જોઇએ.

(૩) शून्याभासवशात्खतामुपगतो राशिः पुनः खोद्धृतो-
ऽप्यावृत्तिं पुनरेव तन्मयतया न प्राक्तनीं गच्छति ।

आत्माभ्यासवशाद्नन्तमचलं चिद्रूपमानन्ददं
प्राप्य ब्रह्मपदं न संसृतिपदं योगी गरीयानिव ॥

–' खपड्विध ' નો ઉલ્લેખ, बीजगणित.

કોઇ રકમને ० થી ગુણવાથી તે રકમ ० (ख) થઇ જાય છે. પછી તેને ફરી ० થી ભાગો તો, મૂળ રકમ શૂન્યરૂપ થઈ ગઇ હોવાથી ફરી જવાબમાં તે જ રકમ આવતી નથી, જેમ કોઇ મહાન્ યોગી આત્માભ્યાસે કરીને અનન્ત, અચળ, ચિદ્રૂપ અને આનંદમય બ્રહ્મપદ પામ્યા પછી ફરી સંસારમાં જન્મતો નથી.*

(૪) अस्मिन्विकारः खहरे न राशावपि प्रविष्टेष्वपि निःसृतेषु ।
बहुष्वपि स्याल्लयसृष्टिकालेऽनन्तेऽच्युते भूतगणेषु यद्वत् ॥

–खपड्विध, શ્લોક ૬.

સૃષ્ટિના આરંભસમયે ઘણાં સત્ત્વો ભગવાનમાંથી બહાર નીકળે છે અને પ્રલયકાળે ભગવાનમાં ફરી પ્રવેશ કરે છે, છતાં જેમ ભગવાનમાં વિકાર થતો નથી, તેમ જ અનન્ત (∞) સંખ્યા( खहर )માંથી ગમે તેવી મોટી રકમ બાદ કરવાથી અથવા તેમાં ગમે તેવી મોટી રકમ ઉમેરવાથી તેની કિંમતમાં ફેર પડતો નથી.

(૫) दुस्तरः स्तोकबुद्धीनां शास्त्रविस्तरवारिधिः ।
अथवा शास्त्रविस्तृत्या किं कार्यं सुधियामपि ॥
उपदेशलवं शास्त्रं कुरुते धीमतो यतः ।
तत्तु प्राप्येव विस्तारं स्वयमेवोपगच्छति ॥
जले तैलं खले गुह्यं पात्रे दानं मनागपि ।
प्राज्ञे शास्त्रं स्वयं याति विस्तारं वस्तुशक्तितः ॥

ग्रंथालंकार શ્લો. ૯૫-૯૬-૯૭.

શાસ્ત્રોના વિસ્તારનો સમુદ્ર તરવો થોડી બુદ્ધિવાળાને કઠણ પડે છે. તેમ જ ઘણી બુદ્ધિવાળાને પણ શાસ્ત્રોના વિસ્તારની શી જરૂર છે ? કેમકે શાસ્ત્ર તો બુદ્ધિમાનને જરા જેટલો ઉપદેશ કરે છે. તે ઉપદેશ બુદ્ધિમાનને પહોંચતાં જ પોતાની મેળે વિસ્તાર પામે છે. પાણી પર તેલ, લુચ્ચાને છાની વાત, સુપાત્રે દાન અને બુદ્ધિમાનને શાસ્ત્ર, અલ્પ પણ, પ્રાપ્ત થયાં હોય તો પોતાના સ્વભાવે કરીને જ તેઓ વિસ્તાર પામે છે.

નીચેના ત્રણ શ્લોકો કાવ્યમય નથી પણ ગણિતશાસ્ત્રમાં બીજગણિતને કયું સ્થાન છે, તથા બીજગણિતમાં પ્રધાન તથા ગૌણ ભાગ કયા કયા છે તે એમાં બતાવ્યું છે, માટે તે અહિં આપ્યા છે.

---

* જેમકે ૫ ને ० થી ગુણતાં ० આવે છે, પણ આવેલા ० ને પહેલાંના ० થી ભાગો, તો ૫ જ આવે એવું કંઇ નહિ; ગમે તે રકમ આવી શકે, કારણ કે

૨ × ० = ०, તેથી ० ÷ ० = ૨
૫ × ० = ०, તેથી ० ÷ ० = ૫
૧૦૦૦ × ० = ०, તેથી ० ÷ ० = ૧૦૦૦
તેથી ० ÷ ० = ગમે તે રકમ.

(૬) नैव वर्णात्मकं बीजं न बीजानि पृथक् पृथक्।
एकमेव मतिर्बीजमनल्पा कल्पना यतः॥
'एकवर्णसमीकरण,' बीजगणित, શ્લો. ૪૧.

વર્ણોના ઉપયોગમાં જ કંઇ બીજગણિત સમાઇ જતું નથી. તેમ જ બહુવિધ, સમીકરણ વગેરે કંઈ જૂદી જુદી બીજગણનાઓ નથી. બુદ્ધિ એ એક જ બીજગણિત છે, કારણ કે ગાણિતિક કલ્પના અનન્તવિધ હોઇ શકે.

'આર્યગણિત માત્ર યાંત્રિક હતું, તેમાં કંઇ તર્ક હતો નહિ' એવો ગણિતનો ઇતિહાસ લખનાર કેટલાક યુરોપીય પંડિતોનો આક્ષેપ છે. તેને માટે ઉપલો શ્લોક જવાબ છે. પણ તેના કરતાં વધારે સારો જવાબ આગળ આવે છે.

उपपत्तियुतं बीजगणितं गणका जगुः।
न चेदेवं विशेषोऽस्ति न पाटी बीजयोर्यतः॥
'भावितम्' શ્લો. ૫૦.

જે ઉપપત્તિ (તર્ક, સાબિતી)થી યુક્ત હોય તેને જ ગણિતિઓ બીજગણિત કહે છે. જો એમ ન હોય તો પછી અંકગણિત અને બીજગણિત વચ્ચે કંઇ તફાવત નથી.

સંસ્કૃત ગણિતિઓ નિયમ લખે છે, પણ તેની ઉપપત્તિ આપતા નથી તેનું કારણ એવું જણાય છે કે ઉપપત્તિ વિનાના ગ્રંથો પણ ખૂબ દળદાર હોય છે, તેથી જે વખતે લગભગ બધો અભ્યાસ મુખપાઠે થતો હશે એમ જણાય છે, તે વખતે ઉપપત્તિને લખવાની અને મુખપાઠ કરવાની મહેનત લેવાને બદલે માત્ર તેને મોંહે સમજી લેતા હશે અને નિયમોનો જ લેખ અને પાઠ થતો હશે.

બીજગણિતનાં જૂદાં જૂદાં અંગોના સાપેક્ષ મહત્ત્વ વિષેના હાલના અને ભાસ્કરાચાર્યના વિચારો વચ્ચે બહુ અંતર છે. હાલ આપણે સરવાળો, સમીકરણ, અપૂર્ણાંક વગેરે બધાં અંગો મળીને બીજગણિત થાય છે એમ માનીએ છીએ, ભાસ્કરાચાર્ય એમ માનતા હતા કે ખરૂં બીજગણિ તો સમીકરણો જ છે અને બાકીની પ્રક્રિયાઓને, માત્ર સમીકરણને સહાયરૂપ હોવા પુરતું જ સ્થાન છે. તે નીચેના શ્લોકમાં બતાવ્યું છેઃ

(૭) उक्तं बीजोपयोगीदं संक्षिप्तं गणितं किल।
अतो बीजं प्रवक्ष्यामि गणकानंदकारकम्॥
'चक्रवालम्' શ્લો. ૩૫.

(બૈજિક સરવાળો, બાદબાકી, ગુણાકાર, ભાગાકાર, ઘાત અને મૂળ એ છ પ્રક્રિયાઓ બતાવ્યા પછી સમીકરણ શરૂ કરતાં કહે છેઃ— )

બીજગણિતમાં ઉપયોગી એવું ગણિત મેં સંક્ષેપમાં કહ્યું. હવે ગણિતિઓને આનંદ આપનારૂં બીજગણિત કહીશ.

હવે માત્ર જ્ઞાનરાજ દૈવજ્ઞનો એક શ્લોક આપી પૂરૂં કરૂં છું:—

(૮) यद्योगादथवान्तरादपि पदं संप्राप्यते साधकैः
अभ्यासादिह लभ्यते घनपदं तौ तावभिन्नौ वद।
नानारूपधरौ यथा हरिहरौ सद्बीजवेद्यौ सखे
संख्याशास्त्रविचारसारचतुरा बुद्धिस्त्वदीयाऽस्ति चेत्॥

હે મિત્ર! જો ગણિતશાસ્ત્રના વિચારસારમાં તારી બુદ્ધિ કુશળ હોય તો વિવિધ અંકવાળી ( नानारूपधरौ ) તથા ઉંચા બીજગણિતથી જાણી શકાય એવી ( सद्बीजवेद्यौ ) બે પૂર્ણાંક સંખ્યા ( अभिन्नौ ) બતાવ—જેના સરવાળાનું ( योगात् ) તથા બાદબાકીનું ( अन्तरात् ) વિદ્યાર્થી ( साधक ) વર્ગમૂળ ( पदं ) લઈ શકે અને પ્રયત્ન કરે તો ( अभ्यासात् ) ઘનમૂળ ( घनपदं ) પણ લઈ શકે;

જેમ વિવિધ સ્વરૂપ ધારણ કરનાર ( नानारूपधरौ ) અને પ્રણવાદિક સદ્મંત્રથી જાણી શકાય એવા ( सद्बीजवेद्यौ ) અને વસ્તુતઃ જૂદા નહિ એવા ( अभिन्नौ ) વિષ્ણુ અને શંકર ( हरिहरौ ) એ બંને પાસેથી ( योगात् ) અથવા બેમાંથી એક પાસેથી ( अन्तरात् ) સાધક પરમપદ પ્રાપ્ત કરી શકે છે અને પ્રયત્ન કરે તો દુષ્પ્રાપ્ય એવું (મોક્ષ)પદ ( घनपदम् ) પણ પ્રાપ્ત કરી શકે છે.

---




## मागधं पुरं.

पावं च भोगनगरं वेसालिं मागधं पुरं ।     –सुत्तनिपात, १०१३.

પ્રો. વિ. ફાઉઝબૉલ ઉપરના વાક્યનું આ પ્રમાણે ભાષાંતર કરે છેઃ "And to Pava the city of wealth, to Vesali the city of Magadha (ધનવાળા શહેર પાવા તરફ, મગધના શહેર વેસાલી તરફ). આ ભાષાંતરને આધારે પ્રો. ર્‍હાઇસ ડેવિડ્સ પોતાના "બુદ્ધિસ્ટ ઇન્ડિયા" નામના ગ્રંથમાં (પા. ૨૫) તેમ જ હાલ પ્રકટ થયેલ "કેમ્બ્રિજ હિસ્ટ્રી ઑફ ઇન્ડીઆ" (પુ. ૧ પૃ. ૧૮૮) માં વેસાલિને મગધનું શહેર કહે છે. કલકત્તા યુનીવર્સિટિના પ્રો. દે. રા. ભાણ્ડારકર આને પ્રમાણ તરીકે સ્વીકારીને કહે છે કે "જો આ પ્રમાણે વેસાલિ એ મગધરાજ્યનું પાટનગર હોય તો બિમ્બિસારે એ પ્રદેશને વજ્જીઓ પાસેથી પડાવી લીધો હોય એવો સંભવ છે." (કિારમાઇકલ લેક્ચર્સ, ૧૯૧૮, પૃ. ૭૩.)

હવે અટ્ઠકથાકાર આ વાક્યનો શો અર્થ કરે છે તે જોઇએ. " तत्थ मागधं पुरं ति मागधपुरं, राजगहं ति अधिप्पायो " (અહિં मागधं पुरं નો અર્થ માગધપુર એટલે રાજગહ એવો અભિપ્રાય છે.) એવી એની ટીકા છે. આ પ્રમાણે આ વાક્યનો અર્થ સ્પષ્ટ છે. બાવરીના શિષ્યો પાવા, ભોગનગર, વેસાલિ તથા માગધપુર (રાજગહ) માં થઇને ક્રમશઃ પસાર થાય છે. આથી સ્પષ્ટ જણાય છે કે પ્રો. ફૌઉઝ્બૉલનો અર્થ બીનજરૂરી તથા ખોટો છે અને તેથી પ્રો. ભાણ્ડારકરનું અનુમાન અપ્રમાણિક ઠરે છે.

ભાષાંતરમાં માત્ર આ જ એક ભૂલ નથી. भोगनगरं (જુઓ દીઘનિકાય પુ. ૨ પૃ. ૧૨૩-૧૨૬) નો અર્થ ભોગનું નગર (city of wealth) આવો કર્યો છે તથા તેને પાવાના વિશેષણ તરીકે ગણ્યું છે; પરંતુ भोगनगर એક જુદું જ શહેર હતું અને "પાલી ટેક્સ્ટ સોસાઇટિ"ની નવી આવૃત્તિમાં એને વિશેષ નામ તરીકે લખેલું છે.

પ્રો. ફૌઉઝ્બૉલના અયથાર્થ ભાષાંતરનું એક વધુ ઉદાહરણ આપીએ. खग्गविसाणसुत्त માં " एको चरे खग्गविसाणकप्पो " એ વાક્યનું " એને ગેંડાની માફક એકલો ભટકવા દો " એવું ભાષાંતર કર્યું છે. પરંતુ અટ્ઠકથા તથા ચુલ્લનિદ્દેસે કરેલો અર્થ તદ્દન જુદો જ છે. અટ્ઠકથા " एत्थ खग्गविसाणं नाम खग्गमिगसिंगं " એવી ટીકા કરે છે. ચુલ્લનિદ્દેસનું ભાષાંતર આથી પણ સારૂં છે. હાલ મારી પાસે પુસ્તક નથી પરંતુ મને યાદ છે તેમ " यथा खग्गविसाणं एकं होति अदुतियं " "ગેંડાના શીંગડાની પેઠે એકલા રહેવું જોઇએ "–એ પ્રમાણે છે.

આ ઉદાહરણો હું દોષૈકદૃષ્ટિથી નથી આપતો. પરંતુ આવા અયથાર્થ ભાષાંતરને આધારે ઐતિહાસિક અનુમાનો બાંધવાં એ મોટી ભૂલ છે એટલું હું કહેવા માગું છું.

ધ. કોસમ્બી.

× × × × ×

**पातञ्जलदर्शन-न्यायाचार्य श्री यशोविजयोपाध्यायकृतव्याख्योपेतं तथा हरिभद्री योगविंशिका ( हिन्दीसारसहित ) सम्पादक श्रीमान् पं. सुखलालजी, प्रकाशक लाला डालचन्दजी जौहरी, मन्त्री श्री आत्मानन्द जै. पु. प्र. मंडल, रोशनमुहल्ला, आग्रा. मूल्य रुपया १॥.**

પંડિત સુખલાલજીના આ પુસ્તકને આવકાર આપતાં અમને આનન્દ થાય છે. યશોવિજય ઉપાધ્યાયની યોગસૂત્ર ઉપરની ટીકા છપાએલ ગ્રંથરૂપે પહેલીવાર જ પ્રસિદ્ધ થાય છે. આ ટીકા જૈનપ્રક્રિયા અનુસાર લખાએલી છે. પંડિતજી પ્રસ્તાવનામાં જણાવે છે તે પ્રમાણે આ ટીકા જૈનદર્શન અને યોગદર્શનના સિદ્ધાન્તોનું 'સમન્વય અને વિરોધનું નાનુંસરખું પ્રદર્શન છે.'

યોગવિંશિકા એ હરિભદ્રસૂરિની વીશ વિંશિકાઓમાંની એક છે. મૂળ ગ્રંથ પ્રાકૃતમાં છે. તેમાં સંક્ષેપમાં યોગને લગતા વિચારો દર્શાવ્યા છે. વિંશિકા સાથે યશોવિજયની સંસ્કૃત ટીકા પણ છાપેલી છે.

પંડિતજીએ 'પરિચય'માં આ પુસ્તકમાં છપાએલા ગ્રંથોનો સંક્ષેપમાં પણ સ્પષ્ટ પરિચય કરાવ્યો છે; તેમ જ પતંજલિ, હરિભદ્ર અને યશોવિજયના વ્યક્તિગત ઇતિહાસ આપવા

પણ પ્રયાસ કર્યો છે. સાથે સાથે ગ્રંથની 'વાચના'નો નિર્ધાર કેવી રીતે કર્યો છે તે પણ જણાવ્યું છે.

પ્રસ્તાવનામાં પંડિતજીએ પુરાતત્ત્વમંદિર તરફથી આપવામાં આવેલી વ્યાખ્યાનમાળામાં આપેલા પોતાના યોગવિષયક વ્યાખ્યાનનો હિન્દી અનુવાદ આપ્યો છે. આ લેખમાં પ્રાચીન ઢબના ગંભીર પાણ્ડિત્ય સાથે નૈસર્ગિક તાત્ત્વિક બુદ્ધિનું સરસ મીલન થયું છે. સંશોધન-દૃષ્ટિ પણ લેખમાં રાખવામાં આવી છે. આ લેખ તૈયાર કરવા માટે પંડિતજીએ યોગવિષયક તમામ વૈદિક અને જૈન સાહિત્યનો તથા મળી શક્યું તેટલા બૌદ્ધ સાહિત્યનો પણ ઉપયોગ કર્યો છે. લોકભાષામાં લખાએલ મહાન્ સંતો-જેવા કે જ્ઞાનદેવ, કબીર ઇત્યાદિનાં-ગ્રંથોને પણ લક્ષમાં રાખ્યા છે. આ ઉપરથી જોઇ શકાશે કે પણ્ડિતજીએ વિષયનું નિરૂપણ બને તેટલું વ્યાપક બનાવવા પ્રયાસ કર્યો છે.

આખો લેખ મંદિર તરફથી પ્રકટ થએલ આર્યવિદ્યાવ્યાખ્યાનમાળામાં છપાયો છે, એટલે અંહીંઆં તેનો સાર આપતા નથી. પણ એમાં જે અંગત્યની બાબતો છે તે ઉપર વિદ્વાનોનું ધ્યાન ખેંચીએ છીએ. તત્ત્વજ્ઞાનની દૃષ્ટિએ બે બાબતો ધ્યાનમાં લેવા જેવી છે: એક એ કે યોગવિષયક વિચારો પ્રત્યેક ભારતીય દર્શનના એક ભાગ રૂપે છે; અને બીજું એ કે યોગદર્શનમાં સર્વ દર્શનોનો સમન્વય કરવાનો પ્રયાસ છે.

સંશોધનની દૃષ્ટિએ નીચેની બાબત વિચારવા જેવી છે. શંકરાચાર્ય બ્રહ્મસૂત્રભાષ્યમાં યોગદર્શનનું ખણ્ડન કરતી વખતે 'अथ सम्यग्दर्शनाभ्युपायो योगः' એ રીતે ઉલ્લેખ કરે છે. આ ઉપરથી પંડિતજી અનુમાન કરે છે કે શંકરાચાર્યની પાસે હાલના યોગસૂત્રોથી ભિન્ન-બીજું-યોગશાસ્ત્ર હોવું જોઇએ, કારણ કે હાલનું યોગશાસ્ત્ર 'अथ योगानुशासनम्' એ સૂત્રથી શરૂ થાય છે. યોગ સંબંધી શાંકરભાષ્યમાં બીજા બે ઉલ્લેખો છે: એક તો હાલના યોગસૂત્રોમાં મળી આવતું સૂત્ર છે; બીજો ઉલ્લેખ આખું સૂત્ર નથી પણ હાલનાં યોગસૂત્રના એકાદ સૂત્ર સાથે બંધ બેસાડી શકાય એવો છે. તો પણ 'अथ सम्यग्दर्शनाभ्युपायो योगः' એ ઉલ્લેખની શબ્દરચના વગેરે જોતાં એમ લાગે છે કે બીજા બે ઉલ્લેખો પણ આ ભિન્ન યોગશાસ્ત્રના હોવા જોઇએ, જેનો આરમ્ભ ઉપરના સૂત્રથી થતો હશે.

આ પ્રસ્તાવનામાં જે જે વિષયો ચર્ચાયા છે તે લેખના પેટાવિભાગનાં નામ જોવાથી કલ્પી શકાશે: જેમકે (૧) યોગ શબ્દનો અર્થ, (૨) યોગના આવિષ્કારનું માન, (૩) જ્ઞાન અને યોગનો સંબંધ તથા યોગનો દરજ્જો, (૪) વ્યાવહારિક અને પારમાર્થિક યોગ, (૫) યોગની બે ધારાઓ, (૬) યોગ અને તેના સાહિત્યના વિકાસનું દિગ્દર્શન. (આ વિભાગમાં ઋગ્વેદનાં સૂક્તોથી તે લૌકિક સંતવાણી સુધીના સાહિત્યનું દિગ્દર્શન કરાવ્યું છે; તેમ જ જૈન સંપ્રદાયના યોગવિષયક સાહિત્યનો પણ સંક્ષેપમાં ઉલ્લેખ કર્યો છે.) (૭) યોગશાસ્ત્ર, (૮) મહર્ષિ પતંજલિની દૃષ્ટિવિશાલતા, (૯) જૈનદર્શન સાથે એની સમાનતા, (૧૦) આચાર્ય હરિભદ્રની યોગમાર્ગમાં નવીન દિશા ઇત્યાદિ.

પંડિતજી ગુજરાતી હોવા છતાં તેમણે સુંદર હિન્દીમાં આ ગ્રંથી રચી રાષ્ટ્રભાષાની સેવા બીજા પ્રાન્તના લોકો પણ કેમ બજાવી શકે એ દર્શાવી આપ્યું છે. તત્ત્વજ્ઞાનના દરેક અભ્યાસીને આર્યવિદ્યાવ્યાખ્યાનમાળામાંથી મૂળ લેખને કે આ ગ્રંથમાંથી તેના હિન્દી અનુવાદને ધ્યાનપૂર્વક વાંચી જવા અમારી ખાસ ભલામણ છે. ર.

× × × ×

**પ્રધાનની પ્રતિજ્ઞાઃ** કવિશ્રી **ભાસ**ના **प्रतिज्ञायौगन्धरायण** નાટક ઉપરથી રચી પ્રસિદ્ધ કરનાર **કેશવલાલ હર્ષદરાય ધ્રુવ, અમદાવાદ.** મૂલ્ય સવા રૂપિયો.

**ભારત**ના મહાકવિઓમાં સુકવિ શ્રી **ભાસ**નું ભાગ્ય કાંઇક વિલક્ષણ જણાય છે. કોણ જાણે, કવિકુલગુરૂ કાલિદાસે પોતાનાં નાટકોને લોકપ્રિય કરવા માટે કરેલી **શંકર**ની પ્રાર્થનાના બળથી હો કે કવિતાકાંત **ભવ**ભૂતિએ પોતાનાં નાટકો પ્રતિ લોકોને કૃતજ્ઞતા પ્રકટ કરવા માટે ભજેલા **ભૂત**પતિની કૃપાવિભૂતના બળે હો–અગર ગમે તે કોઇ કારણે હો–પરંતુ એક વખતે આર્ય પ્રજાનાં હૃદયમાં પોતાના સાદા અને સરલ ગુણોથી દૃઢ નિવાસ કરી મુકેલાં એ યશઃશાલી મહાકવિનાં નાટકસંતાનોને સૈકાઓ સુધી અજ્ઞાતવાસ અને લોકાનાદરની કઠિન તપસ્યા કરવી પડી હતી એટલુંજ નહિં પણ વચ્ચે એક સમયે તો, કવિ રાજશેખર જણાવે છે તેમ, ખલજનોના હાથે અગ્નિદેવને આધીન થવા જેવી દેહાંતશિક્ષા પણ ફરમાવવામાં આવી હતી; પરંતુ 'સાચને આંચ નથી' એ વિધાનાનુસાર એ સત્કર્મી સુકવિના શ્રેષ્ઠ માનસપુત્ર '**સાચા સ્વપ્ન**' ને અગ્નિદેવ પણ જરાએ આંચ આપી શક્યા નથી અને આખરે પોતાના સારા ગુણોના યોગે ભારતવંશના ગૌરવરક્ષક પાંડવભાઇઓની માફક, ભાસકવિના યશઃપ્રકાશક આ નાટકભાંડુઓએ પણ પુનઃ ઉત્તમ લોકાદર અને ગત ગૌરવ પ્રાપ્ત કર્યાં છે. એ મહાકવિના અક્ષરદેહનું પુનર્જન્મ થએ જો કે પૂરો એક યુગ વીત્યો નથી છતાં તેની યશોરાશિ તો, યુગયુગાંતરથી જનસમૂહમાં ઉંચું આસન અને સારૂં સન્માન પામતા આવેલા કવિકુલગુરૂઓની યશોરાશિ કરતાં પણ અધિક પ્રમાણમાં ફેલાતી જાય છે.

જ્યારથી એ મહાકવિનાં સુંદર નાટકો પ્રસિદ્ધમાં આવ્યાં છે ત્યારથી દેશ અને વિદેશના સંસ્કૃત સાહિત્યોપાસકોમાં એ નાટકોના સંબંધમાં જે અનેક પ્રકારના ઊહાપોહો ચાલી રહ્યા છે તેને બાજુએ મુકીએ તોપણ દેશ અને વિદેશની વિવિધ ભાષાઓમાં એ નાટકોનાં જે અનેક ભાષાંતરો થયાં છે અને થતાં જાય છે તેજ એની વિદ્વત્પ્રિયતાની પૂર્ણ સાક્ષી આપી શકે છે. અમને જાણીને આનંદ થાય છે કે ગીર્વાણગિરાની સ્વર્ગીય ફુલવાડીમાં એક શ્રેષ્ઠ માલીએ ઉપજાવેલાં અનુપમ રસપૂર્ણ કાવ્યફળોનો રસાસ્વાદ ગુર્જરગિરાના ઉપાસકોને આપવા માટે પણ ગુર્જર સાહિત્યોદ્યાનના પ્રસિદ્ધ 'વનમાલિએ પ્રશંસનીય પ્રયત્ન આરંભ્યો છે.' આની પહેલાં જ **स्वप्नवासवदत्त** અને **मध्यम** નામનાં **ભાસ**નાં બે નાટકોનું સુંદર ભાષાંતર પોતાની માતૃભાષાના ચરણે ભેટ કરી, એજ મહાકવિના **प्रतिज्ञायौगंधरायण** નામે એક ત્રીજા નાટકના આ ઉત્તમ ભાષાંતરની નવી ભેટ શ્રીયુત કેશવલાલભાઇએ હાલમાં જ ઉપસ્થિત કરી છે. જ્યાં સુધી અમે જાણીએ છીએ, હિંદુસ્થાનની કોઇ પણ દેશભાષામાં **ભાસ**ની આ સુંદર કૃતિઓમાંની એકનું પણ આવું અત્યુત્તમ ભાષાંતર હજી સુધી થયું નથી ત્યારે સદ્ભાગ્ય છે ગુજરાતીના કે એ મહાકવિની ત્રણ ત્રણ કૃતિઓનાં સુંદર અને સુંદરતર ભાષાંતરો પ્રકટ થઇ ચુક્યાં છે અને આવી રીતે માતૃભાષાની અત્યુત્તમ સેવા બજાવવા માટે શ્રીયુત કેશવલાલભાઇને જેટલાં અભિનંદન આપીએ તેટલાં ઉચિત જ છે. અસ્તુ.

(આ નાટકની પ્રસ્તાવના અને પાઠચિકિત્સાના સંબંધમાં વિશેષ વિચાર કોઇ આગળના અંકમાં કરવા ઇચ્છીએ છીએ.)

જિ. વિ.

The Text of the S'akuntala,+ by B. K. Thakore B.A.I.E.S. pp. 96. 1922.

પૂનામાં ભરાએલી 'પ્રથમ પ્રાચ્યવિદ્યા-પરિષદ્' માં આ ગ્રંથ નિબંધ રૂપે રજુ કરવામાં આવ્યો હતો. આ નિબંધનો કેટલોક ભાગ પ્રો. ઠાકોરે પરિષદ્‌ના 'સાહિત્ય વિભાગ'માં વાંચી બતાવ્યો હતો. તે સમયે અમને એમ લાગેલું કે તે વિભાગમાં વંચાએલા નિબંધોમાં તે ઉત્કૃષ્ટ હતો. ગ્રંથ રૂપે તેનું અધ્યયન કરતાં એ મત દૃઢ થાય છે.

આ ગ્રંથમાં પ્રો. ઠાકોર 'શાકુન્તલ' નાટકની સર્વમાન્ય થાય એવી વાચનાની આવશ્યકતા જણાવી તે કેવી રીતે સિદ્ધ કરી શકાય તે ઉદાહરણો સાથે સમજાવે છે. 'અભિજ્ઞાન શાકુન્તલ' એ સંસ્કૃતસાહિત્યમાં શિરોમણિ છે અને જગતના સાહિત્યમાં ઝળહળતું રત્ન છે; અને છતાં એ આ અભિપ્રાય બાંધવાને આધારભૂત શાકુન્તલનો પાઠ અનિર્ણીત છે. આ ખરેખરી વિષમ સ્થિતિ છે. સામાન્ય પાઠનિર્ણયના નિયમોથી શાકુન્તલના-દેવનાગરી, બંગાળી અને કાશ્મિરી-એમ ત્રણ પાઠ નક્કી કરી શકાય છે. પણ એક ગ્રંથના આવા ત્રણ પાઠ અસહ્ય છે. પ્રો. ઠાકોરનું કહેવું યથાર્થ છે કે કોઈ પણ સંસ્કારી માણસ શાકુન્તલના ત્રણ પાઠ સાંખી શકે નહિ. સર્વ સહૃદય સાહિત્યરસિકોને માન્ય થાય એવી એક ચોક્કસ વાચનાની આવશ્યકતા નિર્વિવાદ છે.

પણ પ્રશ્ન એ છે કે જ્યાં પાઠાન્તરોની સંખ્યા થકવી નાખે એવી હોય અને જેની પ્રતો, પ્રો. ઠાકોર જણાવે છે તે પ્રમાણે, સોળમા સૈકાથી પ્રાચીન ન હોય, ત્યાં કાલિદાસને અભિપ્રેત પાઠ કયો હશે એ શી રીતે નક્કી કરવું? પાઠ કેમ ભ્રષ્ટ થાય છે અને તે કેવી રીતે શુદ્ધ કરી શકાય એની નાની મોટી કુંચીઓ આ દેશના અને પશ્ચિમના વિદ્વાનોએ શોધી કહાડી છે. પ્રો. ઠાકોર આ કુંચીઓનો કરી શકાય તેટલો ઉપયોગ કરવાની વિરુદ્ધ નથી; પણ એ પોતે જેનો આગ્રહ રાખે છે તે સહૃદયતાની કુંચી છે. દેવનાગરી, બંગાળી અને કાશ્મિરી એ ત્રણે પાઠમાં જે ભેદ હોય તેનું 'ઔચિત્ય' ની દૃષ્ટિએ નિરીક્ષણ કરવું જોઇએ. આ ઔચિત્યના નિર્ણયમાં અનેક મતભેદ હોવાનો સંભવ છે એ પ્રો. ઠાકોર જાણે છે. પણ એમને શ્રદ્ધા છે કે 'કાલિદાસ એવો સાહિત્યકાર છે કે જેના વિષે ખાત્રીથી એમ કહી શકાય કે જો અનેક પાઠાન્તરોમાંથી આપણે એ શોધી શકીએ કે અમુક પાઠ નિર્વિવાદરીતે વધારેમાં વધારે સુંદર, અર્થપૂર્ણ, ઉચિત અને નાટ્યકળાની દૃષ્ટિએ અસરકારક છે તો તે નિર્વિવાદરીતે કાલિદાસનો છે.' આ શ્રદ્ધાથી પ્રેરાઇ એમણે આ નવીન પદ્ધતિનો આગ્રહ કર્યો છે.

'કાલિદાસનું હોય તે ઉત્તમ હોય' એવી સામાન્ય શ્રદ્ધા વિષે બહુ મતભેદને અવકાશ નથી. મતભેદ 'કાલિદાસની દૃષ્ટિએ અમુક પાઠ ઉત્તમ હશે કે નહિ એ બાબતમાં હોવાનો સંભવ છે. અને તેથી કેવળ અભ્યાસકની રસવૃત્તિને પ્રમાણ ગણી ચાલવું એ ઉચિત નથી. અનેક પ્રતોમાં જે સમાન ભાગ હોય તેને મૂળ પાઠ તરીકે સ્વીકારવો એ એક બાહ્ય કસોટી છે; બીજી કસોટી કાલિદાસના અન્ય ગ્રંથોમાંથી જે સમાન બાબત હોય તેનો વિચાર કરી શબ્દમાં, અર્થમાં, સાદૃશ્ય શોધવામાં, અને કલાચાતુર્યમાં કાલિદાસની ખાસીયતો-તેનું વિશિષ્ટ પ્રસ્થાન શું છે-તેનો સ્વતંત્ર રીતે નિર્ણય કરવો જોઇએ.

+ 'શકુન્તલાની વાચના' લેખક બ. ક. ઠાકોર. બી. એ. આઇ. ઇ. એસ. પા. ૯૬. ૧૯૨૨.

આમાં કાલિદાસના અનેક પ્રકારના દોષો જેવા કે રસની ક્ષતિ કરે એવા અર્થાન્તરન્યાસો,[1] અનુચિત શબ્દાલંકરો, સીતા જેવી સ્ત્રીને રામ જેવા પુરુષને મુખે વિષયનું સાધન કહેવામાં રહેલી ભાવનાની ક્ષુદ્રતા[2] ઇત્યાદિ પણ આવી જાય. આ દૃષ્ટિએ વિચારતાં એમ લાગે છે કે કળાની દૃષ્ટિએ જે ઉત્તમ લાગે તે કાલિદાસનું હોય એ કલ્પના સાથે તેની ગુણદોષમય વિશેષતાના અનુભવનો પણ પાઠનિર્ણયમાં ઉપયોગ થવો જોઇએ. અમને એમ લાગે છે કે એક બાજુ કેવળ બાહ્ય પ્રમાપકો અને બીજી બાજુ કેવળ આન્તર રસવૃત્તિ. તે બન્ને વચ્ચે ઉપર જણાવ્યો તે મધ્યમ માર્ગ છે; અને ગ્રાહ્ય છે.

પ્રો. ઠાકોરના નિબંધનું એક ઉત્તમ લક્ષણ એ છે કે એમણે પાઠનિર્ણયની તાત્ત્વિક ચર્ચા સાથે અનેક ઉદાહરણોથી માર્ગ પણ બતાવ્યો છે. એ ઉદાહરણોની ચર્ચામાં પ્રો. ઠાકોરની ઉંડી રસબુદ્ધિ અને ચિકિત્સાપદ્ધતિ પાને પાને જણાઇ આવે છે. ગ્રંથને અન્તે આપેલું ટીપ્પણ પણ એટલું જ મનનીય છે. સ્થળસંકોચને લીધે અમે ઉદાહરણો ટાંકી શકતા નથી; પણ દરેક અંગ્રેજી જાણનાર કાલિદાસના અભ્યાસકને આ ગ્રંથનો ધ્યાન અને મનનપૂર્વક અભ્યાસ કરવાની અમે સલાહ આપીએ છીએ.

પ્રો. ઠાકોરને એમના અનેક મિત્રોએ એમની પોતાની શ્રદ્ધા અનુસાર 'શાકુન્તલ' ની એક આવૃત્તિ તૈયાર કરવાનું કહ્યું છે. અમે પણ એમને એ વિનન્તી કરવાની ધૃષ્ટતા કરીએ છીએ. છેવટે એટલું તો ઇચ્છીએ છીએ કે તેઓ આ નિબંધને વધારે વિસ્તારથી ગૂજરાતીમાં લખી સ્વભાષાનું ઋણ ઉતારશે. 'ર'

\+ + + + + +

**વિવિધજ્ઞાનવિસ્તાર**ના ચાલુ વર્ષના મે મહિનાના અંકમાં **રા. ચિંતામણરાવ વૈદ્યે** **મરાઠી ભાષાની ઉત્પત્તિ** એ વિષય ઉપર એક નિબંધ પ્રસિદ્ધ કર્યો હતો તેના ઉપર વિલિંગ્ડન કૉલેજના મરહુમ અધ્યાપક ડૉ. ગુણેએ અનેક આક્ષેપો કર્યા, ને પછી તે વિષય ઉપર એ માસિકમાં ઘણી ચર્ચા થઇ. ચર્ચા વ્યક્તિવિષયક નિન્દાથી ભરેલી છે તો પણ વિષય સંબંધેના બન્ને વિદ્વાનોના મતો મહત્ત્વના હોવાથી એ ચર્ચાનો સાર અમે ત્રૈમાસિકમાં આપીએ છીએ—

રા. વા. ગો. **આપટે**એ પોતાની મરાઠીકોશની પ્રસ્તાવનામાં **મંગળવેઢા**નો તામ્રલેખ આપીને મરાઠીનો પ્રાચીન લેખ ઇ. સ. ૪૦૦ના વખતનો છે એમ કહ્યું. આજ મુદ્દો લઇને **રા. વૈદ્યે** નિબંધ લખ્યો. પછી ભારત–ઇતિહાસ–સંશોધક મંડળમાં તપાસ કરતાં એમ જણાયું કે ઉપર્યુક્ત તામ્રપટનો શક જે ૪૧૦, તે **શાલિવાહન**નો શક નથી પણ **શિલાહેરા**નો છે ને તેની શરૂઆત **શાલિવાહનના** ૭૧૫ મા શકથી થાય છે.

વૈદિકસંસ્કૃત–સંસ્કૃત–પ્રાકૃત મહારાષ્ટ્રી–અપભ્રંશ–મરાઠી એવી હાલની મરાઠી ભાષાની ઉત્પત્તિપરંપરા છે. મરાઠીમાં પણ વૈદિક સંસ્કૃતના કેટલાક શબ્દ જોવામાં આવે છે જેમકે **'त्यो'** સર્વનામ. મહારાષ્ટ્રના ખેડુતવર્ગમાં આ શબ્દ પ્રચલિત છે એમ કહી તે ઉપરથી **રા. વૈદ્ય** ખેડુતો વૈદિક આર્યોના વંશજો છે એમ કહે છે. ડૉ. ગુણે તેમને જવાબ આપતાં કહે છે કે આર્યવંશીય માણસ આર્ય ભાષા જ ઘણે ભાગે બોલે એ સિદ્ધાન્ત શાસ્ત્રીય બુદ્ધિને રુચે પણ આર્ય ભાષા બોલનાર આર્ય જ હોય એ ઉલટો સિદ્ધાન્ત ગ્રાહ્ય ન થઇ શકે.

---

૧. ઉદાહરણ તરીકે મેઘદૂતનો પાંચમો શ્લોક. ૨. રઘુવંશ સ. ૧૪ શ્લો. ૩૪.

મરાઠી ગ્રન્થકારો નંદભાષાના શબ્દોને નામે કેટલાક દ્રાવિડી શબ્દો આપે છે. નંદભાષાને દ્રાવિડી ભાષા કહેવાનું આ જ કારણ હોવું જોઇએ એમ કહી વૈદ્ય સિદ્ધાન્ત બાંધે છે કે નંદ એટલે ગોવાળીઓ. આ વ્યુત્પત્તિથી આ ભાષા દ્રાવિડવંશીય ગોવાળીઆની હોવી જોઇએ. ડૉ. ગુણે કહે છે કે કેટલાક દ્રાવિડી ભાષાના શબ્દોને નંદભાષાના કહેવાથી આખી નંદભાષા દ્રાવિડી થઇ જતી નથી. ભાષાનું વ્યક્તિત્વ, વૈદ્યે પોતે જ કહ્યા મુજબ, એકલા શબ્દસમૂહ ઉપર આધાર રાખતું નથી પણ ક્રિયાપદનાં રૂપ, વિભક્તિપ્રત્યયો વગેરે એટલે કે વ્યાકરણ ઉપર આધાર રાખે છે.

મરાઠી ભાષામાં ઘીના અર્થમાં વપરાતા 'तूप' શબ્દ ઉપરથી રા. વૈદ્ય આખો એક સિદ્ધાન્ત ઠોકી દે છે: પ્રાચીન કાળમાં મહારાષ્ટ્ર દેશ એ દણ્ડકારણ્યનો પ્રદેશ હતો; કોઇક જ ઠેકાણે દ્રાવિડી ગોવાળીઆઓની વસતી હતી. આર્યોએ જ્યારે આ ભાગમાં વસાહત કરવા માંડી ત્યારે ગોવાળીઆના સંસર્ગમાં આવીને તેમના ઘૃત શબ્દનો લોપ થઇ ગયો ને तूप શબ્દ પ્રચારમાં આવ્યો. ગુણે કહે છે કે દણ્ડકારણ્યનો વિસ્તાર, તેમાં રહેતા લોકો કઇ જાતના હતા ઇત્યાદિ પ્રશ્નોનો હજી નિર્ણય થયો નથી. એવામાં આવી રીતે બેધડક સિદ્ધાન્ત રા. વૈદ્યે ઠોકી દીધો છે. નંદ ગોવાળીઆ દ્રવિડવંશી નથી એ વાત સિદ્ધ છે. આ લોકો ગુજરાત માળવામાં પ્રબળ જે અહીર લોકો તેમાંની કોઇ જાતિના છે. અસલ ઇ. સ. પૂર્વે ત્રીજા સૈકામાં તેઓ હિંદુસ્તાનમાં આવ્યા. મથુરામાં પહેલો નિવાસ કરી, પછી સુરાષ્ટ્રથી બહાર સુધી તેઓ પ્રસરી ગયા. મહારાષ્ટ્રના ગોવાળીઆ સાથે તેમનો કશો સંબંધ નથી.[1] વૈદ્ય આને ફરી જવાબ આપતાં કહે છે કે તે વખતના ઘી વેચનારા ગોવાળીઆ દ્રવિડવંશી જ હતા એમાં શક નથી.

મરાઠી ભાષા જ્ઞાનેશ્વર પહેલાં ઉત્પન્ન થઇને પહેલાં મહારાષ્ટ્રમાં પ્રચલિત જે પ્રાકૃત-મહારાષ્ટ્રી તે મૃત થઇ એ ઐતિહાસિક સત્ય છે એમ કહેતાં વૈદ્યે અપભ્રંશ ભાષાને કહાડી મુકી છે. અપભ્રંશ એ મરાઠીની પ્રત્યક્ષ જનની છે એ વાત રાજવાડે તેમજ ભાંડારકરે સિદ્ધ કરી છે.

ભાષાની ઉત્પત્તિ વિષે રા. વૈદ્ય પોતાની કલ્પના પ્રમાણે બે સિદ્ધાન્ત આપે છે: પારકો અમલ નવી ભાષાની ઉત્પત્તિનું કારણ હોઇ શકતો નથી. (૧) જ્યારે એક સમાજ બીજા સંસ્કૃત સમાજની સાથે ભળી જાય છે ને તેની ભાષા બોલવાનો પ્રયત્ન કરે છે ત્યારે નવી ભાષા ઉત્પન્ન થાય છે; અગર તો (૨) સમાજમાં વિલક્ષણ સંક્ષોભ થઇ જ્યારે નવીન વિચારક્રાન્તિ થાય છે ત્યારે નવી ભાષા ઉત્પન્ન થાય છે. ફ્રેંચ, ઇટાલિયન ઇત્યાદિ ભાષાની ઉત્પત્તિ પહેલા સિદ્ધાન્તના ઉદાહરણ રૂપ છે ને આપણી તરફની પ્રાકૃત ભાષાની ઉત્પત્તિ બીજા સિદ્ધાન્તના પ્રમાણરૂપ છે.

ડૉ. ગુણે ઉપલા સિદ્ધાન્તોનો વિરોધ કરતાં કહે છે કે Renaissance ને લીધે યુરોપમાં નવી ભાષા ઉત્પન્ન થઇ નહિ એટલું જ નહિ પણ જુની ભાષાઓના સ્વરૂપમાં કાંઇ ફરક થયો નહિ. (રા. વૈદ્ય એમ કહે છે કે Renaissance ની ચળવળ બૌદ્ધ ધર્મનો ઉચ્છેદ થયા પછી હિંદુધર્મની પુનર્ઘટનાની ચળવળ કરતાં ઘણી જ હીનબળ હતી.

૧. જુઓ Tribes and Castes of Bombay p. 20 અને Tribes and Castes of Bengal p. 42.

ત્યાં એક ધર્મનો બીજા સાથે વિગ્રહ ન હતો માત્ર કેટલીક રૂઢીઓ સામે બંડ હતું.) તેથી ઉલટું જે જે વખતે ને જ્યાં જ્યાં નવી ભાષા ઉત્પન્ન થઇ તે તે વખતે ને ત્યાં ત્યાં ભિન્ન સંસ્કૃતિના, ભિન્ન ભાષાના, ને ભિન્ન માનવવંશના લોકો વચ્ચે વિગ્રહ થઈ તેમાં કોઇ પણ બાબતમાં હીન એવા જે હોય તે પ્રબળ પક્ષ સાથે ભળી જાય છે ત્યારે જ નવી ભાષા પેદા થાય છે. અને એવી જ રીતે ઇ.સ. પૂર્વે ૧૦૪૦ થી ઇ.સ. પૂર્વે ૮૦૨ સુધીમાં જુદી જુદી પ્રાકૃત ભાષાઓ ઉત્પન્ન થઇ. તે વખતે આર્ય લોક બહારથી આવ્યા ને અહીંના જીતાયલા લોકો ઉપર તેમણે પોતાની ભાષા પણ ઠોકી બેસાડી. ભિન્ન માનવ જાતિના એક ભિન્ન, (લગભગ હીન); સંસ્કૃતિના આ લોક હોવાથી તેમને મોઢે સંસ્કૃતનું રૂપ મૂલતઃ વિકૃત થઇને પ્રાકૃત ભાષાનો જન્મ થયો. તેવોજ બનાવ ઇ.સ. ૩૦૦ ને આશરે બન્યો. આ વખતે પહ્લવ, શક, ગોપાળ, અહીર ઇત્યાદિ અન્ય ભાષા બોલનારા અને અન્ય ધર્મના લોકો પંજાબમાંથી હિંદુસ્તાનમાં પેઠા. તેમણે કેટલોક વખત રાજ્યસત્તા ભોગવી પણ તેમની સંખ્યા અલ્પ હોવાને લીધે તથા સંસ્કૃતિ હીન હોવાને પરિણામે તેઓ આપણી સાથે ભળી ગયા અને આપણી પ્રાકૃત ભાષા બોલવા લાગ્યા. આમાંની જુદી જુદી અપભ્રંશ ભાષાઓની ઉત્પત્તિ થઇ. હાલની આપણી પ્રાન્તિક ભાષાની ઉત્પત્તિનું તેવુંજ કોઇ પણ કારણ હોવું જોઇએ; અને તે ઇતિહાસમાં મળી પણ આવે છે.

ઇ.સ. ના આઠમા સૈકાથી આરબ લોકોએ હિંદુસ્તાન ઉપર સ્વારીઓ કરવાની શરૂઆત કરી પણ તેમની મોટી ટોળીઓને આપણા દેશમાં આવી આપણી સાથે ભળી જતાં ૧૧ મા સૈકા સુધીનો કાળ વીતી ગયો. આ ધમાલ અને વિગ્રહનું ફળ તે હાલની હિંદી–મરાઠી ઇત્યાદિ પ્રાન્તિક ભાષાઓ છે. (આ વિધાનની સામે વૈદ્ય વાંધો ઉઠાવે છે. આરબ લોકો હિંદુસ્તાનમાં સિંધની આણી પાર આવ્યા જ નહતા. મહમુદે સ્વારી કરી તેમાં પણ તેનો હિંદીઓ સાથે ગાઢો પરિચય થયો નહિ. ને મરાઠી ને બંગાળી ભાષાના પ્રાન્તમાં તો તેનો કોઇ પણ જાતનો સંબંધ આવ્યો નહતો. બીજું મરાઠી કે ઇતર ભાષાઓ ઉપર અરબી ભાષાની છાપ લેશ માત્ર પણ નથી. આ ગુણેનું સ્વકપોલકલ્પિત વિધાન છે! ઐતિહાસિક સત્યનું આ વિધાનમાં નામ પણ નથી!)

જો અંતઃસ્થ ધાર્મિક ચળવળ કે વિચારક્રાન્તિથી નવી ભાષા પેદા થતી હોય તો આપણી જાણમાં ભાષાપરિવર્તનના ત્રણ પ્રસંગ મળી આવે છે—ઇ. સ. પૂર્વે ૧૫૦ અને તે પહેલાં શુંગ રાજાના કાળમાં જ્યારે બૌદ્ધધર્મની ગ્લાનિ થઇ, બ્રાહ્મણધર્મનું ફરીથી સંસ્થાપન થયું ત્યારે; અને ગુપ્ત રાજાઓએ હિંદુધર્મને રાજ્યાશ્રય આપી ફરીથી તેને ઉત્તેજન આપ્યું ત્યારે.

પણ તે તે પ્રસંગોએ ભાષાપરિવર્તન થયાનું ઇતિહાસ કહેતો નથી. શંકરાચાર્યના વખતે થએલી બૌદ્ધિક ચળવળ પછી પણ એવાજ બે પ્રસંગ ઉપસ્થિત થયેલા છેઃ એક મહારાષ્ટ્રમાં અને બીજે સંત કવિઓનો ઉદ્ભવ અને બીજો અંગ્રેજી અમલ તથા તેમના સાહિત્યની અસર. માટે બીજી ભાષાઓના પૂર્વ ઇતિહાસ ઉપરથી ભાષાશાસ્ત્રજ્ઞોએ જે કારણ ઠરાવ્યું છે તેજ યથાયોગ્ય છે એમ માનવું જોઇએ. પ્રાકૃત તેમજ અપભ્રંશની બાબતમાં તે લાગુ પડે છે એમ આપણે જોયું છે. દરેક વખતે ભિન્ન સંસ્કૃતિના બે માનવ વંશો વચ્ચે ઝગડો થયો હતો.

હવે હાલની પ્રાન્તિક ભાષાની ઉત્પત્તિ ૧૦માથી ૧૨મા સૈકાની વચ્ચે થઇ એમ ગુણે કહે છે. ૧૩મા સૈકામાં મરાઠી, ગુજરાતી ઇત્યાદિ ભાષાઓમાં વાઙ્મયરચના જોવામાં આવે છે. આઠમા સૈકામાં આરબો જલમાર્ગે સિંધ કચ્છ સુધી આવી ગયા હતા. રાજપુતાનામાં હાર ખાવાથી તેમને પાછા ફરવું પડયું. તેમણે પંજાબમાં પોતાની સત્તા કાયમ કરી. ૧૦મા સૈકામાં સિંધુ નદીની આણીપાર પણ તેઓ આવ્યા. એટલે તેમની પહેલાં આવેલા ક્ષત્રિયો જે ઉત્તરમાં હતા તે મહારાષ્ટ્ર તરફ ગયા, તથા તેમણે મહારાષ્ટ્ર ને ગુજરાતમાં રાજ્યો સ્થાપ્યાં. પરમાર, ચાલુક્ય, ને ચૌહાણ રાજ્યો તે આજ. આ લોકો ભિન્ન ધર્મ ને સંસ્કૃતિના હતા એટલે અહીંના લોકો સાથે તેમના ભળી જવાની વખતે નવી ભાષાની ઉત્પત્તિનો પ્રસંગ ઉપસ્થિત થયો. પછી ૧૧મા સૈકામાં મહમુદ ગિઝનીએ ચઢાઇઓ કરવા માંડી ને મહમદ ઘોરીએ તો રાજસત્તા સ્થાપી પોતાનાં લશ્કર બંગાળ સુધી મોકલ્યાં હતાં. તે ફક્ત લૂટ કરવા આવ્યો ન હતો. બંગાળાને બહાર પ્રાંત ૧૧૯૪–૯૫ માં મુસલમાનોને હાથ ગયો. તેરમા સૈકામાં અલ્લાઉદ્દીને ગુજરાતના કર્ણરાજાના રાજ્યનો નાશ કર્યો ને દક્ષિણમાં દેવગિરિના યાદવોનો ૧૨૯૪ માં પરાભવ કર્યો. આ તાર્તર, આરબ, અફઘાન લોકોએ આપણો ધર્મ સ્વીકાર્યો નહિ પણ આપણી ભાષા તેમને બોલવી પડી ને આજ સંઘર્ષણને પરિણામે હાલની ભાષાની ઉત્પત્તિ થઇ.

બૌદ્ધ ધર્મની પડતી અને હિંદુ ધર્મની પુનર્ઘટનાની ચળવળને પરિણામે જ મરાઠી ઇત્યાદિ ભાષાઓની ઉત્પત્તિ થઇ; હર્ષના મરણ પછી (ઇ. ૬૪૫) બૌદ્ધ ધર્મની પડતી શરૂ થઈ અને કુમારિલ ભટ્ટના લખાણથી વૈદિક ધર્મનો ફરીથી ઉદય થયો. બૌદ્ધ ધર્મની પૂર્ણ ઇતિશ્રી શંકરાચાર્યને વખતે થઇ એમ વૈદ્ય કહે છે. બૌદ્ધ ધર્મની પડતી ને હિંદુ ધર્મની પુનર્ઘટનાની આથી ઘણા વખત પહેલાં શરૂઆત થઈ હતી એમ ડૉ. ગુણે કહે છે. મહાભારતના ઉપસંહાર નામના પોતાના ગ્રંથમાં વૈદ્ય પણ કહે છે કે ભારતનું મહાભારત સૌતિએ એ જ કારણ માટે કર્યું. બૌદ્ધ ધર્મનો ઉચ્છેદ વૈદ્ય કહે છે તે કરતાં મોડો થયેલો છેઃ "Before Mahommedan Conquest they were the lords. The Government was for four centuries in their hands. They had vast monasteries, exercised great influence in their own country and *other neighbouring countries. They had learning on their side.*" (હરપ્રસાદ શાસ્ત્રીનો લેખ, મૉડર્ન રિવ્યુ પા. ૪૮૪).

આ વિધાન એકતર્ફી ને ભૂલ ભરેલું છે એમ વૈદ્ય કહે છે. કદાચ બંગાલ માટે જ ખાસ લાગુ પડે!

મરાઠીએ શબ્દસમૂહ સંસ્કૃતમાંથી લીધો; અને નામનાં તથા ધાતુનાં રૂપ પણ સંસ્કૃતના અનુકરણથી જ ઘડયાં એવી રીતે મરાઠીની ઉત્પત્તિ થઇ એમ વૈદ્ય કહે છે. ગુણે એમ કહે છે કે તત્સમ શબ્દો તો પ્રાકૃતમાં પણ હોઇ પણ ફેરફાર વગર લેવામાં આવે છે. આ કાંઇ મરાઠીનું વૈશિષ્ટ્ય નથી. બીજું, સંસ્કૃત શબ્દ તે જ રૂપમાં મરાઠીમાં શિષ્ટ લોક જ વાપરે છે. સાધારણ જનસમાજ તેને નરમ કરી નાખે છે.

વિભક્તિની બાબતમાં પ્રાકૃત સંસ્કૃતનું અનુકરણ કરે છે. ફક્ત પ્રત્યયને નરમ બનાવી દે છે. અપભ્રંશે આ પ્રત્યયોની સામે પણ બંડ કર્યું છે. તેણે વિભક્તિપ્રત્યયમાં ઘણા ફેરફાર

કર્યા. પ્રથમા એકવચન ઉકારાન્ત કર્યું, અગર તો તેને રજા આપી; તૃતીયાના એકવચનનાં બે ત્રણ નવાં રૂપ ઘડયાં; ચતુર્થીને તો પ્રાકૃતમાં જ રજા અપાઇ હતી અને પછીથી તેનું કામ સધાવા લાગ્યું હતું; પંચમીનાં બે ચાર રૂપ કર્યાં; ષષ્ઠીનું એક જ રૂપ કાયમ રાખ્યું ને વધારામાં તેને વિશેષણનું રૂપ આપી 'तण' 'केर' ઇત્યાદિ પ્રત્યયો જોડવાનો રિવાજ પાડયો. આ ફેરફાર મહત્ત્વનો છે. આ જ પ્રકાર આગળ મરાઠીએ પોતાનો કરી બીજી કેટલીક વિભક્તિને પણ લગાડયો.

| | |
|---|---|
| प्रथमा અને संवोधन- | आ,-उ, એકવચન |
| | -आ,-अ, અનેકવચન |
| द्वितीया | -પ્રથમા પ્રમાણે. |
| तृतीया | -एं,-ए,-एण એકવચન. |
| | -हिं, एहिं, (-इहिं, ) અનેકવચન |
| चतुर्थी | -વિભક્તિ જ ઉડાવી મૂકી. |
| पञ्चमी | -हे,-हू, (-हो ) એકવચન |
| | -हुं અનેકવચન |
| षष्ठी | -सु,-हो, (-हु )-स्सु એકવચન |
| | हं અનેકવચન. |
| सप्तमी | -इ,-ए,-ईं એકવચન |
| | -हिं,-हुं અનેકવચન. |

આની મરાઠી પ્રત્યયો સાથે સરખામણી કરતાં જણાશે કે (૧) પ્રથમા વિભક્તિ એક વચનમાં उ, ओ, आ પ્રત્યય લગાડવા અથવા બન્ને વચનમાં તેમ જ દ્વિતીયામાં પણ તે ન લગાડવાનો પ્રકાર, (૨) ષષ્ઠી વિભક્તિ વિશેષણરૂપ બનાવીને તેને ધાતુસાધિત પ્રત્યય જોડવાનો પ્રકાર, અને (૩) બીજી કેટલીક વિભક્તિ નવા પ્રત્યયો લગાડીને બનાવવાનો પ્રકાર આ સર્વ પ્રકાર મરાઠીએ નવા જ કોઇ ઠેકાણેથી આણ્યા નથી; તે અપભ્રંશમાં જ મળી આવે છે.

લકારની બાબત પણ એમ જ છે. આનો પત્તો પણ અપભ્રંશ ઉપરથી લાગે છે. આ પ્રકાર પણ મરાઠીએ નવીન જ કોઇ ઠેકાણેથી પેદા કર્યો નથી. વૈદ્યનું કહેવું એમ છે કે પ્રત્યક્ષ સંસ્કૃત રૂપ ઉપરથી મરાઠીએ પોતાના લકાર ઘડયા છે. પણ તે પ્રાકૃતમાં મળી આવે છે તેથી લકાર બનાવવાનું શ્રેય મરાઠી લઇ શકતી નથી.

| અપભ્રંશ | મરાઠી |
|---|---|
| करमि, करउं, करह-हं | करीं, करूं |
| करहि करहु-हुं | करिशी, करां |
| करइ, करन्ति | करी, करिती. |

મરાઠીમાં આ રીતે વર્તમાનકાળનાં રૂપ થયાં છે. સાદા વર્તમાનનાં રૂપ પ્રાકૃતના વર્તમાનવાચક ધાતુસાધિતો ઉપરથી થએલાં છે.

ભૂતકાળ—कय, गय, घडिय, बोल्लिय, वारिय, वुत्त, संसेपिय ઇત્યાદિ ભૂતકાળવાચક ધાતુસાધિતોના કર્તાની જાતિ પ્રમાણે બદલનારાં રૂપો હોઇને તે વડે ભૂતકાળ દર્શાવવાની રીત મરાઠી પહેલાં અપભ્રંશમાં હતી. અપભ્રંશે તે પ્રાકૃતમાંથી લીધી. पकल्ल, नवल्ल, उवरिल्ल, ઇત્યાદિ માટે તથા મરાઠીના घडलें, चढलें ઇત્યાદિ રૂપો માટે સંસ્કૃત તરફ જવું અશાસ્ત્રીય છે.

મરાઠી ભવિષ્યકાળ જૂના વર્તમાન ઉપરથી બનાવેલો છે. એ करीन, करशील, कराल ઇત્યાદિ રૂપ ઉપરથી જણાશે.

અપભ્રંશમાં આજ્ઞાર્થનાં ત્રણ રૂપ છે એમ હેમચંદ્રના વ્યાકરણ ઉપરથી જણાય છે. એક–ઇ પ્રત્યયનું, બીજું–ઉ પ્રત્યયનું, ને ત્રીજું–હિ પ્રત્યયનું.

વિધ્યર્થ પણ મરાઠીએ સંસ્કૃત ઉપરથી બનાવ્યો નથી. તે પ્રાકૃત અપભ્રંશ ઉપરથી જ તેણે લીધો છે.

કર્મણિ પ્રયોગ જૂની મરાઠીમાં પ્રાકૃત અપભ્રંશ ઉપરથી લીધેલો છે. અપભ્રંશ–कपज्जइ, गिलिज्जइ, ઇત્યાદિ જૂની મરાઠીમાં कल्पिजे, गिळिजे ઇત્યાદિ.

આ ઉપરથી જણાશે કે મરાઠીએ જેવી રીતે પ્રત્યક્ષ સંસ્કૃતની મદદથી નવી વિભક્તિઓ બનાવી નથી તેમજ લકાર પણ પંડિતી સંસ્કૃત ઉપરથી તેણે લીધા નથી.

મરાઠી ભાષા શા કારણથી ને કેવી રીતે ઉત્પન્ન થઇ એની ચર્ચા ઉપર થએલી જ છે. હવે મરાઠી ભાષા ક્યારે ઉત્પન્ન થઇ તે વિષે ગુણેના સવિસ્તર વિચાર નીચે મુજબ છે. આ પ્રશ્નનો જવાબ બે રીતે આપી શકાય. (૧) અપભ્રંશ ભાષાનો અન્ત ક્યારે થયો તે બતાવીને; અને (૨) તામ્રપટ, શિલાલેખ કે વાઙ્મય સ્વરૂપમાં મરાઠીનું અસ્તિત્વ ક્યાં સુધી આપણે દોરી શકીએ છીએ તે બતાવીને.

૧. અમુક એક ભાષા વ્યવહારમાંથી ક્યારે નિકળી ગઇ ને તેને બદલે બીજી ક્યારથી પ્રચારમાં આવી એ વિષે પ્રત્યક્ષ પુરાવો મળવો કઠણ છે; વળી વ્યવહારમાંથી બંધ થયા પછી પણ મૃત ભાષામાં સાહિત્ય પેદા થાય છે ઇત્યાદિ બીજી મુસીબતો છે જ. અપભ્રંશની બાબતમાં સુદૈવે આડકતરી રીતે પુરાવો મળી આવે છે.

કવિ–રાજની કાવ્યપરીક્ષણની સભા કેવી હોવી જોઇએ તે વિષે વર્ણન કરતાં રાજશેખર 'કાવ્યમીમાંસા'માં વર્ણન આપે છે–સંસ્કૃત કવિઓની પાછળ પંડિતો, પ્રાકૃત કવિઓની પાછળ નાટકપ્રિય લોકો અને અપભ્રંશ કવિઓની પાછળ વણિગ્વર્ગ અને સામાન્ય જનસમૂહ. એટલે તેના વખતમાં સંસ્કૃત પંડિતોની ભાષા હતી, પ્રાકૃત નાટકોની, અને અપભ્રંશ એ સામાન્ય જનસમૂહની ભાષા હતી. રાજશેખર નવમા સૈકાની છેવટે ને દશમાની શરૂઆતમાં થઇ ગયો.

રુદ્રટના 'संस्कृतं प्राकृतं चान्यदपभ्रंश इति त्रिधा' આ શ્લોક ઉપર ટીકા કરતાં નમિસાધુ અપભ્રંશના જુદા જુદા ભેદ કહીને તેમનાં લક્ષણો લોકોના વ્યવહારમાંથી જ જાણી લેવા 'तस्य च लक्षणं लोकादेव सम्यगवसेयम्' એમ કહે છે.

નમિસાધુ ૧૧મા સૈકાની મધ્યમાં થઇ ગયો એટલે ૧૧મા સૈકાના મધ્ય સુધી તો અપભ્રંશ લોકવ્યવહારની ભાષા હતી.

આ સર્વ વિવેચન ઉપરથી ૧૧મા સૈકાના મધ્ય સુધી પ્રાકૃત ભાષા બોલવામાં આવતી. તે પછી હાલની પ્રાન્તિક ભાષાનો કાળ શરૂ થાય છે.

(૨). હવે તામ્રપટ, શિલાલેખ ઈત્યાદિના આધારે મરાઠી ભાષા કેટલે સુધી પહોંચી શકે છે તે જોઈએ.

જ્ઞાનેશ્વરીની રચનાનો નક્કી વખત જાણવામાં છે. એટલે તેના પહેલાંના શિલાલેખોનો જ વિચાર કરવો ઘટે છે. પ્રાચીનતાના ચઢતા અનુક્રમે તે નીચે મુજબ છે:

(૧) શકે ૧૧૯૫ નો પંઢરપુરનો શિલાલેખ આ જ્ઞાનેશ્વરી પહેલાં ૧૭ વરસનો છે. (૨) શકે ૧૧૨૮ નો ચાલિસગામ પાસેના પાટણનો હેમાડિદેવનો શિલાલેખ–આમાં ફક્ત છેવટની ચાર લીટીઓ મરાઠી છે. આ જ્ઞાનેશ્વરી કરતાં ૮૪ વરસ જૂનો છે. આમાં એકલાં નામ નથી પણ સંપૂર્ણ મરાઠી વાક્યો છે. (૩) શકે ૧૧૦૯ નો પરળનો કોંકણાધિપતિ શિલાહારનો શિલાલેખ–આમાં ફક્ત છેવટની બે લીટી મરાઠી છે. (૪) ઇસવિ સનના બારમા સૈકામાંના બીજા એક શિલાલેખનો ઉલ્લેખ અત્રે કરવો ઘટે છે. તે શ્રાવણવેળગોળાના જૈન મંદિરનાં પગથિયાં પાસે કોતરેલો છે. તેમાં ફક્ત બે લીટી છે. ‘श्रीचामुण्डराजें करवियलें’ અને ‘श्रीगंगराजसुत्तालें करवियलें.’ ઇ. સ. ૧૧૧૬ કે તે પછીનો આ શિલાલેખ છે.

આ શિવાય બીજા બે તામ્રપટ મરાઠી ભાષાનું પ્રાચીનત્વ સિદ્ધ કરવા રા. રાજવાડે એ પ્રસિદ્ધ કર્યા હતા. તેમાનો એક તે મંગળવેઢાનો. તેના શક વિષેની ગેરસમજ દૂર થવાથી તે ૧૨મા સૈકાનો છે એમ સિદ્ધ થયું છે. બીજો તામ્રપટ ચિકુર્ડે ગામનો. આ વિષે રા. ગુણેને કેટલાક વાંધા છે. “ આમાં શક કે સંવતનો ઉલ્લેખ નથી. માત્ર તિથિ, વાર, ને સંવત્સર આપેલા છે. તે પ્રમાણે ગણતરી કરતાં બે વર્ષ આવી શકે—એક ૬૫૮ ને બીજું ૧૧૯૬ એમ રાજવાડે કહે છે.” આ અનિશ્ચિતતા એજ મુખ્ય વાંધો છે. આમ જોતાં શકે ૧૧૦૯ નો પરળનો જે શિલાલેખ આપણી પાસે છે તે વિશ્વસનીય શિલાલેખોમાં જૂનામાં જૂનો છે. આજે ઉપલબ્ધ છે તે પ્રમાણો ઉપરથી મરાઠી ભાષા તેની પૂર્વે લઈ જઈ શકાય તેમ નથી.

હવે વાઙ્મય રૂપે પુરાવોઃ એ વિષે જ્ઞાનેશ્વરી બતાવી એટલે બસ, એમ લાગતું હતું. પણ ‘मराठी भाषेची घटना’માં રા. જોશી મરાઠી વાઙ્મય ઇ. સ. ૯૬૧ સુધી પહોંચે એમ કહે છે. તેમજ પંચતંત્રનું મરાઠી ભાષાંતર નામનો ગ્રંથ જ્ઞાનેશ્વરી પહેલાંનો છે એમ તે જણાવે છે. ગ્રંથના અન્તઃ પ્રમાણોથી જોતાં તે જ્ઞાનેશ્વરી પછીનો છે એમ સ્પષ્ટ જણાઈ આવે છે:

| જ્ઞાનેશ્વરીમાંના શબ્દો. | પંચતંત્રમાંના શબ્દો. |
|---|---|
| तेथ | तेथें |
| तिये | तये |
| प्यावेयांसि | प्यावयासि |
| जेवावेयांसि | जेवावयासि |

પંચતંત્રના શબ્દો અર્વાચીન મરાઠી સાથે વધારે મળતા આવે છે, ને તે જ્ઞાનેશ્વરી પછીના છે એ ઉપર આપેલા શબ્દો ઉપરથી સ્પષ્ટ થાય છે. ‘ દ. ’

× × × × ×

"હિબર્ટ જર્નલ"ના ૧૯૨૨ના અકટોબરના અંકમાં મી. ચાર્લ્સ જોન્સ્ટન ડૉ. ફાર્કુહારના કર્મવિષયક લેખના (હી. જ. ઑકટોબર ૧૯૨૧) પ્રતિવાદ રૂપ "કર્મ તથા મોક્ષ" એ શીર્ષક પોતાના લેખમાં (૧) પ્રાચીન ભારતવર્ષ તથા ભારતવર્ષીય ગ્રંથોની કાલગણના, (૨) આર્યો તથા પ્રાચીન ભારતવર્ષની જાતિઓનાં લક્ષણ તથા (૩) કર્મના સિદ્ધાન્તનું શાસ્ત્રોમાં કરેલું વિવેચન, એ ત્રણ વિષયોની ચર્ચા કરે છે.

(૧) ભારતવર્ષના ઇતિહાસની કાલગણના વિષે તેમનો એવો મત છે કે "પુરાણોની કાલગણનાને સુધારવા બેઠેલા તથા હજારો વરસોના ભારતવર્ષના ઇતિહાસને થોડીક સદીઓમાં સમાવી દેવા ઇચ્છતા વિલીયમ જોન્સ તથા કર્નલ વિલ્ફર્ડે જે કાલગણના ગોઠવી છે તેના કરતાં ખુદ પુરાણોની જ કાલગણના, જે બ્રહ્માંડ, પૃથ્વી, મનુષ્યજાતિ એ બધું સરજાયાંને અસંખ્ય યુગો જેટલો સમય વીતી ગયો છે એમ માને છે, તે આપણા આધુનિક સિદ્ધાન્તોને વધારે બંધબેસતી આવે છે." અઢારમી સદીના છેવટના ભાગમાં જ્યારે "એસિયાટિક સોસાઇટી ઑફ બેંગાલ" દ્વારા સંસ્કૃત ગ્રંથોની શોધખોળનું કામ પહેલવહેલું શરૂ કરવામાં આવ્યું ત્યારે આર્ચબિશપ અશરે વિશ્વની ઉત્પત્તિનો ઇ. સ. પૂ. ૪૦૦૪નો જે સમય નક્કી કરેલો તેને પ્રમાણભૂત ગણવામાં આવ્યો હતો, જેને લઇને પુરાણોમાંના અસંખ્ય યુગોને તથા કલિયુગના આરંભમાં એટલે ૫૦૦૦ વરસ પૂર્વે થયેલા મહાભારતના યુદ્ધને ઇ. સ. ની પૂર્વેની થોડીક સદીઓમાં જેમતેમ ગોઠવી દેવાં પડયાં. પાછળથી મેક્સમૂલર વગેરે વિદ્વાનો પણ એ જ ચીલે ચાલ્યા તે ઠેઠ અત્યાર સુધી આ ક્ષેત્રમાં કામ કરનાર વિદ્વદ્વર્ગ ઉપરથી એની અસર ગઈ નથી.

આર્ચબિશપ અશરે ઠરાવેલો વિશ્વોત્પત્તિનો સમય પ્રમાણ તરીકે સ્વીકારી શકીએ એમ નથી જ એમ આધુનિક શોધો પરથી જણાય છે. આર્થર કીથ પોતાના "એન્ટિકિટિ ઑફ મેન" (૧૯૧૫) નામના ગ્રંથમાં "મનુષ્ય જાતિઓને પોતે હાલ જે સ્વરૂપમાં છે તે સ્વરૂપમાં આવતાં ૫ લાખ વરસ લાગ્યાં હશે" એમ પ્રતિપાદન કરે છે.

મીસરના પહેલા રાજવંશના સ્થાપક મિનિસ અથવા મેનાનો સમય ઇ. સ. પૂ. ૫૦૦૪, ૫૮૬૭, અથવા ૫૮૯૨ નો સ્વીકારવામાં આવ્યો છે. બૅબિલોનિઆના ઇતિહાસમાં પણ આટલો જ પ્રાચીન સમય સ્વીકારવામાં આવે છે. આર્ચબિશપ અશરનો સિદ્ધાન્ત કોઇપણ રીતે ટકી શકે એમ નથી. ભારતવર્ષના ઇતિહાસની શોધખોળનું કામ એક સો વરસ મોડું ઉપાડવામાં આવ્યું હોત તો સારૂં થાત એમ અમને લાગે છે!

મી. જોન્સ્ટન ભારતવર્ષના ઇતિહાસની સાચી કાલગણના કરવાની દિશા સંચરતાં સિદ્ધાર્થ બુદ્ધથી શરૂ કરી પાછળ જાય છે. સિદ્ધાર્થ બુદ્ધને ૨૫૦૦ વરસ થઇ ગયાં એ બાબત લગભગ એકમત છે. બુદ્ધના વખતમાં બ્રાહ્મણજાતિ આખા ભારતવર્ષમાં ફેલાઇ ગઇ હતી એટલુંજ નહિ પણ તેનું અધઃપતન પણ ઘણું થઇ ચૂક્યું હતું. તેવિજ્જ સુત્તમાં બુદ્ધે બ્રાહ્મણોનો ચીતાર આપ્યો છે તે ઉપરથી આ વાત સાફ જણાય છે.

હવે બુદ્ધનો સમય વટાવીને પાછળ જઇએ તો મહાભારતમાં બ્રાહ્મણોની જાતિનું પૂરેપૂરૂં સંગઠન પણ થયું હોય એમ નથી લાગતું. પાછળથી બ્રાહ્મણોએ જે સત્તા ભોગવી હતી તે હજુ તેમને મળી પણ નથી. આ ઉપરથી એવું અનુમાન સહજ થઇ શકે છે કે મહાભારત (અથવા મહાભારતના જે ભાગોમાં બ્રાહ્મણોનું આવું વર્ણન છે તે ભાગો)

બુદ્ધના સમયથી સારી પેઠે પ્રાચીન હશે. બ્રાહ્મણોની જાતિનું પૂરેપૂરૂં સંગઠન થાય, તેમને સત્તા મળે, અને પાછો તેમનો અધઃપાત શરૂ થઇ ઘણે દૂર પહોંચે: એ બધું બનવા માટે ઘણી સદીઓનો અવકાશ જોઇએ.

એથી યે પ્રાચીન ઉપનિષદોમાં બ્રાહ્મણોની સ્થિતિ જોઇએ તો તેઓ ક્ષત્રિઓ પાસે આધ્યાત્મિક જ્ઞાન સંપાદન કરવા માટે શિષ્યો બનીને આવતા જોવામાં આવે છે. મહાભારત કાળના બ્રાહ્મણોની સ્થિતિથી આ સ્થિતિ જરૂર કેટલાએક સૈકાઓ જેટલી પ્રાચીન હોવી જોઇએ એટલે અલબત્ત બુદ્ધથી તો ઘણીજ પ્રાચીન હોવી જોઇએ. કર્મનો સિદ્ધાન્ત પહેલવહેલો આપણે આ સમયમાં જોઇએ છીએ.

બીજા મુદ્દા પર ચર્ચા કરતાં મી. જોન્સ્ટન કહે છે કે આર્ય એ કોઈ વિશેષ જાતિવાચક શબ્દ નથી. ભારતવર્ષમાં ઘણા પ્રાચીનકાળથી તે આજ સુધી (૧) શ્વેત બ્રાહ્મણો, (૨) લોહિત અથવા રક્ત રાજપુતો (ક્ષત્રિયો) (૩) પીળા ખેડુતો (વૈશ્યો, બંગાળના સંતાલ તથા મદ્રાસના સૌર જેવા) તથા (૪) દક્ષિણના દ્રવિડિઓ જેવી કાળી જાતો: એ ચાર જાતિઓ અસ્તિત્વ ધરાવતી આવી છે. અને એમાંથી પહેલી ત્રણ જાતિને "આર્ય" એવું વિશેષણ લગાડવામાં આવ્યું છે. તેથી મૅક્સમૂલર વગેરેએ પ્રાચીનકાળમાં ભારતવર્ષની કાળી જાતો પર શ્વેત વર્ણના આર્યોના આક્રમણની જે કલ્પના કરી છે તે ભ્રાન્તિમૂલક છે. અને તેથી કર્મનો સિદ્ધાન્ત "ભારતવર્ષ પર પ્રાચીન કાળમાં આક્રમણ કરનારા (શ્વેત) આર્યો" પોતાની સાથે લાવ્યા એમ કહેવું એ પણ બરાબર નથી. કારણકે પ્રાચીન ઉપનિષદોમાં રાજન્યો એટલે ક્ષત્રિયોએ બ્રાહ્મણોને–શ્વેત આર્યોને–કર્મના સિદ્ધાન્તનો ઉપદેશ આપ્યો એવું વર્ણન છે.

"કર્મના સિદ્ધાન્તનું શાસ્ત્રોમાં કરેલું વિવેચન" એ ત્રીજા મુદ્દાનો વિચાર કરતાં બૃહદારણ્યક તથા છાન્દોગ્ય ઉપનિષદ્‌માંના પ્રવાહણ તથા શ્વેતકેતુ અને જનકના પ્રસંગો ઉપરથી કર્મ (પુનર્જન્મ) તથા મોક્ષ એ બન્ને વિચારો પ્રથમથી જ એક બીજા સાથે સંકળાયેલા છે. દેવયાન તથા પિતૃયાન એવા બે માર્ગો મરણ પછી આત્મા માટે છે, તેમાંથી દેવયાન માર્ગે જનાર માટે પુનર્જન્મ નથી; અને દેવયાન માર્ગે ફક્ત નિષ્કામ કર્મ કરનાર જ જઇ શકે છે. આવા સિદ્ધાન્તો કર્મના સિદ્ધાન્તને અંગે પહેલેથી જ જોવામાં આવે છે એમ બતાવેલું છે; તથા "ઓલ્ડ ટેસ્ટમેન્ટ" તેમ જ "ન્યુ ટેસ્ટમેન્ટ" માંથી વચનો ટાંકી એવા જ વિચારો બાઇબલમાં પણ બીજ રૂપે છે એમ પ્રતિપાદન કર્યું છે.

કર્મનો સિદ્ધાન્ત સ્વીકાર્યા બાદ મોક્ષપ્રાપ્તિ અશક્ય છે. કર્મના ફળની અનંત પરંપરામાંથી છૂટવાનું જ નથી એમ માનવું એ ઉપનિષદ્‌થી તદન ઉલટું છે, ફક્ત સકામ કર્મો જ બંધનકર્તા છે.

અંગુત્તરનિકાયમાં ભગવાન બુદ્ધે પણ આજ પ્રમાણે કહ્યું છે, "ભિક્ખુઓ, કર્માનુસાર ફળ માણસે ભોગવવું જ જોઇએ એમ કોઇ કહે તો ધાર્મિક જીવન જ ન સંભવે; તેમ જ દુઃખના આત્યંતિક નાશનો પ્રસંગ જ ન ઉદ્‌ભવે. પરંતુ, ભિક્ખુઓ, જો કોઇ એમ કહે કે માણસ જે ફળ ભોગવે છે તે કર્માનુસાર હોય છે તો ધાર્મિક જીવનને અવકાશ રહે; તથા દુઃખના આત્યંતિક વિનાશ માટે પ્રસંગ સંભવે."

બૌદ્ધ ધર્મના કટ્ટા વિરોધી કુમારિલ ભટ્ટે બુદ્ધને ઉદ્દેશીને જે ઉદ્ગારો કાઢ્યા છે તે પણ એજ સાબીત કરે છે. તે કહે છે કે, "ક્ષત્રિય થઈને ક્ષાત્ર ધર્મનો ત્યાગ કરનાર તથા ઉપદેશ આપવાના તેમજ દાન લેવાના પરધર્મનો સ્વીકાર કરનાર ( બુદ્ધ ) કર્તવ્યની નિર્મળ પ્રણાલી સ્થાપશે એવી ખાતરી આપણે શી રીતે રાખી શકીએ ? છતાં પણ બુદ્ધ તથા એના શિષ્યોના આ સ્વધર્મોલ્લંઘનને ભૂષણરૂપ માનવું પડે છે, કારણ કે કળિયુગનાં બધાં પાપથી ઉપજતાં દુઃખો મારા ઉપર આવી પડો અને જગત્ મુક્ત થાઓ' એમ બુદ્ધ કહે છે." ( મીમાંસાવાર્તિક પરની ટીકા ) 'કુ'

\+ \+ \+ \+ \+ \+

"ઇન્ડિયન એન્ટિકવેરિ" ડિસેમ્બર ૧૯૨૨ ના અંકમાં મી. કાલિપાદ મિત્રનો "બૌદ્ધ ભિક્ષુણીઓ વિષે" એક લેખ પ્રકટ થયો છે. સ્ત્રીઓને સંન્યાસ આપવાનો રીવાજ બુદ્ધે શરૂ કર્યો એમ માનવું ભૂલભર્યું છે; બુદ્ધ પહેલાં પણ સ્ત્રીઓને સંન્યાસની છૂટ હતી એવું તેમનું માનવું છે. શાન્તિનિકેતનવાળા પંડિત વિધુશેખર શાસ્ત્રીએ "પાતિમોક્ખમ્" નામના પોતે સંપાદિત કરેલા ગ્રંથની જે પ્રસ્તાવના લખી છે તેને આધારે મી. મિત્ર પોતાના મતના સમર્થન માટે નીચે મુજબ દલીલો કરે છે.

સંહિતાના સમયમાં સ્ત્રીઓએ સંન્યાસ લીધાનો ચોક્કસ પુરાવો આપી શકાય એમ નથી. પણ વિશ્વવારા, ઘોષા, લોપામુદ્રા, વગેરે મંત્રપ્રણેત્રી સ્ત્રીઓ તે વખતે પણ હતી, તેઓ બ્રહ્મવાદિની કહેવાતી. પણ બ્રહ્મવાદિનીઓ બધી સંન્યાસીનીઓ જ ન હતી. કેટલીક બૃહદારણ્યકોપનિષદ્‌ની મૈત્રેયીની પેઠે ગૃહિણીઓ પણ હતી; તથા કેટલીક બ્રહ્મચારિણીઓ અને સંન્યાસિનીઓ પણ હતી. દાખલા તરીકે ગાર્ગી બ્રહ્મવાદિઓની ભરસભામાં બેધડક વાદવિવાદ કરે છે તે ઉપરથી તે બ્રહ્મચારિણી હોય એમ લાગે છે. શંકરાચાર્ય પણ કહે છે કે તે પરણી ન હતી. પણ અનાશ્રમિણી હતી. વળી હારીત સ્ત્રીઓના ભાગ પાડે છેઃ બ્રહ્મવાદિની તથા સદ્યોવધૂ. આ ઉપરથી પણ બ્રહ્મવાદિની એ કુમાર-બ્રહ્મચારિણી હશે એવું અનુમાન થાય છે.

રામાયણ તથા મહાભારતમાં તો બ્રહ્મચર્ય તથા ભિક્ષાવ્રતમાં જીવન ગાળનાર અનેક સ્ત્રીઓ મળી આવે છે. શબરી, શાણ્ડિલ્ય મુનિની તથા મહર્ષિ ગાર્ગ્યની કૌમાર-બ્રહ્મચારિણી પુત્રીઓ તથા જનક સાથે વાદ કરનાર ક્ષત્રિય જાતિની, પૃથ્વી પર એકલી ફરતી, ભિક્ષુકી સુલભા એતો સુપ્રસિદ્ધ જ છે.

આ ઉપરથી એટલું સાફ જણાય છે કે બુદ્ધના સમય પહેલાં પણ સ્ત્રીઓ સંન્યાસ લઈ શકતી. બુધ્ધે સ્ત્રીઓને સંન્યાસની નવી છૂટ નથી આપી. એટલું ખરૂં કે ભિક્ખુ તથા ભિક્ખુણી એ શબ્દો માત્ર બૌદ્ધ સંન્યાસી તથા સંન્યાસિની માટે જ વપરાતા. બીજાઓને પરિવ્રાજક તથા પરિવ્રાજિકાઓ કહેતા.

જૈનોમાં પણ સંન્યાસિનીઓ હતી. ચેટક રાજાની પુત્રી (?) ચન્દના કૌમારાવસ્થાથી જ બ્રહ્મચારિણી હતી અને ૩૬૦૦૦ આર્યાઓની ગણિની હતી.

બુદ્ધને જ્યારે ભિક્ષુણીસંઘ સ્થાપવાનું કહેવામાં આવ્યું ત્યારે તેણે ઘણો વિચાર કરીને સખ્ત નિયમો ઘડ્યા બાદ જ હા પાડી હતી. એ પણ એમ જ સમજે છે કે પોતાની પહેલાના કે સમકાલીન બીજા મતના પરિવ્રાજિકાસંઘોના કડવા અનુભવો તેના ધ્યાનમાં હતા. આથી જ એણે કહ્યું હતું કે જે સંઘ ૧૦૦૦ વરસ નભી શકત તે હવે ભિક્ષુણીઓને દાખલ કરવાથી પૂરા ૫૦૦ વરસ પણ નહિ નભે. ( ૬ )

× × × × ×

* The Geographical Data of the Raghuvansa and Dasakumaracharita considered more especially in their bearing upon the date of these works, by Mark Collins. Leipzig, 1907.

માર્ક કૉલીન્સ સાહેબે આ નિબંધ લાયપ્ત્સીગની (જર્મની) યુનીવર્સીટીની ડૉક્ટરની પદવી મેળવવા માટે તૈયાર કર્યો હતો. રઘુવંશ અને દશકુમારચરિતમાં હિન્દુસ્થાનનાં પ્રાચીન રાજ્યો વિષે જે કાંઇ ઉલ્લેખો છે તેની ચર્ચા કરી બન્નેનો કાલનિર્ણય કરવા પ્રયત્ન કર્યો છે. હુથ કાલિદાસનો સમય ઇ. સ. ૪૦૦-ઇ. સ. ૬૦૦ ના ગાળામાં મુકે છે. દણ્ડી પણ આજ અરસામાં મૂકાય છે. આ તર્કને રઘુવંશ અને દશકુમારચરિતની ભૌગોલિક અને રાજકીય સ્થિતિની સમાનતા ટેકો આપે છે. બન્નેમાં લગભગ આઠ રાજ્યોના ઉલ્લેખો સરખા જ છે. બન્ને ઉજ્જયિનીમાં મહાકાલ મંદિર હોવાનો ઉલ્લેખ કરે છે; અને બન્ને વિદર્ભદેશ ભોજવંશનો છે એમ જણાવે છે. વળી બન્ને ગ્રંથો વિદર્ભને અગત્યનું સ્થાન આપે છે. બન્ને ગ્રંથોમાંથી એમ જણાય છે કે ઉત્તરમાં મોટું સામ્રાજ્ય હતુંઃ રઘુવંશ પ્રમાણે દિલીપ અને તેના વંશજોનું અને દશકુમારચરિત પ્રમાણે રાજહંસનું. દક્ષિણમાં એક મોટી સત્તા હતી કે જેને બન્ને વિદર્ભ કહે છે. " અહીંઆ મને એમ લાગે છે આ ગ્રંથોમાં જે સમયમાં તેના કર્તાઓ જીવતા હશે તેની સ્થિતિનું પ્રતિબિમ્બ પડ્યું છે; અને તેથી બન્ને કર્તાઓ નજીક હોવાનો થોડો પણ વધારાનો પૂરાવો મળે છે." ( પા. ૨૧ ).

દશકુમાર ચરિતમાં અપહારવર્માનું કાર્યક્ષેત્ર અંગદેશ છે; તેની રાજધાની ચમ્પાનગરીમાં મૌર્ય રાજાઓએ વાણીઆઓને આપેલા અમુક ખાસ હક્ક ચાલુ હોવાનો ઉલ્લેખ છે. આ ઉપરથી કૉલીન્સ સાહેબ એવી કલ્પના કરે છે કે મૌર્યવંશનો અવશેષ દણ્ડીના સમયમાં તે દેશમાં હશે. આ મૌર્યો અને ઇતિહાસને જાણીતા મૌખરીઓ વચ્ચે તેઓ નિકટ સંબંધ જુવે છે.

બન્ને ગ્રંથો દક્ષિણમાં વિદર્ભનું રાજ્ય મોટું હોવાનો ઉલ્લેખ કરે છે; બન્ને ત્યાંના રાજાઓને ભોજવંશીય ગણે છે. હવે ઇતિહાસની દૃષ્ટિએ વિચારતાં તે સમયમાં વરાડમાં

---

* **રઘુવંશ અને દશકુમારચરિતમાંથી મળતી ભૌગોલિક હકીકત** ( ગ્રંથોના કાલનિર્ણયના સંબંધની ચર્ચા સાથે ). લેખક **માર્ક કોલીન્સ** લાયપ્ત્સીગ ૧૯૦૭.

'વાકાટક' વંશની એક શાખા હોવાનું જણાય છે. આ ભાગમાં ભોજકટરાજ્ય નામનું એક પરગણું છે; તેમાં પરંપરાશ્રુત પ્રમાણે ભોજાધિપતિ વિદર્ભ રાજાએ વસાવેલું ભોજકટ નગર પણ હશે. આ વાકાટકરાજાઓ ભોજરાજાએ પછી આવેલા હોવાથી તેઓ પણ 'ભોજ' કહેવાતા હશે એવી મી. કૉલીન્સ કલ્પના કરે છે. આ વાકાટક વંશ ઇ. સ. ૪૦૦ થી ઇ. સ. ૬૦૦ ના અરસામાં રાજ્ય કરતો હતો એ સાબીત કરવાને તેઓએ પ્રયાસ કર્યો છે. અને તેથી તે દણ્ડી અને કાલિદાસ માટે સ્વીકારાએલા સમયમાં (ઇ. સ. ૪૦૦–૬૦૦) આવી જાય છે.

આ વાકાટક વંશની કાલગણના ઉપરથી દણ્ડીનો સમય વધારે ચોક્કસ કરવા પ્રયત્ન કરે છે. દશકુમારચરિતના આઠમા ઉચ્છ્વાસ પ્રમાણે કુન્તલલોકો વિદર્ભના તાબામાં હોવાનું જણાય છે. હવે વાકાટક વંશના છેલ્લા રાજા હરિષેણના સમયમાં કુન્તલ લોકો સ્વતન્ત્ર હતા. આ રાજાનો સમય મી. કૉલીન્સ ઇ. સ. ૫૮૫ પહેલાં મુકે છે. આથી દણ્ડી તે પહેલાં થયો હોવો જોઇએ એવું અનુમાન મી. કૉલીન્સ કરે છે.

આ ભૌગાલિક વર્ણનની સમાનતા ઉપરથી રઘુવંશના કર્તા કાલિદાસનો સમય પણ આ અરસામાં આવે. શ્રીમનમોહન ચક્રવર્તીના મત પ્રમાણે કાલિદાસે રઘુવંશ સ્કન્દગુપ્તના રાજકવિ તરીકે લખ્યો છે. પ્રો. લીબીક પણ આ મતને ટેકો આપે છે. શ્રીમનમોહન ચક્રવર્તી રઘુવંશનાં ચોથા સર્ગનો સમય ઇ. સ. ૪૮૦–૪૯૦ ના ગાળામાં મુકે છે.

(૨.)

* * * * * *

"ઍનાલ્સ ઑફ ધિ ભાણ્ડારકર ઇન્સ્ટિટ્યુટ્" ના ચોથા પુસ્તકના પહેલાં અંકમાં "ધરસેન બીજાના (ગુપ્ત) સંવત ૨૫૨ ના ભાદવાના તામ્રપત્રો" એ શીર્ષક ડિ. બિ. ડિસ્કલકરનો લેખ પ્રકટ થયો છે. જેનો સાર નીચે મુજબ છે:—

આ બે તામ્રપત્રો કાઠિયાવાડના હાલાર પ્રાન્તમાંના રાજકોટ શહેરને અગ્નિખુણે ૧૫ માઇલ પર આવેલા ભાદવા નામના ગામડામાંથી ૨૭ વરસ પહેલાં મળી આવ્યાં હતાં. હાલ તે રાજકોટનાં "વૉટસન મ્યુઝીયમ" માં છે. બન્ને વલ્લભી રાજાઓની સાધારણ મુદ્રા વડે જોડવામાં આવ્યા છે.

અક્ષરો બધા સ્પષ્ટ અને સહેલાઇથી વાંચી શકાય એવા છે. સંધિના નિયમોનો વખતો વખત ભંગ કરવામાં આવ્યો છે. લખાણમાં બીજી પણ ઘણી જાતની ભૂલો છે. સિંહને બદલે સિંઘ લખ્યો છે; હ્રસ્વ તથા દીર્ઘનો તો આદિથી અંત સુધી ગોટાળો કરવામાં આવ્યો છે; ઋ ને બદલે ર્ અથવા રુ વાપર્યા છે; અનુસ્વાર કાયમ રાખીને પણ સંધિ કરવામાં આવી છે–જેમકે सामान्यंञ्च, उर्त्तव्य; प्राप्य ને બદલે प्रापोय તથા दर्शयिता ને બદલે दरिद्रायिता એમ કેટલાંક પ્રાકૃત રૂપો પણ વાપરવામાં આવ્યાં છે; केषिन् તથા वसतुમાં જેમો तू નથી, પણ તે કદાચ કોતરનારનો પણ પ્રમાદ હોય.

વલભીમાંથી પરમમાહેશ્વર સામન્ત મહારાજ શ્રી ધરસેન (બીજો) "વૈશાખ બ(હુલ) ૧૫ (ગુપ્ત) સંવત ૨૫૪" એ તિથિએ દાન કરે છે. આજ તિથિએ આ રાજાએ બીજાં પાંચ દાન કરેલાં જેનાં તામ્રપત્રો મળ્યાં છે. આરંભમાં ધરસેનના પૂર્વજ રાજાઓની પ્રશસ્તિ કરી છે તે આ જ રાજાનાં પસિદ્ધ થએલાં બીજાં તામ્રપત્રોમાંની પ્રશસ્તિ માફક જ છે. ધ્રુવસેન (પહેલા)ની પેઠે ધરસેન પોતાને "સામન્ત" વિશેષણ લગાડે છે. ધરસેનની પહેલાંના ગુહસેને એ વિશેષણ કાઢી નાખ્યું હોય એમ લાગે છે. ધરસેનના પિતામહનું નામ "ધરપક" એવું આપેલું છે. પરંતુ એક બાદ કરતાં ધરસેનનાં બીજાં બધાં તામ્રપત્રોમાં "ધરપટ્ટ" અથવા "ધરપટ્ટ" એવું નામ આપેલું છે.

આનર્ત્તપુરવાસી કૌશ્રવસસ્ ગોત્રના અથર્વણુસબ્રહ્મચારી બ્રાહ્મણ રુદ્રઘોપના પુત્ર રુદ્રગોપને બલિ–ચરુ–વૈશ્વદેવ–અગ્નિહોત્ર–અતિથિ–પંચમહાયજ્ઞના નિર્વાહાર્થે અન્ન્તરેણુ ઉજ્ઞા (સ્થલી)નું ઇપિકાનક નામક ગામ દાન કરવામાં આવ્યું છે. (કૌશ્રવસસ્ ગોત્ર કિયું હશે ?)

રાજ્યાધિકારીઓના ઉલ્લેખમાં "અવલોકિક" તથા "દશાપરાધિક" એવાં નામો આવે છે. આ વંશનાં બીજાં તામ્રપત્રો મળી આવ્યાં છે તેમાં આ નામો ક્યાંય નથી. "અવલોકિક" કદાચ મહેસુલની આંકણી કરવા માટે ખેતરો પર દેખરેખ રાખવા વગેરેનું પરચુરણ કામ કરનાર કોઇ અધિકારી હોય. "દશાપરાધિક" એટલે પોતાની હદમાં થતા અમુક દશ અપરાધો માટે દંડ કરવાનો અધિકાર ધરાવનાર કોઇ અધિકારી. "દશાપરાધ"નો અધિકાર તો જેને દાન કરવામાં આવતું તેને પણ કોઇવાર સોંપાતો. (રુદ્રગોપને ઇપિકાનક **सदशापराधं** આપવાનું લખ્યું છે.)

આ હુકમના અમલ કરનાર "દૂતક"નું નામ ચિર્બિરર છે; તથા લખનાર "સન્ધિવિગ્રહાધિકરણાધિકૃત" સ્કન્દભટ છે. સ્કન્દભટ ગુહસેનની કારકીર્દિના છેવટના ભાગથી તે ધરસેનની કારકીર્દિના અંત સુધી પોતાના આ હોદ્દા પર રહ્યો હોય એમ લાગે છે, પણ ચિર્બિરરનું નામ ફક્ત (ગુપ્ત) સંવત ૨૫૨ના સાત પત્રોમાં જ જોવામાં આવે છે.

ભાવનગરના વાયવ્યખુણામાં ૧૮ માઇલ પર આવેલું વળા ગામ એજ અસલનું વલભી એવી ખાતરી થાય છે. આનર્ત્તપુર તથા આનન્દપુર બન્ને એક છે અને તે હાલનું ઉત્તર ગુજરાતમાં આવેલું નાગર બ્રાહ્મણોનું મથક વડનગર. (ગુપ્ત) સંવત ૩૩૦ ના ધરસેન (ચોથા)ના એક તામ્રપત્રમાં શાર્કરાક્ષી ગોત્રના ઋગ્વેદસબ્રહ્મચારી બ્રાહ્મણ કેશવમિત્રનો પુત્ર નારાયણ આનર્ત્તપુરથી આવીને કાસરગ્રામમાં વસ્યો એવો ઉલ્લેખ છે. સંવત ૩૩૭ ના ખરગ્રાહ (બીજા)ના એક તામ્રપત્રમાં શાર્કરાક્ષી ગોત્રના ઋગ્વેદ સબ્રહ્મચારી બ્રાહ્મણ કેશવનો પુત્ર નારાયણ આનન્દપુરથી આવીને ખેટકમાં વસ્યો એવો ઉલ્લેખ છે. આ બન્ને તામ્રપત્રોમાં એક જ વ્યક્તિનો ઉલ્લેખ હોય એમ લાગે છે. પહેલા પત્રમાં એને મૂળ આનર્ત્તપુરનો તથા બીજામાં એને મૂળ આનન્દપુરનો કહ્યો છે. તે ઉપરથી લાગે છે કે આનર્ત્તપુર એ આનન્દપુરનું જ પ્રાચીન નામ હશે. પણ આનર્ત્તપુરને દ્વારકા માનવું એ ભૂલ છે. દ્વારકાનો બ્રાહ્મણ વલભી રાજ્યના આશ્રયની ઇચ્છાથી કાંઇ ખેડામાં (ખેટક) રહેવા ન જ જાય. વળી ગોત્ર ઉપરથી બ્રાહ્મણ નાગરબ્રાહ્મણ હોય એમ લાગે છે. અને દ્વારકા નાગરોનું મથક નહોતું. એટલે આનર્ત્તપુર અથવા

આનન્દપુર એ હાલનું વડનગર જ માનવું જોઇએ. અમ્બરેણુ અને હાલના નવાનગર-તાબેનું ખવાસ ગીરાસદારોનું આમ્બરણુ એ બે વચ્ચે સામ્ય દેખાય છે, પણ અમ્બરેણુ (સ્થલી) કાઠિયાવાડ કરતાં ગુજરાતમાં જ હોવાનો વધારે સંભવ છે. ઈષિકાનક ગામ ક્યાં હશે એની અટકળ થઇ શકતી નથી.

તિથિનો ઉલ્લેખ ઐતિહાસિક દૃષ્ટિએ અગત્યનો છે. વૈશાખ બહુલ ૧૫ એટલે વૈશાખની અમાવાસ્યા, પણ હાલ આપણે વૈશાખ બહુલ (=વદી) ૩૦ કહીએ છીએ; વદી ૧૫ નથી કહેતા. 'ક'

× × × × × ×

"નાગરી પ્રચારિણી પત્રિકા" ભાગ ૩, અંક ૨, માં પં. ગૌરીશંકર હીરાશંકર ઓઝાનો "રાજપુતાનાના ઇતિહાસ ઉપર પ્રાચીન શોધના પ્રભાવનું એક ઉદાહરણ" એ શીર્ષક એક લેખ છે, જેમાં તેમણે મેવાડના રાણા જૈત્રસિંહનો કેટલોક ઇતિહાસ આપ્યો છે.

કર્નલ જેમ્સ ટોડે પોતાના રાજસ્થાનના ઇતિહાસમાં આ રાજાનો નામનિર્દેશ પણ નથી કર્યો; મહામહોપાધ્યાય કવિરાજ શ્યામલદાસે પોતાના મેવાડના ઇતિહાસ, "વીરવિનોદ"માં જૈત્રસિંહનો ઉલ્લેખ કર્યો છે અને એકલિંગેશ્વરના એક લેખ ઉપરથી તે વિ. સં. ૧૨૭૦ માં રાજ્ય કરતો હશે એટલું કહ્યું છે.

જૈત્રસિંહના પિતાનું નામ રાણા પદ્મસિંહ તથા પિતામહનું નામ રાણા મથનસિંહ હતું. પ્રાચીન શિલાલેખોમાં જૈત્રસિંહને જયતલ, જયસલ, જયસિંહ, અથવા જયતસિંહ પણ કહ્યો છે. ભાટોની પ્રશસ્તિઓમાં એનો જૈતસી અથવા જૈતસિંહ એ નામથી ઉલ્લેખ કરવામાં આવ્યો છે. એના સમયના શિલાલેખો વગેરે વિ. સં. ૧૨૭૦ થી ૧૩૦૯ સુધીના મળી આવે છે એ ઉપરથી એણે ઓછામાં ઓછાં ૪૦ વરસ રાજ્ય કર્યું હશે એવું અનુમાન થાય છે.

શિલાલેખો ઉપરથી જણાય છે કે જૈત્રસિંહે પોતાની કારકીર્દિ દરમીઆન ૭ લડાઇઓ કરી હતી. તે આ પ્રમાણેઃ—

૧. દિલ્હીના સુલતાન શમ્સુદ્દીન અલ્તમશ સાથે વિ. સં. ૧૨૭૯ થી ૧૨૮૬ વચ્ચેના કોઇક વરસમા એક લડાઇ થઇ હતી જેમાં જૈત્રસિંહનો વિજય થયો હતો.

૨. સિંધમાંથી જલાલુદ્દીને વિ. સં. ૧૨૭૮ માં અણહિલવાડ પર ચડાઇ કરી હતી. અણહિલવાડ લુંટી પાછી ફરતી એ સિંધી સેનાને રસ્તામાં જૈત્રસિંહે હરાવી હતી.

૩. દિલ્હીના સુલતાન નાસિરૂદ્દીન મહમ્મદના સમયમાં જાંગલદેશની રાજધાની નાગોર (અહિછત્રપુર) ગુલામ ઉલગખાઁ (બલબન) ને જાગીરમાં મળી હતી. તેણે વિ. સં. ૧૩૧૦ માં રણથંભોર ચિતોડ વગેરે સ્થળોપર ચડાઇઓ કરી હતી. "જાંગલદેશના મુસલમાનો જૈત્રસિંહનું માનમર્દન ન કરી શક્યા" એવું શિલાલેખોનું કથન છે તે ઉપ-

રથી વિ. સં. ૧૩૧૦ માં જૈત્રસિંહ હયાત હશે અને તેણે આ બલબનની જ સેનાને પાછી હાંકી કાઢી હશે એવું અનુમાન થાય છે.

૪. પોતાના પડોશી, માલવાના પરમાર રાજા જયતુગિદેવ (જૈત્રકર્ણ અથવા જયસિંહ) પર જૈત્રસિંહે પોતાના રાજ્યની હદ વધારવાના ઈરાદાથી એક વખત ચડાઇ કરી હતી.

૫. ગુજરાતના રાજા ત્રિભુવનપાલ સાથે વિ. સં. ૧૨૯૮ થી ૧૩૦૨ વચ્ચેના અરસામાં જૈત્રસિંહને એક લડાઈ થઇ હતી.

૬. મારવાડના ચૌહાણ રાજા ઉદયસિંહ ("શાકંભરીશ્વર") સાથે એક લડાઇ થઇ હતી.

જૈત્રસિંહના સમયના હજુ સુધી બે શિલાલેખો મળી આવ્યા છે. એક એકલિંગજીના મંદિરની સામેના આંગણામાં પાષાણના નંદીની પાસેના એક સ્મારક પત્થર પર વિ. સં. ૧૨૭૦ માં કોતરેલો છે તથા બીજો નદિસમા ગામના સૂર્યમંદિરના સ્તંભપર વિ. સં. ૧૨૦૯ ના વૈશાખ સુદ ૧૩ ને દિન કોતરેલો છે.

જૈત્રસિંહના સમયમાં તાડપત્રો પર લખાયેલાં બે પુસ્તકો ખંભાતના શાંતિનાથના જૈનમંદિરના ગ્રંથભંડારમાંથી મળી આવ્યાં છે. (૧) ૧૭૪ પત્રોમાં, દશવૈકાલિક સૂત્ર, પાક્ષિકસૂત્ર તથા ઓઘનિર્યુક્તિ એ ત્રણે ગ્રંથો એક સાથે જ લખેલા છે. એ ગ્રંથ સંવત ૧૨૮૪ ના ફાગણ વદ અમાસને દિન લખાઇ રહ્યો હતો; (૨) "પાક્ષિકસૂત્રવૃત્તિ" એ ગ્રંથ વિ. સં. ૧૩૦૯ ના માઘ વદ ૧૪ ને સોમવારને દિન પૂરો થયો હતો.

જૈત્રસિંહના મરણનો સમય વિ. સ. ૧૩૦૯ થી ૧૩૧૩ વચ્ચેના અરસામાં હોવાનું અનુમાન થાય છે.

\+ \+ \+ \+ \+ \+

## ચિત્રપરિચય

અણહીલવાડ પાટણમાં ખાનસરોવરની ઉત્તર બાજુએ દામાજીએ (૧૭૬૬-૬૭) બંધાવેલું શૈવમંદિર. સરોવરની આદ્ય રચના કોઇ સોલંકી રાજાએ કરી હશે. ખાન-ઇ-અઝમ-મીરઝા-અઝીઝ-કોકહ નામના અકબરના સુબાએ એને ફરીથી બંધાવ્યું (ઇ. સ. ૧૫૮૯-૧૫૯૪).

# કૈલાસવાસી અધ્યાપક ડૉ. પાણ્ડુરંગ દામોદર ગુણે

એમ. એ. (ઑક્સ્ફર્ડ.) પીએચ. ડી. (લાયપ્સીગ.)

આપણી પ્રાચીન સંસ્કૃતિના વિદ્વાન અભ્યાસીઓ એક પછી એક જતા જાય છે તે બહુ જ દુઃખદાયક છે. આપણા વિદ્વાન અભ્યાસી ડૉ. ધાટેને વિદેહ થયાં થોડો જ વખત ગયો છે એટલામાં ડૉક્ટર ગુણેનાં કૈલાસવાસની નોંધ લેવાની આવે છે. બન્નેની યશસ્વી કારકીર્દી હજુ શરુ થઇ એટલામાં તો અકાલ બંધ પડી.

ડૉક્ટર ગુણે ઈ. સ. ૧૯૦૦ માં મેટ્રિકની પરીક્ષામાં પસાર થયા, ઈ. સ. ૧૯૦૫ માં વિલ્સન કૉલેજના વિદ્યાર્થી તરીકે બી. એ. થયા, ત્યાં ફેલો તરીકે કામ કર્યું અને ઈ. સ. ૧૯૦૭ માં એમ. એ. થયા. દરેક પરીક્ષામાં સંસ્કૃતમાં નિપુણતા માટે આપવામાં આવતાં ઇનામો અને છાત્રવૃત્તિઓ તેઓએ મેળવ્યાં હતાં. બી. એ. માં તેઓ પ્રથમ વર્ગમાં આવ્યા હતા અને એમ. એ. ની પરીક્ષામાં ડૉ. ભાંડારકર જેવા પરીક્ષકે પણ તેમનાં વખાણ કર્યાં હતાં.

સરકારી નોકરીના આર્થિક લાભને ન ગણકારતાં તેઓએ ફર્ગ્યુસન કૉલેજમાં અધ્યાપકનું પદ સ્વીકાર્યું. ૧૯૦૯ માં વિશેષ અભ્યાસ માટે તેઓ જર્મની ગયા અને ત્યાંથી અતિમાન સાથે પીએચ. ડી. ની પદવી લઇ પાછા આવી ફર્ગ્યુશન કૉલેજમાં અધ્યાપકનું કામ પાછું શરુ કર્યું. અહીં આવી તેમણે ભારતીય પુરાતત્ત્વના સંશોધન માટે એક સંસ્થા સ્થાપવાની ચળવળ કરી. તેમના પ્રયાસના પરિણામે 'ભાણ્ડારકર ઓરીઅન્ટલ રીસર્ચ ઇન્સ્ટીટ્યુટની' સ્થાપના થઇ. . . .

આ લેખકને તેમના શિષ્ય થવાનું, અને બી. એ. ના અભ્યાસમાં તેમના અંન્તેવાસી થવાનું સદ્ભાગ્ય પ્રાપ્ત થયું હતું. મારા વખતમાં બી. એ. માં ફર્ગ્યુશન કૉલેજમાં જૈન ફીલસુફીનો અભ્યાસ કરનાર હું એક જ વિદ્યાર્થી હતો છતાં તેમણે વિશેષ મહેનત કરીને મારે એકને માટે ખાસ વર્ગ કહાડયો હતો. અધ્યાપક તરીકે તેમનું કોઇ જ્ઞાન વિદ્યાર્થીઓને માટે દુષ્પ્રાપ્ય નહોતું, તેમનો કોઇ સમય પ્રતિષિદ્ધ નહોતો, તેમની કોઇ મહેનત વધારે પડતી નહોતી. ઘણીવાર સમયના અભાવે મારી નોંધો તેઓ જમતાં જમતાં સુધરાવતા. વિદ્યાર્થીઓ તરફનો તેમનો સ્નેહ તો જેમણે અનુભવ્યો હોય તે જ જાણે!

તેમનો અભ્યાસ ગહન હતો, ઘણો જ પ્રયત્નસાધ્ય હતો છતાં તેનો ભાર--ક્લેશ તેમને કદી જણાતો નહોતો. તેમનો સ્વભાવ પ્રેમાળ અને ખુશનુમા હતો. તેમનાં અતિ ચપલ તેજસ્વી નયનો વિદ્યાર્થીઓને આકર્ષતા, તેમની બુદ્ધિને સતેજ કરતા અને અભ્યાસની પ્રેરણા કરતા.

ભાષાના અભ્યાસમાં તેમના તુલનાત્મકભાષાશાસ્ત્ર ઉપરના પુસ્તકથી દરેક અભ્યાસી તેમની પ્રતિભા જોઇ શકશે. મરાઠી ભાષાની ઉત્પત્તિ વિષે રા. ચિંતામણિ વૈદ્ય સાથેની ચર્ચા તેમની વિદ્વત્તાનો, પ્રમાણિકતાનો અને વૈચક્ષણ્યનો સુંદર નમૂનો છે.* વાંચનાર ભાગ્યે જ માની શકે કે તે તેમણે ક્ષયના દર્દમાં પુસ્તકનું વજન પણ ન ઉપાડી શકાય, બેસી પણ ન શકાય એવી સ્થિતિમાં લખેલી--લખાવેલી છે. સૂતાં સૂતાં પણ અદ્ધર પુસ્તક રેકાવરાવી તેઓ વાંચતા એટલા વિદ્યાવ્યસની તેઓ હતા.

આવા એક વિદ્વદ્રત્નને આપણે ગુમાવ્યું છે અને તેની જગા પૂરાય એમ પણ લાગતું નથી. પણ તેની પ્રભા ભાષાશાસ્ત્રના સાહિત્યમાં અને તેમના વિદ્યાર્થીઓનાં હૃદયમાં ચિરકાળ રહેશે.

* તેના સંક્ષેપ માટે જુઓ પા. ૨૨૬.

# પુરાતત્ત્વમંદિરમાં ચાલતા વર્ગો.

ચાલુ સત્રમાં પુરાતત્ત્વમંદિરમાં નીચે પ્રમાણે વર્ગો ચાલે છે. પંડિત સુખલાલજી સોમવાર, બુધવાર અને શુક્રવારના દિવસે ગૌતમમુનિના **ન્યાયસૂત્રો** ઉપરના **વાત્સ્યાયન-ભાષ્યનું** અધ્યયન કરાવે છે. મંગળવાર, ગુરુવાર અને શનિવારે **પંડિત ધર્માનંદ કોસમ્બી** બૌદ્ધ **તિપટકમાંથી મજ્ઝિમનિકાયનું** અધ્યયન કરાવે છે. સમય સાંજના સાડાચારથી સાડાપાંચ સુધીનો છે. **વ્યાકરણતીર્થ પ્રાકૃતભાષાવિશારદ પંડિત બહેચરદાસ પ્રાકૃત, અપભ્રંશ** અને **જુની ગુજરાતીનુ** અધ્યયન સોમવાર, બુધવાર અને શુક્રવારને દિવસે કરાવે છે.

આ ઉપરાંત પખવાડીઆમાં એક રવિવારે બૌદ્ધશીલસુરીના **અભિધમ્મત્થસંગહ** નામના ગ્રંથ ઉપર **પંડિત** કોસમ્બી પ્રવચન કરે છે, અને એક રવિવારે જૈનશીલસુરીના **પ્રવચન-**સારનામના ગ્રંથ ઉપર **પંડિત સુખલાલજી** પ્રવચન કરે છે. સમય સવારમાં ૮-૩૦-૧૦-૩૦.

આ ઉપરાંત બીજા વિષયોમાં અનુસ્નાતક અધ્યાપનની (post-graduate teaching) ગોઠવણ માટે મંદિરનો પ્રયાસ ચાલુ છે.

મંદિર તરફથી પ્રાચીન સંસ્કૃતિવિષયક જાહેર વ્યાખ્યાનો અપાવવાની પણ ગોઠવણ કરવામાં આવી છે.

**ર. છ. પરીખ.**
મંત્રી ગ. પ્ર. મં.

## લેખકોને સૂચના

૧. ' नामूलं लिख्यते किंचित् ' એ સૂત્રને અનુસરી લેખો લખી મોકલવા વિનન્તી છે.

૨. કાગળની એક જ બાજુ ઉપર સ્પષ્ટ અક્ષરોમાં લખેલા લેખો તરફ જ ધ્યાન આપવામાં આવશે.

૩. લેખકે પોતાનું નામ અને ઠેકાણું લેખ સાથે મોકલવાં.

૪. લેખની નીચે આપવાનાં પ્રમાણો સ્પષ્ટ રીતે જણાવવાં અને '૧', '૨', '૩' ઇત્યાદિ ક્રમાંકમાં ગોઠવવાં.

૫. પોસ્ટેજ સાથેના લેખને નાપસંદ થતાં પાછો મોકલવા પ્રયત્ન થશે. લેખ ગેરવલ્લે જાય તે માટે સંપાદક જવાબદાર નથી.

૬. પ્રત્યેક લેખને માટે તેનો લેખક જવાબદાર રહેશે.

---

# અમારા તરફથી મળતાં પુસ્તકો.

---

૧. કારાવાસની કહાણી, વ્યાખ્યાનો, પત્રો અને લેખો.
લેખકઃ શ્રી અરવિંદ ઘોષ ૦–૧૦–૦

૨. રાષ્ટ્રગીત, ( બંગાળી, હિંદી, હિન્દુસ્તાની, મરાઠી અને ગુજરાતી ગીતોનો સંગ્રહ )
સંગ્રહકર્ત્તાઃ ઇંદુલાલ કનૈયાલાલ યાજ્ઞિક ૦–૧૦–૦

૩. હિંદ સ્વરાજ, એક સત્યવીરની કથા અને સર્વોદય
લેખકઃ મહાત્મા મોહનદાસ ક. ગાંધી ૦—૮–૦

૪. ગોખલેનાં વ્યાખ્યાનો ભા. ૧ ૦–૧૦–૦

૫. ,, ,, ભા. ૨ ૦–૧૦–૦

૬. આટલું તો જાણજો ૦—૬–૦

૭. સત્યાગ્રહીના સ્વાતંત્ર્યમંત્રો ૦—૦–૩

૮. લાલા લાજપતસિંગ ૦—૩–૦

૯. ગુલામ ઉજ્લાની ૦—૨–૦

૧૦. ઇકબાલનો અંસલકાર ૦—૧–૬

૧૧. અમૃતસરની વીરાંગના ૦—૧–૦

૧૨. પંજાબના અત્યાચારો ૦—૧–૦

૧૩. કાયદા સામે થવાની ફરજ ૦—૧–૦

૧૪. મુક્તધારા ૦—૬–૦

૧૫. ખેડાની લડત ૧—૮–૦

એક રૂપીયા કરતાં ઓછી રકમનાં પુસ્તકો મંગાવનારે કિંમત જેટલી ટીકીટો ટપાલ ખર્ચ સાથે મોકલવા કૃપા કરવી.

પ્રકાશકઃ ઇન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિક.
રાષ્ટ્રીય સાહિત્ય કાર્યાલય, ભદ્ર-અમદાવાદ.

અમારા એજન્ટોઃ

૧. એન. એમ. ત્રિપાઠી ઍન્ડ કંપની, કાલબાદેવી રોડ, મુંબાઇ.
૨. વર્ધમાન ઍન્ડ સન્સ, ટ્રામ જંકશન, પાયધોની, મુંબાઇ નં. ૩.
૩. ઉદ્યોગ સમિતિ, લીમડાચોક, સુરત.
૪. ગાંડીવ સાહિત્ય મંદિર, કેળાપીઠ, સુરત.
૫. ગુજરાત સાહિત્ય મંદિર, રાજકોટપરા ( કાઠિઆવાડ ).
૬. ચંદુલાલ મણિલાલ દેસાઇ, જુના બજાર, ભરૂચ.

# અમારા તરફથી પ્રકટ થએલાં પુસ્તકો

૧. **પ્રાચીન સાહિત્ય** ( રવીન્દ્રનાથ ઠાકૂર વિરચિત ) સોળપેજી ક્રાઉન, પાન ૧૨૫. [ અનુવાદકઃ મહાદેવ હરિભાઇ દેશાઇ, તથા નરહરિ દ્વારકાદાસ પરીખ ] જેમાં રામાયણ, કુમારસંભવ, મેઘદૂત, શાકુન્તલ, કાદમ્બરી–ચિત્ર, ધમ્મપદ વગેરે પ્રસિદ્ધ ગ્રંથો ઉપરના ચર્ચાત્મક બંગાળી લેખોનો અનુવાદ કરેલો છે. કીં. ૦–૧૨–૦

૨. **पालीपाठावली**, સંપાદક મુનિ જિનવિજય. પાલી ભાષાના વિદ્યાર્થીઓ માટે પ્રાથમિક ગ્રંથ. ડેમી આઠપેજી, પાન ૧૧૭. કીં. ૦–૧૪–૦

૩. **प्राकृतकथासंग्रह**, સંપાદક મુનિ જિનવિજય. મહારાષ્ટ્રી–પ્રાકૃત ભાષામાં પ્રાચીન વાર્તાઓનો સંગ્રહ; પ્રાકૃતભાષાના અભ્યાસીઓ માટે ખાસ ઉપયોગી. ડેમી આઠપેજી, પાન ૧૦૬. કીં. ૦–૧૨–૦

૪. **उपनिषत्पाठावली**, સંપાદક દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર. ઉપનિષદોના મૂળભૂત રસપદ્ર તથા ઉપદેશાત્મક ભાગોનો સંગ્રહઃ પ્રસ્તાવના, ગૂજરાતી ટિપ્પણ, કઠિન શબ્દોના કોષ સાથે. ડેમી આઠપેજી, પાન ૧૦૦. કીં. ૦–૧૨–૦

૫. **जिनचरितम्**, સંપાદક મુનિ જિનવિજય. આ પ્રાચીન ગ્રંથમાં સુલલિત પાલી પદ્યમાં મહાત્મા ગૌતમ બુદ્ધનું જીવનચરિત્ર આપેલું છે. પ્રસ્તાવના, શબ્દકોષ સાથે. ( છપાય છે. )

૬. **अभिधम्मत्थसंगहो**, સંપાદક અધ્યાપક ધર્માનન્દ કોસમ્બી. ( છપાય છે. )

૭. **બુદ્ધલીલાસારસંગ્રહ**, આ પુસ્તક મૂળ મરાઠીમાં પ્રસિદ્ધ બૌદ્ધ વિદ્વાન પ્રો. ધર્માનંદ કોસંબીએ લખેલું છે. આ તેનો ગુજરાતી અનુવાદ છે. તેમાં બુદ્ધના પૂર્વજન્મની કથાઓ, બુદ્ધનું જીવનચરિત્ર, તથા ઉપદેશ એમ ત્રણ વિભાગ પાડેલા છે. બૌદ્ધધર્મના વિષયમાં આ ગ્રંથ અતિ ઉપયોગી છે. ( થોડા વખતમાં બહાર પડશે. )

૮. **હિંદુઓના તહેવારોનો ઇતિહાસ**, જેમાં આપણા સઘળા તહેવારોની ઉત્પત્તિ, વિકાસ વગેરેની સપ્રમાણ હકીકત, તે વિષેની આખ્યાયિકાઓ સાથે આપવામાં આવી છે (ગ્રંથ થોડા વખતમાં બહાર પડશે.)

૯. **આર્યવિદ્યાવ્યાખ્યાનમાળા**, યોગદર્શન, કૌટિલ્ય, ઉમ્મરખય્યામ વગેરે લેખોનો સંગ્રહ. કીં. કપડાની પટી રૂ. ૨–૦–૦ ચામડાની પટી ૨–૮–૦.

**ગુજરાત પુરાતત્ત્વ મંદિર,**

**એલીસબ્રીજ, અમદાવાદ,**

તા. ક. અમારાં પુસ્તકો મળવાનાં સ્થળો:—

૧ **ગુજરાત પુરાતત્ત્વ મંદિર**, એલીસબ્રીજ, અમદાવાદ,

૨ **રાષ્ટ્રીય સાહિત્ય કાર્યાલય**, ભદ્ર, અમદાવાદ

૩ **વર્ધમાન એન્ડ સન્સ**, ટ્રામ જંકશન, પાયધુની, મુબાઈ નં. ૩.

તથા જાણીતા બુકસેલરો પાસેથી.

---

અમદાવાદ—ધી ડાયમંડ જ્યુબિલિ પ્રિન્ટીંગ પ્રેસમાં, પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

# पुरातत्त्व मंदिरनी योजना

૧ ઉદ્દેશો—

(૧) સાધારણ રીતે આખા હિંદુસ્થાનનાં અને ખાસ કરીને ગુજરાતનાં પ્રાચીન ઇતિહાસ, સાહિત્ય, કળા, ધર્મ, તત્ત્વજ્ઞાન વગેરે વિષયોની શોધખોળ કરવી, અને તેનાં પરિણામો પ્રકાશિત કરવાં.

(૨) હિન્દુસ્થાનનાં પ્રાચીન ઇતિહાસ, સાહિત્ય અને દર્શનશાસ્ત્રોનું તેમજ સંસ્કૃત, પાલી આદિ ભાષાઓનું શાસ્ત્રીય અને તુલનાત્મક પદ્ધતિએ શિક્ષણ આપવું.

(૩) શોધખોળના વિષયમાં રસ લેનારા શોધકોના ઉપયોગ માટે એક સારૂં પુસ્તકસંગ્રહ બનાવવું જેની અંદર પ્રાચીન વિદ્યાને લગતું આજ સુધીમાં પ્રકટ થએલું સમગ્ર સાહિત્ય સંગૃહીત કરવામાં આવે.

(૪) સંસ્કૃત, પ્રાકૃત, પાલી, અપભ્રંશ, જૂની ગૂજરાતી, ફારસી, અને અરબી આદિ ભાષાઓમાં લખાએલા અલભ્ય-દુર્લભ ગ્રંથોને નવીન પદ્ધતિએ સંશોધિત-મુદ્રિત કરી પ્રકટ કરવા-કરાવવા.

(૫) દેશ અને વિદેશની જુદી જુદી ભાષાઓમાં લખાએલા પુરાતત્ત્વ વિષયક સાહિત્યને ગુજરાતી ભાષામાં ઉતારવું.

(૬) શોધખોળ વિષયના અભ્યાસીઓને તેમના અભ્યાસકાર્યમાં દરેક પ્રકારની સાહિત્ય સંબંધી સહાયતા આપવી.

(૭) દેશ વિદેશના વિદ્વાનોને પુરાતત્ત્વના વિષયમાં યથાસાધન સાહિત્ય સંબંધી સલાહ અને સહાયતા આપવા એક મંડળ તરીકે કામ કરવું.

૨ પ્રબન્ધ સમિતિ—

**(૧) મુનિ શ્રી જિનવિજયજી.**
—આચાર્ય.

**(૨) શ્રી રસિકલાલ છોટાલાલ પરીખ.**
—મંત્રી.

**(૩) શ્રી ધર્માનંદ કોસમ્બી.**

**(૪) ,, રામચંદ્ર આઠવલે.**

**(૫) ,, રામનારાયણ પાઠક.**

**(૬) ,, પંડિત સુખલાલજી.**

# અભિધમ્મત્થસંગહ અને તેના કર્તા અનુરુદ્ધાચાર્ય*

[ અધ્યાપક ધર્માનંદ કોસમ્બી. ]

સામાન્ય રીતે હાલના બૌધ્ધોના બે ભાગ પડે છે–ઉત્તરના બૌધ્ધો અને દક્ષિણના બૌધ્ધો. ટિબેટ, મંગોલીયા, ચીન અને જાપાનના બૌધ્ધો ઉત્તરબૌધ્ધો કહેવાય; અને સિલોન, બ્રહ્મદેશ, સિયામ અને કામ્બોડીયાના બૌધ્ધો દક્ષિણબૌધ્ધો કહેવાય. ઉત્તરના બૌધ્ધો પોતાને મહાયાનના અને દક્ષિણના બૌધ્ધોને હીનયાનના કહે છે.

બૌદ્ધ ગ્રંથોમાં જીવન્મુક્તિ અથવા 'બોધિ' ત્રણ પ્રકારની મનાય છે, તે આ પ્રમાણે– 'શ્રાવકબોધિ,' 'પ્રત્યેક બુદ્ધબોધિ' અને 'સમ્યક્સંબોધિ.' 'શ્રાવક' એટલે બુદ્ધ પાસે ધર્મ શીખનાર. તેઓની જીવન્મુક્તિને 'શ્રાવકબોધિ' કહે છે. 'પ્રત્યેક બુદ્ધ' એટલે ગુરુ પાસે ઉપદેશ લીધા વિના સ્વસ્ફૂર્તિથી બુદ્ધ થાય છે તે; પણ તેનામાં બીજા લોકોને તારવાનું સામર્થ્ય નથી હોતું. તે અરણ્ય વગેરે કોઈ પણ એકાન્ત સ્થળમાં એકલો રહી વિમુક્તિસુખ અનુભવે છે. તેની 'બોધિ' ને 'પ્રત્યેક બુદ્ધબોધિ' કહે છે. 'સમ્યક્સંબુદ્ધ' એટલે ગુરુ વિના જે સર્વ ધર્મને જાણે છે, અને પોતાના સામર્થ્યથી બીજાનો પણ ઉદ્ધાર કરે છે. આવા સ્વયંસંબુધ્ધો ઘણા છે. તેમાં આ કલ્પના છેલ્લા સ્વયંસંબુદ્ધ ગૌતમ બુદ્ધ છે.

મહાયાન પંથના અનુયાયિઓને પહેલા બે 'બોધિ' પસંદ નથી; તેમને તો 'સમ્યક્સંબોધિ' જ જોઈએ. અનેક જન્મોમાં અસંખ્ય પ્રાણીઓનું હિત સાધી અનંત કાળ પછી સમ્યક્સંબુદ્ધ થઈ મોક્ષ મેળવવો એ તેમનું ધ્યેય છે. શાન્તિદેવાચાર્ય કહે છેઃ—

एवं सर्वमिदं कृत्वा यन्मयासादितं शुभम् ।
तेन स्यां सर्वसत्त्वानां सर्वदुःखप्रशान्तिकृत् ॥
मुच्यमानेषु सत्त्वेषु ये ते प्रामोद्यसागराः ।
तैरेव ननु पर्याप्तं मोक्षेनारसिकेन किम् ॥[1]

(આ પ્રમાણે આ બધું કરીને મને જે પુણ્ય મળ્યું છે તેના વડે સર્વ પ્રાણીઓના સર્વ દુઃખની શાન્તિ કરનાર થાઉં! સર્વ પ્રાણીઓનો ઉદ્ધાર થતાં તારામાં જે પ્રમોદસાગર ઉલટે છે તે બસ નથી? અરસિક મોક્ષથી શું?)

આ રીતે સર્વ પ્રાણીઓનો ઉદ્ધાર કરીને જ આપણે મોક્ષમાં જવું જોઈએ; અને આથી જ પોતાનો પંથ મહાયાન પંથ છે એમ ઉત્તર દેશોના બૌધ્ધો માને છે; અને દક્ષિણ દેશોના બૌધ્ધોને તેઓ હીનયાન કહે છે, કારણ કે તેઓ ફક્ત પોતાના પુરતી જ દરકાર રાખે છે; અર્હત્ થઈ મોક્ષ મેળવવા તરફ જ તેમનું ધ્યેય હોય છે.

દક્ષિણના બૌદ્ધસાહિત્યમાં 'મહાયાન' અને 'હીનયાન' એ શબ્દો બીલકુલ મળતા

---

* પુરાતત્વમંદિર–ગ્રન્થાવલીમાં પ્રસિદ્ધ થનાર 'अभिधम्मत्थसंगहो' નામના પાલીગ્રન્થની પ્રસ્તાવનામાંથી.

૧. બન્ને શ્લોકો બોધિચર્યાવતારમાંથી લીધેલા છે. પહેલો ત્રીજા પરિચ્છેદમાં છે, અને બીજો દશમા પરિચ્છેદમાં હોવો જોઇએ.

નથી. પોતાના પંથને તેઓ 'થેરવાદ' (સ્થવિરવાદ) પંથ કહે છે. બુદ્ધના પરિનિર્વાણ પછી ત્રણ મહીને મહાકાસ્યપ, આનંદ, ઉપાલિ ઇત્યાદિ મહાસ્થવિરોએ રાજગૃહમાં એકઠા થઇ બુદ્ધના ઉપદેશનો સંગ્રહ કર્યો. સો વરસ પછી વૈશાલી નગરીમાં 'યશ' સ્થવિરના પ્રયાસથી ભિક્ષુસંઘની મોટી સભા મળી; અને તેમાં ધર્મગ્રંથોનું પુનઃ સંશોધન કરવામાં આવ્યું. સાર્વભૌમ અશોકના સમયમાં પણ મોગ્ગલિપુત્ત તિસ્સ સ્થવિરના અધ્યક્ષપણા નીચે એક મોટી સભા ભેગી થઇ અને તેમાં ત્રીજી વાર બુદ્ધના ઉપદેશોનું સંશોધન કરવામાં આવ્યું. આ પરંપરા દક્ષિણના બૌધ્ધોમાં ચાલતી હોવાથી તેઓ પોતાને સ્થવિરવાદી કહેવડાવે છે. દીપવંશ અને કથાવત્થુઅટ્ઠકથામાં અશોકના સમયે બૌધ્ધોના અઢાર ભેદ થયા એવું વર્ણન છે. તેમાં જેને મહાસંઘિક કહે છે તેજ મહાયાન પંથના અનુયાયીઓ હશે એવું આધુનિક પણ્ડિતો અનુમાન કરે છે. પરંતુ આ મહાસંઘિકોની બાબતમાં સવિસ્તર ઉલ્લેખ પાલિસાહિત્યમાં મળતા નથી.

સ્થવિરવાદ પંથના અનુયાયીઓને જેમ ત્રિપિટક ગ્રંથ પૂજ્ય છે તેમ મહાયાન પંથના અનુયાયીઓને પણ છે. ફરક કેવળ ધ્યેય પૂરતો છે. ત્રિપિટક ગ્રંથ મૂળ પાલિભાષામાં છે. તેના સુત્તપિટક, વિનયપિટક તથા અભિધમ્મપિટક એવા ત્રણ ભાગ છે. મહાયાન પંથીઓએ આ ગ્રંથોનો સંસ્કૃત ભાષામાં અનુવાદ કરી તેમાં ઘણું નવું દાખલ કરી દીધું છે; અને પોતાને અનુકૂળ રીતે તેનો અર્થ બેસાડવા પ્રયત્ન પણ કર્યો છે. બુદ્ધ ભગવાનના અને તેમના પ્રાચીનતમ અનુયાયીઓના શુદ્ધ અને સરળ વિચારો પાલિભાષાના ત્રિપિટક ગ્રંથોમાં છે. અને આ ગ્રંથોના અભ્યાસથી મહાયાન પંથના ગ્રંથોનો અભ્યાસ પણ સુલભ થાય છે એ બાબતમાં વિદ્વાનોનો એકમત છે.

ત્રિપિટક ગ્રંથોનું સામાન્ય સ્વરૂપ આપવાનું આ સ્થળ નથી. તેને માટે એક સ્વતંત્ર લેખ લખવો પડે. અહીંઆ અમારે અભિધર્મ પૂરતો જ વિચાર કરવાનો છે. અભિધર્મના ધમ્મસંગણિ, વિભંગ, ધાતુકથા, પુગ્ગલપઞ્ઞત્તિ, કથાવત્થુ, યમક અને પટ્ઠાન એવાં સાત પ્રકરણો છે. આ બધાં બુધ્ધે જ ઉપદેશેલાં છે એવી શ્રદ્ધાળુ લોકોની માન્યતા છે, અને તેને ટેકો આપવાનો પ્રયત્ન અભિધમ્મઅટ્ઠકથાકારે અટ્ઠસાલિની નામની ધમ્મસંગણિની અટ્ઠકથાના આરંભમાં કર્યો છે. બધી બાબતોનો વિચાર કરતાં અભિધમ્મપિટક, સુત્ત અને વિનય એ બે પિટક પછી લાંબા કાળે રચાયેલો હોવો જોઇએ એ સ્પષ્ટ રીતે જણાઇ આવે છે. કથાવત્થુ પ્રકરણ તો મોગ્ગલિપુત્ત તિસ્સે અશોક રાજાના સમયમાં રચ્યું એવો અટ્ઠકથામાં સ્પષ્ટ ઉલ્લેખ છે; અર્થાત્ પહેલાં ચાર પ્રકરણ તેની પહેલાં કેટલાક સમયે અને છેવટનાં બે તેની પછી કેટલાક સમયે રચાયાં હશે.

ધમ્મસંગણિ એ જેવો સર્વમાં પ્રાચીન ગ્રંથ છે તેવો જ તે મહત્ત્વવાળો પણ છે. કારણ કે સર્વ અભિધમ્મનો પાયો તેના ઉપર રચાએલો છે. એમાં સર્વ પદાર્થોના ભિન્ન ભિન્ન વિભાગ કરી તેનો અર્થ વિશદ કરવા પ્રયત્ન કરેલો છે. ઉદાહરણ તરીકે, પહેલી જ 'ત્રિક' લ્યો. સર્વ પદાર્થોના 'કુસલા ધમ્મા', 'અકુસલા ધમ્મા' અને 'અબ્યાકતા ધમ્મા' એવા ત્રણ વિભાગ પાડી પછી કુશલ ધર્મ કયા, અકુશલ કયા અને અવ્યાકૃત કયા એનો વિસ્તારથી વિચાર કર્યો છે. આ બાબતમાં જ લગભગ ગ્રંથનો પોણો ભાગ રોકેલો છે. બીજા વિભાગોનો અર્થ સંક્ષેપમાં કર્યો છે; કારણ એવું દેખાય છે કે-પહેલા

ત્રિકનો અર્થ બરાબર સમજ્યા પછી બાકીના વિભાગોનો અર્થ તે પ્રમાણે સમજવો સુલભ પડશે એવો ગ્રંથકર્તાનો કે-ગ્રંથકર્તાઓનો-ઉદ્દેશ હશે.

અનિન્ધ હોઇ પરિણામમાં સુખકારક તે કુશલ, નિન્ધ હોઇ પરિણામમાં દુઃખકારક તે અકુશલ. આ સિવાયના બાકી બધા અવ્યાકૃત. બીજી રીતે કહીએ તો લોભમૂલક, દ્વેષમૂલક અને મોહમૂલક કર્મો અકુશલ કહેવાય છે, અને અલોભમૂલક, અદ્વેષમૂલક તથા અમોહમૂલક કર્મો કુશલ કહેવાય છે. અહિઆં અલોભ એટલે કેવળ લોભનો અભાવ નથી, પણ મનુષ્ય જાતિને ઉપયોગી થવાની ઉત્કટ ઇચ્છા; અદ્વેષ એટલે પ્રેમ અને અમોહ એટલે સાત્ત્વિક જ્ઞાન એવો અર્થ સમજવો જોઇએ.

અવ્યાકૃત ધર્મના રૂપ અને નામ એવા બે મુખ્ય ભેદ છે. રૂપ એટલે બધી જડસૃષ્ટિ અને તેમાંથી ઉત્પન્ન થએલી પાંચ જ્ઞાનેન્દ્રિયો. આ બધાને કુશલ કે અકુશલ કહી શકાય નહિ. છતાં આ ચાર મહાભૂતો અને તેમાંથી ઉત્પન્ન થએલી જડસૃષ્ટિ કુશલ-અકુશલનું મોટું કારણ થઇ પડે છે.

અવ્યાકૃત નામના ( મનના ) બે ભેદ છે; પહેલો વિપાક અને બીજો ક્રિયા. વિપાકમાં નીચેની બાબતોનો સમાવેશ થાય છે: ચક્ષુવિજ્ઞાનઆદિ પંચ વિજ્ઞાન, આ વિજ્ઞાનથી તે રાગદ્વેષ મોહ અથવા અરાગ, અદ્વેષ, અમોહ ઉત્પન્ન થાય ત્યાં સુધીનો મનોવ્યાપાર[૨] અને પૂર્વજન્મના કુશલ અકુશલ કર્મને લીધે પ્રાપ્ત થતું પ્રતિસન્ધિ[૩] વિજ્ઞાન.

ક્રિયા બે પ્રકારની છે. એક સર્વસાધારણ પ્રાણીઓની ક્રિયા અને બીજી અર્હતની ક્રિયા. તેમાં પહેલાના ત્રણ ભેદ છે: ' पञ्चद्वारावज्जन ', ' मनोद्वारावज्जन ' અને ' वोट्ठपन. ' પ્રાણીઓની ઇન્દ્રિયો વિષયોના સંબંધમાં પડેલી હોય છે તે સમયે પ્રાણીનું ચિત્ત અમુક એક ઇન્દ્રિય તરફ વળે છે. આ પ્રવૃત્તિને पञ्चद्वारावज्जन ' કહે છે; શાથી જે તે પ્રવૃત્તિને લીધે ચિત્ત પાંચમાંથી ગમે તે ઇન્દ્રિય તરફ વહે છે. જે ક્રિયાત્મક વ્યાપારથી ચિત્ત ભૂતકાળની બાબતો તરફ વળે છે તેને मनोद्वारावज्जन કહે છે; અને જેના વડે ઇન્દ્રિયો દ્વારા મળતાં રૂપ ચિત્ત આગળ વ્યવસ્થિત તરીકે સ્પષ્ટ થાય છે તેને वोट्ठपन કહે છે. વાસ્તવિક રીતે આ બન્ને-मनोद्वारावज्जन અને वोट्ठपन-એકજ જાતની ક્રિયાઓ છે.

અર્હતની ક્રિયામાં તથા સામાન્ય લોકોના કુશલમાં બહુજ થોડો ફરક છે. કુશલ કર્મોનો વિપાક હોય છે, ત્યારે ક્રિયા કર્મોનો વિપાક હોતો નથી. કુશલ કર્મ એટલે સાંસા-

૨ આ મનોવ્યાપારની છેલ્લી ક્ષણ જે રાગદ્વેષ આદિકમાં લઈ જાય છે તે ' वोट्ठपन ' કહેવાય છે.

૩ કુશલ અથવા અકુશલ કર્મના વિપાકને લીધે વ્યક્તિ-અન્તઃકરણ પુનર્જન્મરૂપે પેદા થાય છે. ગર્ભાશયમાં પ્રવેશ કરવાની પ્રથમ ક્ષણને અને દેવાદિમાં ઉત્પત્તિની પ્રથમ ક્ષણને ' पटिसन्धि ' ( प्रतिसन्धि ) કહે છે. આ અન્તઃકરણ આખી જીંદગીમાં સંતાનરૂપે કાયમ રહે છે, અને તેના આધારે પ્રાણી નવાં કુશલ, અકુશલ, અને ક્રિયા કર્મો કરે છે. આ આખા ભવમાં વ્યક્તિરૂપે રહેનાર અન્તઃકરણને ' भवंग ' ( भवाङ्ग ) કહે છે. અન્ત્ય ક્ષણમાં આ અન્તઃકરણને ' चुति ' ( च्युति=મરણ ) કહે છે.

રિક માણસોએ કરેલું સત્કર્મ, અને ક્રિયા એટલે જીવન્મુક્ત અર્હન્તોએ કરેલું સત્કર્મ. કુશલ કર્મોમાંથી અકુશલ સંભવી શકે છે પરંતુ ક્રિયાકર્મોમાં અકુશલનું મિશ્રણ કદી પણ થઇ શકતું નથી.

આનો થોડોક ખુલાસો અસ્થાને નહિ ગણાય. સાંસારિક મનુષ્ય દાન દે છે, શીલરક્ષણ, ધ્યાન, ભાવના વગેરે કરે છે અને એનો આસ્વાદ લે છે. તેના પરિણામે અભિમાન, તૃષ્ણા ઇત્યાદિ દુર્ગુણ ઉત્પન્ન થવાનો સંભવ છે એટલે કે દાન શીલ વગેરે કુશલ કર્મોમાંથી અકુશલ કર્મો ઉત્પન્ન થઇ શકે છે. પણ અર્હન્તની સ્થિતિ આવી નથી. તે જો કે બીજા સામાન્ય જન પ્રમાણે જ દાન, શીલ, ધ્યાન, ભાવના વગેરે કર્મો આચરે, તોપણ તેની સર્વ વાસનાનો ક્ષય થયો હોવાથી તેના અન્તઃકરણમાં અભિમાન વગેરે દુર્ગુણોનો આવિર્ભાવ કદી પણ થતો નથી.

सब्बपापस्स अकरणं कुसलस्स उपसंपदा ।
सचित्तपरियोदपनं एतं बुद्धान सासनं ॥

આ ધમ્મપદનાં શ્લોકમાં આજ અર્થ ચોકખી રીતે કહેલો છે. "લોભમૂલક, દ્વેષમૂલક, અને મોહમૂલક કોઇ પણ કર્મ કરવું નહિ. અલોભમૂલક, અદ્વેષમૂલક અને અમોહમૂલક સર્વ પુણ્ય કર્મો સારી રીતે કરવાં, અને પોતાનું ચિત્ત આ શુભ કર્મોમાં પણ આસક્ત ન થવા દેતાં શુદ્ધ રાખવું એ બુદ્ધોનું શાસન છે."

બુદ્ધ ભગવાને કર્મને જ અત્યંત પ્રાધાન્ય આપ્યું છે. તેઓ કહે છે કે "कम्मस्सकोम्हि कम्मदायादो कम्मयोनि कम्मबन्धु कम्मपटिसरणो, यं कम्मं करिस्सामि कल्याणं वा पापकं वा तस्स दायादो भविस्सामी ति पब्बजितेन अभिण्हं पच्चवेक्खितब्बं ॥" (કર્મ એજ મારું ધન છે, કર્મ એજ મારો વારસો છે, કર્મ એજ મારો બન્ધુ છે, કર્મમાંથી જ મારી ઉત્પત્તિ છે, કર્મ એજ મારું શરણ છે, જે પુણ્ય કે પાપ કર્મ હું કરીશ તેનો જ મને વારસો મળશે એમ પ્રવ્રજિતે વારંવાર વિચાર કરવો જોઇએ.) અર્થાત્ અકુશલ કર્મોનો ત્યાગ કરી કુશલ કર્મો કરવાથી જ મોક્ષ મળે છે. એક પ્રસંગે વૈશાલીમાં સિંહ સેનાપતિએ બુદ્ધને પ્રશ્ન પુછયો કે, "ભદન્ત, ઘણા લોકો આપને અક્રિયાવાદી કહે છે; તેઓના કહેવા પ્રમાણે આપ ખરેખરા અક્રિયાવાદી છો?" બુદ્ધે જવાબ આપ્યો, 'સિંહ! એક રીતે મને અક્રિયાવાદી કહી શકાય. પાપી વિચારો ક્રિયામાં મુકવા નહિ, પાપી વિચારોનો નાશ કરવો, પાપી વિચારોને મનમાં આવવા પણ નહિ દેવા, એવો એનો હું ઉપદેશ કરું છું, આ દષ્ટિથી જોઇએ, તો હું અક્રિયાવાદી ખરો. પણ જો બીજો કોઇ મને ક્રિયાવાદી કહે તો તેનું કહેવું પણ ખોટું કહેવાય નહિ; કારણકે પવિત્ર વિચારોને ક્રિયામાં મુકવા, કુશળ મનોવૃત્તિને બઢાવવી, સદિચ્છાનુસાર વર્તન કરવું એવો હું ઉપદેશ કરું છું, આ દષ્ટિથી જોઇએ તો હું ક્રિયાવાદી છું."[૪]

બુદ્ધના આ કર્મયોગમાં અને ભગવદ્ગીતાએ પ્રતિપાદિત કરેલા કર્મયોગમાં ઘણો મોટો ફરક છે. ભગવદ્ગીતાનું એવું કહેવું છે કે ચાતુર્વર્ણ્ય ઇશ્વરે ઉત્પન્ન કરેલ હોનાથી જે વર્ણમાં જન્મ થયો હોય તે વર્ણને અનુસરીને કર્મ કરવું જોઇએ; અને તે કર્મમાં આસક્તિ રાખ્યા વિના વર્તવું જોઇએ. ક્ષત્રિયોનો ધર્મ યુદ્ધ કરવાનો છે; અને ખુદ બાપ-

૪, જુઓ बुद्धलीलासारसंग्रह पृ. २७९-८० मराठी आवृत्ति.

ભાંહુ સાથે યુદ્ધ કરવાનો પ્રસંગ આવે તો પણ તે મોક્ષમાર્ગ જ છે એમ સમજી નિરપેક્ષપણે યુદ્ધ કરવું તે તેનું કર્તવ્ય છે; અને આમ કરવાથી જ તેને મુક્તિ મળે. બૌદ્ધોને આ વર્ણવ્યવસ્થા પસંદ નથી. તેઓની કર્તવ્યની કસોટી રાગ, દ્વેષ અને મોહનો ત્યાગ કરી નિરપેક્ષતા, પ્રેમ અને જ્ઞાનપૂર્વક, કર્મ સતત કર્યાં કરવું એમાં છે. અર્થાત્ કોઇ પણ જાતિનો માણસ આ પ્રમાણે વર્તે તો તે અર્હત્ થઇ શકે.

વેદાન્તીઓનું ધ્યેય જેમ નિર્ગુણ પરબ્રહ્મ છે તેમ બૌદ્ધોનું ધ્યેય નિર્વાણ છે. નિર્વાણને બૌદ્ધો શૂન્ય કહે છે અને બ્રહ્મને વેદાન્તી નિર્ગુણ કહે છે. અર્થ એકજ છે; શબ્દ માત્ર જૂદા છે. પણ નિર્વાણ તત્ત્વોમાંથી જગતનું નિર્માણ થયું કે જગતમાંથી નિર્વાણતત્ત્વ નીકળ્યું આ વાદમાં બુદ્ધ પડતા નથી. બુદ્ધ કહે છે, **'पुरिमा भिक्खवे! कोटि न पञ्ञायति अविज्जाय'** 'ભિક્ષુઓ, અવિદ્યાનું મૂળ કારણ કહી શકાય તેમ નથી.' સંસાર દુઃખપ્રદ છે અને નિર્વાણ શાન્તિદાયક છે, અને તેનો માર્ગ કહીએ તો તે અખંહિત સત્કર્મ કરવું એજ છે. બુદ્ધનું આટલું જ કહેવું છે.

નિર્વાણતત્ત્વ અને તેના માર્ગના વિષયમાં બ્રાહ્મણ અને બીજા પંથો સાથે થયેલા વાદવિવાદ મહાયાન ગ્રંથોમાં પુષ્કળ છે; તેવા તે સ્થવિરવાદી પંથના ગ્રંથોમાં નથી. અભિધમ્મપિટકમાં વાદવિવાદાત્મક ગ્રંથ ફક્ત 'કથાવત્થુ' જ છે. પરંતુ તેમાં પણ બીજા પંથો સાથે વાદવિવાદ બહુજ થોડો છે. બૌદ્ધ ધર્મના પ્રમેયો વિશદ કરી બતાવવા સારુ ગ્રંથકારે પ્રાચીન વાદપદ્ધતિનો અંગીકાર કર્યો છે એટલું જ. આ ઉપરાંત બૌદ્ધોમાં સ્થવિરવાદથી ભિન્ન પંથો હતા તેના મતોનું ખંડન કરવાનો થોડો ઘણો પ્રયત્ન આ ગ્રંથમાં જણાય છે. બીજા બધા પ્રકરણો સારભૂત પદાર્થોની વ્યાખ્યા અને સ્પષ્ટીકરણથી ભરેલા છે. ધમ્મસંગણિ ગ્રંથમાં કુશલ અકુશલ આદિ ભેદ વર્ણવ્યા છે તે ઉપર કહ્યું જ છે. વિભંગના અઢાર વિભાગ છે તેમાં સ્કંધ, આયતન, ધાતુ, આર્યસત્ય, ઇન્દ્રિય, પ્રતીત્યસમુત્પાદ, ઇત્યાદિ બાબતોની વિસ્તૃત ચર્ચા છે. ધાતુકથામાં ધાતુ, આયતન, વગેરેનો સ્કંધ વગેરેમાં કેવી રીતે સંગ્રહ થાય છે તેનું વર્ણન છે. પુગ્ગલપઞ્ઞત્તિમાં જગતમાં મળતા ભિન્ન ભિન્ન સ્વભાવની વ્યક્તિઓનું વર્ગીકરણ કર્યું છે. યમકમાં પ્રશ્નજોડ અને તેના ઉત્તર છે. પટ્ઠાનમાં ચોવીસ પ્રત્યય કહીને પ્રત્યયોને કુશલ અકુશલ અને અવ્યાકૃત સાથે કેવો સંબંધ છે એ બતાવ્યું છે.

આ સાત ગ્રંથોમાં જે પદાર્થોનો ઊહાપોહ કર્યો છે તેમાંના પ્રધાનભૂત પદાર્થોનો સંગ્રહ અનુરુદ્ધાચાર્યે અભિધમ્મત્થસંગ્રહ ગ્રન્થમાં કર્યો છે. અભિધર્મમાં જે અર્થ એટલે પદાર્થ છે તેનો સંગ્રહ એવો આ ગ્રંથના નામનો અર્થ છે. પહેલા પરિચ્છેદમાં ચિત્તના ૮૯ કે ૧૨૧ વિભાગ કેવી રીતે થાય છે તેનો સંગ્રહ છે. બીજા પરિચ્છેદમાં પ્રત્યેક ચિત્તમાં કઇ કઇ ચિત્તવૃત્તિઓ હોય છે અથવા હોઇ શકે તેનો વિચાર કર્યો છે. ત્રીજામાં ચિત્ત અને ચેતસિક ધર્મો, વેદના, હેતુ, કૃત્ય, દ્વાર, આલમ્બન વગેરેના સંબંધથી કેવી રીતે અસ્તિત્વમાં આવે છે તેનું વિવેચન છે. ચોથો વીથિ-સંગ્રહ છે. એમાં રૂપરસાદિ વિષયો સાથે અને પોતાની ભૂતકાળની પ્રવૃત્તિ સાથે મનનો સંબંધ થતાં કેવી રીતે વ્યાપાર થાય છે તેનો બહુ સુંદર વિચાર છે. પાંચમામાં પૂર્વજન્મથી આ જન્મમાં પ્રાણીની તે તે ઉત્તમ, અધમ લોકમાં કેવી રીતે ઉત્પત્તિ થાય છે એ બતાવ્યું છે. છઠ્ઠામાં જડ સૃષ્ટિના વિભાગ

પાડી, કર્મ, ચિત્ત, ઋતુ, આહારના સંબંધથી શરીરનો જડ ભાગ કેવી રીતે બદલાય છે તે બતાવ્યું છે. છેવટે ટુંકામાં નિર્વાણનું વર્ણન છે. સાતમો સમુચ્ચયસંગ્રહ. એમાં કુશલ, અકુશલ, અને અવ્યાકૃત પદાર્થોનું અભિધર્મમાં જે ભિન્ન ભિન્ન ઠેકાણે વર્ગીકરણ કર્યું છે તેનો સંગ્રહ છે. આઠમામાં પ્રતીત્યસમુત્પાદરૂપે વર્ણવેલા અને પટ્ઠાન પ્રકરણમાં વર્ણવેલા પ્રત્યયોનો (કારણોનો) સંગ્રહ છે; અને નવમામાં સમાધિના જે ભિન્ન ભિન્ન પ્રકાર છે તે બતાવ્યા છે.

આ ગ્રંથ સિંહલદ્વીપ અને બ્રહ્મદેશમાં બહુ લોકપ્રિય છે. તેના ઉપર પ્રાચીન અને અર્વાચીન અનેક ટીકાઓ છે. આમ છતાં પણ તેના કર્તા વિષે બહુ થોડી માહીતી મળે છે. એનું કારણ એવું હશે કે અનુરુદ્ધાચાર્ય કાંચીનગરમાં જન્મ્યા; અને ઘણું કરીને આ ગ્રંથ તેમણે ત્યાંજ લખ્યો હશે. આ જ આચાર્યે રચેલા 'परमत्थविनिच्छय' નામના ગ્રંથને અન્તે નીચે પ્રમાણે ગાથાઓ મળે છેઃ—

"सेट्ठे कञ्चिवरे रट्ठे कावीरनगरे घरे ।
कुले सञ्ञातभूतेन बहुस्सुतेन ञाणिना ॥
अनुरुद्धेन थेरेन अनुरुद्धयसस्सिना ।
तम्बरट्ठे वसन्तेन नगरे राजनामके ॥
सत्थ संघिविसिट्ठेन राजितेन अनाकुलं ।
महाविहारवासिनं वाचना-मग्गनिस्सितं ॥
परमत्थं पकासेतुं परमत्थविनिच्छयं ।
पकरणं कतं तेन परमत्थवेदिनाति ॥[५]

(શ્રેષ્ઠ કાંચીવર દેશમાં કાવીરનામના નગરમાં, ઉત્તમકુળમાં જન્મ પામેલા અનુરુદ્ધ[૬] જેવા યશવાળા તે બહુશ્રુત જ્ઞાની અને પરમાર્થવસ્તુ જાણનારા અનુરુદ્ધસ્થવિરે તામ્રરાષ્ટ્રમાં રાજ નામના નગરમાં વિશિષ્ટ બૌદ્ધ સંઘ સાથે રહેતાં મહાવિહારવાસી આચાર્યોની પરિશુદ્ધ પરંપરાનું અવલંબન કરીને પરમાર્થ પ્રકાશિત કરવાના હેતુથી આ 'परमत्थविनिच्छय' નામનું પ્રકરણ રચ્યું)

તેવી જ રીતે સદ્ધમ્મસંગહ ગ્રંથમાં આ પ્રકરણ સંબંધે ઉલ્લેખ છે. તે આ પ્રમાણેઃ—

अनुरुद्धेन थेरेन कञ्चिपुरवरे वरं ।
पकरणं कतं तेन परमत्थविनिच्छयं ॥

(શ્રેષ્ઠ કાંચીપુરમાં અનુરુદ્ધસ્થવિરે પરમત્થવિનિચ્છય નામનું પ્રકરણ રચ્યું.) ઉપરના શ્લોકમાં અને આ શ્લોકમાં બહુ ફરક છે. પહેલામાં રાજનગરમાં રહેતી વખતે આ પ્રકરણ રચ્યું હતું એવું કહ્યું છે; અને આમાં કાંચીપુરમાં રચ્યું એમ કહ્યું છે. પહેલામાં કાંચીનગરને 'રાષ્ટ્ર' કહ્યું છે અને આમાં 'પુર' કહ્યું છે.

આના કરતાં વધારે ગોટાળો હાલના પણ્ડિતોએ અભિધમ્મત્થસંગહના અન્તિમ

---

૫. આ શ્લોકો દેવમિત્ર મહાસ્થવિરની સિંહલી આવૃત્તિમાંથી લીધા છે, કારણકે મૂળ ગ્રંથ મારી પાસે નથી.

૬. આ 'અનુરુદ્ધ' બુદ્ધનો એક શાક્યવંશીય પ્રસિદ્ધ શિષ્ય હતો. જુઓ चुल्लवग्ग ભા.૭.

શ્લોકમાં આવતા 'તુમૂલસોમ' નામના વિહાર સંબંધે કર્યો દેખાય છે. દેવમિત્ર સ્થવિરે ઈ. સ. ૧૮૮૮ ની સાલમાં પોતે પ્રકટ કરેલા 'અભિધમ્મત્થસંગહ'ની પ્રસ્તાવનામાં 'તુ' શબ્દ નિરાળો કરી 'મૂલસોમવિહાર' લંકાદ્વીપમાં હતો એવું કહ્યું છે. પરંતુ તેની વિરૂદ્ધ પૂરાવો સુમંગલ નામના આચાર્યે બારમા સૈકામાં રચેલી વિભાવની નામની ટીકામાં મળી આવે છે. તેમાં 'तुमूलसोमं नाम विहारं' એવું સ્પષ્ટ કહ્યું છે. પણ તે વિહાર ક્યાં હતો તેનો ઉલ્લેખ નથી. લેડીસાયા (લેડીગામના આચાર્ય) નામના પ્રસિદ્ધ આધુનિક બ્રહ્મી પંડિતે 'परमत्थदीपनी' નામની અભિધમ્મત્થસંગહ ઉપર વિસ્તૃત ટીકા લખી છે. આ ટીકાનો મુખ્ય હેતુ વિભાવની ટીકાના દોષો બતાવવા એ હશે એમ દેખાઈ આવે છે, છતાં બીજી માહિતી પણ તેમાં પુષ્કળ મળે છે. પરંતુ લેડીસાયાને આધુનિક ઐતિહાસિક પદ્ધતિની માહીતી ન હોવાથી તુમૂલસોમ વિહાર ક્યાં હતો અને તે કોણે બાંધ્યો એ વિષે જે માહીતી આપી છે તે ઐતિહાસિક દૃષ્ટિએ ગ્રાહ્ય લાગતી નથી.

તેઓ કહે છે કે–तुमूलसोमं ति एवं नामकं विहारं । उत्तं हि खुद्दसिक्खाटीकायं– "सीहलदीपे तुमूलसोमविहारे सङ्घस्स पाकवत्तं पि तालपण्णं विक्किणित्वा करियति ॥ नहि तत्थ पण्णेन अत्थो अत्थि ॥ सब्बे पि इट्ठकाछन्ना पासादादयो" ति ॥ एसो किर विहारो आदितो अभयगिरिरञ्ञो अग्गमहेसीभूताय सोमदेविया कारापितत्ता यावज्जतना पि सोमविहारो त्वेव पञ्ञायित्थ ॥ तुमूलसद्दो पन विपुलसद्दपरियायो...सो च विहारो सट्ठिमत्तेहि महापरिवेणेहि संठितो होती ति अतिविय विपुलो महन्तो वित्थिण्णो होति । तस्मा सो विपुलत्ता महन्तत्ता वित्थिण्णत्ता तुमूलसोमो ति उच्चति ॥ (તુમૂલસોમ એટલે આ નામનો વિહાર ખુદ્દસિક્ખા પ્રકરણની ટીકામાં કહ્યું છે કે "સિંહલદ્વીપમાં તુમૂલસોમ વિહારમાં રહેતા સંઘનું ભોજન તાડપત્રો વેચી કરવામાં આવે છે; કારણકે ત્યાં તાડપત્રનો ઉપયોગ નથી; સઘળા મહેલો વગેરે નળીઆથી ઢાંકેલા." આ વિહાર પહેલવહેલો અભયગિરિ રાજાની સોમદેવી નામની પટરાણીએ કરાવ્યો; અને તેથી આજે પણ તે એજ નામથી પ્રસિદ્ધ છે. તુમૂલ શબ્દ વિપુલના અર્થમાં છે.........તે વિહારમાં જુદી જુદી સાઇઠ ઇમારતો હોવાથી તે બહુ વિપુલ, મહાન્, અને વિસ્તીર્ણ છે. તે વિપુલ, મહાન્ અને વિસ્તીર્ણ હોવાથી તેને 'તુમૂલસોમ' કહે છે.)

અભયગિરિ નામનો રાજા લંકાદ્વીપમાં થયાનો મહાવંશમાં ક્યાંઇ પણ ઉલ્લેખ મળતો નથી. તો પછી તેની રાણી સોમદેવી અને તેણે બાંધેલા તુમૂલસોમવિહારની તો શી વાત કરવી! લેડીઆચાર્યે ખુદ્દસિક્ખા ટીકાનો ઉલ્લેખ કર્યો છે. તે કઇ ટીકા છે તે સમજાતું નથી. સિંહલદ્વીપમાં 'સુમઙ્ગલપ્પસાદની' નામની જે 'ખુદ્દસિક્ખા' ની ટીકા પ્રસિદ્ધ છે તેમાં આ ઉતારો મળતો નથી; અને તે તેમાં હોવાનું પણ કારણ લાગતું નથી. કારણ એ છે કે તેનો કર્તા સિંહલદ્વીપનો રહેવાસી હોવાથી "सिंहलद्वीपे" લખે એમ લાગતું નથી. અર્થાત્ આ ટીકા કોઇ બ્રહ્મી આચાર્યે લખી હશે, તે બ્રહ્મીભાષામાં જ લખાઇ હોય તો તેમાં નવાઇ નથી. તે આચાર્યે કરેલું 'તુમૂલસોમવિહાર' નું વર્ણન કાલ્પનિકજ હશે. લેડીઆચાર્યે પોતે તુમૂલ શબ્દ ઉપર બતાવેલું પાણ્ડિત્ય પણ આવા જ પ્રકારનું છે. આવડો મોટો વિહાર જો સિંહલદ્વીપમાં હોત તો તો તેનો મહાવંશમાં કે બીજા કોઇ ગ્રંથમાં કોઇક

ઠેકાણે તો ઉલ્લેખ મળત; અને આજે તેનો અવશેષ કોઇ પણ જગ્યાએ ખાત્રીથી મળત. પણ સિંહલદ્વીપમાં તેનો જરા પણ પત્તો નથી.

આ પ્રમાણે અનુરુદ્ધાચાર્યની બાબતમાં મળતી માહીતી અધૂરી હોઇ કેટલેક ઠેકાણે પરસ્પર વિરુદ્ધ છે; તો પણ આ આચાર્ય કાંચીપુર (હાલનું કાંજીવરમ્) શહેરમાં અથવા તેની આજુબાજુ ઇસ્વી સનના ૧૧મા સૈકાના અન્તમાં અથવા બારમા સૈકાના પ્રારંભમાં થયા હોવા જોઇએ એટલું અનુમાન કરી શકાય છે. સિંહલદ્વીપમાં પ્રખ્યાત પરાક્રમબાહુની કારકીર્દીની શરૂઆત ઇ. સ. ૧૧૬૪ ની સાલમાં થઇ; અને તે પછી તેણે ૩૩ વર્ષ એકછત્રી રાજ્ય કર્યું. પોતાની કારકીર્દીમાં બૌદ્ધ ધર્મની ઉન્નતિ માટે તેણે અનેક કામો કર્યાં. તેમાં પોતાની રાજધાની પુલત્થિપુર (સિંહલીમાં પોલોન્નરુવા) ની નજીક જેતવન નામનો મોટો વિહાર બંધાવી તેમાં સારિપુત્ત નામના મહાસ્થવિર માટે નિવાસસ્થાન કરી આપ્યું, એવું વર્ણન મહાવંશમાં મળે છે. આ સારિપુત્ત સ્થવિરે અનેક ગ્રંથો લખ્યા છે. તેમાં સિંહલીભાષામાં લખેલી અભિધમ્મત્થસંગહની ટીકા પણ છે. તેના આધારે સુમંગલસ્થવિર નામના તેમના શિષ્યે વિભાવની ટીકા પાલીભાષામાં લખી. અર્થાત્ અનુરુદ્ધાચાર્યનો સમય સારિપુત્તસ્થવિર પહેલાં ઓછામાં ઓછા પચાશ વર્ષ પહેલાં હોવો જોઇએ.

ઇસ્વી સનના અગીઆરમા શતકના અન્તમાં દક્ષિણ હિન્દુસ્થાનમાં કાંજીવરની આજુબાજુ ઘણા ગ્રંથકારો થઇ ગયા. ગ્રંથવંશમાં કહ્યું છે કે- " बुद्धदत्ताचरियो, आनन्दाचरियो, धम्मपालाचरियो, द्वे पुब्बाचरियो, महावजिरबुद्धाचरियो, चुद्दजीरबुद्धाचरियो, दीपंकराचरियो, चुल्लधम्मपालाचरियो, कस्सपाचरियो ति इद दसाचरिया जम्बुदीपिका हेट्ठावुत्तप्पकारे गन्थें अकंसु." આમાં 'पुब्बाचरियो' (પૂર્વાચાર્ય) કોણ હતા એ સમજાતું નથી. બાકીના આચાર્યો વિષે પણ અનુરુદ્ધાચાર્ય પ્રમાણે તેમના ગ્રંથો ઉપરાંત વધારે માહીતી મળતી નથી. આનું કારણ એવું હશે કે આ આચાર્યો પછી થોડા સમયે અત્યન્ત અસહિષ્ણુ શૈવધર્મનો પ્રચાર દક્ષિણ હિન્દુસ્થાનમાં થયો. તામિલભાષામાં હલમાહાત્મ્ય નામનું એક પુસ્તક છે, અને તેમાં હલ નામના શૈવ સંન્યાસીએ બૌદ્ધો અને જૈનોનો કેવી રીતે નાશ કર્યો તેનું વિસ્તૃત વર્ણન છે, એવું મારા સાંભળવામાં આવ્યું છે. આવી સ્થિતિમાં કાંજીવરની આજુબાજુ બંધાવેલા બૌદ્ધવિહારનું નામ પણ નથી એમાં શું આશ્ચર્ય છે? મારા વિચાર પ્રમાણે તુમૂલસોમવિહાર પણ આજ પ્રદેશમાં હતો, અને જે 'નંબ' નામના ગૃહસ્થે 'અભિધમ્મત્થસંગહ' લખવાની અનુરુદ્ધાચાર્યને પ્રાર્થના કરેલી તે તામીલ જાતિનો હતો. આ સર્વ આચાર્યોના ગ્રંથો સિંહલદ્વીપમાં પહોંચી ગયા હોવાથી આજે હયાત છે; નહિં તો તેઓના વિહારોની જે ગતિ થઇ તે તેઓના ગ્રંથોની પણ થાત તે કહેવાની જરૂર નથી.

# ભારતીય સંગીતનું ઐતિહાસિક અવલોકન.

૧.

[ અધ્યાપક નારાયણ મોરેશ્વર ખરે. ]

પ્રાણી માત્રને આનંદ આપનારી સંગીત જેવી બીજી વસ્તુ નથી. સંગીતનું મૂળ જોવા જતાં “ ઋષિનું કુળ અને નદીનું મૂળ ” એ કહેવત યાદ આવે છે. સંગીતની ઉત્પત્તિના ઇતિહાસ સંબંધી એક પરંપરા પ્રાચીન સંગીતગ્રંથોમાં મળી આવે છે:—

सामवेदादिदं गीतं संजग्राह पितामहः ।
तद्गीतं नारदायैव तेन लोकेषु वर्णितम् ॥

संगीतमकरंद, प्रथमपाद, श्लो. १८.

આ પ્રમાણે ઉત્પત્તિ મળે છે, પરંતુ આથી ઇતિહાસસંશોધકનું સમાધાન શું થઈ શકે? વેદોનો ઉગમ જેમ બ્રહ્માથી તેમ જ સંગીતશાસ્ત્રનો ઉગમ પણ બ્રહ્મદેવથી કલ્પી શકાય. ઉપરની ઉક્તિથી સંગીતનું પ્રાચીનત્વ વેદકાળ જેટલું જ સિદ્ધ થાય છે. અસ્તુ.

પ્રસ્તુત વિષયની ઐતિહાસિક ચર્ચા કરતાં પહેલાં એ વિષયની રચના કેવી રીતે કરવામાં આવશે તે બાબતમાં બે શબ્દ લખવાની જરૂર છે.

હિન્દુસ્થાનના ઇતિહાસમાં પ્રાચીન યુગ–એટલે કે વેદકાળ. તે કાળ કેટલાક વિદ્વાનોના મતાનુસાર ઇ. પૂ. ૫૦૦૦ થી ૧૦૦૦૦ વર્ષ છે, છતાં ઇ. પૂ. ૧૫૦૦ કરતાં તો તે અર્વાચીન નથી જ એ વિષે તો બધા સંમત જ છે. તેથી તે વખતના વૈદિક વાઙ્મયમાં મળતા સંગીતવિષયક ઉલ્લેખો લઇને તેનો નિષ્કર્ષ કાઢી, ત્યાર પછી પાલી અને પ્રાકૃત ગ્રંથો તેમ જ મહાભારત, રામાયણ વગેરે ગ્રંથો, પુરાણ, કાવ્ય, નાટક વગેરેના ગ્રંથો, તેમના સમય, અને સંગીતવિષયક પુરાણું સાહિત્ય ઇત્યાદિ જે જે મળી આવે છે તે બધા ઉપર થોડી થોડી માહિતી આપવાનું યોગ્ય ધાર્યું છે.

વૈદિક વાઙ્મયના ઇતિહાસ તરફ દૃષ્ટિ કરતાં એમ જણાઇ આવે છે કે ઇતર વિદ્યા, શાસ્ત્ર અને કળાની જેટલા પ્રમાણમાં આર્યાવર્તમાં ઉન્નતિ હતી તેટલા જ પ્રમાણમાં સંગીતની પણ હતી. સંગીતનું સ્થાન ધાર્મિક અને સામાજિક જીવનમાં ઉચ્ચ હતું. ચાર વેદ પૈકી સામવેદ એ ગાયનનો સ્વતંત્ર વેદ માનવામાં આવે છે એનું કારણ તેની બધી ઋચાઓ ગાયનબદ્ધ છે. નરમેધ, અશ્વમેધ ઇ. ધાર્મિક મહોત્સવના પ્રસંગે સંગીત અત્યન્ત આવશ્યક હતું. દેવતાઓની સ્તુતિવિષયક ઋગ્વેદની ઋચાઓ જુદી કાઢીને તેનો એક સ્વતંત્ર વેદ બનાવ્યો, તે જ સામવેદ. ચાર વેદ પૈકી પહેલા ત્રણ–ઋગ્, યજુઃ અને સામ–એ અગ્નિ, વાયુ અને સૂર્યથી ઉત્પન્ન થયેલા છે એવું વર્ણન શતપથ બ્રાહ્મણમાં આવે છે ( જુઓ ૧,૧,૫,૮, अग्नेर्ऋग्वेदो, वायोर्यजुर्वेदः सूर्यात्सामः ). સામવેદની એકંદર ઋચાઓ ૧૮૧૦ છે, અને તે સામવેદસંહિતામાં મળે છે. આ ૧૮૧૦ પૈકી કેટલીક ઋચાઓની પુનરુક્તિ બાદ કરતાં ખરી ઋચાઓ ૧૫૪૯ રહે છે. એ ૧૫૪૯ ઋચાઓમાંથી ઘણીખરી ઋગ્વેદમાંથી લીધેલી છે, ફક્ત ૭૫ ઋચાઓ સ્વતંત્ર છે. આખી સામસંહિતા બે ભાગમાં છેઃ–આર્ચિક અને ઉત્તરાર્ચિક. આ બંને ભાગમાં જે ઋચાઓ છે તે ગાયત્રી, જગતી, ત્રિષ્ટુપ, પ્રગાથ ઇત્યાદિ વૈદિક છંદોમાં છે. આ છંદો ઉપરથી એ ઋચાઓ ગાયન

કરવા માટેજ ચુંટાયેલી હોય એમ લાગે છે. જેમ હાલના શાર્દૂલવિક્રીડિત વગેરે વૃત્તો બોલાતા સાંભળવાથી ગાયનની પ્રતીતિ થાય છે તેમ સામવેદમાં આવતાં છંદો વિષે થતું હશે. સંહિતાના જે બે ભાગ કરવામાં આવ્યા છે તેનો હેતુ ગાન જ છે. પહેલા આર્ચિક વિભાગમાં ૫૮૫ ગાયનની ઋચાઓ છે. તે જુદા જુદા છંદમાં છે. પ્રત્યેક ઋચાને યોનિ કહે છે. જેમ એક રાગ અનેક તાલમાં ગાઈ શકાય છે તેમ ઋચાઓ અનેક છંદમાં ગાઇ શકાય છે. જો કે એક છંદમાં અનેક ઋચાઓ ગાઇ શકાય, તો પણ કેટલીક ઋચાઓના અમુક ચોક્કસ છંદ માનેલા છે. તે પ્રમાણે આર્ચિક એટલે ૫૮૫ ઋચાઓનો એક સંગ્રહ. બીજા વિભાગ ઉત્તરાર્ચિકમાં ત્રણ ત્રણ ઋચાઓનું એક પદ એવાં ૪૦૦ પદો છે. આ પદોનાં ગાયનો યજ્ઞ પ્રસંગે થતાં હતાં.

યજ્ઞના પ્રસંગે ઘણી જુદી જુદી જાતના વિદ્વાનો આવીને ભાગ લેતા હતા. યજ્ઞભૂમિ તૈયાર કરવા માટે ભૂમિતિજ્ઞની, શુભમુહૂર્ત પર આરંભ કરવા માટે જ્યોતિષજ્ઞની, વેદવેદાંગજ્ઞ, મીમાંસક, કર્મવાદી વગેરેની તથા ગાયકવર્ગની આવશ્યકતા હોવાથી ઘણા વિદ્વાનો યજ્ઞસભામાં હાજર રહેતા હતા. એ ઉપરથી જુદી જુદી પાઠશાળાઓ તે વખતમાં હશે એમ લાગે છે. સામવેદના બે વિભાગ ઉપરથી પાઠ્ય અને ગેય એ બે શબ્દ યાદ આવે છે. સાધારણ પ્રસંગે પાઠ્યનો ઉપયોગ કરાતો હશે અને મોટા મેળાવડામાં-મહાન્ યજ્ઞની સભાઓમાં 'ગેય' નો ઉપયોગ થતો હશે. ખાસ યજ્ઞને વખતે ઉત્તરાર્ચિકની ઋચાઓનો જ ઉપયોગ કરવામાં આવતો હતો.

શબ્દોના ઉચ્ચારણ પ્રમાણે ચિહ્નો બે ભાગમાં આપેલાં છે. તેમાં સ્વરોનાં ચિહ્નો પણ આપેલાં છે. ગાતી વખતે પુનરાવૃત્તિ અને પ્રક્ષેપનાં રૂપો જેવી રીતે થાય છે તેવીજ રીતે આપવામાં આવેલાં છે. તેને સ્તોમ કહે છે. સ્તોમનું સ્વરૂપ સામ બ્રાહ્મણમાં આપેલું છે. (જુઓ તૈત્તિરીયસંહિતા, પ્રથમ કાંડ, અષ્ટમ પ્રપાઠક, ૧૩ મા અનુવાક્ ઉપરની ટીકા:-तिसृभ्यो हिं करोति स प्रथमया तिसृभ्यो हिं करोति स मध्यमया तिसृभ्यो हिं करोति स उत्तमयोद्यती त्रिवृत्तो विष्टुतिः) એટલે ત્રણ ઋચાઓનું જે આખું પદ ગાવાનું હોય તે પહેલી ઋચાના ઢાળમાં ગાવું એ એક પ્રકાર, બીજી ઋચાના ઢાળમાં ગાવું એ બીજો પ્રકાર, તેમજ ત્રીજી ઋચામાં ગાવું તે ત્રીજો પ્રકાર.[1]

**પ્રાચીનસ્વરલેખનપદ્ધતિઃ** આ પદ્ધતિમાં જે સામ છે તે त, का, ण[2] ૪૦ અક્ષરની મદદથી કરેલ છે. ઘણી વખત સાત સ્વરને માટે ૧,૨,૩,૪,૫,૬,૭ એ આંકડાઓ પણ જોવામાં આવે છે. સામવેદ ગાવાની પદ્ધતિ નારદીયશિક્ષામાં આપેલી છે. એ પદ્ધતિમાં સામગાયક પોતાના હાથ અને આંગળીઓ ચલાવીને જુદા જુદા સ્વર ઉપર જોર આપે છે.

આર્ચિક ગાયનમાં બીજા બે વિભાગ 'ગ્રામ' અને 'આરણ્ય' એવા છે, જેને 'ઉહ' અને 'ઉહ્ય' પણ કહે છે. વસ્તીમાં ગવાતાં 'ગ્રામ' કહેવાય અને અરણ્યમાં ગવાતાં 'આરણ્ય.'

સામવેદનું આટલું વિવેચન કર્યા પછી ઋગ્વેદ અને અથર્વવેદ ઉપર આવીએ. ઋગ્વેદમાં સામસ્વરોને સપ્તધાતુ તરીકે ઉલ્લેખ્યા છે. माता यन्मन्तुर्यूथस्य पूर्व्याभि वाणस्य सप्तधातुरिज्जनः। ऋग्० मं० १०. ३२-४.

---

૧ સોમયાજી વેદશાસ્ત્રસંપન્ન કાશીનાથ શાસ્ત્રી લેલે કૃત અનુવાદ ઉપરથી.

૨ ઉદાત્ત, અનુદાત્ત અને સ્વરિતનાં આ ચિન્હો હોય એમ મને લાગે છે.

ગાયકને 'ઉદ્‌ગાતા' કહે છે. શકુનિ પક્ષીને સંબોધતાં તેને ઉદ્‌ગાતાની સાથે સરખાવે છે उद्गातेव शकुने साम गायसि। ब्रह्मपुत्र इव सवनेषु शंससि॥ ऋ.मं.२-४३-२

વીણા વગાડનારને માટે वीणागाथिन् અને वीणावय એ બે શબ્દો આવે છે. ઋગ્વેદમાં ચાર પ્રકારનાં વાદ્યોનો ઉલ્લેખ આવે છે. તે ઉપરથી જણાય છે કે વાદનવિદ્યામાં તે વખતના લોકો કુશળ હશે. વાદ્યોનાં तत, वितत, घन, सुषिर એવા ચાર પ્રકાર છે. तत એટલે તંતુવાદ્ય. वितत એટલે ચર્મવાદ્ય. घन એટલે ધાતવાદ્ય. सुषिर એટલે વાયુવાદ્ય. તતવાદ્યમાં कर्करि નો ઉલ્લેખ આવે છે.

**आवदंस्त्वं शकुने भद्रमा वद तूष्णीमासीनः सुमतिं चिकिद्धि नः। यदुत्पन्वदसि कर्करिर्यथा बृहद् वदेम विदथे सुवीराः ॥ ऋग्० मं. २, ४३, ३.**

તતવાદ્ય પૈકી બીજો ઉલ્લેખ कांडवीणा નો આવે છે:—

**आघाटयो घाटलिकाः कांडवीणाः। काठक संहिता ३४, ५.**

આમાં आघाटि શબ્દ ઘનવાદ્યસૂચક છે, જેને અંગ્રેજીમાં Cymbal કહે છે. ઘનવાદ્યની વ્યાખ્યા कांस्यतालादिकं घनम् એમ સંગીત ગ્રંથોમાં મળે છે.

આઘાટિનો બીજો ઉલ્લેખ અથર્વવેદ મં. ૪,૩૭,૫ માં આવે છે. અપ્સરાઓને સંબોધતાં કહે છે:—**यत्र व ह प्रेङ्खा हरिता अर्जुना उत यत्राघाटाः कर्कर्यः संवदन्ति तत् परे ता अप्सरसः प्रतिबुद्धा अभूतन।** 'હે અપ્સરાઓ, જ્યાં લીલો અને ધોળો હિંડોળો છે, અને જ્યાં આઘાટ કર્કરિની સાથે સંવદે છે, ત્યાં તમે જાઓ.'

આ સૂત્રમાં બંને વાદ્યોના ઉલ્લેખ આવે છે. અને આખું સૂત્ર નૃત્યસૂચક હોય એમ જણાય છે. સાયણાચાર્ય પોતાના ભાષ્યમાં પણ કહે છે:—**तथा यत्र यस्मिन्देशे आघाटा आहन्यमाना वाद्यमानाः कर्कर्यः वाद्यविशेषाः संवदन्ति** એટલે કે '**युष्मन्नृत्तानुगुण्येन सामानं ध्वनन्ति.**'[3] આમાં નૃત્યની સાથે કયા પ્રકારનાં વાદ્યો વગાડવામાં આવતાં હશે તેનો ખ્યાલ આવે છે.

તંતુવાદ્યમાંથી ત્રીજું વાદ્ય જેને वाण કહે છે તેનો ઉલ્લેખ ऋग्. मं. ९,९७,८; १०,३२, ४ માં આવે છે: **वाणस्य सप्तधातुरिज्जनः।** વાણ એટલે વીણાવાદ્ય એમ કહીએ તો ચાલે. પછીના ગ્રંથોમાં એ વાદ્યનું લક્ષણ પણ મળે છે. આ લક્ષણ જોતાં તે વાદ્ય હાલના સારમંડલ જેવું દેખાય છે. તેનું વિવેચન પછી કરીશું.

વાણનો એક બીજો અર્થ ऋग्. मं. ८,२०,८ માં દેખાય છે. સાયણાચાર્ય એનો અર્થ મરુદ્વીણા કરે છે.

વિતત વાદ્યમાં દુંદુભિનો ઉલ્લેખ આવે છે. ખાંડણીયાને ઉલ્લેખીને કહે છે:—

**यच्चिद्धि त्वं गृहेगृह उलूखलाक युज्यसे इह द्युमत्तमं वद जयतामिव दुन्दुभिः। (ऋ० १,२८-५).**

તેમજ **आमूरज प्रत्यावर्तयेमाः केतुमद्दुन्दुभिर्वावदीति समश्वपर्णाश्चरंति नो नरो अस्माकमिन्द्र रथिनो जयन्तु। ऋ० मं. ६, ४७,३१.**

જે વાદ્યના ભયંકર ઘોષ છે તે વાદ્યના ઉલ્લેખ ऋ० मं. ८, ६९,९ માં આવે છે.

---

[3] आघाटि નો સાયણાચાર્ય 'आहन्यमानाः' એવો અર્થ કરતા દેખાય છે પણ બીજા વિદ્વાનો તેનો અર્થ પણ વાદ્યવિશેષ કરે છે.

अव स्वराति गर्गरो गोधा परि सनिष्वणत् ।
पिङ्गा परि चनिष्कददिन्द्राय ब्रह्मोयतं ॥

આ ત્રણ પ્રકારનાં ગર્ગર, ગોધા, પિંગા એ વાદ્યો રણવાદ્યો હશે. પિંગા એ સુષિર, ગોધા ચર્મવાદ્ય અને ગર્ગર એ તંતુવાદ્ય હશે. સુષિર વાદ્યનો બીજો ઉલ્લેખ બાકુરનો આવે છે. એનો અર્થ શંખ જેવો લાગે છે.

यवं वृकेणाश्विना वपंतेषं दुहन्ता मनुषाय दस्रा अभि दस्युं बकुरेणा धमन्तोरु ज्योतिश्चक्रथुरार्याय ॥ આમાં બકુર વાદ્ય ફુંકીને અશ્વિનોએ દસ્યુને હરાવ્યા.

સુષિર વાદ્યનો ત્રીજો ઉલ્લેખ ऋगृ० मं. १०, १३५, ७ માં આવે છે:

इदं यमस्य सादनं देवमानं यदुच्यते ।
इयमस्य धम्यते नाळीरयं गीर्भिः परिष्कृतः ॥

'આ યમનું ઘર છે. તેને દેવમાન કહે છે. એમાં ગાયન વડે નાળી ફુંકાય છે.'

આ પ્રમાણે તતવિતતાદિ ચાર વાદ્યોના ઉલ્લેખ ઋગ્વેદમાં મળી આવ્યા એ ઉપરથી જણાય છે કે તે વખતે ગાયન સાથે વાદ્ય વગાડવાનો પ્રચાર હતો અને તે વખતે તે તે જાતનાં વાદ્ય વગાડનારા પણ હતા. પાછળના ગ્રંથોમાં વિશેષ વર્ણન આવે છે એટલે અહિં એની ચર્ચા કરીશું નહિ.

નૃત્યનો ઉલ્લેખ ઋગ્વેદ મંડળ ૧૦, સૂ. ૭૨, ઋ. ૬ માં છે:—

"यद्देवा अदः सलिले सुसंरब्धा अतिष्ठत ।
अत्रा वो नृत्यतामिव तीव्रो रेणुरजायत ॥

આમાં ઉષાની સ્તુતિ કરતાં તેનો રંગ, નાચનારી સ્ત્રીના પગ વડે ઉડતી ધૂળની સાથે સરખાવ્યો છે. એથી ખુલ્લા મેદાનમાં નૃત્ય કરવાની રીત તે વખતે હતી અને સ્ત્રીઓ પણ આમાં ભાગ લેતી હતી એમ જોવામાં આવે છે.

સામઘોષ કરતી વખતે બીજી જાતનું વેદપઠન બંધ કરવું એવો નિયમ હતો, તેમ જ વાદ્યનો અવાજ થાય તો પણ વેદઘોષ બંધ કરવો એમ લખ્યું છે એ ઉપરથી સામવેદનાં ગાનો અને તે વિષે પૂર્વકાલીન લોકસમજ અને કલ્પના શી હતી તેનો પણ ખ્યાલ આવે છે (જુઓ, આપસ્તંબ ધર્મસૂત્ર ૧-૩-૧૩, ૧૯.)

હવે સંગીતશાસ્ત્રની પરિભાષાના જે શબ્દો મળી આવે છે તેનો વિચાર કરીશું. ઋક્પ્રાતિશાખ્યમાં મન્દ, મધ્ય, તાર એ ત્રણ સ્વરસ્થાનો માટે મન્દ્ર, મધ્યમ અને ઉત્તમ એ શબ્દો આવેલા છે. તેમજ સપ્તસ્વરો માટે 'યમ' શબ્દ આવેલો છે; જેમ કે त्रीणि मन्द्रं मध्यममुत्तमं च स्थानान्याहुः सप्त यमानिवाचः ॥ सप्त स्वरा ये यमास्ते । ऋक्प्रतिशाख्य, पटल १३.

સપ્તસ્વર કરતાં જુદા કોમલ તીવ્રાદિ સ્વરોના ઉલ્લેખ ઋક્પ્રાતિશાખ્યમાં મળે છે, જેમ કે पृथग्वा ॥ अथवा स्वरेभ्यः पृथग्भूता अन्ये यमाः स्वरेषु वर्तन्ते एतेषां मृदुत्वं तीक्ष्णत्वं च वेदितव्यम् ।

તાલવિભાગમાં ત્રણ લયોનો ઉલ્લેખ મળે છે, तिस्रो वृत्तीरुपदिशन्ति वाचो विलम्बितां मध्यमां च द्रुतां च ॥ तिस्रो वृत्तीर्वाच उपदिशन्त्याचार्याः ।

ऋ० प्रा० १३-४६.

આમાં લય માટે વૃત્તિ શબ્દ આવ્યો છે. અને એ વિલંબિત, મધ્ય અને દ્રુત એ ત્રણ પ્રકારની છે. આ ત્રણ પ્રકારની વૃત્તિનો ઉપયોગ કેવી રીતે કરવો તે બાબતમાં લખે છેઃ- विलम्बितां बालानामध्यापनादिषूपदिशन्ति । मध्यमां व्यवहारादिषूपदिशन्ति । द्रुतामध्ययनस्य बहुरूपाभ्यास उपदिशन्ति ।

વેદનાં ત્રણ પ્રકારનાં સવનો હોય છેઃ પ્રાતઃસવન, મધ્યાહ્ન સવન અને તાર સવન, જેમાં આ ત્રણ વૃત્તિનો અનુક્રમે ઉપયોગ થાય છે.

પ્રાતઃકાલનું વિશેષ ગાંભીર્ય જાણીને તે વખતનાં સવન વિલંબિત વૃત્તિમાં ગાવાનું પસંદ કરેલું હશે, એ ઉપરથી આ ત્રણે વૃત્તિના કે લયોના શાસ્ત્રીય ઉપયોગ તે વખતના લોકો કરતા હતા એમ જણાય છે.

લયની જે માત્રા હોય તેને પ્રતિવૃત્તિ કહે છે, જેમ કે मात्राविशेषः प्रतिवृत्त्युपैति । માત્રાના ચોક્કસ માપને માટે નીચે પ્રમાણે આપવામાં આવ્યું છેઃ चाषस्तु वदते मात्रां द्विमात्रां वायसोऽब्रवीत् । शिखी त्रिमात्रो विज्ञेय एष मात्रापरिग्रहः ॥ त्रिमात्रां तु शिखी ब्रूते नकुलस्त्वर्धमात्रिकः ॥ 'ચાષ પક્ષી એક માત્રાનો અવાજ કાઢે છે, કાગડો બે માત્રાનો, મોર ત્રણ માત્રાનો અને નોળીઓ અર્ધી માત્રાનો અવાજ કાઢે છે.' शुक्लयजुःप्रातिशाख्यमां यजुर्वेदेऽपि सप्त स्वरा भवन्ति । (જુઓ ૩, ૪૬૭, ૧૬ માં).

આ ઉપરથી સંગીતના શાસ્ત્રીય પારિભાષિક શબ્દો તે વખતમાં બનાવેલા હોવા જોઈએ.

હવે ઋગ્વેદની કે બીજા વેદની ઋચાઓ ઉપર જે સ્વરોનાં ચિહ્નો વાપર્યાં છે તે ઉદાત્ત, અનુદાત્ત અને સ્વરિત સ્વરોનાં દર્શક છે. સ્વરોના આ ત્રણ વિભાગમાં સપ્તસ્વરો આવે છે તેની વહેંચણી उदात्ते निषादगान्धारौ अनुदात्त ऋषभधैवतौ । स्वरितप्रभवा ह्येते षड्जमध्यमपञ्चमाः ॥ આવી રીતે કરેલી ઘણા સંગીત ગ્રંથોમાં મળી આવે છે. પરંતુ ઋચા ગાતી વખતે તે સ્વરો કેવી રીતે વાપરવા એ વિષે બરાબર ખુલાસો નથી.

एकान्तरः स्वरोह्यृक्षु गाथासुद्व्यन्तरः स्वरः ।
सामसुत्र्यन्तरं विद्यादेतावत्स्वरतोऽन्तरम् ॥ (नारदीयशिक्षा १, ३).

આ શ્લોક નારદીય શિક્ષામાં પ્રથમ કંડિકામાં આવે છે અને ઋગ્વેદની ઋચાઓ એક સ્વરમાં, યજુર્વેદની બે સ્વરમાં, અને સામની ત્રણ સ્વરમાં ગવાય છે એવો તેનો અર્થ છે. પરંતુ નારદીય શિક્ષા એ ગ્રંથ વેદ જેવો પુરાણો નથી, તેથી ઋચાઓ ગાવા સંબંધી આ માહિતી પૂર્ણ હશે એમ લાગતું નથી.

વેદના પછી બ્રાહ્મણ, આરણ્યક, ઉપનિષદ્ અને સૂત્રો આવે છે. આ ગ્રંથોનો કાળ ઈ૦પૂ૦ ૮૦૦ થી ૪૦૦ સુધી છે. તેમજ સૂત્રોનો કાળ ઈ૦પૂ૦ ૪૦૦ સુધીનો છે એમ સાધારણ રીતે મનાય છે. હવે આપણે બ્રાહ્મણગ્રંથો લઈએ.

બ્રાહ્મણકાળમાં સંગીતની ઉન્નતિ વેદકાળ કરતાં વિશેષ જણાય છે. તે વખતમાં સંગીતની પરિભાષામાં વધારો થયો હોય એમ લાગે છે. વીણા વગાડનારને માટે वीणावद તેમજ સંગીતવૃંદના નાયકને માટે वीणागणगिन् શબ્દ આવે છે (જુઓ તૈત્તિરીય બ્રાહ્મણ ૩,૯,૧૪,૧ તેમજ શતપથ બ્રાહ્મણ ૧૩,૧,૫,૧).

બીજો ઉલ્લેખ શતપથ બ્રાહ્મણમાં ઉત્તરમન્દ્રાનો આવે છે. ઉત્તરમન્દ્રા એ મૂર્છનાનું

નામ છે. મૂર્છના એટલે થાટ (Scale). (જુઓ શતપથ બ્રાહ્મણ ૧૩,૪,૨,૮; ૩,૨,૪,૬; ૧૩,૧,૫, ૧).

આમાં વીણાનો તાર જે થાટમાં મેળવવો હોય તે થાટનું નામ ઉત્તરમંદ્રા આપ્યું છે. (જુઓ शतपथ ब्रा. ૧૩, ૪, ૨, ૮.) અને એ થાટ મૂળ શુદ્ધ સપ્ત સ્વરોનાંજ છે; કેમકે સંગીતના પ્રાચીન ગ્રંથોમાં ઉત્તરમંદ્રાની વ્યાખ્યા આપી છે તે જોતાં તે મૂળ સપ્ત સ્વરોમાં જ આવે છે. જેમકે षड्जे तूत्तरमंद्रादौ रजनी चोत्तरायता ઇત્યાદિ.

પ્રાચીન સંગીતમાં ત્રણ ગ્રામો મનાતા હતા, અને તેમાં પ્રત્યેક ગ્રામની સાત સાત મૂર્છનાઓ મનાતી હતી. એ મૂર્છના એટલે જ થાટ. હવે ષડ્જ નામના ગ્રામની પહેલી મૂર્છનાનું નામ ઉત્તરમંદ્રા છે; અને એ ષડ્જ સ્વર ઉપરથી જ શરૂ થાય છે.

બીજાં વાદ્યોમાંથી તૂણવનો ઉલ્લેખ તૈત્તિરીય બ્રાહ્મણ ૬,૧,૪,૧ અને ૩,૪,૧૩,૧ માં આવે છે. તૂણવનો અર્થ વાંસળી છે, તે વાંસની હોય છે. પુરુષમેધ વખતે હોમવાનાં મનુષ્યોની ગણતરીમાં જે વાદ્ય વગાડનારા અથવા ગાનારાનો સમાવેશ કરેલ જોવામાં આવે છે, તેમાં तूणवध्म એટલે વાંસળી વગાડનારનું નામ આવે છે. ૩,૪,૧૫,૧ માં तलव નામનું એક વાદ્ય આવે છે તે વગાડનારનો પણ તે યાદીમાં સમાવેશ છે. વીણા, દુન્દુભિ વગાડનારને પણ તે યાદીમાં સ્થાન છે.

યજ્ઞને વખતે બે બ્રાહ્મણ હાથમાં વીણા લઇને ગાતા હતા, તેનો ઉલ્લેખ આ પ્રમાણે છેઃ—ब्राह्मणौ वीणागाथिनौ गायतः । श्रिया वा एतद्रूपम् । यद्वीणा । श्रियमेवास्मिन् तद्धतः । यदा खलु वै पुरुषः श्रियमश्नुते । वीणास्मै वाद्यते । तदाहुः । यदुभौ ब्राह्मणौ गायेताम् ।

યજ્ઞ વખતે એક બ્રાહ્મણ અને એક ક્ષત્રિય એવી એક વીણા વગાડનારની જોડી હશે એમ પણ લાગે છેઃ-प्रभं शुकास्याच्छ्री स्यात् । न वै ब्राह्मणे विरमत इति । ब्राह्मणो अन्यो गायेत् । राजन्योऽन्यः । ब्रह्म वै ब्राह्मणः ।

ગાયન થયા પછી ગાનારને કે વગાડનારને ઇનામ આપવામાં આવે છે તે બાબતમાં તૈત્તિરીય બ્રાહ્મણ કાંડ ૩, પ્રપાઠક ૯, અનુવાદ ૧૪ માં अनोयुक्ते च शते च ददाति એટલે ૧૦૦ બળદનાં ગાડાંઓ ભરીને દ્રવ્ય આપવું એવો ઉલ્લેખ છે.

બ્રાહ્મણ કાળમાં જે ચાર પ્રકારનાં વાદ્યો વગાડતા હતા તેનો ઉલ્લેખ તૈત્તિરીય બ્રાહ્મણમાં કાં ૩. પ્ર. પા. ૪ અનુ. ૧ માં આવી રીતે છેઃ—प्रतिश्रुत्काया ऋतुलम् । घोषाय भषम् । अन्ताय बहुवादिनम् । अनन्तायमूकम् । महसे वीणावादनम् । क्रोशाय तूणवध्मम् । आक्रन्दाय दुन्दुभ्याघातम् । अवरस्पराय शङ्खध्मम् । ऋभुभ्यो जितसन्धायम् । सात्येभ्यश्चर्मम्णम् ॥ એમાં વીણા, તૂણ, દુન્દુભિ, શંખ એ ચાર પ્રકારનાં વાદ્યોનો ઉલ્લેખ છે.

આ બધાં વાદ્યો નૃત્યની સાથે આવતાં હોય એમ લાગે છે, જેમ हसाय पुंश्चलूमालभते । वीणावादं गणकं गीताय । यादसे शाबुल्याम् । नर्माय भद्रवतीम् । तूणवध्मं ग्रामण्यम् । पाणिसंघातं नृत्ताय । मोदायानुक्रोशकम् । आनन्दाय तलवम् । तैं० ब्रा. ૩,૪,૧, ૧૫.

દુન્દુભિનું વનસ્પતિ એવું પણ નામ છે. सा वनस्पतिन्प्राविशत् सैषा वाग्वनस्पतिषु वदति या दुन्दुभे या तूणवे या वीणायाम् यद्दीक्षितदण्डं प्रयच्छति।

વાણવાદ્ય સો તંત્રીનું હોય છે,

वाणः शततन्तुर्भवति। (तै. ब्रा. कां ७, ५, ९, २.)

ભૂમિદુંદુભિનો ઉલ્લેખ તે જ સ્થળે આવે છે;

दुन्दुभि वाचमवरुन्धते भूमिदुन्दुभिमेव। યજ્ઞક્ષેત્રમાં એક જગાએ જમીનમાં ખાડો કરીને તેનું મોઢું ચામડાથી ઢાંકવું.

બકુર વાદ્ય (ફૂંકવાનું વાદ્ય)નો ઉલ્લેખ બ્રાહ્મણ ગ્રંથમાં ઘણી જગાએ આવે છે. તેનો ઉપયોગ યુદ્ધ વખતે થતો હતો. तै. ब्रा. ३, ४, ७, १. श. ब्रा. ४, ९ અને ४, १९. ब्रा. पंचिका. १, ३, १ અને ६, ७, ५.

આરણ્યક ગ્રંથોના સમયમાં પણ પહેલાંની માફક જ સંદર્ભો મળી આવે છે. વીણા, જે વસ્તુ વડે વગાડવામાં આવે છે તેને માટે વાદન શબ્દ છે, તેને આપણે હાલમાં ‘નખી’ કે ‘મિજરાફ’ કહીએ છીએ. સારમંડળ વગાડીએ તો હાથીદાંતની નખી વાપરીએ છીએ; તેમ જ વીણા વગાડવા માટે વાદનનો ઉપયોગ થતો હશે. ऐ. आ. ३, २, ५ માં વાદનનો ઉલ્લેખ છે.

ભૂમિદુંદુભિ વાદ્ય તે વખતે સાધારણ હતું એમ લાગે છે. જેમ લગ્નાદિ મંગળ કાર્યમાં આપણે ત્રાંસાં, ઢોલ વગેરેનો ઉપયોગ કરીએ છીએ તેમ યજ્ઞની વખતે ભૂમિદુંદુભિનું વગાડવું સામાન્ય થયું હતું (જુઓ तै. आ. ५, १, ५ અથવા પ્રો. કીથનું तै. आ. ભાષાંતર પૃ. ૨૭૭, નોટ ૧૪.)

સંહિતાના ગ્રંથમાં બકુર તો સામાન્ય છે જ. ચર્મવાદ્યમાં આડંબર કે લંબરનો ઉલ્લેખ વાજસેનીયી સંહિતામાં કાંડ ૩૦, અધ્યાય ૧૯, ૨૦ માં નરમેધમાં હોમવાનાં મનુષ્યોની યાદી આપેલી છે તેની સાથે છે. તે આ પ્રમાણે છે, જેમ आडम्बरम् आहन्ति तं कोलाहल कर्तारम्। महसे वीणावादम्। क्रोशाय तूणवध्मम्।

(તેની ટીકામાં वाद्यविशेषं धमनि तथाभूतम् अवरस्पराय शंखध्मम् शङ्खवादकम् महसे वीणावादम् वाणिध्मम् तूणवध्मम् तान् नृत्ताय। आनन्दाय तलवम्।

કાઠક સંહિતામાં પણ

सर्वासु सूक्तिषु। दुन्दुभयो वदन्ति या दिक्षु वाक्तां तेनावरुन्धते भूमिदुन्दुभिर्भवति यास्यावाक्तां तेनावरुन्धते वीणा वदन्ति या पशुषु वाक्तां तेनावरुन्धते काण्डवीणा वदति यौषधीषु वाक्तां तेनावरुन्धते नाडीतूणवा वदन्ति या वनस्पतिषु वाक्तां तेनावरुन्धते वागरशततन्तुर्भवति शतायुर्वै पुरुषश्शतवीर्य्या आयुरेव वीर्यमवरुन्धे.

આ પ્રમાણે ઉપર દુન્દુભિ, ભૂમિદુન્દુભિ, વીણા, કાંડવીણા, નાડી, તૂણવ, વનસ્પતિ, વાણ, શતતન્તુ ઇત્યાદિ વાદ્યવાચક પારિભાષિક શબ્દો આવે છે. મૈત્રાયણી સંહિતામાં પણ કર્કરિ, તૂણવ અને વીણા એ ત્રણ વાદ્યોનો ઉલ્લેખ અનુક્રમે ૪, ૨, ૯ માં અને ૩, ૬, ૮ માં મળે છે.

આ બધા ઉપરથી સંહિતાકાળમાં વેદકાળ જેવું જ સંગીતનું મહત્ત્વ હતું અને ધાર્મિક ક્રિયામાં સંગીતની આવશ્યકતા તે વખતના લોકોને ભાસતી એમ આપણે સ્થળે સ્થળે જોઈ શકીએ છીએ.

ઉપનિષદ્ ગ્રંથોમાં પણ સંગીતને લગતાં વાદ્યોના ઉલ્લેખ, સ્વરોના ઉલ્લેખ, તથા ગીત, વાદ્ય, નૃત્ય એ ત્રણેના ઉલ્લેખ આવે છેઃ गीतवादिते समुत्तिष्ठतः (જુઓ છાન્દો., ૮, ૨, ૮ ). તેમજ કઠોપનિષત્‌માં अपि सर्वं जीवितमल्पमेव तवैव वाहास्तव नृत्तगीते । कठ. १, २६. એવો ઉલ્લેખ આવે છે.

છાંદોગ્યોપનિષદ્‌માં સ્વરનું 'ઉદ્‌ગીત' એવું નામ છે અને ગાનારને 'ઉદ્‌ગાતા' કહે છે. બૃહદારણ્યકોપનિષત્‌માં દુન્દુભિ, શંખ અને વીણા એ ત્રણેના ઉલ્લેખો આવે છે. (જુઓ બૃહ૦ ૨,૪, ૭ થી ૯, ). તેમજ વીણાવાદ એટલે વીણા વગાડનારાનો ઉલ્લેખ वीणायै तु ग्रहणेन वीणावादस्य वा शब्दो गृहीतः એમ આવે છે.

ઉપનિષત્‌કાળમાં સામગાયનનો પ્રચાર વધારે હશે. છાંદોગ્યોપનિતમાં પહેલા અધ્યાય, ખંડ ૮ સુધી સામગાયનનું વર્ણન આપેલું છે, યજ્ઞ વખતે સામગાયન કરનાર ત્રણ ઉદ્‌ગાતાઓ બહુ કુશળ હોવા જોઈએ વગેરે ઉલ્લેખ છે. ગર્ભોપનિષત્‌માં ષડ્‌જ, ઋષભ, ગાંધાર, મધ્યમ, પંચમ, ધૈવત, નિષાદ એ સાત સ્વરોનાં નામો પહેલા શ્લોકમાં મળે છે. હંસોપનિષત્‌માં જે વાદ્યો મળે છે તે આ પ્રમાણે છેઃ—

स एष जप कोट्यानादमनुभवति एवं सर्वं हंसवशान्नादो दशविधो जायते । चिणीति प्रथमः । चिञ्चिणीति द्वितीयः । घण्टानादस्तृतीयः । शंखनादश्चतुर्थः । पञ्चमस्तन्त्रीनादः । षष्ठस्तालनादः । सप्तमो वेणुनादः । अष्टमो मृदंगनादः । नवमो भेरीनादः । दशमो मेघनादः ।

ઉપરના સંદર્ભમાં ચારે પ્રકારનાં વાદ્યો મળી આવે છે. આ પ્રમાણે ઉપનિષત્ કાળમાં ગાયનવાદનનૃત્યાદિના સ્પષ્ટ ઉલ્લેખો, વાદ્યોના ઉલ્લેખો, તથા સામગાનવિષયક થોડી માહિતી અને તેનું મહત્ત્વ આટલી બાબતો આપણને મળે છે. એ ઉપરથી સંગીત વિદ્યા તરફ લોકો અત્યંત શુદ્ધ ભાવથી અને ધાર્મિક દષ્ટિથી જોતા હતા એમ દેખાય છે.

ઉપનિષત્ કાળ પછી સૂત્રકાળ આવે છે. આ કાળમાં કર્મકાંડીઓનું પ્રાબલ્ય હોવાથી તે કાળમાં થયેલા ગ્રંથોમાં કર્મો કેવી રીતે કરવાં એ વિષય આવે છે. એથી સંગીત ઉપર વિશેષ માહિતી આપણને મળે એવી આશા છે. પાછળ આવેલા શતતંત્રી વીણાનો ફરી ઉલ્લેખ શાંખાયન શ્રૌતસૂત્ર ૧૭-૧-૩, માં આવે છે. જેમ,

अथैतां वीणां शततंत्रीम् उपकल्पयति । तस्या पालाशी सूना भवति । औदुंबरो दण्डः । अपि औदुंबरी सूना पालाशी दण्डः । तमानडुहेन सर्वरोहितेन चर्म्मणा वाह्यतो लोम्नाभिपीण्वन्ति । तस्यै मूले दण्डं दशधाति विंध्यति । ता दश दश रज्जू भवयन्ति । ता अग्रे नाना बध्नान्ति । दण्डसमासा वीणा शततंत्री भवति । वेतसशाखा सपलाशा वादिन्युपकृप्ता भवति । स्वयं न ता वा शरेषीका । धाटकर्करीरव घटारिकाः काण्डवीणाः पिच्छोरा इति

पत्न्य उपकल्पयति । उपमुखेन पिच्छोरां वादयेत् । वादनेन काण्डवीणाम् । तां धाटरीरित्याचक्षते । या धाटरी मृदुं वादयेतत्साराातिः स्यात् ।

આ સૂત્રમાં શતતંત્રીનું વર્ણન આવે છે. ઉમરાના ઝાડના લાકડાનો દંડ અથવા પલાશનો દંડ લઈને તેને બળદના ચામડાથી એવી રીતે ઢાંકવું કે વાળવાળી બાજુ ઉપર રહે. દંડના મૂળમાં ૧૦ કાણાં પાડી તે પ્રત્યેકમાં ૧૦,૧૦ તાર પરોવી તેને અગ્રમાં બાંધવા. દંડની સપાટી ઉપર સો તાર આવે છે, તેને પલાશ અથવા નેતરની નાની સોટીની નખી વડે વગાડવા. આગળના ભાગમાં ધાટ, કર્કરિ, કાંડવીણા ૪૦ નો ઉલ્લેખ છે, તેમજ પિચ્છોરા વાદ્ય ફૂંકીને વગાડવું અને કાંડવીણા નખીથી ( वादनेन ) વગાડવી. આ સૂત્ર ઉપરથી તંતુવાદ્યના પ્રઘાત તે વખતે વધારે હશે એમ લાગે છે.

યજ્ઞ વખતે જે જે તંતુવાદ્યો વગાડવામાં આવતાં હતાં તે તે વાદ્યો કયા કયા લાકડાનાં બનાવતા હતા એ અંદાજ ઉપલા સંદર્ભમાં આપ્યો છે. હવે अलाबुवीणा નો ઉલ્લેખ અને તેની માહિતી लाट्यायन श्रौतसूत्र ४.२.१ થી १० સુધીમાં આવે છે.

अलाबुवीणायां वक्रा कापिशीष्ण्यौं च पूर्वस्यां द्वारि बहि सदसम् ॥१॥

वक्रा कपिशीष्ण्यौं दुन्दुभिश्च प्रतिमंत्रयेत या वक्रायाम् कपिशीष्र्याम् दुन्दुभौ यच्च वाद्यं घोषो यो महतो महंस्तेन नो राद्धि मा वदेति ॥२॥

महावीणापि शीलवीणे चापरस्यामन्तरीति गौतमशाण्डिल्यौ बहिरिति धानञ्जयः ॥ ३ ॥

अलाबुवीणापि शीलवीणे च प्रतिमंत्रयेतालाबुवीणेऽपिशीली च यं मंत्रमधिजग्मतुस्तेनेदमुपगायतां ते साममहयेष्यंत ॥ ४ ॥

पश्चिमेनोपगातॄन् द्वे द्वे एकैका पत्नी काण्डवीणां पिच्छोरां च व्यत्यासं वादयेत ॥ ५ ॥

उपमुखं पिच्छोरा वादनेन काण्डमयीम् ॥ ६ ॥

ता अपघाटिला इत्याचक्षते ॥ ७ ॥

ताः प्रतिमंत्रयेत यां पल्यपघाटिलां मृदुकं वादयिष्यति सारातिमपवाद्यतां द्विषन्तं तैजनित्वगिति ॥ ८ ॥

सर्वमनुवीक्ष्यमाणो जपेदाकंदा उलूलयः प्रकोशायवाचष्टति सर्वा सत्रस्य साराद्धिस्तथेदं साम गीयत इति ॥ ९ ॥

जपे देव सुपर्णोऽस्मि गरुत्मान् प्रमां वाचं वादिष्यामि बहूकरिष्यन्ती बहूकारिष्यन् स्वर्गमिष्यन्तीम् स्वर्गमयिष्यम् मामिमान् यजमानानिति ॥१०॥

लाट्यायनीये ४, २, १ थी १०.

અલાબુવીણા એટલે જે વીણાને તુંબડું હોય તે, અને જેવું માથું વાંદરાના મ્હોં જેવા વક્ર આકારનું હોય તે. દંદુભિનો પણ ઉલ્લેખ આ સૂત્રમાં આવે છે. એ પણ વાંદરાના મ્હોં જેવું જ વાંકું હોય છે. તે સિવાય મહાવીણા, શીલવીણાનો પણ ઉલ્લેખ તેજ સંદર્ભમાં આવે છે. અલાબુવીણા અને શીલવીણાને મંત્રીને પછી તેના સ્વરો વડે સામગાયન કરવું. ઉપગાતાની પશ્ચિમ બાજુએ બે સ્ત્રીઓને સામસામે બેસાડીને એકના હાથમાં કાંડવીણા અને બીજાના હાથમાં પિચ્છોરા આપવી. પિચ્છોરા મુખ વડે અને કાંડવીણા નખીથી (વાદનથી) વગાડવી. આ બેની જોડીને 'અપઘાટિલા' કહે છે. આ અપઘાટિલા એટલે બંને વાદ્યો બહુ કોમળ અવાજથી વગાડવાં.

આ ઉપરથી ગાવા માટે અથવા વાદ્ય વગાડવા માટે કેવી રીતે બેસવું, કેવી રીતે વગાડવું, ઇ. સૂક્ષ્મ માહિતી આપણને મળે છે. એ જમાનો કર્મકાંડનો હોવાથી દરેક વિષયમાં વિધિ અને પદ્ધતિ ઉપર ખાસ લક્ષ આપવામાં આવતું હતું, તે જ પ્રમાણે સંગીતની બાબતમાં પણ બન્યું. આ ઉપરથી અનુમાન થાય છે કે ગાયનવાદનની પદ્ધતિઓનો ખાસ વિકાસ આ સમયે થયો હશે.

બીજો એક ઉલ્લેખ લાટયાયન-શ્રૌતસૂત્રમાં શતતંત્રી વીણા વિષે આવે છે, તે નીચે પ્રમાણે છેઃ—

रोहितेनानडुहेनोत्तरलोम्ना चमर्णा पिहितं स्यात् ॥ १ ॥

तस्य दशसु पश्चाच्छिद्रेषु दश दश तंत्र्यो बद्धाः स्युर्मौञ्ज्यो दार्भ्यो वा ॥२॥

त्रिण्यति शाण्डिल्यश्चतुस्त्रिंशन्मध्यमे त्रयस्त्रिंशता वा मित इति ॥३॥

पुरस्तादेकैकशस्तास्त्रेधं विभज्य भूर्भुवःस्वरित्येताभिः पृथगुत्तरोत्तर्युदूहेत् ॥ ४ ॥

तमभिमृशेद्वदो वदवदा वदो वदो वदोरु........इयादि ऐंद्रीं वाचं बृहतीम् विश्वरूपां शतायुषीम् प्रवददेव वाण इति ॥ ५ ॥

शिथिलांस्तंतुना यच्छेदेभिर्नो त्राणतंतुभिः शतं राड् वीरीहावहारात स्म इत्यादि ॥ ६ ॥

वाक् सर्व इत्यादि जपित्वा वादयेत इंद्रेण तथा इपीकया वेतसशाखया च सपलाशया मूलतः ॥ ७ ॥

स्वभावनतया न बाणवत् नामीतया वेतसशाखया च सपलाशया तया इपिका शाखयोर्मूलाभ्याम् वादयेत् । न अग्राभ्याम् ।

प्राणायत्वे इति ऊर्ध्वमुल्लिखेत् अपानीयत्वेत्यवांचम् ॥ प्राणायत्व ॥८॥

व्यानायत्वा व्यानायत्वा इति त्रिः संलख्य उदञ्चम् प्रोहेत् ॥९॥

ब्राह्मणं उक्त्वेमं उल्लिखन्नास्तेति ॥ १० ॥

आहतदुन्दुभिं प्रवदन्तु वीणा इति ब्रूयात् ॥ ११ ॥

पत्न्य उपकल्पयति । उपमुखेन पिच्छोरां वादयेत् । वादनेन काण्डवीणाम् । तां धाटरीरित्याचक्षते । या धाटरी मृदुं वादयेतत्साराातिः स्यात् ।

આ સૂત્રમાં શતતંત્રીનું વર્ણન આવે છે. ઉમરાના ઝાડના લાકડાનો દંડ અથવા પલાશનો દંડ લઈને તેને બળદના ચામડાથી એવી રીતે ઢાંકવું કે વાળવાળી બાજુ ઉપર રહે. દંડના મૂળમાં ૧૦ કાણાં પાડી તે પ્રત્યેકમાં ૧૦,૧૦ તાર પરોવી તેને અગ્રમાં બાંધવા. દંડની સપાટી ઉપર સો તાર આવે છે, તેને પલાશ અથવા નેતરની નાની સોટીની નખી વડે વગાડવા. આગળના ભાગમાં ધાટ, કર્કરિ, કાંડવીણા ૪૦ નો ઉલ્લેખ છે, તેમજ પિચ્છોરા વાદ્ય ફૂંકીને વગાડવું અને કાંડવીણા નખીથી ( वादनेन ) વગાડવી. આ સૂત્ર ઉપરથી તંતુવાદ્યના પ્રચાર તે વખતે વધારે હશે એમ લાગે છે.

યજ્ઞ વખતે જે જે તંતુવાદ્યો વગાડવામાં આવતાં હતાં તે તે વાદ્યો કયા કયા લાકડાનાં બનાવતા હતા એ અંદાજ ઉપલા સંદર્ભમાં આપ્યો છે. હવે अलाबुवीणा નો ઉલ્લેખ અને તેની માહિતી लाट्यायन श्रौतसूत्र ४.२.१ થી १० સુધીમાં આવે છે.

अलाबुवीणायां वक्रा कपिशीष्ण्यौं च पूर्वस्यां द्वारि वहि सदसम् ॥१॥

वक्रा कपिशीष्ण्यौं दुन्दुभिश्च प्रतिमंत्रयेत या वक्रायाम् कपिशीष्ण्याम् दुन्दुभौ यच्च वाद्यं घोषो यो महतो महस्तेन नो राद्धि मा वदेति ॥२॥

महावीणापि शीलवीणे चापरस्यामन्तरीति गौतमशाण्डिल्यौ वहिरिति धानञ्जयः ॥ ३ ॥

अलाबुवीणापि शीलवीणे च प्रतिमंत्रयेतालाबुवीणेऽपिशीली च यं मंत्रमधिजग्मतुस्तेनेदमुपगायतां ते साममहयेष्यंत ॥ ४ ॥

पश्चिमेनोपगातॄन् द्वे द्वे एकेका पत्नी काण्डवीणां पिच्छोरां च व्यत्यासं वादयेत ॥ ५ ॥

उपमुखं पिच्छोरा वादनेन काण्डमयीम् ॥ ६ ॥

ता अपघाटिला इत्याचक्षते ॥ ७ ॥

ताः प्रतिमंत्रयेत यां पल्यपघाटिलां मृदुकं वादयिष्यति साराातिमपवाद्यतां द्विषन्तं तैजनित्वागिति ॥ ८ ॥

सर्वमनुवीक्ष्यमाणो जपेदाक्रंदा उलूलयः प्रकोशायवाचष्टति सर्वा सत्रस्य साराद्धिस्तथेदं साम गीयत इति ॥ ९ ॥

जपे देव सुपर्णोऽस्मि गरुत्मान् प्रमां वाचं वदिष्यामि बहूकरिष्यन्ती बहूकरिष्यन् स्वर्गमिष्यन्तीम् स्वर्गमयिष्यम् मामिमान् यजमानानिति ॥१०॥

लाट्यायनीये ४, २, १ थी १०.

અલાબુવીણા એટલે જે વીણાને તુંબડું હોય તે, અને જેનું માથું વાંદરાના મ્હોં જેવા વક્ર આકારનું હોય તે. દંદુભિનો પણ ઉલ્લેખ આ સૂત્રમાં આવે છે. એ પણ વાંદરાના મ્હોં જેવું જ વાંકું હોય છે. તે સિવાય મહાવીણા, શીલવીણાનો પણ ઉલ્લેખ તેજ સંદર્ભમાં આવે છે. અલાબુવીણા અને શીલવીણાને મંત્રીને પછી તેના સ્વરો વડે સામગાયન કરવું. ઉપગાતાની પશ્ચિમ બાજુએ બે સ્ત્રીઓને સામસામે બેસાડીને એકના હાથમાં કાંડવીણા અને બીજાના હાથમાં પિચ્છોરા આપવી. પિચ્છોરા મુખ વડે અને કાંડવીણા નખીથી (વાદંનથી) વગાડવી. આ બેની જોડીને 'અપઘાટિલા' કહે છે. આ અપઘાટિલા એટલે બંને વાદ્યો બહુ કોમળ અવાજથી વગાડવાં.

આ ઉપરથી ગાવા માટે અથવા વાદ્ય વગાડવા માટે કેવી રીતે બેસવું, કેવી રીતે વગાડવું, ઇ. સૂક્ષ્મ માહિતી આપણને મળે છે. એ જમાનો કર્મકાંડનો હોવાથી દરેક વિષયમાં વિધિ અને પદ્ધતિ ઉપર ખાસ લક્ષ આપવામાં આવતું હતું, તે જ પ્રમાણે સંગીતની બાબતમાં પણ બન્યું. આ ઉપરથી અનુમાન થાય છે કે ગાયનવાદનની પદ્ધતિઓનો ખાસ વિકાસ આ સમયે થયો હશે.

બીજો એક ઉલ્લેખ લાટ્યાયન શ્રૌતસૂત્રમાં શતતંત્રી વીણા વિષે આવે છે, તે નીચે પ્રમાણે છેઃ—

रोहितेनानड्हेनोत्तरलोम्ना चमर्णा पिहितं स्यात् ॥ १ ॥

तस्य दशसु पश्चाच्छिद्रेषु दश दश तंत्र्यो वद्धाः स्युर्मौञ्ज्यो दार्भ्यो वा ॥२॥

त्रिष्यति शाण्डिल्यश्चतुस्त्रिंशन्मध्यमे त्रयस्त्रिंशता वा मित इति ॥३॥

पुरस्तादेकैकशस्तास्त्रेधं विभज्य भूर्भुवःस्वरित्येताभिः पृथगुत्तरोत्तर्युदूहेत् ॥ ४ ॥

तमभिमृशेद्वदो वदवदा वदी वदो वदोरु........इयादि ऐंद्रीं वाचं वृहतीम् विश्वरूपां शतायुषीम् मवदद्देव वाण इति ॥ ५ ॥

शिथिलांस्तंतुना यच्छेदेभिर्नो वाणतंतुभिः शतं राद्द वीरीहावद्दारात स्म इत्यादि ॥ ६ ॥

वाक् सर्व इत्यादि जापित्वा वादयेत इंद्रेण तथा इपीकया वेतसशाखया च सपलाशया मूलतः ॥ ७ ॥

स्वभावनतया न वाणवत् नामीतया वेतसशाखया च सपलाशया तया इपिका शाखयोर्मूलाभ्याम् वादयेत् । न अग्राभ्याम् ।

प्राणायत्वे इति ऊर्ध्वमुल्लिखेत् अपानीयत्वेत्यवाचम् ॥ प्राणायत्व ।८॥

व्यानायत्वा व्यानायत्वा इति त्रिः संलख्य उदञ्चम् मोहेत् ॥९॥

ब्राह्मणं उक्त्वेमं उल्लिखन्नास्वेति ॥ १० ॥

आहतदुन्दुभिं मवदन्तु वीणा इति ब्रूयात् ॥ ११ ॥

આ ઉપરથી શાંખાયન શ્રૌતસૂત્રમાં જે શતતંત્રી પાછળ વર્ણવી છે તે પ્રમાણે જ આ બીજી વીણાનું વર્ણન છે. આ વીણા પહેલાંની જેવી જ પણ થોડા ફેરફવાળી છે. બળદના ચામડા વડે તેનો દંડ ઢાંકીને તેની પાછળના ભાગમાં દશ કાણાં પાડીને તેમાં દશ, દશ તંત્રી બાંધવી. તે તંત્રી દર્ભની અથવા આંતરડાની હોય. શાંડિલ્ય ઋષિને મતે ૧૦ ને બદલે ત્રણ જ કાણાં પાડવાં અને વચલા કાણાંમાં ૩૪ તાર, અને બાકીનામાં ૩૩, ૩૩ તાર બાંધવા. તે તારો એકના પછી એક એવી રીતે ચડાવવા કે તેઓ भूर्भुवः स्वः એ સ્વરોની પ્રમાણે ઉત્તરોત્તર ચડતા હોય. તેનો સ્પર્શ કરીને મંત્ર ભણીને જે તાર ઢીલો હોય તે ઉપર ચડાવવો અને પલાશ અથવા નેતરની નખી બનાવીને તેને વગાડવી. પછી प्राणायत्व એ મંત્રથી ઊર્ધ્વ ઉલ્લેખન એટલે આરોહ અને अपानायत्व એ મંત્રથી નીચે ઉલ્લેખન એટલે અવરોહ કરવો (સ્વરોનો). व्यानायत्वा એ ત્રણ વખત બોલીને બ્રાહ્મણને કહી વગાડવું. તે વખતે आहतदुन्दुभि प्रवदन्तु वीणा એ મંત્ર બોલવો.

સૂત્રકાળનાં બીજા એક ગ્રંથનો ઉલ્લેખ અહિં કરીએ તો ઠીક છે. એ ગ્રંથ સંગીત સૂત્ર કરીને છે, અને તે સરસ્વતીએ બનાવેલો છે એમ મનાય છે. આ ગ્રંથ લુપ્ત થયો છે, તથાપિ તેનાં બે પાનાં સદ્ગત તનસુખરામ મ. ત્રિપાઠીને આશરે વીશેક વર્ષ પહેલાં મળેલાં તે તેમણે વિ. સં. ૧૯૫૯ ના 'ગુજરાતી'ના દીવાળીના ખાસ અંકમાં પ્રસિદ્ધ કર્યા છે.

આ ગ્રંથ ઉપર જે ટીકા થઇ છે તે ટીકા જયગોપાલ ચિંતામણિ નામના એક વિદ્વાને કરેલી છે. જયગોપાલ પોતે તેલંગ હતો અને સુપ્રસિદ્ધ ગોસ્વામી વિઠ્ઠલનાથજીનો શિષ્ય હતો. તે વિ. સં. ૧૬૩૨ ની લગભગમાં વિદ્યમાન હતો. તે ટીકા ઉપરથી જણાય છે કે આ ગ્રંથ ભરતનાટ્યશાસ્ત્રના પહેલાંનો હોવો જોઇએ, એટલે કદાચ તે સૂત્રકાળનો જ હશે.

વૈદિક કાળની જે સમાલોચના ઉપર કરવામાં આવી તે ઉપરથી આપણે નીચેનો નિષ્કર્ષ કાઢી શકીએ:—

(૧) વૈદિક કાળમાં સંગીતવિદ્યા એક સ્વતંત્ર વિદ્યા તરીકે મનાતી હતી અને તેનું તે વખતનું સ્વરૂપ શુદ્ધ, ધાર્મિક અને પવિત્ર હતું.

(૨) ગાયન, વાદન અને નર્તન એ ત્રણે વિભાગમાં લોકો કુશળ હતા, અને સંગીતનું નિયમિત શિક્ષણ આપવા માટે સ્વતંત્ર વ્યવસ્થા હતી.

(૭) ગાયક, વાદક અને નર્તક એ ત્રણે પ્રકારના લોકો વિદ્યમાન હતા અને તે ભેગા થઇને પોતાની કલાનું પ્રદર્શન કરતા હતા.

(૪) સંગીત વિદ્યામાં સ્ત્રીઓ પણ કુશળ હતી અને તેઓ સમાજમાં ખુલ્લી રીતે ગાયન, વાદન, નર્તન કરતી હતી.

(૫) વાદ્યો કેવી રીતે બનાવવાં, તે કેવી રીતે વગાડવાં, ઇત્યાદિની તેમને પૂર્ણ માહિતી હતી.

(૬) સંગીતને લગતા પારિભાષિક શબ્દો પણ તેમની પાસે હતા અને તેથી કરીને સંગીતશાસ્ત્રમાં વિકાસ કરવામાં આવ્યો હતો.

(૭) સંગીતની એક સ્વતંત્ર લેખનપદ્ધતિ હાલના જેટલી શાસ્ત્રીય અને સૂક્ષ્મ નહિ, પણ સ્થૂલ રૂપમાં હતી.

# વૈશાલીના ગણુસત્તાક રાજ્યનો નાયક રાજા ચેટક

( આચાર્ય શ્રીજિનવિજયજી. )

જૈન સાહિત્યમાં વૈશાલીનો રાજા ચેટક ઘણી રીતે પ્રસિદ્ધ છે. શ્રમણ ભગવાન્ મહાવીરે પ્રચારેલા ધર્મના એક મહાન્ ઉપાસક તરીકે તો તેની ખ્યાતિ છે જ, પરંતુ બીજી રીતે વ્યાવહારિક પ્રસંગોથી પણ તેની તેટલી જ પ્રસિદ્ધિ છે. એ પ્રસિદ્ધિનું પહેલું કારણ તો એ છે કે જૈન ધર્મના છેલ્લા તીર્થંકર નિર્ગ્રન્થ જ્ઞાતપુત્ર શ્રી મહાવીરના ઘરાણા સાથે તેનો બેવડો સંબંધ હતો. શ્રી મહાવીરની માતા ત્રિશલા ક્ષત્રિયાણી એ ચેટકની સગી બ્હેન થતી હતી અને એ ત્રિશલાના મોટા પુત્ર અને મહાવીરના મોટા ભાઇ નન્દિવર્ધન સાથે એની વચલી પુત્રી નામે જ્યેષ્ઠાએ લગ્ન કર્યાં હતાં. બીજું કારણ, જેવી રીતે મહાવીરના ઘરાણા સાથે એનો કૌટુંબિક સંબંધ હતો તેવી જ રીતે તત્કાલીન ભારતના બીજા કેટલાક પ્રધાન રાજવંશો સાથે પણ એનો સગપણનો સંબંધ બંધાએલો હતો. સિંધુસૌવીરનો રાજા ઉદાયન, અવંતીનો રાજા પ્રદ્યોત, કૌશાંબીનો રાજા શતાનીક, ચંપાનો રાજા દધિવાહન અને મગધનો રાજા બિંબિસાર એ બધા એના જામાત થતા હતા. જૈન સાહિત્યમાં કૂણિક અથવા કોણિકના અને બૌદ્ધસાહિત્યમાં અજાતશત્રુના નામે પ્રસિદ્ધિ પામેલો મગધનો સમર્થ સમ્રાટ્ તથા સામાન્ય રીતે જૈન, બૌદ્ધ અને બ્રાહ્મણ ત્રણે સંપ્રદાયના કથાસાહિત્યમાં વ્યાપક થએલો ઉદયન વત્સરાજ, એના સગા દૌહિત્ર થતા હતા. ત્રીજું, તે વખતે હયાતી ધરાવતા ભારતના ગણુસત્તાક રાજ્યોમાંના એક પ્રધાન રાજ્યતંત્રનો તે વિશિષ્ટ નાયક કહેવાતો હતો. અને છેલ્લું, જૈનપરંપરાં પ્રમાણે આખા આર્યાવર્તમાં કયારે એ નહીં થએલી એવી એક ભયંકર જનનાશક લડાઇ એને લડવી પડી હતી, જેમાં એનો પ્રતિપક્ષી, એનો પોતાનો જ સગો દૌહિત્ર મગધરાજ અજાતશત્રુ હતો!

જૈનપરંપરામાં આટલી બધી પ્રસિદ્ધિ મેળવનાર અને ઉક્ત રીતે તત્કાલીન ભારતમાં એક મહત્ત્વનું સ્થાન પ્રાપ્ત કરનાર એ રાજાના વિષયમાં જૈન સાહિત્ય સિવાય અન્યત્ર કયાંએ ઉલ્લેખ મળી આવતો ન હોવાથી ઐતિહાસિકોની દૃષ્ટિમાં અદ્યાપિ એનું અસ્તિત્વ ધ્યાન ખેંચવા લાયક રીતે અંકિત થયું નથી. બ્રાહ્મણ સંપ્રદાયના સાહિત્ય તરફ નજર ફેરિએ છીએ ત્યારે તેમાં, એ સમયના ભારતના મગધ, કોસલ, કૌશાંબી અને અવન્તી જેવા રાજસત્તાક રાજ્યોની તો નાની મોટી નોંધો સેવાએલી મળી આવે છે ખરી, પણ વૈશાલી જેવા સ્થાન કે જેમાં ગણુસત્તાક રાજ્યપદ્ધતિ ચાલતી હતી તેનો નામનિર્દેશ પણ તેમાં ભાગ્યેજ જડી આવે છે.

બૌદ્ધ સાહિત્યમાં વૈશાલી અને ત્યાં આધિપત્ય ભોગવતી લિચ્છવી નામની ક્ષત્રિય જાતિના સંબંધમાં ઘણી ઘણી વાતો લખેલી મળી આવે છે, પરંતુ એ સ્થાન અને એ સમાજ ઉપર સર્વોપરિ અધિકાર ચલાવનાર કોણ હતો તેનો ઉલ્લેખ બૌદ્ધ લેખકો પણ કાંઇ કરતા નથી.

હિંદુસ્થાનના ઐતિહાસિક યુગના ઉદ્‌ગમકાલ તરીકે ગણાતા એ સમયના ઇતિહાસના અભ્યાસિઓનું ધ્યાન ખેંચવા માટે, આ લેખમાં હું, જૈનમતે વૈશાલીના ગણસત્તાક રાજ્યના રાજા મનાતા એ ચેટક અને તેની સાથે સંબંધ ધરાવનારા રાજાઓના સંબંધમાં જેટલી પરંપરા જૈન ગ્રંથકારોએ નોંધી રાખી છે તેનો સાર અને સંકલના કરવા પ્રયત્ન કરૂંછું.

**૧ તીર્થકર શ્રી મહાવીરના ઘરાણા સાથે ચેટકનો સંબંધ.**

ઉપર મેં સૂચવ્યું છે કે તીર્થંકર શ્રી મહાવીરની માતા ત્રિશલા ક્ષત્રિયાણી ચેટક રાજાની સગી બ્હેન થતી હતી. તેનો પુરાવો જૈન આગમોમાં જૂનામાં જૂના આગમ તરીકે મનાતા **આવશ્યકસૂત્રની** ચૂર્ણિમાં મળે છે. એ ચૂર્ણિ ક્યારે રચાઇ તેનો નિશ્ચય અદ્યાપિ જોઇએ તેવો થઇ શક્યો નથી, પરંતુ વિક્રમના આઠમા સૈકા કરતાં અર્વાચીન નથી એટલું ચોક્કસ જણાય છે. **આવશ્યકસૂત્રની** સંસ્કૃત ટીકા કરનાર આચાર્ય હરિભદ્રનો સમય મેં વિક્રમ સંવત્ ૮૦૦ ની આસપાસ નિર્ણીત કર્યો છે. (જુઓ **જૈન સાહિત્ય સંશોધક**, ખંડ ૧, અંક ૧, પૃષ્ઠ ૫૩ ). આચાર્ય હરિભદ્રે પોતાની એ સંસ્કૃત ટીકામાં ઉક્ત પ્રાચીન ચૂર્ણિમાંથી સેંકડો અવતરણો લીધાં છે, તેથી હરિભદ્ર પહેલાં ચૂર્ણિકારનો સમય સ્વતઃસિદ્ધ છે. એ ચૂર્ણિમાં શ્રી મહાવીરની માતા ત્રિશલાને સ્પષ્ટ રૂપે ચેટકની ભગિની લખી છે અને તેજ ઠેકાણે ત્રિશલાના મોટા પુત્ર નંદિવર્દ્ધનની ભાર્યા–શ્રી મહાવીરની ભોજાઇ-ને ચેટકની પુત્રી જણાવી છે. પાઠ આ પ્રમાણે છે:—

**भगवतो माया चेडगस्स भगिणी; भो[ जा ]यी चेडगस्स धूया ।**

'ભગવાન મહાવીરની માતા, ચેટકની ભગિની;[૧] ભોજાઇ ચેટકની પુત્રી' આ ઉલ્લેખને ધ્યાનમાં રાખી પાછળના બીજા ગ્રંથકારોએ પણ કેટલેક ઠેકાણે ચેટકને મહાવીરના માતુલ ( મામા ) તરીકે ઉલ્લેખ્યો છે. મહાવીરના જીવનવૃત્તાંતની નોંધ જૈન આગમોમાં સૌથી પ્રાચીન અને પ્રથમ ગણાતા આગમ **આચારાંગ** સૂત્રમાં લેવાએલી છે. તેમાં મહાવીરની માતાનું એક નામ **विदेहदिन्ना** પણ લખેલું છે. જેમકે—

**समणस्स णं भगवओ महावीरस्स अम्मावासिट्ठस्सगुत्ता तीसेणं तिन्नि नामधिज्जा एव माहिज्जंति, तं जहा तिसला इ वा विदेहदिन्ना इ वा प्रियकारिणी इ वा ।** ( આચારાંગ, આગમોદય સમિતિ દ્વારા પ્રકાશિત, પૃ. ૪૨૨ )

'શ્રમણ ભગવાન મહાવીરની માતા–જેનું વાસિષ્ઠ ગોત્ર હતું, તેનાં ત્રણ નામ હતાં એમ કહેવાય છે; જેમ કે [૨]ત્રિશલા, ૨ વિદેહદિન્ના, અને ૩ પ્રિયકારિણી' 'વિદેહદિન્ના' ના વ્યુત્પત્ત્યર્થ ઉપરથી જણાય છે કે તેનો જન્મ વિદેહના રાજકુળમાં થયો હતો. માતાના આ કુળસૂચક નામ ઉપરથી મહાવીરનું પણ એક નામ વિદેહદિન્ન હતું જેનો ઉલ્લેખ **આચારાંગ** સૂત્રમાં ઉપર્યુક્ત સૂત્ર પછી તરતજ આવેલો છે. જેમકે—

**समणे भगवं महावीरे नाए नायपुत्ते नायकुलनिव्वत्ते विदेहे विदेहदिन्ने विदेहजच्चे विदेहसूमाले.** ( પૃ. ૪૨૨ )

---

૧. જૂઓ કલ્પસૂત્રની ધર્મસાગરગણિકૃત કિરણાવલી નામે ટીકા પૃષ્ઠ ૧૨૪ '**चेटकमहाराजस्य भगवन्मातुलस्य-**'

૨. ભાવનગરની **આત્માનંદ જૈન સભાએ** પ્રકટ કરેલ, ધર્મસાગર ગણિ કૃત ટીકા [કિર]ણાવલી પૃ. ૯૩ તથા વિનયવિજયોપાધ્યાયકૃત ટીકા સુબોધિકા, પૃ. ૧૪૪.

આ બંને અવતરણો કલ્પસૂત્રમાં પણ અવિકલરૂપે ઉદ્ધૃત થએલાં છે, ત્યાં ટીકાકારો **विदेहदिन्न**ની વ્યાખ્યા આ પ્રમાણે કરે છેઃ **विदेहदिन्ना त्रिशला तस्या अपत्यं वैदेहदिन्नः ।** આગળ ઉપર આપણે જોઇશું કે વૈશાલી એ એક વિદેહનો જ ભાગ હતો અને તેથી ચેટકનું ઘરાણું વિદેહ રાજકુળ તરીકે લખાય એ સ્પષ્ટ જ છે. આ રીતે મહાવીરની માતા ત્રિશલા વિદેહ રાજકુળના ચેટકની બ્હેન થતી હતી તે ઉક્ત આવશ્યકચૂર્ણિ અને આચારાંગના ઉલ્લેખ ઉપરથી સ્પષ્ટ થઇ જાય છે.

ત્રિશલાના મોટા પુત્ર અને મહાવીરના મોટા ભાઇ નંદિવર્ધનની સ્ત્રી ચેટકની પુત્રી થતી હતી તેનો એક ઉલ્લેખ તો ઉપર આવી ગયો છે. બીજો ઉલ્લેખ પણ એજ આવશ્યકચૂર્ણિમાં આગળ ઉપર થએલો છે જેમાં ચેટકની કઇ પુત્રીએ કોની સાથે લગ્ન કર્યાં તેની નોંધ લેવામાં આવી છે. એ નોંધ પ્રમાણે ચેટકને એકંદર સાત પુત્રીઓ હતી જેમાંથી છનાં લગ્ન થયાં હતાં અને એક કુમારિકા જ રહી હતી. એ સાત પુત્રીઓમાંથી પાંચમી પુત્રી જેનું નામ જ્યેષ્ઠા હતું તેનું લગ્ન નન્દિવર્ધન સાથે થયું હતું. ઉલ્લેખ આ પ્રમાણે છે.

**'जेट्ठा कुंडग्गामे वद्धमाणसामिणो जेट्ठस्स नन्दिवद्धणस्स दिन्ना'**

'જ્યેષ્ઠા [ નામે કન્યા ] કુંડગ્રામમાં વર્દ્ધમાન (મહાવીરનું મૂળ નામ) સ્વામિના જ્યેષ્ઠ [ બંધુ ] નન્દિવર્ધનને આપી હતી.' આ ઉલ્લેખ આચાર્ય હેમચંદ્રે પોતાના મહાવીરચરિત્રમાં પણ કરેલો છેઃ—[1]

कुण्डग्रामाधिनाथस्य नन्दिवर्धनभूभुजः ।
श्रीवीरनाथज्येष्ठस्य, ज्येष्ठा दत्ता यथारुचि ॥



શ્રી મહાવીરના મોટા ભાઈનું નામ નન્દિવર્ધન હતું તેનો સ્પષ્ટ ઉલ્લેખ તો આચારાંગ અને કલ્પસૂત્ર-એમ બંને મૂળસૂત્રોમાં આવેલો છે,—યથા

**समणस्स णं भगवओ महावीरस्स जिट्ठे भाया नंदिवद्धणे कासवगुत्तेणं ।**
**(આચારાંગ પૃ૦ ૪૨૨, કલ્પસૂત્રમાં પણ આ જ પાઠ છે.)**

[ કેટલાક દેશો અને કેટલીક જાતોમાં મામાની કન્યા ઉપર ભાણેજનો પ્રથમ હક્ક હોય એમ પ્રચલિત રીવાજ અને જૂનાં પ્રમાણો ઉપરથી સ્પષ્ટ જણાઇ આવે છે. મહારાષ્ટ્રમાંની મરાઠા જાતિમાં ખાસ કરીને આજે પણ એ રીવાજ ચાલૂ છે. આવશ્યક સૂત્રની ટીકામાં હરિભદ્રસૂરિએ એક ઠેકાણે 'દેશકથા' નું વર્ણન કરતાં જૂની ગાથા ઉતારી છે જેમાં જણાવ્યું છે કે દેશ દેશના રીત રીવાજો જુદા જુદા હોઈ, કોઇ દેશમાં જ્યારે એક વસ્તુ ગમ્ય કે સ્વીકાર્ય હોય છે ત્યારે બીજા દેશમાં તે જ બાબત અગમ્ય કે અસ્વીકાર્ય હોય છે. ઉદાહરણાર્થ-જેમ અંગ અને લાટ દેશના લોકોને માતુલદુહિતા એટલે મામાની છોકરી ગમ્ય હોય છે ત્યારે ગૌડદેશના લોકો માટે તે ભગિની હોઈ અગમ્ય છે. ગાથા આ પ્રમાણે—

छंदो गम्मागम्मं जह माउलदुहियमंग-लाडाणं ।
अण्णेसिं सा भगिणी गोलाइणं अगम्मा उ ॥

જેમ મહાવીરની મામાની પુત્રીએ પોતાની ફઈના પુત્ર નન્દિવર્ધન સાથે લગ્ન કર્યાં હતાં તેમ ખુદ મહાવીરની પુત્રી પ્રિયદર્શનાનાં લગ્ન પણ તેની સગી ફઈ સુદર્શનાના પુત્ર

---

૧. ભાવનગરની જૈન ધર્મ પ્રસારક સભાએ છપાવેલ 'ત્રિષષ્ટીશલાકાપુરુષચરિત્ર' ના ૧૦ પર્વનું પૃષ્ઠ ૯૭.

જમાલિ નામના ક્ષત્રિય કુમાર સાથે થયાં હતાં જેનો ઉલ્લેખ ઘણા પ્રાચીન અર્વાચીન ગ્રંથોમાં થએલો છે. આવશ્યક સૂત્રના ભાષ્ય, ચૂર્ણિ, ટીકા આદિમાં પણ એ બાબતની સ્પષ્ટ નોંધ છે. યથા—

कुण्डपुरनगरं तत्थ जमाली सामिस्स भाइणिज्जो...तस्स भज्जा सामिस्स दुहिता। (હરિભદ્ર કૃત આવશ્યક સૂત્ર ટીકા, પૃષ્ઠ, ૩૧૨)]

**૨. ભારતનાં બીજાં કેટલાંક પ્રધાન રાજ્યો સાથે ચેટકનો કૌટુંબિક સંબંધ.**

ઉપરના ભાગમાં જણાવ્યા પ્રમાણે ચેટકને એકંદર સાત પુત્રીઓ હતી જેમાં એક તો કુમારિકા જ રહી હતી અને બાકીની છતાં, ભારતના તે વખતના જુદા જુદા નામાંકિત રાજાઓ સાથે લગ્ન થયાં હતાં. એ પુત્રીઓ અને જેમની સાથે તેમનાં લગ્ન થયાં તે રાજાઓ વિગેરેનો ટુંક ઉલ્લેખ આવશ્યક ચૂર્ણિમાં નીચે પ્રમાણે કરેલો છે.

इतो य वेसालीए नगरीए चेडओ राया हेहयकुलसंभूतो। तस्स देवीणं अण्णमण्णाणं सत्त धूताओ। पभावती, पउमावती, मिगावती, सिवा, जेट्ठा, सुजेट्ठा, चेल्लण त्ति। सो चेडओ सावओ परवीवाहकरणस्स पच्चक्खातं। धूताओ ण देति कस्स त्ति। ताओ माति मिस्सगाओ रायं आपुच्छित्ता अण्णेसिं अच्छितकाणं सरिसगाणं देति। पभावती वीतिभए उद्दायणस्स दिण्णा, पउमावती चंपाए दहिवाहणस्स, मिगावती कोसंबीए सताणियस्स, सिवा उज्जेणीए पज्जोतस्स, जेट्ठा कुंडग्गामे वद्धमाणसामिणो जेट्ठस्स नन्दिवद्धणस्स दिण्णा। सुजेट्ठा चेल्लणा य देवकारिओ अच्छंति।[१]

અર્થાત્—'વૈશાલી નગરીમાં હૈહયવંશમાં જન્મેલો ચેડગ (ચેટક) નામે રાજા, તેને જુદી જુદી રાણીઓથી સાત પુત્રીઓ થઈઃ-૧ પ્રભાવતી, ૨ પદ્માવતી, ૩ મૃગાવતી; ૪ શિવા, ૫ જયેષ્ઠા, ૬ સુજ્યેષ્ઠા, અને ૭ ચેલ્લણા. તે ચેડગ શ્રાવક હોવાથી તેણે કોઈનાં પણ લગ્ન ન કરવાની પ્રતિજ્ઞા લીધેલી હતી, તેથી તે પોતાની પુત્રીઓનાં લગ્ન નથી કરતો, આથી તે પુત્રીઓની માતાઓએ રાજાની સંમતિ મેળવી પોતાને ઇચ્છિત અને પુત્રીઓને સદૃશ એવા રાજાઓને તે કન્યાઓ આપી. જેમાં ૧ પ્રભાવતી વીતિભયના ઉદાયનને, ૨ પદ્માવતી ચંપાના દધિવાહનને, ૩ મૃગાવતી કૌશાંબીના શતાનીકને; ૪ શિવા ઉજ્જયિનીના પ્રદ્યોતને, અને ૫ જયેષ્ઠા કુંડગામમાં વર્દ્ધમાન સ્વામિના મોટા ભાઈ નંદિવર્દ્ધનને પરણાવી હતી. સુજ્યેષ્ઠા અને ચેલ્લણા [ત્યાં સુધી] કુમારિકા જ હતી.' આની આ જ હકીકત આચાર્ય હેમચંદ્રે પણ મહાવીરચરિત્રમાં, પોતાના શબ્દોમાં આ પ્રમાણે નોંધી છે—

इतश्च वसुधावध्वा मौलिमाणिक्यसन्निभा।
वैशालीति श्रीविशाला नगर्यस्त्यगरीयसी॥
आखंडल इवाखण्डशासनः पृथिवीपतिः।
चेटीकृतारिभूपालस्तत्र चेटक इत्यभूत्॥
पृथग्राज्ञीभवास्तस्य बभूवुः सप्त कन्यकाः।
सप्तानामपि तद्राज्यांगानां सप्तेव देवताः॥
प्रभावती पद्मावती मृगावती शिवापि च।

---

૧ થોડા અક્ષરોના ફેરફાર સાથે આનો આ જ ઉલ્લેખ હરિભદ્રવાળી આવશ્યક ટીકામાં પણ આવેલો છે. જુઓ આગમોદય સમિતિદ્વારા પ્રકાશિત એ ટીકા, પૃષ્ઠ ૬૭૬-૭૭.

ज्येष्ठा तथैव सुज्येष्ठा चिल्लणा चेति ताः क्रमात् ॥
चेटकस्तु श्रावकोऽन्यविवाहनियमं वहन् ।
ददौ कन्या न कस्मैचिदुदासीन इव स्थितः ॥
तन्मातर उदासीनमपि ह्यापृच्छय चेटकम् ।
वराणामनुरूपाणां प्रददुः पञ्च कन्यकाः ॥
प्रभावतीं वीतभयेश्वरोदायनभूपतेः ।
पद्मावती तु चंपेशदधिवाहनभूभुजः ॥
कौशाम्बीशशतानीकनृपस्य तु मृगावती ।
शिवा तूज्जयिनीशस्य प्रद्योतपृथिवीपतेः ॥
कुण्डग्रामाधिनाथस्य नन्दिवर्धनभूभुजः ।
श्रीवीरनाथज्येष्ठस्य ज्येष्ठा दत्ता यथारुचि ॥
सुज्येष्ठा चिल्लणा चापि कुमार्यावेव तस्थतुः ॥
रूपश्रियोपमाभूते ते द्वे एव परस्परम् ॥[1]

આ છેલ્લી બન્ને પુત્રીઓ જે કુમારિકા રહેલી છે તેમાંથી ચેલ્લણા મગધના રાજા શ્રેણિક સાથે કેમ પરણે છે અને સુજ્યેષ્ઠા કુમારિકાવસ્થામાં જ જૈનભિક્ષુણી કેમ થઇ જાય છે તેની હકીકત આગળ ઉપર જોઇશું. એ પહેલાં પાંચે પરિણીત પુત્રીઓના વિષયમાં જરા વધારે વિસ્તારથી તપાસ કરિએ. આ પાંચમાંથીએ વયથી કનિષ્ઠા પણ નામથી જ્યેષ્ઠાના વિષયમાં તો ઉપર જે નોંધ લીધી છે તે કરતાં વધારે કાંઇ હકીકત જૈનગ્રંથકારો આપતા નથી. તેથી હવે ચાર જ પુત્રીઓની હકીકત આપણે જાણવાની રહી.

## પ્રભાવતી.

ઉપર આપેલા ઉતારા પ્રમાણે ચેટકની પ્રથમ પુત્રીનું નામ પ્રભાવતી હતું અને તે વીતિભયના ઉદાયન વેરે પરણી હતી. આ ઉદાયનનો ઉલ્લેખ ઘણા જૈન ગ્રંથોમાં થએલો છે. સૌથી જૂનો ઉલ્લેખ ખાસ ભગવતી નામના સુપ્રસિદ્ધ સૂત્રમાંથી મળી આવે છે. એ સૂત્રના ૧૩ મા શતકના, ૬ ઠા ઉદ્દેશકમાં, એના દેશસ્થાનાદિની નોંધ આ પ્રમાણે લેવાએલી છે:

तेणं कालेणं तेणं समयेणं सिंधुसोवीरेसु जणवएसु वीतीभए नामं नगरे होत्था । तस्स णं वीतीभयस्स नगरस्स बहिया उत्तरपुरच्छिमे दिसीभाए एत्थ णं मियवणं नामं उज्जाणे होत्था । तत्थ णं वीतीभए नगरे उदायणे नामं राया होत्था...तस्स...रन्नो पभावती नामं देवी होत्था...तस्स णं उदायणस्स रन्नो पुत्ते पभावतीए देवीए अत्तए अभीतिनामं कुमारे होत्था ।...तस्स णं उदायणस्स रन्नो नियए भायणेज्जे केसी नामं कुमारे होत्था ।...से णं उदायणे राया सिंधुसोवीरप्पामोक्खाणं सोलसण्हं जणवयाणं वीतीभयप्पामोक्खाणं तिण्हं तेसट्ठीणं नगरागरसयाणं महासेणप्पामोक्खाणं दसण्हं राईणं बद्धमउडाणं विदिन्नछत्तचामरवालवीयणाणं अन्नेसिं च बहूणं राईसरतलवर जाव

---

1 મહાવીરચરિત્ર, પૃ૭-૭૭.

सत्थवाहप्पभिईणं आहेवच्चं जाव कारेमाणे पालेमाणे समणोवासए अभिगय जीवाजीवे जाव विहरइ ।[1]

તાત્પર્યાર્થ—તે કાલ અને તે સમયમાં સિંધુસૌવીર નામના દેશમાં વીતિભય નામે એક શહેર હતું. તે શહેરની ઉત્તર–પૂર્વ બાજૂએ મૃગવન નામે નગરોદ્યાન હતું. તે વીતિભય શહેરમાં ઉદાયન નામે રાજા હતો, તે રાજાની પ્રભાવતી નામે પટરાણી હતી. તેને અભીતિ નામે પુત્ર હતો. તે ઉદાયન રાજાને કેસી નામે એક કુમાર ભાણેજ હતો. એ ઉદાયન રાજા સિંધુસૌવીર આદિ સોળ જનપદ, વીતિભય આદિ ત્રણસો ત્રેસઠ નગર અને આકર (ખાણ) તથા મહાસેન પ્રમુખ દશ મોટા મુકુટબદ્ધ રાજાઓનો, તેમજ બીજા અનેક નગરરક્ષક, દણ્ડનાયક, શેઠ, સાર્થવાહ આદિ જનસમૂહનો સ્વામી હતો. એ શ્રમણોપાસક અર્થાત્ જૈનશ્રમણોનો ઉપાસક હતો અને જૈનશાસ્ત્ર પ્રતિપાદિત જીવ અજીવ આદિ તત્ત્વ–પદાર્થોનો જાણકાર હતો. ઇત્યાદિ.

આ સૂત્રપાઠ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે ચેટકની મોટી પુત્રી પ્રભાવતીનાં લગ્ન વીતિભયના ઉદાયન સાથે થએલાંનો જે ઉલ્લેખ આવશ્યક ચૂર્ણિમાં કરેલો છે તે પરંપરાને બરાબર અનુસરતો છે. આ સૂત્ર પાઠમાં ઉદાયનને જે મહાસેન પ્રમુખ દશ મુકુટબદ્ધ રાજાઓનો સ્વામી જણાવ્યો છે તે હકીકત ખાસ વિચારવા જેવી છે. મહાસેન સિવાયના બીજા કયા નવ રાજા એના આજ્ઞાંકિત હતા તેની નોંધ તો કોઇ પણ જૈન ગ્રંથમા મારા જોવામાં આવી નથી. પણ મહાસેન શી રીતે એનો આજ્ઞાંકિત થયો તેની કથા ઘણા ગ્રંથોમાં આપેલી છે. આ મહાસેન, તે ઇતિહાસપ્રસિદ્ધ અવન્તીનો રાજા તેજ મહાસેન છે જેનું વધારે પ્રખ્યાતિ પામેલું નામ પ્રદ્યોત અથવા ચંડપ્રદ્યોત છે. અવંતીના એ મહાસેન ઉપર ઉદાયને જે નિમિત્તથી ચઢાઇ કરી એને પરાજિત કર્યો તેનું વર્ણન, આવશ્યક ચૂર્ણિ અને ટીકા બંનેમાં દશપુરનગરની ઉત્પત્તિ બતાવતાં કરેલું હોય તેનો સારાંશ આ પ્રમાણે છેઃ—

એક વખતે કેટલાક મુસાફરો સમુદ્રની યાત્રા કરતા હતા. સમુદ્રમાં ખુબ તોફાન થવાથી તેમનું વહાણ ખરાબે ચઢયું અને કોઈ પણ રીતે તે આગળ વધતું ન હતું. તેથી લોકો બહુ ગભરાયા. તેમની આ દશા એક દેવના જોવામાં આવી અને તેથી પોતાની શક્તિ વડે તે વહાણને ખરાબામાંથી બહાર કાઢી રસ્તે પાડયું અને વળી તે લોકોને મહાવીર તીર્થંકરની ચંદનકાષ્ઠની બનાવેલી એક મૂર્તિ–જે તે દેવે જાતે જ બનાવી હતી–લાકડાની પેટીમાં બંધ કરીને આપી અને કહ્યું કે આમાં દેવાધિદેવની મૂર્તિ મુકેલી છે. એના પ્રભાવથી તમે સહીસલામત રીતે સમુદ્ર પાર જઈ શકશો. થોડા જ દિવસોમાં એ વહાણ સિંધુસૌવીરના કાંઠે આવી લાગ્યું. પછી તે લોકોએ દેવે આપેલી તે મૂર્તિને વીતભયમાં ઉતારી દીધી. તેને ત્યાંના રાજા ઉદાયનની રાણી પ્રભાવતીએ પોતાના મહેલમાં એક ચૈત્યગૃહ બનાવી તેમાં સ્થાપી અને હમેશાં તેની પૂજા કરવા લાગી. રાજા જો કે પહેલાં તો તાપસધર્મિઓનો ભક્ત હતો પણ પાછળથી ધીમે ધીમે તે એ મૂર્તિ ઉપર શ્રદ્ધાવાળો થવા લાગ્યો. એક દિવસે રાણી પ્રભાવતી નાચ કરતી હતી અને રાજા વીણા વગાડતો હતો. તે વખતે રાજાની દૃષ્ટિમાં રાણીનું માથું નહીં દેખાવાથી તે અધીરો થયો અને તેથી

૧. આગમોદયસમિતિદ્વારા પ્રકાશિત ભગવતી સૂત્ર, પૃષ્ઠ ૬૧૮.

તેના હાથમાંથી વીણા વગાડવાનો ગજ સરકી પડયો. રાણી આ જોઈ ગુસ્સે થઇ અને બોલી કે "સ્વામિન્! શું મ્હેં ખરાબ નાચ કર્યો છે, જેથી તમે વીણા વગાડવી બંધ કરી દીધી?" વધુ આગ્રહ કરતાં રાજાએ ખરી હકીકત કીધી અને તેથી રાણી સમજી ગઇ કે હવે મારૂં આયુષ્ય થોડુંજ બાકી રહ્યું છે. તેથી જીવનનું શ્રેયઃ સાધવા સંસારનો ત્યાગ કરી ભિક્ષુણી થવું જોઇએ. ભિક્ષુણી થવા માટે રાજાની અનુમતિ માંગતાં, ઘણા વિરોધ પછી, રાજાએ એવી સરતે તેને અનુમતિ આપી કે "જો તું મરીને સ્વર્ગમાં દેવતા થાય તો પછી અહીં આવીને મને તારે સદ્બોધ આપવો." રાણીએ તે સરત કબૂલ કરી અને ભિક્ષુણી થઇ. થોડા જ દિવસમાં કાલ કરી તે સ્વર્ગમાં દેવતા રૂપે ઉત્પન્ન થઇ, પૂર્વે આપેલા વચન પ્રમાણે તેણે સ્વર્ગમાંથી આવીને રાજાને સદ્બોધ કર્યો અને તેથી રાજા પણ દિવસે દિવસે વધારે ધર્મિષ્ઠ થયો.

રાણીના મરી ગયા પછી તે મહાવીરની મૂર્તિની, રાણીની એક વિશ્વાસુ પણ શરીરે કૂબડી એવી એક દાસી હતી તે હમેશાં ભક્તિપૂર્વક પૂજા કર્યા કરતી હતી. એક વખતે ગાંધાર દેશનો એક શ્રાવક એ પ્રભાવશાલી મૂર્તિનાં દર્શન કરવા માટે ત્યાં આવ્યો. દાસીએ તે શ્રાવકની ખૂબ સેવા કરી તેથી તે ખુશી થઇને જતી વખતે પોતાની પાસે એક પ્રકારની દૈવી પ્રભાવવાળી ગોળિઓ હતી તે તેને આપતો ગયો. એ ગોળીઓના ભક્ષણથી દાસીનું કુબડાપણું મટી જઇ તેને બદલે અપ્સરા જેવું રૂપસૌંદર્ય પ્રાપ્ત થયું. એની એ સુવર્ણ જેવી શરીરકાંતિને લીધે લોકો તેને હવે સુવર્ણગુલિકાના નામે ઓળખવા લાગ્યા. એના એવા દૈવી સૌંદર્યની ખબર જ્યારે ઉજ્જયિનીના ચંડપ્રદ્યોતના સાંભળવામાં આવી ત્યારે તે એના ઉપર મોહિત થયો અને એને મેળવવાના પ્રયત્નો કરવા લાગ્યો. ગુપ્ત ચરો દ્વારા પ્રદ્યોતનો મનોભાવ દાસીના જાણવામાં આવતાં તે પણ એના ઉપર અનુરક્ત થઇ. આખરે એક રાત્રિએ પોતાના નલગિરિ નામે દેશપ્રસિદ્ધ હાથી ઉપર બેસીને ચંડપ્રદ્યોત જાતે ત્યાં આવ્યો અને તે દાસીને ઉપાડી ગયો. જતી વખતે દાસી પોતાની સાથે તે મહાવીરની ચમત્કારિક મૂર્તિ પણ લેતી ગઇ અને તેને ઠેકાણે, ઉદાયન રાજાને તરત ખબર ન પડે તેટલા માટે પહેલાંથી જ પ્રદ્યોત પાસે તૈયાર કરાવી મંગાવેલી તેના જેવી બીજી મૂર્તિ સ્થાપિત કરતી ગઇ. બીજે દિવસે સવાર થતાં ઉદાયનને એ બધી હકીકતની ખબર પડી. ચંડપ્રદ્યોત તરફ તેણે તરત એક દૂત મોકલી તેના એ કૃત્ય પ્રત્યે પોતાનો ખૂબ તિરસ્કાર અને ક્રોધ બતાવ્યો અને છેવટે જણાવ્યું કે જો દાસી તેને રાખવી હોય તો ભલે રાખે, પણ તેની સાથે લઇ જવામાં આવેલી મહાવીરની મૂર્તિને પાછી મોકલી આપવી. ચંડપ્રદ્યોતે આનો કાંઇ જવાબ ન આપ્યો અને તેથી ઉદાયન પોતાના મોટા દળબળ સાથે અવંતી ઉપર ચઢાઇ કરવા ચાલી નિકળ્યો. એ વખતે જેઠ મહિનો ચાલતો હોવાથી મરુભૂમિ પસાર કરતાં તેના સૈન્યને પાણી વિના ઘણી પીડા ભોગવવી પડી હતી અને છેક જ્યારે પુષ્કરના પ્રદેશમાં તે આવ્યો ત્યારે કાંઇક શાંતિ મળી. ત્યાં થોડોક સમય થોભી તે ઉજ્જયિની પહોંચ્યો. ત્યાં આગળ પ્રદ્યોત પણ એનો ભેટો કરવા સામે તૈયાર થઇ ઉભો હતો. યુદ્ધની વાટાઘાટ ચાલી ત્યારે ઉદાયને જણાવ્યું કે જો તારી મરજી હોય તો આપણે બંને જાતે જ યુદ્ધ કરી એક બીજાના ભાગ્યનો નિર્ણય કરિએ. વિના કારણ આ બીજા માણસોનો સંહાર કરવા કરાવવામાં શો લાભ છે? પ્રદ્યોત ઉદાયનના આ

વિચાર સાથે સમ્મત થયો અને બંને રથ વડે યુદ્ધ કરવાનું નિશ્ચિત કર્યું. પરંતુ પ્રદ્યોત કપટથી પાછળથી પોતાના જગપ્રસિદ્ધ નલગિરિ હાથી ઉપર ચઢી બેસી ઉદાયન ઉપર ધસી ચાલ્યો. ઉદાયન પ્રદ્યોતની આ ધૂર્તતા જોઇ સહેજ આશ્ચર્ય પામ્યો અને છેવટે પોતાની બાણ ચલાવવાની કુશળ કળાથી પ્રદ્યોતના હાથીના પગોને વીંધી નાંખી તેને ભોંય ભેગો કર્યો અને પછી પ્રદ્યોતને પકડી પોતાના શિબિરમાં કેદ કર્યો. આ રીતે પ્રદ્યોતનો પરાજય કરી તેને પોતાનો બંદી બનાવ્યો અને ઉદાયન ત્યાંથી તુરત પોતાના રાજ્ય તરફ રવાના થયો. ઉજ્જયિનીથી કેટલેક છેટે જતાં ચોમાસાનું જોર વધ્યું તેથી વચ્ચે એક ઠેકાણે સારૂં મેદાન જોઇ ઉદાયનના સૈન્યે ચોમાસું વિતાડવા વ્યવસ્થિત રીતે પડાવ નાખ્યો. એ આખું સૈન્ય ૧૦ વિભાગોમાં ગોઠવાયું અને દરેક વિભાગની આસપાસ કામચલાઉ માટીની દીવાલો બાંધી લેવામાં આવી. ભર ચોમાસામાં જ્યારે પર્યૂષણા (પજુસણ)નું પર્વ આવ્યું ત્યારે ઉદાયને પોતાની સાથેનાં બધાં માણસો સાથે વૈરવિરોધની ક્ષમા માંગી. પ્રદ્યોત પણ તેની સાથે જ હતો તેથી તેની પણ ક્ષમા માંગવાની તેને ધર્મદૃષ્ટિએ ફરજ જણાઇ. એટલે તેણે પ્રદ્યોતને બંધનમુક્ત કીધો અને સ્વસ્થાનમાં જવા માટે વિસર્જિત કર્યો. ચોમાસું ઉતર્યા બાદ ઉદાયન પોતાના નગરમાં આવ્યો.

જે ઠેકાણે ઉદાયનનું સૈન્ય દસ વિભાગોમાં કિલ્લેબંધી કરી ચોમાસું વિતાડવા રહ્યું હતું. ત્યાં સૈન્યના આશ્રયને લઇને બીજા પણ કેટલાક વ્યાપારી વગેરે લોકો આવી વસ્યા હતા કે જેઓ સૈન્યના ચાલ્યા ગયા પછી પણ ત્યાં જ સ્થિર થઇ ગયા હતા. તેથી લોકો તે સ્થાનને દશપુરના નામે ઓળખવા લાગ્યા*

*આવશ્યકસૂત્ર ટીકા, પા. ૨૯૯-૩૦૦.

માળવામાં આવેલા મન્દસોર શહેરને દશપુર કહેવામાં આવે છે. જૂના લેખોમાં એનું નામ દશપુર લખેલું જ મળી આવે છે. 'દશપુર'નું નામ 'મંદસોર' કેમ થયું તે બાબતમાં ડો. ફ્લીટે Corpus Inscriptionum Indicarum ના ૩ જા ભાગમાં પાન ૭૯ ઉપર એક નોટ લખી છે તે જણાવે છે કેઃ—

"એ ગામને, ત્યાંના તથા લગભગ ઇંદોર સુધીના આજુબાજુના ગામડીયા અને ખેડુતો, મન્દસોરને બદલે દસોરના નામથી વ્યવહારે છે. લગભગ દોઢેક સૈકા પહેલાંની દ્વૈભાષિક સનદોમાં અત્રત્ય ભાષામાં લખેલા લેખોમાં દસોર, તથા ફારસી ભાષામાં લખેલા લેખમાં મન્દસોર એમ લખેલું જોવામાં આવે છે. વળી, જેમ બેલગામ જિલ્લામાં સંપગામ અને ઉગરગોળને સ્થાને પંડિત લોકો અનુક્રમે અહિપુર અને નળપુરનો પ્રયોગ કરે છે, તેમ અહીં પણ પંડિતો પોતાના વ્યવહારમાં એને માટે સામાન્ય રીતે 'દશપુર' નામ વાપરે છે. પરંતુ, આ સંસ્કૃત નામો મૂળ અસ્તિત્વમાં હતાં, અગર તો મૂળ ગ્રામીણ શબ્દોનાં પંડિતોએ કરેલાં સંસ્કૃત ભાષાંતરિત નામો છે એ વિષે શંકાને પૂરતું સ્થાન રહે છે. પૂર્વે, એ સ્થળે પૌરાણિક રાજા દશરથનું નગર હતું એમ સ્થાનિક લોકો સમજાવે છે. એ સમજણ ખરી માનવામાં આવે, તો એ ગામનું નામ 'દસરથોર' થવું જોઇએ. હવે, એનો ખરો અર્થ આ પ્રમાણે હોય એમ લાગે છેઃ—જેમ હાલમાં આજુબાજુ આવેલાં ખિલચીપુર, જંકપુરા, રામપુરિયા, ચંદ્રપુરા, બાલાગંજ વગેરે બાર-પંદર ગામડાંનો સમાવેશ એ નગરમાં થાય છે. તેમ પૂર્વે પણ તેમાં 'દશ' ગામડાં ('પુર')નો સમાવેશ

આ રીતે, જૈનપરંપરામાં મહાસેન પ્રદ્યોત વીતિભયના ઉદાયનનો આજ્ઞાંકિત થએલો માનવામાં આવે છે.

### ઉદાયનનું પાછલું જીવન.

ઉદાયનના રાજકીય જીવન સંબંધમાં આટલી હકીકત પાછળનાં જૈન ગ્રંથોમાં મળે છે. મૂળ ભગવતી સૂત્ર કે જેનો ઉલ્લેખ ઉપર કરવામાં આવ્યો છે તેમાં ફક્ત એટલીજ બાબત વર્ણવી છે, કે જ્યારે શ્રી મહાવીર વીતિભયમાં આવ્યા ત્યારે ઉદાયન તેમનો ધર્મોપદેશ સાંભળી તેમની પાસે દીક્ષા લઈ તેમનો શિષ્ય બન્યો. આ દીક્ષા લેતી વખતે તેણે પોતાનું રાજ્ય કોને સોંપવું એ માટે એક વિલક્ષણ વિચાર કર્યો. રાજ્યનો ખરો હક્કદાર એનો પુત્ર અભીતિકુમાર થતો હતો. પણ, રાજ્યાધિકાર ચલાવનાર મનુષ્યો ઘણા ભાગે દુર્વ્યસની અને દુરાચારી થઇ જાય છે અને એવા વ્યસની અને આચારહીન મનુષ્યો મરીને દુર્ગતિમાં જાય છે, તેથી પોતાનો પુત્ર રખેને રાજ્યસત્તાના યોગે દુર્વ્યસની બની દુર્ગતિમાં જઈ પડે એવી બ્હીકથી પુત્રને રાજ્ય ઉપર ન બેસાડતાં પોતાનો ભાણેજ જે કેશીકુમાર કરીને હતો તેને બેસાડયો. પિતાના આ કૃત્યથી અભીતિકુમાર બહુ નારાજ થયો અને

---

થતો હશે. પરંતુ, મન્દસોર એવું જે આખું નામ સર્વત્ર પસિદ્ધ છે તથા નકશામાં લખવામાં આવે છે તેના મૂળ વિષે હાલમાં કાંઇ પણ સમજુતી આપી શકાય તેમ નથી. ત્હેનું નામ 'મન્દ–દશપુર' પડયું હશે એમ ડા. ભગવાનલાલ ઇંદ્રજીએ મ્હને એક વખત સૂચવ્યું હતું. મન્દ એટલે દુઃખી થયેલું; કારણ કે મુસલમાનોના હાથે તેની તથા હિંદુ દેવાલયોની અત્યંત ખરાબી કરવામાં આવી હતી, અને જેને લીધે હાલમાં પણ નાગર બ્રાહ્મણો ત્યાંનું પાણી પીતા નથી. આ સૂચનાના સમર્થનમાં મારે જણાવવાનું કે જ્યારે હું એ સ્થળે ઉભો હતો, ત્યારે મ્હેં એક પંડિતને એ વિષે પ્રશ્ન કર્યો અને તેના ઉત્તરમાં તેણે એ ગામનું 'મન્દદસોર' એવું એક ત્રીજું નામ પણ જણાવ્યું. એ વિષે બીજી એક સૂચના મી. એફ. એસ. ગ્રાઉઝની છે. તે જણાવે છે કે એ નામમાં 'મંદ્દ' અને 'દશપુર' એમ બે નામો બળેલાં છે. આમાનું પહેલું મદ્દ (જુઓ ઇં. ઍ. પુ. ૧૫, પા. ૧૯૫) એક ગામનું નામ છે; જેને અફઝલપુર પણ કહે છે, તથા જે મન્દસોરથી દક્ષિણ–પૂર્વમાં લગભગ ૧૧ મૈલ દૂર છે. એમ કહેવાય છે કે આ 'મંદ્દ'નાં ભાગેલાં હિંદુ દેવાલયોના પત્થરો વડે મન્દસોરનો મુસલમાની કિલ્લો બાંધવામાં આવ્યો હતો. હું ધારૂં છું કે ગમે તેવી પણ સત્ય હકીકત 'દશપુર–માહાત્મ્ય' માંથી મળી શકશે. પરંતુ તે પુસ્તક મને જોવા મળી શકયું નથી. આ લેખ ઉપરાંત, ઉષવદાનના નાસિકના એક પ્રાચીન લેખમાં બીજી લીટીમાં દશપુર એ સંસ્કૃત નામ વાપરવામાં આવેલું છે. (જુઓ આર્કી. સર્વે. વેસ્ટ. ઈ. પુ. ૪, પા. ૯૯, પ્લે, ૫૨, નં ૫); તથા મન્દસોરના જ એક બીજા લેખમાં એ નામ વપરાયેલું જોવામાં આવે છે. એની મિતિ (વિક્રમ) સંવત ૧૩૨૧ (ઇ. સ. ૧૨૬૪–૬૫) ગુરુવાર ભાદ્રપદ શુક્લ પંચમી છે; તથા એ લેખ કિલ્લાના પૂર્વ તરફના પ્રવેશદ્વારના અંદરના દરવાજાની ડાબી બાજુએ ભીંત પર ચણી લીધેલા એક શ્વેત પત્થર પર લખેલો છે. વળી, બૃહતસંહિતા ૧૪, ૧૧–૧૬ (જુઓ કર્નનો અનુવાદ જને. રૉ. એ. સો.નૉ. સ. પુ, ૫. પા, ૮૩) માં પણ અવંતિ સાથે આ સ્થળનો પણ એજ નામથી ઉલ્લેખ કરેલો છે.

તેથી પોતાની બધી માલમત્તા લઇ તે ત્યાંથી ચાલ્યો ગયો અને ચંપાના રાજા કુણિક પાસે (કે જે તેનો માસિયાઇ ભાઇ થતો હતો તેની પાસે) જઇ રહ્યો. આ પ્રમાણે આખી જીંદગી તે પિતા ઉપર વૈરભાવ રાખતો થકો ત્યાંનો ત્યાં જ મરી ગયો. નમુના ખાતર સૂત્રકારનાં કેટલાં વચનો અહિં આપું છું—

तए णं से उदायणे राया समणस्स भगवओ महावीरस्स अंतियं धम्मं सोच्चा निसम्म हट्ठतुट्ठे उट्ठाए। उट्ठेइत्ता समणं भगवं महावीरं तिक्खुत्तो जाव नमंसित्ता एवं वयासी–'एवमेयं भंते! तहमेयं भंते! जहेयं तुब्भे वदह' त्ति... ......अहं देवाणुप्पियाणं अंतिए मुंडे भवित्ता जाव पव्वयामि।'...तए णं तस्स उदायणस्स रन्नो अयमेवारूवे अब्भत्थिए...समुप्पज्जित्था–'एवं खलु अभीयीकुमारे ममं एगे पुत्ते इट्ठे कंते जाव किमंग पुण पासणयाए, तं जइ णं अहं अभीयीकुमारं रज्जे ठावेत्ता समणस्स भगवओ महावीरस्स अंतियं मुंडे भवित्ता जाव पव्वयामि; तो णं अभीयीकुमारे रज्जे य रट्ठे य जाव जणवए माणुस्सएसु य कामभोगेसु मुच्छिए गिद्धे गढिए अज्झोववन्ने अणादीयं अणवदग्गं दीहमद्धं चाउरतसंसारकंतारं अणुपरियदिस्सइ। तं नो खलु मे सेयं अभीयीकुमारं रज्जे ठावेत्ता...पव्वइत्तए। से यं खलु मे णियगं भाइणेज्जं केसिं कुमारं रज्जे ठावेत्ता...पव्वइत्तए।'...तए णं से केसी कुमारे राया जाए...।... तए णं से उदायणे राया सयमेव पंचमुट्ठियं लोयं करेइ...जाव सव्वदुक्खप्पहीणे।

तए णं तस्स अभीयिस्स कुमारस्स अन्नदा कयाइ पुव्वरत्तावरत्तकालसमयंसि कुडुंबजागरियं जागरमाणस्स अयमेयारूवे अब्भत्थिए जावं समुप्पज्जित्था–'एवं खलु अहं उदायणस्स पुत्ते पभावतीए देवीए अत्तए, तए णं से उदायणे राया ममं अवहाय नियगं भाइणिज्जं केसिकुमारं रज्जे ठावेत्ता समणस्स भगवओ महावीरस्स अंतिए पव्वइए।' इमेणं एयारूवेणं महया अप्पत्तिएणं मणो माणसिएणं दुक्खेणं अभिभूए समाणे अंतेपुरपरियालसंपरिवुडे सभंडमत्तोवगरणमोयाए वीतीभयाओ नयराओ पडिनिग्गच्छंति। पडिनि०२ पुव्वाणुपुव्विं चरमाणे गामाणुगामं दुइज्जमाणे जेणेव चंपानयरी जेणेव कूणिए राया तेणेव उवागच्छइ...कूणियं रायं उवसंपज्जित्तरणं विहरइ। तत्थ वि णं से विउलभोगसमितिसमन्नागए यावि होत्था। तए णं से अभीयीकुमारे समणोवासए यावि होत्था। अभिगयजीवाजीवे...उदायणंमि रायरिसिंमि समणुबद्धवेरे कालमासे कालं किच्चा...। (भगवती, पृष्ठ ६१८–२०)

### ઉદાયનના મરણની હકીકત.

આવશ્યકચૂર્ણિ, ટીકા આદિ ગ્રન્થોમાં ઉદાયનના મૃત્યુની નોંધ આ પ્રમાણે લીધેલી મળી આવે છેઃ–ઉદાયન રાજાએ દીક્ષા લીધા પછી લૂખા–સૂકા મળેલા ભિક્ષાહારને લીધે તેના શરીરમાં વ્યાધિ ઉત્પન્ન થયો. વૈદ્યોએ તેને દહીં ખાવાનું જણાવ્યું. તેના માટે તે વ્રજમાં રહેતો. એક વખતે વીતભયમાં ગયો. ત્યાં તેનો ભાણેજ કેશી રાજા રાજ્ય કરતો હતો કે જેને તેણે જ રાજ્ય ઉપર બેસાડયો હતો. કેશીકુમારને તેના દુષ્ટ મંત્રિઓએ ભરમાવ્યો કે 'આ ઉદાયન ભિક્ષુજીવનના કષ્ટથી કંટાળ્યો છે અને રાજ્ય મેળવવા ચાહે છે.' તેણે કહ્યું–'આપી દઇશ.' મંત્રિઓએ કહ્યું કે 'એ રાજધર્મ નથી. મળેલું રાજ્ય તે કોઇ આપી

દેવું હશે ?' લાંબાકાળે મંત્રિઓએ તેને સમજાવી પટાવી રાજ્ય ન આપવા માટે પાકો કર્યો. ત્યારે તેણે પૂછ્યું કે–'તો પછી શું કરવું જોઇએ ?' મંત્રી કહે–'વિષ અપાવવું જોઇએ.' પછી તેની વ્યવસ્થા કરવામાં આવી. એક ગોવાળણનાં હાથે દહીંમાં ઝેર નંખાવી તે મુનિને અપાવ્યું અને એ રીતે તેના જીવનો અંત આણ્યો. આ વૃત્તાંત જાણી નગરની દેવતાને ભારે ક્રોધ થયો અને તેથી તેણે આખા નગર ઉપર ધૂળની વૃષ્ટિ કરવી શરૂ કરી. ઉદાયન મુનિ ત્યાં એક કુંભારના ઘરમાં ઉતર્યા હતા અને તે કુંભાર એમની પરિચર્યા કરતો હતો તેથી તેને અનપરાધ જાણી દેવતાએ ત્યાંથી ઉપાડી સિનવલ્લી નામના પ્રદેશમાં મુક્યો કે જ્યાં તેના નામથી બીજું નગર વસ્યું. વીતભય પત્તન દેવતાએ વર્ષાવેલા ધૂળના વર્ષાદથી આખું તેની અંદર દટાઇ ગયું. આજે પણ ત્યાં ધૂળનો ઢગલો મોજુદ છે.[૧]

૧ आवश्यकसूत्रटीका, પૃષ્ઠ ૫૩૭–૩૮. ઉદાયન સંબંધી આ બધી હકીકતવાળી કથા, પુરાતત્ત્વ મંદિર તરફથી પ્રકટ થએલ प्राकृत कथासंग्रहમાં પણ આવેલી છે.



### આચાર્ય હેમચંદ્રની બીજી નવી હકીકત.

આચાર્ય હેમચંદ્રે પોતાના મહાવીરચરિત્રમાં, મહાવીરના સમયને લગતી જેટલી હકીકતો કથાઓ વિગેરે જૈન પ્રાચીન ગ્રંથોમાં મળી આવી છે તે બધીનો તેમણે ઉપયોગ કર્યો છે. અને જ્યાં ત્યાં પ્રસંગ લઈ એ હકીકતોને બંધબેસતી બનાવી છે. ઉદાયનની ઉપર આપેલી બધી કથા પણ તેમણે પોતાના એ ચરિત્રમાં સંપૂર્ણરીતે ગોઠવી છે અને તેમાં બીજી પણ કેટલીક વધારે વાતો મુકી છે જે જૂના ગ્રંથોમાં જોવામાં આવતી નથી. પણ વધારે ધ્યાન ખેંચવા લાયક નોંધ તો તેમણે એક એ કરી છે કે–વીતભયપત્તન જ્યારે ઉક્તરીતે, ઉદાયનના મૃત્યુને લીધે, દેવતાના કોપથી નષ્ટ થઈ ગયું ત્યારે તેમાં મહાવીરની તે ચંદનની મૂર્તિ પણ દટાઈ ગઇ હતી. એ મૂર્તિને ગુજરાતના ચાલુક્યરાજા કુમારપાળે, પોતાના કહેવાથી, જમીનમાંથી ખોદી કાઢી હતી અને એક રથમાં બેસાડી તેને પાટણમાં લાવવામાં આવી હતી. પછી તેના માટે કુમારપાળે એક ભવ્ય મંદિર બંધાવ્યું અને હેમચંદ્રના હાથે તે મૂર્તિની એ મંદિરમાં ઘણા મહોત્સવ પૂર્વક પ્રતિષ્ઠા કરાવી. હેમચંદ્રે આ બાબતનું બધું વૃત્તાંત, ભવિષ્ય પુરાણની માફક, મહાવીરના મુખથી કહેવડાવ્યું છે. રાજા શ્રેણિકનો પુત્ર અભયકુમાર મહાવીરને પૂછે છે અને મહાવીર તેનો ઉત્તર આપે છે. ભવિષ્યની ભાષાને છોડી દઈને આપણે જો હેમચંદ્રના કથન ઉપર વિશ્વાસ કરી શકિએ તો તેમાંથી આટલું ઐતિહાસિક તથ્ય આપણે જરૂર કાઢી શકિએ કે–વીતભયનું ઉધ્વસ્ત થએલું પ્રાચીન સ્થાન આચાર્ય હેમચંદ્રને જાણીતું હતું અને ત્યાંથી એક પ્રાચીન તીર્થંકરની મૂર્તિ પણ તેમને મળી આવી હતી જે રાજા કુમારપાળ પાસેથી તેમણે પાટણમાં અણાવી હતી અને તેના માટે એક નવીન મંદિર તૈયાર કરાવી તેમાં તેને સ્થાપન કરવામાં આવી હતી. આ મૂર્તિનો પ્રસંગ લઈ હેમચંદ્રસૂરિએ ગુજરાતની ગૌરવશાલી રાજધાની પાટણ અને તેના રાજા કુમારપાળનું કાંઇક આલંકારિક પણ ઘણે ભાગે સત્ય એવું જે વર્ણન એમણે પોતાની કલમથી કરેલું છે તે લાંબૂ હોવા છતાં પણ ભાષાંતર રૂપમાં બધું અહીં આપી દેવાનો મને લોભ થાય છે. પુરાતત્ત્વના વાચકોને એ અવશ્ય ઉપયોગી થઇ પડશે. વર્ણન આ પ્રમાણે શરૂ થાય છેઃ–"અભયકુમારે પુનઃ પૂછ્યું, 'હે પ્રભુ! તમે કહ્યું કે...એ પ્રતિમા પૃથ્વીમાં દટાઇ જશે, તે પછી ક્યારે પ્રકટ થશે ?' પ્રભુ બોલ્યા કે–સૌરાષ્ટ્ર, લાટ, અને

ઉદાયનના મરણની આ પરંપરા ઘણી પ્રાચીન હોય તેમ જણાય છે, કારણ કે આ હકીકતનું મૂળ સૂચન ખાસ **આવશ્યક** સૂત્ર-નિર્યુક્તિમાં કરવામાં આવ્યું છે, એ સૂત્ર-નિર્યુક્તિ ભદ્રબાહુની રચેલી કહેવાય છે અને પરંપરા તેનો સમય મહાવીર નિર્વાણ પછીની બીજી શતાબ્દી જણાવે છે. ઐતિહાસિક દૃષ્ટિએ જોતાં નિર્યુક્તિના કર્તા ભદ્રબાહુ એટલા

---

ગુર્જરદેશના સીમાડામાં અણહિલપુર પાટણ નામે એક નગર વસશે, તે નગર આર્યભૂમિનું શિરોમણિ, કલ્યાણોનું સ્થાન અને અર્હંત ધર્મનું એક છત્રરૂપ તીર્થ થશે. ત્યાં ચૈત્યોને વિષે રહેલી રત્નમયી નિર્મળ અર્હત્પ્રતિમાઓ નંદીશ્વર વિગેરે સ્થાનોની પ્રતિમાની સત્યતા બતાવી આપશે. પ્રકાશમાન, સુવર્ણ કળશોની શ્રેણિથી જેમનાં શિખરો અલંકૃત છે એવાં તે ચૈત્યોથી જાણે સૂર્ય ત્યાં આવીને વિશ્રાંત થયો હોય તેવી શોભાને ધારણ કરશે. ત્યાં પ્રાયઃ સર્વજનો શ્રાવક થશે, અને તેઓ અતિથિસંવિભાગ કરીને જ ભોજન કરશે. બીજાની સંપત્તિમાં ઇર્ષ્યારહિત, સ્વસંપત્તિથી સંતુષ્ટ અને પાત્રમાં દાન આપનાર એવી ત્યાંની પ્રજા થશે. અલકાપુરીમાં યક્ષની જેમ ત્યાં ઘણા ધનાઢ્ય શ્રાવકો થશે. તેઓ અરિહંતભક્ત બની સાતે ક્ષેત્રોમાં દ્રવ્યનો વ્યય કરશે. સુષમા કાળની જેમ ત્યાંના સર્વ લોકો પરધન અને પરસ્ત્રીથી વિમુખ થશે. હે અભયકુમાર! અમારા નિર્વાણ પછી સોળસો ને ઓગણોતેર વર્ષ જશે, ત્યારે એ નગરમાં ચૌલુક્ય કુળમાં ચંદ્રસમાન, પ્રચંડ પરાક્રમી અને અખંડ શાસનવાળો કુમારપાળ નામે ધર્મવીર, દાનવીર અને યુદ્ધવીર રાજા થશે. તે મહાત્મા પોતાની પ્રજાને પિતાની જેમ પાલન કરીને મોટી સમૃદ્ધિવાન્ કરશે, સરલ છતાં અતિ ચતુર, શાન્ત છતાં આજ્ઞામાં ઇંદ્ર જેવો અને ક્ષમાવાન્ છતાં અધૃષ્ય એવો તે ચિરકાળ આ પૃથ્વી પર રાજ્ય કરશે. ઉપાધ્યાય જેમ પોતાના શિષ્યોને વિદ્યાપૂર્ણ કરે તેમ તે પોતાની પ્રજાને પોતાના જેવી ધર્મનિષ્ઠ કરશે. શરણેચ્છુઓને શરણ કરવા લાયક અને પરનારીસહોદર તે રાજા પ્રાણથી અને ધનથી પણ ધર્મને બહુ માનશે. પરાક્રમ, ધર્મ, દયા, આજ્ઞા અને બીજા પુરુષગુણોથી તે અદ્વિતીય થશે. તે રાજા ઉત્તર દિશામાં તુરુષ્ક (તુર્કસ્થાન) સુધી, પૂર્વમાં ગંગાનદી સુધી, દક્ષિણમાં વિંધ્યગિરિ સુધી અને પશ્ચિમમાં સમુદ્ર સુધી પૃથ્વીને સાધશે. એક વખતે વજ્રશાખા અને ચાંદ્રકુળમાં થયેલા આચાર્ય હેમચંદ્ર તે રાજાના જોવામાં આવશે. તે ભદ્રિક રાજા મેઘના દર્શનથી મયૂરની જેમ તે આચાર્યના દર્શનથી હર્ષિત થઇ તેમને વંદના કરવાની ત્વરા કરશે. સૂરિ જિનચૈત્યમાં ધર્મદેશના દેતા હતા, ત્યાં તેમને વંદના કરવાને માટે તે રાજા પોતાના શ્રાવક મંત્રીઓની સાથે આવશે; ત્યાં પ્રથમ દેવને નમસ્કાર કરીને પછી તત્ત્વને નહી જાણતા છતાં પણ તે રાજા શુદ્ધ ભાવથી આચાર્યને વાંદશે. પછી તેમના મુખથી શુદ્ધ ધર્મદેશના પ્રીતિપૂર્વક સાંભળીને તે રાજા સમક્તિપૂર્વક અણુવ્રત (શ્રાવકનાં વ્રત) સ્વીકારશે. પછી સારી રીતે બોધને પ્રાપ્ત કરીને તે રાજા શ્રાવકના આચારનો પારગામી થશે અને રાજસભામાં બેઠો સતો પણ તે ધર્મગોષ્ઠિથી પોતાના આત્માને રમાડશે, અર્થાત્ ધર્મચર્ચા કરશે. પ્રાયઃ નિરંતર બ્રહ્મચર્યને પાળનાર તે રાજા અન્ન. શાક અને ફળાદિ સંબંધી અનેક નિયમો વિશેષ પ્રકારે ગ્રહણ કરશે. સદ્બુદ્ધિવાન્ તે રાજા અન્ય સાધારણ સ્ત્રીઓને ત્યજી દેશે, એટલુંજ નહિ, પોતાની ધર્મપત્નીઓને પણ બ્રહ્મચર્ય પાળવાનો પ્રતિબોધ કરશે. સૂરિના ઉપદેશથી, જીવ, અજીવ વગેરે તત્ત્વોને જાણનાર તે રાજા આચાર્યની જેમ બીજાઓને પણ બોધિ (સમ્યક્ત્વ) પ્રાપ્ત કરાવશે. અર્હંત ધર્મના દ્વેષી એવા પાંડુરોગી બ્રાહ્મણો પણ તેની આજ્ઞાથી ગર્ભશ્રાવક જેવા થઈ જશે.

પ્રાચીન હોય તેમ લાગતું નથી. તેનો સમય અપેક્ષાકૃત અર્વાચીન છે, પણ ટીકાકારો કરતાં તેનો સમય ઘણો જ આગળ જાય તેમ છે. તેથી ટીકાકારોએ નોંધેલી ઉદાયનની એ હકીકત ઘણા જૂના સમયથી ચાલતી આવી છે એટલું તો ચોક્કસ કહી શકાય તેમ છે.

---

પરમ શ્રાવકપણાને પ્રાપ્ત કરનાર અને ધર્મ જાણનાર તે રાજા દેવપૂજા અને ગુરુવંદન કર્યા વગર ભોજન કરશે નહિ. તે રાજા અપુત્ર મૃત્યુ પામેલાઓનું દ્રવ્ય લેશે નહીં. વિવેકનું ફળ એજ છે, અને વિવેકીઓ સદા તૃપ્ત જ હોય છે,' પાંડુ જેવા રાજાઓએ પણ જે મૃગયા (શિકાર) છોડેલ નહીં તેને એ રાજા છોડી દેશે, અને તેની આજ્ઞાથી બીજા સર્વે પણ છોડી દેશે. હિંસાનો નિષેધ કરનાર એ રાજા રાજ કરતે સતે મૃગયાની વાત તો દૂર રહી, પણ માંકણ કે જુ જેવા ક્ષુદ્ર પ્રાણીઓને અંત્યજ પણ મારી શકશે નહીં. પાપર્દ્ધિ (મૃગયા) નો નિષેધ કરનારા એ મહાન્ રાજાના રાજ્યમાં અરણ્યમાં રહેતી સર્વ મૃગજાતિઓ ગોષ્ઠની ગાયોની જેમ સદા નિર્વિઘ્ને વાગોળશે. શાસનમાં પાકશાસન (ઇંદ્ર) જેવો તે રાજા સર્વે જળચર, સ્થળચર અને ખેચર પ્રાણીઓની રક્ષા કરવાને માટે કાયમની અમારી ઘોષણા કરાવશે. જેઓ જન્મથી જ માંસના ખાનારા હતા તેઓ પણ તેની આજ્ઞાથી દુઃસ્વપ્નની જેમ માંસની વાર્તા પણ ભૂલી જશે. પૂર્વે દેશની રીતિથી શ્રાવકોએ પણ જેને પૂરેપૂરૂં છોડ્યું નહોતું તેવા મદ્યને આ નિર્દોષ રાજા સર્વત્ર છોડાવી દેશે. તે રાજા આ પૃથ્વીપર મદ્યને એવું રૂંધી દેશે કે જેથી કુંભકાર પણ મદ્યનાં પાત્રને ઘડવાં છોડી દેશે. મદ્યપાનના વ્યસનથી જેમની સંપત્તિ ક્ષીણ થઇ ગઈ છે એવા પુરુષો એ મહારાજાની આજ્ઞાથી મદ્યને છોડી દેવા વડે સંપત્તિવાન્ થશે. પૂર્વે નળ વગેરે રાજાઓએ પણ જે દ્યૂતક્રીડાને છોડી નથી, તે દ્યૂતનું નામ પણ શત્રુના નામની જેમ તે ઉન્મૂલન કરી દેશે. તેનું ઉદયવાળું શાસન ચાલતાં આ પૃથ્વીપર પારેવાની પણ ક્રીડા અને કૂકડાનાં યુદ્ધ પણ થશે નહિ. નિઃસીમ વૈભવવાળો તે રાજા પ્રાયઃ પ્રત્યેક ગ્રામે જિનમંદિર કરાવવાથી બધી પૃથ્વીને જિનમંદિરોથી મંડિત કરશે, અને સમુદ્રપર્યંત પ્રત્યેક માર્ગે તથા પ્રત્યેક નગરે અર્હંત પ્રતિમાની રથયાત્રાનો મહોત્સવ કરાવશે. દ્રવ્યના પુષ્કળ દાન વડે જગતને ઋણમુક્ત કરીને તે રાજા આ પૃથ્વી ઉપર પોતાનો સંવત્સર ચલાવશે.

આવો મહાન્ પ્રતાપી કુમારપાળ રાજા એક વખતે કથાપ્રસંગમાં ગુરુમુખથી કપિલમુનિએ પ્રતિષ્ઠિત કરેલી અને રજમાં ગુપ્ત થયેલી તે પ્રતિમાની વાત સાંભળશે; જેથી તત્કાળ તે ધૂળિનું સ્થાન ખોદાવી એ વિશ્વપાવની પ્રતિમાને બહાર કાઢી લઇ આવવાનો મનોરથ કરશે. તે વખતે મનનો ઉત્સાહ અને બીજાં શુભ નિમિત્તો વડે એ રાજા પ્રતિમાને હસ્તગામી થવાનો સંભવ માનશે. પછી ગુરુની આજ્ઞા લઇ યોગ્ય પુરુષોની યોજના કરીને વીતભય નગરના તે સ્થળને ખોદાવવાનો આરંભ કરશે. તે વખતે પરમ આર્હત એવા તે રાજાના સત્ત્વથી શાસનદેવતા ત્યાં આવીને સાન્નિધ્ય કરશે. કુમારપાળ રાજાના ઘણા પુણ્યથી ખોદાવવા માંડેલા સ્થળમાં જ તત્કાળ તે પ્રતિમા પ્રકટ થશે; તે સાથે તે પ્રતિમાની પૂજાને માટે ઉદાયન રાજાએ આપેલાં ગામોનો આજ્ઞાલેખ પણ પ્રકટ થશે. રાજાએ નીમેલા પુરુષો પ્રાપ્ત થયેલી તે પ્રતિમાને નવીન હોય તેમ યથાવિધિ પૂજા કરીને રથમાં બેસારશે. માર્ગમાં તેની અનેક પ્રકારે પૂજાઓ થશે, તેની પાસે અહોરાત્રિ સંગીત થયા કરશે, તેની સમીપે ગામડાની સ્ત્રીઓ તાળીઓ દઇને રાસડા લેશે; પંચશબ્દ વાજીંત્રો હર્ષપૂર્વક

મૂર્તિ વિગેરેની હકીકત સંબંધે ગમે તેમ હોય પણ એકંદર જૈન કથા અને સૂત્રોના આધારે આપણે આટલું તો માની શકિએ કે મહાવીરના સમયમાં સિંધુસૌવીરમાં કોઈ વીતિભય કરીને નગર હતું અને ત્યાં ઉદાયન નામે રાજા રાજ્ય કરતો હતો. તેની એક સ્ત્રી પ્રભાવતી હતી જે વૈશાલીના ચેટકની પુત્રી થતી હતી. તેને અભીઇ નામે પુત્ર હતો જેને પિતાએ ગમે તે કારણે પોતાનું રાજ્ય સોંપ્યું ન હતું, અને તેટલા માટે તે ચંપામાં અજાતશત્રુના આશ્રયે જઈને રહ્યો હતો. મહાસેન રાજા સાથે ઉદાયનને લડાઈનો પ્રસંગ બન્યો હશે, અને તેમાં ઉદાયનને વિજય મળ્યો હશે.[1]

---

વાગશે, અને તેની બન્ને બાજુ ચામરો વીંજાતા જશે. એવી રીતે મોટી ધામધૂમ સાથે એ પ્રતિમાને રક્ષકજનો પાટણના સીમાડામાં લાવશે. તે હકીકત સાંભળીને અંતઃપુર પરિવાર સહિત ચતુરંગ સેનાથી પરવરેલો કુમારપાળ રાજા સર્વસંઘની સાથે તે પ્રતિમાની સામે જશે. ત્યાં જઇ તે પ્રતિમાને પોતાને હાથે રથમાંથી ઉતારી હાથી ઉપર બેસારીને મોટા ઉત્સવ સાથે પોતાના નગરમાં પ્રવેશ કરાવશે. અને પોતાના રાજભવનની પાસેના ક્રીડાભવનમાં રાખીને તેની વિધિપૂર્વક ત્રિકાળ પૂજા કરશે. પછી તે પ્રતિમાને અર્થે ઉદાયન રાજાએ જે આજ્ઞા લેખ લખી આપ્યો હતો, તે વાંચીને કુમારપાળ તેને પ્રમાણ કરશે. નિષ્કપટી કુમારપાળ રાજા તે પ્રતિમાને સ્થાપન કરવા માટે એક સ્ફટિકમય પ્રાસાદ કરાવશે. જાણે અષ્ટાપદ પર રહેલા પ્રાસાદનો યુવરાજ હોય તેવો તે પ્રાસાદ જોવાથી જગતને વિસ્મય પમાડશે. પછી તે પ્રાસાદમાં તે પ્રતિમાનું સ્થાપન કરશે. એ પ્રમાણે સ્થાપિત કરેલી તે પ્રતિમાના પ્રભાવથી કુમારપાળ રાજા પ્રતિદિન પ્રતાપ, સમૃદ્ધિ અને આત્મકલ્યાણમાં વૃદ્ધિ પામ્યા કરશે. હે અભયકુમાર! દેવ અને ગુરુની ભક્તિ વડે એ કુમારપાળ રાજા આ ભારતવર્ષમાં તારા પિતાની જેવો થશે." [ભાવનગરની જૈન ધર્મ પ્રકાશક સભા મારફત પ્રકટ થએલ, મહાવીરચરિત્ર ભાષાંતર, પાન ૨૬૯–૨૭૨ (બીજી આવૃત્તિ). ]

૧. કદાચિત્, સુવર્ણગુલિકા નિમિત્તે ચંડપ્રદ્યોત સાથે થએલા યુદ્ધની કિંવદન્તીમાં પણ પ્રાચીનતાનો પુરાવો હોય એમ એક બીજા સૂત્રના સૂચન ઉપરથી અનુમાન થાય છે. ભગવતી જેટલાજ પ્રાચીન સૂત્ર નામે પ્રશ્નવ્યાકરણમાં, એક ઠેકાણે જેમના નિમિત્તે મોટાં યુદ્ધો થયાં હતાં એવી કેટલીક સ્ત્રીઓનાં નામો ગણાવ્યાં છે જેમાં સુવર્ણગુલિકા નું નામ પણ લખેલું છે. સૂત્રપાઠ આ પ્રમાણે છે:—

'मेहुणमूलं च सुव्वए तत्थ तत्थ वत्तपुव्वा संगामा जणक्खयकरा–सीयाए, दोवईए कए, रुप्पिणीए, पउमावईए, ताराए, कंचणाए, रत्तसुभद्दाए, अहिन्नियाए, सुवन्नगुलियाए, किन्नरीए, सुरूवविज्जुमतीए, रोहिणीए य; अन्नेसु य एवमादिएसु वहवो महिलाकएसु सुव्वंति अइक्कंता संगामा। [ આગમોદય સમિતિદ્વારા પ્રકાશિત પ્રશ્નવ્યાકરણસૂત્ર (અભયદેવસૂરિની ટીકા સાથે) પૃષ્ઠ ૮૫. ]

"સ્ત્રીસંસર્ગના મૂળે પ્રાચીનકાલમાં ત્યાં ત્યાં થએલા સંગ્રામો સાંભળીએ છીએ જેમકે સીતા અને દ્રૌપદીના માટે, તથા રુક્મિણી, પદ્માવતી, તારા, કંચના, રક્તસુભદ્રા અહિન્નિકા, સુવર્ણગુલિકા, કિન્નરી, સુરત–વિદ્યુન્મતી, રોહિણી, આદિ અને બીજી પણ અનેક સ્ત્રીઓ નિમિત્તે સંગ્રામો થએલા છે."

એક વિલક્ષણ પરંપરાસામ્ય. જૈન ગ્રંથોમાં જેમ વીતભયના ઉદાયન સાથે ચંદનકાષ્ઠની બનાવેલી જૈનમૂર્તિનો આ પ્રમાણે સંબંધ લખેલો મળી આવે છે તેવો જ એક સંબંધ કૌશાંબીના ઉદયન સાથે બૌદ્ધ ગ્રંથોમાં જોડેલો મળી આવે છે. પ્રસિદ્ધ ચીની પ્રવાસી બૌદ્ધશ્રમણ યવનચંગ કે હ્વેનત્સંગ જ્યારે હિન્દુસ્થાનમાં આવ્યો ત્યારે બૌદ્ધ લોકોમાં એ વાત ઘણી જાણીતી હોય તેમ લાગે છે. તેણે પોતાના પ્રવાસવૃત્તાંતમાં, કૌશાંબીનું વર્ણન લખતાં નોંધ કરી છે કે-"કૌશાંબી શહેરમાં એક જૂનો મહેલ છે જેની અંદર ૬૦૦ ફીટ ઉંચો મોટો વિહાર છે. એ વિહારમાં ચંદનના લાકડામાંથી કોરી કાઢેલી એવી બુદ્ધની મૂર્તિ છે જેના ઉપર પત્થરનું છત્ર કરેલું છે. આ કૃતિ ઉદાયન રાજાની કરેલી કહેવાય છે. આ મૂર્તિ ઘણી ચમત્કારિક છે અને એની અંદર દૈવી તેજ રહેલું છે જે વખતે વખતે ઝબકી ઉઠે છે. આ મૂર્તિને ઉપાડી જવા માટે જુદા જુદા દેશના અનેક રાજાઓએ પોતાની શક્તિ વાપરી છે અને ઘણા માણસોએ ભેગા થઇને એને ખસેડવાનો પ્રયત્ન કર્યો છે પણ તેઓ એને જરા પણ હલાવી શક્યા નથી. તેથી તેઓ એ મૂર્તિની પ્રતિકૃતિ બનાવીને તેની પૂજા કરે છે* અને તેમ કરી, મૂળ મૂર્તિની જ તેઓ પૂજા કરે છે એમ શ્રદ્ધા રાખે છે." (જુઓ-Beal's Records of Western Countries, Book I. p. 234) આવી જ એક મૂર્તિની બીજી નોંધ, એ મુસાફરે પોતાના પ્રદેશના પિમા શહેરના વૃત્તાંતમાં લીધી છે. તે લખે છે કે-"અહીં (પિમા શહેરમાં) ચંદનના લાકડામાંથી બનાવેલી બુદ્ધની એક ઉભી આકૃતિની મૂર્તિ છે. એ મૂર્તિ લગભગ ૨૦ ફીટ ઉંચી છે. આ મૂર્તિ ઘણી ચમત્કારિક છે અને એમાંથી તેજ સ્ફુર્યા કરે છે. જેમને કોઇ પણ પ્રકારનો રોગ થાય છે તેઓ આ મૂર્તિની સોનાના વરખથી પૂજા કરે છે અને તેમ કરવાથી તેઓ સાજા થઈ જાય છે-એવી અહીંનાં લોકોની માન્યતા છે. જેઓ અંતઃકરણપૂર્વક આ મૂર્તિની પ્રાર્થના કરે છે તેમનું ઇચ્છેલું સફળ થઇ જાય છે. અહીંના લોકો કહે છે કે, આ મૂર્તિ, એ જૂના જમાનામાં કે જ્યારે બુદ્ધ જીવતા હતા ત્યારે, કૌશાંબીના ઉદાયન રાજાએ બનાવી હતી. બુદ્ધ જ્યારે નિર્વાણ પામ્યા ત્યારે એ મૂર્તિ પોતાની મેળે ત્યાંથી આકાશમાં ઉડીને આ રાજ્યની ઉત્તરે આવેલા હો-લો-લો-કિઅ નામના શહેરમાં આવીને રહી. આ નગરના લોકો શ્રીમાન્ અને વૈભવશાલી હતા, તેમજ મિથ્યામતમાં અનુરક્ત હતા. તેમને કોઇપણ બીજા પ્રકારન ધાર્મમાટે માન ન

મૂળ સૂત્રમાં આપેલાં આ ઉદાહરણોની વ્યાખ્યા સમજાવતાં ટીકાકારે સંક્ષેપમાં તે બધી કથાઓ લખી છે જે એ સ્ત્રીઓના વિષયમાં બીજા બીજા ગ્રંથો પુરાણો આદિમાં પ્રસિદ્ધ છે. એમાં સુવર્ણગુલિકાની જે હકીકત આપી છે તે, ઉપર આપેલી હકીકતને અક્ષરે અક્ષર મળતી છે અને તેથી એમ સાબીત થાય છે કે સુવર્ણગુલિકા નિમિત્તે ઉદાયનના ચંડપ્રદ્યોત સાથે થએલા સંગ્રામની પરંપરા ઘણી પ્રાચીન છે. [ સૂત્રકારે ગણાવેલાં સ્ત્રીઓનાં નામોમાંથી અહિન્નિકા, કિન્નરી અને સુરૂપવિદ્યન્મતીની હકીકત ટીકાકાર અભયદેવસૂરિની જાણમાં ન આવવાથી તેમણે એમની કશી હકીકત લખી નથી, ફક્ત 'अप्रतीता' (અજ્ઞાત) એટલીજ નોંધ કરી છે, એ ઉપરથી ટીકાકારની ચોક્કસાઇનો પુરાવો નોંધવા જેવો છે.]

*આવી જાતની એ મૂર્તિની એક પ્રતિકૃતિ યવનચંગ પોતાની સાથે ચીનમાં લઇ ગયો હતો તેની નોંધ પણ એજ પુસ્તકમાં, પ્રસ્તાવના, પાન ૨૦ ઉપર કરેલી છે.

હતું. જે દિવસથી એ મૂર્તિ ત્યાં આવી હતી ત્યારથી તેની દૈવી ચમત્કૃતિ પ્રકટ થવા લાગી. પણ લોકોએ તેના તરફ જરાએ આદર દેખાડયો નહીં.

ત્યાર પછી એક અર્હંતે ત્યાં આવીને તેને નમસ્કાર કરી તેની પૂજા કરી. તે દેશના લોકો એ અર્હંતનો આકાર અને વેશ જોઇને ભયભીત થયા અને રાજાને જઇને તરત તેની ખબર આપી. રાજાએ એવું ફરમાન કાઢયું કે એ આગંતુક મનુષ્યને રેતી અને ધૂળથી ઢાંકી દેવો. તેથી લોકોએ તેને તેવી રીતે હેરાન કર્યો અને કોઇએ અન્નપાણી આપ્યાં નહિ. તેની આ સ્થિતિ જોઇને એક માણસ કે જે હમેશાં એ મૂર્તિની પૂજા કરતો હતો તેને ક્રોધ થયો અને તેથી છાની રીતે આવી તેણે એ અર્હંતને ખોરાક આપ્યો. જતી વખતે તે અર્હંતે એ માણસને બોલાવીને કહ્યું કે આજથી સાત દિવસ પછી અહીં રેતી અને ધૂળની ભયંકર વૃષ્ટિ થશે જેથી આ આખું નગર દટાઇ જશે અને કોઇપણ જીવવા પામશે નહીં; એટલા માટે તારે પોતાનો જીવ બચાવવો હોય તો અહીંથી તરત ચાલ્યા જવું જોઇએ. ગામના લોકોએ મને જે રેતી અને ધૂળથી ઢાંકી દઇ હેરાન કર્યો છે તેનું આ ફળ થનાર છે. આવી રીતે કહીને તે અર્હંત્ બીજી ક્ષણે અદૃશ્ય થઇ ગયો. પછી તે માણસે શહેરમાં આવીને પોતાના સગા સંબંધિઓને આ વાત જણાવી પણ તેઓ સાંભળીને માત્ર તેની સામે હસી રહ્યા. બીજે દિવસે એકાએક એક ભયંકર વંટોળીયો થયો જેના લીધે જમીન-પરની બધી ગંદી ધૂળ આકાશમાં ઉડી ગઇ અને બદલામાં આકાશમાંથી અનેક પ્રકારના મૂલ્યવાન્ પદાર્થો નીચે પડયા. આથી લોકો, તે માણસની ઉલટી ખૂબ નિંદા કરવા લાગ્યા.

પરંતુ તે માણસને તો ભવિષ્યના બનાવની ચોક્કસ ખાત્રી હોવાથી તેણે શહેર બહાર નિકળી જવા માટે જમીનમાં એક માર્ગ બનાવ્યો અને તેમાં જઇ તે છુપાઇ રહ્યો. સાતમે દિવસે સંધ્યાકાળ થતાં ત્યાં રેતી અને ધૂળની ભયંકર વૃષ્ટિ થઇ જેથી તે આખું નગર દટાઇ ગયું. પછી તે માણસ જમીનમાં ખોદેલી સુરંગમાંથી બહાર નિકળી પૂર્વ દિશા તરફ ચાલવા લાગ્યો અને આ પિમા શહેરમાં આવીને મુકામ કર્યો. એ માણસ અહીં આવ્યો કે તરત જ તે મૂર્તિ પણ અહીં આવીને પ્રકટ થઇ. માણસે તેની અહીં પણ પૂજા કરી અને ત્યારબાદ તે અહીં જ રહી ગયો. જૂના ગ્રંથોમાં એમ કહેલું કે "જ્યારે શાક્યધર્મનો અંત આવશે ત્યારે આ પ્રતિમા પાછી નાગલોકમાં ચાલી જશે. હો-લો-લો-કિઅ શહેરની જગ્યાએ આજે એક મોટો રેતીનો ટેકરો થઇ રહેલો છે."—(બીલનું ઉપરોક્ત પુસ્તક, ભાગ ૨, પાન ૩૨૪.)

## યવનચંગ અને દિવ્યાવદાન.

યવનચંગે આપેલી ઉપરોક્ત હકીકતનું મૂળ શું હશે તે કાંઇ હજી જાણવામાં આવ્યું નથી, પણ એને મળતી કેટલીક હકીકત દિવ્યાવદાનનાં મારા જોવામાં આવી છે. દિવ્યાવદાનમાંની હકીકતનો કેટલોક ભાગ યવનચંગની હકીકત સાથે મળતો જોઇને તો મને આશ્ચર્ય થયું જ, પણ એ કરતાંએ વધારે આશ્ચર્ય એ જાણીને થયું કે યવનચંગ અને દિવ્યાવદાનમાંની બંને હકીકતો ભેગી મળીને ઉપરોક્ત ઉદાયનવાળી જૈન હકીકત સાથે પણ કેટલેક અંશે, એક થઈ જાય છે. દિવ્યાવદાનમાં, રુદ્રાયણાવદાન નામનું એક પ્રકરણ છે જેનો ટુંકસાર આ પ્રમાણે છે—

જે વખતે ભગવાન બુદ્ધ રાજગૃહમાં રાજા બિંબિસારના વખતમાં રહેતા હતા તે વખતે, બે મહાનગરો કહેવાતાં હતાં એક પાટલીપુત્ર અને બીજું રોરુક. રોરુક નગરમાં

રુદ્રાયણ નામે રાજા રાજ્ય કરતો હતો. તેને ચંદ્રપ્રભા નામે દેવી (રાણી), શિખંડી નામે કુમાર, તથા હિરુ અને ભિરુ નામના બે મુખ્ય મંત્રિઓ હતા. રાજગૃહમાં રાજા બિંબિસાર રાજ્ય કરતો હતો અને તેને વૈદેહી મહાદેવી, અજાતશત્રુ કુમાર અને વર્ષાકાર નામે બ્રાહ્મણ મુખ્ય મંત્રી હતો. એક તખતે રાજગૃહના કેટલાક વ્યાપારિઓ રોરુક નગરમાં ગયા અને તેઓ ત્યાંના રાજા રુદ્રાયણને મળ્યા. રુદ્રાયણે રાજગૃહના બિંબિસારની હકીકત સાંભળી તેની સાથે મિત્રતા બાંધવાના ઇરાદાથી પોતાના રાજ્યમાં જે રત્ન વિગેરે બહુમૂલ્ય પદાર્થો થતા હતા તે કેટલાંક ભેટ રૂપે ત્યાં મોકલી આપ્યા. બિંબિસારે પણ તે ભેટના જવાબમાં પોતાના દેશમાં જે મૂલ્યવાન્ વસ્ત્રો તૈયાર થતાં હતાં તે કેટલાંક મોકલી આપ્યાં. આ રીતે દિવસે દિવસે એ બંને રાજાઓની મિત્રાચારી વધારે દૃઢ થતી ગઈ. એક વખતે રાજા બિંબિસારે રોરુકના એ રાજાને ધર્મમાર્ગનો પરિચય કરાવવા માટે ભગવાન બુદ્ધની એક ભવ્ય છબી તૈયાર કરાવી તેના તરફ ઘણા માનપૂર્વક મોકલી આપી. તે છબી જોઈ રુદ્રાયણ રાજા બહુ આશ્ચર્ય પામ્યો અને છબી લાવનાર મનુષ્યોને તે છબી કોની છે એ વિગેરે પ્રશ્નો પૂછી ભગવાન્ બુદ્ધના કલ્યાણકર જીવન અને ધર્મમાર્ગથી પરિચિત થયો. પછી તેની ઇચ્છા પણ એ ધર્મના અનુયાયી થઈ જવાની થઈ. પછી રાજા બિંબિસારે એ રાજાને વિશેષ ધર્મબોધ આપવા માટે ભગવાન્ બુદ્ધને વિજ્ઞપ્તિ કરીને મહાકાત્યાયન નામના એક ભિક્ષુ અને શૈલા નામની એક ભિક્ષુણીને એ દેશમાં મોકલાવ્યાં. ભિક્ષુએ રાજાને અને ભિક્ષુણીએ રાજાના અંતઃપુરમાં રહીને રાણીને ભગવાન્ બુદ્ધના ધર્મનો બોધ આપવા માંડયો. એ બંનેના ઉપદેશથી રાજા અને રાણીની ધર્મ પ્રતિ ઘણી પ્રીતિ થઈ.

એ રાજા વીણા વગાડવામાં બહુ પ્રવીણ હતો અને રાણી નૃત્ય કરવામાં કુશલ હતી. એક દિવસે જ્યારે રાજા વીણા વગાડતો હતો અને રાણી નૃત્ય કરતી હતી, ત્યારે રાજાએ રાણીના મરણકાલ નજીક આવ્યાનાં લક્ષણો જોયાં, તેથી તેના હૃદયમાં ધ્રાસકો પડયો અને તેના હાથમાંથી વીણા જમીન પર પડી ગઈ. આ જોઈ રાણી સમજી અને રાજાને કહેવા લાગી કે દેવ! શું મ્હેં ખરાબ નાચ કર્યો? રાજા કહે ના, એમ નથી. પછી તેણે એ જોએલી બધી વાત કહી અને આજથી સાતમે દિવસે તારૂં મૃત્યું થશે એમ કહ્યું. તે સાંભળીને રાણીએ કહ્યું દેવ જ્યારે એમ છે તો પછી, જો તમે મને અનુમતિ આપો તો મારૂં કલ્યાણ કરવા માટે હું પ્રવ્રજ્યા લઇ ભિક્ષુણી થઈ જાઉં. રાજાએ એવી શરતે અનુમતિ આપી કે જો તું મરીને દેવ થાય તો અહીં આવીને પછી મને તારે દર્શન આપવું. રાણીએ તે વાત કબૂલ કરી અને શૈલાનામા ભિક્ષુણીની પાસે પ્રવ્રજ્યા લીધી. સાતમે દિવસે તે રાણી મરણસંજ્ઞાની ભાવના કરતી થકી મરીને ચાતુર્મહારાજિક દેવલોકમાં દેવતાપણે ઉત્પન્ન થઇ. કરેલી પ્રતિજ્ઞા પ્રમાણે તે પછી રાત્રિ આવીને રાજાને પ્રત્યક્ષ થઈ ત્યારે રાજાએ શય્યામાં સૂતાં સૂતાં બંને હાથો લાંબા કરી તેને આલિંગન કરવા માટે પાસે બોલાવી. દેવી કહે 'મહારાજ! હું તો અહીંથી મરીને સ્વર્ગમાં દેવકન્યા થઇ છું. જો તમારે મારો સમાગમ જોઇતો હોય તો તમે પણ ભગવાન્ બુદ્ધ પાસે પ્રવ્રજ્યા લો જેથી કાળ કર્યા પછી તમે સ્વર્ગમાં ઉત્પન્ન થઇ શકશો અને મારી સાથે સમાગમ કરી શકશો.' એમ કહી દેવી અંતર્ધાન થઈ. રાજાએ આખી રાત સંકલ્પ વિકલ્પમાં વીતાડી, આખરે પ્રવ્રજ્યા લેવાનો નિશ્ચય કીધો, અને તે પ્રમાણે પોતાના પુત્રને

શિખંડીને રાજ્ય ઉપર બેસાડી પોતે ત્યાંથી રાજગૃહ નગરમાં જ્યાં ભગવાન્ બુદ્ધ રહેતા હતા ત્યાં ગયો. જતી વખતે પુત્રને ધર્મનીતિપૂર્વક રાજ્યનું રક્ષણ અને પ્રજાનું પાલન કરવા માટે બે શબ્દો કહેતો ગયો અને પોતાના જે બે મુખ્ય મંત્રિઓ હતા તેમને બધી વ્યવસ્થા સંભાળવાનું સૂચન કરતો ગયો. તેણે પછી ભગવાન્ બુદ્ધ પાસે પ્રવ્રજ્યા લીધી અને તે તેમનો શિષ્ય બન્યો.

આ તરફ તેનો પુત્ર શિખંડી બીજા બે દુષ્ટ મંત્રિઓની સંગતિથી અનીતિના માર્ગે ચઢયો અને પ્રજાને પીડા આપવા લાગ્યો. જૂના જે બે સારા મંત્રી હતા તેમને રાજ્યકારભારથી દૂર કર્યા. આ હકીકતની ખબર જ્યારે કેટલાક વ્યાપારિઓ મારફતે પ્રવ્રજિત થએલા એ વૃદ્ધ રાજાની જાણમાં આવી ત્યારે તે વ્યાપારિઓ સાથે પ્રજાજનો જોગો આશ્વાસનનો સંદેશો મોકલ્યો અને જણાવ્યું કે શિખંડીને એ અન્યાયાચરણમાંથી દૂર રાખવા માટે હું જાતે જ ત્યાં આવીશ. વ્યાપારિઓ સાથે આવેલો એ સંદેશો એક બીજાની કર્ણપરંપરાએ તે દુષ્ટ મંત્રિઓની જાણમાં આવતાં તેઓ મનમાં ગભરાયા અને અને એ વૃદ્ધ રાજા રોરુક નગરમાં ન આવી શકે તેનો ઉપાય વિચારવા લાગ્યા. પછી તે બંને રાજા શિખંડી પાસે જઈને તેને કહેવા લાગ્યા કે–'દેવ, સંભળાય છે કે વૃદ્ધ રાજા અહીં આવે છે' રાજા કહે–'તે તો પ્રવ્રજિત થએલો છે, તેને હવે અહીં આવવાનું શું પ્રયોજન ન હોય?' મંત્રીઓ કહે–'દેવ, જેણે એક દિવસ પણ રાજ્ય કર્યું હોય છે તેનું મન પછી રાજ્ય વિના ક્યાંએ રમી શકતું નથી. એટલે ફરી એ રાજ્ય મેળવવા પાછો અહીં આવે છે.' રાજા કહે–'જો એ રાજા થશે તો હું પાછો કુમાર થઈ જઇશ એમાં શો વિરોધ છે!' મંત્રિઓ કહે–'દેવ, એ અયુક્ત છે. જેણે કુમારો, મંત્રિઓ અને પ્રજાજનોના નમસ્કારો ઝીલ્યા હોય તે કેમ પાછો યુવરાજ પદમાં દાખલ થઇ શકે?' ઇત્યાદિ ઘણી રીતે તે રાજાને તેમણે ખોટી રીતે ભરમાવ્યો અને આખરે તેની અનુમતિ મેળવી કેટલાક ઘાતક મનુષ્યો એ આવતા વૃદ્ધ રાજાની સામે મોકલ્યા જેમણે તેનો શિરઃછેદ કરી તેના જીવનનો અંત આણ્યો. પછી ક્રમે ક્રમે તે શિખંડી રાજા વધારે દુષ્ટ થતો ગયો. એક દિવસે તે શહેર બહાર સઘળા લવાજમા સાથે ફરવા નિકળ્યો તે વખતે રસ્તામાં એક ઠેકાણે એકાંતમાં ઉભા રહેલા તે આગળના મહાકાત્યાયન ભિક્ષુને જોયો. રાજા તેને જોઇને ોધિત થયો અને પોતાનાં માણસોને તેના ઉપર મૂઠી મૂઠી ધૂળ નાંખવાનો હુકમ કર્યો. લોકોએ તેના ઉપર એટલી બધી ધૂળ નાંખી કે જેથી તેનું આખું શરીર તેમાં દટાઇ ગયું.

આ બાબતની ખબર જ્યારે પેલા બે જૂના મંત્રિઓને થઈ ત્યારે તેઓ ત્યાં આવ્યા અને તે ભિક્ષુને ધૂળના ઢગલામાંથી બહાર કાઢયો. ભિક્ષુએ કહ્યું આ નગરનો વિનાશકાળ આવી ગયો છે અને આજથી સાતમે દિવસે ધૂળની વૃષ્ટિના લીધે આ આખું નગર જમીનદોસ્ત થઇ જશે. તેથી તમારે અહીંથી બચી જવું હોય તો ઘરથી માંડી નદી સુધી જમીનમાં એક સુરંગ ખોદાવી રાખો અને એક નાવ તૈયાર કરી મુકો. પહેલે દિવસે એક મોટો વંટોળિયો થશે જેના લીધે શહેરની બધી ખરાબ ધૂળ આકાશમાં ઉડી જશે. પછી બીજે દિવસે ફુલોની વૃષ્ટિ થશે. ત્રીજે દિવસે વસ્ત્રોની વર્ષા થશે એમ અનુક્રમે રત્નોની વર્ષા થશે અને પછી છેવટે ધૂળની વર્ષા થઇ બધું શહેર તેમાં દટાઈ જશે. તમે પુણ્ય કાર્ય કરનારા હોવાથી એ આફતમાંથી ઉગરી શકશો. એટલે તૈયાર કરી રાખેલી નાવ રત્નોથી ભરીને નદી માર્ગે તમે અન્ય દેશમાં ચાલ્યા જજો. છેવટે બધું તેમ થયું અને તે

મંત્રિઓ જે પ્રદેશમાં જઈને રહ્યા ત્યાં તેમના નામથી ક્રમથી હિરુક અને ભિરુકર્ષ્ટ નામનાં નગરો વસ્યાં.

મહાકાત્યાયન ભિક્ષુ પણ ત્યાંથી નિકળી લમ્પકપાળ, સ્યામાકરાજ્ય, વોક્કાણ વગેરેના મુલ્કમાં થતો સિન્ધુ નદી ઉતરી મધ્યદેશમાં આવેલી શ્રાવસ્તી નગરીમાં જ્યાં આગળ ભગવાન્ બુદ્ધ રહેતા હતા ત્યાં સંઘ ભેગો જઈ મળ્યો.

રુદ્રાયણ રાજાની આ હકીકત, જ્યાં સુધી હું જાણું છું, દક્ષિણના હીનયાન સંપ્રદાયના પાલી સાહિત્યમાં ક્યાંએ આવેલી નથી. ઉત્તરના મહાયાન સંપ્રદાયના સંસ્કૃત અને ટિબેટીયન સાહિત્યમાંજ આ હકીકત મળી આવે છે. દિવ્યાવદાન સિવાય, ક્ષેમેન્દ્રના અવદાન કલ્પલતા[1]નામક ગ્રંથમાં પણ રુદ્રાયણાવદાન આવેલુંછે. અવદાનશતક હાલમાં મારી પાસે નહિહોવાથી તેમાં એ વૃત્તાંત છે કે નહીં તે હું કહી શકતો નથી. ખેર. એ બીજા ગ્રંથોમાં હોય કે ન હોય તેની ચર્ચા કાંઇ અહીં પ્રસ્તુત નથી. આપણે તો અહીં એ જોવાનું છે કે, યવનચંગ અને રુદ્રાણાયવદાનની હકીકતમાં કેટલી બધી સમાનતા મળી આવે છે. યવનચંગે જણાવેલી હો-લો-લો-કિય નગરના નાશની અને આ અવદાનમાં જણાવેલી રો-રુ-ક નગરના નાશની હકીકતમાં જરાએ તફાવત નથી. તેથી હું ધારૂં છું કે આ બંને હકીકતોનું મૂળ એકજ હોવું જોઇએ, એટલુંજ નહી પણ મને તો યવનચંગનું હો-લો-લો-કિય એ અવદાનમાંના રો-રુ-ક નામનું જ ચીની ઉચ્ચારણ હોય એમ સ્પષ્ટ જણાય છે. થોમસ્ વૉટર્સ, એ નામની જોડણી o-lao-lo-ka ( Rallaka ? ) આ પ્રમાણે કરે છે;[2] અને મિ. બીલ Ho-lo-lo-kia આ પ્રમાણે કરે છે. બીલ આનું બીજું ઉચ્ચારણ (ફુટનોટમાં) Ragha or Raghan, or perhaps Ourgha, આ પ્રમાણે આપે છે[3] અને વૉટર્સ સંસ્કૃત ઉચ્ચારણ रल्लक આપે છે. પણ આ બંને ઉચ્ચારણો કરતાં મને અવદાનમાંનું રો-રુ-ક એ ઉચ્ચારણ વધારે સંગત અને ભાષાશાસ્ત્રને મળતું લાગે છે. તેથી આ બંને સ્થાનો એક જ હોવાનું મારૂં અનુમાન મને સપ્રમાણ જણાય છે.

પણ, અહીં એક બીજો ભૌગોલિક પ્રશ્ન ઉપસ્થિત થઈ શકે તેમ છે. દીઘનિકાય નામના પ્રાચીન પાલી આગમના મહાગોવિંદ નામના સુત્તંતમાં,[4] તથા જાતકટ્ઠકથામાં[5]

---

૧. બિબ્લીઓથિકા ઇન્ડિકામાં પ્રકાશિત થએલ अवदानकल्पलता, ભાગ ૧, પાન ૭૭૦ થી ૧૦૨૭.

૨. જુઓ, થોમસ્ વૉટર્સનું On Yavan Chwang's "Travels in India," પુસ્તક ૨ જું, પાન ૨૯૮.

૩. બીલનું, Buddhist Records of the western World, પુસ્તક ૨ જું, પાન ૩૨૨.

૪. दंतपुरं कलिंगानं अस्सकानं च पोतनं ।
माहीस्सती अवंतीनं सोवीरानं च रोरुकं ॥
मिथिला च विदेहानं चंपा अंगेसु मापिता ।
वाराणसी च कासीनं, एते गोविंदमापिता ति ॥

પાલી ટેક્સ્ટ સોસાયટીએ છપાવેલ, દીઘનિકાય, ભાગ ૨, પૃ૦ ૨૩૫, મહાવસ્તુ, ભાગ ૩, પાન ૨૦૮-૨૦૯, માં પણ આ બે ગાથાઓ સંસ્કૃતમાં આપેલી છે.

૫. જાતકટ્ઠકથા ભાગ ૩, પા. ૪૭૦-'अतीते सोवीररट्ठे रोरुवनगरे'।

રોરુકને સૌવીર દેશનું એક પાટનગર જણાવ્યું છે; અને સૌવીરદેશનું સ્થાન, હિંદુસ્થાનના નકશામાં, પ્રસિદ્ધ બૌદ્ધ વિદ્વાન્ ર્‌હીસ ડેવિડ્સ ઘણા ભાગે કચ્છના અખાતના નાકા ઉપર મુકે છે.[૧] ત્યારે બીજી બાજૂ યવનચંગે વર્ણવેલું Ho-lo-lo-kia અગર o-lao-lo-ka એ ખોતાનના પ્રદેશમાં (મધ્ય એશિયામાં) આવેલું હતું. તેથી એ બંને સ્થાનોના ઐક્યના અનુમાનમાં આ પ્રમાણ બાધક રૂપે ઉભું રહે છે. એના સમાધાનમાં ઘણાં સાધક બાધક પ્રમાણો ઉપસ્થિત થાય છે. પ્રથમ તો એ કે દીઘનિકાય આદિમાં જણાવેલો સૌવીર દેશ કયાં આવેલો હતો તેનો હજી કાંઇ ચોક્કસ પત્તો લાગ્યો નથી. વૈદિક પુરાણો અને જૈન સાહિત્યમાં પણ સૌવીર દેશનું નામ આવે છે અને ઘણી વખતે સિન્ધુ-સૌવીરના ભેગા સામાસિક નામ વડે પણ તેનો ઉલ્લેખ થએલો મળી આવે છે. એ સૌવીર દેશ એજ બૌદ્ધોનો સૌવીર હોય તો તે સિન્ધુ નદીની આસપાસ આવેલો હોવો જોઇએ. પણ જૈન અને બૌદ્ધ બંનેનો સૌવીર એક હોય તેમ જણાતું નથી, કારણ કે બૌદ્ધ જેટલા જ જૂના જૈન ગ્રંથોમાં સૌવીરના પાટનગર તરીકે જેમ આપણે ઉપર જોયું, તથા વળી આગળ જોઈશું તેમ, **વીતિભય** કે **વીતભય** નામે પત્તન જણાવ્યું છે, ત્યારે બૌદ્ધો તેના ઠેકાણે રોરુવ અગર રોરુક નામ લખે છે. વળી એ નામના પાઠમાં પણ જૂદા જૂદા દેશના બૌદ્ધ હસ્તલેખો જૂદા જૂદા પાઠભેદો આપે છે. ઉદાહરણાર્થ જાતકટ્ઠકથામાં **रोरुवनगर** અને **रोरुवमनगर** એવા બે પાઠો મળે છે, ત્યારે દીઘનિકાયમાં સિંહલીવાચનામાં **रोरूक**, અને બરમીવાચનામાં **रोरुण** પાઠ છે. એટલું જ નહીં પણ દેશના નામમાં પણ પાઠફેર છે. દીઘનિકાયમાં **सोवीर**ના બદલે એક પાઠાન્તર **सोचिर** છે અને જાતકટ્ઠકથામાં તો તેના બદલે સ્પષ્ટરૂપે '**शिविरठे**' પાઠાન્તર છે જે ખાસ વિચારણીય છે. લેખકોના પ્રમાદ અને અજ્ઞાનથી આવા પાઠભેદો થવા સુલભ છે[૨] પણ એ પાઠભેદોથી ઐતિહાસિકોને પરંપરા ગોઠવવી કેટલી દુર્લભ થઇ પડે છે એ કયો પુરાતત્ત્વજ્ઞ નથી જાણતો? ટીબેટિયન સાધનો

૧. જુઓ 'Buddhist India' પાન ૩૮; તથા છેવટે આપેલો નકશો.

૨. આવી જાતના પાઠભેદો અને પાઠફેરો જૈનગ્રંથોમાં પણ ઘણા થયા છે અને તેથી કેટલીક વખતે તે બહુ ગુંચવાડો ઉભો કરે છે. એક ઉદાહરણ આપું. ઉપરની નોટમાં જેમ દીઘનિકાયની ગાથામાં અમુક દેશોની અમુક રાજધાની જણાવેલી છે, એવી જ કેટલીક ગાથાઓ જૈનસૂત્રોમાં પણ મળે છે. હાલમાં જે આગમો આગમોદયસમિતિ નામે સંસ્થા તરફથી છપાયા છે તેમાંથી **प्रज्ञापनासूत्र** (પાન ૫૫) માં કૌશાંબી જેની રાજધાની છે એ દેશ માટે પણ 'વચ્છ' (વત્સ) એ શબ્દ લખ્યો છે અને વૈરાટ જેની રાજધાની છે એ દેશ માટે પણ 'વચ્છ' એ જ શબ્દ આપ્યો છે. એની એ જ ગાથાઓ **सूत्रकृतांगसूत्र**ની ટીકામાં (પાન ૧૨૩) આપેલી છે જ્યાં '**वच्छ कोसंबी**' અને '**वइराड मच्छ**' એવા શબ્દો છે જેનો તાત્પર્ય ક્રમથી '**વત્સ**દેશમાં કૌશાંબી' અને '**મત્સ્ય**દેશમાં વૈરાટ' નગર મુખ્ય શહેર છે, એવો થાય છે. ખરો પાઠ આ પાછળના ગ્રંથનો છે જ્યારે પહેલાનો ખોટો છે; લેખક અને શોધકના પ્રમાદ અગર અજ્ઞાનથી આવા ઘણા પાઠોમાં ગડબડ થઇ જાય છે અને પછી શોધકોને યથાસ્થિત પાઠો જોઈ તેના ઉપરથી અનેક તર્ક-વિતર્કો કરવા પડે છે.

ઉપરથી વળી રોરુક એ, પાલીસાહિત્યપ્રસિદ્ધ કોલિય ક્ષત્રિયોનું રામગ્રામ હોય એવી શંકા રૉકહીલને થાય છે.[૧] આ ઉપરથી એમ ફલિત થાય છે કે પ્રથમ તો રોરુક અને સોવીરનો સંબંધ અને સ્થાનાદિ નિશ્ચિત નથી અને જો તેમ નિશ્ચિત થાય તો પણ, દિવ્યાવદાનવાળું રોરુક અને દીઘનિકાયાદિવાળું રોરુક-બંને જૂદાં જૂદાં માની લેવામાં પણ કાંઇ વધારે બાધ હું જોતો નથી. એક નામનાં અનેક સ્થાનો હતાં અને હોય છે. બીજું દિવ્યાવદાનવાળું રોરુક એ હિંદુસ્થાનની હદની બહાર હતું એ બાબત તેમાં કેટલાક ચોક્કસ પુરાવાઓ પણ મળે છે. રોરુક નગરનો નાશ થયા પછી કાત્યાયન ભિક્ષુ-જ્યારે પાછો મધ્ય દેશમાં આવવા નિકળ્યો ત્યારે તે લંપાક, સ્યામાક અને વોક્કાણાદિ દેશોમાં થઇ સિંધુ નદીના કાંઠે આવ્યો હતો અને પછી એ નદીને પાર કરી ફરતો ફરતો કેટલાક દિવસે શ્રાવસ્તિએ પહોંચ્યો હતો. બીજાં બીજાં પ્રમાણો ઉપરથી આપણને જણાય છે કે લંપાક, સ્યામાક અને વોક્કાણ વિગેરે દેશો હિંદુસ્થાનની બહાર હોઇ તે અનાર્ય મુલ્કો ગણાતા હતા. સિંધુ-નદીની પેલીપાર હોવાની બાબત પણ એ વિચારને વધારે સબળ બનાવે છે. તેમ જ અવદાનના વર્ણન ઉપરથી આપણે એ પણ જોઇએ છીએ કે રોરુકમાં જ્યારે રત્ન વિગેરેની ખૂબ પેદાશ થતી ત્યારે વસ્ત્રાદિ ચીજો ત્યાં નહોતી થતી.[૨] હવે, હિંદુસ્થાનના બધા ભાગો તરફ જ્યારે આપણે નજર કરીએ છીએ ત્યારે એમાં એકે ભાગ એવો નથી જણાતો કે જ્યાં આગળ રત્નો વિગેરે તો ખૂબ નિપજતાં હોય અને વસ્ત્રાદિ ચીજો ન થતી હોય. એનાથી ઉલટું મધ્યએશિયાના પ્રાંતોમાં આવી સ્થિતિ પ્રાચીનકાળથી ચાલી આવતી હતી એ હકીકત પ્રસિદ્ધ જ છે. આ બધાં કારણો અને પ્રમાણોથી આપણે માનવું જોઇએ કે અવદાનવાળું રોરુક નગર હિંદુસ્થાનની બહાર હતું, અને, તેમાં આપેલી હકીકત સાથે ચવનચંગે આપેલી હોં-લો-લો-કની હકીકત મળતી આવતી હોવાથી તે બંને સ્થાનો એક જ હતાં.

## બૌદ્ધ અને જૈનકથામાં સમાનતા.

ચવનચંગની અને અવદાનમાંની હકીકતનું સામ્ય તો આપણે ઉપર જોયું છે પણ એ કરતાં એ વધારે સામ્ય બૌદ્ધ અને જૈનકથામાં જણાઇ આવે છે જે એક ખરેખર વિસ્મય ઉપજાવે તેવી બાબત છે. ચવનચંગ અને અવદાનમાંની હકીકતમાં તો ફક્ત રોરુક નગરના નાશવાળી હકીકતમાં જ સામ્ય રહેલું છે પણ જૈનકથામાં વળી અવદાનમાંની બીજી પણ કેટલીક બાબતો સાથે સામ્ય રહેલું છે; જેનો વિચાર ક્રમથી કરવાની આવશ્યકતા છે.

રોરુક નગરના નાશની અને જૈનકથાવાળા વીતિભય નગરના નાશની હકીકત ચવનચંગ, અવદાન અને જૈનકથામાં સમાન છે. ત્રણેમાં ધૂળની વૃષ્ટિ થવાના લીધે નગ-

૧ જુઓ-' Rockhill's Life of the Buddha', પાન ૧૪૫.

૨ રાજગૃહના વ્યાપારિઓ રોરુકના રાજા રુદ્રાયણને કહે છે કે देवो रत्नाधिपतिः स राजा वस्त्राधिपतिः, तस्य रत्नानि दुर्लभानि । રાજગૃહના રાજા બિંબિસાર આગળ વ્યાપારિઓ કહે છે કે-देवो वस्त्राधिपतिः स राजा रत्नाधिपतिः, तस्य वस्त्राणि दुर्लभानि । ( દિવ્યાવદાન, પાન ૫૪૫. )

રનો નાશ થએલો જણાવ્યો છે. જૈનકથામાં ઉદાયન અને અવદાનમાં રુદ્રાયણ રાજા ભિક્ષુ થાય છે. તેનું મૃત્યુ તેના ઉત્તરાધિકારીની અનુમતિથી, દુષ્ટ અમાત્યો કરાવે છે. એકમાં વિષપ્રયોગથી તે કરવામાં આવે છે અને બીજામાં શસ્ત્રાઘાતથી. ઉત્તરાધિકારીના સંબંધમાં ફરક છે. જૈનો તેને વૃદ્ધ રાજાનો ભાણેજ કહે છે, ત્યારે બૌદ્ધો પુત્ર કહે છે. એક ઓરસ પુત્ર દ્વારા પોતાના જન્મદાતા પિતાનું આવું જઘન્ય કૃત્ય કરાય તેના કરતાં ભાણેજ દ્વારા તે કૃત્ય થાય તેમાં મનુષ્ય જાતિના રોજના વ્યવહારને વધારે બંધ બેસતું લાગે ખરું. ( આ માત્ર એક સામાન્ય કથન છે, બાકી આવા દાખલાઓ જગતના ઇતિહાસમાં ઘણાએ મળી આવે છે તેથી એ કથન ઉપર ભાર મુકવાની આવશ્યકતા નથી.) આ હકીકતને લગતો જે ઉલ્લેખ બંને પંથવાળાઓ કરે છે તેનું ભાવસામ્ય ખાસ જોવા જેવું છે. રુદ્રાયણ રાજાને આવતો સાંભળીને શિખંડીના દુષ્ટ અમાત્યો તેને કહે છે કે—

...देव श्रूयते वृद्धराजा आगच्छतीति । स कथयति प्रव्रजितोऽसौ किमर्थं तस्यागमनप्रयोजनमिति । तौ कथयतः देव येनैकदिवसमपि राज्यं कारितं स विना राज्येनाभिरंस्यत इति कुत एतत् । पुनरप्यसौ राज्यं कारयितुः काम इति ।

शिखण्डी कथयति—यद्यसौ राजा भविष्यत्यहं स एव कुमारः को नु विरोध इति । तौ कथयतः-देवाप्रतिरूपमेतत्, कथं नाम कुमारामात्यपौरजनपदैरञ्जलिसहस्रैर्नमस्यमानेन राज्यं कारयित्वा पुनरपि कुमारवासेन वस्तव्यम् । ...स ताभ्यां विप्रलब्धः कथयति-किमत्र युक्तं कथं प्रतिपत्तव्यमिति । तौ कथयतः-देव प्रघातयितव्योऽसौ, यदि न प्रघात्यते नियतं दुष्टामात्यविग्राहितो देवं प्रघातयतीति ।...न देवेन श्रुतं—

पिता वा यदि वा भ्राता पुत्रो वा स्वाङ्गनिसृतः ।
प्रत्यनीकेषु वर्तेत कर्तव्या भूमिवर्धना ॥[1]

આ જ ભાવને આચાર્ય હેમચંદ્ર પોતાના મહાવીરચરિત્રમાં આ પ્રકારના શબ્દોમાં પ્રકટ કરે છે—

ज्ञात्वोदायनमायातं केश्यमात्यैर्भणिष्यते ।
निर्विण्णस्तपसामेष नियतं तव मातुलः ॥
ऋद्धं राज्यं ह्यैन्द्रपदं तत्यक्त्वानुशयं दधत् ।
नूनं राज्यार्थमेवागाद्विश्वसीर्मा स्म सर्वथा ॥[2]

---

૧ દિવ્યાવદાન, પાન ૫૬૪.

૨ આ બે શ્લોકો સાથે ક્ષેમેન્દ્રની **અવદાનકલ્પલતા**માંના આ નીચેના શ્લોકો સરખાવા જેવા છે:—

प्रवादे प्रसृते तस्मिन्नमात्यौ दण्डमुद्गरौ ।
अतीतभूपागमनत्रस्तौ भूपतिमूचतुः ॥ ८३ ॥
सर्वत्र श्रूयते देव प्रवादः साधुनिन्दितः ।
वृद्धप्रव्रजितो राजा राज्यार्थी यत्नवानिति ॥ ८४ ॥

( **અવદાનકલ્પલતા**, ભાગ ૧, પાન ૯૯૫.)

केशी वक्ष्यत्यसौ राज्यं गृह्णात्वथापि कोऽस्म्यहम्
गोपालस्य हि कः कोपो धनं गृह्णाति चेद्धनी ॥
वक्ष्यन्ति मन्त्रिणः पुण्यैस्तव राज्यमुपस्थितम् ।
प्रदत्तं न हि केनापि राजधर्मोऽपि नेदृशः ॥
पितुर्भ्रातुर्मातुलाद्वा सुहृदो वापरादपि ।
प्रसह्याप्याहरेद्राज्यं तद्दत्तं का हि मुञ्चति ॥[1]

રુદ્રાયણની સ્ત્રીનું નામ ચંદ્રપ્રભા છે ત્યારે ઉદાયનની સ્ત્રીનું નામ પ્રભાવતી છે. 'પ્રભા' શબ્દ બંનેમાં જે અનુગત છે તે ધ્યાન ખેંચે તેવો છે, પણ તે કરતાં એ વિશેષ ધ્યાન ખેંચવા લાયક બાબતો એ છે કે-બંને કથાઓમાં રાણીના નાચની અને રાજાની વીણા વગાડવાની હકીકત તથા રાજાને દુશ્ચિહ્ન જોઈ રાણીના આસન્ન મરણની વાત જાણી લેવાની, રાણીએ પછી પ્રવ્રજ્યા લઈ લેવાની અને મરી ગયા પછી સ્વર્ગમાંથી આવીને, કરેલી પ્રતિજ્ઞા પ્રમાણે, રાજાને દર્શન દેવાની એ વિગેરે હકીકત અક્ષરેઅક્ષર મળતી આવે છે. સરખાવા માટે બંનેનાં સંસ્કૃત અવતરણો આપું છું—

रुद्रायणो राजा वीणायां कृतावी चन्द्रप्रभा देवी नृत्ये । यावदपरेण समयेन रुद्रायणो राजा वीणां वादयति चन्द्रप्रभा देवी नृत्यति । तेन तस्या नृत्यन्त्या विनाशलक्षणं दृष्टं, स तामितश्चामुतश्च निरीक्ष्य संलक्षयति । सप्ताहस्यात्ययात् कालं करिष्यति । तस्य हस्ताद् वीणा भ्रस्ता भूमौ निपतिता । चन्द्रप्रभा देवी कथयति—देव मा मया दुर्नृत्यम् । देवि न त्वया दुर्नृत्यं, अपि तु मया तव नृत्यन्त्या विनाशलक्षणं दृष्टं सप्तमे दिवसे तव कालक्रिया भवतीति । चन्द्रप्रभा देवी पादयोर्निपत्य कथयति-देव यद्येवं कृतोपस्थानाऽहं देवस्य, यदि देवोऽनुजानीयाद् अहं प्रव्रज्येयमिति । स कथयति-चन्द्रप्रभे अनयतोऽनुजानामि यदि तावत् प्रव्रज्य सर्वक्लेशप्रहाणाद् अर्हत्वं साक्षात्करोषि एष एव ते वृत्तान्तः । अथ सावशेषसंयोजना कालं कृत्वा देवेषूपपद्यसे देवभूतया ते ममोपदर्शयितव्यमिति ।[2]

આજ હકીકત ઉદાયન અને પ્રભાવતીના સંબંધમાં થએલી-જેનું વર્ણન હેમચંદ્રના શબ્દોમાં જોઈએ:

तामन्यदार्चामर्चित्वा प्रमोदेन प्रभावती ।
परया समेता संगीतमधिगीतं प्रचक्रमे ॥
तानौघानगतग्रन्थं व्यक्तव्यञ्जनधातुकम् ।
व्यक्तस्वरं व्यक्तरागं राजा वीणामवादयत् ॥
तीव्रव्रतपरिक्लिष्टः संयोगाभिमुखादरः ।
लब्ध्वा प्रव्रज्यया सार्द्धं त्वयरया स पुनरेष्यति ॥

---

૧ મહાવીરચરિત્ર, પાન ૧૫૮.

૨ દિવ્યાવદાન, પાન ૫૫૨.

व्यक्तांगहारकरणं सर्वांगाभिनयोज्ज्वलम् ।
ननर्त देव्यपि प्रीता लास्यं तांडवपूर्वकम् ॥
राज्ञान्यदा प्रभावत्या न ददर्श शिरः क्षणात् ।
नृत्यंन्तं तत्कबन्धं तु ददर्शाजिकवन्धवत् ॥
अरिष्टदर्शनेन द्राक् क्षुभितस्य महीपतेः ।
तदोपसर्पन्निद्रस्येवागलत् कंबिका करात् ॥
अकांडतांडवच्छेदकुपिता राज्ञ्यथावदत् ।
तालच्युतास्मि किमहं वादनाद्विरतोऽसि यत् ॥
इत्थं पुनः पुनः पृष्टः कंबिकापातकारणम् ।
त्तत्तथाख्यत् महीपालो वलीयान् स्त्रीग्रहः खलु ॥
राज्ञ्यूचे दुर्निमित्तेनाल्पायुरहं प्रिय ।

* * * * *

तज्ज्ञापनाय भवति यत्सर्वविरतौ मम ॥

* * * * *

एवमुक्तः सनिर्बन्धमभ्यधाद्वसुधाधवः ।
अनुतिष्ठ महादेवि यत्तुभ्यमभिरोचते ॥
देवत्वमाप्तथा देवि वोधनीयस्त्वयान्वहम् ।[1]

આ બંને અવતરણો ઉપરથી બૌદ્ધ અને જૈન બંને લેખોમાં કેટલી બધી અભિન્નતા છે તે સ્પષ્ટ જણાઈ આવે છે. અને હું તો આથી પણ આગળ વધી એમ કહી શકું છું કે દિવ્યાવદાનમાંનું ઉદ્રાયણ નામ એ જૈન નામ ઉદાયનના બદલે, અગર જૈનનામ ઉદાયન એ બૌદ્ધનામ ઉદ્રાયણના બદલે ભ્રાંતિથી કે લિપિભેદથી જ ઉત્પન્ન થયું છે. કારણ કે બંનેના ગ્રંથોમાં બંને પ્રકારના પાઠભેદો ચોખ્ખા મળી આવે છે. દિવ્યાવદાનમાં જોકે સર્વત્ર રુદ્રાયણ પાઠ આપેલો છે તો પણ બે ચાર ઠેકાણે ઉદ્રાયણ એવું પાઠાંતર પણ મળી આવે છે.[2] અને એમાં વળી બે ઠેકાણે તો ખાસ શ્લોકમાં જ એ એકજ પાઠ આવેલો છે.—જેમકે

मुक्तो ग्रन्थैश्च योगैश्च शल्यैर्निर्वरणैस्तथा ।
अद्याप्युद्रायणो भिक्षू राजधर्मैन मुच्यते ॥ (પાન ૫૬૭).

ક્ષેમેન્દ્રે તો અવદાનકલ્પલતામાં સર્વત્ર ઉદ્રાયણ એ જ પાઠ આપેલો છે અને તે પદ્યમાં હોવાથી બીજા પાઠાન્તરને તેમાં અવકાશ પણ નથી. ઉદાહરણાર્થે—

—बभूव समये तस्मिन् रौरुकाख्ये पुरे नृपः ।
श्रीमानुद्रायणो नाम यशश्चन्द्रमहोदधिः ॥४॥
—कदाचिद्दिव्यरत्नाङ्कं कवचं काञ्चनोज्ज्वलम् ।
प्राहिणोद् बिम्बिसाराय सारमुद्रायणो नृपः ॥११॥
—बिम्बिसारस्य हस्ताङ्कलेखामुद्रायणो नृपः ॥
—उद्रायणस्य नृपतेराय्र्यः कात्यायनोऽथ सः ॥

---

૧ મહાવીરચરિત્ર પાન ૧૫૦.
૨ દિવ્યાવદાન પાન ૫૬૬. ઉપર બે વાર આ નામ આવેલું છે.

આ અવતરણો ઉપરથી સ્પષ્ટ જણાય છે કે બૌદ્ધગ્રંથોમાં અસલ નામ રુદ્રાયણ નહી પણ ઉદ્રાયણ હોવું જોઇએ અને એ જ નામ જૈન ગ્રંથકારોને પણ સંમત હોય તેમ લાગે છે. હેમચંદ્ર વગેરેના ગ્રંથોમાં તેમ જ આવશ્યકસૂત્રની સંસ્કૃત ટીકા આદિમાં પ્રાયઃ સર્વત્ર उदायन એવો પાઠ ઉપલબ્ધ થાય છે પણ ભગવતીસૂત્ર તથા આવશ્યકચૂર્ણિના જૂના હસ્તલેખોમાં ઘણી જગ્યાએ 'उद्दायण' એવો પાઠ સ્પષ્ટ મળી આવે છે.[1] આ ઉપરથી હું માનું છું કે જૈનોને પણ બૌધ્ધોની માફક અસલ નામ उद्रायण જ સંમત હતું જેનું પ્રાકૃતરૂપ उद्दायण થાય છે. ખરી રીતે 'उद्रायण' શબ્દ પણ ખાસ સંસ્કૃત

૧ આ લેખની શરૂઆતમાં, ઉપર જે મેં, ચેટકની ૭ પુત્રીઓ સંબંધી કથનવાળું આવશ્યકચૂર્ણિનું અવતરણ આપ્યું છે તેમાં 'उद्दायण પાઠ જ આપેલો જોવાશે. હાલમાં મારી પાસે જે આવશ્યકચૂર્ણિની હસ્તલિખિત પ્રતિ છે તેમાં એ જ પાઠ છે. એ પ્રતિ અમદાવાદના ડહેલાના ઉપાશ્રયના ભંડારમાંની છે અને સંવત્ ૧૫૧૮ ની સાલમાં લખાએલી છે. એ પ્રતિ લખાવનારની પ્રશસ્તિ પણ છેવટે આપેલી છે જેમાં કેટલીક ઐતિહાસિક હકીકત નોંધેલી હોવાથી હું તેને અહીં પુરી ઉતારી લઉછું.

॥ सो० माणिक। सा० मांडण। सो० भीमा लेखितग्रंत (थ) प्रशस्तिर्लिख्यते। यथा।

श्रीओसवंशांवरपूर्णचन्द्रः सद्वृत्तशोभागुणदीप्यमानः।
श्रीसांगणो मंत्रिवरो बभूव ढीलीपतेर्ग्यासधराधिपस्य॥

सो० सांगणसुतः सो० पद्मः (?) श्रीशत्रुंजयादितीर्थे संघपतिकार्यकर्ता। सो० पद्म(?)सुत सो० धर्ण (?) महानुभावो बभूव तदन्वये सो० धर्णसुत सो० भोजा सो० भोजाभार्या बाई राजलदेइ तस स(सु)त सो० श्रीमाणिक सुतैः सो० मांडण सो० भीमाभिधैः। सो० माणिकभार्या श्रा०......सो० मांडणभार्या श्राव(वि)का सहज। सो० भीमा भार्या श्रा० अहयदे सो० भीमासुत सो०......प्रमुख कुटुंबपरिवारयुक्तैः सरस्वतीकोशे लेपि(खि)त संगृहीतानेकग्रंथैः संघपतीभूय श्रीशत्रुंजयगिरिनारश्रीसोपारकश्रीजीरपल्लीशपार्श्वनाथश्रीअर्बुदाचलचउषाणीश्रीअभिनंदनप्रमु खतीर्थयात्रादिदानपुण्यकारकैः संवत् १५१८ वर्षे बृहत्तपागच्छनायक भट्टा० श्री रत्नसिंहसूरि। भट्टा० श्री उदयवल्लभसूरि। भट्टा० श्री ज्ञानसागरसूरि। भट्टा० श्री चारित्रसुंदरसूरि। भट्टा० उदयसागर उपाध्याय उदयमंडनगणीनामुपदेशेन स्वश्रेयसे श्रीआवश्यकचूर्णि समाप्तमिति॥ छ॥छ॥ ब्राह्मणजीयालिखितं करकृतमपराधं क्षंतिमर्हतः सन्तु॥ (આમાં જેટલા ગૃહસ્થોનાં નામો આવેલાં છે તે બધા ઉપર કોણ જાણે કોઇએ શાહી ફેરવી તેમને ભુંસી નાંખવાનો પ્રયત્ન શા હેતુથી કર્યો હશે?) પ્રશસ્તિ પછી બીજા અક્ષરોમાં એક શેરો મારેલો છે જેમાં જણાવ્યું છે—यह प्रति संवत् १७४३ वर्षे चैत्रसुदि ७ दिने श्री ६ आचार्यजी ऋषि श्री ६ तेजसिंघजीये वृद्धिभंडारी मुकी है॥

હોય એમ લાગતું નથી. મૂળ એ શબ્દ પ્રાકૃત હોઈ उद्दायण જ હશે જેનું સંસ્કૃત રૂપ બૌધ્ધોએ उद्रायण કલ્પ્યું અને જૈનોએ તેને વધારે સંસ્કૃત કરી તેની જગ્યાએ उदायन મુક્યું.

આ રીતે આપણે બૌદ્ધ અને જૈન કથામાં કેટલું બધું સામ્ય છે તે જોયું છે. આ વિલક્ષણ સામ્યનું મૂળ ખોળી કાઢવું કઠિણ છે. જૈનોની હકીકત ઉપરથી બૌધ્ધોએ પોતાની કથા ઘડી કાઢી છે કે બૌધ્ધોની હકીક્તને જૈનોએ બંધબેસતી કરી લીધી છે કે વળી આ બંને સંપ્રદાયોએ કોઇ ત્રીજી જ હકીકતના મૂળ ઉપરથી પોતાની કથા–કલ્પના ઉપજાવી કાઢી છે, એનો નિર્ણય થઇ શકે તેમ નથી. (અપૂર્ણ)

# જ્યોતિષ વેદાંગ*

[ હરિહર પ્રાણશંકર ભટ્ટ. ]

વેદનાં ૭ અંગમાંનું એક અંગ "જ્યોતિષ" છે. આ વેદાંગ જે રૂપમાં હાલ ઉપલબ્ધ છે, તે રૂપમાં તેનો અર્થ સમજવો મુસ્કેલ છે. હસ્તલિખિત પ્રતોની ઉત્તરોત્તર વધતી જતી અશુદ્ધિ એ જ આનું મુખ્ય કારણ હોય એમ લાગે છે. યુરોપીય સંસ્કૃત પંડિતોએ મહેનત લઇ ,અનેક પ્રતો મેળવી તેમાંથી શુદ્ધ પાઠ તારવી કાઢવાનો બહુ પ્રયાસ કર્યો છે, પણ તેમાં તેઓ નિષ્ફળ ગયા છે, અને 'જ્યોતિષ વેદાંગ' નો મોટો ભાગ હજુ અસ્પષ્ટ છે.

આ ગ્રંથમાં બતાવેલી ગણતરીમાં પાછળથી રચાયેલા સંસ્કૃત ગ્રંથો જેટલી ઝીણવટ ન હોય એ આ ગ્રંથનું વેદાંગકાળ કામ જેટલું પ્રાચીનત્વ વિચારતાં સ્હેજે સમજાય એવું છે. આ ગ્રંથ વિષે પુરાતત્ત્વના શોખીનોએ જે રસ બતાવ્યો છે તે તેની ગણતરીને લીધે નહિ, પણ જૂદાં જ કારણોને લઇને. એક કારણ તો એ કે આ ગ્રંથ હિંદુસ્થાનના અને તેથી જગતના સર્વ જ્યોતિષ ગ્રંથોમાં પ્રાચીન છે. અતિ પ્રાચીન કાળમાં માનવજાતિની આકાશસ્થ પદાર્થો વિષે શી કલ્પના હતી એ જાણવાની અત્યારે આપણને સહજ ઇચ્છા થાય છે. વળી આ ગ્રંથ ભારતીય જ્યોતિષ કલ્પનાનું ઉગમસ્થાન ગણાય, તેથી ભારતીય જ્યોતિષપ્રવાહનું સ્વરૂપ સમજવામાં આ ગ્રંથ આપણને સહાય થઇ શકે. પણ યુરોપીય પંડિતોનો આ ગ્રંથ વિષેનો રસ જૂદા જ ધોરણપર છે. આ ગ્રંથમાં ઉત્તરાયણના કાળ સંબંધે ઉલ્લેખ છે, તે ઉપરથી આ ગ્રંથની રચનાના કાળનો એટલે વેદાંગકાળનો નિર્ણય કરવામાં પ્રકાશ પડવાનો સંભવ છે.

'જ્યોતિષ વેદાંગ' નો અર્થ ઉકેલવાના જે પ્રયાસો થયેલા છે, તેમાં પ્રો. થિબોનો પ્રયાસ કંઇક વધારે સફળ હોય એમ લાગે છે. એમણે 'એશિયાટિક સોસાઇટિ ઑફ બેન્ગૉલ'ના મુખપત્ર (૧૮૭૭, અંક ૪) માં એક લેખ લખ્યો છે, તેનો આધાર આ લેખમાં ઘણે ઠેકાણે લીધો છે.

પહેલાં તો પ્રો. ઉવીબરે કેટલીક હસ્તલિખિત પ્રતો પરથી તારવી કાઢેલો ગ્રંથપાઠ નીચે આપ્યો છે. આમ કરવાનો હેતુ એ નથી કે જૂદા જૂદા પાઠની શુદ્ધિ અશુદ્ધિ જોતાં આ પાઠ ઠીક લાગ્યો છે; એવી મહેનત બની શકી નથી. હેતુ ફક્ત એટલો જ છે કે આગળ ઉપર જે ચર્ચા કરવાની છે તેમાં આ શ્લોકોનો ઉલ્લેખ આવશે, તેથી તેમને પૂર્વાપર સંબંધમાં આપ્યા હોય તો અર્થ સમજવામાં સરળતા થાય. વળી ગ્રંથની ભાષા અને દુર્ગમ્યતાનો કંઇક ખ્યાલ આવે એ હેતુ પણ આમાં રહેલો છે.

पञ्चसंवत्सरमयं युगाध्यक्षं प्रजापतिम् ।
दिनर्त्वयनमासाङ्गं प्रणम्य शिरसा शुचिः ॥ १ ॥

* પ્રો. થિબો, ઉવીબર, કોલબ્રૂક, શ્રી. શં. બા. દીક્ષિત, કે. ના. છત્રે વગેરે એ અનેક સ્થળે કરેલી ચર્ચાને ભૂમિકા તરીકે લઇને આ લેખ લખ્યો છે. પણ તેમના મન્તવ્યથી મારે અનેક બાબતમાં જૂદું પડવું પડ્યું છે. જ્યાં જ્યાં આમ થયું છે, ત્યાં ત્યાં મેં તેનાં ગાણિતિક કારણો આપ્યાં છે.

ज्योतिषामयनं पुण्यं प्रवक्ष्याम्यनुपूर्वशः ।
ब्राह्मणेन्द्राणां संमतं यज्ञकालार्थसिद्धये ॥ २ ॥
वेदा हि यज्ञार्थमभिप्रवृत्ताः कालानुपूर्व्या विहिताश्च यज्ञाः ।
तस्मादिदं कालविज्ञानशास्त्रं यो ज्योतिषं वेद स वेद यज्ञम् ॥ ३ ॥
यथा शिखा मयूराणां नागानां मणयो यथा ।
तद्वद्वेदाङ्गशास्त्राणां गणितं मूर्धनि स्थितम् ॥ ४ ॥
माघशुक्लप्रपन्नस्य पौषकृष्णसमापिनः ।
युगस्य पञ्चवर्षस्य कालज्ञानं प्रचक्षते ॥ ५ ॥
स्वराक्रमेते सोमार्कौ यदा साकं सवासवौ ।
स्यात्तदादि युगं माघस्तपः शुक्लोऽयनं ह्युदक् ॥ ६ ॥
प्रपद्येते श्रविष्ठादौ सूर्याचन्द्रमसावुदक् ।
सार्पार्धे दक्षिणार्कस्तु माघश्रावणयोः सदा ॥ ७ ॥
घर्मवृद्धिरपां प्रस्थः क्षपाह्रास उदग्गतौ ।
दक्षिणे तौ विपर्यासः षण्मुहूर्त्ययनेन तु ॥ ८ ॥
प्रथमं सप्तमं चाहुरयनाद्यं त्रयोदशम् ।
चतुर्थं दशमं चैव द्वियुग्माद्यं बहुलेऽप्यृतौ ॥ ९ ॥
वसुस्त्वष्टा भवोजश्च मित्रः सर्पोऽश्विनौ जलम् ।
धाता कश्चायनाद्याः स्युरर्धपञ्चमभस्त्वृतुः ॥ १० ॥
एकान्तरेऽह्नि मासे च पूर्वान्कृत्वा द्विरुत्तरः ।
अर्धयोः पञ्चवर्षाणां मृदू पञ्चदशाष्टमौ ॥ ११ ॥
दुहेयं पर्व चेत्पादे पादस्त्रिंशत्तु सैकिका ।
भागात्मना पवृज्यांशान्निर्दिशेदधिको यदि ॥ १२ ॥
निरेके द्वादशाभ्यस्तं द्विगुणं चाऽयसंयुतम् ।
षष्ठ्या षष्ठ्या युतं द्वाभ्यां पर्वणां राशिरुच्यते ॥ १३ ॥
स्युः पादोऽर्धं त्रिपद्यायास्त्रिद्व्येकेऽह्नः कृते स्थितिम् ।
साम्येनेन्दोः स्तृणोऽन्येतु पञ्चकाः पर्वसंमिताः ॥ १४ ॥
भांशाः स्युरष्टकाः कार्याः पक्षा द्वादशकोद्गता ।
एकादशगुणश्चोनः शुक्लेऽर्धं चैन्दवा यदि ॥ १५ ॥

( અનુસન્ધાન માટે જૂઓ પા. ૩૨૩ )

# गिरनार-चैत्यपरिपाटि

[ પં. બહેચરદાસ જીવરાજ દોશી ]

[ આચાર્ય શ્રી હેમચંદ્રે સંસ્કૃત, પ્રાકૃત, શૌરસેની વગેરે ભાષાઓનાં વ્યાકરણો રચતાં પોતાના 'શબ્દાનુશાસન'ના અંતિમ અધ્યાયના અંતિમ પાદમાં 'અપભ્રંશ' ભાષાનું પણ વ્યાકરણ રચેલું છે (જૂઓ સૂ૦ ૩૨૯ થી ૪૪૭). અપભ્રંશ એટલે કોઇ કારણને લીધે થએલો મૂળ-સ્થિતિનો બગાડ વા વિશેષ બગાડ. જે ભાષા હેમચંદ્રાદિકૃત અપભ્રંશનાં નિયમ-નિયંત્રણોને અનુસારે લખાતી વા બોલાતી તે અપભ્રંશ કહેવાતી. વ્યાપક પ્રાકૃતના મહારાષ્ટ્રી, શૌરસેની, માગધી વગેરે પ્રાંતિક ભેદોની જેમ અપભ્રંશના પણ અનેક ભેદ આચાર્ય [1]માર્કંડેયે પોતાના 'પ્રાકૃત-સર્વસ્વ'માં જણાવેલા છે. વર્તમાનમાં ચાલતી પ્રાંત પ્રાંતની આર્યભાષાઓ તો અપભ્રંશની પણ સગી ગણાય ' બોલચાલમાં કે લખાણમાં વ્યાકરણ-નિયંત્રિત[2] અપભ્રંશ ભાષાનો પ્રચાર તદ્દન ક્યારથી અટક્યો ? ' એ હજૂ વિવાદાસ્પદ છે. તો પણ ભાષાઓનો ઇતિહાસ એ સમય માટે જે નિર્ણય આણે, એ જ નિર્ણય આપણી પ્રાંતિક ભાષાઓના પ્રસવ માટે બંધબેસતો આવવાનો છે. અમુક અમુક શતકવાર 'પ્રાચીન ગૂજરાતી' નું કે બીજી કોઇ પ્રાંતિક ભાષાનું ગદ્ય કે પદ્ય સાહિત્ય સામે રાખી અપભ્રંશના નિયમો દ્વારા પૃથક્ કરવામાં આવે, તો જરૂર તે તે ભાષાનો પ્રસવ-સમય જાણવો સુકર થાય. આ જ લક્ષ્ય રાખી એક ૧૬મા સૈકાની 'ચૈત્ય-પરિપાટિ' અને 'અપભ્રંશનું વ્યાકરણ' આ લેખમાં આપવામાં આવ્યો છે. 'ચૈત્ય-પરિપાટિ'ની ભાષામાં કેટલાં રૂપો શુદ્ધ[3] અપભ્રંશનાં વપરાએલાં છે અને કેટલાં રૂપો પ્રાંતિક અપભ્રંશનાં આવેલાં છે ?—એ વિષે અને એ 'પરિપાટિ' ના કર્તા વગેરેના ઇતિહાસ વિષે તે 'પરિપાટિ' સાથે જ લખવામાં આવનાર છે. ]

૧. 'પ્રાકૃત-સર્વસ્વ' માં આવેલા અપભ્રંશ પ્રકરણને જૂઓ.

૨. અપભ્રંશ ભાષામાં વળી નિયંત્રણ શાં? તો પણ આચાર્ય હેમચંદ્રાદિ વૈયાકરણોએ એ ભાષાને પણ ખાસ ખાસ પ્રત્યયો અને થોડાંએક ફેરફારો દ્વારા નિયંત્રેલી છે. એ જ નિયંત્રણ અહીં સમજવું.

૩. શુદ્ધ અપભ્રંશ-ભાષા એટલે વ્યાકરણના નિયમપૂર્વક વપરાએલી અપભ્રંશ ભાષા.

# गिरिनार–चैत्रप्रवाडी



( विक्रम संवत्–१५१५ना अरसानी )

पणमवि गायम–सोमि जसु आठ इ सिद्धी।
सरसति अंबिक देवि बे वि भूवलयपसिद्धी।
कर सिरि जोडी वीनवुं ए दिऊ मऊ मति माडी।
ऊजिल–गिरिवरतणी अ करिसु हिव चैत्र–प्रवाडी ॥ १ ॥
जिम जिम मऊ मनि संभरइ ए गिरिवर गिरिनारो।
तिम तिम माइ न मारे अंगि अलजउ अपारो।
एह जि एक ऊमाहडउ ए हीअडइ निसदीस।
कहीं रेवयराय–पाय लाइसु निज सीस? ॥ २ ॥
जव जात्रइं अम्हे आविआ ए गिरिनारह निअडा।
दीठउ तीरथराय हरिषि उल्लसि हव हिअडा।
ओ दीसइ गिरि–सिहरि नेमि–मंदिरे भज लहकइ।
आमलसारउ कलस–दंड सोवनमइ झलकइं ॥ ३ ॥
मेघाडंबर सिरहिं छत्त नित नितु नीझरणा।
चामर वरि सोहंति मुकुट नेमीसर–भवणा।
बारह–तण पहिरे वि–नीलकच्छाहि बईठउ।
आज सखी! मइं गिरिहं राय निअ–नयणे दीठउ ॥ ४ ॥
जूनइ–गढि गयणग्ग–लग्ग कोसीसां–ओलि।
माहि समी भूइं नयर–वास विहु पासो पालि।
पूरवमुखि प्रासादि तिहां जिण प्रथम नमीजइ।
पश्चिम–मुखि सिरिवद्धमाण पूजी फल लीजइ ॥ ५ ॥
त्रीजइ थानकि तेजपाल–मंतीसर–कारिअ।
तेजलपुर–वर मंडणउ ए सिरिपास जुहारिअ।
समरसिंह–मालदेवतणउ ऊधार निहालउं।
मंडपि मंडिअ अतिविसाल चउवीस जिणालउं ॥ ६ ॥

२६ वस्तुः

२७ गोअमसामिअ—गोअमसामिअ—पमुह समरेवि ।

२८ सिरिरेवइगिरितणी रचिसु चैत्र—परिवाडि मींठी ।

२९ जव आव्या गिरि—कडणि ताम सिहरि वसही अ दीठी ॥ ७ ॥

३० जूनइ—गढि गिरि—तलहटीअ वंदी आदि जिणिंद ।

३१ वीर पास प्रभु पूजि करि उम्मूलिअ दुह—कंद ॥ ८ ॥

३२ भाषा:

३३ हेव चालउ गिरिनारी—पोलिइं, संचरीइजइं गिरि—मोलिइं, ओलिइं
सिहरि दीसंति ।

३४ मारगि जिमणइं गिरि दामोदर,—सिरुवरि मूरति नेमि—जिणेसर,
धरइ म आणउ भ्रंति ॥ ९ ॥

३५ सोवनरेख—नदीतड—कंठिइं, डावइं मारगनइ उपकंठिइं, कालमेघ खेत्रपाल ।

३६ तिहां दीसइं नानाविध रूंख, फेडइ जनमतणी जे भूख, दूख करइं
विसराल ॥१०॥

३७ फुलिअ फलिअ नवली वल्ली, एक एक पाहिइं अतिभल्ली, हेली ! कहण
न जाइं ।

३८ एक ल्गइं हुइं रूपासिद्धि, इकि दिइं कणयकोडिनी रिद्धि, जउ हुइ
गुरु—आमनाय ॥११॥

३९ हव चडिअइ गिरिनारह पाजइं, मलि सुरहि वाय, तिहां वाजइं,
तादिक वलइं सरीरि ।

४० वेउ पखे परिमलि महमहती, वनसपती दीसइं गहगहती, गिरिवर
गुहिर गंभीर ॥१२॥

४१ धन धन वाहडदे व्यापारिअ, त्रिसठि लाखद्रव्यइं जिण कारिअ,
इसिअ सुहेली पाज ।

४२ रंगिइं रमलि करंत चडीजइ, पगि पगि पग-पोलि पेखीजइं, सारीजइं
मवि काज ॥१३॥

४३ बिहु पखि भोलि अछइं अतिऊंची, आगलि आवइं मांकडकूंडी,
कूडीपरि तिहां फीजइ ।

४४ साकर—वाणी परव भरीजइ मंत्रलोक पाणी पाईजइ, घनहतणउं
फल लीजइ ॥१४॥

४५ बार मास नीझरण झराइं, टहुकइं कोकिल मोर कीगाइं. छ इ रितु
वासि वसंति ।

४६ अनुक्रमि मूलगी पोलि प्रवेस, जव दिट्ठा प्रासाद जिणेस. हरिषि
हिआं विहसंति ॥१५॥

४७ वस्तु:

४८ पाज चडिअइ पाज चडिअइ गिरिहि गिरिनार ।

दामोदर कालमेघ परव पोलि प्रोकार छज्जइं ।

४९ ओषधि वृक्ष वनस्पती महमहंति नीझरण वज्जइं ॥१६॥

५० अनुक्रमि चडतां मूलगिअ पोलिइं किउ प्रवेस ।

५१ जिणप्रासाद निहालिआ टलिआ सयल किलेस ॥१७॥

५२ भाषा—

५३ एक निरंतर जिणप्रसाद दीसइं तिहां निम्मल ।

५४ आमलसारा कलस दंड सोवन्न—झलामल ॥१८॥

५५ सिरूवरि लहकइं धज पताक जाणे किर नच्चइं ।

५६ वाजित्र वाजइं गुहिर सादि अंबर घण गज्जइं ॥१९॥

५७ निरमालडिए:

५८ पहिलउं प्रभु नेमीसरह पहुता सीहदुआरि ।

५९ सज्जणमंत्रि कराविउ निरमालडिए दीठउ जीरण उधार ॥२०॥

६० अलजइं आजइं नेमिनाह भेटिउ परमेसर ।

६१ पश्चिम मुह गब्भारयम्मि बइठउ अलवेसर ।

६२ रतनइं श्रावकि आणिउ ए कंचणह बलाणा ।

६३ ऊवरि पहुतउ जाम ताम न हु चलइ ठाणा ।

६४ तउ तिणि फेरी मंडिउ ए जिणप्रासाद असेस ।

६५ त्रिणि काल प्रभु नेमि जिण निरमालडिए हव तसु पूज करेसु ॥२१॥

६६ केसर नइ कप्पूर—चूर चंदनि चरचीजइ

६७ चंपक केतक कुसुममाल महापूज रचीजइ ।

६८ स्नात्र करी हिव इंद्रमाल पोढी पहिरीजइ ।

६९ देई महाधन आरति अ मंगलीवउ कीजइ ।
७० इणि परि प्रभु पूजा करि अ पूरिअ मनह रुहाडि ।
७१ हिव जगतिइं जिन वंदिसिउं निरमालडिए बे कर करवि निलाडि ॥२२॥
७२ मंडपि मंत्रिअ वस्तुपालि दोइ प्रतिमा ठाविअ ।
७३ आगलि नेमि-जिणिंद--चलण बहु बिंब नमेवि अ ।
७४ हिव बावत्तरि देहरीसु छहं दरिसण युगतिइं ।
७५ जिण--प्रतिमा छइं विविहभंगि पूजीजइ भगतिइं ।
७६ चउकी पेखि सवालखिअ अ प्पापा-मढि बिंब
७७ गई चउवीसी सात जिण निरमालडिए अंम्हि अरचउं अविलंब ॥२३॥
७८ जगति न लाभइं बिंबपार हव रिसह--विहारो ।
७९ तिलवउं तोरण जोईअइ सेतुज--अवतारो ।
८० दाहिण दिसि संमेतसिहरि पूजउं जिण--वीस ।
८१ डावइं अष्टापदि जिणिंद वंदउं चउवीस
८२ बंचिअ दम्मगि वार कोडि असीअ लाख आनंदि
८३ हव कल्याणत्रय--तणइ निरमालडिए जाईजइ प्रासादि ॥२४॥
८४ धन धन सोनी समसिंह मालदे व्यवहारिअ ।
८५ जेहिं कल्याणत्रय--विहार--उद्धार कराविअ ।
८६ चिहुं दिसि त्रिहुं भूमीहिं मूलनायक तिहां बार ।
८७ कोसगि रहिआ प्रथम भूमि सिरिनेमिकुमार ।
८८ चडतां जसु पातलि अंजलिइं सवे टलंता रोग ।
८९ सेविउ स्वामी पूरवइए निरमालडिए अनुदिन भोग-संयोग ॥२५॥
९० दिक्ख--नाण--निव्वाण तिहां मिरि सोहइ छत्र ।
९१ जीरण प्रतिमा वाम--पासि धुरि तासु सनात्र ।
९२ मंडप सयल विसाल मेघमंडप रुलिआलउ ।
९३ त्रिहुं दिसि भद्र-तणा प्रमाद बावन्न जिणालउ ।
९४ ओसवंसि श्रीसमरसी मालदेव मनरंगि ।
९५ संव नउदचउराणवइ निरमालडिए उद्धरिउ उत्तुंग ॥२६॥
९६ तसु तादि जिण--पूजा--निमित्त चंपकवन रोपिअ ।
९७ दह दिसि परिमल (म)हमहंति छाया-भरि ओपिअ ।

९८ हव जईइ नरपाल–साह कारिअ प्रासादि ।
९९ संप्रति बिंब कारविअ वीर पित्तलमय वांदि ।
१०० नंदीसर अट्ठावयह सेतुंजय अवतार ।
१०१ त्रिहुं दिसि थजी(?) जिण नमउं निरमालडिए चंद्रगुफा मज्झारि ॥२७॥
१०२ हव जीराउलि तित्थ साहगोईइं निम्माविअ ।
१०३ शोणागर प्रासादि बिंब पित्तलमय ठाविअ ।
१०४ कोठारिअ पूनसीहतणइ सिरिसंति जिणिंदो ।
१०५ नागमोर–झिरि इंद्रमंडप पेखिअ आणंदो ।
१०६ जोईअ कुंड गइंदमु ए छत्रसिला तसु हेठि ।
१०७ सांकलिआली पाज पुण निरमालडिए निरखिअ द्रेठि ॥ २८ ॥
१०८ नेमिजिणवर नेमिजिणवर करिअ सन्नात्र जगति अ पापामढि नमिअ ।
१०९ रिसहनाह सेतुज्ज सामिअ कल्याणत्रय नेमिजिण वद्धमाण
पित्तलह निम्मिअ ।
११० जीराउलि अवतार-वर पित्तलमय जिणचंद ।
१११ संति–जिणिंद जुहारि करि छूटा भवह विछंद ॥ २९ ॥
११२ भापा— ( भमारूली )
११३ गिरिविर टूंक सोहामणां तु भमारूली हव तिहां जिण वंदेमि ।
११४ धुरि मरुदेवा कवाडि जख तु भमारूली राजीमति रहनेमि ॥ ३० ॥
११५ डावइं पाज सुकोमली तु भमारूली चडीइ गेलि करंत ।
११६ अंबिकदेवि आराहिअइ भमारूली साहम्मिणि गुणवंति ॥ ३१ ॥
११७ जसु आदेसिइं नीपजइं तु भमारूली गिरि सिरि इम प्रासाद ।
११८ भगत मनोरथ पूरवइ तु भमारूली टालइ सयल विषाद ॥ ३२ ॥
११९ नेमीसर सिरुवरि धरइ तु भमारूली समरी दिइ हुंकार ।
१२० एक जीभ किमु वर्णवुं तु भमारूली महिमा न लहउं पार ॥ ३३ ॥
१२१ आगलि अवलोणा सिहर तु भमारूली ज्ञानसिला श्रीनेमि ।
१२२ ईहंथिकउ हुइ ढूकडुं तु भमारूली मुगतिइं जईइ खेमि ॥ ३४ ॥
१२३ अऊठ कोडि यादव कुमर तु भमारूली ईहं ऊपन्नां ज्ञान ।
१२४ ईणं गिरि ऊचउं सिखर तु भमारूली अवर न एह समान ॥ ३५ ॥
१२५ तिहां आरुहिअ निहालीइ तु भमारूली रूअडउं लाखाराम ।

सहसारामिइं नेमि जिण तु भमारूली पेखी करउं प्रणाम ॥ ३६ ॥
विषम पाज यतनेइं चडीइ तु भमारूली आगलि सांब पज्जून ।
पूजी सफल करेसु हव तु भमारूली लाधी माणुस योनि ॥ ३७ ॥
आगलि सिद्ध विणायग तु भमारूली दीसइ पुण अतिदूरि ।
तसु देहरी निहालता तु भमारूली ऊपजइ आणंद पूर ॥ ३८ ॥
वस्तु:—
जाख कवडिल जाख कवडिल अनइ मरुदेवि ।
राजीमति रहेनेमि नमि पालव डवि अंबिक अराहउं ।
अवलोणा सिहरि जई ज्ञानसिला निअ नयणि चाहउं ॥ ३९ ॥
आगलि सांब पज्जून नमउं सिद्ध विणायक टूंक ।
कंचण वलाणा बारणइ पेखिअ पातक मुंकि ॥ ४० ॥
माल्हंतडे---
हव वलि पाछा आविआ ए माल्हंतडे सहसार्विंदु गुफ दीठ ।
ऊजिलपति वलि भेटिउ ए माल्हंतडे नयणडे अमिअ पईठ ॥ ४१ ॥
पाय लागी नइ वीनवुं ए माल्हंतडे वनितडी अवधारि ।
हुं प्रभु भागउ भवभ्रमण माल्हंतडे तउ आविउ तुम्ह बारि ॥ ४२ ॥
पुद्गल-प्रावृत जे कहिआ ए माल्हंतडे जिनमति आठ प्रकार ।
ते पहिला व मइं किआ ए माल्हंतडे अनंत अनंती वार ॥ ४३ ॥
चउरासी लख जीवयोनि माल्हंतडे तिहां छइं जे कुलकोडि ।
ते मइ फरिसी अनंतवार माल्हंतडे प्रभु कहिरइं दिउं खोडि ॥ ४४ ॥
कुणिहि जनमि नवि भेटिउ ए माल्हंतडे तुं ठाकुर मइं नाह ।
हवडां जउ प्रभु तुम्हि मिल्या ए माल्हंतडे तउ मझरइं दिउ बांह ॥४५॥
नारमूआ—
हूं नवि मागउं राजरिद्धि नारमूआ नवि हुं भोगविलास ।
एक जि मागउं नेमिजिण नारमूआ छोडि नमूं प्रभवास ॥ ४६ ॥
तुं कल्पतरु कामधेणु नारमूआ तुं चिंतामणि सार ।
तूंह मनउ भागे कोइ नहीं नारमूआ मनवंछित दातार ॥ ४७ ॥
हिव करुणा कर सामिआ ए नारमूआ सेवकनी करउ सार ।
मुगतिपुरी लेइं पहुतिवउ ए नारमूआ आपउ सुख भंडार ॥ ४८ ॥

चैत्र–प्रवाडि ए पढइं गुणइं नारमूआ अन्नइ जे निसुणंति ।
ते सवि तीरथ–जात्र तणउं नारमूआ निश्चइं फल पामंति ॥ ४९ ॥
श्रीसोमसुंदर गुरु अ गणहर सीस सिवसुखदायको
जयतं श्रीगुरु रयणसेहर सूरि तपगच्छ नायको ।
तसु सीसलेसिहि हेमहंसिहिं थुणिअ रेवयगिरिवरो
जे भविअ भावइं तांह आवइं सयल सिद्धिसयंवरो ॥ ५० ॥

॥ इति श्रीगिरनारस्तवन संपूर्ण ॥



# गिरनार–चैत्यपरिपाटि.



પ્રણમી **ગૌતમ**-સ્વામી જેને આઠે સિદ્ધિ
સરસ્વતી **અંબિકા** દેવી એ ય ભૂવલયપ્રસિદ્ધિ
કર શિરે જોડી વીનવું એ દ્યો મને મતિ માતા !
**ઉજ્જવલ**-ગિરિવરની કરીશ હવે ચૈત્ય-પરિપાટિ ૧
જેમ જેમ મારા મને સાંભરે એ ગિરિવર ગિરનાર
તેમ તેમ માય ન મારા અંગે અચરજ અપાર
એ જ એક ઊમાહડો એ હૈડે નિશદિવસ
ક્યારે **રૈવતરાજ**-પાયે લાગીશ નિજ શીષ ૨
જ્યારે જાત્રાએં અમે આવિયા એ **ગિરિનાર**ની નિકટા
દીઠો તીર્થરાજ હરખે ઉલ્લસે હવે હૈડાં
એ દીસે ( દેખાય ) ગિરિ-શિખરે **નેમિ**-મંદિરે ધ્વજ લહેકે
આમલસારો કલશ દંડ સોવનમય ઝલકે ૩
મેઘાડંબર શિરે છત્ર નિત્ય નિત્ય નિર્જરણાં
ચામર વર ( પરે ) શોભે મુગટ નેમીશ્વર-ભવનાં
દ્વારને પેરે ( પ્રહરે ) વિનીલક છાંયે બેઠો ( ? )
[ બહાર તૃણ પહેરી નીલક છાંયે બેઠો ( ? ) ]
આજ સખી મેં ગિરિનો રાજા નિજ નયને દીઠો ૪
જૂને-ગઢે ગગનાગ્રે લાગી કોશીષા-ઓળ

૧૯ મધ્યે સમી જામી નગર-વાસ એ પાસે પાળ
૨૦ પૂર્વ-મુખે પ્રાસાદે ત્યાં જિન પ્રથમ નમીજે
૨૧ પશ્ચિમ-મુખે શ્રીવર્ધમાન પૂજી ફળ લીજે ૫
૨૨ ત્રીજે સ્થાનકે તેજપાલ મંત્રીશ્વર-કારિત
૨૩ તેજલપુર-વર મંડન એ શ્રીપાસ જુહાર્યા
૨૪ સમરસિંહ-માલદેવનો ઉદ્ધાર નિહાળ્યો
૨૫ મંડપે મંડિત અતિવિશાલ ચોવીશ જિનાલય ૬
૨૬ વસ્તુ:
૨૭ ગૌતમસ્વામી ગૌતમસ્વામી પ્રમુખ સમરી
૨૮ શ્રીરૈવતગિરિતણી રચીશ ચૈત્ય-પરિપાટિ મોટી
૨૯ જ્યારે આવ્યા ગિરિ-કટણે ત્યારે શિખરે વસતિ દીઠી ૭
૩૦ જૂને-ગઢે ગિરિ-તળાટીએ વાંદી આદિ જિનંદ
૩૧ વીર પાર્શ્વ પ્રભુ પૂજી કરી ઉન્મૂલ્યા (ઉન્મૂલિત) દુઃખકંદ ૮
૩૨ ભાષા:
૩૩ હવે ચાલો ગિરનાર-પોળે સંચરીજે ગિરિ મોલિએ ઓળે શિખરે દીસે
૩૪ માર્ગે ભમણે ગિરિ દામોદર સરોવરે મૂર્તિ નેમિ-જિનેશ્વર ધરે મ આણો ભ્રાંતિ ૯
૩૫ સુવર્ણરેખા નદીતટ-કાંઠે, ટાળે મારગને ઉપકંઠે કાળમેઘ ક્ષેત્રપાળ
૩૬ ત્યાં દીસે નાનાવિધ વૃક્ષ, ફેડે જન્મતણી જે ભૂખ, દુઃખ કરે વિસરાળ ૧૦
૩૭ ફૂલી ફળી નવલી વેલ એકએકપે અતિભલી કે સખા કહ્યું ન જાય
૩૮ એક લગે હુએ (થાય) રૂપાસિદ્ધિ, એક દીએ કનકોટિના ઋદ્ધિ, જો હોય ગુરુ આમ્નાય ૧૧
૩૯ હવે ચડીએ ગીરનારની પાજે, શીતળ સુરભિ વાય ત્યાં વાગે, ટાઢક વળે શરીર
૪૦ બે પાખે પરિમલ મદમદતી, વનસ્પતિ દીસે ગદગદતી, ગિરિવર ગુહિર ગંભીર ૧૨
૪૧ ધન્ય ધન્ય વાગ્ભટ દેવ વ્યાપારી, ત્રેસઠ લાખ દ્રવ્યે, જેણે કારિત, (કરાવી) એવી સુખકેલી પાજ
૪૨ રંગે રમત કરંતા ચડીજે, પગે પગે પરબ-પોળ પેખીજે, સારીજે સવિ કાજ ૧૩
૪૩ બે પાખે ઓળિ છે અતિ ઊંડી, આગળ આવે આંકડ (આંકડ) કુંડી, રૂડીપરે ત્યાં કીજે
૪૪ સાકર-પાણી પરબ ભરીજે, સંઘલોકને પાણી પાઈજે, ધનનું ફળ લીજે ૧૪
૪૫ બાર માસ નિર્ઝરણ ઝરે, ટહુકે કોકિલ મોર કેકાપે, છ એ ઋતુ વાસ વસંત
૪૬ અનુક્રમે મૂળ પોળિ-પ્રવેશ, જ્યારે દીઠા પ્રાસાદ જિનેશ, હરખે દેખ્યાં જિન (?) સંત ૧૫

વસ્તુ:
પાજ ચડીએ પાજ ચડીએ ગિરિ ગિરનાર દામોદર કાલમેઘ પરળ
પોળ પ્રાકાર છાજે
ઔષધી વૃક્ષ વનસ્પતિ મહમહતી નિર્ઝરણુ વાજે. ૧૬
અનુક્રમે ચડતાં મુક્ષ્ગી પોળે કિયો પ્રવેશ
જિન-પ્રાસાદ નિહાળ્યા ટળ્યા સકલ કલેશ. ૧૭
ભાષા:
એક નિરંતર જિનપ્રાસાદ દીસે ત્યાં નિર્મળ
આમલસારા કલશદંડ સોવન-ઝગામળ ૧૮
શિર ઉપર લહેકે ધ્વજપતાકા જાણે નાચે
વાજિત્ર વાજે ગુહિર સાદે અંબર ધ્વન ગાજે. ૧૯
(નિરમાલડિએ)
પહેલું પ્રભુ નેમીશ્વરના પહોંત્યા (વ્યા) સિંહદ્વારે
સજ્જનમંત્રિ કરાવ્યો નિરમાલડિએ દીઠો જીર્ણ-ઉદ્ધાર. ૨૦
અચરજે આજે નેમિનાથ ભેટયા પરમેશ્વર
પશ્ચિમમુખ ગભારામાં બેઠા અલંકેશ્વર.
રતન શ્રાવક આણ્યો એ કંચનના બલાનક
ઉંબરે પહુંત્યો (ગ્યો) જ્યારે ત્યારે ન જ ચાલે સ્થાનથી
તો તેણે ફરી માંડ્યો એ જિનપ્રાસાદ અશેષ
ત્રણે કાળ પ્રભુ નેમિજિન નિ૦ હવે તેની પૂજા કરો. ૨૧
કેસર અને કપૂરચૂર ચંદને ચર્ચાજે.
ચંપક કેતકી કુસુમમાલા મહાપૂજા રચીજે.
સ્નાત્ર કરી હવે ઇંદ્રમાલા પ્રૌઢી પહેરીજે
હય મહાધ્વજ આરતી મંગલદીપક કીજે.
એ પ્રકારે પ્રભુ પૂજા કરી પૂરી મનની રૂહાડિ
હવે જગતીમાં જિન વાંદિશું નિ૦ એ કર કરી લલાટે ૨૨
મંડપે મંત્રિ વસ્તુપાલ એ ય પ્રતિમા સ્થાપિત
આગળ મિ-જિનંદ-ચરણ બહુ બિંબ નમીને
હવે બહોંતેર દેહરીઓમાં છે દર્શન યુક્તિએ
જિન પ્રતિમા છે વિવિધ ભંગે પૂજીજે ભક્તિએ
ચોકી પેખા સવાલખી ને પ્રપા-મઠે બિંબ
ગઇ ચોવીશી સાત જિન નિ૦ અમે અરચીએ અવિલંબ ૨૩
જગતી (માં) ન લાભે બિંબપાર હવે ઋષભ વિહાર
ત્રણલખું તોરણુ જોઇએ શત્રુંજય અવતાર
દક્ષિણ દિશે સંમેતશિખરે પૂજું જિન-વીશ
ડાબે અષ્ટ પદે જિનંદ વાંદુ ચોવીશ

૮૨ વ્યયી (ખર્ચી) દમ્મે (દામે) બારક્રોડ એંશી લાખ આનંદે
૮૩ હવે કલ્યાણત્રયતણે નિ૰ જાઇએ પ્રાસાદે ૨૪
૮૪ ધન ધન સોની સમ(ર)સિંહ માલદેવ વ્યવહારી
૮૫ જેઓએ કલ્યાણત્રય-વિકાર-ઉદ્ધાર કરાવ્યો
૮૬ ચો દિશે ત્રણે ભૂમિમાં મૂલનાયક ત્યાં ખડાર
૮૭ કાઉસગે રહ્યા પ્રથમ ભૂમિ શ્રીનેમિકુમાર
૮૮ ધડનાં (કરનાં) જેના પાદ-તલે અંજલિએ સર્વે ટળંતા રોગ
૮૯ સેવો સ્વામી પૂરવે એ નિ૰ અનુદિન ભોગ-સંયોગ ૨૫
૯૦ દીક્ષા જ્ઞાન નિર્વાણ ત્યાં શિરે શોભે છત્ર
૯૧ જીર્ણ પ્રતિમા વામ પાસે ધુરે (પહેલું) તેનું સ્નાત્ર
૯૨ મંડપ સકલ વિશાળ મેઘમંડપ રળિયાળો
૯૩ ત્રણે દિશે ભદ્રના પ્રાસાદ બાવન જિનાલય
૯૪ ઓસવંશે શ્રીસમરસિંહ માલદેવ મન-રંગ
૯૫ સંવત ચૌ ચોરાણું નિ૰ ઉદ્ધર્યો ઉત્તુંગ ૨૬
૯૬ તેની તટ (પાસે) જિનપૂજાનિમિત્ત ચંપક વન રોપ્યું
૯૭ દશ દિશે પરિમલ મહમહંત છાયાભરે ઓપ્યું
૯૮ હવે જાઇએ નરપાળશાહ કારિત પ્રાસાદે
૯૯ સંપ્રતિ-નૃપ કરાવેલ વીર પિત્તલમય વાંદો
૧૦૦ નંદીશ્વર અષ્ટાપદના શત્રુંજય અવતાર
૧૦૧ ત્રણે દિશે (સત્રી?) જિન નમું નિ૰ ચંદ્રગુફા મોઝાર ૨૭
૧૦૨ હવે જીરાઉલે તીર્થે શાહ ગોયે નિર્માવ્યું
૧૦૩ સોનાક(ગ)ર પ્રાસાદે બિંબ પિત્તલમય સ્થાપ્યું
૧૦૪ કોઠારી પૂનશીતણે શ્રીશાંતિજિનંદ
૧૦૫ નાગમોર-ઝરે ઇંદ્ર-મંડપ પેખી આનંદ
૧૦૬ જોઈ કુંડ ગજેંદ્રપદ એ છત્રશિલા તેની હેઠ
૧૦૭ સાકળીવાળી પાજ વળી નિ૰ નિરખી દૃષ્ટે (?) ૨૮
૧૦૮ નેમિજિનવર નેમિજિનવર કરી
સ્નાત્ર જગતીમાં ને પ્રણામઠે નમી
૧૦૯ ઋષભનાથ શત્રુંજયસ્વામી
કલ્યાણત્રય નેમિજિન વર્ધમાન પિત્તલના નિર્મિત
૧૧૦ જીરાઉલે અવતાર વર પિત્તલમય જિણચંદ
૧૧૧ શાંતિજિનંદ જુહારી કરી છૂટયા ભવના વિંદ ૨૯
૧૧૨ ભાષા— (ભમારુલી)
૧૧૩ ગિરિવર ટૂંક સોહામણી તો ભમરલા હવે ત્યાં જિન વાંદું
૧૧૪ ધુરે મરુદેવા કપર્દિયક્ષ તો ભમરલા રાજીમતી રહનેમિ ૩૦
૧૧૫ ગાળે પાજ સુકોમળી તો ભ૰ ચડીએ ગેલ કરંત

૧૧૬ અંબિકાદેવી આરાધીએ તો ભ૦ સાધર્મિણી ગુણવંત ૩૧
૧૧૭ જેના આદેશે નીપજે તો ભ૦ ગિરિશિરે એમ પ્રાસાદ
૧૧૮ ભગત મનોરથ પૂરવે તો ભ૦ ટાળે સકલ વિષાદ ૩૨
૧૧૯ નેમીશ્વર શિર ઉપર ધરે તો ભ૦ સમરી જે હુંકાર
૧૨૦ એક જીભ કેમ વર્ણવું તો ભ૦ મહિમા ન લહું પાર ૩૩
૧૨૧ આગળ **અવલોકન** શિખર તો ભ૦ **જ્ઞાનશિલા** શ્રીનેમિ
૧૨૨ પડાંથી થઈ ઢુકડું તો ભ૦ મુક્તિએ જાશે ક્ષેમે ૩૪
૧૨૩ ઉંઠ (૩ા) ક્રોડ **યાદવ** કુમાર તો ભ૦ અહીં ઉપન્યાં નાન
૧૨૪ આ ગિરિ ઉચ્ચ શિખર તો ભ૦ અપર ન ઓડ સમાન ૩૫
૧૨૫ ત્યાં આરૂહી ( ચડી ) નિહાલીએ તો ભ૦ રૂડા **લાખારામ**
૧૨૬ **સહસ્રારામે** નેમિજિન તો ભ૦ પેખી કરૂં પ્રણામ ૩૬
૧૨૭ વિષમ પાજ યતને ચડીએ તો ભ૦ આગળ **શાંબ પ્રદ્યુમ્ન**
૧૨૮ પૂજી સફલ કરો હવે તો ભ૦ લાધી માનુષ યોનિ ૩૭
૧૨૯ આગળ સિદ્ધ **વિનાયક** તો ભ૦ દીસે વળી અતિદૂરે
૧૩૦ તેની દેહરી નિહાળતાં તો ભ૦ ઉપજે આનંદ પૂર ૩૮
૧૩૧ વસ્તુઃ—
૧૩૨ **યક્ષ** કપર્દિ યક્ષ કપર્દિ અને **મરૂદેવી**
૧૩૩ **રાજીમતી રહનેમિ** નમી પાલવ ડાબે **અંબિકા** આરાધું
૧૩૪ **અવલોકન** શિખરે જઈ **જ્ઞાનશિલા** નિર્જ નયને ચાહું
૧૩૫ આગળ **સાંબ પ્રદ્યુમ્ન** નમું **સિદ્ધવિનાયક** ટૂંક
૧૩૬ કંચનબલાણા બારણે પેખી પાતક મૂંકી ૪૦
૧૩૭ માલ્હંતડે—
૧૩૮ હવે વળી પાછા આવિઆ એ માલ્હંતા **સહસ્રબિંદુ** ગુફા દીઠી
૧૩૯ **ઉજ્જવલપતિ** વળી ભેટ્યો એ માલ્હંતા નયને અમી પેઠું ૪૧
૧૪૦ પાય લાગીને વીનવું એ માલ્હંતા વીનતડી અવધારી
૧૪૧ હું પ્રભો ! ( ભુ ! ) ભાગો ભવભ્રમણ મા૦ તો આવ્યો તુમ બારે ૪૨
૧૪૨ **પુદ્ગલપરાવર્ત** જે કહ્યા એ મા૦ જિનમતે આઠ પ્રકાર
૧૪૩ તે પહેલા એ મેં કર્યા એ મા૦ અનંત અનંતી વાર ૪૩
૧૪૪ **ચોરાશી લાખ** જીવયોનિ એ મા૦ ત્યાં છે જે **કુલકોટિ**
૧૪૫ તે મેં ફરશી અનંતવાર મા૦ પ્રભુ કોને કરૂં ઓડ ૪૪
૧૪૬ કોઇ જન્મે નવિ ભેટ્યો એ મા૦ તું ઠાકર મેં નાથ
૧૪૭ હમણાં જો પ્રભુ તમે મલ્યા એ મા૦ તો મને પો બાંય (હ) ૪૫
૧૪૮ ( નારમૂઆ )
૧૪૯ હું નવિ માગું રાજરિદ્ધિ નારમૂઆ ન વિ હું ભોગવિલાસ
૧૫૦ એક જ માગું નેમિજિન નાર૦ છોડી નમું ગર્ભવાસ ૪૬
૧૫૧ તું કલ્પતરૂ કામધેનુ નાર૦ તું ચિંતામણિ સાર

૧૫૨ તારી સમો જગે કોઇ નહિ નાર૦ મનવંછિત દાતાર ૪૭,
૧૫૩ હવે કરૂણા કરી સ્વામી એ નાર૦ સેવકની કરો સાર
૧૫૪ મુક્તિપુરી લઇ પહોંચાવો એ નાર૦ આપો સુખભંડાર ૪૮
૧૫૫ ચૈત્ય પરિપાટિ એ પઢે ગુણે [ગણે] નાર૦ અને ( અન્ય-બીજા ) જે નિસુણે
૧૫૬ તે સ.વં તીર્થયાત્રાનું નાર૦ નિશ્ચે ફળ પામે ૪૯
૧૫૭ શ્રી સોમસુંદર ગુરૂ ગણધર શિષ્ય શિવસુખ દાયકો
૧૫૮ જ્યો શ્રી ગુરૂ રત્નશેખર સૂરિ તપગચ્છ નાયકો
૧૫૯ તેના શિષ્ય લેશ હેમહંસે સ્તવ્યો રૈવતગિરિવરો
૧૬૦ જે ભવ્ય ભાવે તેઓને આવે સકલ સિદ્ધિસ્વયંવરો
૧૬૧ ઇતિ શ્રીગિરનાર સ્તવન સંપૂર્ણ.

# પરિપાટિ-પરિચય.

[ આ પરિચયમાં 'કર્તા'નો ઇતિહાસ જણાવવા ઉપરાંત પરિપાટિમાં આવેલાં તીર્થંકરનાં નામો, ખાસ વિશેષ નામો, ભૌગોલિક નામો, જૈન પારિભાષિક શબ્દો, શબ્દોની વ્યુત્પત્તિ, નામની વિભક્તિઓ, ક્રિયાપદના પ્રત્યયો, અવ્યયો, તદ્ધિતાંત શબ્દો અને દેશી શબ્દો-એ પ્રત્યેક સંબંધે થોડું ઘણું જણાવવાનું છે. ]

કર્તા:-પરિપાટિના છેલ્લા પદ્યમાં "सीसलेसिहि हेमहंसिहिं" (૧૫૯) આ ઉલ્લેખ કરીને કર્તાએ પોતાનું નામ જણાવ્યું છે, સાથે પોતાનો ગચ્છ, પોતાના ગચ્છગુરુ અને દીક્ષાગુરુને પણ ઓળખાવ્યા છે. કર્તાનું નામ હેમહંસ છે-જે પોતાની બીજી કૃતિએમાં ગણી તરીકે વિશ્રુત છે: એમના ગચ્છનું નામ તપાગચ્છ, દીક્ષાગુરુનું નામ મુનિસુંદર અને ગચ્છગુરુનું નામ રત્નશેખર.

આ પરિપાટિ કરતા ઉપરાંત એમણે રચેલા 'ન્યાયસંગ્રહ' (વ્યાકરણની પરિભાષાનો સંગ્રહ-સં. ૧૫૧૫-અમદાવાદ), તેની 'ન્યાયમંજૂષા' નામની વૃત્તિ, એ વૃત્તિ ઉપર 'ન્યાસ', 'ષડાવશ્યકનો બાલાવબોધ' (સં. ૧૫૧૦) અને 'આરંભસિદ્ધિ'નું (સં. ૧૫૧૦-આશાપલ્લિ) વાર્તિક વગેરે અનેક ગ્રંથો હજી પણ ઉપલબ્ધ છે. ગ્રંથકાર વૈયાકરણ હોવા ઉપરાંત જ્યોતિષી અને સૈદ્ધાંતિક પણ છે. એમના પ્રશંસક ઉલ્લેખો 'સોમસૌભાગ્ય' કાવ્યમાં (સં. ૧૫૨૪) અને 'ગુરૂગુણરત્નાકર' કાવ્યમાં (સં. ૧૫૪૧) પણ મળી આવે છે (પૃ. ૧૦ શ્લો. ૫૬). એમના વિદ્યાગુરુ 'ચારિત્રરત્ન' વાચક હતા, એ વિષે એમણે ન્યાયમંજૂષાની પ્રશસ્તિમાં સ્પષ્ટપણે "विद्यामिद्धमिमं हृदि प्रणिदधे चारित्ररत्नं गुरुम्" (શ્લો. ૧૨. પૃ. ૧૫૪) જણાવેલું છે. પરિપાટિમાં જે એમણે સોમસુંદરને યાદ કર્યા છે અને 'ગણધર' કહ્યા છે તે પોતાના ગચ્છગુરુ રત્નશેખરના ગુરુ હોવાને લીધે જ. એ જ રીતે એમણે ન્યાયમંજૂષાની અને ષડાવશ્યક-બાલાવબોધની પુષ્પિકામાં પણ સોમસુંદરને

સંભારેલા છે. આ 'પરિપાટિ'માં કોઇ સંવતનો ઉલ્લેખ નથી તો પણ એમના અન્યાન્ય ગ્રંથો દ્વારા એમનો સમય ૧૫૧૦-૧૫ નો સુનિર્ણીત છે એટલે આ 'પરિપાટિ' પણ એ સમયની હોય એમાં બીજા સંવાદની શી જરૂર?

**તીર્થંકરનાં નામો**:-આ પરિપાટિના નાયક શ્રી નેમિનાથ કે શ્રી નેમનાથસ્વામી (જૈનોના બાવીશમા તીર્થંકર) છે. જૈનપુરાણ પ્રમાણે તેમના પિતાનું નામ **સમુદ્રવિજય**, માતાનું નામ **શિવાદેવી**, સાસરાનું નામ **ઉગ્રસેન**, સ્ત્રીનું નામ **રાજિમતી** (૧૩૩-૧૧૪) અને એમના -કાકાના દીકરા-ભાઇનું નામ **શ્રીકૃષ્ણચંદ્ર**-જેઓને વિદ્વાનોએ 'ગીતા'ના પ્રવર્તક ગણેલા છે. આ 'પરિપાટિ'માં આવેલા (૧૧૪) 'રહનેમિ' કે (૧૩૩) 'રહનેમિ' (રથનેમિ) પણ શ્રી નેમિનાથના ભાઇ થાય અને '**સાંબ-પજ્જૂન**' (૧૨૭-૧૩૫) (**શાંબ** અને **પ્રદ્યુમ્ન**) તે **શ્રીકૃષ્ણચંદ્રના** પુત્ર થાય. **શ્રીનેમનાથસ્વામી** વિવાહે જતાં અધવચથી પાછા વળી ગિરનાર ઉપર જઇને ત્યાગિપણે રહ્યા હતા એટલે સંયમી કે સંન્યાસી થયા હતા. [આ હકીકતને જૈન પરિભાષામાં 'દીક્ષાકલ્યાણક'નું નામ અપાય] તપ તપતાં એ બ્રહ્મચારી પુરુષે આ પહાડ ઉપર જ આત્મવિદ્યા મેળવી હતી, [એનું નામ 'જ્ઞાનકલ્યાણક'] અને છેવટે એ યોગીશ્વરે નિર્વાણ પણ આ સ્થળેથી જ મેળવ્યું હતું [એ નિર્વાણકલ્યાણક]. એ મહાપુરુષ વંશે **યાદવ** (**જાડેજા**) હતા. આ 'ગિરનાર તીર્થ' એમને લીધે જ પૂજાય છે. આ પરિપાટિમાં એમને માટે **નેમિ** (૧૨)[1] **નેમિકુમાર** (૮૭) અને **ઊજિલપતિ** (૧૩૯) એ ત્રણ શબ્દો યોજાએલા છે. છેલ્લો શબ્દ ઊજિલપતિ એટલે ઉજ્જ્વલપતિ.

ગિરનારનું બીજું નામ 'ઉજ્જ્વલ' છે, માટે એમને એના પતિ-ધણિ-કહેલા છે. આ પુરુષ સિવાય બીજા કોઇ તીર્થંકર અહીં આવ્યા હોય એમ જૈનપુરાણ પણ કહેતું નથી, તો પણ એ **ગિરનાર** ઉપર બીજા બીજા તીર્થંકરોનાં મંદિરો છે તે એની તીર્થભૂમિને લીધે. પરિપાટિમાં બીજા તીર્થંકરોનાં નામ આ પ્રમાણે નોંધેલા છેઃ 'જિણ પઢમ' (૨૦) 'રિસહ-નાહ' (૧૦૯) **શાંતિ** (૧૦૪), '**પાસ**' (૩૧) અને '**વર્ધમાન**' (૨૧) '**વીર**' (૩૧). આમાં 'જિણ (જિન) પ્રથમ' અને 'રિસહ (ઋષભ) નાથ' એ બન્ને નામો **નાભિ** રાજાના પુત્ર અને (**મરુદેવા**-૧૧૪) (**મરુદેવિ**-૧૩૨) **મરુદેવીના** આત્મજ ઇક્ષ્વાકુવંશી શ્રી ઋષભદેવજીનાં છે. આ પુરુષ જૈનોના[2] પ્રથમ તીર્થંકર છે અને ભાગવતના પ્રથમ સંન્યાસી છે. *આચાર્ય **ધર્મકીર્તિ**એ પણ શ્રી **વર્ધમાન**ના નામ સાથે એમના નામને યાદ કર્યું છે. જૈનસંપ્રદાયમાં **સાંખ્યદર્શનના** પ્રણેતા મહર્ષિ કપિલને આ પુરુષના સમસમયી ગણેલા છે. આમના પિતા 'કુલકર' કહેવાતા. એમના પુત્રોમાં **ભરત** અને **બાહુબલી** એ બે મુખ્ય હતા. '**શાંતિ**' એ સોળમા '**શાંતિનાથ**' તીર્થંકરનું ટૂંકું નામ છે. આ મહાપુરુષે માત્ર એક પારેવાને બચાવવા માટે પણ પોતાનો દેહ જતો કર્યો હતો. આવા દયાળુ પુરુષો **મહાભારતમાં** (રાજા શિબિ) પણ મળી આવે છે. એમનાં માતા **અચિરા** અને પિતા **વિશ્વસેન** હતા. 'પાસ' 'પાર્શ્વ' એ પણ ત્રેવીસમા જૈન તીર્થંકર '**પાર્શ્વનાથ**'નું ટૂંકું નામ છે. આ યોગીશ્વર બનારસમાં

૧. અહીં જે ( ) માં આંકડા આપેલા છે તે 'પરિપાટિ'ના આગળના આંકડા સમજવા.

* **यः सर्वज्ञः आप्तो वा स ज्योतिर्ज्ञानादिकमुपदिष्टवान्। तद्यथा ऋषभ-वर्धमानादिः इति"-न्यायबिंदु पृ. ९०** સૂત્ર ૧૩૧ (રશિયન આવૃત્તિ)

જન્મ્યા હતા. એમના પિતા અશ્વસેન અને માતા વામાદેવી હતાં, 'શ્રમણ પંથ'ના મૂળ પુરુષોમાં આ પુરુષ અગ્રગણ્ય છે, જૈનસંપ્રદાયમાં આમના શિષ્યોમાંના કોઇ સાથે 'બૌદ્ધ દર્શન'ની ઉત્પત્તિની કથા છે; એ ઉપરથી એમ અટકળાય છે કે, તત્ત્વગવેષક મહાત્મા બુદ્ધ જેમ બીજા બીજા સંન્યાસીઓ પાસે તત્ત્વ પ્રાપ્તિ માટે ગયા હતા તેમ કદાચ આ શ્રમણ પંથના નાયકના વંશજો પાસે પણ ગયા હોય. મહાપુરુષ બુદ્ધની સાધક દશાની કઠોર તપશ્ચર્યા શ્રમણ પંથના એ આગેવાનની દીર્ઘતપસ્વી સંતતિ સાથેના એમના સહવાસનાં સંવાદ રૂપ છે. એમના સમયમાં વૈદિક પ્રવાહ સૂકો થવા માંડ્યો હતો અને ધર્મ ગુરુઓ એટલે સંન્યાસીઓ ફક્ત નિર્જીવ ક્રિયામાં જ રોકાએલા હતા. એ હકીકત જૈનસંપ્રદાયમાં કહેલી એમના સમસમયી કમઠતાપસની કથામાં મળી આવે છે. છેલ્લું નામ 'વીર' કે 'વર્ધમાન' છે. આ જ મહાપુરુષ શ્રમણ પંથના છેલ્લા ઉધ્ધારક હતા. બૌદ્ધ પિટક ગ્રંથોમાં ભગવાન બુધ્ધના સમસમયી (निग्गंठो नातपुत्तो) 'નિગ્રંથ જ્ઞાતપુત્ર' ને નામે પ્રસિધ્ધ થએલા પણ આ જ મહાત્મા છે. મરણ પથારીએ પડેલા અહિંસા ધર્મને આ જ પુરુષે ફરી એકવાર જીવતો કર્યો હતો. એ સાચા માહણ (બ્રાહ્મણ) અને શ્રમણ હતા. એમની પ્રવૃત્તિના સરવાળામાં કુંભારો અને ચંડાળોનાં પણ મુક્તિદ્વાર ખુલ્લાં થયાં, સ્ત્રીઓનું શ્રમણ પણું જતું રહ્યું, બ્રાહ્મણોનો કેટલોક વર્ગ શુદ્ધ 'વેદમાર્ગ'ને ઓળખી શક્યો, સજીવ ત્યાગની પૂજા વધી અને 'અહિંસા'ના નાદથી સમસ્ત ભારત ગાજી રહ્યું.

એ વંશે 'જ્ઞાત' હતા, એમના પિતા રાજા સિદ્ધાર્થ, માતા ત્રિશલા, બહેન પ્રિયદર્શના, મ્હોટા ભાઇ નંદિવર્ધન હતા. એમની રાણીનું નામ યશોદા, પુત્રીનું નામ સુદર્શના. અને ભાણેજ કે જમાઇનું નામ જમાલી હતું. એમના મુખ્ય શિષ્ય નામે 'ઇંદ્રભૂતિ-ગૌતમ' હતા (૨-૨૭). મહાભારતમાં જેમ શ્રવણની માતૃપિતૃ-સેવા સુપ્રતીત છે એમ આ પુરુષની માતૃપિતૃ-ભક્તિ વિશેષ ગવાએલી છે-જન્મ સંન્યાસી હોવા છતાં એમણે માતાપિતાની-એઓની હયાતી સુધી સેવા કરી હતી. એમનો જન્મ રાજગૃહ પાસેના ક્ષત્રિયકુંડ ગામમાં ચૈત્ર શુ૦ દિ૦ તેરસ અને નિર્વાણ બિહારની પાસે આવેલા પાવામાં કાર્તિક વ૦ દિ૦ અમાસે (દીવાળીએ) થયાં હતાં. એમનાં નામ વીર, વર્ધમાન, મહાવીર, દેવાર્ય, જ્ઞાતપુત્ર કે જ્ઞાતનંદન વગેરે સુપ્રસિદ્ધ છે.

ખાસ વિશેષ નામોઃ-વસ્તુપાલ-તેજપાલ મંત્રીશ્વર-સં. ૧૨૮૮.

પરિપાટિમાં સૌથી પ્રથમ મંત્રીશ્વર તેજપાલ (तेजपाल मंतीसर-२२) અને પછી મંત્રી વસ્તુપાલ (मंत्रिअ वस्तुपाल-७२) આવે છે. પોરવાડ વંશના એ ચાર ભાઇ હતાઃ લુણિગ, માલદેવ, વસ્તુપાલ ને તેજપાલ. એમના પિતાનું નામ આશરાજ અને માતાનું કુમારદેવી હતાં. આબુનાં અને બીજાં મંદિરો તેઓની કલાપ્રિયતા અને ધર્મપરાયણતા;-અનેક કૂવા, વાવો, જાહેર ધર્મશાળાઓ અને બગીચાઓ તેઓની દાનવીરતા,-સંખ્યાબંધ શિવાલયો તેઓની સર્વ ધર્મપ્રીતિ-અને તેઓનું મંત્રિપણું તેઓની વીરતાનાં એંધાણો છે. ગિરનારમાંય એમણે અનેક વિહારો બંધાવ્યા છેઃ સંમેતશિખરાવતાર, અષ્ટાપદાવતાર, અને શત્રુંજયાવતાર આદિનાથનું મંદિર વગેરે મોટા પ્રાસાદો બંધાવવા ઉપરાંત નાની દેવકુલિકાઓ, તોરણો, પોતાના નાના ભાઇઓની મૂર્તિઓ સહિત 'સુખોદ્‌ઘાટ સ્તંભ' અને અભિનવમંડપ વગેરે પણ બંધાવ્યાં છે. એ વિષે વધુ વીગત માટે જુઓઃ પ્રાચીન જૈન

લેખ સંગ્રહ[1] માંના 'ગિરનાર અને આબુના લેખો'. કવિ [2]નયસુંદર પોતાના 'ગિરનાર-[3]તીર્થઉધ્ધાર'માં તે બન્ને બંધુઓને આ પ્રમાણે કહે છેઃ

[4]શ્રીવસ્તહ-તેજપાલ મંત્રી મુકુટ કૃપાલ
શ્રીજિનધર્મ દીપાવ્યા પૃહૃદિશાય મન ભાવ્યા ૧૫
શ્રીશત્રુંજય ગિરિવર કોડિ અઢાર તે ઉપરિ
બાણું લક્ષ પ્રસીધ એતલો દ્રવ્ય [5]વ્યય કીધ[6] ૧૬
શ્રીગિરિનારિ એ બાર કોડિ અસી લાખ સાર
અર્બુદ લુણગ[7] વસહી[8] ત્રેપન[9] લાખ બાર કોડિ સહી ૧૭
એકસો ચોત્રીસ ચંગ જિનપ્રસાદ ઉત્તંગ
[10]બિ સહસ ત્રિણસે સાર કીધા જીર્ણ ઉધ્ધાર ૧૮
સત નવ ચોરાસી વિશાલ કીધી પૌષધ[11] સાલ
કોડિ અઢાર ધન ભાવ્યા જૈન ભંડાર લિખાવ્યા[12] ૧૯

\+ \+ \+ \+ \+ \+

શિવાલય ત્રિણસેં દોય સાતસેં બ્રહ્મશાલા જોય
કાપાલિક મઠ એનો સહસ જંગી નિત જમતા ૨૨
શત્રુકાર[13] એ સાન ગોસહસદાન વિખ્યાત
વિદ્યામઠ શતપંચ સાતસેં કૂપ કર્યા ચંગ ૨૩
ચ્યારસેં ચોસઠ વાપિ બ્રહ્મપુરી શત આપી
સરોવર ચોરાસી પ્રમાણ બત્રીસ દુર્ગ પાષાણ" ૨૪

ઇત્યાદિ.

પરિપાટિમાં (૨૨-૨૩) જણાવ્યા પ્રમાણે મંત્રીશ્વર **તેજપાલે** પોતાના નામનું 'તેજલપુર' ગામ વસાવી તેમાં પોતાના પિતાના નામથી શ્રી પાર્શ્વનાથનો વિહાર અને માતાના નામથી કુમરસરોવર બંધાવ્યાં હતાં. (તીર્થકલ્પ.)

મંત્રી વસ્તુપાલના મિત્ર ચાલુક્ય કુલગુરુ શ્રી **સોમેશ્વરે** પોતાના મિત્રની કીર્તિને અમર કરવા રચેલું **'કીર્તિ કૌમુદી'** નામનું ઉત્તમ કાવ્ય આજે પણ હયાત છે અને જૈન સંન્યાસી

૧ આચાર્યશ્રી **જિનવિજયજી** સંગૃહીત. ૨ આ કવિ **નયસુંદરે** આ **'गिरनारतीर्थोद्धार'** ઉપરાંત બીજા પણ અનેક મોટા મોટા રાસાઓ લખેલા છે. એમની કવિતાનો સમય સત્તરમો સૈકો છે, એ વિષે વધારે જોવા માટે જૂઓઃ-**આનંદ કાવ્ય મહોદધિ**-મૌક્તિક છઠ્ઠામાં આવેલી રા૦ **મોહનભાઈ** દેશાઇએ લખેલી પ્રસ્તાવના. ૩ શ્રીમદ્‌રાજચંદ્રજ્ઞાનભંડાર-પુરાતત્વ મંદિરમાં આવેલા શ્રી કમલસૂરિના સંગ્રહની પ્રતિ, પાનું ૮. ૪ **વસ્તુપાલનું** ટૂંકું નામ વસ્તહ-વસ્તો. ૫ વ્યય. ૬ કૃત-કિત-કિદ્ધ અને કીધ. ૭ **વસ્તુપાલનો** મોટો ભાઇ-એમના સ્મારકમાં બનાવેલું મંદિર 'લુણગ વસહી'. ૮ વસતિ-વસહી-ઘર-મંદિર. ૯ ત્રેપનલાખ. ૧૦ બે સહસ. ૧૧ પૌષધશાળા-ઉપાશ્રયો-અપાસરા. ૧૨ લખાવ્યા. બહુ જૂના સમયમાં 'લખવાનું' તથા વાદ્ય વગાડવાનું નખ દ્વારા થતું હતું. ( **वीणां लिखति**-વગાડવાનું તો હજુ પણ થાય છે). 'નખ' નામ અને 'લખ' ધાતુની વિશિષ્ટ સમાનતાથી એ ભેદ કળી શકાય છે. 'ન' અને 'લ' બન્ને અનુનાસિક હોવાથી 'લલાટ'ના 'નિલાડ' ની પેઠે 'લખ' નો 'નખ' થયો છે. ૧૩ સત્રાગાર-સત્રુકાર-શત્રુકાર એટલે અન્નક્ષત્ર (સત્ર=છત્ર).

પં. જિનહર્ષગણીએ વર્ણવેલું એ મહાપુરુષનું ચરિત્ર પણ આજે એમનાં અવદાતો બતાવી રહ્યું છે.

**સમરસિંહ અને માલદેવ. સં. ૧૪૫૪.**

આ બન્ને પુરુષનાં નામ 'પરિપાટિ'માં બે ત્રણ વાર આવેલાં છે (૨૪-૮૪-૫૪-૯૫). સમરસિંહને સોની કહીને પણ 'ઓસવાળ' વંશના ઓળખાવ્યા છે, એમણે 'ત્રણ-કલ્યાણક' વિહારનો ઉધ્ધાર કરાવ્યો જણાય છે. (૮૫).

**વાહડદે કુમારપાલના સમસમયી.**

"ધનધન વાહડદે" (૪૧) કહીને પરિપાટિકારે એમને સંભારેલા છે. આ રાજકીય પુરુષ હતા, એમની પંડિતાઇ માટે એમના 'વાગ્ભટાલંકાર' ગ્રંથનો સંવાદ પૂરતો છે. એમણે ગિરનાર ઉપર ત્રેસઠ લાખ દ્રવ્ય ખર્ચીને પગથીયાં બંધાવ્યાં છે, માટે કવિએ એમને 'ધનધન' કહ્યા છે. ઇતિહાસનાં વિશિષ્ટ સાધનોથી હવે જાણી શકાયું છે કે, એ પગથીયાં એમણે નથી બંધાવ્યાં, પણ સૌરાષ્ટ્રના સુબા શ્રીમાળી શ્રીઆંબાક (આમ્ર) રાણાએ (સં. ૧૨૨૦) બંધાવેલાં છે. આ કવિની પેઠે આચાર્ય પ્રભાચંદ્રે [1]**પ્રમાવકચરિત્ર**માં અને આચાર્ય મેરુતુંગે [2]**પ્રબંધચિન્તામણિ**માં પણ જણાવેલું છે; કિંતુ ખુદ ગિરનારના લેખોમાં, રત્નસિંહસૂરિશિષ્ય કૃત '**ગિરનાર-તીર્થમાળા**'માં (કડી-૬) અને એ પગથીયાં બંધાવવાને સમયે હયાતી ધરાવતા આચાર્ય સોમપ્રભના '**कुमारपालप्रतिबोध**'માં એ પગથીયાં બંધાવનાર તરીકે સ્પષ્ટપણે શ્રીઆંબડરાણાનો ઉલ્લેખ છે. માટે આ પરિપાટિ અને એના જેવા બીજા ઉલ્લેખો ભ્રાંત જણાય છે. 'રેવંતગિરિ' રાસમાં વસ્તુપાલના ધર્મા-ચાર્ય શ્રીવિજયસેનસૂરિએ પણ એ આંબડનું જ નામ જણાવેલું છે[3] અને સાથે આંબડના ભાઇ 'ધવળે' વચ્ચે વચ્ચે પરબો બંધાવ્યાનું પણ જણાવેલું છે. આ વાગ્ભટના પિતાનું નામ ઉદયન હતુ, એ કુલ ચાર ભાઇ હતા.

**સજ્જનમંત્રી-સં. ૧૧૮૫**

આ મહાપુરુષનું નામ પરિપાટિમાં (૫૭) ખાસ મહત્વનું છે. એણે, સં. ૧૧૮૫માં શ્રીનેમિનાથનું નવું મંદિર કરાવેલું છે, જ્યારે સિદ્ધરાજ જયસિંહે રાઉખેંગારને હણ્યો ત્યારે આ મંત્રીને સોરઠની સુબાગિરિ આપવામાં આવી હતી. આ વિષે '**તીર્થકલ્પ**'માં પણ નોંધવામાં આવ્યું છે.

**રત્નશ્રાવક**

આ શ્રાવકના સમય વિષે જાણી શકાયું નથી. આમનો ઉલ્લેખ આ પરિપાટિમાં (૬૨) હોવા ઉપરાંત '**તીર્થકલ્પ**' 'રેવતગિરિ રાસ' (પૃ૦ ૪-૫-પ્રાચીન ગૂર્જર કાવ્ય સંગ્રહ)' અને **નયસુંદર**ના 'ગિરનાર તીર્થ ઉદ્ધાર'માં પણ મળી આવે છે. તે કાશ્મીરના હતા અને ગિરનારે યાત્રાએ ગયા હતા. કહે છે કે, એમણે તે વખતની જીર્ણ જિન પ્રતિમાને નવરાવતાં ઉમંગમાં

---

૧. જૂઓ **प्रभावक चरित्र**-હેમચંદ્ર પ્રબંધ-શ્લો૦૮૪૫. ૨ જૂઓ **प्रबंधचिंतामणि** પૃ. ૨૩૧

૩ આ વિષે વીસતવાર જોવા માટે જૂઓ **प्राचीनजनलेखसंग्रह**, भा. २. पृ. ८१-८३. તથા पृ. ८० ઉપરના લેખ નં૦ ૫૦-૫૧.

આવી એટલું બધું પાણી વાપર્યું કે, એ મૂર્તિ જ ગળી ગઇ. પછી ઉપવાસો દ્વારા અંબિકા (ગિરનારની રખવાળ) ને આરાધી નવું બિંબ આણી નવો પ્રાસાદ કરાવ્યો. નયસુંદર એમના કુટુંબ વિષે લખતાં એમના પિતાનું નામ ચંદ્રશેઠ, અને ભાઇઓનાં નામ: મદન અને પૂરણસિંહ આપે છે અને એમને કાશ્મીરમાં આવેલા નવહુલ (?) પાટણના રહીશ જણાવે છે. 'તીર્થકલ્પ'માં પણ આમને માટે લખેલું છે. વિશેષમાં તેમાં અને 'રેવંતગિરિરાસમાં' અજીત અને રતન એ બે ભાઇ જણાવેલા છે. 'ગુરુગુણરત્નાકર' કાવ્યના ચોથા સર્ગમાં એક 'રત્નાક' નામે શેઠને આચાર્ય સોમસુંદરના (પિતાના) સગા જણાવેલા છે. પણ તેઓ ગૂજરાતના છે અને આ રતન શ્રાવક તો કાશ્મીરના છે.

**નરપાળશા**

આ શેઠે ગિરનાર ઉપર પ્રાસાદ કરાવ્યો છે (૯૮) એ વિષે વિશેષ કાંઇ જણાયું નથી.

**સંપ્રતિરાજા**

આ જૈન રાજાના અવદાતો વિષે 'પરિશિષ્ટ પર્વ' માં શ્રીહેમચંદ્રાચાર્યે ઠીક ઠીક જણાવેલું છે. બૌધ્ધ ગ્રંથોમાં એ રાજા 'સંપદિ'ને નામ પ્રસિધ્ધ છે. હજુ સુધી આ નરેંદ્ર ઐતિહાસિકોની શરાણે બરાબર ઓપાયા નથી, એથી એ વિષે અહીં વધારે શું કહી શકાય ? પરિપાટિકારે 'સંપ્રતિ'રાજાએ કરાવેલી શ્રીવીરની પિત્તળની પ્રતિમા વાંદ્યાનું જણાવેલું છે (૯૯)

**ગોયાશા અને પૂનશી કોઠારી.**

આ બન્ને ગૃહસ્થો વિષે પરિપાટિમાં (૧૦૨–૧૦૪) જે ઉલ્લેખ છે તે ઉપરથી એટલું જણાય છે કે, ગોયાશાહનો સંબંધ જીરાઉલા તીર્થ સાથે છે અને પૂનશી કોઠારીનો સંબંધ નાગમોર નામના ઝરા સાથે છે (?) ગોયા એ ગોવિંદનું ટુંકું રૂપ છે. એક ગોવિંદ શેઠ વિષે 'ગુરુગુણરત્નાકર' કાવ્યમાં (પૃ. ૧૧–શ્લો–૬૦) **"गोविंदकारितगजाङ्कजिनप्रतिष्ठा"** આમ કહીને જણાવેલું છે, પણ એ ગોવિંદ અને આ ગોયાશાહ એક હોવાનું કળી શકાતું નથી.

[આ પરિચયમાં માત્ર પરિપાટિનો નિર્દેશ ક્રમ સાચવેલો છે, તેથી સમયને અનુક્રમે કોઇનો પરિચય આપેલો નથી].

**પરિપાટિમાં આવેલા ભૌગોલિક શબ્દો.**

જૈન સંપ્રદાયમાં 'ચૈત્ય–પરિપાટિ' કરવાનો રિવાજ આજ કેટલાક સૈકાઓથી ચાલ્યો આવે છે. 'ચૈત્ય–પરિપાટિ' એટલે જે સ્થળે જેટલાં ચૈત્યો હોય તે બધાંને ક્રમવાર જુહારવાં. આ પરિપાટિના કરનારે એ જ પરિપાટિથી શ્રીગિરનારની યાત્રા કરી હતી તે તેમણે લખેલાં (ગિરનારમાં આવેલાં) સ્થળોનાં નામોથી જાણી શકાય છે: (૧)× ઊજ્જિલગિરિ (ઉજ્જ્વલગિરિ) (૨) રેવયરાય (રૈવતરાજ) અને (૫) ગિરિનાર–એ ત્રણે નામ ગિરનારનાં છે. એ ઉપરાંત એને ઉજ્જયન્તગિરિ (ઉજ્જિંતસેલ) પણ કહેવામાં આવે છે. આ તીર્થને શત્રુંજયનો એક ભાગ પણ કહેલો છે: (**"भाग एक शत्रुंजय केरो तीरथ श्रीगिरनारि रे"**–**નયસુંદર**). ગિરનારની પ્રસિધ્ધિ પુરાણોમાં છે અને મહાકવિ **માઘે** પણ એને શ્રીકૃષ્ણચંદ્ર વિષે લખતાં યાદ કરેલો છે.

× આ આંકડા પરિપાટિની પાછળના છે.

જૂનાગઢ (જૂનઇ-ગઢિ-૫-૮).

મંત્રી તેજપાળે વસાવેલા તેજલપુરથી પૂર્વ દિશાએ ઉગ્રસેનગઢ નામનો દુર્ગ છે-એનાં નામ ત્રણ છેઃ ઉગ્રસેન ગઢ, ખંગાર ગઢ, જુણ્ણ દુગ્ગ (ગઢ). આજનું આપણું જૂનાગઢ અને એ સમયનું ખંગાર ગઢ સ્થળ પાસે પાસે જ છે (તીર્થકલ્પ).

દામોદર સિરુવર (૯)

ગિરનાર તરફ જતાં રસ્તાની જમણી બાજુએ એક દામોદરકુંડ આવે છે, એને આ 'પરિપાટિ'માં 'દામોદર સરોવર' કહ્યું લાગે છે. કદાચ આ પરિપાટિને સમયે એ મોટું સરોવર હોય-વર્તમાન 'દામોદર-કુંડ'નો ઘાટ જોતાં પણ એ પહેલાં મોટું તળાવ હોય અને પછી છિછરૂં થવાથી એની ખ્યાતિ 'કુંડ' તરીકે થઇ હોય' એમ અટકળી શકાય છે.

સોવનરેખ નદી (૧૦)

આ નામ સુવર્ણરેખા નદીનું છે.

'માંકડ કુંડી' (૧૪)

ગિરનાર ઉપર કદાચ કોઇ સ્થળે આવેલા ઋષિ 'માર્કંડેયના કુંડ'ને આ 'માંકડ-કુંડી' નામ આપેલું જણાય છે-એ વિષે મને પિછાણ નથી.

પા (ખ્પા) પા મઢિ (૨૩-૨૪)

આ નામ વિષે પણ કાંઇ સ્પષ્ટ કળાતું નથી. 'પાણીની પરબ' ને સંસ્કૃતમાં 'પ્રપા' કહે છે, એ ઉપરથી કદાચ આ નામ કોઇ 'પ્રપા મઠ'નું હોય. મંત્રીશ્વર વસ્તુપાલનાં બાંધકામોનું વર્ણન કરતાં પં. જિનહર્ષ ગણીએ પોતાના 'વસ્તુપાલ-ચરિત્ર'માં જણાવ્યું છે કે "પ્રપામઠ (÷પરબડી ?)ની પાસે ત્રણ તીર્થંકરોની ત્રણ દેવકુલિકા-(દેરળી) બનાવી" (**પ્રાચીનજૈનલેખસંગ્રહ-અવલોકન** પૃ. ૭૯). રત્નસિંહસૂરિ શિષ્યે (સુંદરે?) કરેલી 'ગિરનાર તીર્થમાળા'માં આ સ્થળને 'પંપામઠ' નામે જણાવેલું છે-(૧૧મી કડી)

૧-સેતુજ અવતારો (શત્રુંજયાવતાર-૨૪) ૨-સંમેતસિહર (સંમેતશિખર-૨૪) ૩-અટ્ઠાવય (અષ્ટાપદ-૨૪-૨૭) ૪-નંદીસર (નંદીશ્વર-૨૭).

૧-ગિરનારમાં આવેલા શત્રુંજયાવતાર શ્રી આદિનાથના મંદિરનું નામ શત્રુંજયાવતાર છે. ૨-સમ્મેતશિખરના-ઘાટના મંદિરનું નામ સમ્મેતશિખર છે. આ સમ્મેતશિખર અત્યારના મધુવન પાસે આવેલો પાર્શ્વનાથ પહાડ. ત્રીજું અને ચોથું એ બન્ને નામ અષ્ટાપદના ઘાટનાં અને નંદીશ્વર દ્વીપના ઘાટના મંદિરનાં છે.એ વિષે કાંઇ માહિતી આપવાનાં સાધનો નથી.

ચંદગુફા (૨૭) સહસ (સહસ્ર) બિંદુ ગુફા (૪૧) આ બન્ને નામ કોઇ ગુફાઓનાં જણાય છે, પણ એ વિષે માહિતી વિના શું લખાય. રત્નસિંહસૂરિશિષ્યે કરેલી 'ગિરનાર તીર્થમાળા'માં આ બન્ને ગુફા વિષે આ પ્રમાણે ઉલ્લેખ છેઃ "**गान्धी वइचरं विरीच जिणहर चंद्रगुफा जे प्रतिमा मणहर, सहसबिन्दु जे किथि**"-(૨૪મી કડી).

છત્રાઉલ (૨૮-૨૯)

÷ પ્રપામઠી=પર (પા-વા) આમઠી=પરબામઠી=પરબડી.

આ નામ તે ગામનું છે—જેના નામથી શ્રી પાર્શ્વનાથની પ્રસિદ્ધિ 'જીરાઉલા' તરીકેની થએલી છે. 'ગુરૂગુણરત્નાકર' કાવ્યમાં આ ગામને જીરપલ્લી કહેલું છે. (પૃ. ૩૮ શ્લો. ૩૬; પૃ. ૪૮ શ્લો. ૬૫).

**નાગમોર ઝરિ (૨૮)**

આ નામ ગિરનારમાં આવેલા કોઇ ઝરાનું લાગે છે, પણ તે ક્યા ઝરાનું ? એ બતાવી શકાતું નથી. આવું જ નામ રત્નસિંહસૂરિશિષ્યની તીર્થમાળામાં મળી આવે છે; "નાગમોર ઝિરિ" (કડી. ૧૯) અને ગિરનારના એક શિલાલેખમાં પણ એ નાગઝરાનો ઉલ્લેખ કરેલો છે: "**सालिवाहणेन नागझरि-सिरायाः परितः**" ઇત્યાદિ (લેખાંક ૪૯. 'પ્રાચીન જૈન લેખ સંગ્રહ' પૃ. ૭૦).

**ગઇન્દકુ (૨૮)**

આ ગિરનારમાં આવેલા એક કુંડનું નામ છે—જેનું સંસ્કૃત નામ 'ગજેન્દ્રપદ' છે. એ વિષે '**તીર્થકલ્પ**'માં જણાવેલું છે કે, "ઐરાવણ હાથીના પગની મુદ્રા જેવો 'ગજેન્દ્રપદ' નામે કુંડ છે" ('તીર્થકલ્પ'માં નો ગિરનારકલ્પ) 'રત્નસિંહસૂરિ' શિષ્યની તીર્થમાળામાં આને 'ગજપદ' કહેલો છે. (કડી-૧૯) આ કુંડ મેં નજરે જોએલો છે, આના ઉપર પત્થરની એક સુંદર છત્રી પણ છે.

**છત્રસિલા (૨૮)**

પરિપાટિમાં આ 'છત્રસિલા'ને એ ગજેંદ્રપદ કુંડની નીચે આવેલી કહેલી છે. 'તીર્થકલ્પ'માં પણ એને 'સહેસાવન'ની પાસે આવેલી જણાવેલી છે.

**અવલોણા (૩૪-૩૯) ગ્નાનશિલા (૩૪-૩૯)**

'અવલોકન'નું અપભ્રષ્ટ રૂપ 'અવલોણ' છે. આ નામ ગિરનારના એક શિખરનું છે. અહીં એક ગ્નાનસિ (શિ) લા (૩૪-૩૯) હોવાનું પરિપાટિમાં જણાવેલું છે—જે ઉપર શ્રીનેમિનાથ ભગવાને આત્મવિદ્યા લાધી હતી. પરિપાટિની ૧૨૪ મી લીટીમાં આ અવલોકન શિખરને સૌથી ઉંચું જણાવેલું છે—કદાચ એ વર્તમાન ચોથી ટૂંક હોય (?)

**લાખારામ-સહસારામ (૩૬)**

લાખારામ અને સહસારામ (સહસ્રામ્રવણ-સહેસાવન) એ બન્ને ઉદ્યાનનાં નામ છે. સહસારામમાં શ્રીનેમિનાથ ભગવાને દીક્ષા લીધી હતી; સહસારામને 'સહસ્સમ્બવણુરામો' કહીને 'તીર્થકલ્પ'માં લખેલો છે. 'સિધ્ધવિણાયગ' (૩૮) ની ટૂંક આ બાગ તરફ જતાં આગળ આવે છે.

જૈન શાસ્ત્ર પ્રસિધ્ધ શબ્દો—

**આમલસારઉ (૬—૧૮)**

મંદિર ઉપર આવેલા 'કળસનીબેઠક'નું નામ 'આમલસાર' છે. આ શબ્દ વાસ્તુવિદ્યાનો છે અને જૈનગ્રંથોમાં તે અનેક જગ્યાએ મળી આવે છે. (આ. શ્રી જિનવિજયજી.)

**કાલમેઘ ખેત્રપાલ (૧૦)**

આ ક્ષેત્રપાલો સંબંધે 'તીર્થકલ્પમાં' આવેલા 'રૈવતગિરિ'ના કલ્પમાં વીગતથી જણાવેલું છે.

**અલાણા (૨૧)**

મંદિરના તોરણસહિત દ્વારવાળા આગલના ભાગને 'અલાણા' કહેવામાં આવે છે-આ શબ્દ પણ 'આમલસાર' ની પેઠે વાસ્તુવિદ્યાનો છે. ( આ. શ્રીજિનવિજયજી )

**જગતિ (૨૨)**

મંદિરના ઘરના ભાગને જગતી કહેવામાં આવે છે—જે ભાગમાં મંદિરને ફરતી દેરીઓ પણ હોય છે.

**ભદ્ર-તણા પ્રાસાદ (૨૬)**

'ભદ્ર' એ એક જાતના 'પ્રાસાદ'ની સંજ્ઞા છે, જે ચાર દ્વારવાળા મંદિરના ફરતાં -મુખ્ય દરવાજા સિવાય બાકીના એ ત્રણ દરવાજાઓની સન્મુખ-બીજાં ત્રણ મંદિરો હોય તેને 'ભદ્ર' પ્રાસાદ કહેવામાં આવે છે. જેમ, રાણકપુરનું મંદિર ( આ૦ શ્રીજિનવિજયજી )

**અંબિકાદેવી (૨૯)**

આ 'દેવી' વિષે અને તેની ઉત્પત્તિ વિષે 'તીર્થકલ્પ' માં આવેલા ગિરનારકલ્પમાં જણાવેલું છે.

**પુગ્ગલ (પુદ્ગલ) પ્રાવત (૪૩)**

સંસારમાં જેટલાં જેટલાં પુદ્ગલાણુઓ છે, તે બધાંયનો ઉપભોગ કરતાં જીવને જેટલો સમય લાગે-એ ( સમય )નું નામ જૈનશાસ્ત્રમાં પુદ્ગલ-પરાવર્ત છે-'પરાવર્ત' શબ્દનો ઉચ્ચાર અહીં 'પ્રાવત' થએલો છે.

**ચઉરાસી લાખ (૪૪)**

લોક પ્રસિદ્ધ 'ચોરાસીનો ફેરો' અને આ 'ચઉરાસી લાખ' શબ્દનો સમાન ભાવ છે. વીંછી 'છાણ'માં ઉપજે, માટે જેમ 'છાણ' એ વીંછીની યોનિ-ઉત્પત્તિસ્થળ-કહેવાય તેમ જીવને ઉત્પન્ન થવાને યોગ્ય એવી યોનિઓ જૈનશાસ્ત્રમાં ૮૪૦૦૦૦૦ ગણાવી છે:-સાત લાખ પૃથિવીકાય, સાત લાખ જલકાય, સાત લાખ અગ્નિકાય, સાત લાખ વાયુકાય, દશ લાખ પ્રત્યેક ( એક શરીરમાં એક જીવ વાળા ) વનસ્પતિકાય, ચૌદ લાખ સાધારણ વનસ્પતિકાય ( કંદાદિ ), બે લાખ બે ઇંદ્રિયજીવો, બે લાખ ત્રિ-ઇંદ્રિય જીવો, બે લાખ ચાર ઇંદ્રિયવાળા જીવો, ચાર લાખ દેવો, ચાર લાખ નારકો, ચાર લાખ તિર્યચપંચેંદ્રિય અને ચૌદ લાખ મનુષ્ય-એ ચોરાશી લાખ યોનિ.

**કુલકોડિ (૪૪)**

'કુલકોડિ'-માંના 'કોડિ'નો પ્રકાર અર્થ છે અને 'કુલ'નો કુલ અર્થ છે. જુદા જુદા પ્રકારના જીવોના 'કુલ'માં આ શબ્દનો પ્રયોગ જૈન શાસ્ત્રમાં થએલો છે, આ શબ્દના વીગતવાર અર્થ અને તે તે કુલકોડિની સંખ્યાઓ સંબંધે '**અભિધાન રાજેન્દ્ર**' કોશમાંથી જોઇ લેવું જોઇએ.

**શબ્દોની વ્યુત્પત્તિઓ—**

જસુ (૧)—પરિપાટિમાં આ રૂપ અનેક ઠેકાણે વપરાયું છે. સંસ્કૃતમાં '**यत्**' સર્વનામનું છઠ્ઠી ( એક વચન ) માં '**यस्य**' રૂપ થાય છે. આચાર્ય હેમચંદ્રે અપભ્રંશમાં '**यत्**'નું 'જાસુ' રૂપ કરવા માટે 'ડાસુ'-'આસુ' (૪-૩૫૮ હે૦) પ્રત્યય કહ્યો છે-આ ઉપરથી આપણે ઉચ્ચારણના ધોરણે એ '**यस्य**'માંથી જ આ 'જાસ' કે 'જસુ' ને

નીપજતી શકીએ છીએ: **यस्य–जस्स–जास–जस**–આમ થયા પછી પાછલાં બન્ને રૂપોમાં અંતે કદાચ વિશેષ વિરામ નિમિત્તે 'ઉ' આવી ગયો લાગે છે સં० '**यकस्य**' માંથી પણ એ રૂપો નીપજી શકે છે.

**આઠ** સં. (૧) સં. '**अष्ट**' માંથી '**अट्ठ**' અને 'અટ્ઠ' માંથી 'આઠ' થાય છે, એ 'આઠ' પાસેનો 'ઇ' તે, 'અપિ' માંથી આવેલો છે: **अष्टापि–अट्ठावि. अट्ठ वि. आठ इ.** વર્ણ० ગૂ० આઠે.

**બે** વિ. (૧) સં. **द्वि** (**पुं० द्वौ, स्त्री० द्वे, न० द्वे**) સ્ત્રી० '**द्वे**' નો અંશ આ 'બે' છે–આ સંખ્યાવાચક વિશેષણ 'સરસ્વતી' અને 'અંબિકા' નું છે. 'વિ' 'અપિ' નો છે: **द्वे अपि–वे अवि, वे वि**–વર્ણ० ગૂ० બેઇ.

**અલજઉ** (૨) **અલજઇ** (૧૦) સં० '**आश्चर्यकं**' ઉચ્ચારણાદિ-પરિવર્તનને લીધે 'અલજઉ' આકારને પામ્યું જણાય છે–**आश्चर्यकं–अच्छरिअयं, अच्छअरयं, अच्छरिज्जयं, अच्छगीअयं, अच्छेरयं.** 'આશ્ચર્ય' ના આટલા અંશોમાં '**अलजउ**' નો સંબંધ '**अच्छरिज्जयं**' સાથે લાગે છે. **अच्छरिज्जयं–अचरिजयं–अचरजयं**–આ છેલ્લા રૂપમાં 'ચ' નું ઉચ્ચારણ અટકતાં અને 'ર' નો 'લ' બોલતાં 'અલજઉ' 'અલજઇ' રૂપ તરી આવે છે. માગધી ભાષામાં તો હમેશા 'ર' અને 'સ' ને બદલે 'લ' અને 'શ' નો ઉચ્ચાર થાય છે: "**र-सोर्ल-शौ**" (૮-૪-૨૮૮ હૈ०)

**ચૈત્રપ્રવાડી–ચેત્રપરિવાડી** (૭)

અપભ્રંશનાં ઉચ્ચારણોમાં કેટલેક સ્થળે 'ર' નો ઉચ્ચાર વધી ગયાનું જણાવેલું છે–એ ધોરણે સં० 'ચૈત્ય' માંથી 'ચૈત્ર' કે 'ચેત્ર' એ બન્ને સીધી રીતે ઉતરેલાં છે. જેમ 'વ્યાસ' નું 'વ્રાસ' અને 'દ્વેષ' નું દ્રેષ કે ધ્રેષ બોલાય છે તેમ આ 'ચૈત્ય' નું 'ચૈત્ર' કે 'ચેત્ર' બોલાઈ ગએલું છે. 'પરિપાટિ' નો–'રિ' નો 'ઇ' ન બોલાતાં, 'પ' માં 'ર' સંતાઈ જતાં–'પ્રવાડી' અંશ થએલો છે.

**નિસદીસ** (૧)

સં० '**निशादिवस**' માંના 'દિવસ' નો 'વ' દાંતમાં કચરાઈ જતાં મૂળ શબ્દનું માત્રા-પરિમાણ સાચવવા માટે 'દીસ' ઉચ્ચાર થએલો છે–'દિવસ' નો [ 'વ' નો લોપ થતાં થતાં બાકીના ('દિઅસ') 'અ' નો 'ય' થતાં અને 'ય' ઉંધો થતાં (સંપ્રસારણ થતાં) 'દિઇસ' 'દીસ' ] એ ટૂંકો ઉચ્ચાર છે. 'દીસ' ઉપરથી દીહ' અને 'દી' પણ થએલાં છે.

**આવિઆ–આવ્યા** (૩–૭)

(૧) સં० '**पत्लृ पथे गतौ**' ધાતુ ઉપરથી બનતા '**आपतिताः**'–પ્રા० '**आवइआ** (या)' નું કદાચ ઉતાવળને લીધે 'વ' અને 'ઇ' ની મૈત્રી થતાં 'આવિઆ' બનેલું હોય, અને એ 'આવિઆ' રૂપ પાછળથી જીભનો વેગ વધતાં–'વિ' ના 'ઇ' અને 'આ' નું સંધાન થતાં ('**दधि+आनय=दध्यानय**'ની પેઠે)–'આવ્યા' ના ઘાટમાં આવ્યું હોય–સં–**आपतिताः**=પ્રા० **आवइआ(या)**=આવિઆ અને આવ્યા. આ પરિપાટી કરનારે 'આવિઆ' અને 'આવ્યા' એ બન્ને રૂપો વાપરેલાં છે, એથી એ જીભવેગની પ્રથા એમના સમયની ગણાય, એ '**आपतित**' રૂપમાં 'તિ' ના 'ત' નો લોપ ન કરીએ અને

**દીઠઉ** (૩) સં० દૃષ્ટ:=दिट्ठो પ્રા० —આ ' દિટ્ઠો ' પોતાની માત્રાઓને જાળવતાં ' દીઠઉ ' ના આકારમાં આવેલો છે એટલે ગૌરવ સાથે 'દિ' નો 'દી' થયો અને ' गौड:=गोड्डो—गउडो ' ' मानम्=माणं=मडणं । ઇત્યાદિ ઉચ્ચારોની પેઠે ' दिट्ठो ' ના ' ટ્ઠો ' 'ઠઉ' થયો. સં० दृष्टक:=प्रा० दिट्ठुअो=अप० दिट्ठुउ=दीठउ=दीठो-એમ પણ થાય ખરું.

**સોવનમય** (૩) सं० सुवर्णमयी=सुवण्णमई—सोवनमई.

**બિહુ—બેઉ** (૫—૧૨—૧૪)

પરિપાટિમાં 'બન્ને પડખે' નો અર્થ સૂચવવા ' બિહુ પાસો ' અને 'બેઉ પખે' શબ્દ વપરાયા છે. જણાય છે કે, ' બિહુ ' અને ' બેઉ ' બન્ને સાતમીના બહુવચન છે. સંસ્કૃતમાં 'દ્વિ' શબ્દ દ્વિવચનાંત છે, પણ પ્રાકૃતમાં તો (દ્વિવચન જ ન હોવાથી) એને બધા પ્રત્યયો બહુવચનના લાગે છે: प्रा० वेसु, वेसु=वेहु=बिहु. અને આ સ્થળે જ આ ' બિહુ ' ને હું એ ' બેઉ ' નું પૂર્વરૂપ સમજું છું. પરિપાટિમાં ' બિહુ ' અને ' બેઉ ' બન્ને સમસ્થિત હોવાથી કદાચ આ કલ્પના વ્યાજબી ગણાય. આ ' બિહુ ' અને ' બેઉ ની વિભક્તિનો વિચાર કરતાં એ બન્નેની પાસે આવેલા ' પાસો ' અને પખે ' ની વિભક્તિને પણ ન ભૂલવી જોઇએ. ' પખે ' ની સાતમી તો સ્પષ્ટ છે: સં. એક—पक्षे, બહુ—पक्षेषु=प्रा० એક-पक्खम्मि. पक्खे, બહુ—पक्खेसु, पक्खेसुं=अप० એક—पक्खि, पक्खे, બહુ—पक्खहिं, पक्खहिं—અહીંનું ' पखे ' રૂપ આ છેલ્લા ' पक्खहिं ' થી ઉતરેલું છે: ( पक्खहिं=पक्खइं=पखइ=पखे ) ફક્ત અહીં વચન દ્વારા પણ સમાનાધિકરણતા જળવાય માટે જ ' पखे ' ની ઉત્પત્તિ બહુવચન ' पक्खहिं ' થી જણાવી છે. અન્યથા એકવચન ' पक्खि ' કે ' पक्खे ' માંથી તો ' पखे ' ની વ્યુત્પત્તિ સુગમ છે. જેમ ' पखे ' ને બહુવચનાંત કરાવ્યું તેમ એ ' पासो ' પણ એવું હોય તો અહીં સુઘટ થાય: सं० पार्श्वेषु=प्रा० पासेसु, पासेसुं । હવે આ પ્રાકૃત ' पास+सु ' નું સાધ્યદશામાં જ " स्यादौ दीर्घ-ह्रस्वौ " ૮—૪—૩૩૦ ના નિયમથી पाससु-पाससु કરતાં તેમાં ' पासो ' ની વ્યુત્પત્તિ મળી આવે છે: ( पाससु=पासहु=पासउ=पासो ) પ્રતિમાં ' पासे ' રૂપ મળ્યું હોત તો આટલા લખાણની જરૂર ન હોત—એ તો 'पखे' ની પેઠે જ સધાત; પરંતુ સ્પષ્ટપણે 'पासो' રૂપ મળવાથી અને સમાનાધિકરણતાને સાચવવાના લક્ષ્યથી 'પાસો' માટે એ બતાવેલી વ્યુત્પત્તિને પ્રકલ્પેલી છે. જે સ્થળે 'બેઉ' રૂપ 'સાતમી' સિવાયના અર્થને સૂચવતું હોય ત્યાં તેની બનાવટ નોખી છે: सं. द्वावपि=प्रा. वे अवि, बे वि આ છેલ્લા ' બે વિ ' રૂપમાં સસ્વર 'વ' ને ઉંધો કરવાથી એ સાતમી સિવાયતું પણ 'બેઉ' રૂપ થયું લાગે છે. ગૂજરાતીમાં તો આ રૂપને મૂળ પ્રકૃતિ તરીકે પણ વાપરવામાં આવે છે: બેઉનું, બેઉને, બેઉની ઇત્યાદિ. પારિપાટિમાં આવેલા ' त्रिहु भूमीहिं '-( ૨૫ ) [सं. त्रिषु=तिसु, तिसुं=त्रिहुं] અને 'ચિહુ'-દિસિ'-(૨૫) सं. चतुर्षु=चउसु, चउसुं=चउहुं=चिहुं (સ્વરવ્યત્યય) ] રૂપોની ઉત્પત્તિ પણ એ પ્રકારે છે.

**કારિઅ** (૬-૧૩) **કારવિઅ** (૯૯) **જુહારિઅ** (૬)

સં. कारित-प्रा. कारिअ, कारविआ, करात्रिअ-ગૂ० કરાવ્યું, કારવ્યું. 'જુહારિઅ' (?)એ ભૂતકૃદંત છે.

**ઊધાર (૬) ઉધાર (૫૯)**

**सं. प्रा. उद्धार**–આ 'ઉદ્ધાર' નો ઉચ્ચાર નરમ થતાં 'ઊધાર' અને 'ઉધાર' થયો.

**માલદેવતણઉ (૬) રેવઙગિરિતણી (૭)**

આ બન્ને રૂપો પષ્ઠયંત છે. સંસ્કૃત, પ્રાકૃત કે અપભ્રંશના પષ્ઠીના પ્રત્યયો જોતાં આ રૂપો નવાં જેવા લાગે છે. મારી સમજ પ્રમાણે એ રૂપોની વ્યુત્પત્તિ આ પ્રમાણે છેઃ સં. '**मालदेवात्मनः**'–એ સિદ્ધ રુપને પ્રાકૃતમાં ઉતારતાં તેનો ઉચ્ચાર '**मालदेवत्तणो**' થાય છે, એ ઉચ્ચારને વિશેપ કોમળ કરતાં 'માલદેવતણો' કે 'માલદેવતણઉ' થવું કાંઇ અશક્ય નથી, હું સમજું છું ત્યાં સુધી એ 'તણો' પ્રત્યયની નિષ્પત્તિ એ રીતે છે–'તણો' પ્રત્યય ઉપજાવ્યા પછી એમાંથી જ 'તણું' કે 'તણી' નીપજાવી શકાય છે. આ વ્યુત્પત્તિમાં મેં જે 'માલદેવ' નામની સાથે 'આત્મા' શબ્દની યોજના કરી છે તેમાં અને નામની સાથે યોજાતા સ્વાર્થિક પ્રત્યયોની યોજનામાં મને કાંઇ વિશેષતા જણાતી નથીઃ **घट एव घटकः अथवा घटश्चासौ आत्मा च घटात्मा**–એ બન્નેના અર્થમાં કઇ વિશેષતા છે ? **प्रा. 'घडयस्य'** ના મૂળને શોધતાં **सं. 'घटकस्य'** ની કલ્પના વ્યાજબી લાગે છે તેમ 'માલદેવતણઉ'ના મૂળને શોધતાં '**सं. मालदेवात्मनः**' ની કલ્પના પણ કેમ ન બંધ બેસે ? વધુ વિચાર કરતાં મને એવું ભાસ્યું છે કે, સંસ્કૃતમાં અને પ્રાકૃતમાં નામથી પ્રત્યયો લાગે છે તેમ આપણી ગૂજરાતીમાં બધે તથી બન્યું, કિંતુ કેટલેક સ્થળે તો ધાતુને ઉપસર્ગ લાગે છે તેમ નામોથી એ એ પ્રત્યયોના અર્થોને સૂચવવા કેટલાક બીજા બીજા વિભક્ત્યંત શબ્દો પણ જોડાયા લાગે છે :

(૧) **सं. रामनिमित्तेन प्रा. रामनिमित्तेणं अ. रामनिमित्तें** ગૂ. રામનેમાટે.
(૨) **सं. रामस्थितेः=प्रा. रामट्ठिईइ=रामत्थिईइ–रामथीइ**=ગૂ. રામથી.
(૩) **सं. रामात्मनः=प्रा. रामत्तणो=रामतणउ=रामतणो**=રામનો.
(૪) **सं. राममध्ये=प्रा. राममज्झे (ज्झे) अ. राममधि=राममहि=राममइं** ગૂ. રામમાં (**हिंदी–राममें**)

'રામનેમાટે' એ રૂપમાં '**निमित्तेन**' શબ્દ, 'રામથી' રૂપમાં 'સ્થિતિ' ઉપરથી '**थिईइ**' શબ્દ, 'રામનો' રૂપમાં '**आत्मनः**' શબ્દ અને 'રામમાં' '**मध्ये**' શબ્દ જોડાયાથી અર્થમાં કે વ્યુત્પત્તિમાં શી અસંગતિ છે ? આ રીતે શબ્દો જોડાયા પછી તેનાં રૂપાંતરો થતાં 'ને માટે, માટે, નો, ની, તું, થી થકી અને માં' પ્રત્યયો ઉભા થયા લાગે છે. પંચમીના જૂના પ્રત્યયોમાં 'તઉ, તું, હુંતઉ, હૂંતઉ, હૂંતી, થઉ, થક્ક, થિકા અને થિકુ' ને પણ ગણાવવામાં આવે છે, તેમાં 'તઉ' અને 'તું' નો સંબંધ સં. '**तस्**' સાથે, 'હુંતઉ' થી 'હૂંતી' નો સંબંધ પ્રાકૃત **सुंतो** સાથે અને 'થઉ' વગેરે બાકીના બધાનો સંબંધ સં. **स्थितेः, स्थितिकायाः प्रा. ठिईइ–थिईइ, ठिइकाइ–थिइकाइ**સાથે ઘટતો લાગે છે. પંચમીની પેઠે છઠ્ઠીના પણ જૂના પ્રત્યયોમાં 'તણ, સ, હ, ચા, નો, ક, ર, ણી, તણઉ અને નઉ'ને ગણાવેલા છે, તેમાં 'તણ' 'તણઉ' 'નઉ' નો અને 'ણી' નો સંબંધ મારી સમજ પ્રમાણે **सं. आत्मनः=प्रा. अत्तणो** સાથે, 'સ' અને 'હ' નો સંબંધ **सं. 'स्य' प्रा. 'स्स'** સાથે, 'ચા' નો સંબંધ પ્રાકૃત '**पचय**' (**तुम्हेचयं**–મરા૦ તુમચા) સાથે, 'ક' નો સંબંધ સં '**कीय**' સાથે અને 'ર' નો સંબંધ પ્રા. '**केर**' સાથે ઘટતો લાગે છે–આ

'केर' અને 'पच्चय' પ્રત્યયનું મૂળ શું?

સ્થળે આ વાત ખાસ વિચારણીય છે કે, 'केर' અને 'पच्चय' પ્રત્યયનું મૂળ શું? ઉપર્યુક્ત રીતે સંબંધની યોજના કરતાં જે પ્રત્યય ખાસ વિશિષ્ટ છે તેને ઉત્સર્ગ જેવા માનવા પડે છે અથવા કદાચ એ વિશિષ્ટ પ્રત્યયો જ બને કદાપિ ઉત્સર્ગરૂપ કાં ન થયા હોય? આચાર્ય હેમચંદ્રે તો અપભ્રંશના પ્રકરણમાં 'संबंधि' શબ્દને સ્થાને 'तन' અને 'केर' આદેશ કર્યો છે અને 'तुम्हारा' 'अम्हारा' વગેરે રૂપો માટે પણ એવો જ બીજો વિધાનો કર્યો છે–આ વિષે અહીં જ વિશેષ લખી નાખવું આવશ્યક ન લાગતું હોવાથી વળી પ્રસંગે વાત. પ્રસ્તુતમાં તો 'सालदेवतणउ' ની સિદ્ધિ કરવાની હતી, તે આગળ જણાવી દીધી છે.

**મીંઠી (૭)**

સં. मृष्ट=પ્રા. मिट्ठ–જૂ૦ સ્ત્રી. મીઠી, મીઠી: સંસ્કૃતમાં 'मिष्ट' શબ્દ છે તે પણ આ 'મીઠી' ની પ્રકૃતિ થઇ શકે છે. આચાર્ય હેમચંદ્ર સં. 'मृष्ट' ના બે રૂપ કરે છે: એક 'मट्ठ' અને બીજું 'मिट्ठ' અને સાથે લખે છે કે, "मिट्ठ रसे एव" (જૂઓ–૮–૧–૧૨૮) આ સંવાદને લીધે જ મેં 'मिष्ट' ને પડતો મૂકી અહીં 'મીઠી' નું મૂળ 'मृष्ट' માં બતાવ્યું છે. અથવા કદાચ सं. 'विशिताश' અને 'पिशाच' ની પેઠે સં 'मृष्ट' અને 'मिष्ट' માં પણ પ્રકૃતિવિકૃતિભાવ હોય.

**કઢણિ (૭)**

આ શબ્દ, દેશ્ય જેવો છે, એનો ભાવ 'ચડાવ' જેવો લાગે છે. કદાચ સં. 'कठिन' સાથે આ શબ્દનો મૂળ સંબંધ હોય: (कठिने–कढिणे–कडिणे–कडणे–कडणि)

**જિમણઉં (૯)**

આ શબ્દ 'જમણી' બાજુને સૂચવે છે. દેશીનામમાલામાં જણાવ્યું છે કે. "जेमणयं दाहिणए"–(પૃ. ૧૨૯–ગા. ૪૮) અર્થાત્ 'જમણા' અંગના ભાવમાં આ 'जेमणय' શબ્દ છે. આ 'जेमणय' શબ્દનો મૂળ સંબંધ મને તો 'જમવાની' ક્રિયા સાથે લાગે છે, આપણે જે હાથે જમવાની ક્રિયા કરીએ છીએ તેની પ્રસિદ્ધિ 'જમણા' હાથ તરીકે છે–સંસ્કૃતમાં 'चमू छमू जमू जिमू अदने' એ પ્રસિદ્ધ ધાતુ છે. એમાં 'जिमू' ધાતુને કર્તા અર્થમાં આવતો અપભ્રંશનો 'अणअ' (૮–૪–૪૪૩) પ્રત્યય લગાડતાં 'जेमणअ'(य) રૂપ ઉભું થાય છે અને એ રીતે આ શબ્દ પોતાનું દેશ્યપણું મૂકી વ્યુત્પન્ન શબ્દ સંઘમાં ભળી શકે છે. આ 'जेमणय' નો મૂળ પ્રયોગ જમવાની ક્રિયા કરનાર 'હાથ' ને માટે થયો અને પછી એ હાથની ઉંચે નીચેના પણ સીધી બાજુમાં જે જે અંગો આવ્યાં તે પણ જમણાં ગણાણાં, તેથી ય વધીને એ હાથ તરફનું કે એ હાથ તરફના કોઇ અંગ તરફનું સ્થાન પણ 'જમણું' ગણાયું. આ પરિપાટિમાં આ છેલ્લા અર્થમાં એ શબ્દનો ઉપયોગ થયો છે.

**અતિઉંડી (૧૪)**

આચાર્ય હેમચંદ્રે જણાવ્યું છે કે, 'उंडं गहीरे'–'उंडं गम्भीरम्' અર્થાત્ ઉંડં (ઉંડું) એટલે ગંભીર (દેશી ના. પૃ૦ ૩૬, ગા. ૮૫) આ ઉપરથી એ 'ઉંડ' શબ્દ દેશી લાગે છે. પરંતુ તપાસ કરતાં એની પણ વ્યુત્પત્તિ આ પ્રમાણે હોઇ શકે ખરી: सं. ऊर्ध्वम् –प्रा. उब्भं, उड्ढं. આપણું આ 'ઉંડ' રૂપ પ્રાકૃતના 'उड्ढ' સાથે વિશેષ સામ્ય રાખે છે, અર્થ માટે લક્ષણાનો આશ્રય લઇએ તો 'उड्ढ' માંથી 'उंड' કરવાનું સુગમ પડે છે.

આગલિ (૧૪-૨૩)

सं.–अग्र–ઉપરથી પ્રાકૃતમાં 'अग्रे भवम्'–अग्गिल्लं–આ 'અગ્ગિલ્લ' ઉપરથી 'આગલ' રૂપ આવેલું છે–(જૂઓ હે૦ ૮-૨-૧૬૩) 'આગલ' ની પેઠે 'પાખલ' અને 'પાછલ' ને પણ અનુક્રમે 'પક્ષ' અને 'પશ્ચાત્' ઉપરથી સાધવાનાં છે. 'क्षेत्र 'ના 'खेत 'ની પેઠે 'पक्ष'ના 'क्ष'નો 'ક' નીકળી જતાં એ ઉપરથી પણ 'पाखल'ની પેઠે 'पासल–पाछल' નીપજી શકે છે.

રુડી પરિ (૧૪)

સં. रूपकेण प्रकारेण=(સ્વાર્થનો 'ક' પ્રત્યય ઉમેરતાં) પ્રા. रूअडेण पयारेण–અ' रूअडें पयारें–આ છેલ્લા અપભ્રંશ રુપમાંના 'રુઅડં' અને 'પયારેં' નો ટૂંકો ઉચ્ચાર આ 'રુડી' અને 'પરિ' છે. આચાર્ય હેમચંદ્રે અપભ્રંશના પ્રકરણમાં "धम्मि न वेचइ रूअडउ" (અર્થાત્ 'ધર્મમાં રૂપિયો નથી ખરચતો)–હે૦ ૮-૪-૪૧૯.' કહીને એ 'રુઅડઉ' શબ્દને 'રૂપિયા' અર્થમાં વાપર્યો છે અને આપણે આ પરિપાટિમાં એ 'રુડી' નો અર્થ સારૂં–રૂડું–કરવાનો છે–હેમચંદ્રના કાળનું અને વર્તમાન કાળનું અંતર જોતાં એ અર્થ થવો કાંઈ દુર્ગમ નથી.

સાકરવાણી (૧૪)

આમાંનો 'વાણી' શબ્દ, સં. पानीय–પ્રા. पाणीअ=પાણી. અને 'अम्लपानीय 'ના 'आमलवाणी 'ની પેઠે 'સાકરપાણીનું' સાકરવાણી–એ રીતે થએલો છે–સાકરવાણી એટલે સાકરનાં પાણી

ધણહતણઉં (૧૪)

આ સ્થળે 'ધન' શબ્દથી પછીના બેવડા પ્રત્યય લાગેલા છે–સં. धनस्य–પ્રા. धणस्स–અ. धणहो–धणह–આ 'ધણહ' થી વળી પછીનો પ્રત્યય 'તણઉ' લાગેલો છે–અનિયંત્રિત ભાષામાં આમ બેવડા પ્રત્યયો લાગે અને કાંઇ નવાઇ ન કહેવાય.

કીગાઇ—(૧૫)

સં. केकायते–પ્રા. केका(गा)यए–આ 'केकायए' ઉપરથી 'ક' નો 'ગ' થતાં અને ટૂંકો ઉચ્ચાર કરતાં 'કીગાઇ' રૂપ નીપજેલું છે. સંસ્કૃતમાં 'કેકા 'નો અર્થ મોરનો સૂર–શબ્દ–છે–મોર કીગાઇ એટલે મોર–કેકા કરે છે–બોલે છે.

ટહુકઇ (૧૫)

'ટહુકઇ' એટલે ટહુકે છે–આ ક્રિયાપદ અહીં કોયલના બોલવામાં વપરાએલું છે–આની નિષ્પત્તિ અનુકરણથી થઇ લાગે છે. આ ઉપરથી ગૂજરાતીમાં 'ટૌકો' શબ્દ અને 'ટોકવું' (વારંવાર કહેવું) ક્રિયા ઉતરેલાં જણાય છે.

પ્રોકાર (૧૬) સં. प्राकार=(પ્રા. पायार) અ. (સ્વરવ્યત્યય થતાં) પ્રોકાર.

છાજઇ (૧૬)

આચાર્ય હેમચંદ્રે આ 'छज्ज 'ને 'શોભવું' અર્થ ભેઇ 'राज 'ના આદેશમાં ગણાવેલો છે: (જૂઓ ૮-૪-૧૦૦) કદાચ સં. 'सज्ज ' સાથે પણ આ 'छज्ज 'નો સીધો સંબંધ કેમ ન હોય?

કિઉ-કિઆ (૧૭-૪૩)

સં. कृतः–પ્રા. કિઓ–કિઉ, કિઆ. (હિંદી–કિયા)

સાદિ (૧૯)

સં. शब्देन–પ્રા. सद्देणं, सद्देण–सद्दें–साद्दें–સાદિ– 'સાદ' શબ્દ, 'અવાજ' અર્થમાં વર્તમાનમાં પણ વપરાયા કરે છે. ગૂજરાતીની 'તને સાદરે છે' ક્રિયાનો વિભાગ–'તને સાદ કરે છે'–બોલાવે છે–આમાં આ 'સાદ' નો 'સા' આવ્યો છે.

પહિલઉ (૨૦)

સં. प्रथम=પ્રા. पढमिल्ल (સ્વાર્થિક પ્રત્યય સાથે) કદાચ આ 'पढमिल्ल' સાથે આ पहिलउंનો સંબંધ હોય, આપણો 'વહેલો' શબ્દ આ 'પહિલઉં'નું જ રૂપાંતર છે. આચાર્ય હેમચંદ્ર તો 'શીઘ્ર' ના સ્થાનમાં 'વહિલ્લ' નો આદેશ કરે છે: (જૂઓ–૮–૪–૪૨૨)

ઓપિઅ (૨૬)

સં. अर्पित–પ્રા. अप्पिअ, ओप्पिअ–પ્રાકૃતનું આ પાછલું 'ओप्पिअ' એ અહીં વપરાએલું 'ઓપિઅ' છે— સં. 'अर्पित' ના 'अप्पिअ' અને 'ओप्पिअ' એમ બે ઉચ્ચારો થતાં અર્થમાં પણ દ્વૈધ થયું છે, પણ મૂળ અર્થ 'અર્પણ' નો બન્નેમાં સચવાએલો છે. આચાર્ય હેમચંદ્ર દેશીનામમાળામાં 'ओप्पा' શબ્દને જણાવે છે: "विमलणे ओप्पा"–"ओप्पा शाणादिना मण्यादेर्मार्जनम्"–(પૃ. ૫૯, ગા. ૧૪૮.) 'ઓપ્પા' એટલે સરાણ વગેરે દ્વારા મણિ વગેરેનું માર્જન–આ માર્જનના જ સાધારણ અર્થમાં ઉપલા (ઓપિઅ) શબ્દને અહીં પરિપાટિકારે યોજલો છે.

પાજ (૨૮–૩૧)

સં. पद्या–પ્રા. पज्जा અને 'પજ્જા' ઉપરથી 'પાજ' એટલે પગથિયાં.

'છૂટા' (૨૯)

સં. क्षिप्त–પ્રા. छूढ અને 'છૂઢ' ઉપરથી 'છૂટા'. આ 'છૂઢ' ભૂતકૃદંતમાંથી 'છૂટવું' 'છૂટી' છૂટ્યો વગેરે શબ્દો આવેલા છે. આચાર્ય હેમચં તો 'ક્ષિપ્ત' નો 'છૂઢ' આદેશ કરી એ બન્નેનું અર્થસામ્ય જણાવ્યું છે, આપણે એ વિચારવું જોઇએ કે, 'છૂઢ' શબ્દનું અક્ષરસામ્ય કયા શબ્દ સાથે ઘટી શકે?

ટૂંક (૨૯)

આ શબ્દ અહીં પર્વતના અમુક ટેકરાને સૂચવે છે, માટે કદાચ 'कूट' (શિખર) શબ્દ જ 'હિંસ' ના 'સિંહ' ની પેઠે ઉલટો થઇ 'ટૂંક' રૂપે આવ્યો હોય. ગૂજરાતીનાં 'ટૂંકું' ટૂંકું કરવું, કવિતાની ટૂંક–વગેરે શબ્દો મને એ 'ટૂંક' રૂપની લીલા લાગે છે–'ટૂંક' આવે ત્યાં અટકવાનું હોવાથી–ટૂંક વિશ્રામ સ્થાન હોવાથી એનાં બીજાં બીજાં રૂપોમાં એ અર્થ પ્રધાનપણું રાખે છે.

બારણઇ (૪૦)

સં. द्वारायतनके=પ્રા. वारायथणये=અપ. वारायथणयि=આ અપ. 'वारायथणयि' નો ટૂંકો ઉચ્ચાર 'બારણઇ' છે–આ પરિપાટિમાં આવેલા 'બલાણા' શબ્દનો સંબંધ આ 'वारायथणय' સાથે છે. ગૂજરાતીનો 'બારણું' શબ્દ પણ એનું રૂપાંતર છે.

રુંખ (૧૦)

સં. 'वृक्ष' નો 'વ' ઉડી જતાં અને 'क्ष' નો 'ખ' બોલાતાં 'રૂક્ખ' રૂપ નીપજેલું છે-એ 'રૂક્ખ'ને કોમળ કરતાં આ 'રુંખ' થએલું છે. ગુજરાતીનાં આ 'રુંખડું' અને 'રુંછડું'-બન્ને રૂપો એ 'રુંખ' સાથે સંધાએલાં છે. વિશેષતા એટલી કે, 'રુંછડું'માં 'क्ष'.નો 'છ' બોલાએલો છે.

ભૂખ (૧૦)

સં. बुभुक्षा-પ્રા. बुहुक्खा-આ 'बुहुक्खा' ના શીઘ્ર ઉચ્ચારનું પરિણામ એ 'ભૂખ' રૂપ છે. "क्षुधाए भुक्खा." અર્થાત્ "भुक्खा क्षुत्" કહીને આ 'ભૂખ' ને આચાર્ય હેમચંદ્ર દેશી રૂપની કોટિમાં ગણે છે:-(દે૦ પૃ૦ ૨૨૦, ગા૦ ૧૦૬)

વિસરાલ (૧૦)

સં. विशरारु=પ્રા. विसरालु-એ 'વિસરાલુ' ઉપરથી ગૂજરાતી 'વિસરાલ' કે 'વિસરાળ.' વિસરાળ એટલે નાશવંત. પરિપાટિમાં કવિએ ગિરનારનાં વૃક્ષોનું વર્ણન કરતાં કહ્યું છે કે, એ વૃક્ષો "दूख करइं विसराल" અર્થાત્ દુઃખને નાશવંત કરે છે એટલે દુઃખને દૂર કરે છે.

હેલી (૩૭)

સં. हे आले !=અપ. 'हेल्लि' આ 'हे आले' નો ઉચ્ચાર ફેર થતાં 'હેલ્લિ' કે 'હેલી' થયું છે. ગૂજરાતીમાં વપરાતા 'એલા' કે 'એલી' નો સંબંધ એ હેલ્લિ કે હેલી સાથે છે. હેમચંદ્રે તો 'આલિ'નો 'સખી' અર્થ-(૮-૧-૮૩) લખીને પણ આ 'हेल्लि'ને 'हे सखे'નો આદેશ જણાવ્યો છે-૮-૪-૪૨૨

પહુતા-પહુતઉ (૨૦-૨૧)

ભાષાશાસ્ત્રી રા. દીવેટિઆના કથન પ્રમાણે આ 'પહુત્ત' નો સંબંધ સં. 'प्राप्त' સાથે છે (?) આપણી ભાષાના 'પહોંચ્યો' રૂપનો ઉદ્ગમ એ 'પહુત્ત' 'પહુસ' 'પહુચ્ચ' માંથી થએલો છે. આચાર્ય હેમચંદ્ર તો આ 'પહુચ્ચ' રૂપને પહોંચી વળવા "भुवः पर्याप्तौ हुच्चः" ૮-૪-૩૯૦ આ સૂત્ર બનાવે છે અને 'हुच्च'ની સાથે 'प्रभू'નું સામ્ય જણાવે છે.

સીલ (૧૨)

સં. शीतल=પ્રા. सीअल-સીલ-'શાળો છાંયો'.

પોલિ (૧૪)

સં. प्रतोली=પ્રા. पओली=પોલી=પોળ-અથવા સં. पृथुला=પ્રા. पिहुली=પોલી-ગૂજરાતીની કહેવત 'ઢમ ઢોલ માંહે પોલ' ના 'પોલ' શબ્દનો સંબંધ આ 'પોળ' સાથે કદાચ હોય.

મંગલીવઉ (૨૨)

સં. मङ्गलदीपकः=પ્રા. मंगलईवओ-આ ઉપરથી મંગલીવઉ. 'મંગલદીપક'મા 'દીપક' ના 'દ' ને ઉડાડી, 'લ' અને 'ઈ' ની મૈત્રી કરી 'મંગલીવઉ' રૂપ બનાવવાનું છે.

કોસગિ (૨૫)

સં. कायोत्सर्गे=પ્રા. काउसग्गे=આ ઉપરથી 'કોસગિ.' 'कायोत्सर्गे' ના રૂપ 'काउसग्गे' મા 'કા' અને 'ઉ' ને સાંધતા અને 'ગ્ગ' હલકો થતાં 'કોસગિ' રૂપ નીકળી આવે છે.

वेच्चिअ (૮૨)

'વ્યય કરીને-ખર્ચ કરીને' અર્થમાં પરિપાટિકારે 'वेच्चिअ' રૂપને વાપર્યું છે: "वेच्चिअ दम्मगि" "द्रम्मो-દામો-વડે ખર્ચ કરીને". આ રૂપની નિષ્પત્તિ મને બે પ્રકારે સૂઝી છે: (૧) 'विक्रीय' રૂપમાં 'ક્યાં'ના 'ચ્યાં' ઉચ્ચારની પેઠે 'ક' નો 'ચ' થતાં 'विच्चिअ' ઉપરથી 'वेच्चिअ.' (૨) 'ખર્ચ કરવાનો' ભાવ એ છે કે, ખર્ચ્યા પછી એના બદલામાં કાંઇ મેળવવું અર્થાત્ એકને બદલે બીજું લેવું-અદલો બદલો કરવો-વ્યત્યય કરવો-આ અર્થમાં સં. व्यत्येति-પ્રા. विच्चइ-આ પ્રાકૃ રૂપનું સંબંધક ભૂતકૃદંત 'विच्चिअ' બને છે અને આ રૂપ ઉપરથી સહજે 'वेच्चिअ' રૂપ તરી શકે છે-એનો અર્થ પણ 'ખર્ચ કરવાના' અર્થમાં પૂર્વોક્ત રીતે ઘટી શકે છે. 'ખર્ચ કરવાના' અર્થમાં 'वेच्चइ' રૂપનો પ્રયોગ આચાર્ય હેમચંદ્રે પોતાની અપભ્રંશ કવિતામાં કરેલો છે: "धम्मि न वेच्चइ रूअडउ" "धर्मे रूपकं न व्ययति"—(જૂઓ સૂ૦ ૮-૪-૪૧૯)

નામની વિભક્તિઓ

પરિપાટિમાં ક્યાંય ચોથી વિભક્તિનો પ્રયોગ થયો લાગતો નથી, પાંચમી વિભક્તિના માત્ર બે રૂપ વપરાયાં છે. એ સિવાયની બીજી બધી વિભક્તિઓનાં (અકારાંત, ઇકારાંત અને ઉકારાંત નામોનાં) અનેક રૂપો મળી આવે છે-હવે હું આ રૂપો દ્વારા પરિપાટિની ભાષાને (શુદ્ધ અપભ્રંશથી જુદી પાડી) પ્રાંતિક અપભ્રંશ અથવા ગૂજરાતીનું નામ આપનાર છું:

પરિપાટિમાં જે જે રૂપો પ્રથમાંત તરીકે વપરાયાં છે તેમાંનાં કેટલાંક છેડે 'ઉ' વાળાં, 'ઓ' વાળાં, 'આ' વાળાં અને વધારે પ્રમાણમાં 'અ' વાળાં છે-(ઉ) અલજઉ, દીઠઉ, બઇઠઉ, આવિઉ જિણાલઉ. (ઓ) ગિરિનારો, અપારો. (આ) આવિઆ, નિઅડા, હિઅડા, નેમીસરભવણા, નીઝરણા. (અ) ધજ, ગિરિવર, મુકુટ, ચામર, મેઘાડંબર. છત્ર, કલસદંડ, વગેરે અનેક રૂપો છેડે 'અ' વાળાં છે. અપભ્રંશમાં પણ પ્રથમાંત તરીકે આ બધાં રૂપો ઘટી શકે છે-આમાં જે રૂપો છેડે 'ઉ' વાળાં છે તેનો પ્રયોગ ચાલુ ગૂજરાતીમાં જણાતો નથી, કિંતુ એ 'ઉ' વાળાં રૂપો ટૂંકા થઇને (એટલે 'ઓ' વાળાં થઇને) તો આપણી ભાષામાં આવેલાં છે: દીઠો, બેઠો,-વગેરે. એ રૂપો ઉપરાંત સિદ્ધી, ઓલિ, સમી, ભૂઇં, દીઠી અને સમરી વગેરે સ્ત્રીલિંગી રૂપો પણ પરિપાટિમાં યોજાયાં છે-એ બધાં તો અપભ્રંશમાં કે આપણી ચાલુ ભાષામાં એક સરખાં છે-આ રીતે આપણી ગૂજરાતીમાં, પરિપાટિની ગૂજરાતીમાં અને અપભ્રંશમાં 'પ્રથમાંત' તરીકે ગણાતાં એ રૂપોમાં અને એ જ પ્રકારે 'સરસતિ, અંબિકદેવિ, મતિ, ચૈત્રપ્રવાડી, ભૂવલયપસિદ્ધી' વગેરે દ્વિતીયાંત રૂપોમાં ખાસ વિશેષતા જણાતી નથી; કિંતુ તૃતીયાંત, ષષ્ઠ્યંત અને સપ્તમ્યંત રૂપોમાંના કેટલાંક અપભ્રંશથી જુદાં તરી આવે છે-જે ચાલુ ભાષામાં વપરાઇ રહ્યાં છે માટે જ પરિપાટિની ભાષાને આપણી ભાષા કહી શકાય.

પરિપાટિમાં તૃતીયાંત રૂપો તરીકે કેટલાંક 'ઇ' છેડાવાળાં, કેટલાંક 'ઇં' છેડાવાળાં, કેટલાંક 'ઈ' છેડાવાળાં અને કેટલાંક 'એ' છેડાવાળાં વપરાયાં છે: (ઇ) હરિષિ, ચંદનિ, ખેમિ, નયણિ, વિવિહભંગિ, છાયાલરિ-વગેરે. (ઇં) જાત્રઇં, પરિમલિં, પાહિઇં, આદેસિઇં, નિશ્ચઇં, સુગતિઇં, ભગતિઇં, એકલગઇં, યતનેઇં,-વગેરે. 'અલજઈ' અને 'નયણે' એ બે જ

રૂપો 'ઈ' અને 'એ' છેડાવાળાં છે. અપભ્રંશમાં ત્રીજીના એક વચનમાં एं, एण, ફક્ત અનુસ્વાર (અગ્નિં) અને ए (સ્ત્રી) પ્રત્યયની વપરાશ છે અને બહુવચનમાં બધે સ્થળે એકલા 'हिं' નો ઉપયોગ છે, એથી ઉપર જણાવેલાં પરિપાટિનાં એ તૃતીયાંત રૂપોને શુદ્ધ અપભ્રંશનાં તો કેમ કહી શકાય? અપભ્રંશનો એકલો 'एं' પ્રત્યય પરિપાટિનાં એ બધાં રૂપોમાં 'એ' 'ઈ' 'ઇ' અને 'ય' રૂપે ભ્રષ્ટ થએલો છે–આપણી ચાલુ ગૂજરાતીમાં ત્રીજી વિભક્તિના પ્રત્યય તરીકે 'એ' ની વપરાશ છે–એ વપરાશ પરિપાટિના સમયમાં પણ હતી એમ આપણે 'નયણે' રૂપ દ્વારા કળી શકીએ છીએ, કદાચ એમ પણ હોય કે, એ 'एं' પ્રત્યયને વર્તમાન 'એ' નો આકાર ધારણ કરતાં 'ઇ, ઈ અને ય' ના અવતારો લેવા પડયા હે.વ–પરિપાટિનાં એ બધાં તૃતીયાંત રૂપો આપણા વર્તમાન રૂપનાં પૂર્વજરૂપ હોવાથી આપણી ભાષાનાં કહેવાય એટલે પરિપાટિની ભાષા પણ આપણી કેમ ન ગણાય?

પરિપાટિમાં 'ठाणा' (૨૧) અને 'इहंथिकउ' (૩૪) એ બે જ રૂપો પંચમીનાં છે. 'ઠાણા' રૂપ તો પ્રાકૃત (સં. स्थानात्–प्रा० ठाणा) છે અને 'इहंथिकउ' રૂપમાં 'इह' અવ્યયને પંચમીનો 'थिकउ' પ્રત્યય લાગેલો છે–આ 'थिकउ' વિષે મેં આગળ કેટલુંક જણાવેલું છે. વર્તમાનમાં કેટલાક સાક્ષરો સં. 'स्थित' ને એ 'थिकउ' વગેરેનું પૂર્વરૂપ જણાવે છે–જો કે એ 'स्थित' અને 'थिकउ' વગેરેમાં અક્ષરસામ્ય ઘટતું આવે છે, પણ પંચમીના અપાદાન અર્થને એ 'स्थित' શી રીતે જણાવી શકે? મને લાગ્યું છે કે 'स्थिति' કે 'स्थित' ને પંચમ્યંત રાખીને જ નામથી જોડવામાં આવે તો એ અર્થનો પ્રશ્ન શમી શકે ખરો.

પરિપાટિનાં ષષ્ઠયંત રૂપોમાં આટલા પ્રત્યયોનો ઉપયોગ થએલો છે: 'તણી' હ, હં, સુ. તણુઉ, ની,હતણુઉં, આં: ગિરિવરતણી, ગિરિનારહ, ગિરિહં, જસુ,માલદેવતણુઉ, કણયકોડિની, ધણહતણુઉં, કોસીસાં વગેરે. આમાંના 'તણી, તણુઉ, હતણુઉં' વિષે તો હું આગળ લખી આવ્યો છું. 'આં' પ્રત્યય સં. 'कपिशीर्षाणाम्'–રૂપના 'णाम्–आम्' નો ઉચ્ચારભ્રંશ લાગે છે–"कोसीसां ओलि"–"કાંગરાઓની ઓળ" અથવા અપ૦ના 'હં' પ્રત્યયનો વિકાર જણાય છે: 'कोसीसाहं=कोसीसां.' "गिरिह राय"–"ગિરિઓનો રાજા"–'हं' પ્રત્યયનો પ્રયોગ અહીં બહુવચનમાં છે–અપભ્રંશમાં તો અકારાંત નામોથી એનો એ રીતે વ્યવહાર છે અને ઇકારાંત નામોને માટે તો 'हिं' પ્રત્યય યોજાએલો છે–કદાચ અહીં આ 'હિં' પણ 'હં' થઇ ગયો હોય. 'गिरिनारह' અને 'जसु' એ રૂપોમાં અનુક્રમે 'હ' અને 'સુ' વપરાયા છે. અપભ્રંશમાં અકારાંત નામોને લાગતા છઠ્ઠીના પ્રત્યયોમાં માત્ર 'सु, स्सु, हो' ની ગણના છે, 'હ' ની નથી; મને લાગે છે કે, આ 'सु, स्सु, हो' કે અહીંનો 'ह' એ બધા ય એ 'स्स'ના જન્માંતરો છે: સં. देवस्य=प्रा. देवस्स=देवस्सु=देवसु=देवस=देवह, देवहु=देवहो. હવે 'કણયકોડિની' રૂપમાં વપરાએલા 'ની' નો વિચાર રહ્યો, તે વિષે પણ મેં આગળ 'માલદેવતણુઉ' ની સિદ્ધિ કરતાં સૂચવી દીધું છે–આ 'ની' પ્રત્યય આપણો પોતાનો છે–જેને અત્યારે પણ આપણે વાપરીએ છીએ. પરિપાટિનાં આ ષષ્ઠયંત રૂપો પણ અપભ્રંશનાં રૂપોથી નોખાં પડે છે એટલે અપભ્રંશના પણ ભ્રંશ થવાના સમયનાં એ રૂપો આપણી ચાલુ ગૂજરાતીની પૈતૃક સંપત્તિમાં ગણી શકાય.

હેમહંસે મૂકેલાં સપ્તમ્યંત રૂપોમાં વધારે રૂપો 'ઇ' છેડાવાળાં છે, કેટલાંક 'એ' છેડાવાળાં છે અને કેટલાંકમાં 'ઇં' કે 'અ' પ્રત્યય લાગેલા છે: (ઇ) મનિ, અંગિ, હીઅડઇ, ગિરિસિહરિ, જૂનઇગઢિ. (એ) નયણડે, નેમિમંદિરે, પણે. (ઇં) મોલિઇં, ઓલિઇં, નિમણઇં, ડાવઇં, ઉપકંઠિઇં. (અ) તલહટીઅ, મૂલગિઅ. આ ઉપરાંત એકલો 'માહિ' (૫) શબ્દ પણ—જે 'मध्ये' નો પુત્ર અને આપણા 'માં' નો પિતામહ છે—વપરાયો છે. સપ્તમીનાં એ રૂપો સાથે અપભ્રંશનાં રૂપો મળતાં આવે તેમ છે, માત્ર આપણે વર્તમાનમાં એ 'ઇ' છેડાવાળાંને 'એ' છેડાવાળાં બનાવીને બોલીએ છીએ—એ ફેર છે: **गिरिसिहरि**=ગિરિસિહ (ખ) રે, **अंगि**=અંગે, **हीअडइ**=હૈડે, **जूनइगढि**=જૂનેગઢે—એ 'ઇ' વાળાં રૂપો સાથે કવિએ 'એ' વાળાં રૂપો પણ મૂકેલાં છે, જે 'ઇં' વાળાં રૂપો છે તે તો અપ૦ '**हिं**' કે '**हिं**' માંથી થએલા 'ઇં' પ્રત્યયવાળાં લાગે છે અને અહીં છેલ્લાં મૂકેલાં 'તલહટીઅ' અને 'મૂલગિઅ' રૂપો તો પ્રા૦ '**तलहट्टीअ,**' '**मूलगीअ**' નાં સ્પષ્ટ રૂપાંતરો છે. પરિપાટિનાં આ બધાં સપ્તમ્યંત રૂપો પણ કાંઇ અપભ્રંશને અનુસારે જ નથી તેથી અને કેટલાંક, ગૂજરાતી-વર્તમાન રૂપોનાં પૂર્વરૂપો હોવાથી એ બધાં પૂર્વ ગૂજરાતીનાં જ લેખી શકાય. જણાય છે કે, કવિના કાળમાં સ્પષ્ટપણે 'માં' નો ઉપયોગ થયો લાગતો નથી. 'જૂનાગઢ' ને વર્ણવતાં કવિ જણાવે છે કે, "**माहि समी भूंइ**" (૧૯) એટલે "(જૂનાગઢ) માં ભોં સમતળ છે" વગેરે.

આ સ્થળે એક 'લગઇ' અને 'કેર' પ્રત્યય વિષે પણ થોડું જણાવી દઉં: ભાષાશાસ્ત્રીઓ આ 'લગઇ' ને 'ને' પ્રત્યયનું પૂર્વરૂપ સમજે છે—પણ મને યાદ છે તે પ્રમાણે આ 'લગઇં' તો 'સુધી' અર્થમાં કે કરણના અર્થમાં વપરાએલો છે: આ કવિતામાં "**एक लगइं हुइं रुपासिद्धि**" (૩૮) એટલે "એક ઔષધીવડે રૂપાસિદ્ધિ થાય છે" અર્થાત્ અહીં 'લગઇ' સાધન-અર્થને સૂચવે છે, "**पुण्यलगइ पृथ्वीपीठि प्रसिद्धि: पुण्यलगइ मनवांछित सिद्धि, पुण्यलगइ निर्मल बुद्धि**"—(પૃથ્વીચંદ્રચરિત્ર-માણિક્યસુંદરસૂરિ-૧૪૭૮) આ સ્થળે 'પુણ્ય લગી એટલે પુણ્ય હોય ત્યાં સુધી' અથવા 'પુણ્યવડે' એ બન્ને ભાવ ઘટી શકે છે—કહેવાનું એ કે, 'ને' ના અર્થને સૂચવવા માટે 'ને' થી ભિન્ન અર્થ ધરાવતા આ 'લગઇ'ની કલ્પના શી રીતે સંગતિમાં આવે? 'કેર' ના પૂર્વરૂપ માટે 'કાર્ય' શબ્દની કલ્પના રા. કમળાશંકરભાઇએ જણાવી છે, પણ તેમાં અર્થની સંગતિ કેમ થાય? હું તો '**तुम्हकेरं**' રૂપ જોઇને એક એવું રૂપ કલ્પું છું કે, જે ઉપરથી ભ્રષ્ટ થતાં થતાં આ '**तुम्हकेरं**' તરી આવે: સં. **युष्मकीयतरं**=प्रा. **तुम्हकीययरं**=**तुम्हकीयरं**=**तुम्हकेरं**. આ કલ્પના સંવાદ વિનાની હોવાથી સુનિશ્ચિત તો કેમ ગણાય? પણ અહીં એને કલ્પના તરીકે મૂકું છું: સાથે બીજી પણ એવી એક કલ્પનાને જણાવી દઉં છું: પરિપાટિમાં એક બે ઠેકાણે દ્વિતીયાંત તરીકે '**रइ**' પ્રત્યાંત રૂપનો પ્રયોગ થએલો છે: "પ્રભુ કહિ **रइ** દિઉં ખોડિ" "પ્રભુ! કોને દઉં ખોડ (ભૂલ)" **मझरइं** દિઇ ધાંક" "મને (મુજને) દો ધાંય" આ જ પ્રકારે પરિપાટિના સમસમયી પૃથ્વીચંદ્રચરિત્રમાં પણ **रहइ रहइं** અને **रहिं** પ્રત્યયાંત રૂપોની વપરાશ થએલી છે: "યાચક**रहइ** દાન દીધઉં"—"યાચકને દાન દીધું" **दूतरहइ** બહુમાન દીધઉ" દૂતને બહુમાન દીધો "રાય**रहइ** કીધઉ જુહાર"—"રાજાને કીધો જુહાર (પૃ૦ ૯૭) "પંડિત **रहिं** આપી" "પંડિતને

આપી" (પૃ૦ ૭૯) "पितारहइं प्रणाम नीपजाी" –"પિતાને પ્રણામ નીપજાી" (પૃ૦ ૧૦૧.) આ અને આવા બીજા અનેક પ્રયોગો જોતાં 'ને' નો ભાવ સૂચવવા रहिं, रइं, रहइ, रहइं-પ્રત્યયો પૂર્વે વપરાતા હતા'–એ કળી શકાય એમ છે. એ પ્રત્યયોનું મૂળ-વિચારવું-શોધવું-વિકટ કામ છે, તો પણ મને એમ જણાય છે કે, જેમ 'ને' ની નિષ્પત્તિ માટે 'लगइ' ને ગોઠવવામાં આવ્યો છે તે રીતે નહિ, પણ તેથી ઉલટી રીતે વિચારવામાં આવે એટલે ભાષામાં જેમ કેટલેક ઠેકાણે 'प्रति' (ઉપસર્ગ) ઉપરથી આવેલા 'पे' નો વ્યવહાર પ્રચલિત છે તેમ 'नि' (ઉપસર્ગ) ઉપરથી 'ने' 'नइ' 'नइं'; ('ન' નો અનુનાસિક 'લ' કરી (લલાટ=નિલાડ) लइ, लइं, 'लगइं,' ('લ' નો 'ર' કરી) रइ, रइं, रहिं, रहइ, रहइं વગેરે ને બનાવતાં શી આપત આવે?

આ પ્રકારે પરિપાટિનાં નામરૂપોને આપણી પૂર્વ ગૂજરાતીમાં આણ્યાં પછી એનાં કેટલાંક ક્રિયાપદો, કૃદંતો, અવ્યયો, તદ્ધિતાંતરૂપો અને દેશ્યરૂપોને તપાસી આ લેખથી ઉપજેલો કંટાળો દૂર કરીશ.

પરિપાટિનાં ક્રિયાપદોનો મોટો ભાગ પ્રાકૃત અને અપભ્રંશનાં ક્રિયાપદોને મળતો આવે છે:

પ્રા. दीसइ=પરિ૦ दीसइ=વ. ગૂ૦ दीसे
,, नमिज्जइ ,, नमीजइ=નમીજે
,, संचरीअइ / ,, संचरिज्जइ =,, संचरीइजइ=સંચરીજે
,, करइ(न्ति)= ,, करइं = કરે
,, आणेउ = ,, आणउ= આણો
અપ૦ लहउं = ,, लहउं = લહું
,, चाहउं = ,, चाहउं = ચાહું
પ્રા. वंदेमि = ,, वंदेमि
,, पढइ(न्ति)= ,, पढइं = પઢે
,, गुणइ(न्ति)= ,, गुणइं = ગુણે
,, पावंति = ,, पामंति

પ્રા. सोहंति = પરિ૦ सोहंति, વ. ગૂ૦,
,, लिज्जइ = ,, लीजइ =લીજે
,, देइ(न्ति)= ,, दिइं = દે
,, होइ(न्ति)= ,, हुइं = હોય (થાય)
અપ૦ वर्णवउं = ,, वर्णवुं = વર્ણવું
,, वीनवउं = ,, वीनवुं = વીનવું
,, नमउं = ,, नमउं = નમું
,, आपउ = ,, आपउ=આપો
સંસ્કૃત-जयतात् = પરિ૦ जयतं [પૂરે
,, पूरयति=પ્રા૦ पूरवइ=પરિ૦ पूरवइ
,, यायते = जाईअइ = પરિ૦ जईइ, जाइजइ = જઈએ.

આ બધાં રૂપોનું વિશેષ સામ્ય પ્રાકૃત અને અપભ્રંશ સાથે છે તો પણ આમાં આવતો 'इं' પ્રત્યય અપભ્રંશના 'हिं' નો ભ્રંશ લાગે છે એટલે એમાંના કેટલાંક ક્રિયાપદો અપભ્રંશથી જુદાં પડી જાય છે. આ ક્રિયાપદોને જોતાં એમ પણ કળી શકાય છે કે, જે ઝડપથી નામોમાં ભ્રંશ થતો આવ્યો છે તેવી ભ્રંશની ઝડપ ક્રિયાપદોમાં નથી કળાતી, કારણ તો ગમે તે હોય (?) પરિપાટિનાં એ ક્રિયાપદોમાં આપણા 'છે' નો પિતા 'छइ' (૭૫) વપરાએલો છે. [એક સ્થળે એ 'છે' ના અર્થમાં 'छहं' (૭૪) રૂપ પણ આવેલું છે,—આ 'छहं' કદાચ 'छइं' ને લખતાં 'छहं' લખાયું હોય-'इं' અને 'हं' ની આકાર સમતાને લીધે 'इं' નો 'हं' લખવાની ભૂલ કલ્પાય એવી છે (?)] પણ ક્યાંય (કરે છે, દે છે, લે છે, વગેરેની પેઠે) આપણા 'છે' નો સંબંધ નથી જણાતો

તેથી એ સંબંધ માટે આપણે પરિપાટિના સમય પછી આવવું જોઈએ. પરિપાટિમાં વપરાએલાં ક્રિયાપદો શુદ્ધ અને અમિશ્ર અપભ્રંશનાં નથી માટે આપણે એ બધાંને આપણી પૂર્વગૂજરાતીમાં સમાવી શકીએ.

પરિપાટિનાં કૃદંતોમાં માત્ર એક હેત્વર્થ કૃદંત છે અને બીજાં કેટલાંક સંબંધકકૃદંત છે: '**कहण**' એ હેત્વર્થ કૃદંત છે અને '**कथयितुम्**'–'કહેવાને' અર્થમાં વપરાયું છે: "હેલી **कहण** ન જાઈ" (૩૭) એટલે "હે સખી કહ્યું ન જાય" અર્થાત્ કહેવાને શક્ય નથી. અપભ્રંશમાં * સં. '**तुम्**'ના અનેક–"**एवं, अण, अणहं, अणहिं, एप्पिं, एप्पिणु, एवि,** અને **एविणु**" (સૂ૦ ૪૪૦–૪૪૧–૮–૪)–આદેશો થાય છે અ સં. '**क्त्वा**'ના '**एप्पिं, एप्पिणु, एवि** અને **एविणु**" એ ચાર આદેશો થાય છે. '**तुम्**'ના એ આઠ આદેશોમાંનો આ '**कहण**'માં '**अण**' પ્રત્યય વપરાયો છે, પૃથ્વીચંદ્ર ચરિત્રની ગૂજરાતીમાં હેત્વર્થકૃદંત તરીકે "**भणिवा, गुणिवा**" (પૃ૦ ૯૯) અને "**जोइवा**" (પૃ૦ ૧૦૧) વગેરે રૂપો વપરાયાં છે–એ રૂપોમાં '**तुम्**'ના એ આદેશોમાંના '**एवं**' કે '**एवि**'નો ભ્રંશ વપરાયો લાગે છે અને આપણી વર્તમાન ગૂજરાતીમાં પણ એની જ વપરાશ ચાલી આવી છે: '**भणवा, गुणवा, (गणवा)** અને **जोवा**' વગેરે. '**भणवा** જાય છે' એ પ્રયોગમાં '**भणितव्याय**=**भणिअव्वाय**=**भणिअवा**=**भणिवा**=**भणवा**' એમ પણ વ્યુત્પત્તિ કરી શકાય; કિંતુ જ્યારે '**तुम्**'ની વ્યુત્પત્તિ બરાબર ઘટતી આવે છે ત્યારે એવી કલ્પનાની શી જરૂર? પરિપાટિમાં સંબંધકકૃદંતો પણ થોડાં છે અને જે છે તેમાંનાં કેટલાંક અપભ્રંશ દ્વારા અને કેટલાંક પ્રાકૃત દ્વારા નીપજેલાં છે: "**पणमवि, नमेवि, करवि, पहिरेवि** અને **समरेवी**" વગેરે રૂપોમાં પૂર્વોક્ત '**क्त्वा**'નો '**एवि**' અને એનો ભ્રંશ '**अवि**' વપરાયો છે. અને '**पेखिअ, पूजी, वंदी, निरखिअ, करि** અને **आराहिअ**' વગેરે રૂપો પ્રાકૃતનાં '**पेक्खिअ, पूजिअ, वंदिअ, निरिक्खिअ, करिअ** અને **आराहिअ**'નાં સીધાં રૂપાંતરો છે. પ્રાકૃતમાં '**क्त्वा**'ને બદલે '**तुं, उं, अ, तूण, ऊण, तुआण** અને **उआण**' (હૈ૦ ૮–૨–૧૪૬) ને આદિમાં 'ઈ' કે 'એ' લગાડીને વાપરવામાં આવે છે. પરિપાટિનાં આ રૂપોમાં વિશેષે કરીને '**इअ**' અને એનો ભ્રંશ '**ई**' કે '**इ**' વપરાયો છે–આપણી ગૂજરાતીમાં ઘણે ભાગે આ 'ઇઅ'ના ભ્રંશ 'ઈ' કે 'ઇ'ની અને મરાઠીમાં 'ઊણ' કે 'ઉઆણ'ના ભ્રંશની વપરાશ છે. પરિપાટિનાં એ '**पेखिअ**' વગેરે ગૂજરાતીનાં '**पेखी, पूजी, वांदी, निरखी, करी**' વગેરેનાં પૂર્વરૂપો છે. અહીં '**क्त्वा**'ના અને '**तुम्**'ના આદેશોનાં મૂળો વિશેષ વિચારણીય છે–પણ તે તો હવે પ્રસંગે અને વિશેષ અવકાશે.

**અવ્યયો:**

પરિપાટિમાં આવેલાં (બધાંની નહિ) કેટલાંક અવ્યયોની તો અહીં વ્યુત્પત્તિ જ દર્શાવી શકીશ:

---

* આર્ષ સંસ્કૃતમાં પણ '**तुम्**'ના–'**से**' '**सेन्**' '**असे**' '**असेन्**' **क्से**, '**क्सेन्**' '**अध्यै**' '**अध्यैन्**' '**कध्यै**' '**कध्यैन्**' '**शध्यै**' '**शध्यैन्**' '**तवै**' '**तवेङ्**' અને '**तवेन्**'–અનેક આદેશો થએલા છે: (જૂઓ પા૦ ૩–૪–૯–વૈ૦) આ આદેશોમાં 'ક' અને 'શ'નો અનુબંધ બાદ કરીએ તો પણ નવ આદેશો તો ગણાય.

सं॰ अपि = પ્રા. अवि, वि, अपि, पि = પરિ॰ इ, वि. વ. ગૂ॰ ઈ, પ, બિ.
,, च = ,, अ ,, अ,
,, अथ = ,, अह = ,, { हव (વ્યત્યય) ,, હવે ( હવ=અબ હિંદી ) / हिव / हेव / हवडां }
,, उत = ,, ओ = ,, ओ ,, ઓ.
,, कहीं = ,, कहीं = ,, कहीं ,, ક્યાં.
,, तत्र = ,, तहिं = ,, तिहां ,, ત્યાં.
,, यावत् = ,, { जाव / जव } = जउ ( जव ઉપરથી ) ,, જો (જવં= જબ હિંદી )
,, चेय = ,, { चेअ / चिअ } = ,, जि જ

આ સિવાયનાં પરિપાટિમાં આવેલાં બીજાં અવ્યયો પ્રતીતપ્રાય છે.

તદ્ધિતાંત રૂપોઃ

પરિપાટિમાં નવલ્લી ( નવ + લ્લ ) રૂપ સ્વાર્થિક ' લ ' પ્રત્યયાંત છે ( જૂઓ હેં॰ ૮–૨–૧૬૫ ) અને રૂલિઆલઉ ( રૂલિઆ + આલ ) સાંકલિઆલી ( સાંકલી + આલ ) અને સોડામણું ( સોડા + મણ ) વગેરે રૂપો મત્વર્થીય છે. ( જૂઓ હેં॰ ૮–૨–૧૫૯ )

દેશ્ય શબ્દો:—

'**डावइं**' = ડાબે (૧૦)–આ ' ડાબો ' શબ્દ અને **रमली** (૧૩) **झोली** (૧૪) **ढूंकडुं** (૨૪) અને **खांडी** (૪૫) વગેરે શબ્દો પણ દેશ્ય છે. એ માટે અનુક્રમે જૂઓ દેશીનામમાલાઃ " **डव्वो डावो अ वामकरे** "—(પૃ. ૧૩૮–ગા॰ ૬) **झोलिआइ झलझलिआ** "—( પૃ॰ ૧૩૨–ગા॰ ૫૬ ) આમાં અર્થ ફેર છે.

પરિપાટિની પ્રતિ :

આ પ્રતિ મને આ. જિનવિજયજી પાસેથી મળી હતી, મૂળ આ પ્રતિ માણ (વળા) ગામના મુનિરાજ શ્રીભક્તિવિજયજી (શ્રીવિજયાનંદસૂરિના આમ્નાયના)ની છે. તેની લખાવટ ૧૯૬૬ની છે એટલે તદ્દન નવી છે તો પણ એમાં એટલો બધો દગો લાગતો નથી. આ પરિપાટિની બીજી એક જૂની પ્રતિ પૂનામાં ( આ. જિનવિજયજી પાસે ) સાંભળી છે, તેને મેળવી, આવતા પુરાતત્ત્વમાં હશે તો પાઠાંતરને આપવા નહિ ચૂકું.

કવિ દેમરંસની આખી પરિપાટિના અવલોકન પછી ( એમાં શુદ્ધ પ્રાકૃત કે શુદ્ધ અપભ્રંશનો સંસર્ગ ન હોવાથી ) એને હું આપણી ગૂજરાતીની આજથી ચોથી પેઢીએ ( એક પેઢી એક સૈકાની ગણવામાં આવે તો ) મૂકું છું એટલે પશ્ચાનુપૂર્વીએ વિચારતાં ' પરિપાટિ 'ને સમયે વપરાતી ભાષાને ગૂજરાતી કહું છું. આ સંબંધે પરિપાટિનાં સમસમયી ભાષાઓને જોનારાઓ પણ મને તેમ જ કહેશે.

[ પાન ૨૯૦થી ચાલુ. ]

नवकैरुद्धृतोंऽशः स्यादूनः सप्तगुणो भवेत् ।
आवापस्त्वयुजे द्वौ स्यात्पौलस्त्येऽस्तं गतेऽपरम् ॥ १६ ॥
जावाद्यंशैः समं विद्यात्पूर्वार्धे पर्वसूत्तरा ।
भादानं स्याच्चतुर्दश्यां द्विभागेभ्योऽधिको यदि ॥ १७ ॥
जौ द्रा गः खे श्वे ही रो षा चिन् मू ष ण्यः सू मा धा णः ।
रे मृ घा पो जः कृ ष्य ह ज्ये ष्ठा इत्यृक्षा लिङ्गैः ॥ १८ ॥
कार्या भांशाष्टकाः स्थाने कला एकान्नविंशतिः ।
ऊनस्थाने द्विसप्ततिमुद्वपेद्युक्तसंभवे ॥ १९ ॥
तिथिमेकादशाभ्यस्तां पर्वभांशसमान्विताम् ।
विभज्य भसमूहेन तिथिनक्षत्रमादिशेत् ॥ २० ॥
याः पर्वभादानकलास्तासु सप्तगुणां तिथिम् ।
उक्तास्तासां विजानीयात्तिथिभादानिकाः कलाः ॥ २१ ॥
अतीतपर्वभागेभ्यः शोधयेद् द्विगुणां तिथिम् ।
तेषु मण्डलभागेषु तिथिनिष्ठां गतो रविः ॥ २२ ॥
विषुवन्तं द्विरभ्यस्तं रूपोनं षड्गुणीकृतम् ।
पक्षा यदर्धं पक्षाणां तिथिः स विषुवान्स्मृतः ॥ २३ ॥
पलानि पञ्चाशदपां धृतानि तदाढकं द्रोणमतः प्रमेयम् ।
त्रिभिर्विहीनं कुडवैस्तु कार्यं तन्नाडिकायास्तु भवेत्प्रमाणम् ॥ २४ ॥
एकादशभिरभ्यस्य पर्वाणि नवभिस्तिथिम् ।
युगलब्धं सपर्वस्याद्वर्तमानार्कभक्रमात् ॥ २५ ॥
सूर्यर्क्षभागान्नवभिर्विभज्य शेषं द्विरभ्यस्य दिनोपभुक्तिः ।
तिथियुता भुक्तिर्दिनेषु कालो योगं दिनैका दशकेन तद्भम् ॥ २६ ॥
त्र्यंशी भशेषो दिवसांशभागश्चतुर्दशश्चाप्यपनीय भिन्नम् ।
भार्धेऽधिके चापि गते परोंऽशो द्वावुत्तमे तं नवकैर्वेद्यः ॥ २७ ॥
त्रिंशत्यह्नां सषट्षष्टि रब्दः षट् चर्तवोऽयने ।
मासा द्वादश सूर्याः स्युरेतत्पञ्चगुणं युगम् ॥ २८ ॥
उदया वासवस्य स्युर्दिनराशिः स्वपञ्चकः ।
ऋषेर्द्विषष्टिहीनं स्याद्विंशत्या चैकया स्तृणाम् ॥ २९ ॥

पञ्चत्रिंशं शतं पौष्णमेकोनमयनान्यृषेः ।
पर्वणां स्याच्चतुष्पादी काष्ठानां चैव ताः कलाः ॥ ३० ॥
सावनेन्दुस्त्रिमासानां षष्टिः सैकाद्विसप्तिका ।
द्वित्रिंशत्सावनस्यार्धः सूर्यस्तृणां सपर्ययः ॥ ३१ ॥
अग्निः प्रजापतिः सोमो रुद्रोऽदितिर्बृहस्पतिः ।
सर्पाश्च पितरश्चैव भगश्चैवार्यमापि च ॥ ३२ ॥
सविता त्वष्टाऽथ वायुश्चेन्द्राग्नी मित्र एव च ।
इन्द्रो निर्ऋतिरापो वै विश्वेदेवास्तथैव च ॥ ३३ ॥
विष्णुर्वसवो वरुणोऽहिर्बुध्न्यास्तथैव च ।
अज एकपात्तथा पूषा अश्विनौ यम एव च ॥ ३४ ॥
नक्षत्रदेवता ह्येता एताभिर्यज्ञकर्माणि ।
यजमानस्य शास्त्रज्ञैर्नाम नक्षत्रजं स्मृतम् ॥ ३५ ॥
उग्राण्यार्द्रा च चित्रा च विशाखा श्रवणोऽश्वयुक् ।
क्रूराणि तु मघा स्वातिर्ज्येष्ठा मूलं यमस्य यत् ॥ ३६ ॥
न्यूनं द्विषष्टिभागेन हेयं सूर्यात्सपार्वणम् ।
यत्कृतावुपजायेते मध्येऽन्ते चाधिमासकौ ॥ ३७ ॥
कला दश सविंशा स्याद् द्वे मुहूर्तस्य नाडिके ।
द्वित्रिंशत्तत्कलानां तु षट्शती त्र्यधिका भवेत् ॥ ३८ ॥
ससप्तकं भयुक् सोमः सूर्यो द्यूनि त्रयोदश ।
उत्तमानि तु पञ्चाह्नः काष्ठा पञ्चाक्षरा भवेत् ॥ ३९ ॥
यदुत्तरस्यायनतो गतं स्याच्छेषं तथा दाक्षिणतोऽयनस्य ।
तदेव षष्ट्या द्विगुणं विभक्तं सद्वादशं स्याद्दिवसप्रमाणम् ॥ ४० ॥
यदर्धं दिनभागानां सदा पर्वणि पर्वाणि ।
ऋतुशेषं तु तद्विद्यात्संख्याय सह पर्वणाम् ॥ ४१ ॥
इत्युपायसमुद्देशो भूयोऽप्यह्नः प्रकल्पयेत् ।
ज्ञेयराशिगतान्भ्यस्तान्विभजेज् ज्ञातराशिना ॥ ४२ ॥
सोमसूर्यस्त्रिचरितं विद्वान्वेदविदश्नुते ।
सोमसूर्यस्त्रिचरितं लोकं लोक च संततिम् ॥ ४३ ॥

ઉપર પ્રમાણે યજુર્વેદાંગ છે. ઋગ્વેદાંગનો જે ભાગ આથી જૂદો પડે છે તેજ નીચે આપ્યો છેઃ—

प्रणम्य शिरसा कालमभिवाद्य सरस्वतीम् ।
कालज्ञानं प्रवक्ष्यामि लगधस्य महात्मनः ॥ १ ॥
पञ्चात्पञ्चदशाभ्योऽर्ध्वं तद्युक्तमिति निर्दिशेत् ।
नवभिस्तूद्गतोंऽशः स्यादूनांशद्व्यधिकेन तु ॥ २ ॥
नाडिके द्वे मुहूर्तस्तु पञ्चाशत्पलं माषकम् ।
माषकात्कुम्भको द्रोणः कुटपैर्वर्धते त्रिभिः ॥ ३ ॥
श्रविष्ठाभ्यां गुणाभ्यस्तान्प्राग्विलग्नान्विनिर्दिशेत् ।
सूर्यान्मासान्पलभ्यस्तान्विद्याचान्द्रमसानृतून् ॥ ४ ॥
तृतीयां नवमीं चैव पौर्णमासीं त्रयोदशीम् ।
षष्ठीं च विषुवान्प्रोक्तो द्वादश्यां च स संभवेत् ॥ ५ ॥
चतुर्दशीमुपवसथस्तथा भवेद्यथोदितो दिनमुपैति चन्द्रमाः ।
माघशुक्लाह्निको युंक्ते श्रविष्ठायां च वार्षिकीम् ॥ ६ ॥

આ શ્લોકોનો અર્થ સમજવા માટે સામાન્ય ગ્રંથોમાં કરીએ છીએ તેમ અનુક્રમે એક પછી એક શ્લોક લઈ વિચાર કરવા બેસીશું તો પત્તો લાગે એવું નથી. કારણ કે કેટલાક શ્લોકોનો અર્થ તો સૂઝે એવો નથી જ. અને બીજા કેટલાક બે ત્રણ રીતે સમજાવી શકાય એમ હોવાથી તેમના અર્થ પણ સંશયાત્મક છે. તેથી આમ ન કરતાં, જો કોઈ ઠેકાણે મૂળભૂત કલ્પના સ્પષ્ટતાથી કહેલી મળી આવે તો તે ઉપરથી ગણિતની રીતે નીકળતાં પરિણામોનો ઉપયોગ કરવાથી કોઈ સંશયિત શ્લોક પર પ્રકાશ પડી તે સ્પષ્ટ થાય, અને તેને આધારે કોઈ બીજો સંશય છૂટે એમ ઉત્તરોત્તર મદદ મળતાં જેટલી ગુંચવણ ઉકલે તેટલી ખરી. આમ કર્યા પછી પણ બહુ ભાગ અસ્પષ્ટ રહેશે, પણ પહેલી પદ્ધતિ કરતાં આ પદ્ધતિએ જરૂર વધારે સ્પષ્ટતા થશે.

મૂળભૂત વિધેય શ્લો. ૫ (યજુઃ) માં મળી આવે છે. અર્થઃ–માઘ શુદથી શરૂ થતા અને પોષ વદમાં પૂરા થતા પાંચ વર્ષના યુગનું કાલજ્ઞાન (આ પુસ્તકમાં) કહે છે.

આ સાથે શ્લો. ૧ (યજુઃ)નું પૂર્વાર્ધ સરખાવોઃ–' પાંચ સંવત્સરમય યુગના પતિ પ્રજાપતિને......'

હવે બીજો પ્રશ્ન એ થાય છે કે આ વર્ષ તે કેવડું? તેનો જવાબ શ્લો. ૨૮ માં મળી આવે છે. " ૩૬૬ દિવસો, ૭ ઋતુઓ, બે અયન, બાર સૂર્ય (સૌર) માસ–આનું પાંચગણું તે યુગ."

આ ઉપરથી સમજાય છે કે વર્ષ સૌર-નાક્ષત્ર ગણવામાં આવ્યું છે અને તેનું માપ ૩૬૬ દિવસ લીધું છે.

પણ આવાં પાંચ વર્ષનો જ યુગ કેમ લીધો? ત્રણ કે ચારનો કેમ નહિ? આનો જવાબ શ્લો. ૩૧ ના પૂર્વાર્ધમાં છે. " (એક યુગમાં) ૬૧ સાવન માસ, ૬૨ ચાંદ્રમાસ અને ૬૭ નાક્ષત્ર માસ છે."

[ સાવન માસ=સીધો ૩૦ દિવસનો મહિનો.

ચાંદ્રમાસ=અમાસથી અમાસ સુધીનો સૂક્ષ્મ સમય.

નાક્ષત્ર માસ=ચંદ્રને ૨૭ નક્ષત્ર ફરી વળવા લાગતો સૂક્ષ્મ સમય. ]

હવે દિવસના વિભાગ કેમ કર્યા છે તે જોઈએ.

શ્લો. ૩૯ માં **काष्ठा पञ्चाक्षरा भवेत्** એ ઉપરથી ૫ અક્ષર=૧ કાષ્ઠા.

શ્લો. ૩૦ ના ઉત્તરાર્ધ પરથી (આ શ્લોકની સમજુતી આગળ આપવામાં આવશે.) } ૧૨૪ કાષ્ઠા=૧ નાડિકા,

શ્લો. ૩૮ પરથી } ૧૦$\frac{૧}{૨૦}$ કલા=૧ કલા
૨ નાડિકા=૧ મુહૂર્ત,
૬૦ નાડિકા=૬૦૩ કલા,
(=૧ દિવસ)

હવે સાવન (પ્રાકૃતિક) દિવસ, ચાંદ્ર દિવસ (તિથિ) અને નાક્ષત્ર દિવસનું માપ તપાસીએ.

**૧ સાવન દિવસ=૬૦૩ કલા ( ઉપલા કોષ્ઠક પરથી ).** ૧ વર્ષ=૩૬૬ (સાવન) દિવસ અને ૫ વર્ષ=૧ યુગ, તેથી ૧ યુગમાં ૧૮૩૦ સાવન દિવસ, પણ ૧ યુગમાં ૬૨ ચાંદ્રમાસ. તેથી ૧ ચાંદ્રમાસ=$\frac{૧૮૩૦}{૬૨}$=૨૯$\frac{૧૬}{૩૧}$ સાવન દિવસ. અને ૧ ચાંદ્રમાસમાં ૩૦ તિથિ. તેથી ૧ તિથિ=$\frac{૯૧૫}{૩૧}\times\frac{૧}{૩૦}=\frac{૬૧}{૬૨}$ સાવન દિવસ=$\frac{૬૧}{૬૨}\times\frac{૬૦૩}{૧}=\frac{૩૬૭૮૩}{૬૨}$=૫૯૩$\frac{૧૭}{૬૨}$ કલા.

હવે ૧ યુગ=૬૭ નાક્ષત્ર માસ, તેથી ૧ નાક્ષત્ર માસ=$\frac{૧૮૩૦}{૬૭}$=૨૭$\frac{૨૧}{૬૭}$ સાવન દિવસ. ૧ નાક્ષત્ર માસમાં ૩૦ નાક્ષત્ર દિવસ, માટે ૧ નાક્ષત્ર દિવસ=$\frac{૧૮૩૦}{૬૭}\times\frac{૧}{૩૦}=\frac{૬૧}{૬૭}$ સાવન દિવસ=$\frac{૬૧}{૬૭}\times\frac{૬૦૩}{૧}$=૫૪૯ કલા.

વળી ૧ નાક્ષત્ર માસમાં ચંદ્ર ૨૭ નક્ષત્ર ફરે છે, તેથી **ચંદ્ર ૧ નક્ષત્ર ફરે તેટલો વખત**=$\frac{૧૮૩૦}{૬૭}\times\frac{૧}{૨૭}=\frac{૬૧૦}{૬૦૩}$=૧$\frac{૭}{૬૦૩}$ સાવન દિવસ=**૧ સાવન દિવસ** અને $\frac{૭}{૬૦૩}\times\frac{૬૦૩}{૧}$= **૭ કલા**

તેમ જ સૂર્ય ૨૭ નક્ષત્ર ૩૬૬ દિવસમાં ફરે છે, તેથી **સૂર્ય ૧ નક્ષત્ર ફરે તેટલો વખત**=$\frac{૩૬૬}{૨૭}$=**૧૩$\frac{૫}{૯}$ સાવન દિવસ.**

હવે શ્લો. ૩૯ નો અર્થ સ્પષ્ટ થશે. **भयुक् सोमः ससप्तकं ( द्यु भुंक्ते )। भयुक् सूर्यः तु त्रयोदश द्यूनि अह्नः पञ्च नवमानि ( च भुंक्ते )।** બીજા ચરણમાં **द्यूनि** છે તેમાંથી **द्यु** પહેલા ચરણમાં લીધું છે. **ससप्तकम्** નો અર્થ સાત (કલા) સહિત. લગભગ બધી ગણતરી કલામાં કરી છે, માટે સાત પણ કલા હોવી જોઈએ. યજુઃ પાઠમાં **उत्तमानि** છે તેનો કંઇ અર્થ નથી. તેને બદલે ઋક્પાઠમાં **नवमानि** છે તે સાર્થ છે. **अह्नः पञ्च नवमानि** એટલે એક દિવસના પાંચ નવમાંશ. તેથી આ શ્લોકનો અર્થઃ- "ચંદ્ર ૧ નક્ષત્રની સાથે ૭ કલા સહિત ૧ દિવસ સુધી રહે છે, અને સૂર્ય ૧ નક્ષત્રની સાથે ૧૩ દિવસ અને ૧ દિવસના $\frac{૫}{૯}$ (એટલે ૧૩$\frac{૫}{૯}$ દિવસ) રહે છે." ઉપરની ગણતરી પરથી આ વિધેય બરાબર છે એમ લાગશે.

### હવે લાંબા ટુંકા દિવસ વિષે.

શ્લો. ૮. "ઉત્તરાયણમાં પાણીના ૧ પ્રસ્થ જેવડી દિવસની વૃદ્ધિ અને રાત્રિનો ક્ષય થાય છે; દક્ષિણાયનમાં એથી ઉલટું એક અયનમાં ૭ મુહૂર્ત (નો ફરક પડે છે)."

આ ઉપરથી જણાય છે કે દિનમાનની ક્ષયવૃદ્ધિ રોજની એક સરખી ગણેલી છે, અને તેનું માપ પાણીના ૧ પ્રસ્થ જેવડું છે. એમ અનુમાન થાય છે કે અમુક માપના વાસણમાં તળીએ કાણું હશે; પાણી ઉપર તે વાસણ તરતું મૂકતાં તળીઆના કાણા વાટે વાસણમાં પાણી ભરાતાં વાસણ ડૂબે તેને ૧ પ્રસ્થ કહેતા હશે. પાણીનું માપ લગભગ ૧ ખોબા ( પ્રસ્થ ) જેટલું હશે. આ માપ કેવડો સમય બતાવે છે તે હાલમાં આપણને ખબર નથી, પણ શ્લોકમાં આપેલી બીજી હકીકત ઉપરથી તેનો નિર્ણય થઇ શકશે.

શ્લોકમાં કહ્યું છે કે એક અયનમાં દિનમાનમાં ૬ મુહૂર્તનો ફરક પડે છે; વળી રોજ એક સરખો ફરક પડે છે એમ પણ કહેલું લાગે છે. ૧ દિવસ=૬૦નાડિકા=૩૦ મુહૂર્ત. તેથી ટુંકામાં ટુંકો દિવસ ( ઉત્તરાયણના આરંભનો )=૧૨ મુહૂર્ત. અને લાંબામાં લાંબો દિવસ ( દક્ષિણાયનના આરંભનો )=૧૮ મુહૂર્ત. ૧ અયન=$\frac{1}{2}$ વર્ષ=$\frac{366}{2}$=૧૮૩ દિવસ. તેમાં ૬ મુહૂર્તનો ફરક પડે, તેથી રોજ $\frac{6}{183}=\frac{2}{61}$ મુહૂર્તનો ફરક પડે. આ ઉપરથી એવો નિયમ નિકળે કે કોઈ દિવસનું દિનમાન કાઢવું હોય તો

(૧) જો તે દિવસ ઉત્તરાયણનો હોય તો ઉત્તરાયણના જેટલા દિવસ ગયા હોય તેનાં $\frac{2}{61}$ લઈ તેમાં ૧૨ ( ઉત્તરાયણના દિવસનું દિનમાન ) ઉમેરવા, તેટલાં મુહૂર્ત.

(૨) જો તે દિવસ દક્ષિણાયનનો હોય તો દક્ષિણાયનના જેટલા દિવસ ગયા હોય તેનો $\frac{2}{61}$ લઇ તે ૧૮ ( દક્ષિણાયનના દિવસનું દિનમાન ) માંથી બાદ કરતાં જેટલાં વધે તેટલાં મુહૂર્ત. અથવા દક્ષિણાયનના જેટલા દિવસ બાકી રહ્યા હોય તેનો $\frac{2}{61}$ લઇ તેમાં ૧૨ ઉમેરતાં આવે તેટલાં મુહૂર્ત.

હવે શ્લો. ૪૦ સ્પષ્ટ થશે. એકદમ જણાશે કે **तदेव षष्ट्या** એ હસ્તદોષ છે; **तदेकषष्ट्या** જોઇએ.

" જેટલું ( જેટલા દિવસ ) ઉત્તરાયણમાંથી ગયું હોય તેમજ જેટલું (જેટલા દિવસ) દક્ષિણાયનમાં બાકી હોય તેને ૨ થી ગુણી ૬૧ થી ભાગી ૧૨ ઉમેરતાં દિનમાન આવે છે."

શ્લો. ૧૦ નું છેલ્લું ચરણ સમજાતું નથી. બાકીનાં ત્રણ ચરણનો અર્થ નીચે પ્રમાણે છેઃ–

" વસુ, ત્વષ્ટા, ભવ, અજ, મિત્ર, સર્પ, અશ્વિની, જલ, ધાતા અને ક ( એ નક્ષત્રદેવતાઓ ) અયનોના આરંભમાં હોય છે."

યુગનાં વર્ષ ૫ અને વર્ષનાં અયન ૨; તેથી યુગનાં અયન ૧૦ થાય. ૧૦ અયનોને લગતા ૧૦ નક્ષત્રદેવતાઓ છે. એટલું તો સ્પષ્ટ છે કે અહિં ચંદ્રનાં નક્ષત્રોની વાત છે, સૂર્યનાં નક્ષત્રોની નહિ. સૂર્ય દરેક વર્ષને આરંભે તે જ નક્ષત્રમાં હોય છે, અને અર્ધા વર્ષ પછી પણ અમુક એક જ ( આરંભથી ૧૪ મા ) નક્ષત્રમાં હોય છે. તેથી સૂર્ય તો કોઇ પણ અયનના આરંભમાં બેમાંથી એક નક્ષત્રમાં હોય છે. તેથી સૂર્યને લગતા નક્ષત્ર દેવતા બે કરતાં વધારે સંભવતા નથી.

પણ આ નક્ષત્રદેવતાઓથી કયાં નક્ષત્રો સમજવાં? તેનો જવાબ શ્લો. ૩૨, ૩૩, ૩૪ માં છે, કારણકે શ્લો. ૩૫ માં '**नक्षत्रदेवता ह्येता**' એમ આવે છે. પણ અહિં ૨૭ નક્ષત્રોને માટે લગભગ ૩૦ દેવતાઓ છે. શ્લો. ૩૩ માં **इन्द्राग्नी** અને **इन्द्र** એમ આવે છે, માટે પહેલામાં **इन्द्र** અને **अग्नि** જુદા ન લેતાં **इन्द्राग्नी** એક જ ગણવું. (શ્લો. ૩૨ માં **अग्नि** આવે છે એ પણ આનું એક કારણ ગણી શકાય.) શ્લો. ૩૪ નું બીજું

ચરણ અસ્પષ્ટ છે. बुध्न्यः નો કંઇ અર્થ નીકળી શકતો નથી, અને શ્લો. ૩૨ માં सर्पाः આવ્યું છે તેથી અહિં अहि પણ સંભવતું નથી. છંદોભંગ પણ છે (પહેલા ત્રણ અક્ષરોમાં). આ ચરણ છોડીદેતાં અને इन्द्राग्नी એક ગણતાં ૨૭ દેવતાઓ થાય છે. કયા નક્ષત્રની કયી દેવતા છે તે જણાવ્યું નથી, પણ अश्विनौ એ અશ્વિનીની દેવતા હોવી જોઇએ એ ગણતરીથી નક્ષત્રચક્ર ગોઠવીએ તો નીચે પ્રમાણે થાયઃ—

| દેવતા-નક્ષત્ર. | દેવતા-નક્ષત્ર. |
|---|---|
| અગ્નિ—કૃત્તિકા ૮ | મિત્ર—અનુરાધા ૨૨ |
| પ્રજાપતિ—રોહિણી ૯ | ઇન્દ્ર—જ્યેષ્ઠા ૨૩ |
| સોમ—મૃગશીર્ષ ૧૦ | નિર્ઋતિ—મૂળ ૨૪ |
| રુદ્ર—આર્દ્રા ૧૧ | આપ—પૂર્વાષાઢા ૨૫ |
| અદિતિ—પુનર્વસુ ૧૨ | વિશ્વેદેવા—ઉત્તરાષાઢા ૨૬ |
| બૃહસ્પતિ—પુષ્ય ૧૩ | વિષ્ણુ—શ્રવણ ૨૭ |
| સર્પ—અશ્લેષા ૧૪ | વસુ—ધનિષ્ઠા ૧ |
| પિતરઃ—મઘા ૧૫ | વરુણ—શતભિષક્ ૨ |
| ભગ—પૂર્વાફાલ્ગુની ૧૬ | અજ—પૂર્વાભાદ્રપદ ૩ |
| અર્યમા—ઉત્તરાફાલ્ગુની ૧૭ | એકપાત્—ઉત્તરાભાદ્રપદ ૪ |
| સવિતા—હસ્ત ૧૮ | પૂષા—રેવતી ૫ |
| ત્વષ્ટા—ચિત્રા ૧૯ | અશ્વિનૌ—અશ્વિની ૬ |
| વાયુ—સ્વાતી ૨૦ | યમ—ભરણી ૭ |
| ઇન્દ્રાગ્ની—વિશાખા ૨૧ | |

નક્ષત્રો પછી જે આંકડા આપ્યા છે તેનો હેતુ આગળ સમજાશે. શ્લો. ૧૦ માં ભવ=રુદ્ર, જલ=આપ, ધાતા=અર્યમા, ક=પ્રજાપતિ સમજવાથી ૧૦ અયનોને આરંભે નીચલાં ૧૦ નક્ષત્રો (ચંદ્રનાં) આવશેઃ—

૧ ધનિષ્ઠા, ૨ ચિત્રા, ૩ આર્દ્રા, ૪ પૂર્વાભાદ્રપદ, ૫ અનુરાધા, ૬ અશ્લેષા, ૭ અશ્વિની, ૮ પૂર્વાષાઢા, ૯ ઉત્તરાફાલ્ગુની, ૧૦ રોહિણી.

નક્ષત્રદેવતાઓ વિષે આપણું અનુમાન ખરૂં છે કે નહિ તેમ જ ગ્રંથનું વિધેય (શ્લો. ૧૦ નું) બરાબર છે કે નહિ એ તપાસી જોવા આ પ્રશ્નને સ્વતંત્ર રીતે ચર્ચીએ.

૧ યુગ=૬૭ નાક્ષત્ર. માસ, ૧ અયન=$\frac{૬૭}{૧૦}$=૬$\frac{૭}{૧૦}$ નાક્ષત્ર માસ=૬ ના. મા.+ $\frac{૭}{૧૦}$×$\frac{૨૭}{૧}$=$\frac{૧૮૯}{૧૦}$=૧૮$\frac{૯}{૧૦}$ નક્ષત્ર. તેથી બીજા અયનના આરંભમાં ચંદ્ર પહેલાથી ૧૯ મા નક્ષત્રમાં હશે. યુગનો આરંભ માઘ શુદી ૧ થી થાય છે. (શ્લો, ૫ યજુઃ), તેથી માઘ શુદી ૧૫ ને દિને મઘા નક્ષત્ર હોય (એ પ્રમાણે જ આપણા માસનાં નામ રાખવામાં આવ્યાં છે). તેથી માઘ શુદી ૧ ને દિને ધનિષ્ઠા નક્ષત્ર હોય. ઉપર આપેલી યાદીમાં ધનિષ્ઠાને પહેલું ગણી બધાં નક્ષત્રોના આંકડા આપવામાં આવ્યા છે તેનું આજ કારણ. આથી નીચેનું કોષ્ટક ઉત્પન્ન થાય છેઃ—

| અયન સંખ્યા. | અયનારંભે નક્ષત્રભોગ. | ચંદ્રસ્થિતિ, નક્ષત્ર સંખ્યા અને નામ. |
|---|---|---|
| ૧ | ૦ | ૧ ધનિષ્ઠા. |
| ૨ | ૧૮$\frac{૯}{૧૦}$ | ૧૯ ચિત્રા |

| | | |
|---|---|---|
| ૩ | ૧૮$\frac{૯}{૧૦}$+૧૮$\frac{૯}{૧૦}$=૩૭$\frac{૮}{૧૦}$-૨૭=૧૦.૮ | ૧૧ આર્દ્રા |
| ૪ | ૧૦.૮+૧૮.૯=૨૯.૭-૨૭=૨.૭ | ૩ પૂર્વાભાદ્રપદ |
| ૫ | ૨.૭+૧૮.૯=૨૧.૬ | ૨૨ અનુરાધા |
| ૬ | ૨૧.૬+૧૮.૯=૪૦.૫-૨૭=૧૩.૫ | ૧૪ અશ્લેષા |
| ૭ | ૧૩.૫+૧૮.૯=૩૨.૪-૨૭=૫.૪ | ૬ અશ્વિની |
| ૮ | ૫.૪+૧૮.૯=૨૪.૩ | ૨૫ પૂર્વાષાઢા |
| ૯ | ૨૪.૩+૧૮.૯=૪૩.૨-૨૭=૧૬.૨ | ૧૭ ઉત્તરાફાલ્ગુની |
| ૧૦ | ૧૬.૨+૧૮.૯=૩૫.૧-૨૭=૮.૧ | ૯ રોહિણી |

આ નક્ષત્રો શ્લો. ૧૦ ના નક્ષત્રો સાથે મળી જાય છે, માટે નક્ષત્રદેવતાઓ વિષે આપણું અનુમાન તથા ગ્રંથનું વિધેય બંને બરાબર છે.

પૌર્ણિમા અને અમાવાસ્યા એ બે તિથિઓ યજ્ઞમાં ઉપયોગી હોવાથી પર્વ કહેવાય છે. અમુક નક્ષત્રે પર્વ હોય તો તે એ નક્ષત્રના કયા ભાગમાં છે એ જાણવું બહુ અગત્યનું હતું. ( નક્ષત્રના ૧૨૪મા ભાગને 'અંશ' કહીશું. ) આ જાણવાનો સંકેત શ્લો. ૧૮મા માં છે, પણ એ સમજતાં પહેલાં કેટલીક ગણતરી જાણવી પડશે.

૧ યુગ=૬૨ ચાંદ્રમાસ=૧૨૪ પક્ષ અને ૧ યુગ=૬૭ નાક્ષત્ર માસ. તેથી ૧ પક્ષ= $\frac{૬૭}{૧૨૪}$ નાક્ષત્ર માસ=$\frac{૬૭}{૧૨૪}$×$\frac{૨૭}{૧}$=$\frac{૧૮૦૯}{૧૨૪}$=૧૪$\frac{૭૩}{૧૨૪}$ નક્ષત્ર. તેથી ૧૭ પક્ષ=૨૪૮$\frac{૧}{૧૨૪}$ નક્ષત્ર= ૨૭×૯+૫$\frac{૧}{૧૨૪}$ નક્ષત્ર

આ ઉપરથી જણાય છે કે કોઇ પર્વ અમુક નક્ષત્રની શરૂઆતમાં જ આવતું હોય તો ત્યારથી ૧૭ મું પર્વ તે નક્ષત્રથી ૫મા નક્ષત્રનો ૧ અંશ પૂરો થયે આવે. પણ આપણે જોયું કે યુગનો આરંભ ધનિષ્ઠા બેસતાં જ થાય છે, અને યુગનો આરંભ શુદી ૧ બેસતાં એટલે પાછલી અમાસના પર્વથી થાય છે, તેથી ૧૭ મું પર્વ અશ્વનીનો ૧ અંશ થયે આવશે, ૩૪ મું પર્વ આર્દ્રાના ૨ અંશ થયે આવશે, વગેરે. આ ઉપરથી નીચેનું કોષ્ટક ઉત્પન્ન થાય છે. ( નક્ષત્રોના આંકડા છેલ્લા કોષ્ટક પ્રમાણે જ છે ).

| પર્વનો અંક. | નક્ષત્ર ભોગ. | પર્વ સ્થિતિ. | | |
|---|---|---|---|---|
| | | નક્ષત્રાંક | નક્ષત્ર નામ | નક્ષત્રાંશ |
| ૧૭ | ૫$\frac{૧}{૧૨૪}$ | ૬ | અશ્વિની | ૧ |
| ૩૪ | ન૫।૧અં+ન૫।૧અં=ન૧૦।૨અં | ૧૧ | આર્દ્રા | ૨ |
| ૫૧ | ૧૦।૨+૫।૧=૧૫।૩ | ૧૬ | પૂર્વાફાલ્ગુની | ૩ |
| ૬૮ | ૧૫।૩+૫।૧=૨૦।૪ | ૨૧ | વિશાખા | ૪ |
| ૮૫ | ૨૦।૪+૫।૧=૨૫।૫ | ૨૬ | ઉત્તરાષાઢા | ૫ |
| ૧૦૨ | ૨૫।૫+૫।૧=૩૦।૬-૨૭=૩।૬ | ૪ | ઉત્તરાભાદ્રપદ | ૬ |
| ૧૧૯ | ૩।૬+૫।૧=૮।૭ | ૯ | રોહિણી | ૭ |
| ૧૩૬-૧૨૪=૧૨ | ૮।૭+૫।૧=૧૩।૮ | ૧૪ | અશ્લેષા | ૮ |
| ૨૯ | ૧૩।૮+૫।૧=૧૮।૯ | ૧૯ | ચિત્રા | ૯ |
| ૪૬ | ૧૮।૯+૫।૧=૨૩।૧૦ | ૨૪ | મૂળ | ૧૦ |
| ૬૩ | ૨૩।૧૦+૫।૧=૨૮।૧૧-૨૭=૧।૧૧ | ૨ | શતભિષક્ | ૧૧ |

| | | | | |
|---|---|---|---|---|
| ૮૦ | ૧।૧૧+૫।૧=૬।૧૨ | ૭ | ભરણી | ૧૨ |
| ૯૭ | ૬।૧૨+૫।૧=૧૧।૧૩ | ૧૨ | પુનર્વસુ | ૧૩ |
| ૧૧૪ | ૧૧।૧૩+૫।૧=૧૬।૧૪ | ૧૭ | ઉત્તરાફાલ્ગુની | ૧૪ |
| ૧૩૧–૧૨૪=૭ | ૧૬।૧૪+૫।૧=૨૧।૧૫ | ૨૨ | અનુરાધા | ૧૫ |
| ૨૪ | ૨૧।૧૫+૫।૧=૨૬।૧૬ | ૨૭ | શ્રવણ | ૧૬ |
| ૪૧ | ૨૬।૧૬+૫।૧=૩૧।૧૭–૨૭=૪।૧૭ | ૫ | રેવતી | ૧૭ |
| ૫૮ | ૯।૧૮ | ૧૦ | મૃગશીર્ષ | ૧૮ |
| ૭૫ | ૧૪।૧૯ | ૧૫ | મઘા | ૧૯ |
| ૯૨ | ૧૯।૨૦ | ૨૦ | સ્વાતિ | ૨૦ |
| ૧૦૯ | ૨૪।૨૧ | ૨૫ | પૂર્વાષાઢા | ૨૧ |
| ૧૨૬–૧૨૪=૨ | ૨૯।૨૨–૨૭=૨।૨૨ | ૩ | પૂર્વાભાદ્રપદ | ૨૨ |
| ૧૯ | ૭।૨૩ | ૮ | કૃત્તિકા | ૨૩ |
| ૩૬ | ૧૨।૨૪ | ૧૩ | પુષ્ય | ૨૪ |
| ૫૩ | ૧૭।૨૫ | ૧૮ | હસ્ત | ૨૫ |
| ૭૦ | ૨૨।૨૬ | ૨૩ | જ્યેષ્ઠા | ૨૬ |
| ૮૭ | ૨૭।૨૭–૨૭=૦।૨૭ | ૧ | ધનિષ્ઠા | ૨૭ |

શ્લો. ૧૮ માં જે ૨૭ છુટા છુટા અક્ષરો આપ્યા છે તે અનુક્રમે ઉપરના કોષ્ઠકનાં નક્ષત્રોનો કોઇ અક્ષર અથવા તેમના દેવતાઓનો કોઇ અક્ષર છે એ સહેલાઇથી જોઇ શકાશે. ઉપરના કોષ્ઠકને આગળ વધારીએ તો એ જ કોષ્ઠકની પુનરાવૃત્તિ થશે એ પણ સ્પષ્ટ છે.

હવે અધિક માસ વિષે. યુગમાં ૬૦ સૌર માસ તથા ૬૨ ચાંદ્ર માસ હોવાથી એક યુગમાં ૨ અધિક માસ આવે. તેથી અર્ધા યુગને અંતે એક અધિક માસ રાખી શકાય, અથવા ૫।। યુગને અંતે એક પક્ષ પણ ઉમેરી શકાય. ૧ (સાવન) દિવસની ૬૦૩ કલા છે અને એક તિથિની ૫૯૩$\frac{૧૭}{૬૨}$ કલા છે એમ આપણે ઉપર જોયું. તે બંનેનો તફાવત ૯$\frac{૪૫}{૬૨}$=$\frac{૬૦૩}{૬૨}$ કલા એટલે (સાવન) દિવસનો બાસઠમો ભાગ છે. તેથી શ્લો. ૩૭ માં દ્યૂનં એ હસ્તદોષ લાગે છે, તેને બદલે દ્યૂનં (દ્યુ+ऊनं જોઇએ. सपार्वणम्‌માં पार्वणनो અર્થ 'જેમાં પર્વ (બે) છે એવો–માસ' અને सपार्वणम्‌નો અર્થ 'એક માસ થાય ત્યાં સુધી' એવો કરવો. આખો અર્થઃ–"૬૨ મા ભાગથી હીન એવા દિવસને (દ્યુ) (=૧ તિથિને) સૂર્યના દિવસમાંથી બાદ કરતા જવું–જ્યાં સુધી તફાવત એક માસ થાય ત્યાં સુધી. એમ કરવાથી યુગને મધ્યે અને અંતે એમ બે અધિક માસ આવશે."

આની સાથે શ્લો. ૧૨ નું પૂર્વાર્ધઃ–"જો પર્વ (પક્ષ) છોડીદેવું હોય તો તે (યુગના) $\frac{૧}{૪}$ (પાદ)માં (છોડી દેવું). "પાદ" ૩૧ (પર્વ)ની બરોબર છે.

'પાદ'ની ઉપલી સમજણ પછી શ્લો. ૩૦ સમજાશે, તેનું પહેલું ચરણ અસ્પષ્ટ છે. સૂર્યના અયનની પેઠે અર્ધા નાક્ષત્ર માસને ચંદ્રનું એક અયન ગણ્યું છે. ૧ યુગ=૬૭ ના. મા.=૬૭×૨=૧૩૪ ચાંદ્રઅયન. "(એક યુગમાં) ૧૩૫......(અસ્પષ્ટ)......, તેનાથી ૧ ઓછું (=૧૩૪.) ચંદ્રનાં (ऋषेः) અયન, ચાર પાદ જેટલાં પર્વ (૧. પાદમાં ૩૧ પર્વ

એ ઉપર બતાવ્યું, તેથી ૧ યુગમાં ૪ પાદ જેટલાં (એટલે ૩૧×૪=૧૨૪) હોય છે અને એટલી જ (૧૨૪) કાષ્ઠાની ૧ કલા થાય છે."

ઋક્પાઠ શ્લો. ૫ માં સૂર્ય વિષુવવૃત્ત પર જે તિથિઓએ આવે છે તે બતાવી છે. આને સંપાત પણ કહે છે અને તે પ્રત્યેક અયનનો મધ્ય સમય છે. એટલે યુગમાં પહેલો સંપાત ૦ાા વર્ષે અને ત્યાર પછીના સંપાતો ૦ાા, ૦ાા વર્ષને અંતરે આવશે. ૫ વર્ષ (૧ યુગ)માં ૬૨ ચાંદ્રમાસ, તેથી ૦૧ વર્ષમાં $\frac{62}{10}$=૩$\frac{6}{10}$ ચાં. મા.=૩ ચાં. મા. અને ૩ તિથિ. તેથી ૦ાા વર્ષમાં ૬ ચાં. મા. અને ૬ તિથિ આવે. આ ઉપરથી અને યુગ શુદી ૧ થી શરૂ થતો હોવાથી પહેલો સંપાત શુદી ૩ ને દિને આવે. બીજો (૩+૬=૯) શુદી ૯ ને દિને. ત્રીજો (૯+૬=૧૫) પુનેમને દિને. ચોથો વદી ૬ ને દિને. પાંચમો વદી ૧૨ ને દિને. છઠ્ઠો ફરી પાછો શુદી ૩ ને દિને આવે ત્યાર પછીના સંપાતોમાં ઉપલી તિથિઓની જ આવૃત્તિ આવશે, એટલે સંપાત નીચલી તિથિઓમાં હોઇ શકેઃ-શુદી ૩, શુદી ૯, પુનેમ, વદી ૬ અને વદી ૧૨. શ્લોકમાં **त्रयोदशीम्** છે તે ભૂલ છે. ૩, ૯ અને ૧૫ શુક્લપક્ષમાં છે અને ૬ અને ૧૨ કૃષ્ણપક્ષમાં છે, માટે એવું દર્શાવનારો કોઇ શબ્દ અસલમાં ત્યાં હોવો જોઇએ: ડૉ. થિબો તેને બદલે **च षोडशीम्** એવો પાઠ સૂચવે છે. તેનો શું અર્થ થઇ શકે તે સમજાતું નથી. કદાચ ૧૫ (પુનેમ) પછીની બધી કૃષ્ણપક્ષની તિથિઓને ૧૬ મી કહેવાનો આશય હોય. પણ આમ કહેવાનો રિવાજ ક્યાં એ જોવામાં આવ્યો નથી, અને એમ કહેવું એ ઠીક પણ લાગતું નથી. 'કૃષ્ણપક્ષની' એવા અર્થનો કોઇ શબ્દ ત્યાં હોવો જોઇએ, જેથી તે શબ્દ પછીની **षष्ठी** અને **द्वादशी** એ કૃષ્ણપક્ષની અને બાકીની શુક્લ પક્ષની સમજી શકાય. આમ હોય તો **तमोदशीम्** અથવા **तमोमयीम्** જેવો કોઇ શબ્દ ત્યાં હશે એમ મારૂં અનુમાન છે.

'જ્યોતિષવેદાંગ'નો અર્થ કઇ રીતે ઉકલી શકે તે આપણે જોયું. સને ૧૮૭૭ માં પ્રો. થિબોએ યજુઃ જ્યોતિષનું ભાષાંતર પ્રસિદ્ધ કર્યું હતું તેમાં વેદાંગના ટીકાકાર સોમાકર કરતાં છએક વધારે શ્લોકનો એટલે સુમારે પચ્ચીશેક શ્લોકનો અર્થ મળ્યો છે. '**भारतीय ज्योतिःशास्त्राचा इतिहास**'માં તેના કર્તા કૈ૦ શંકર બાળકૃષ્ણ દીક્ષિત ૩૬ (કુલ ૪૯ માંથી) શ્લોકનો અર્થ આપે છે. વિસ્તાર ભયથી એ અર્થો અહિં આપતો નથી, રા. દીક્ષિતનું પુસ્તક જોવાથી જ એ અર્થો સમજાઇ જશે.

ઉપર પ્રમાણે જ્યોતિષ વેદાંગના કેટલાક ભાગપર કંઇક પ્રકાશ પડી શકે છે, છતાં ઘણો ભાગ અંધારામાં છે. ઉપર કહ્યું તેમ આ ગ્રંથની ગણતરી અત્યંત સ્થૂળ છે, અને ખરી ગણતરીથી બહુ જુદી પડે છે, એટલું જ નહિ પણ ત્યાર પછી રચાયેલા સંસ્કૃત ગ્રંથોથી પણ ઘણી જૂદી પડે છે. આનું કારણ ગ્રંથની અતિ પ્રાચીનતા છે. આટલી પ્રાચીનતાની સાથે આટલી ખામીઓ કંઇ બહુ દૂષણરૂપ ન ગણાય, કારણ કે આ ગ્રંથના સમયથી માંડીને કેટલીક સદીઓ સુધીમાં કોઇ પણ દેશમાં આટલા જ્ઞાનવાળો કોઇ ગ્રંથ મળી શક્યો નથી.

હવે આપણે વેદાંગનાં સ્થળ, કાળ તથા કેટલાંક વિશેષ લક્ષણો ઉપર વિચાર કરીશું. આપણે જોયું કે યુરોપિયનોનું ખાસ કુતૂહલ 'વેદાંગ'માં વર્ણવેલા અયનકાલ વિષે છે. સંપાતબિંદુઓના પરાક્રમણને લીધે અયનકાલમાં જે ફરક પડયા કરે છે તેને 'અયનગતિ'

કહે છે. 'વેદાંગના વખતમાં ઉત્તરાયણ ધનિષ્ઠા નક્ષત્રમાં હતું એ પ્રમાણે જોયું. હાલ તે પૂર્વાષાઢામાં છે. આ ઉપરથી વેદાંગનાકાળનો નિર્ણય થઈ શકે.

કોલ્બ્રૂક વગેરે યુરોપિયનોએ ઉપલી હકીકત પરથી 'વેદાંગ' કાલની ગણતરી કરી છે તે નીચે પ્રમાણે. રેવતી યોગતારાને નક્ષત્રચક્રનું આરંભસ્થાન ગણતાં તે ઈ. સ. ૫૭૨ ને સુમારે સંપાતસ્થાને હોવી જોઇએ. એટલે એ સમયે ઉત્તરાષાઢાના પહેલા પાદને અંતે ઉત્તરાયણ આવતું, 'વેદાંગ' કાળમાં તે ધનિષ્ઠાને આરંભે હોવાથી બંને વચ્ચે ૧।।। નક્ષત્રનો એટલે ૨૩ અંશ અને ૨૦ કલાનો અંતર પડયો. અયનગતિ ૧ વર્ષમાં ૫૦ વિકલા છે એ હિસાબે ગણતાં આટલું અંતર પડવા માટે ૧૬૮૦ વર્ષ લાગે. એટલે 'વેદાંગ' કાલ ઇ. સ. પૂર્વે ૧૬૮૦–૫૭૨=૧૧૦૮ વર્ષ આવે.

ઉપલા હિસાબમાં રેવતી યોગતારાને આરંભસ્થાન કલ્પી છે તે ભૂલ છે, કેમકે 'વેદાંગ' કાલ ગમે તે હોય તો પણ તે વખતે રેવતી આરંભસ્થાને નહોતી એ નિર્વિવાદ છે. વળી રેવતીને આરંભે ગણતાં વિભાગાત્મક ધનિષ્ઠા પર સૂર્ય આવે ત્યારે ઉત્તરાયણ થાય એમ કહેવામાં શો અર્થ છે? વિભાગાત્મક ધનિષ્ઠાને સ્થાને ન તો ખુદ ધનિષ્ઠાનો, ન તો કોઇ અન્ય તારો છે. એવે કોઈ કલ્પિત સ્થળેથી યુગારંભ ગણાય તથા તેવે કલ્પિત સ્થળે સૂર્ય આવે ત્યારે ઉત્તરાયણ મનાય એ 'વેદાંગ' કાલની જ્યોતિપસ્થિતિ જોતાં અસંભવિત લાગે છે.

આ બધા ઉપરથી સ્પષ્ટ થાય છે કે 'વેદાંગ'નું ધનિષ્ઠા નક્ષત્ર તે કોઇ ગાણિતિક સ્થાન નહિ, પણ ખુદ આકાશીય ધનિષ્ઠા નક્ષત્ર છે. આ મત સ્વીકારતાં અને તે ઉપર ગણતરી કરતાં રા. દીક્ષિત નીચે પ્રમાણે લખે છેઃ–"ધનિષ્ઠાના તારાઓમાંથી આલ્ફા ડેલ્ફિનિ એ યોગતારા છે એમ કેરોપંત માને છે, કોલ્બ્રૂક પણ તે જ માને છે. આનો ઇ. સ. ૧૮૮૭ મા ભોગ સૂક્ષ્મ રીતિએ મેં કાઢયો તો ૧૦ રાશિ, ૧૫ અંશ, ૪૮ કલા અને ૨૯ વિકલા આવ્યો, એટલે ૪૫ અંશ, ૪૮ કલા વધ્યો. સંપાત ગતિ ૧ વર્ષમાં ૫૦ વિકલા લેખે ગણતાં આટલા વધારા માટે ૩૨૯૭ વર્ષ લાગે. તેમાંથી ૧૮૮૭ બાદ કરતાં ઇ. સ. પૂર્વે ૧૪૧૦ માં ધનિષ્ઠા ભોગ નવ રાશિ આવે. એટલે તે વખતે ઉત્તરાયણ ધનિષ્ઠાના આરંભે આવે. પ્રો. વ્હિટનીના મત પ્રમાણે બીટા 'ડેલ્ફિનિને યોગતારા માનીએ તો 'વેદાંગ' કાલ ૭૨ વર્ષ જેટલો નજીક એટલે ઇ. સ. પૂર્વે ૧૩૩૮ આવે. ધનિષ્ઠા નક્ષત્રના બધા તારાના ભોગમાં ૧ અંશ કરતાં વધારે ફરક નથી, તેથી 'વેદાંગ' કાળ ઉપલા કાળ કરતાં આગળ પાછળ જઇ શકશે નહિ."

સામાન્ય રીતે ઇ. સ. પૂર્વે ૧૪૦૦ એ કાળ માની શકાય.

હવે 'જ્યોતિષ વેદાંગ' માં જે દિનમાન આપેલું છે, તે ઉપરથી તે કયા સ્થળને લાગુ પડે છે તે જોઇએ. યજુઃપાઠ શ્લો. ૮ અને ૪૦ ઉપરથી જણાય છે કે દિનમાનની રોજની વૃદ્ધિ અથવા ક્ષય $\frac{2}{61}$ નાડી છે. અને અયનાન્તે દિનમાન ૨૪ અથવા ૩૬ ઘડી આવે છે. એટલે દિનાર્ધ ૧૨ અથવા ૧૮ ઘડી નીકળે છે. વિષુવદિનમાન ૩૦ ઘડી અને વિષુવ દિનાર્ધ ૧૫ ઘડી હોય છે. ૧૫ ઘડી અને ૧૨ અથવા ૧૮ ઘડીનો તફાવત ૩ ઘડી એટલે ૧૮ અંશ છે. આને ચરસંસ્કાર કહે છે.

૧૨ અને ૧૮ ઘડી એ અનુક્રમે અલ્પતમ અને મહત્તમ દિનમાન છે, અને તે સૂર્યની પરમ ક્રાંતિને સમયે આવે છે. સૂર્યની પરમ ક્રાંતિ ઇ. સ. ૧૪૦૦ ની લગભગમાં ૨૩ અંશ

અને ૫૩ કલા હતી ( જુઓ કેરોપંતનું 'ગ્રહસાધન કોષ્ઠક,' પૃષ્ઠ ૫૫ ). આપણા જ્યોતિષગ્રંથોમાં તે ૨૪ અંશ માનેલી છે. આપણે બંને કિંમત લઇને અક્ષાંશ કાઢીશું. નીચે વર્ણવ્યા પ્રમાણે આકૃતિ દોરવાથી વિશેષ ખુલાસો થશે.

प्रे પ્રેક્ષકનું સ્થાન છે અને उपूकदप તેનું ક્ષિતિજ છે. उ, पू, द અને प અનુક્રમે તેની ઉત્તર, પૂર્વ, દક્ષિણ અને પશ્ચિમ દિશાઓ છે. उध्रुखरदद्ध्रुंलखंस તેનું યામ્યોત્તર વૃત્ત છે. ध्रु અને ध्रुं ઉત્તર અને દક્ષિણ ધ્રુવો છે. ख અને खं ખસ્વસ્તિક (Zenith) અને અધઃસ્વસ્તિક છે. पूगरपस વિષુવવૃત્ત છે. कहल અલ્પતમ દિને સૂર્યનો દૈનિક માર્ગ છે. ध्रुंकध्रु એ पूर ને ग માં છેદે છે.

હવે,

∠पूध्रुख=વિષુવદિનાર્ધ=૧૫ ઘડી=૯૦°

અને ∠कध्रुख=અલ્પતમદિનાર્ધ=૧૨ ઘડી=૭૨°

∴∠पूध्रुक=∠पूध्रुख−∠कध्रुख=૯૦°−૭૨°=૧૮°.

{ ∴पूग=૧૮°
गक=ध्रुक−ध्रुग=પરમક્રાંતિ=૨૩°૫૩′ અથવા ૨૪°
∠ग=૯૦° }

∴△पूगक માં

કોસ્પ∠पू=જ્યા पूग × કોસ્પ गक

[ કોસ્પ=કોટિસ્પર્શક=cotangent. જ્યા=sine ]

પણ ∠पू=दर=૯૦°−खर=ध्रुख=૯૦°−उध्रु

∴કોસ્પ ∠पू=કોસ્પ (૯૦°−उध्रु)=સ્પ उध्रु

=સ્પ अ. [ अ=અક્ષાંશ, સ્પ=સ્પર્શક=tangent ]

∴સ્પ अ=જ્યા ૧૮° × કોસ્પ ૨૩°૫૩′ અથવા ૨૪°

∴માન સ્પ अ=માન જ્યા ૧૮° × માન કોસ્પ ૨૩°૫૩′ અથવા ૨૪°

[ માન=logarithm ]

કોષ્ઠક ઉપરથી

પણ માન જ્યા ૧૮°=૯.૪૮૯૯૮૨

અને માન કોસ્પ ૨૩°૫૩′=૧૦.૩૫૩૮૦૧

અથવા માન કોસ્પ ૨૪°=૧૦.૩૫૧૪૧૦

∴માન સ્પ अ=૯.૮૪૩૭૮૩ અથવા ૯.૮૪૧૩૯૯

∴अ=૩૪°૫૪.૬′ અથવા ૩૪°૪૫.૮′

એટલે વેદાંગ'માં વર્ણવેલું દિનમાન આશરે ૩૫ અક્ષાંશને લાગુ પડે છે. આ અક્ષાંશ ઉપર હિંદુસ્તાન અને તેની આસપાસમાં કાબુલ, કાફિરિસ્તાન, કાસ્મીરનો મધ્ય ભાગ, લઘુતિબેટ, તિબેટની ઉત્તરનો અને ચીન સામ્રાજ્યનો દક્ષિણ ભાગ આવે છે. સામાન્ય રીતે એવું અનુમાન કરી શકાય કે 'વેદાંગ'કાર આર્યો કાશ્મીરમાં રહેતા હશે, અને ( ઉપર બતાવ્યા પ્રમાણે ) 'વેદાંગ' રચના ઇ. સ. પૂર્વે લગભગ ૧૪૦૦ માં થઈ.

દિનમાનની રોજની વૃદ્ધિ અથવા ક્ષય ૪/૬૧ ઘડી કહ્યાં છે, પણ આ વૃદ્ધિક્ષય હંમેશાં સરખાં હોતાં નથી. અયનસંધિ આગળ દિનમાનનો ફરક બહુ ઓછો એટલે ૩૫ અક્ષાંશ પર બહુતો ૨/૬૧ ઘડી થાય અને વિષુવસંધિ આગળ સૌથી વધારે એટલે ૩૫ અક્ષાંશ પર ૫૬/૬૧ ઘડી થાય.

જેમ દિનમાનાંતરનું મધ્યમ માન ઉપર બતાવ્યું તેમ જ સૂર્યચંદ્રનાં મધ્યમ માન ‘વેદાંગ’માં બતાવ્યાં છે. પણ ખરી રીતે તેમ નથી. સૂર્યચંદ્રની ગતિ હંમેશાં એક સરખી નથી, પણ પ્રત્યેક ક્ષણે બદલાતી જાય છે. તેથી સૂર્યની અને ચંદ્રની સ્પષ્ટ સ્થિતિ મધ્યમ સ્થિતિ કરતાં કોઈ કોઈ વાર અનુક્રમે ૨ અંશ અને ૮ અંશ જેટલી આગળ પાછળ હોય છે. મધ્યમ સ્થિતિ અને સ્પષ્ટ સ્થિતિની ભિન્નતાની ગણતરીને ફલસંસ્કાર કહે છે અને તે જ્યોતિષનો બહુ મહત્ત્વનો ભાગ છે. આ ભાગ ‘વેદાંગ’ કાળમાં અજ્ઞાત હશે એમ જણાય છે.

માસ ચાંદ્ર અને અમાંત ગણેલો છે, તો પણ સૌર માસનો નિર્દેશ પણ આવે છે. “ચાંદ્ર અને સૌર માસનો સંબંધ અનેક સ્થલે સ્પષ્ટ કહેલો છે. ૪॥ સૂર્યનક્ષત્રોની એટલે ૨ સૌર માસની ઋતુ કહી છે અને તે પ્રત્યેક ઋતુનો આરંભ ચાંદ્ર માસની કયી તિથિએ થાય છે તે કહ્યું છે. વળી સૂર્યસિદ્ધાંતાદિ ગ્રંથોમાં ચાંદ્ર અને સૌર માસના સંબંધમાં અધિમાસ શેષ કાઢવાની રીત હોય છે તેવા જ પ્રકારની રીત આમાં પણ છે. (યજુઃપાઠ શ્લો. ૪૧)” (દીક્ષિત).

યુગારંભ ઉત્તરાયણના આરંભથી થાય છે અને ધનિષ્ઠાના આરંભથી પણ થાય છે એમ કહ્યું છે. તેથી એ વખતે અયનગતિ માલુમ નહોતી એમ લાગે છે. આથી હંમેશાં ઉત્તરાયણ અને તેથી યુગારંભ ધનિષ્ઠા નક્ષત્રથી ગણાતો એટલે એક રીતે ધનિષ્ઠાને આદિ નક્ષત્ર કહી શકાય. પણ યજુઃ પાઠ શ્લો. ૩૨, ૩૩, ૩૪ માં જે નક્ષત્ર દેવતાઓ આપ્યા છે, તેમનો આરંભ વેદની માફક કૃત્તિકાથી થાય છે. ધનિષ્ઠાદિગણના વિષે મહાભારતમાં ઉલ્લેખ છે, તેમ જ ૬૦ અને ૧૨ વર્ષના બાર્હસ્પત્ય સંવત્સરચક્રનો આરંભ ધનિષ્ઠાથી થાય છે.

જ્યોતિષવેદાંગના વખતમાં પૂર્ણાંકના ચતુર્વિધ (સરવાળા, બાદબાકી, ગુણાકાર, ભાગાકાર) અને ત્રિરાશિનું જ્ઞાન હતું, એટલું જ નહિ પણ અપૂર્ણાંક ચતુર્વિધનું પણ જ્ઞાન હતું એમ યજુઃપાઠ શ્લો. ૨, ૮, ૧૮, ૨૪, ૩૭, ૩૮, ૩૯ જોતાં જણાઇ આવશે. તેમ જ અપૂર્ણાંકનો સંક્ષેપ વગેરે જે યુક્તિઓ યોજી છે, તે ઉપરથી અંકગણિત ઉપર ખૂબ પરિશ્રમ થયો હતો એમ જણાઈ આવે છે.

# સ્વાધ્યાય

## *કેમ્બ્રીજ હીસ્ટરી ઑફ ઇન્ડીયા—એક સમાલોચના.

આ પુસ્તકની સામાન્ય સમાલોચના 'પુરાતત્ત્વ'ના પહેલા અંકમાં આવી ગઇ છે. હિંદુસ્તાનના ઐતિહાસિક સાહિત્યમાં આ ગ્રંથ ઘણો મહત્ત્વનો હોવાથી હેની વિષયવાર અને પ્રકરણવાર બારીક સમાલોચના લેવી યોગ્ય લાગી છે, તેથી આ અંકમાં હેનાં પાંચ પ્રકરણોની સમાલોચના આપવામાં આવી છે. હેમાં પ્રકરણ ૯-૧૦-૧૧-૧૨ અમેરિકન પ્રો. હૉપકીન્સ સાહેબે લખેલાં છે. હૉપકીન્સ સાહેબ મહાભારત-રામાયણ, તથા ધર્મશાસ્ત્રોના ખાસ ખંતીલા અને જૂના અભ્યાસી છે. હેમણે 'The Great Epic of India' વગેરે ગ્રંથો લખી એ વિષયના વિચક્ષણ વિદ્વાન તરીકેની કીર્તિ સંપાદન કરી છે.

આ પ્રકરણમાં હેમણે સૂત્ર, વીરચરિત કાવ્યો (Epics), અને ધર્મશાસ્ત્રોનો સમય, તે ઉપરથી તરી આવતા સામયિક ધર્મો અને રીતરિવાજો, રામાયણ-મહાભારતમાં ઉલ્લેખેલા રાજાપ્રજાઓ, તેમજ કાયદા (વ્યવહાર, ધર્મો) અને ન્યાયની સંસ્થાઓ વિષે ઘણી સારી ચર્ચા કરેલી છે. ત્યારબાદ ૧૩ મા પ્રકરણમાં આ પુસ્તકના સંપાદક પ્રો. રૅપ્સન સાહેબે પુરાણો વિષે ઊહાપોહ કર્યો છે.

આ પાંચે પ્રકરણો સાથે વાંચી જતાં આપણને સ્વાભાવિક રીતે એમ લાગ્યા વિના રહેતું નથી, કે જો તે સઘળાં એકજ કલમથી લખાયાં હોત તો, લખાયાં છે તે કરતાં વિશેષ સંબદ્ધતાથી, તે રજૂ થઇ શક્યાં હોત. કારણ કે રામાયણ-મહાભારત, ધર્મશાસ્ત્રો વગેરેનો વિષય હૉપકીન્સ સાહેબે ચર્ચ્યા પછી રૅપ્સન સાહેબે ફરીથી પુરાણોનો વિષય લઇ, હેમાં વળી પાંડવ-કૌરવોના યુદ્ધની ચર્ચા કરેલી છે એ જરા અયોગ્ય લાગે ખરું. આથી સંબદ્ધતા બરોબર ન જળવાતાં કેટલીક પુનરુક્તિ થઇ ઐતિહાસિક ક્રમનો ઘોટાળો થાય એ સ્વાભાવિક છે, અને તેથી કયી બાબતો ગ્રહણ કરવી અને કયાનો ઇન્કાર કરવો એ વિષે વાંચકનું મન નિશ્ચય કરી શકતું નથી.

આ બન્ને લેખકોના નિબંધોમાંથી ઘણું નવીન જાણવાનું મળી શકે તેમ છે. પરંતુ પ્રાચ્ય વિષયોના પાશ્ચાત્ય વિદ્વાનોના જે સ્વાભાવિક દોષો હોય છે હેમાંથી આ લેખકો મુક્ત નથી એ સખેદ જણાવવું પડે છે. આ પાંચ પ્રકરણોમાં ચર્ચેલા વિષયોનો પરિચય કરાવતા પહેલાં પાશ્ચાત્ય વિદ્વાનોનાં લખાણો કેવી રીતે દૂષિત થઇ અશ્રદ્ધેય બને છે તે પ્રથમ જણાવવાની જરૂર છે.

જ્યાં સુધી ભારતીય શ્રુત (Indigenous traditions)નું કાળજી અને મનનપૂર્વક અધ્યયન થાય નહિ, ત્યાં સુધી ભારતીય ઇતિહાસનું સ્પષ્ટીકરણ દુર્ઘટ રહે એ સ્વાભાવિક છે. પાશ્ચાત્ય વિદ્વત્તા અને સૂક્ષ્મ ચર્ચાશક્તિ સાથે જો ભારતીય શ્રુતનું ચોક્કસ જ્ઞાન

*The Cambridge History of India, vol. I, Ancient India, ed. by E. J. Rapson.

મેળવવામાં આવે તો હેનાથી ઐતિહાસિક ક્ષેત્રમાં ઉત્તમ પરિણામ આવ્યા વિના રહે નહિ. પાશ્ચાત્ય વિદ્વાનોનું લક્ષ્ય આ તરફ ઘણું જ થોડું ગયેલું છે. પણ આ સ્થિતિ ધીમે ધીમે બદલાતી જાય છે એ એક સુચિહ્ન છે. આ વિદ્વાનો વિષે બીજી એક વાત ખાસ જાણવાની છે તે એ કે તેઓ ઇંગ્લંડના અથવા યૂરોપના ઇતિહાસમાં બનેલી ઘટનાઓ અનુસાર હિંદુસ્તાનના ઇતિહાસનું અનુમાન કરે છે. દાખલા તરીકે, જેમ યૂરોપમાં ધર્માધ્યક્ષોનું અતિશય જોર (Priesthood) ચાલ્યું હતું અને હેને લીધે અનેક અનર્થો થયા હતા, તેમ અહીં પણ Priesthood એટલે બ્રાહ્મણશાહીનું જોર અત્યંત જામ્યું હતું એમ ધર્મશાસ્ત્રોમાંના બ્રાહ્મણપ્રશંસાના કેટલાક શ્લોકો અને ભાગો ઉપરથી તેઓ અનુમાન કરે છે. આ અનુમાન સર્વથા અસંગત છે એમ કહેવાનો અમારો આશય નથી, પરંતુ યૂરોપમાં હતી તેમ અગર તેટલા જોરથી અહીં બ્રાહ્મણશાહી ચાલી હતી, એમ કહેવું અનૈતિહાસિક છે. સ્વયં વેદકાળમાં પણ બ્રાહ્મણોએ ક્ષત્રિયોના શિષ્યો બની અધ્યયન કરેલાના અનેક દાખલા ઉપનિષદોમાં મળે છે.

આ બાબતમાં જાણવાજોગ ત્રીજી વાત એ છે કે ઇતિહાસનું સંશોધન ખાસ કરીને ઇતિહાસનાં જ પુસ્તકોમાંથી થવું જોઇએ, નહિ કે અન્ય વિષયનાં પુસ્તકોમાંથી. કારણકે, અન્ય વિષયનાં પુસ્તકોમાંથી ઇતિહાસનું સંશોધન કરતાં ઘણીવાર ભૂલ ખાવાનો સંભવ રહે છે. અમુક લેખક પોતાના પુસ્તકમાં કેટલાક ગ્રંથો અગર પ્રસિદ્ધ માણસોનો ઉલ્લેખ કરે તે ઉપરથી તે ગ્રંથો અગર તે માણસો તે લેખકના સમયમાં થયા એમ ઘણીવાર મનાવાનો પ્રયત્ન થતો જોવામાં આવે છે. હા, હાલની પદ્ધતિ પ્રમાણે લખાયેલા ઇતિહાસો પ્રાચીન ગ્રંથસમૂહમાં નથી, તો પણ કાવ્યો અને પુરાણો કેટલેક અંશે ઇતિહાસની ગરજ સારે તેમ છે. થોડા વખતથી પાશ્ચાત્ય વિદ્વાનોએ પોતાનો પૂર્વગ્રહ છોડી પુરાણોનું અધ્યયન ઐતિહાસિક દૃષ્ટિથી કરવા માંડયું છે એ પણ એક સુચિહ્ન છે.

આ ઉપરાંત એ વિદ્વાનોની એક ખાસિયત એવી છે કે કોઇપણ પ્રાચીન ગ્રંથમાં જરા પણ સંશય પડયો કે ત્યાં તરત જ 'પ્રક્ષિપ્ત' ની ભાવના કરવી. આ ભાવનાનું ઉડ્ડયન ઘણીવાર બહુ ઉંચે સુધી જાય છે. પહેલાં અહીં છાપવાની કળા ન હતી તેથી પુસ્તકોમાં પ્રક્ષેપ થવાનો ઘણો સંભવ હતો એ વાત ખરી, પરંતુ પોતાના સ્વયં બાંધી મૂકેલા મતથી વિરુદ્ધ, અગર ન સમજાય તેવું, કાંઇક આવે ત્યાં 'પ્રક્ષિપ્ત' ની જ સંભાવના કરવી એ યોગ્ય નથી. ઘણાખરા પાશ્ચાત્ય વિદ્વાનોની આપણા પ્રાચીન ગ્રંથોની ચર્ચા જોતાં અમારા કથનની સત્યતા જણાઈ રહેશે. પ્રસ્તુત પુસ્તકમાં પણ અનેક દાખલાઓ મળી શકે તેમ છે. તેથી આ સ્થળે તેનો ખાસ ઉલ્લેખ કરવાની જરૂર રહેતી નથી.

વળી, હેમની એક ખાસ વૃત્તિ એવી જોવામાં આવે છે કે ભારતીય પ્રાચીન ગ્રંથોને જેમ બને તેમ અર્વાચીન ઠેરાવી બેસાડવા. તે વખતે, ભારતીય દંતકથા અગર તો ભારતીય વિદ્વાનોનું કહેવું શું છે તે તરફ તેઓ જરા પણ લક્ષ્ય આપવા કાળજી રાખતા નથી. દાખલા તરીકે, આ ગ્રંથમાં વૈદિક સમયનો નિર્ણય કરતી વખતે લોકમાન્ય ટિળકના મતનું નિરસન કરવા તસ્દી લેવામાં આવી નથી, માત્ર એક સામાન્ય ઉલ્લેખ કરી તેને કાઢી નાખવામાં આવ્યો છે.

આ સ્થળે, હજુ એક બાબતનો ઉલ્લેખ કર્યા સિવાય ચાલે તેમ નથી. સર વીલીયમ જોન્સ, વીલ્કિંસ વગેરે જે યૂરોપીય વિદ્વાનોએ અઢારમા સૈકાના અંતમાં પ્રથમ સંસ્કૃતનું

અધ્યયન કર્યું, ત્હેમણે પહેલેથી જ એક અટલ સિદ્ધાંત બાંધી મૂક્યો હતો કે જગત માત્ર ૬૦૦૦ વર્ષ જૂનું છે! ત્હેમની પૂર્વે આર્ચબીશપ અશરે એમ નક્કી કર્યું હતું કે જગતની શરૂઆત ઇ. સ. પૂર્વે ૪૦૦૪ માં થઇ[1] તેથી હવે પાશ્ચાત્ય વિદ્વાનો માટે એટલું જ કાર્ય રહ્યું કે ભારતીય પ્રાચીન ગ્રંથોને ગમે તે રીતે આ છહજાર વર્ષમાં જ ગોઠવી દેવા! ભારતીય શાસ્ત્રોમાં જગતને અનાદિ જણાવ્યું છે ત્હેનો આશય ગમે તે હોય, તો પણ એટલું તો ચોક્કસ છે કે જગત ફક્ત છહજાર વર્ષ નહિ, પરંતુ તેથી સેંકડો ગણાં વર્ષો જૂનું છે. આ વાત હાલમાં પ્રસિદ્ધ થયેલાં 'The Antiquity of Man', 'Antiquity of Man in Europe', 'Prehistoric Man' વગેરે પુસ્તકોમાં પૂરવાર કરવામાં આવી છે. તે ઉપરાંત, હાલમાં મધ્ય એશિયામાંથી ખોદી કાઢેલા સાહિત્ય પરથી જણાય છે કે ખાલ્દીયાની સંસ્કૃતિ ઇ. સ. પૂર્વે લગભગ ૪૦૦૦–૫૦૦૦ વર્ષ જેટલી પ્રાચીન હતી, અને તે સમયમાં પણ ખાલ્દીયા અને હિંદુસ્થાન સાથે જમીન કે જળ માર્ગે વ્યવહાર ચાલતો હતો એમ માનવાને હરકત નથી.[2] રામાયણ–મહાભારતમાં વર્ણવેલી સ્થિતિ કરતાં ઉપનિષદાદિમાં વર્ણવેલી સ્થિતિ ઘણા સૈકાઓ જૂની લાગે છે. આ ઉપરથી જણાશે કે વેદાદિ પ્રાચીન ગ્રંથોને ઇસવી સનની આજુબાજુ થોડે થોડે અંતરે લટકાવી દેવામાં ઐતિહાસિક વિચક્ષણતાની પરાકાષ્ઠા ગણી શકાય!

આટલી આવશ્યક પ્રસ્તાવના કર્યા પછી પ્રસ્તુત પ્રકરણોનાં અંતરંગ વિષે કહીશું.

પ્રથમ સૂત્ર, વીરચરિત્ર કાવ્યો (રામાયણ–મહાભારતાદિ) અને ધર્મશાસ્ત્રોના સમય વિષે ચર્ચા કર્યા પછી, તે સમયની રાજકીય પરિસ્થિતિ દર્શાવવા પ્રયત્ન કરવામાં આવેલો છે. રાજાઓની જે જે વંશપરંપરાઓ થઇ તે વિષે પુરાણોમાં આપેલી માહિતી, તથા અન્ય ઐતિહાસિક ગ્રંથો ઉપરથી તારવી કાઢવામાં આવેલી માહિતી એ બન્નેમાં ક્યાં ક્યાં સામ્ય તથા વિરોધ આવે છે એનું સંક્ષેપમાં નિરૂપણ કર્યું છે.

ભારતીય પ્રાચીન ગ્રંથો અને લેખકોનો સમય નક્કી કરવો એ ગઢ જીતવા કરતાં વિશેષ કઠિન છે, તેથી એ બાબતમાં કેવળ અનુમાનો ઉપર જ આધાર રાખવો પડે છે.

વેદ પછીના બ્રાહ્મણી સાહિત્યનાં મૂળ લગભગ જૈન અને બૌદ્ધધર્મના ઉદયના સમયમાં જોવામાં આવે છે. એ સાહિત્યના સ્વાભાવિક રીતે ચાર વિભાગો થઈ શકે છે:

---

૧ જુઓ Hibbert Journal, Oct. 1922, *Karma and Liberation*, by Charles Johnston.

૨ જુઓ Bhandarkar Commemoration Volume, *Chaldean and Indian Vedas*, p. 30: "In my Orion or the Antiquities of the Vedas, I have shown that Vedic culture or civilization can be carried back as far as, if not further than, 4500 B.C., when the Vernal equinox was in Orion. This makes the Vedic and the Childean Civilizations almost contemporaneous, and it is not unnatural to expect some intercourse either by land or sea between the Chaldean and the Vedic races even in those ancient times." B. G. Tilak

સૂત્ર, વીરચરિત કાવ્યો, ધર્મશાસ્ત્ર અને પુરાણ. આમાં સૂત્રો એક ખાસ શૈલીમાં લખેલાં છે. 'સૂત્ર' શબ્દ ઉપરથી હેનો હેતુ સ્પષ્ટ થાય છે. હેનો મુખ્ય હેતુ જુદી જુદી શાખાઓનાં જ્ઞાનને વ્યવસ્થિત કરી એક સળંગ રૂપમાં પણ સંક્ષેપમાં આપવાનો છે. વીરચરિત કાવ્યો ( Epics )માં રામાયણ, મહાભારત, હરિવંશનો સમાવેશ થાય છે. આ ગ્રંથોમાં ભાષા અને સ્વરૂપની બાબતમાં સ્વીકારેલી શૈલી તથા પદ્ધતિ ધર્મશાસ્ત્ર અને પુરાણોમાં પણ જોવામાં આવે છે. આ કાવ્યોની મૂળ ઉત્પત્તિ ભાટચારણો ( Bards ) જે બ્રાહ્મણ અગર વિદ્વાન (?) ન હતા હેમના કંઠસ્થ સાહિત્યમાંથી થયેલી છે. સૂત પૌરાણિક, વાલ્મીકિ, અગર વ્યાસને હૅાપકીન્સ સાહેબ સિવાય કોણ વિદ્વાન નહિ કહી શકે? ઠીક. હેમની ભાષા સાદી અને સરળ હોઇ ઘણીવાર પાણિનિના નિયમોનો ભંગ કરતી જોવામાં આવે છે.

પુરાણો હાલ જે સ્વરૂપમાં મળી આવે છે તે સ્વરૂપમાં તે ઇ. સ. ના ચોથા સૈકા પહેલાં ન હતાં. સામાન્ય રીતે સૂત્ર, વીરકાવ્યો અને ધર્મશાસ્ત્રોનો સમય લગભગ બૌદ્ધ સમયથી શરૂ થઇ ઠેઠ પુરાણના સમયમાં પ્રવેશ કરે છે.

અહીં સૂત્રનો સમય નક્કી કરતાં કેટલાંક વિરોધી વચનો જોવામાં આવે છે. પ્રથમ જણાવેલું છે કે "The later Brahmin literature which whatever may be the age of its representative works in their present form, undoubtedly had its roots in a period at least as early as the rise of Jainism and Buddhism." (p. 220), [ વેદ પછીના બ્રાહ્મણી સાહિત્યનાં મૂળ જૈન અને બૌદ્ધધર્મના ઉદયના સમય જેટલાં પ્રાચીન હતાં. ] ત્યાર પછી આગળ ઉપર લેખકે જણાવ્યું છે કે "This ( Magadha ) dynasty continued in power till the end of the Sutra period. ( p. 223.) [આ મગધવંશ સૂત્રસમયના અંત સુધી ચાલ્યો.] આપણે જાણીએ છીએ કે મગધવંશ ૧૩૭ વર્ષ ચાલ્યો અને હેનો અંત ઇ. સ. પૂર્વે ૧૮૪ માં આવ્યો. સૂત્રસમયનાં મૂળ જૈન અને બૌદ્ધ ધર્મના ઉદયના સમયમાં નંખાયાં. આ ધર્મોનો આરંભ ઇ. સ. પૂર્વે ૬૦૦-૭૦૦ થી ગણવામાં આવે છે. તેથી આખો સૂત્રસમય ઇ. સ. પૂર્વે ૬૦૦ પછીથી શરૂ થઈ ઇ. સ. પૂર્વે ૨૦૦ સુધી પહોંચી શકે એમ નક્કી થયું. ત્યાર પછી લેખકે એક બીજે સ્થળે લખ્યું છે કે: "The earliest known Purana precedes the later law-books probably by centuries, as the Sutras precede the earliest works of Buddhism." (પા. ૨૨૧) [ જેમ સૂત્રગ્રંથો બૌદ્ધ ધર્મના પ્રથમ ગ્રંથો કરતાં સેંકડો વર્ષો પ્રાચીન છે, તેમ પ્રાચીનતમ પુરાણ પાછળની સ્મૃતિઓ કરતાં કદાચ સેંકડો વર્ષો પહેલું બનેલું હશે. ] હવે, બૌદ્ધધર્મના પ્રથમ ગ્રંથો મહાન અશોક રાજાના સમયમાં, એટલે કે ઇ. સ. પૂર્વે ૩ જા સૈકામાં લખાયા એમ વિદ્વાનોની માન્યતા છે. તો ઇ. સ. ના ત્રીજા સૈકાથી સેંકડો વર્ષો પૂર્વે સૂત્રગ્રંથો રચાયા એમ કહેવાનો શો અર્થ હોઈ શકે ? 'સેંકડો વર્ષો' નો અર્થ બે ત્રણ સૈકાઓ થઈ શકે નહિ. આવાં સંદિગ્ધ વચનોથી વાચકનું મન ઘોટાળામાં ગૂંથાય એ આ ઉપરથી સ્પષ્ટ જણાશે.

ત્યારપછી લેખકે બ્રાહ્મણી સત્તા વિષે જણાવી તે વખતની હિંદુસ્તાનની રાજકીય સ્થિતિનું વર્ણન આપ્યું છે. બૌદ્ધ અને જૈન ગ્રંથો જોતાં એમ લાગે છે કે તે વખતમાં

બ્રાહ્મણોની સત્તા અને પ્રતિષ્ઠા ઘટી ગઈ હશે. પરંતુ એમનું જોર, જે ભાગમાં બ્રાહ્મણશાહી નરમ હતી, તે ભાગમાં જ માત્ર જામ્યું હતું. તે સમયમાં વર્ણાશ્રમની સ્થિતિ હાલના જેવી સંકીર્ણ ન હતી. માત્ર ચાર જ મુખ્ય વર્ણો ગણવામાં આવતા. બૌદ્ધ પુસ્તકોમાંથી પણ એનો ઉલ્લેખ મળી આવે છે.

ગૌતમ બુદ્ધથી એટલે લગભગ ઇ. સ. પૂર્વે ૬૦૦ થી માંડી ઇ. સ. ના પાંચમા સૈકા સુધીના એક હજાર વર્ષમાં હિંદુસ્તાનના ઐતિહાસિક આકાશમાં ઘણા રંગો એક પછી એક બદલાયા છે. ઇ. સ. પૂર્વે ૬૦૦ ના અંતે-સૂત્રસાહિત્યના આરંભમાં-ગાંધાર અને સિંધુ નદીનો કેટલોક પ્રદેશ ઇરાનીઓની સત્તા નીચે આવેલો હતો. બુદ્ધ અને મહાવીરના ધાર્મિક શાસનકાળમાં ઘણાં ન્હાનાં ન્હાનાં રાજ્યો અસ્તિત્વ ધરાવતાં હતાં. જેને વસ્તુતઃ મહારાજ્ય ( Empire ) કહી શકાય એવું રાજ્ય તો પ્રથમ ચંદ્રગુપ્તે (ઇ. સ. પૂર્વે ૩૨૧-૨૯૭) જ સ્થાપ્યું હતું. ચંદ્રગુપ્તના મહારાજ્યનો વિસ્તાર પટનાથી હેરત સુધીનો હતો, અને ત્હેનું સૈન્ય સાત લાખ માણસનું હતું. આ મહારાજ્યનો વિશેષ વિસ્તાર અશોકના સમયમાં થયો. આ મગધવંશ ૧૩૭ વર્ષ ચાલ્યો. ત્હેના છેલ્લા રાજા બૃહદ્રથ મૌર્યનો વધ કરી ત્હેનો સેનાપતિ પુષ્યમિત્ર રાજ્યારૂઢ થયો; અહીંથી શુંગવંશ શરૂ થાય છે. પુષ્યમિત્રનો પુત્ર અગ્નિમિત્ર, જેની પ્રેમકથા કવિવર કાલિદાસે માલવિકાગ્નિમિત્રમાં અમર કરી છે, ત્હેના પુત્ર વસુમિત્રને મારીને મિત્રદેવ અથવા વસુદેવ નામના કાણ્વવંશીય બ્રાહ્મણે ગાદીએ બેસી કાણ્વવંશ ચલાવ્યો. ત્હેના વંશના છેલ્લા રાજાનો એક આંધ્ર રાજાએ વધ કર્યો અને ત્યારથી મગધનું રાજ્ય આંધ્ર રાજ્યમાં મળી ગયું.

બીજી બાજુ ઉત્તર-પશ્ચિમ ખુણામાંથી પરદેશીઓના હુમલા આવ્યા કરતા હતા. ત્હેમાંથી શક રાજાઓએ કાઠિયાવાડ અને કચ્છમાં પોતાની સત્તા જમાવી. ઇ. સ. ૩૫૦ માં આ વંશનો અંત આવ્યો, અને ગુપ્તવંશ ગાદીએ આવ્યો. આ ગુપ્તસમય સંસ્કૃત સાહિત્યની ઉન્નતિને માટે ઉન્નત સમય હતો. પુરાણો અને પાછળની સ્મૃતિઓને આ જ સમયમાં અંતિમ આધુનિક સ્વરૂપ પ્રાપ્ત થયું.

આ પ્રમાણે સૂત્ર-પુરાણોના સમયનો રાજનૈતિક ઇતિહાસ સંક્ષેપમાં જણાવ્યો છે.

ઉપર જણાવેલા સેનાપતિ પુષ્યમિત્રે અને એક આંધ્રરાજા શાતકર્ણિએ અશ્વમેધ યજ્ઞો કર્યાનો ઉલ્લેખ જોવામાં આવે છે. તે ઉપરથી એમ ફલિત થાય છે કે ત્હેમના સમયમાં બૌદ્ધ અસર લગભગ નિર્મૂળ થઇ ગઇ હતી અને લોકશ્રદ્ધા ફરીથી વૈદિક ધર્મ ઉપર જામી હતી.

ત્યાર પછી દસમા પ્રકરણમાં સૂત્રો ઉપરથી જણાઇ આવતા સામાજિક રિવાજો અને ગૃહસ્થ જીવનના વિવિધ ધર્મોની ચર્ચા કરેલી છે. ત્હેમાં પ્રથમ શ્રૌતસૂત્રો લઇ પછી અનુક્રમે ગૃહ્યસૂત્રો અને ધર્મસૂત્રો લીધેલાં છે. શ્રૌતસૂત્રો યજ્ઞક્રિયાને લગતાં હોવાને લીધે ઐતિહાસિક પ્રમાણ તરીકે નિરુપયોગી ગણી પહેલેથી જ ત્હેમને અલગ મૂકી દીધાં છે. ત્યાર પછી ગૃહ્યસૂત્રો અને ધર્મસૂત્રોની ઐતિહાસિક ઉપયોગિતા જણાવવા પ્રયત્ન કર્યો છે. અહીં બૌધાયન, ગૌતમ, આપસ્તમ્બ, વસિષ્ઠ વગેરે ભિન્ન ભિન્ન ધર્મશાસ્ત્રકારોના સમય વિષે જરા વિશેષ સંશોધન કર્યું હોત તો તે અસ્થાને ન હતું. વળી, આપણે એમ પણ ઇચ્છીએ કે દાયભાગ, રાજધર્મ વગેરે અત્યુપયોગી વિષયો ઉપર ભિન્ન ભિન્ન ઋષિઓનાં શાં શાં

મન્તવ્યો છે તે એક સ્થળે સંગૃહીત કર્યાં હોત તો ઠીક થાત. લેખકે એક સ્થળે જણાવ્યું છે કે " They (the Sutras) represent both the views of different Vedic schools and different localities, from the Andhra country in south-east to the countries of the North-west......" [ સૂત્રગ્રંથો જુદી જુદી વૈદિકશાખાઓના અને દક્ષિણ-પૂર્વમાંના આંધ્રદેશથી ઉત્તર-પશ્ચિમના પ્રદેશો સુધીના મતો દર્શાવે છે. ] દાખલા તરીકે, ખાદિરનાં ગૃહ્યસૂત્રો દક્ષિણ ભારત સાથે સંબંધ ધરાવે છે; આપસ્તમ્બીય ધર્મસૂત્રો પૂર્વ-દક્ષિણની આંધ્ર શાખાનાં છે. આવાં સૂત્રોમાંથી આગળ જતાં સ્મૃતિઓ અને ધર્મશાસ્ત્રોની ઉત્પત્તિ થઈ. આ ઉપરથી, કયા કયા ધર્મો કયી કયી વૈદિક શાખાના, અને કયા કયા પ્રદેશના હોઇ કયા કયા આચાર્યના મતના છે એના સવિસ્તર નિરૂપણની આપણે આશા રાખીએ તો તે સ્વાભાવિક છે. પરંતુ એવું બારીક નિરૂપણ ન કરતાં સામાન્ય રીતે ભારતીય ધર્મો જણાવવા લેખકે પ્રયત્ન કર્યો છે.

બીજા ગ્રંથોની માફક સૂત્રગ્રંથોમાં પણ પાછળથી સુધારા વધારા થયેલા માલમ પડે છે.

ધર્મસૂત્રો કરતાં ગૃહ્યસૂત્રોનું ક્ષેત્ર વિશેષ સંકુચિત છે. ગૃહ્યસૂત્રોમાં મનુષ્યના સમગ્ર જીવનમાં આચરવાના ધર્મો તથા વિધિનિષેધોની ચર્ચા કરેલી છે. જન્મ, વિવાહ, મરણ વગેરે જીવનના મુખ્ય મુખ્ય બનાવો ધાર્મિક સ્વરૂપમાં દર્શાવવામાં આવ્યા છે; તથા દરેક ક્રિયા કરતી વખતે બોલવાના મંત્રો પણ જણાવેલા છે. ધર્મસૂત્રોમાં આ વિષય ઘણા સંક્ષેપથી ચર્ચવામાં આવ્યો છે. મનુષ્યને બાહ્ય જગત્ સાથે શો સંબંધ છે અને એ રીતે ત્હેને કયા કયા ધર્મો પ્રાપ્ત થાય છે એ વિષયની વિસ્તારપૂર્વક ચર્ચા ધર્મશાસ્ત્રોમાં કરવામાં આવી છે.

ઉપર જણાવ્યું કે ખાદિરનાં ગૃહ્યસૂત્રો અને આપસ્તમ્બનાં ધર્મસૂત્રો દક્ષિણભારત સાથે સંબંધ ધરાવે છે, તો એ ઉપરથી એમ અનુમાન કરવાની જરૂર નથી કે એટલા પ્રાચીન સમયમાં દક્ષિણભારત સુધી આર્યોની વસાહત પહોંચી હતી. કારણ કે ખાદિરનાં ગૃહ્યસૂત્રો એ ગોભિલનાં સૂત્રોનું કેવળ સંક્ષિપ્ત રૂપ છે; અને આવા મ્હોટા ગ્રંથો ઉપરથી આવા સંક્ષિપ્ત ગ્રંથો ઘણી વાર બનાવેલા જોવામાં આવે છે.

ગૃહ્યસૂત્રનો ખ્યાલ આવવા માટે ત્હેમાંનો એકાદ દાખલો આપતાં લેખકે જણાવ્યું છે કે, ખાદિર ગૃહ્યસૂત્રમાં વિવાહવિધિ થયા પછી દેવતાને બલિ આપવાની વિધિનું નિરૂપણ કર્યું છે. હવે, બલિ આપવાની વિધિ એ વૈદિક યજ્ઞો અને જાતીય અથવા સાંપ્રદાયિક યજ્ઞો એ બેની વચ્ચેની સ્થિતિ દર્શાવી આપે છે. ત્યાર પછી આપદ્ અને રોગના અધિષ્ઠાતા **ચંડ, મર્ક**, ઉપવીર વગેરે દેવતાઓને સંતુષ્ટ કરવાના વિધિ બતાવેલા છે. આ વિધિઓમાં, તેમજ સપ્તપદી વગેરેમાં વૈષ્ણવ અને શૈવ સંપ્રદાયોની કેટલીક અસર નજરે પડે છે.

ગૃહ્યસૂત્રોમાં બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એમ ચાતુર્વર્ણ્યનો ઉલ્લેખ કરેલો જોવામાં આવે છે. આમાંના શૂદ્ર એટલે હાલની માફક અસ્પૃશ્ય તો નહિ જ. શૂદ્રો અન્ય વર્ણોના લોકોના ઘરમાં નોકરો તરીકે રહી શકતા અને ત્હેમને માટે પણ કેટલાક વિધિઓ નિર્માણ કરેલા છે. ગૌતમ ( **गौतमधर्मसूत्र १७, १.** ) જણાવે છે કે બ્રાહ્મણ ગમે તે દ્વિજનું અન્ન જમી શકે, અને આપદ્ધર્મ તરીકે શૂદ્રનું અન્ન પણ જમી શકે. નિષિદ્ધાન્નમાં વાળ અગર જીવડાં પડેલું; રજસ્વલા અગર વ્યભિચારિણીએ જોયેલું; ચાંડાલ, હીજડા, કંજુસ, વૈદ્ય વગેરેની દૃષ્ટિએ પડેલું; શત્રુનું, એવી જાતનાં અન્નની ગણના કરેલી છે.

એટલું તો નક્કી કહી શકાય છે કે ગૃહ્યસૂત્રોમાં ઘણા લાંબા સમયથી પળાતા આવેલા આચારોનો સંગ્રહ કરવામાં આવેલો છે. એ સૂત્રોની ભાષા અને છંદો જોતાં હેમની પ્રાચીનતા માટે શંકા આવવાનો સંભવ છે. હેમાં ગ્રામ્ય જીવનના પડઘા પડેલા જોવામાં આવે છે.

ધર્મસૂત્રોનો રાજ્ય ગૃહ્યસૂત્રો પછી આવે છે. હેમાં પુર અથવા નગરજીવનનું પ્રતિબિમ્બ પડેલું છે. આ પુર અથવા નગરનો વિસ્તાર કેટલો હશે તે નક્કી કહી શકાતું નથી. હાલના જેવાં મ્હોટાં શહેરો તો નહિ જ હોય એમ આપણે માની લેવું જોઈએ. રાજાઓ પણ ઠાકોર કે જાગીરદાર જેવા હતા. નગરમાં શાળાઓ ન હતી, તેમ અધ્યયન પણ થતું નહિ. ગૌતમધર્મસૂત્ર જે 'બીજાં' ધર્મસૂત્રો કરતાં પ્રાચીનતર ગણાય છે હેમાં નગરમાં વેદોચ્ચાર કરવાનો ખાસ પ્રતિષેધ કરેલો છે. રાજા જાતે ચોરોને દંડવડે શિક્ષા કરતો.

ભિન્ન ભિન્ન ધર્મશાસ્ત્રોમાં પોતપોતાના પ્રદેશને લગતા ભિન્ન ભિન્ન નિયમો આપવામાં આવ્યા છે, અને તે ઉપરાંત બીજા પ્રદેશોમાં પ્રચલિત નિયમોનો પણ ઉલ્લેખ કરવામાં આવ્યો છે. કેટલીકવાર, એક શાસ્ત્રમાં જેનો નિષેધ કરેલો હોય છે, હેનો જ બીજામાં પ્રચાર કરેલો જોવામાં આવે છે. આથી કેટલાક સૂત્રકારોએ તે તે પ્રદેશનો વ્યવહાર જોઈ પોતાનો આચાર રાખવા માટે ઉપદેશ કરેલો છે. બૌધાયન કહે છે કે બ્રાહ્મણ આયુધ ધારણ કરી યુદ્ધમાં પણ જઈ શકે. ગૌતમ જે વિશેષ પ્રાચીન છે હેણે આ બાબતનો નિષેધ કરી જણાવ્યું છે કે બ્રાહ્મણે આવો ક્રૂર ધંધો કદાપિ પણ કરવો નહિ.

સૂત્રોમાં વારંવાર इति केचित् એ પ્રમાણે ઉલ્લેખ જોવામાં આવે છે. તે ઉપરથી જણાય છે કે આ વિષયનું ઘણું પ્રાચીન સાહિત્ય હાલ અલભ્ય થયું છે.

આગળ જતાં હૉપકીન્સ સાહેબ જણાવે છે કે આ ધર્મસૂત્રો કેટલીક વાર પ્રાચીન સૂત્રોનો મર્મ ખરી રીતે સમજાવતાં નથી. ટીકાકારો સ્વાર્થબુદ્ધિથી ગમે તેમ સમજાવી દે છે. દાખલા તરીકે, સૈનિકનું ખૂન કરનારે એક બળદ અને એક હજાર ગાયો આપવી એવો એક વિધિ છે. 'કોને આપવી?' એ એક પ્રશ્ન થાય છે. હેના ઉત્તરમાં ટીકાકાર (હરદત્ત) જે બ્રાહ્મણ છે તે ઉત્તર આપે છે કે 'બ્રાહ્મણને આપવી.' પણ એજ જાતનો નિયમ બૌધાયનમાં પણ છે, અને ત્યાં જણાવેલું છે કે તે 'રાજાને આપવી.' પણ અહીં અમને પ્રશ્ન એ થાય છે કે શું બૌધાયન બ્રાહ્મણ ન હતો? અગરતો આ બેમાંથી કયો ઉત્તર પ્રાચીન મતાનુસાર છે એ કહેવું અતિશય મુશ્કેલ નથી?

વારસાના હક્કો વિષે રાજ્ય તરફથી હજુ સુધી કોઈ પણ જાતનો નિર્ણય થયો ન હતો એ એક જાણવાજોગ બાબત છે. એ વિષે ભારતવર્ષના જુદા જુદા ભાગમાં જુદા જુદા નિયમો પ્રચલિત થયેલા જોવામાં આવે છે; અને ટીકાકારો તે તે નિયમોના પરસ્પર વિરુદ્ધ અર્થો અનુમાનથી કાઢે છે. દાખલા તરીકે કેટલેક સ્થળે જ્યેષ્ઠ પુત્રને વારસો આપવાનું વિધાન કરેલું છે; પરંતુ કેટલેક ઠેકાણે સઘળા પુત્રોને સરખી રીતે મિલકત વહેંચી આપવાનું પણ જણાવેલું છે.

ત્યારબાદ રાજધર્મ અને સ્ત્રીધનના ઉપયોગી વિષયો ઉપર ચર્ચા કરી પ્રકરણ પૂરું કરવામાં આવ્યું છે.

અગીઆરમા પ્રકરણમાં વીરચરિત કાવ્યો—રામાયણ મહાભારત–માં દેખા દેતા રાજાઓ અને પ્રજાઓ વિષે કહેવામાં આવ્યું છે. સૂત્રોના અંત અને કાવ્યોનો આરંભ

સમસામયિક છે. શાંખાયનના ગૃહ્યસૂત્રમાં સુમન્તુ, જૈમિનિ, વૈશંપાયન અને પૈલ એમ મહાભારતના ચાર આચાર્યો ગણાવ્યા છે. મહાભારતમાં ઇતિહાસ, પુરાણ અને કાવ્ય એ ત્રણેનો સમાવેશ થયેલો છે. રામાયણ એક કાવ્ય છે અને તે એક જ હાથે લખાયલું છે; પણ તે મહાભારત કરતાં અર્વાચીન છે. બન્નેની ભાષા સાદી અને વર્ણનાત્મક કાવ્યને છાજે તેવી છે. વૃત્તો અને છંદો પણ વૈદિક ઉપરથી થયેલા આધુનિક રૂપાન્તરવાળા છે. પાછળનાં સૂત્રોની ભાષા આ કાવ્યોની ભાષાથી બહુ ભિન્ન નથી, તેથી આપણે એટલું અનુમાન કરી શકીએ કે બન્નેના સમયમાં પણ વિશેષ અન્તર નથી. સૂત્રો વિદ્વાન વર્ગ માટે લખાયેલાં છે, જ્યારે આ કાવ્યો સામાન્ય વર્ગ માટે રચવામાં આવ્યાં હશે.

ત્યારબાદ, મહાભારતના સમય વિષે, તથા હેમાંનાં મુખ્ય પાત્રો કૌરવ-પાંડવો વિષે ઊહાપોહ કરવામાં આવ્યો છે: શતપથ બ્રાહ્મણમાં એક જનમેજય વિષે, તેમ અંબા અને અંબિકા વિષે પણ ઉલ્લેખ કરેલો જોવામાં આવે છે. જનમેજય એ અર્જુનના પૌત્ર પરીક્ષિતનો પુત્ર થાય. હેણે કરેલા સર્પયજ્ઞ વિષે પુરાણોમાં કથા જોવામાં આવે છે. હવે શતપથ બ્રાહ્મણનો જનમેજય અને મહાભારતનો જનમેજય-એ બન્ને એક જ વ્યક્તિ કે જુદી જુદી એ બાબત પ્રશ્ન ઉઠે છે. વેબર સાહેબ આ વિષયમાં નિરુત્તર રહે છે એમ લેખકે જણાવ્યું છે. હૉપકીન્સ સાહેબે આ પ્રશ્નનો ઉકેલ કરતાં જણાવ્યું છે કે શતપથ બ્રાહ્મણના લેખકને માટે જનમેજય એક ઐતિહાસિક વ્યક્તિ હતી; પણ મહાભારતકારને મન તે એક દંતકથાની વ્યક્તિ હતી. કદાચ, મહાભારતકાર સત્ય ઇતિહાસનું પૃથક્કરણ કરવા અશક્તિમાન, પણ પોતાના કાવ્યમાં ઉદાત્તતા આણવા માટે ઈંતેજાર હશે.* આ એક અનુમાન જ છે અને હેના સમર્થનમાં લેખકે કોઇપણ જાતનું પ્રમાણ આપ્યું નથી.

મહાભારત ગ્રંથ ઈ.સ. પૂર્વે બીજા સૈકાથી અર્વાચીન અને ઈ.સ. ૪ થા સૈકાથી પ્રાચીન છે એમ જણાવી કૌરવો અને પાંડવો કોણ હતા, તથા હેમની વચ્ચે કોઇ પણ જાતનું સગપણ હતું કે કેમ એ વિષે ચર્ચા કરવામાં આવી છે. લેખક જણાવે છે કે પાંડવો આર્યજાતિનાં હતા કે નહિ એ એક વિવાદગ્રસ્ત પ્રશ્ન છે. હેની ચર્ચા કરી તેઓ કહે છે કે પાંચાલો એક જંગલી પ્રજા હતી, અને હાલની જેમ તે વખતની કેટલીક જંગલી પ્રજાઓમાં એક સ્ત્રીને એક કરતાં વિશેષ પતિઓ સાથે પરણાવવાનો રિવાજ ચાલતો હતો.

ત્યાર પછી મહાભારતનો આટલો બધો વિસ્તાર કેવી રીતે થયો એ વિષે જણાવતાં કહેલું છે કે મહાભારતનું મૂળ કથાનક બાર હજારથી ઓછા શ્લોકોમાં હતું. હાલમાં મળી આવતી મહાભારતની પ્રતોમાં લગભગ એક લાખ શ્લોકો જોવામાં આવે છે. આનું મુખ્ય કારણ એ છે કે મૂળ ગ્રંથમાં પાછળથી અનેક ઉપાખ્યાનો અને સેંકડો ઉપદેશાત્મક

*The explanation is simply that at the time of the eleventh Kanda of the S'atapatha Brahmana, Janamejaya to the priestly author, was an historical character, while to the epic poet he was legendery, and the poet himself was, if not a bard, a domestic chaplain probably incompetent to analyse history, but anxious to give his own tale a noble frame. Page 252.

શ્લોકો, જેમાંના કેટલાક તે પૂર્વે પ્રચલિત જ હતા, તે ઘુસાડી દેવામાં આવ્યાં છે. આશ્વલાયન ગૃહ્યસૂત્રમાં એક સ્થળે ભારત અને મહાભારત બન્નેનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે; તે ઉપરથી એમ જણાય છે કે પ્રથમના ગ્રંથને ભારત કહેતા હશે, અને પાછળથી વિસ્તૃત થયેલા ગ્રંથને મહાભારત કહેતા હશે. સમગ્ર ગ્રંથનો એકંદર વિચાર કરતાં એમ લાગ્યા વિના રહેતું નથી કે હેનો સઘળો ઉપદેશ બ્રાહ્મણ કરતાં ક્ષત્રિયોને વિશેષ ઉદ્દેશીને લખેલો છે.

રામાયણ-મહાભારતનાં પાત્રો કેટલેક અંશે ઐતિહાસિક અને કેટલેક અંશે કાલ્પનિક-દંતકથાનાં-છે. રામ અને કૃષ્ણ જેમને ઈશ્વરાવતાર ગણવામાં આવે છે તેઓ ઐતિહાસિક પુરુષો હતા કે કેમ એવો પ્રશ્ન ઉઠાવવાને અવકાશ રહે છે. રામ કૃષ્ણનાં આટલાં બધાં ગુણગાન એ ગ્રંથોમાં જોવામાં આવે છે, કારણ કે તે જ સમયમાં બ્રાહ્મણધર્મનું જોર પુનઃ સ્થાપિત થયું હતું અને તેથી શૈવ અને વૈષ્ણવ સંપ્રદાયોનો પ્રચાર વિશેષ થયો હતો. મહાભારતમાં આ વૈષ્ણવ અથવા ભાગવત ધર્મનાં તત્ત્વો ખાસ જોવામાં આવે છે.

ત્યાર પછી, રામાયણ-મહાભારતના પરસ્પર સંબંધ વિષે જણાવવામાં આવ્યું છે. બન્ને ગ્રંથો અલગ અલગ સમયમાં અને પ્રદેશમાં નિર્માણ થયા છે એ કહેવાની જરૂર નથી; તો પણ એ બેમાં એક જાતનો ગાઢો સંબંધ નજરે પડે છે. બન્નેમાં વપરાયેલાં વૃત્તો અને છંદો લગભગ સરખાં છે. વળી, કેટલાક શ્લોકો, ટુચકાંઓ, વાક્યો, શબ્દો, આખ્યાનો તો બન્નેનાં એક જ અથવા સમાન જોવામાં આવે છે. તે ઉપરાંત, બન્ને કાવ્યોમાં દર્શાવેલી તે વખતની સામાજિક સ્થિતિ અને રીતરિવાજો લગભગ સરખાં જ છે. તેમ છતાં પણ રામાયણની અર્વાચીનતા સ્પષ્ટ જણાઈ આવે છે.

ત્યાર પછી, તે સમયના બૌદ્ધ ગ્રંથો અને આ બન્ને કાવ્યોમાં દર્શાવેલી સામાજિક સ્થિતિની સરખામણી કરવા લેખકે પ્રયત્ન કર્યો છે. મહાભારતની કથા સંક્ષેપમાં વર્ણવી, પાંડવ-કૌરવોના પરસ્પર દ્વેષનું કારણ દ્યૂતક્રીડા અને દ્રૌપદીનું અપમાન જણાવી, કર્તાએ બન્ને કાવ્યોના ઉપદેશાત્મક ભાગોની તુલના કરેલી છે, તથા જે જે જાતોએ મહાભારતનાં યુદ્ધમાં ભાગ લીધો હતો તે વિષે ચર્ચા કરી છે. પુરાણોમાં આપેલી વંશાવળીઓ ઉપર વિશેષ વિશ્વાસ રાખી શકાય એમ નથી એમ જણાવી આ પ્રકરણ પૂરું કરવામાંઆવ્યું છે.

બારમા પ્રકરણમાં ધર્મ (કાયદા) વિષે ચર્ચા કરવામાં આવી છે. લેખકે ધર્મશાસ્ત્રના અર્વાચીન ગ્રંથોને અલગ રાખી, કેવળ પ્રાચીન ગ્રંથોમાંથી મનુ, વિષ્ણુ, યાજ્ઞવલ્ક્ય અને નારદ સ્મૃતિઓ લેઈ હેમનો પૂર્વાપર સમય નક્કી કર્યો છે. આ પ્રકરણ ઘણી સ્પષ્ટતાથી, પણ ઉપલક દૃષ્ટિએ ચર્ચવામાં આવ્યું છે. હિંદુસ્તાનના સપ્રમાણ ઇતિહાસના પુસ્તકમાં કાયદાનો વિષય વિશેષ વિસ્તારથી ચર્ચાવો જોઇએ એમ આપણને લાગ્યા વિના રહેતું નથી.

અહીં, મનુસ્મૃતિના કાળનિર્ણય માટે હૉપકીન્સ સાહેબે કાંઇ પણ જણાવ્યું નથી, પરંતુ આર્યલોકો માને છે તેટલી પ્રાચીનતા હેને સમર્પવા તેઓ તૈયાર નથી, એ સ્પષ્ટ જ છે. મહાભારતમાં મનુના શ્લોકોના ઉલ્લેખો આપવામાં આવ્યા છે, તે ઉપરથી જ એ ગ્રંથ મહાભારત કરતાં પ્રાચીન કહી શકાય નહિ; કારણ કે મનુ વિષે એવા જે ઉલ્લેખો

ત્હેમાં જોવામાં આવે છે, તે હાલમાં ઉપલબ્ધ થતી મનુસ્મૃતિ માટે નહિ, પરંતુ માનવ ધર્મસૂત્ર અગર તો એવા કોઈક પ્રાચીન માનવ ગ્રંથને ઉદ્દેશીને કરેલા છે.

વિષ્ણુસ્મૃતિ સૂત્રરૂપમાં છે; પણ તેથી તે કાંઇ મનુથી પ્રાચીન નથી. યાજ્ઞવલ્ક્ય અને નારદસ્મૃતિને ચોથા કે પાંચમા સૈકામાં મૂકી શકાય. યાજ્ઞવલ્ક્ય એક અખિલ પંડિત હતો. ત્હેણે મનુસ્મૃતિનો આધાર લઇ પોતાની સ્મૃતિ લખી છે. ત્હેણે વ્યવહારના પ્રકરણમાં મનુ કરતાં વિશેષ પ્રગતિ કરેલી જણાય છે.

ત્યાર પછી, દિવ્ય પરીક્ષા (ordeals), ઘર્ણુ, શિક્ષા, વ્યાજ, પગાર, મિલકત અને ત્હેની વહેંચણી, રાજધર્મ, બાળલગ્ન, સ્રીનું સ્થાન વગેરે વિષયો પર આ ધર્મશાસ્ત્રોના મતો સંક્ષેપમાં જણાવી લેખક કહે છે કે આ શાસ્ત્રોમાં લખેલી હકીકતો કેવળ હવાઇ કિલ્લા નથી, કારણ કે હાલમાં ઉપલબ્ધ થયેલા કૌટિલ્ય અર્થશાસ્ત્ર, જે ઇ.સ. પૂર્વે ૩-૪ સૈકાનો ગ્રંથ છે, ત્હેમાં પણ આ જાતની જ વસ્તુસ્થિતિ વર્ણવેલી જોવામાં આવે છે.

આ પ્રમાણે રામાયણ, મહાભારત, ગૃહ્યસૂત્ર, ધર્મસૂત્ર, સ્મૃતિઓ વગેરે વિષે હૉપકીન્સ સાહેબે ચાર પ્રકરણમાં ચર્ચા કર્યા પછી તેરમા પ્રકરણમાં રેપ્સન સાહેબે પુરાણોનો વિષય હાથ ધર્યો છે. આરંભમાં ત્હેમણે પુરાણ શબ્દની વ્યાખ્યા લીધી છે.

सर्गश्च प्रतिसर्गश्च वंशो मन्वन्तराणि च ।
वंशानुचरितं चैव पुराणं पञ्चलक्षणम् ॥

અને તે ઉપલબ્ધ પુરાણોને કેટલે અંશે લાગૂ પડે છે તે બતાવવા પ્રયત્ન કર્યો છે. સઘળાં પુરાણો ઉપર આપેલા લક્ષણને અનુસરતાં નથી, અઢાર પુરાણોમાંથી ફક્ત સાત જ પુરાણો એ પાંચમા લક્ષણ-વંશાનુચરિતનું અનુસરણ કરી રાજાઓની વંશાવળી આપી છે; અને તેથી ઇતિહાસ માટે આ સાત સિવાય બાકીનાં પ્રકરણો નકામાં છે.

સ્વાભાવિક રીતે દરેક પુરાણમાં લોમહર્ષણ (સૂત) અથવા ત્હેનો પુત્ર ઉગ્રશ્રવા (સૌતિ) કથા કહી રહ્યા છે એમ વર્ણવેલું છે. 'સૂત' શબ્દના જુદા જુદા અર્થ આપી લેખક જણાવે છે કે ધર્મશાસ્ત્રમાં 'સૂત' એટલે 'બ્રાહ્મણ કન્યાને પેટે ક્ષત્રિય પિતાથી ઉત્પન્ન થયેલો પુત્ર' એમ અર્થ આવેલો છે; અને આ સૂત સર્વે પુરાણોની કથાઓ કરે છે; તે ઉપરથી એમ અનુમાન કરી શકાય કે જે દંતકથાઓ ઉપરથી પુરાણો બનાવવામાં આવ્યાં હતાં તે કથાઓનું મૂળ બ્રાહ્મણો નથી, પરંતુ ક્ષત્રિયો છે.+

પુરાણોની ઉપયોગિતા એટલા ઉપરથી પણ સાબીત થાય છે કે ત્હેમાં આ દંતકથાઓ, ગમે તેવા રૂપમાં પણ, સચવાઇ રહી છે. તે વેદવારા જેટલી જૂની છે અને યજ્ઞસમારંભોમાં વારંવાર ગાવામાં આવતી. વસ્તુતઃ પ્રાચીન ક્ષત્રિય સાહિત્ય આપણને હાલ સંપૂર્ણરીતે ઉપલબ્ધ નથી; જે કાંઇ હાલ મળી શકે છે તે ધર્મ સાથે સંબંદ્ધ થઇ રહેલું છે.

જેમ મહાભારત એ પ્રથમ યુદ્ધની કથા હતી, અને ત્હેમાં પાછળથી સુધારા વધારા કરી ત્હેને ધર્મશાસ્ત્ર બનાવી દેવામાં આવ્યું, તેમ પુરાણોની બાબતમાં પણ બન્યું છે. હવે,

+The titles Suta and Sauti clearly indicate that the traditional lore out of which the Puranas have been fashioned, was of Kshatriya, not of Brahman, origin. Page 29 .

પુરાણો કેવળ પ્રાચીન કથાઓના સંગ્રહ નથી, પણ તે ઉપદેશના ગ્રંથો છે. આ ઉપરાંત પુરાણોમાં વિષ્ણુ અગર શિવનાં સ્તુતિવચનો વિશેષ પ્રમાણમાં જોવામાં આવે છે, તેથી તે સર્વસામાન્ય મટી જાતીય અગર સાંપ્રદાયિક બની ગયાં છે.

આ પુરાણો તરફ આધુનિક વિદ્વાનોનું લક્ષ્ય જુદે જુદે વખતે જુદું જુદું રહ્યું છે. જ્યારે પ્રથમ યૂરોપ અને અમેરિકામાં સંસ્કૃતનો પ્રચાર થયો, ત્યારે પુરાણોને સાચા ઐતિહાસિક પ્રમાણભૂત ગ્રંથો તરીકે ગણવામાં આવતા. ત્યાર પછી એવો યુગ આવ્યો કે જ્યારે પુરાણો ઉપરથી વિદ્વાનોનો વિશ્વાસ એકદમ ઉઠી ગયો, અને પુરાણ એટલે ગપ્પાં એમજ મનાવા લાગ્યું. પરંતુ સુભાગ્યે હવે એવી પરિસ્થિતિ ઉત્પન્ન થઇ છે કે બીજા ગ્રંથોની માફક પુરાણોનો પણ કાળજીપૂર્વક અભ્યાસ શરૂ થયો છે; અને ત્હેનું માન પાર્જીટર સાહેબને ઘટે છે. પુરાણોમાં કેવળ ઇતિહાસ નથી; ત્હેમાં દંતકથાઓ અને ઇતિહાસનું સંમિશ્રણ કરેલું છે. આથી કરીને, ત્હેમનો ખંત અને કાળજીપૂર્વક અભ્યાસ કરી ત્હેમાંથી ઇતિહાસ તારવી કાઢવો એ ખાસ આવશ્યક છે. જ્યાં સુધી એ અધ્યયન પૂર્ણ ન થાય, ત્યાં સુધી પુરાણોની ઐતિહાસિતક કીંમત નક્કી કરવી અશક્ય છે.

અઢાર પુરાણો ઉપરાંત અઢાર ઉપપુરાણો પણ આપેલાં છે. આ સઘળાં પુરાણો અને ઉપપુરાણોમાં પાછળથી થયેલા સુધારા વધારાનાં ચિહ્નો તો સ્પષ્ટ જ જણાય છે. ફક્ત વિષ્ણુપુરાણ જ એક એવું પુરાણ છે કે જેમાં ઓછામાં ઓછા ફેરફારો થયેલા છે. ઉપપુરાણોનું હજી કાળજીપૂર્વક અધ્યયન કરવામાં આવ્યું નથી, તેથી ત્હેમના વિષે કાંઇપણ ચોક્કસ મત આપી શકાય તેમ નથી. તેઓ પુરાણો કરતાં વિશેષ એકદેશીય અને અમુક અમુક પ્રદેશને લગતાં છે. ઐતિહાસિક પ્રમાણો તરીકે ત્હેમની કીંમત બહુ જ ઓછી છે. આ લગભગ એક જ જાતની કથાઓના જુદા જુદા નમુનાઓની ઉત્પત્તિ વિષે કહેતાં લેખકે એક અવતરણ આપ્યું છે:

"A very striking analogy to the mutual relations of the various Puranas is to be found in the case of our own Saxon chronicle, which as is well-known, continued to be written up in various monasteries down to the reign of Stephen; though the additions made after the Roman conquest were independent of each other. Similarly the copies of the original verse-Purana that were possessed by the priests of the great centres of pilgrimage were altered and added to chiefly by the insertion of local events after the fall of a central Hindu government had made communication between the different groups of Brahmans relatively difficult. In this way the Brahma Purana may represent the Orissa version of the original work, just as the Padma may give that of Pushkara, the Agni that of Gaya, the Varaha that of Mathura, the Vamana that of Thanesar, the Kurma that of Benares, and the Matsya that of the Brahmans on the Narmada." Centenary Vol. of the G. B. B. R. A. S. (1905), p. 73.

[ "જુદાં જુદાં પુરાણોના પરસ્પર સંબંધ વિષેનું ચોક્કસ સામ્ય આપણી સેક્સન તવારીખમાં મળી આવે છે. આ તવારીખો સ્ટીફનના રાજ્યકાળ સુધી ભિન્ન ભિન્ન મઠોમાં લખાતી રહી એ સર્વ કોઇ જાણે છે; પરંતુ રોમનોના વિજય પછી ત્હેમાં થયેલા સુધારા વધારા એક બીજાથી સ્વતંત્ર હતા. તેજ પ્રમાણે, કેંદ્રસ્થ હિંદુ સામ્રાજ્યના પતન પછી ભિન્ન ભિન્ન શાખાઓના બ્રાહ્મણોનો પરસ્પર સંવ્યવહાર કઠિન થઇ પડયો, અને તેથી મૂળના કાવ્યબદ્ધ પુરાણની જે જે નકલો યાત્રાનાં મુખ્ય મુખ્ય સ્થળોએ બ્રાહ્મણો પાસે હતી, ત્હેમાં મુખ્યતઃ તત્તત્ પ્રદેશના બનાવોની હકીકતો ઉમેરાવાથી સુધારા વધારા થતા ગયા. આ રીતે, બ્રહ્મપુરાણ મૂળ ગ્રંથનો ઓરિસ્સાનો પાઠ દર્શાવે છે, પદ્મપુરાણ પુષ્કરનો, અગ્નિપુરાણ ગયાનો, વરાહપુરાણ મથુરાનો, વામનપુરાણ થાણેશ્વરનો, કૂર્મપુરાણ બનારસનો, અને મત્સ્યપુરાણ નર્મદાતટના બ્રાહ્મણોનો પાઠ દર્શાવે છે." ]

આ સર્વ પુરાણો આરંભના શ્લોકોમાં પ્રાચીનતાનો એક સરખો દાવો કરે છે. પરંતુ ત્હેમની પ્રાચીનતા વિષે કાંઇપણ નિશ્ચયાત્મક કહેવું અશક્ય છે. જો પુરાણોના ભવિષ્યવાદીપણાને તથા દંતકથાઓને અલગ કરીએ, તો જ પુરાણોનો ઐતિહાસિક પ્રમાણો તરીકે તથા પ્રાચીન ભૂગોળ તરીકે કાંઇપણ ઉપયોગ થઈ શકે.

ત્યારપછી, લેખકે પુરાણોક્ત મન્વન્તર, કલ્પ, મહાયુગ, અવાંતરયુગ વગેરેનો ખ્યાલ આપવા પ્રયત્ન કર્યો છે; અને તે પછી મનુ, ઇક્ષ્વાકુ, ઇલા, પુરુકુત્સ, દિવોદાસ, પિજવન વગેરે નામોને વેદ તથા પુરાણો સાથે કેવો સંબંધ છે તે દર્શાવ્યો છે. પરંતુ, પુરાણોની વંશાવળીઓમાં જોવામા આવતાં નામોને અને વેદમાં આવતાં નામોને હંમેશાં એક ગણવામાં મ્હોટી ભૂલ થવાનો સંભવ રહે છે; કારણકે કવિઓ પોતાના આશ્રયદાતા રાજાના વંશને અતિશય પ્રાચીન બતાવવા માટે પ્રાચીન વંશો સાથે ઘણીવાર જોડી દે છે. દાખલા તરીકે, કોસલદેશના ઇક્ષ્વાકુ રાજાઓની વંશાવળીમાં પ્રસેનજિતના પૂર્વગામી રાજાઓમાં અનુક્રમે શાક્ય, શુદ્ધોદન, સિદ્ધાર્થ અને રાહુલનાં નામ મૂકેલાં છે. હવે, ખરીરીતે પ્રસેનજિત ગૌતમ બુદ્ધ (સિદ્ધાર્થ)નો સમકાલીન હતો એ ઇતિહાસ ઉપરથી સિદ્ધ કરવામાં આવ્યું છે. આ ઉપરથી આવી વંશાવળીઓને બરાબર સમજતા પહેલાં વિચાર અને વિવેક કરવાનો રહે છે.

ત્યાર પછી પુરુવંશ, ઇક્ષ્વાકુવંશ અને મગધના બૃહદ્રથ, પ્રદ્યોત, શિશુનાગ અને નંદ રાજાઓના સમય અને રાજ્યશાસન વિષે ઘણી સારી ચર્ચા કરેલી છે, તથા તે સમયના ઉત્તર અને મધ્ય હિંદુસ્તાનમાંના રાજ્યકર્તાઓ વિષે ઉલ્લેખ કરી મૌર્ય, શુંગ, કાણ્વ વગેરે મગધના અર્વાચીન રાજવંશો વિષે જણાવેલું છે.

આ સ્થળે લેખકે એક જાણવાજોગ સૂચના કરી છે. પુરાણોમાં નન્દોનો જુદો વંશ નહિ પાડતાં શિશુનાગ વંશમાં ત્હેમને ગણવામાં આવ્યા છે. શિશુનાગ વંશના છેલ્લા અને તે પહેલાના મહાનન્દી તથા નન્દીવર્ધન રાજાઓનાં નામ ઉપરથી એ સંબંધ સ્પષ્ટ થાય છે. આ ઉપરથી બે જાતના નન્દો ગણી શકાય, એક જૂના અને બીજા નવા. આ નવા નન્દોને માટે 'નવનન્દ' શબ્દ વપરાતો હશે. અહીં 'નવનન્દ' એ શબ્દમાં 'નવ'નો સ્વાભાવિક રીતે સંખ્યાવાચક અર્થ લેવામાં આવે છે; ત્હેને બદલે 'નવ' એટલે 'નવીન'

અર્થ લઇએ તો આ વિચાર બરોબર બેસી રહે છે. કે. પી. જયસ્વાલે પણ આ મતનું સમર્થન કર્યું છે*

એકંદરે આ પ્રકરણ શોધક બુદ્ધિથી લખાયેલું છે, અને હેમાંથી સામાન્ય વાચકને ઘણું નવીન જાણવાનું મળે એમ છે.

અન્ય પ્રકરણોની સમાલોચના હવે પછીના અંકમાં આપવા પ્રયત્ન કરીશું.

"ના."

× × × × ×

ઇન્ડીઅન એન્ટીક્વરી ના નવેમ્બર ૧૯૨૨ ના અંકમાં શ્રી કનૈયાલાલ માં. મુનશી 'કાર્તવીર્યની માહિષ્મતી' એ નામના લેખમાં જણાવે છે કેઃ—

હૈહેય વંશના રાજા અર્જુન–કાર્તવીર્યની રાજધાનીનું સ્થાન ક્યાં છે તે વિષે વિદ્વાનોમાં મતભેદ છે. શિરીષ ચન્દ્ર વિદ્યાર્ણવના મત પ્રમાણે કાર્તવીર્યની માહિષ્મતી, હાલ જ્યાં ભરૂચ (ભૃગુકચ્છ) છે તે સ્થાને હશે. શ્રી મુનશી પુરાણ, મહાભારત વગેરે ગ્રંથોમાં આવતા અનેક માહિષ્મતીઓના ઉલ્લેખોની ચર્ચા કરી આ મતનું સમર્થન કરે છે. તેઓ લેખને અંતે જણાવે છે કે "આ બધી બાબતો જોતાં મને ખાત્રી થાય છે કે [પરશુ]રામના રોષે કાર્તવીર્યની રાજધાનીનો નાશ કરી નાંખ્યો એટલું જ નહિ, પણ તેનો સૂર્પારકમાં સમાવેશ કરી તેના અસ્તિત્વનું નામ નિશાન પણ રહેવા દીધું નહિ; અને તે ભરૂચની નજીકના કોઇ સ્થાન ઉપર હશે."

'વિ.'

× × × × ×

ઇન્ડીઅન એન્ટીક્વરીના માર્ચ ૧૯૨૩ ના અંકમાં પ્રો. ડુબ્રીલનો 'પલ્લવ ચિત્રકળા' વિષે લેખ છે. તેનો સાર રૂપે અનુવાદ આપીએ છીએઃ પલ્લવ કોતરકામ અને સ્થાપત્ય સુપ્રસિદ્ધ છે. પરંતુ પલ્લવ ચિત્રકામ એ તદ્દન નવીન વિષય છે. મહાબલીપુરમ્ અને મામન્દૂરમાં જડેલાં રંગનાં અવશેષો ઉપરથી ત્યાંનાં સ્મારકો ચિત્રિત હશે એ શંકાને સ્થાન મળ્યું. પરંતુ આ અવશેષો પલ્લવ ચિત્રકલા (painting) સમજવા આપણે માટે પૂરતાં છે. સિત્તન્નવાસલમાંના પહાડમાં આલેખેલાં પલ્લવમંદિરમાંનાં મંડોદક ચિત્રો (fresco) ની શોધ ઘણી અગત્યની છે. આ ચિત્રો ઉપરથી નીચેના સિદ્ધાંતો બાંધી શકાયઃ

૧. પલ્લવ ચિત્રોની પદ્ધતિ અજન્ટાનાં ચિત્રોને મળતી છે.

૨. કલાની દૃષ્ટિએ આપણને મળી આવતા આ અવશેષો ઘણા લક્ષમાં રાખવા જેવા છે. એમ જણાય છે કે પલ્લવોની ચિત્રકળા તેમની મૂર્તિવિધાનકળા કરતાં વધારે સુંદર હતી.

સિત્તન્નવાસલ પુદુક્કોટૈથી વાયવ્ય દિશામાં નવ માઇલને અંતરે આવેલું ગામડું છે અને તે નર્ત્તમલૈ, મલૈયદીપટ્ટી, કુડુમિયમલૈ અને કુન્નન્દરકોઇલથી થોડા થોડા માઇલને અંતરે હોઇને પલ્લવ પ્રદેશની મધ્યમાં આવેલું છે. પહેલા મહેન્દ્રવર્મન રાજાના કાવ્ય અને સંગીતમાં કૌશલ્યનાં મામન્દૂરના શિલાલેખોમાં વખાણ આવે છે તેજ રાજાએ કોતરાવેલી મામન્દૂરની ગુફાઓના જેવી જ સિત્તન્નવાસલના ગુહામંદિરની સ્થાપત્યશૈલી છે. સિત્તન્નવાસલની ગુફામાં જૈનમંદિર છે અને મહેન્દ્રવર્મન્ પહેલો અપ્પરના બોધથી જૈન થયો,

*જુઓ Jour. Bihar & Orissa Research Soc., Sept. 1915, p. 21.

ત્યાર પહેલાંના એના સમકાલીન સહધર્મીઓ અને મિત્રોને હાથે એ પહાડમાંથી કોતરી કઢાયું હતું. એક સમે એ પૂર ભપકાથી શણગારાયલું હતું, પરંતુ હાલ માત્ર એના ઉપલા વિભાગો જ અખંડ છે. એટલે છત, થાંભલાના ઉપલા ભાગ અને એમની મથોટી પરનાં જ ચિત્રો આપણે જોઈ શકીએ છીએ.

જળવાઈ રહેલી મુખ્ય ચીજ તે ઓસરીની સમગ્ર છતને શણગારતું ભવ્ય મંડોદક ચિત્ર છે. એ કમળકાસારનું ચિત્ર છે. કમળપુષ્પોમાં વચ્ચે વચ્ચે માછલાં, હંસો, ભેંસો, હાથીઓ અને હાથમાં કમળપુષ્પો ધરેલા એવા ત્રણ જૈનો છે. આમાંના બે જૈનો ઘેરા રાતા રંગના છે અને ત્રીજો જૈન ઉજળા પીળા રંગનો છે. એમની ઉભા રહેવાની ઢબ, એમના પર પુરાયલા રંગો અને એમની મુખાકૃતિની મધુરતા ખરેખર મોહક છે. આ કમળ-કાસારના મંડોદક ચિત્રમાં કદાચ જૈનોના ધાર્મિક ઇતિહાસમાંનો કોઈ દેખાવ હશે. સ્વેશના બે થાંભલાની મથોટીનો શણગાર સારો જળવાયો છે. ત્યાં ખીલતા કમળદંડોની રસમય ગુંથણીનું ચિત્રામણ છે. થાંભલાઓ નાયિકાઓની આકૃતિથી અલંકૃત કરાયા છે. જમણી બાજુનો થાંભલો ઠીક જળવાયો નથી પરંતુ ડાબી બાજુનો, મનુષ્ય, વરસાદના સપાટાથી લગભગ પૂરેપૂરો બચી ગયો છે. એના પરની નાયિકા મંદિરની દેવદાસી છે.

મહેન્દ્રવર્મન્ પહેલાના જમાનામાં નૃત્યકલાનું ઘણું માન હતું. મારા મિત્ર ત્રિવેન્દ્રમ-વાળા કે. જી. શંકર આયરે ઇ. સ. ૧૯૨૦ માં મેં મોકલેલા ફોટોગ્રાફની મદદથી મામન્દુરના શિલાલેખોનો અભ્યાસ કર્યો હતો અને એમાં એ **नसहित्वच नृत्यविहितः** એમ વાંચી શક્યા હતા. એટલે સંભવ છે કે મહેન્દ્રવર્મન્ પહેલાએ નૃત્યકલા વિષે ગ્રંથ લખ્યો હતો. એ જ શિલાલેખમાં એમને **क्धरनिस्वर वर्णयपुर तपुः कविगिर** અને બીજે ઠેકાણે **किंच विविधैः कृत्ववर्ण चंद्रावर्णम्** એ શબ્દો પણ વંચાયા હતા. આ પ્રમાણે નૃત્યકલાથી અવિભક્ત એવી સંગીતકલા વિષે પણ મહેન્દ્રવર્મે ગ્રંથો લખ્યા હતા. વળી 'પલ્લવો'ના ત્રીસમે પાને મેં મારો મત દર્શાવતાં લખ્યું છે કે કુડુમિયમલૈના શિલાલેખમાંનો ઉલ્લેખ મહેન્દ્રવર્માની સંગીતવિષયક પ્રવીણતા વિષે છે.

અત્રે એ પણ ઉમેરવું જોઈએ કે મિ. ટી. એ. ગોપીનાથ રાવને પુદુક્કોટૈ રાજ્યનાં ગુહામંદિરો તપાસતાં તપાસતાં સંગીતવિષયક એક નવો શિલાલેખ જડી આવ્યો હતો. એ વિષે પત્રદ્વારા એમણે મને નીચે પ્રમાણે લખ્યું:—"ટીરુમયૈમની ગુફામાં પણ કુડુમિય-મલૈના શિલાલેખ જેવો સંગીતવિષયક લેખ છે. પહાડની બાજુપર કોતરેલા શિવાલયની દિવાલ પર એ ટાંકી કઢાયલો છે. ઘણા પાછળના વખતના એક પાંડ્ય રાજાએ એ લેખનો કેટલોક ભાગ એ ના સમજાય એવી લિપિમાં છે એમ કહી ખોતરી કઢાવ્યો છે અને એને બદલે કેટલાંક સિક્કાનું દાન અમર કરવા પોતાનો જ નકામો લેખ કોતરાવ્યો છે. એ 'ભિખારી'ને ખબર નહિ હોય કે એ અમૂલ્ય શિલાલેખને એ કેટલું ભારે નુકસાન કરે છે. મળી આવતા અવશેષો પર ઇધર તીધર કંઇક આમ વંચાય છે:—'ष [ज] गंधार, धैच [त].' આ આર્ય સંગીતકલાના પારિભાષિક શબ્દો છે અને તે કુડુમિયમલૈના શિલાલેખ પરની જ લિપિમાં લખાયા છે."

પલ્લવોના સમયની લલિત કળાઓમાં મૂર્તિવિધાન કળા ઘણા વખતથી જાણીતી છે.

હવે આપણને ચિત્રકળા, સંગીત અને નૃત્ય વિષે માહીતી મળે છે. આ રીતે સિત્તનવાસલના ફ્રેસ્કો પહેલા મહેન્દ્રવર્માના સમયની આપણી કળા વિષેની માહીતી પૂરી કરે છે.

('ચુ.')

* * * * *

ઇન્ડીઅન એન્ટીકવરીના માર્ચ ૧૯૨૩ ના અંકમાં સર આર. સી. ટેમ્પલે પ્રો. જી. જુવુ. ડુબ્રીલના 'હિંદ અને રોમનો' નામના ફ્રેંચ લેખનો અંગ્રેજીમાં અનુવાદ આપ્યો છે. તેનો અમે ગૂજરાતી અનુવાદ આપીએ છીએ:—

ગુડહોપની ભૂશિર જડયા પહેલાં અને વહાણવટાની અભિવૃદ્ધિ પહેલાં યુરોપ અને હિંદુસ્તાન વચ્ચે પરસ્પર અનેક સંબંધ હોવા છતાં સામાન્ય રીતે એમ ધરાય છે કે યુરોપ અને હિંદુસ્તાન એક બીજાથી ઘણાં વેગળાં છે. એ બે વચ્ચે વ્યવહાર ચાલતો એટલું જ નહિ, પણ તે વારંવાર ચાલતો અને અગત્યનો હતો, તથા હિંદુસ્તાન રોમન સંસ્કૃતિથી ઉભરાઇ જતું હતું એમ સાબીત કરવાનો અહીં મારો પ્રયત્ન છે.

રોમના પ્રજાસત્તાક રાજ્યને હિંદુસ્તાન સાથે નિઃશંક ભાગ્યે જ કાંઇ સંબંધ હતો. પરંતુ શહેનશાહ ઑગસ્ટસના વખતમાં ત્યાં બે હિંદી એલચીમંડળો ગયાં હતાં. એક ભેટ લીક બેટ તથા ગ્રીક ભાષામાં લખેલો કાગળ લાવ્યું હતું. એ કાગળમાં રોમના લોકોને એક રાજા તરફથી હિંદુસ્તાનમાં પેસવાની તથા વેપાર કરવાની પૂરેપૂરી છૂટ આપવામાં આવી હતી. ભેટમાં હિંદુસ્તાનની નવાઇની ચીજો હતીઃ હાથ વગરનો માણસ, જંગી કાચબો, કેટલાક સાપ અને રાક્ષસી કબુતર (મોર ?) વગેરે. એલચીઓ ભરૂચ બંદરેથી નીકળી ઇરાની અખાતને કિનારે કિનારે નિયરકોસ થઇને એન્ટીઓકને રસ્તે થઇ ઇટાલી પહોંચ્યા હતા; યુરોપ જવાનો એ પુરાણો માર્ગ હતો.

ઇ. સ. પૂર્વે ૩૦ ની સાલમાં ઑગસ્ટસે મિસર જીત્યું; અને ત્યારથી મિસર અને રાતા સમુદ્રનો માર્ગ સાધારણ રીતે વપરાશમાં આવ્યો. સ્ટ્રેબોના કહેવા પ્રમાણે એકસો વીસથી વધારે વહાણના બનેલા ખરા કાફલા રાતાસમુદ્રમાં થઇને હિંદુસ્તાન હંકારાતા; વેપારની અગત્ય ઘણી થઇ હતી.

સ્ટ્રેબો અને પ્લિનીનાં પુસ્તકોમાં અને ખાસ કરીને '<u>પૅરીપ્લસ ઑફ ધી એરીથ્રીઅન સી</u>' અને ટૉલેમીની ભૂગોળમાં એની કેટલીક વિગતો છે.

એ પુરાણા કાળમાં રોમનો વેપારી સફરે નીકળતા તેની સાથે આપણે કલ્પના-દૃષ્ટિએ વિચરીએ. એ ભૂમધ્યસમુદ્ર આરપાર રોમથી એલેક્ઝાંડ્રીઆ જાય છે. પછી એ નાઇલને માર્ગે પડે છે અને સામે પાણીએ થીબસથી જરા નીચે કોપ્ટસ સુધી આવી પહોંચે છે. ત્યાંથી પછી ઉંટ પર બેસી બસો માઇલનું રણ ઓળંગી રાતા સમુદ્રના એક અખાતમાં ટ્રોગ્લોડાઇટિસનું (ગુફાઓમાં રહેનારાઓનું) બેરેન્ટિસ નામનું બંદર છે ત્યાં આવે છે. ત્યાં એને આશરે ચારસો વહાણોનો કાફલો હિંદનાં બંદરો તરફ હંકારવા તૈયાર ઉભો જણાય છે. કાફલો જુલાઇની મધ્યમાં મિસરનો કિનારો છોડે છે. અને કેટલાક દિવસ પછી અરબસ્તાનમાં મોકા નામના કસ્બાની નજીકમાં ઓઝા બંદરે આવી પહોંચે છે. જરા આગળ બાબુલમંડપની સામુદ્રધુનીમાં ઓકીલસ (હાલના ગલ્લા) બંદરે કાફલો તાજું પાણી લે છે. પછી એડન આગળ થઇને તે કાને બંદરે પહોંચે છે

અને છેવટે અરબસ્તાનનો કિનારો છોડે છે. હવે વહાણો હિંદુસ્તાન જવા ભરદરીએ પડે છે. ઑગસ્ટની શરૂઆત છે. (નૈઋત્ય) ચોમાસુ પૂર જોસમાં છે. એટલે આપણા ખડતલ ખલાસીઓ (હીપ્પેલોસના+) પવનની આગળ માત્ર દોડે જાય એટલે એક મહીનામાં સારા અરબી અખાતની આરપાર સપ્ટેમ્બરના એક દિવસે કિનારો આવે છે, અને ક્યાં આવ્યા એ જાણ્યા પછી વહાણ ખંભાતના અખાતમાં ભરૂચ બંદર તરફ વળે છે. યુરોપથી લાવેલો કેટલોક માલ આપણો વેપારી અહીં ઉતારે છે એમાંનો મોટો ભાગ યુરોપની બનાવટનો બજારમાં વેચી ખાવાનો કચરો હોય છે. તેમાં તૈયાર કપડાં પુષ્કળ છે કારણ કે ધનિક હિંદીઓ રોમની નવામાં નવી ઢબ(Fashion)નો પોષાક પહેરે છે. પોલાદની વા કાંસાની ચીજો, કાચનાં વાસણો, પતરૂં, સીસું, સેન્ડરચ (એક જાતનો સરેસ), પરવાળાં, અત્તરો, લેપવિલેપો વગેરે પણ તેમાં છે. વળી રાજામહારાજાઓને ભેટ કરવા ખાસ ચીજો પણ છે; કારણ કે માળવા અને દક્ખણનું મોટું બંદર જે ભરૂચ તે ઉજ્જૈન સાથે લાગલું વ્યવહાર કરે છે. ઉજ્જૈનમાં તીઆસ્તનો (ચશતનો) અને પૈથનો રાજ્ય કરે છે. તેનો રાજા શ્રી પુલુમાયી કહેવાય છે. આ રાજાઓ મહા મોજ-શોખમાં રહે છે. એટલે એમને માટે કેટલાક નકશી ચાંદીના થાળ, ઉંચા દારૂ, સંગીતનાં વાદ્યો, રંગ, અને આર્ય કવિઓએ વખાણેલા અને રાજાઓને ઘણા ગમે છે એવા કેટલાક ગ્રીક (યવની) ગુલામો પણ આપણો વેપારી લાવ્યો છે. બધી યુરોપી ચીજો મોંઘી છતાં ભરૂચના બજારમાં તડાકાભેર ઉપડી જાય છે.

હવે આપણે દક્ખણને કિનારે કિનારે દક્ષિણ તરફ આપણી સફર ચાલુ રાખીએ. સફર ધાસ્તીભરેલી છે. અને ચીરાસ પ્રદેશના કેંગાનોર બંદરે પહોંચીએ, ત્યાર પહેલાં જાળીઆના ચાંચીઆઓને હાથ ઝલાઇ જવાનું જોખમ છે. એ ગામમાં રોમન લશ્કરની બે ટુકડીઓ છે. વેપારનું રક્ષણ કરવું એ એનું કામ છે. પાડોશમાં ઑગસ્ટસનું દેવળ છે. ત્યાંથી વહાણ કોમોરીનની ભૂશિર પાછળ ફરી કોલખોઇ અથવા કોર્કૈ નામના બંદરે આવે છે. આ ગામ મોતીનું મથક છે. અને એ દેશની મધ્યમાં આવેલું છે. એ મદુરાના પાંડ્ય રાજાને તાબે છે. ત્યાં યુરોપીઓ વારંવાર આવે છે અને ત્યાંના ઘણા રહેવાસીઓ ગ્રીક ભાષા બોલી સમજી જાણે છે. પાંડ્યના અંગરક્ષકો યવનો કિંવા યુરોપી સૈનિકો છે.

આ બધા ઉપરાંત ત્યાં રોમનું નાણું ચાલે છે અને આપણો વેપારી રોમના સિક્કાનો મોટો જથો લાવ્યો છે તેનું ત્યાં તરત ચલણ થશે. એના બદલામાં મોતી તથા લંકાથી આવેલો હાથીદાંત અને પુન્નાત અથવા પુન્નાડ જેનું મુખ્ય શહેર કાવેરીના વોહ ઉપર આવ્યું છે ત્યાંથી આવેલાં નીલમ વગેરે એ ખરીદશે.

હવે નવેમ્બર મહીનો બેઠો હશે. એટલે મોતી, હાથીદાંત અને હીરા ભરી વહાણ કોલખોઇ છોડી યુરોપ જવા પાછું ફરે છે. તે હાલ ત્રાવણકોર રાજ્યમાં આવેલા વૈક્કારે બંદરે આવી નેલક્યુડા નામના ગામમાંથી એ પુષ્કળ મરી ભરે છે. નેલક્યુડા મરીના પાકના પ્રદેશની મધ્યમાં છે અને પાંડ્યને તાબે છે. ત્યાંથી ચાલ્યાં વહાણ મલબારને કિનારે કિનારે ભરૂચ આવી પહોંચે છે. ત્યાંથી તે સુતરાઉ કાપડનો માલ, ખાસ કરીને મછલીપટ્ટમની

+હીપ્પેલાસ ચોમાસાનો ઉપયોગ કરી હિંદી મહાસાગર ઓળંગનાર પહેલો રોમનો નાવિક હતો. એણે એ સુસાફરી લગભગ ઇ. સ. ૭૯ માં કરી.

પ્રાદેશમાંથી આવેલી ઘણી બારીક મસલીન વગેરે ભરશે એટલામાં ડીસેમ્બર અથવા જાન્યુઆરી મહીનો થઇ જાય છે અને ઇશાની પવન ફુંકાવા માંડયો છે એટલે વહાણ સહેલાઇથી અરબસ્તાન થઇને મિસર વળી જાય છે.

ત્યાંથી રોમ જવું એ આપણા વેપારીને મન ખેલ છે. હિંદુસ્તાનમાં સસ્તે બજારે ખરીદેલો માલ એ રોમમાં ઘણે મોંઘે ભાવે વેચી શકશે. પ્લીની પુણ્યપ્રકોપમાં આવી જઇ ફરીઆદ કરે છે કે હિંદુસ્તાનની પડતર કિંમતથી સોગણી કિંમતે રોમમાં માલ વેચાતો હતો. એટલે સફરનાં જોખમ જેટલો જ નહિ પણ એથી વિશેષ લાભ એને (આપણા વેપારીને) થશે.

પહેલા શહેનશાહોના વખતમાં રોમમાં મોજશોખ અને બહારનો ભપકો એટલો બધો કરવામાં આવતો કે આ મોંઘી કિંમતનાં મોતી, ધૂપગંધ, હાથીદાંત, મસલીન અને હીરા પણ ત્યાં ચપટીમાં વેચાઇ જતાં.

પાશ્ચાત્ય સંસ્કૃતિ અને વૈભવવિલાસ લાવનાર આ યુરોપીઓ પોતાના દેશમાં આવે એથી હિંદીઓ રાજી થતા. તામીલ કવિઓ યવનોના દીવા અને ચંબુઓનાં તથા સુંદર બખ્તર ધરી મદુરા શહેરનું બહાદુરીથી રક્ષણ કરનાર યુરોપી સૈનિકોનાં વર્ણન કરે છે.

પુકરમાં (કાવેરીપટ્ટનમ્‌માં) યુરોપી વેપારીઓનો ખાસ અલગ વગો હતો. ત્યાં દુર્લભ અને મોંઘી ચીજોથી ભરચક દુકાનો હતી. અહનાનરૂ નામની તાલીમ કવિતામાં મુઝીરીઝ બંદરે વારંવાર આવતાં મોટાં, સુંદર વહાણોનાં વખાણ આવે છે. રોમના વેપારીની અગત્ય એટલી મોટી હતી કે રોમનાં નાણાં આડે દેશી નાણાંને કોઇ પૂછતું પણ નહિ. દક્ષિણ હિંદુસ્તાનમાં જમીનમાં દટાએલા અનેક ભંડારો જડી આવ્યા છે અને એમાંના બધા સિક્કા રોમના નીકળ્યા છે. દેશી રાજાનો એક સિક્કો પણ કદિ જડયો નથી. એ ઉપરથી ચોકખું જણાઈ આવે છે કે ત્યાંના રાજાએ રોમનું ચલણી નાણું સ્વીકાર્યું હતું. તળપદુ નાણું પોતાના દેશ બહાર ચાલતું નહિ જ્યારે આ નાણાનું આંતરરાષ્ટ્રીય ચલણ હતું એ ફાયદો હતો.

ઇ. સ. ૧૮૫૦ માં ટેલીચેરી પાસે કોટ્ટયામમાં સોનાના સિક્કાઓનો એક જંગી જથ્થો જડી આવ્યો હતો. ૧૮૫૬ માં મદુરા પરગણામાં કલીયમપુટ્ટૂરમાં ટેબીરીઅસ, કલૉડીઅસ, નીરો, ડોમીટિયન અને નર્વા નામના રોમના બાદશાહોના જમાનાના સોનાના સિક્કાઓની મોટી સંખ્યા જડી આવી હતી. કોઇમ્બતુર પરગણામાં પોલાચીમાં બીજા બે ભંડાર જડયા હતા. બન્નેમાં ઑગસ્ટસ અને ટાઇબેરીઅસના સિક્કાઓ હતા. એ જ પરગણામાં કરૂપુરમાં પણ બે ભંડારો જડયા હતા. આમાંના ૧૮૫૧ માં જડેલા ભંડારમાં પાંચસો ઑગસ્ટસના રૂપાના સિક્કા હતા અને નેવું ટાઇબેરીઅસના રૂપાના. એ જ પરગણામાં વેલ્લાલ્લૂરમાં રૂપાના સિક્કાના બીજા બે ભંડાર જડયા હતા. એમાંના ૧૮૭૧ માં જડેલા ભંડારમાં એકસોએંસી ઑગસ્ટસના અને ત્રણસો ઓગણત્રીસ ટાઇબેરીઅસના સિક્કાથી ભરેલું વાસણ હતું. અને ૧૮૪૨ માં જડેલા ભંડારમાં ઑગસ્ટસના એકસો પાંત્રીસ, ટાઇબેરીઅસના એકસો એંસી તથા કલૉડીઅસના પાંચ સિક્કાઓ હતા. ૧૮૯૮ માં પુદુક્કોટે મુકામે ભંડાર જડયો હતો તેમાં ઑગસ્ટસથી વેસપીસીઅન સુધીના બાદશાહોના

સિક્કાઓનો મોટો જથ્થો હતો. એ લક્ષમાં રાખવાનું છે કે આ બધા સિક્કા આપણા કાળના પહેલા શતકમાં થયેલા રોમના બાદશાહોના હતા.

એ શતકના લગભગ અંત સમયે રોમની રીતભાતમાં સાદગી આવી અને પહેલા બાદશાહોના અનિયંત્રિત વૈભવવિલાસ સામે પ્રત્યાઘાત થયો. એટલે દક્ષિણ હિંદુસ્તાન મુખ્યત્વે કરીને મોજશોખનાં સાધનો પૂરાં પાડતું હોવાથી રોમની સાથેનો એનો વેપાર પડી ભાગ્યો.

હવે આપણે હિંદુસ્તાન અને રોમના પરસ્પર સંબંધના ઇતિહાસની બીજી દશા પર આવીએ. અત્યાર સુધી પાર્થીઅનોનું રાજ્ય ઉત્તર–હિંદુસ્તાન અને પાશ્ચાત્ય દેશો વચ્ચે આડ કરતું હતું. પાર્થીઅનો રોમના અને રોમની સંસ્કૃતિના કટ્ટા શત્રુ હતા એ સુપ્રસિદ્ધ હકીકત છે. પણ પહેલા શતકના ઉત્તરાર્ધમાં બેક્ટ્રીઆના કુશનોએ ઉત્તર–હિંદુસ્તાન જીત્યું અને પાશ્ચાત્ય સંસ્કૃતિનો શોખ ત્યાં દાખલ કર્યો. એ વખતથી ઉત્તર–હિંદુસ્તાન અને યુરોપ વચ્ચે જમીન માર્ગે પણ વ્યવહાર શક્ય થયો. હિંદુસ્તાનથી કાબુલની ખીણમાં થઇને બેક્ટ્રીઆમાં જવાતું. પછી ઑક્સસને કિનારે કિનારે મેસાગેટીસના પ્રદેશને રસ્તે કાળા સમુદ્રમાં જવાતું. બલુચીસ્તાન, દક્ષિણ–ઈરાન અને મેસોપોટેમીઆને રસ્તે પણ જવાતું.

ટ્રોજન અને એન્ટોનીઅસપીઅસ પાસે હિંદથી એલચીઓ આવ્યા હતા. ઉત્તર–હિંદમાં રાજ્ય કરતા કનિષ્ક નામના કુશન રાજાએ આવાના શિલાલેખમાં સીઝરનો ઇલ્કાબ ધારણ કર્યો છે. માણિક્યાલના શિલાલેખ પરથી સાબીત થાય છે કે એ સમયે કુશનો કલાક પ્રમાણે (રોમની રીતિ પ્રમાણે) દિવસના વિભાગ કરતા હતા. કુશન રાજાઓ પોતાના સિક્કા પાડતા; પરંતુ એ લક્ષમાં રાખવાનું છે કે એ સિક્કાઓનું વજન બરાબર રોમના સિક્કાઓ જેટલું હતું. વિમા કૅડફીસિસનો જણાયલો એક રૂપાનો સિક્કો (રોમના) દીનારીયસ(દિનાર?)ના વંજનનો છે. ઉત્તર–હિંદમાં રોમના સિક્કાનું ચલણ નહોતું એવો સંભવ છે, કારણકે એ પ્રદેશમાં એ જાતના ઘણા ઓછા સિક્કા મળી આવે છે. છતાં યાદ રાખવા જેવું છે કે ડોમીટીઅનના, ટ્રોજનના અને હેડ્રીઅનની પત્ની સબીનાના એમ થઇ ત્રણ સિક્કાઓ જલાલાબાદમાં કુશન રાજાઓના સ્તૂપોમાં જડયા છે.

એ સમયે ગ્રીક એ આંતરરાષ્ટ્રીય ભાષા હતી; અને ઈ. સ. ના પહેલા શતકમાં હિંદમાં પ્રસરેલી રોમની અસર એ ખરૂં જોતાં ગ્રીકો–રોમનને નામે ઓળખાતી સંસ્કૃતિ હતી. ઈ. સ. ૧૦૫ થી ૨૭૩ સુધી વેપારનું મુખ્ય મથક સીરીઆમાં આવેલું પાલમીરા હતું. અને એની દરમીયાનગીરીને લીધે જ હિંદુસ્તાનને ગ્રીકો–રોમન સંસ્કૃતિનો લાભ થયો અને ત્યાંથી તે સંસ્કૃતિ સર્વ પૌર્વાત્ય દેશોમાં પ્રચાર પામી.

સમસ્ત ભારતવર્ષ પર આ પાશ્ચાત્ય સંસ્કૃતિની ભારે અસર થઇ. ગ્રીકો–રોમન પદ્ધતિનાં અનેક નકશી કામો આપણી સમક્ષ છે. એ હિંદુસ્તાનમાંથી જડયાં છે એમ કહેવામાં ન આવે તો એ હિંદુસ્તાનનાં છે એમ ઓળખાય નહિ એવાં છે. એ પદ્ધતિને ઘણીવાર ગ્રીકો–બુદ્ધિસ્ટ કહેવામાં આવે છે કારણ કે ગ્રીકો–રોમન કલા બૌદ્ધ વિષયો પર વપરાયલી જણાય છે. આ જાતનાં કોતરકામો મુખ્યત્વે કરીને ગાંધારમાં જડી આવ્યાં છે. અને સોરબોનના પ્રોફેસર ફાઉચરે આ વિષય પર એક ઉત્કૃષ્ટ પુસ્તક લખ્યું છે. છતાં આવાં કોતરકામ જમનાને કિનારે આવેલા મથુરાંમાં, કાશી પાસે સારનાથમાં અને બેઝવાડા પાસે અમરાવતીમાં પણ જડી આવ્યાં છે. એ ઉપરથી સાબીત થાય છે કે

આ કલા સમસ્ત ભારતવર્ષમાં પ્રચાર પામી હતી. બહુધા ટ્રેજન અને હૅડ્રીઅનના સમયની રોમનોની લડાઈઓએ પેર્ગેમોસ અને ઈફિસસની ગ્રીસો–રોમન કલા હિંદુસ્તાનમાં પ્રસારવામાં મદદ કરેલી. અમરાવતીનાં પ્રતિચ્છાયી કોતરકામોમાં દર્શાવેલાં પાયદળ અને ઘોડેસ્વારોનો મોટો ભાગ ટ્રેજનના સ્તંભો (રોમમાંના) પરના લશ્કરનું અનુકરણ જણાય છે. કોતરકામમાં બુદ્ધ ઍપોલોને બદલે આવે છે, અને કુબેરનો દેખાવ ફીડીઆસના ઝેયુસના જેવો છે. આકૃતિઓ ગ્રીસ નમુનાના જેવી છે; માથાના વાળ વાંકડીઆ છે અને પોષાક રોમન ફરગુળ (ટોગા) નું અનુકરણ છે. બુદ્ધના મસ્તકને ફરતું તેજચક્ર છે. એ તેજચક્ર એવી જાતનું છે કે તેમની નિયમિત આકૃતિઓ, તેમના વાંકડીઆ વાળ; તેમનો પહેરવેશ અને આશીર્વાદનો તેમનો અભિનય વગેરે સાથે જોતાં એ પ્રાચીન ખ્રીસ્તી દેવળોમાંના સંતોનું આબેહુબ ચિત્ર ખડું કરે છે.* ચુ. ...

## ચિત્રપરિચય.

પાટણથી વાયવ્ય ખુણામાં દોઢેક માઇલ દૂર સરસ્વતીના ઉત્તર કિનારા ઉપર અને સહસ્રલિંગ તળાવની ઉત્તર બાજુની નજીક શેખ ફરિદની દરઘા છે. આ પહેલાં હિન્દુ, કે જૈન મન્દિર હતું. દરઘાની પશ્ચિમ બાજુની મસજિદને ત્રણ શિલાઓનું બનાવેલું છાપરૂં હતું. આ શિલાઓને પાણીમાંથી કહાડી એકઠી મુકતાં એક સુંદર કોતરકામવાળી છત થઈ રહી. આ ચિત્ર તે છતનું છે. શિલ્પ સ્પષ્ટ અને સુંદર છે. પણ પત્થરનો ખરી પડવાનો સ્વભાવ હોવાથી અને શિલાઓ પાણીમાં પડી ગઇ હોવાથી હાનિ ખૂબ પ્હોંચી છે. પત્થરની સપાટીથી લગભગ એક ફુટ જેટલું ઉંચું કોતરકામ છે; અને તે એવી રીતે કોરેલુ છે કે જ્યારે આ શિલાઓ પોતાનાં મૂળ સ્થાને હશે ત્યારે તે છતમાંથી લટકતું હોય એમ દેખાતું હશે. આની આકૃતિ વળમાં એક સ્થાનેથી આજુબાજુ ગોળ ઉકેલાતા ગુંચળાની છે. આ આકૃતિ હિન્દુ શિલ્પીઓને ખાસ પ્રિય છે. શત્રુંજયમાં ભુલવણી મંદિરમાં અને આબુમાં વિમળશાહના દહેરામાં આવી આકૃતિવાળી શિલાઓ છે–સં.

---

*પ્રાચીન યુરોપીય સંસ્કૃતિની હિન્દુસ્થાન ઉપર ભારે અસર હતી એવું ભૂત ઘણા યુરોપીઅન વિદ્વાનોને ભરાએલું છે. પ્રો. કેથીલ તેમાંના એક હોય તેમ જણાય છે. તેમણે આ લેખમાં જે હકીકત આપી છે તે ઉપરથી એટલું જ સિદ્ધ થાય છે કે પ્રાચીન સમયમાં પણ હિન્દુસ્થાનને બીજા દેશો સાથે સારો સંબંધ હતો. એમણે લેખના પ્રારંભમાં કરેલી પ્રતિજ્ઞા સિદ્ધ કરવાને આ લેખમાં તો પૂરતાં સાધનો નથી તે દરેક વાંચક સમજી શકશે. લેખનું વર્ણનકૌશલ્ય સ્પષ્ટ છે. —સંપાદક.

# અમારા તરફથી પ્રકટ થએલાં પુસ્તકો

**૧. પ્રાચીન સાહિત્ય** ( રવીન્દ્રનાથ ઠાકુર વિરચિત ) સોળપેજી ક્રાઉન, પાન ૧૨૫. [ અનુવાદકઃ મહાદેવ હરિભાઇ દેશાઇ, તથા નરહરિ દ્વારકાદાસ પરીખ ] જેમાં રામાયણ, કુમારસંભવ, મેઘદૂત, શાકુન્તલ, કાદમ્બરી–ચિત્ર, ધમ્મપદ વગેરે પ્રસિદ્ધ ગ્રંથો ઉપરના ચર્ચાત્મક બંગાળી લેખોનો અનુવાદ કરેલો છે. કીં. ૦–૧૨–૦

**૨. આર્યવિદ્યાવ્યાખ્યાનમાળા,** યોગદર્શન, કૌટિલ્ય, ઉમ્મરખય્યામ વગેરે લેખોનો અપૂર્વ સંગ્રહ. કીં. કપડાની પટી રૂ. ૨–૦–૦, ચામડાની પટી ૨–૮–૦.

**૩. બુદ્ધલીલાસારસંગ્રહ,** આ પુસ્તક મૂળ મરાઠીમાં પ્રસિદ્ધ બૌદ્ધ વિદ્વાન પ્રો. ધર્માનંદ કોસંબીએ લખેલું છે. આ તેનો ગુજરાતી અનુવાદ છે. તેમાં બુદ્ધના પૂર્વજન્મની કથાઓ, બુદ્ધનું જીવનચરિત્ર, તથા ઉપદેશ એમ ત્રણ વિભાગ પાડેલા છે. બૌદ્ધધર્મના વિષયમાં આ ગ્રંથ અતિ ઉપયોગી છે. કીં. ૨–૮–૦

**૪. હિંદુઓના તહેવારોનો ઇતિહાસ,** જેમાં આપણા સઘળા તહેવારોની ઉત્પત્તિ, વિકાસ વગેરેની સપ્રમાણ હકીકત, તે વિષેની આખ્યાયિકાઓ સાથે આપવામાં આવી છે (ગ્રંથ થોડા વખતમાં બહાર પડશે.)

**૫. उपनिषत्पाठावली,** સંપાદક દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર. ઉપનિષદોના મૂળભૂત રસપદ્ર તથા ઉપદેશાત્મક ભાગોનો સંગ્રહઃ પ્રસ્તાવના, ગૂજરાતી ટિપ્પણ, કઠિન શબ્દોના કોષ સાથે. ડેમી આઠપેજી, પાન ૧૦૦. કીં. ૦–૧૨–૦

**૬. पालीपाठावली,** સંપાદક મુનિ જિનવિજય. પાલી ભાષાના વિદ્યાર્થીઓ માટે પ્રાથમિક ગ્રંથ. ડેમી આઠપેજી, પાન ૧૧૭. કીં. ૦–૧૪–૦

**૭. अभिधम्मत्थसंगहो,** સંપાદક અધ્યાપક ધર્માનન્દ કોસમ્બી. કીં. ૨–૦–૦

**૮. जिनचरितम्,** સંપાદક મુનિ જિનવિજય. આ પ્રાચીન ગ્રંથમાં સુલલિત પાલી પદ્યમાં મહાત્મા ગૌતમ બુદ્ધનું જીવનચરિત્ર આપેલું છે. પ્રસ્તાવના, શબ્દકોષ સાથે. ( છપાય છે. )

**૯. प्राकृतकथासंग्रह,** સંપાદક મુનિ જિનવિજય. મહારાષ્ટ્રી–પ્રાકૃત ભાષામાં પ્રાચીન વાર્તાઓનો સંગ્રહ; પ્રાકૃતભાષાના અભ્યાસીઓ માટે ખાસ ઉપયોગી. ડેમી આઠપેજી, પાન ૧૦૬. કીં. ૦–૧૨–૦

**ગુજરાત પુરાતત્ત્વ મંદિર,**
એલીસબ્રીજ, **અમદાવાદ.**

**તા. ક.** અમારાં પુસ્તકો મળવાનાં સ્થળોઃ—

૧ **ગુજરાત પુરાતત્ત્વ મંદિર,** એલીસબ્રીજ, અમદાવાદ,
૨ **રાષ્ટ્રીય સાહિત્ય કાર્યાલય,** ભદ્ર, અમદાવાદ
૩ **વર્ધમાન એન્ડ સન્સ,** ટ્રામ જંકશન, પાયધુની, મુંબાઈ નં. ૩.
તથા જાણીતા બુકસેલરો પાસેથી.

ઇન્દ્રિયજય એ જ આ આખું શાસ્ત્ર છે.

તેથી વિરૂદ્ધ વૃત્તિવાળો, અવશ ઈન્દ્રિયવાળો ચક્રવર્તી રાજા પણ સદ્ય વિનાશ પામે છે—જેમ દાણ્ડક્ય[૫૩] ભોજ કામથી બ્રાહ્મણકન્યા ઉપર આસક્ત થતાં ભાયાતો અને રાષ્ટ્ર સાથે નાશ પામ્યો. વૈદેહ કરાલનું પણ એમ જ થયું.

ક્રોધને લીધે બ્રાહ્મણ ઉપર હલ્લો કરવાથી જનમેજય[૫૪] અને ભૃગુ ઉપર હલ્લો કરવાથી તાલજંઘ નાશ પામ્યો.

લોભને લીધે ચાર વર્ણો પાસેથી બહુ પૈસા પડાવી લેવાથી ઐલ[૫૫] નાશ પામ્યો. અને સૌવીર અજબિન્દુનું પણ એમ જ થયું.

અભિમાનને લીધે પરસ્ત્રી પાછી નહિ આપવાથી રાવણ નાશ પામ્યો અને રાજ્યનો ભાગ નહિ આપવાથી દુર્યોધન.

મદને લીધે સર્વ લોકનું અપમાન કરવાથી ડમ્ભોદ્‌ભવ[૫૬] નાશ પામ્યો અને હૈહય અર્જુનનું પણ એમ જ થયું.

હર્ષને લીધે અગસ્ત્ય ઉપર હલ્લો કરવા જતાં વાતાપિ[૫૭] અને દ્વૈપાયન ઉપર હલ્લો કરવા જતાં વૃષ્ણિઓ નાશ પામ્યા.

---

૫૩. આ જ દૃષ્ટાન્ત આ જ પ્રસંગને માટે કામન્દક પણ આપે છે અને તેની ટીકામાં નીચે પ્રમાણે વૃત્તાન્ત આપેલ છેઃ—દણ્ડક નામનો ભોજવંશનો મુખ્ય પુરુષ હતો. તેના ઉપરથી દાણ્ડક્ય એવું નામ પ્રસિદ્ધિમાં આવ્યું. તે મૃગયા રમવા ગયેલો ત્યાં તરસ્યો થવાથી ભૃગુના આશ્રમમાં ગયો અને ત્યાં રૂપયૌવનવાળી તેની દીકરીને એકલી જોઇ તેના તરફ રાગ થતાં તેને રથ ઉપર નાખી પોતાને શહેર ઉપાડી ગયો. સમિધ કુશ વગેરે વનમાંથી લઇ પાછા આવતાં ભૃગુએ તેને નહિ જોતાં ધ્યાન ધરી જોયું અને જે બન્યું હતું તે જાણ્યું. તેથી ક્રુદ્ધ થઇ તેણે શાપ આપ્યો કે "સાત દિવસ સુધી ધૂળનો વરસાદ વરસીને ભાયાતો અને રાષ્ટ્ર સાથે નાશ પામો." તેનાથી ઢંકાઇ જઇને તે મુવો.

૫૪. રાજસૂય યજ્ઞમાં અશ્વમેધ વખતે ઋત્વિજો ઉપર વહેમ આવવાથી જનમેજયે તેમનો તિરસ્કાર કરેલો તે કથા સુપ્રસિદ્ધ છે. આ જ જયમંગલામાં આપેલ છે.

૫૫. જયમંગલામાં આપ્યું છે કે ઐલ એટલે પુરૂરવા. કથા છે કે નૈમિષારણ્યના ઋષિઓએ યજ્ઞનું રક્ષણ કરવા તેને નિમંત્રેલો ત્યાં બધાં સુવર્ણનાં વાસણો જોઇને તે લોભથી લઇ લેવા માંડ્યો. યજ્ઞક્રિયામાં પડેલા વિરોધથી ઉદ્વિગ્ન થઇ ઋષિઓએ તેને વજ્રગર્ભ કુશો માર્યા, તેથી તે મરી ગયો.

૫૬. જયમંગલા કહે છે કે આ મહા પ્રભાવશાલી રાજાને જ્યારે લડવાને કોઈ ન મળ્યું ત્યારે નરનારાયણ બદરિકાશ્રમમાં તપ તપે છે એમ નારદથી સાંભળીને શૌર્યના ગુમાનથી તેમના પર ચડી ગયો અને નરનાં ઐષીક બાણોથી સબળ છતાં નાશ પામ્યો.

૫૭. જયમંગલામાં નીચેની વાત લખી છેઃ વાતાપિ અસુર બહુ અટકચાળો હતો. સ માયાથી પોતાના ભાઇ ઇલ્વલને બકરો બનાવી તેના માંસથી ઋષિઓને જમાડીને પછી

આ અને બહુએ બીજા, સેવતાં આ છ શત્રુને,
ભાગ્યાતો ને રાજ્ય સાથે, હણાયા અજિતેન્દ્રિય.

છોડી દૈ આ છ શત્રુને, જામદગ્ન્ય જિતેન્દ્રિયે,
ને અંબરીષ નાભાગે, ભોગવી ચિર પૃથ્વીને.

વિનયાધિકરણે ઇન્દ્રિયજયમાં ષડ્રિપુત્યાગનો છઠ્ઠો અધ્યાય પુરો થયો.

---

એટલા માટે ષડ્રિપુવર્ગનો ત્યાગ કરીને ઇન્દ્રિયજય કરવો. વૃદ્ધના સમાગમથી પ્રજ્ઞા મેળવવી, ચારની[૫૮] આંખોથી જોવું, ઉદ્યમથી યોગક્ષેમ સાધવું, કર્તવ્ય સંબંધી શાસન ચલાવીને સ્વધર્મનું સ્થાપન કરવું, વિદ્યાનો ઉપદેશ લેને વિનયવાળા થવું, અર્થપ્રાપ્તિ કરાવીને લોકપ્રિય થવું અને હિત કરીને પોતાની વૃત્તિ કરવી.

એવી રીતે ઇન્દ્રિયો વશ રાખીને પરસ્ત્રી, પરદ્રવ્ય અને હિંસાનો[૫૯] ત્યાગ કરવો. સ્વપ્નમાં પણ લૌલ્ય[૬૦] વર્જવું તેમજ અસત્ય, ઉદ્ધત વેષ અને અનર્થનો સંગ છોડવો. અધર્મ તેમ જ અનથના સંયોગવાળો વ્યવહાર પણ તજવો.

ધર્મ અને અર્થને વિરોધ ન થાય એવી રીતે કામને સેવવો. નિઃસુખ ન થવું. અથવા ત્રિવર્ગને[૬૧] એક સાથે સેવવા કારણ કે તે પરસ્પર આધાર રાખે છે. ધર્મ અર્થ અને કામમાંના એકની પણ અતિસેવા કરવાથી તે પુરુષાર્થને તેમ જ બાકીના બેને પણ હાનિ પહોંચે છે. કૌટિલ્યનો મત છે કે "અર્થ જ પ્રધાન છે"—ધર્મ અને કામનો આધાર અર્થ ઉપર છે.

આચાર્યો અથવા અમાત્યોની મર્યાદા સ્થાપવી, જેઓ તેને અપાય[૬૨] સ્થાનથી

---

**आगच्छेल्वल** (ઇલ્બલ, આવ) એવી બૂમ પ્લુત સ્વરથી ત્રણ વાર પાડી તેને બોલાવતો એટલે તે કૂખ ચીરીને બહાર નીકળતો. આ વાત સાંભળીને એકવાર અગસ્ત્ય મહર્ષિ ત્યાં આવ્યા. તેમને પણ તે પ્રમાણે જમાડીને પછી બૂમ પાડી. પછી તે તો પચી ગયો છે એમ મુનિથી જાણીને તેમને ચીરી નાખવાને સૂક્ષ્મ રૂપ ધરી અંદર ગયો અને પોતે પણ પચી ગયો.

૫૮. ચાર એટલે છૂપો જાસુસ.

૫૯. અંગ્રેજી ભાષાન્તરકાર એવો અર્થ કરે છે કે "પરસ્ત્રી અને પરદ્રવ્યની હાનિ ન કરવી." મૂળમાં **परस्त्रीद्रव्यहिंसाः** એવો પાઠ છે. એટલે કે તેઓ ષષ્ઠીતત્પુરુષ સમાસ ગણે છે. પણ અમે એને દ્વંદ્વસમાસ ગણી પરસ્ત્રી, પરદ્રવ્ય અને હિંસા એમ ત્રણેય તજવાં એવો અર્થ કરીએ છીએ.

૬૦. ચાંચલ્ય, લોભવૃત્તિ, કામવાસના એ બધા અર્થો થાય છે.

૬૧. ધર્મ અર્થ કામ મોક્ષ એ ચાર પુરુષાર્થને ચતુર્વર્ગ કહે છે. પહેલા ત્રણને ત્રિવર્ગ કહે છે

૬૨. નાશ, નુકસાન.

વારે અને તે ખાનગીમાં પ્રમાદ કરે ત્યારે છાયાનાળિકા[૧૩] વગાડીને તેને ટોકે.

સ્હાયથી રાજ્ય ચાલે છે, એકલું ચક્ર હોય ના.
તેથી નીમીને સચિવો, તેમનો સુણવો મત.

વિનયાધિકરણે ઇન્દ્રિજયમાં રાજર્ષિવૃત્તનો સાતમો અધ્યાય પૂરો થયો. ઇન્દ્રિયજય સમાપ્ત થયો.

## પ્રકરણ ૪ થું: અમાત્યોત્પત્તિ

ભારદ્વાજનો એવો મત છે કે "સહાધ્યાયીઓને અમાત્ય કરવા, કારણ કે તેમની શુદ્ધતા અને સામર્થ્ય જોએલાં હોય છે." તેઓ જ રાજાના વિશ્વાસપાત્ર બને છે.

વિશાલાક્ષ તેની ના કહે છે. સાથે રમેલ હોવાથી તેઓ તેની અવગણના કરે છે. જેઓ રાજાની ગુહ્ય બાબતમાં ભાગ લેનારા હોય તેમને અમાત્ય કરવા કારણ કે તેમનાં શીલ અને વ્યસન સમાન હોય છે. પોતાની ગુપ્ત વાત રાજા જાણે છે એવા ભયથી તેઓ અપરાધ કરતા નથી.

પરાશર કહે છે કે "આ દોષ સાધારણ[૧૪] છે." તેઓ પણ રાજાની ગુપ્ત વાત જાણતા હોવાથી રાજાને પણ ભયને લીધે સારાં નરસાં કામોમાં તેમના પ્રમાણે ચાલવું પડે.

જેટલા જનને રાજા, કહી દે ગુઝ આપનું,
તેથી એ તેટલાઓનો લાચારીથી બને વશ.

જેઓ જીવનું જોખમ થાય એવી આપત્તિમાં રાજાને વળગી રહે તેમને અમાત્ય કરવા, કારણ કે તેમના અનુરાગનો અનુભવ થયેલો છે.

પિશુન તેની ના કહે છે. આ તો ભક્તિ થઇ—બુદ્ધિગુણ નહિ. ગણત્રીવાળાં પ્રયોજનોવાળાં કામોમાં નીમેલા જે માણસો આદેશ કરેલાં પ્રયોજન અથવા તેથી પણ વધારે પ્રયોજન સિદ્ધ કરે તેમને અમાત્ય કરવા, કારણ કે તેમની લાયકાતનો અનુભવ થઇ ગએલો છે.

કૌણપદન્ત તેની ના કહે છે. એમનામાં અમાત્યના બીજા ગુણો નથી. બાપદાદાના વખતથી ચાલતા આવેલાને અમાત્યો કરવા, કારણ કે તેમનાં શુદ્ધ

૧૩. છાયા એટલે સૂર્યની છાયાથી સમય માપવાનું યન્ત્ર, નાળિકાનો અર્થ ઘટિકા એવો થાય છે. તેમજ સમય બતાવવાને વગાડવાનો ઘંટ એવો અર્થ પણ આપટે આપે છે. માટે તે બીજો અર્થ અહીં સ્વીકારેલો.

૧૪. રાજા અને અમાત્ય બંનેના પક્ષમાં આ દોષ સમાન છે.

કર્મો જોયેલાં હોય છે. રાજા તેમનો અપકાર કરે તો પણ તેઓ પોતાના સંબંધને લીધે તેને છોડી દેતા નથી. ઢોરમાં પણ એ જોવામાં આવે છે.–ગાયો સંબંધ વિનાના ટોળાને છોડી દઇને પોતાના સંબંધવાળા ટોળામાં જઈ રહે છે.

વાતવ્યાધિ આની ના કહે છે. તેવા અમાત્યો તેનું બધું પચાવી પાડીને પોતે જ ધણીરણી થઈ બેસે છે. માટે નીતિવિદોએ નવા માણસોને અમાત્ય કરવા. નવા રાખેલાઓ દણ્ડધરને યમસ્થાને માને છે, તેથી અપરાધ કરતા નથી.

બાહુદન્તીપુત્ર તેની ના કહે છે.–માત્ર શાસ્ત્ર જાણનારો પણ કર્મના અનુભવ વિનાનો કામમાં ખત્તા ખાઈ બેસે. ઊંચું કુળ, પ્રજ્ઞા, શુદ્ધિ, શૌર્ય અને રાજભક્તિવાળા પુરુષોને અમાત્યો કરવા, કારણ કે તેમનામાં ગુણનું પ્રાધાન્ય છે.

કૌટિલ્ય કહે છે કે આ બધું યોગ્ય છે–કાર્યસામર્થ્યથી જ પુરુષસામર્થ્ય કલ્પી શકાય છે. સામર્થ્ય પ્રમાણે

સત્તા દેશ અને કાલ તથા કર્મ અમાત્યનાં,
વ્હેંચીને નીમવા એમ અમાત્યો; નહિ મંત્રીઓ.

વિનયાધિકરણે અમાત્યોત્પત્તિનો આઠમો અધ્યાય પૂરો થયો.

## પ્રકરણ ૫ મું: મન્ત્રિપુરોહિતોત્પત્તિ

પોતાના જ દેશનો, ઊંચા કુળનો, સારા સ્વભાવનો,[૬૫] કલા જાણનાર, શાસ્ત્રદૃષ્ટિવાળો, બુદ્ધિશાળી, સ્મરણશક્તિવાળો, દક્ષ,[૬૬] બોલવામાં કુશલ, પ્રગલ્ભ,[૬૭] પ્રતિભાશક્તિવાળો[૬૮] ઉત્સાહ અને પ્રભાવવાળો, ક્લેશ સહન કરી શકે તેવો, પવિત્ર, મળતાવડો, દૃઢભક્તિ, શીલ બલ આરોગ્ય અને સત્ત્વવાળો,

૬૫. મૂળમાં **સ્વવગ્રહ** શબ્દ છે. રા. **શામ** શાસ્ત્રી તેનો અર્થ 'લાગવગવાળો' કરે છે પણ તેને કોઇ કોષતું પ્રમાણ નથી. **શબ્દકલ્પદ્રુમ**, આપ્ટે અને મૉનીઅર વિલિઅમ્સ **અવગ્રહ**નો અર્થ 'સ્વભાવ' આપે છે. માટે તે સ્વીકાર્યો છે. કામન્દક (૪–૧૪) માં એજ શબ્દ વાપરે છે અને તેનો ટીકાકાર ત્યાં "પ્રમાદથી અકાર્યમાં પ્રવૃત્ત થયો હોય તો સુખેથી પાછો ફરે એવો" એટલે કે 'દુરાગ્રહ વિનાનો' એવો અર્થ કરે છે, પણ આ પર્યાય નથી પણ ભાષ્ય લાગે છે. અને એ અર્થ પણ અમે આપેલ અર્થથી વિરુદ્ધ નથી.

૬૬. બાહોશ.

૬૭. બોલવામાં બીજાને દબાવી દે એવો.

૬૮. હાજર જવાબીપણું અને સ્ફુરણશક્તિ.

અક્કડાઇ અને ચાપલ્ય વિનાનો, પ્રિય, વેર ઉભાં ન કરે તેવો, આ ગુણો અમાત્યની સંપત્તિ છે.

આના ચોથા ભાગના ગુણ ન હોય તે મધ્યમ, અર્ધ ભાગના ન હોય તે કનિષ્ઠ.

તેના દેશ અને સ્વભાવની પરીક્ષા આપ્ત માણસોથી કરવી; કલા અને શાસ્ત્રદૃષ્ટિની તે તે વિદ્યાવાળા માણસોથી કરવી; બુદ્ધિ, સ્મરણશક્તિ અને દક્ષતાની પરીક્ષા તેના કામ ઉપરથી કરવી; તેના બોલવાની કુશલતા, પ્રગલ્ભતા અને પ્રતિભાની પરીક્ષા વાતચીતના પ્રસંગમાં કરવી; ઉત્સાહ પ્રભાવ અને ક્લેશ સહન કરવાની પરીક્ષા આપત્તિમાં કરવી; પવિત્રતા, મળતાવડાપણું અને દૃઢભક્તિની પરીક્ષા તેની સાથેના વ્યવહારમાંથી કરવી; શીલ બલ આરોગ્ય અને સત્ત્વની તથા અક્કડાઈ અને ચપલતા ન હોવાપણાની પરીક્ષા તેના સહવાસીઓથી કરવી; તે પ્રિય લાગે તેવો છે અને વેર ઉભાં કરે તેવો નથી એ ગુણની પરીક્ષા પ્રત્યક્ષ[૬૯] કરવી.

રાજ્યવૃત્તિ પ્રત્યક્ષ, પરોક્ષ અને અનુમેય[૭૦] ઉપર આધાર રાખે છે. પોતે જોયેલું તે પ્રત્યક્ષ, બીજાનું કહેલું તે પરોક્ષ; કર્મોમાં, કરેલા ઉપરથી નહિ કરેલાનો વિચાર કરવો તે અનુમેય.

કર્મો એક સાથે કરી શકાતાં નથી, અનેક હોય છે અને જૂદી જૂદી જગાએ કરવાનાં હોય છે. માટે દેશ અને કાલનું ઉલ્લંઘન ન થઈ જાય માટે પરોક્ષ રીતે અમાત્યો પાસે કર્મો કરાવવાં. એ અમાત્યનું કર્મ છે.

જેનાં કુલ અને શીલ અત્યન્ત ઉદય પામેલ[૭૧] હોય, જેણે ષડંગ, વેદ, દૈવ, નિમિત્ત[૭૨] અને દણ્ડનીતિનો અભ્યાસ કરેલ હોય, જે દૈવી અને માનુષી આપત્તિઓનો પ્રતીકાર અથર્વથી કરી શકે તેવાને પુરોહિત કરવો. જેમ શિષ્ય આચાર્યનું, પુત્ર પિતાનું અને ચાકર ધણીનું કહ્યું કરે તેમ તેનું કહ્યું કરવું.

---

૬૯. જાતે.

૭૦. અનુમાન કરવા યોગ્ય હકીકત.

૭૧. મૂળમાં उदितोदितकुलशीलम् છે. उदितोदित શબ્દ પુરોહિતનાં લક્ષણમાં યાજ્ઞવલ્ક્યસ્મૃતિના ૩૧૧ મા શ્લોકમાં આવે છે. ત્યાં તેનો અર્થ उदिता उक्ताः प्राज्ञादयो गुणास्ते यस्योदिता उद्‌भूता स उदितोदितः એમ આપેલ છે. અને આજ શબ્દની વ્યુત્પત્તિ શબ્દકલ્પદ્રુમ उदिते कथिते शास्त्रे उदितः એમ કહી 'શાસ્ત્રજ્ઞ' એવો અર્થ આપે છે. પણ આમાંનો કોઇ અર્થ આ સમાસમાં બેસે એમ નથી એ જ બતાવે છે કે બંને અર્થો કાલ્પનિક છે. उदितનો અર્થ 'ઉદય પામેલ' એવો છે અને શબ્દનો દ્વિર્ભાવ અતિશય બતાવે છે.

૭૨. દૈવી અને આકસ્મિક બનાવો ઉપરથી ભવિષ્ય જાણવું તે.

વાધેલા બ્રાહ્મણોથી ને, પામેલા મન્ત્ર મન્ત્રીથી,
અજિત ક્ષત્રિયો જીતે, શાસ્ત્રાનુગમ[૭૩] શસ્ત્રથી.

વિનયાધિકરણમાં મન્ત્રિપુરોહિતોત્પત્તિનો નવમો અધ્યાય પૂરો થયો.

## પ્રકરણ ૬ ઠ્ઠું. ઉપધાવડે[૭૪] અમાત્યોની શુદ્ધિ અને અશુદ્ધિનું જ્ઞાન.

મન્ત્રી અને પુરોહિત સાથે મૈત્રી કરેલા રાજાએ અમાત્યોને સામાન્ય હોદ્દા ઉપર નીમીને ઉપધા વડે તેમને શુદ્ધ કરવા.

રાજા અયાજ્ય[૭૫] પુરુષ પાસે યજ્ઞ કરાવવાનું અને તેને ભણાવવાનું કામ પુરોહિતને સોંપે અને તે માને નહિ એટલે તેનો તિરસ્કાર કરે. તે [ પુરોહિત ] સત્રીઓ[૭૬] મારફત સોગન દઇને એક એક અમાત્યને ખાનગીમાં કહેવરાવે "આ રાજા અધાર્મિક છે. બીજા તેના કુળના કોઈ ધાર્મિકને અથવા તેના કેદ કરેલા કોઇ કુલ્યને[૭૭] અથવા એક લગામે રાજ્ય ચલાવનારા સામન્તને અથવા

૭૩. શાસ્ત્ર પ્રમાણે ચાલવું તે. 'શાસ્ત્રાજ્ઞા પ્રમાણે ચાલવા રૂપી શસ્ત્રથી વિજયી થાય છે' એવો અર્થ છે.

૭૪. **उपधा** એટલે ભાવની પરીક્ષા કરવા માટે કરેલું છળ. જુઓ કા. ની. સા. ૪–૨૫ તથા તેના ઉપર જયમંગલા ટીકા ત્રિ. સં. સી.

૭૫. યજ્ઞ કરવાના અધિકાર વિનાનો.

૭૬. રા. શામશાસ્ત્રી **सत्रिन्** નો અર્થ 'સહાધ્યાયી' અથવા 'સાથે કામ કરનાર' એવો કરે છે. **सत्र**નો સામાન્ય અર્થ 'યજ્ઞ' છે. કામન્દક ૧૩–૩૮ માં આજ પ્રકરણમાં **सत्रिन्** શબ્દ વાપરે છે. ત્યાં **सत्रं छद्मचरितं तेनात्मच्छादनाद् । वक्ष्यति च 'सत्रं छद्मप्रकीर्तितम्' (स. १९. श्लो. ६८.) इति । तदस्यास्तीति सत्री । स च स्त्रीपुंसलक्षणाधमिज्ञापदेशचारितया परान् विश्वासयति ।** એ પ્રમાણે જયમંગલામાં આપેલું છે. તે ઉપરથી **सत्र**નો અર્થ કપટચરિત કરવો યુક્ત લાગે છે. સત્રી, સ્ત્રી પુરુષોનાં લક્ષણો કહી આપવાનો ઢોંગ કરી લોકોમાં વિશ્વાસ ઉપજાવે એમ કહ્યું છે તે કૌટિલ્યના આ પછીના ૮ મા પ્રકરણમાં જે સત્રીનું લક્ષણ આપ્યું છે તે સાથે મળતું આવે છે. માટે એ શબ્દનો અર્થ જયમંગલા પ્રમાણે 'કપટવેષધારી' એવો કરવો જોઇએ. અહીં એ પણ કહેવું જોઇએ કે જયમંગલામાં સત્ર શબ્દના અર્થ માટે સર્ગ ૧૯–૬૮ નું પ્રમાણ આપ્યું છે તે કામન્દકમાં મળતું નથી પણ અમરકોષમાં **सत्रमाच्छादने यज्ञे सदादाने वनेऽपि च (का. ३–१८१)** માં આપેલ છે અને મેદિનીમાં '**सत्रं यज्ञे सदादानच्छादनारण्यकैतवे** આપેલું છે માટે જયમંગલાનો અર્થ સપ્રમાણ છે એ નિઃસંદેહ છે.

૭૭. **कुल्य**નો અર્થ ખાનદાન થાય છે. આ આખું વાક્ય બરાબર બેસતું નથી.

કોઈ આટવિકને[૭૮] અથવા કોઈ ઊભા કરેલાને રાજા કરીએ તો ઠીક. બધાને આ ગમતી વાત છે. તારા મનમાં શું છે ?" આ કરવાની ના પાડે તો શુદ્ધ. એ ધર્મોપધા.

સેનાપતિનો અસત્ વસ્તુઓ લેવા માટે[૭૯] તરસ્કાર કરે એટલે તે સત્રીઓ મારફત લાભની લાલચ આપીને રાજાને મારવાની વાત એક એક અમાત્યને ખાનગીમાં કહેવરાવે–"બધાને આ ગમતી વાત છે. તારા મનમાં શું છે ?" આ કરવાની ના પાડે તો શુદ્ધ. એ અર્થોપધા.

અંતઃપુરમાં સત્કાર પામેલી હોય એવી વિશ્વાસુ પરિવ્રાજિકા[૮૦] એક એક મહામાત્રને[૮૧] ખાનગીમાં કહે "પટરાણી તારા પર ફિદા થઈ છે અને મળવાની પેરવી કરી છે. મોટો લાભ થશે." ના પાડે તો શુદ્ધ. એ કામોપધા.

મોટા વહાણમાં બેસીને જવાને માટે એક અમાત્ય બીજા બધાને બોલાવે. એ ઉદ્દેગથી રાજા તેમને પકડે. પહેલેથી કેદ કરેલ વેષધારી છાત્ર, તેઓમાંના ધન અને માનથી અપમાનિત થયેલ એક એક અમાત્યને ખાનગીમાં કહે "આ રાજા અસત્ પ્રવૃત્તિવાળો છે. એને મારીને બીજાને રાજા કરીએ તો સારૂં. બધાને આ ગમતી વાત છે. તારા મનમાં શું છે ?" ના પાડે તો શુદ્ધ. એ ભયોપધા.

પછી ધર્મોપધા વડે શુદ્ધ જણાયેલાને ધર્મસ્થીય[૮૨] અને કંટકશોધનમાં[૮૩] નીમવા.

અર્થોપધા વડે શુદ્ધ જણાયેલાને સમાહર્તાના[૮૪] અને સન્નિધાતાના[૮૫] વસુલાતી કામમાં નીમવા.

કામોપધા વડે શુદ્ધ જણાયેલાને બહારની અને અંદરની વિહારભૂમિનું રક્ષણ કરવા નીમવા.

ભયોપધા વડે શુદ્ધ જણાયેલાને રાજાના હજુરના કામમાં નીમવા. બધી ઉપધાવડે શુદ્ધ જણાયેલાને મંત્રીઓ કરવા. બધી ઉપધાઓમાં અશુદ્ધ જણાયેલાને ખાણુ, દ્રવ્ય, હાથીનાં વનનાં કામખાતામાં નીમવા.

ધર્માર્થકામભયથી શોધેલાને સ્વકર્મમાં
યથાશુદ્ધિ નીમવા, એ આચાર્યોનો જ નિર્ણય.

---

૭૮. જંગલમાં રહેનાર કોઇ રાજા.
૭૯. અહીંઆં असत्प्रग्रहेण ને બદલે असत्प्रतिग्रहेण પાઠ સ્વીકાર્યો છે.
૮૦. સંસાર ત્યાગ કરેલો હોય એવી એક જગાએ સ્થિર ન રહેનારી તાપસી.
૮૧. અમલદાર.
૮૨–૮૩. રાજ્યનાં ખાતાં છે.
૮૪–૮૫. અમલદારોના હોદ્દાનાં નામ છે.

અમાત્યોની પરીક્ષામાં ન પોતાને ન દેવીને
રાજાએ કરવું લક્ષ્ય, એવો કૌટિલ્યનો મત.

જલે વિષ શું ના દેવો અદુષ્ટે પાસ દોષનો;
કદાચ એ દૂષિતનું પછી ઔષધ ના જડે.

દુષ્ટ જો થાય છે બુદ્ધિ સત્ત્વવાન તણી સ્થિર
ઉપધાઓથી, તો પાછી હતી તેવી થતી.

બ્હારના જનથી માટે, કરીને ચાર આ ક્રિયા;
સારૂં ખોટું અમાત્યોનું, ખોળે સત્રીથકી નૃપ.

વિનય સંબંધી અધિકરણે ઉપધાવડે અમાત્યોની શુદ્ધિ અને અશુદ્ધિના જ્ઞાનનો દશમો અધ્યાય પૂરો થયો.

## પ્રકરણ ૭ મું. ગૂઢપુરુષોત્પત્તિ.

ઉપધાથી શુદ્ધ થયેલા અમાત્ય વર્ગવાળા રાજાએ ગૂઢ પુરુષો તૈયાર કરવા.

કાપટિક, ઉદાસ્થિત, ખેડુત, વૈદેહક અને તાપસના વેષવાળાઓને તથા સત્રી તીક્ષ્ણ, રસદ અને ભિક્ષુકીઓને ગૂઢ પુરુષો કરવા.

બીજાનાં મર્મ જાણનાર પ્રગલ્ભ શિષ્ય તે કાપટિક.[૮૬] તેને અર્થ અને માનથી ઉત્સાહ આપીને મંત્રી કહે " રાજાને અને મને પ્રમાણ માનીને જેનું જે કાંઈ અકુશલ જુવે તે તેજ વખતે કહી દેજે. "

---

૮૬. કામન્દક ચારસંસ્થા વિષે નીચે પ્રમાણે શ્લોક આપે છે.

वणिक् कृषीवलो लिंगी भिक्षुकोऽध्यापकस्तथा।
संस्थाः स्युश्चारसंस्थित्यै दत्तदायाः सुखाशयाः ॥
का. नी. सा. स. १३. ३६.

આની ટીકામાં વણિક્ તે પરદેશી વેપારી, કૃષીવલ તે ખેડુત, લિંગી તે તાપસ, ભિક્ષુક તે ઉદાસ્થિત અને અધ્યાપક તે કાપટિક એમ કહ્યું છે. જયમંગલા કહે છે કે अध्यापकः छात्रवृत्त्या स्थितः। तस्य कापटिक इत्यपरं नाम। હવે અધ્યાપકનો અર્થ શીખવનાર થાય છે તેને બદલે અહીં તેનો અર્થ 'શિષ્યવૃત્તિથી રહેનારો અધ્યાપક' એમ કરેલ છે. તે ખાસ કરીને કામન્દકનો અર્થ કૌટિલ્ય પ્રમાણે કરવાના આગ્રહથી કરેલ હોય એમ લાગે છે. આ જગાએ કૌટિલ્યના પાઠમાં ઘણો ફેરફાર થયો જણાય છે. જોકે તેથી અર્થમાં બહુ ફેર પડતો નથી. કૌટિલ્યનો પાઠ હાલ નીચે પ્રમાણે છે. परमर्मज्ञः प्रगल्भः छात्रः कापटिकः। तमर्थमानाभ्यामुत्साह्य मन्त्री ब्रूयात् राजानं मां च प्रमाणं कृत्वा यस्य यदकुशलं पश्यसि तत्तदानीमेव प्रत्यादिशेति। વગેરે. મનુસ્મૃતિના ૭ મા અધ્યાયના ૧૫૪ મા શ્લોક નીચેની મેધાતિથિની ટીકામાં નીચે પ્રમાણે પાઠ છે. परमधर्मज्ञाः प्रगल्भच्छात्राः कापटिकास्तानर्थमानाभ्यामुपसंगृह्य मन्त्रीब्रूयात् राजानं मां च प्रमाणं कृत्वा

## લેખકોને સૂચના

૧. નામૂલં લિખ્યતે કિંચિત્' એ સૂત્રને અનુસરી લેખો લખી મોકલવા વિનંતી છે.
૨. કાગળની એક જ બાજુ ઉપર સ્પષ્ટ અક્ષરોમાં લખેલા લેખો તરફ જ ધ્યાન આપવામાં આવશે.
૩. લેખકે પોતાનું નામ અને ઠેકાણું લેખ સાથે મોકલવાં.
૪. લેખની નીચે આપવાનાં પ્રમાણો સ્પષ્ટ રીતે જણાવવાં અને '૧', '૨', '૩' ઇત્યાદિ ક્રમાંકમાં ગોઠવવાં.
૫. પોસ્ટેજ સાથેના લેખને નાપસંદ થતાં પાછો મોકલવા પ્રયત્ન થશે. લેખ ગેરવલ્લે જાય તે માટે સંપાદક જવાબદાર નથી.
૬. પ્રત્યેક લેખને માટે તેનો લેખક જવાબદાર રહેશે.

---

# અમારા તરફથી મળતાં પુસ્તકો.

| | |
|---|---|
| ૧. કારાવાસની કહાણી, વ્યાખ્યાનો, પત્રો અને લેખો. લેખકઃ શ્રી અરવિંદ ઘોષ | ૦-૧૦-૦ |
| ૨. રાષ્ટ્રગીત, (બંગાળી, હિંદી, હિન્દુસ્તાની, મરાઠી અને ગુજરાતી ગીતોનો સંગ્રહ) સંગ્રહકર્તાઃ ઇંદુલાલ કનૈયાલાલ યાજ્ઞિક | ૦-૧૦-૦ |
| ૩. હિંદ સ્વરાજ, એક સત્યવીરની કથા અને સર્વોદય લેખકઃ મહાત્મા મોહનદાસ ક. ગાંધી | ૦—૮—૦ |
| ૪. ગોખલેનાં વ્યાખ્યાનો ભા. ૧ | ૦-૧૦-૦ |
| " " ભા. ૨ | ૦-૧૦-૦ |
| ૫. " " | ૦—૬—૦ |
| ૬. આટલું તો જાણજો | ૦—૦—૩ |
| ૭. સત્યાગ્રહીના સ્વાતંત્ર્યમંત્રો | ૦—૩—૦ |
| ૮. લાલા લાજપતસિંગ | ૦—૨—૦ |
| ૯. ગુલામ જીલાની | ૦—૧—૬ |
| ૧૦. પ્રજીસનો અસહકાર | ૦—૧—૦ |
| ૧૧. અમૃતસરની વીરાંગના | ૦—૧—૦ |
| ૧૨. પંજાબના અત્યાચારો | ૦—૧—૦ |
| ૧૩. કાયદા સામે થવાની ફરજ | ૦—૬—૦ |
| ૧૪. મુક્તધારા | ૧—૮—૦ |
| ૧૫. ખેડાની લડત | |

એક રૂપીયા કરતાં ઓછી રકમનાં પુસ્તકો મંગાવનારે કિંમત જેટલી ટીકીટો ટપાલ ખર્ચ સાથે મોકલવા કૃપા કરવી.

પ્રકાશકઃ ઈન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિક.
રાષ્ટ્રીય સાહિત્ય કાર્યાલય, ભદ્ર-અમદાવાદ.

અમારા એજન્ટોઃ

૧. એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની, કાલબાદેવી રોડ, મુંબાઈ.
૨. વર્ધમાન એન્ડ સન્સ, ટ્રામ જંકશન, પાયધૂની, મુંબાઈ નં. ૩.
૩. જીવલા સમિતિ, લીમડાચોક, સુરત
૪. ગાંડીવ સાહિત્ય મંદિર, રૂગનાથપુરા, સુરત.
૫. ગુજરાત સાહિત્ય મંદિર, રાજકોટપરા (કાઠીઆવાડ).
૬. ચંદુલાલ મણિલાલ દેસાઈ, જુના બજાર, ભરૂચ.

ઉ.

# વિષયાનુક્રમ.

# पुरातत्त्वमंदिरनी योजना



१ उद्देश—

(१) साधारण रीते आखा हिंदुस्थानना अने खास करीने गूजरातनां प्राचीन इतिहास, साहित्य, कळा, धर्म, तत्त्वज्ञान वगेरे विषयोनी शोधखोळ करवी. अने तेनां परिणामो प्रकाशित करवां.

(२) हिन्दुस्थाननां प्राचीन इतिहास, साहित्य अने दर्शनशास्त्रोनुं तेमज संस्कृत, पाली आदि भाषाओनुं शास्त्रीय अने तुलनात्मक पद्धतिए शिक्षण आपवुं.

(३) शोधखोळना विषयमां रस लेनारा शोधकोना उपयोग माटे एक सारुं पुस्तकालय बनाववुं जेनी अंदर प्राचीन विद्याने लगतुं आज सुधीमां प्रकट थएलुं समग्र साहित्य संगृहीत करवामां आवे.

(४) संस्कृत, प्राकृत, पाली, अपभ्रंश, जुनी गूजराती, फारसी, अने अरबी आदि भाषाओमां लखाएला अलभ्य-दुर्लभ्य ग्रंथोने नवीन पद्धतिए संशोधित-मुद्रित करी प्रकट करवा-कराववा.

(५) देश अने विदेशनी जुदी जुदी भाषाओमां लखाएला पुरातत्त्वविषयक साहित्यने गूजराती भाषामां उतारवुं.

(६) शोधखोळ विषयना अभ्यासीओने तेमना अभ्यास कार्यमां दरेक प्रकारनी साहित्य संबंधी सहायता आपवी.

(७) देश-विदेशना विद्वानोने पुरातत्त्वना विषयमां यथासाधन साहित्य संबंधी सलाह अने सहायता आपवा एक मंडळ तरीके काम करवुं.

२ प्रबन्ध समिति—

(१) मुनि जिनविजयजी. —आचार्य.
(२) अध्यापक रामचंद्र बळवंत आठवले.
(३) अध्यापक धर्मानंद कोसम्बी.
(४) पंडित सुखलालजी.
(५) अध्यापक रामनारायण विश्वनाथ पाठक } मंत्रीओ.
(६) रसिकलाल छोटालाल परीख. }



## लेखकोने सूचना

१. 'नामूलं लिख्यते किंचित्' ए सूत्रने अनुसरी लेखो लखी मोकलवा विनन्ती छे.

२. कागळनी एक ज बाजु उपर स्पष्ट अक्षरोमां लखेला लेखो तरफ ज ध्यान आपवामां आवशे.

३. लेखक पोतानुं नाम अने ठेकाणुं लेख साथे मोकलवां.

४. लेखनी नीचे आपवानां प्रमाणो स्पष्ट रीते जणाववां अने '१', '२', '३' इत्यादि क्रमांकमां गोठववां.

५. पोस्टेज साथेना लेखने नापसंद थतां पाछो मोकलवा प्रयत्न थशे. लेख गेरवल्ले जाय ते माटे संपादक जवाबदार नथी.

६. प्रत्येक लेखने माटे तेनो लेखक जवाबदार रहेशे.

# पुरातत्त्व

પુસ્તક ૧ લું.] આષાઢ ૧૯૭૯ [અંક ૪ થો.


## ભાબરાનો અશોકનો શિલાલેખ.


[ અધ્યાપક ધર્માનંદ કોસમ્બી ]


पियदसि लाजा मागधे संघं अभिवादेत्वान आहा-अपाबाधतं च फासुविहालतं च। विदिते वे भन्ते आवतके हमा बुधसि धंमसि संघसीति गालवे चं पसादे च। ए केंचि भन्ते भगवता बुद्धेन भासिते सवे से सुभासिते वा। ए चु खो भंते हमियाये दिसेयं हेवं सधंमे चिलठितिके होसतीति अलहामि हवं तं वतवे। इमानि भंते धंमपलियायानि-विनयसमुकसे, अलियवसानि, अनागतभयानि, मुनिगाथा, मोनेयसूते, उपतिसपसिने, ए चा लाघुलोवादे मुसावादं अधिगिच्य भगवताबुधेन भासिते। एतानि भंते धमपलियायानि इछामि किंति बहुके भिखुपाये चा भिखुनिये चा अभिखिनं सुनयु चा उपधालेयेयु चा। हेवं मेवा उपासका चा उपासिका चा। एतेना भंते इमं लिखापयामि, अभिपेतं मे जानंतु ति॥

"માગધનો[1] રાજા પ્રિયદર્શી, સંઘને અભિવાદન કરીને, તેનું આરોગ્ય અને કુશલ પૂછે છે. 'ભન્તે! બુદ્ધ ધર્મ અને સંઘમાં હું કેટલું ગૌરવ માનું છું અને તેમાં મને કેટલી શ્રદ્ધા છે તે આપ જાણો છો. ભન્તે! ભગવાન બુદ્ધે જે કાંઈ કહ્યું છે તે સર્વ સુભાષિત જ છે, પણ ભન્તે! આ (શિલાલેખ) વડે જે કંઈ હું બતાવું છું તે સદ્ધર્મ ચિરસ્થિતિ

૧. ડૉ. સેનાર मागधेमंघं ને ખોટા પાઠમાની मागधं પાઠ કલ્પી તેને संघंનું વિશેષણ માનતા હતા. પણ मागधे એ मागधનું પુલ્લિંગ એક વચનનું રૂપ છે અને પાલીમાં આવી રીતે વિશેષણ ઘણી જગાએ નામની પછી આવે છે. સરખાવો "राजा पसेनदि कोसलो." मज्झिमनिकाय, रथविनीतसुत्त.

પામે એટલા માટે હું કહેવાને યોગ્ય છું. હે ભન્તે! આ ધર્મ વચનો છે:–**विनयसमुकसे, अलियवसानि, अनागतभयानि, मुनिगाथा, मोनेयसूते, उपतिसपसिने** અને જે રાહુલોવાદ સૂત્રમાં મૃષાવાદને ઉદ્દેશીને ભગવાન બુદ્ધે કહ્યું હતું તે. ભન્તે! આટલાં ધર્મ-વચનો, ઇચ્છું છું કે, બહુ ભિક્ષુઓ અને ભિક્ષુણીઓ વારંવાર સાંભળે અને તેનો પાઠ કરે; અને ઉપાસક અને ઉપાસિકાઓ પણ. આ (લેખ) વડે હું આ પ્રમાણે લખાવું છું કે જેથી મારો અભિપ્રાય જાણે."

આ શિલાલેખની પ્રાચીનતા જોતાં, તેમાં ઉલ્લેખ કર્યો છે તે ધર્મવચનો કયાં કયાં છે, અને તેમાં શું છે તે જાણવું આવશ્યક છે.

આ લેખમાં સાત ધર્મવચનોનો નીચેના શબ્દોથી ઉલ્લેખ કર્યો છે.

१. **विनयसमुकसे.**
२. **आलियवसानि.**
३. **अनागतभयानि.**
४. **मुनिगाथा.**
५. **मोनेयसूते.**
६. **उपतिसपसिने.**
७. **लाघुलोवादे मुसावादं अधिगिच्य भगवता बुधेन भासिते.**

આ શબ્દોથી બૌદ્ધ મૌલિક સાહિત્યના કયા કયા ભાગોનો ઉલ્લેખ થયો છે તે સંબંધી મતભેદ છે. આ ઉલ્લેખો સંબંધી પ્રથમ કલ્પના ફ્રેંચ વિદ્વાન એમિલ સેનારે અને તે પછી ઓલ્ડનબર્ગે કરેલી છે. અને પછી તેમની કલ્પનાની મદદ વડે પ્રો. ર્હાઇસ ડેવિડ્સે કરેલી છે. આમાં પ્રથમ ઉલ્લેખ વિશે હજુ સુધી કોઇ વિદ્વાને કલ્પના કરી નથી, અને સાતમા વિશેનો પ્રો. સેનારનો તર્ક હજુ સુધી સર્વમાન્ય રહ્યો છે. **मज्झिमनिकाय**માં **राहुलोवाद** નામનાં બે સૂત્રો છે તે પૈકી ૬૧ માના પહેલા પારિગ્રાફમાં મૃષાવાદ સંબંધી બોધ કરેલો છે માટે શિલાલેખમાં એજ સૂત્ર વિવક્ષિત છે, એમ નક્કી થયું છે.

બીજો ઉલ્લેખ **अलियवसानि** એ દીઘનિકાયના સંગીતિસુત્તમાં છે, એમ પ્રો. ર્હાઇસ ડેવિડ્સ માને છે. હવે દીઘનિકાયના સંગીતિસુત્તમાં **दस अरिय वासा** છે એ ખરૂં છે. પણ આ દીઘનિકાયમાં સંગીતિસુત્ત સારિપુત્તના મુખમાં મૂકેલું છે અને શિલાલેખમાં તો ભગવાનનાં વચનોનો ઉલ્લેખ સ્પષ્ટ છે. વળી એ પણ જોવાનું છે કે આ **दस अरियवासा**માં એવા ધર્મોનું વર્ણન છે જે સામાન્ય માણસને માટે દુષ્પ્રાપ્ય જ ગણાય, કેટલાએક તો માત્ર અર્હતને જ સાધ્ય છે. દીઘનિકાય પોતે એ ધર્મોને **दुप्पतिविज्झ**, દુઃસાધ્ય ગણે છે અને એવા ધર્મોનો અશોક શિલાલેખમાં ઉલ્લેખ કરે એ સંભવિત નથી. કારણ કે શિલાલેખમાં સર્વ પાળી શકે, માત્ર ભિક્ષુકોજ નહિ પણ સામાન્ય ઉપાસકો પણ પાળી શકે, એવા ધર્મો જ દર્શાવવાનો ઉદ્દેશ સ્પષ્ટ છે. આ વાંધાને લીધે અહિં **दस अरियवासा**નો ઉલ્લેખ હોય એમ માની શકાતું નથી. માટે અમે અહીં **अरियवंसा**નો ઉલ્લેખ માનીએ છીએ. તેમ કરતાં આ વાંધો રહેતો નથી. ઉક્ત **अरियवंसा, अंगुत्तरनिकायना**

**चतुक्कनिपात**માં આવે છે; તે સ્વયં ભગવાને ઉચ્ચારેલાં વચનો છે અને તેમાં દર્શાવેલા ધર્મો સામાન્ય ધર્મો છે. **वंसा**નો અર્થ સનાતન માર્ગ એવો થાય છે. આને **पटिसंभिदा**માં **अरियवंसानि** કહેલું છે તથા **अंगुत्तरनिकाय**ની ટીકામાં બુદ્ધઘોષ તેને **अरियवंस सुत्तन्त** કહી તેના ૫૨ દસ પાનાં લખે છે તે તેની અગત્યતા પ્રસિદ્ધિ અને ઓળખાણનું સ્વતંત્ર પ્રમાણ છે.

ત્રીજો ઉલ્લેખ **अनागतभयानि**નો છે. **अंगुत्तरनिकाय**નાં ૭૭થી ૮૦ એ ચારેય સૂત્રો આ નામનાં છે. આ પૈકી ૭૯ મું સૂત્ર અહીં શિલાલેખમાં વિવક્ષિત છે એમ પ્રો. ર્‌હાઇસ ડેવિડ્સ માને છે. તે સૂત્રમાં ભવિષ્યમાં કેવી કેવી વિપત્તિઓ પડશે એની આગાહી કરી છે અને એવા પ્રસંગોમાં ભિક્ષુઓએ કેમ વર્તવું તેની સૂચના છે. આમાં અનધિકારી ભિક્ષુઓ અભિધમ્મનો ઉપદેશ કરશે એવી વિપત્તિ પણ ગણાવી છે. આવી બાબત અશોક સામાન્ય માણસોને માટે લેખમાં ગણાવે એ સંભવિત નથી. આવીજ રીતે ૭૭ મા સૂત્રમાં પાંચ પ્રકારની વિપત્તિઓમાં વનવાસી ભિક્ષુઓએ કેમ રહેવું એ હકીકત છે તથા ૮૦ મામાં પણ ભિક્ષુઓને માટે સૂચનાઓ છે માટે આ ત્રણમાંનું કોઇ સૂત્ર અહીં લક્ષેલું હોય એમ માની શકાતું નથી. ૭૮ મા સૂત્રમાં વય, રોગ, દુષ્કાળ, લડાઇ કે આંતર ભેદ જેવી આપત્તિઓ આવી પડે છે, માટે તે ન આવી હોય ત્યાં સુધીમાં માણસે ચેતીને ચાલવું જોઇએ એ મુદ્દાનો ઉપદેશ છે માટે એજ સૂત્રનો અહીં ઉલ્લેખ છે એમ માનવું પ્રામાણિક છે.

ચોથો ઉલ્લેખ **मुनिगाथा**નો છે તે **सुत्तनिपात**ની ૨૦૭—૨૨૧ ગાથાઓ છે એમ પ્રો. ર્‌હાઇસ ડેવિડ્સે કહ્યું છે તેની સાથે અમે સંમત છીએ.

પાંચમો **मोनेयसूते**નો ઉલ્લેખ છે. પ્રો. ર્‌હાઇસ ડેવિડ્સ આને **अंगुत्तरनिकाय**નું **मोनेय्यसुत्त** ગણે છે. આ સુત્તમાં **कायमोनेय्य** અને **वचीमोनेय्य** આવવા ઉપરાંત **मनोमोनेय्य** આવે છે જે સામાન્ય કોટિનાં માણસોને માટે અશોક દર્શાવે એ અસંભવિત છે. અમે અહીં **सुत्तनिपात**નું **नालकसुत्त** વિવક્ષિત છે એમ માનીએ છીએ. આ સુત્તમાં બુદ્ધ ભગવાન નાલકને સાદાઇ અહિંસા વગેરે નીતિના મૂળ સિદ્ધાન્તોનો ઉપદેશ કરે છે. આ સુત્તમાં **मोनेय्य** શબ્દ ૨૦, ૨૩, ૩૮ મી ગાથાઓમાં **मुनि** શબ્દ ૧૦, ૨૫, ૩૦, ૩૩ અને ૪૫ મીમાં અને **मोन** ૪૦, ૪૫ મીમાં આવે છે. આ સુત્ત **नालक**ને સંબોધન રૂપે છે માટે **नालकसुत्त** કહેવાય છે પણ પોતાના વિષયને લીધે **मोनेयसुत्त** પણ કહેવાતું હશે એ નિઃસંદેહ છે. આ રીતે સુત્તોનાં સ્થલ, વિષય, ઉપદેશક, અને સુત્તમાં વારંવાર આવતા શબ્દ ઉપરથી તેમનાં બીજાં નામો પડ્યાના અનેક દાખલા મળી આવે છે. વળી આ સુત્ત બહુ પ્રસિદ્ધ હતું એવા પણ પુરાવા છે.

છઠ્ઠો ઉલ્લેખ **उपतिस पसिने**નો અર્થ ઉપતિસ્સના પ્રશ્નો એવો થાય છે. ઉપતિસ્સ એ બુદ્ધના મહાન શિષ્ય સારિપુત્તનું બીજું નામ હતું. પ્રો. ર્‌હાઇસ ડેવિડ્સ આને વિશે ચોક્કસ અભિપ્રાય નથી આપતા કારણકે ઘણાં સુત્તોમાં સારિપુત્તે પ્રશ્નો પૂછેલા છે અને તે બધાંને આ નામ ઘટી શકે. **सुत्तनिपात** ૪, ૧૬ મું સુત્ત **सारिपुत्त सुत्त**ને નામે પ્રસિદ્ધ છે, તેમાં સારિપુત્તે ૮ ગાથાથી પ્રશ્નો પૂછ્યા છે અને ભગવાન બુદ્ધે ૧૩ થી તેનો જવાબ

ન કરે, શયનાસનનો દોષ દેખીને, મુક્તિ તરફ બુદ્ધિ રાખીને તેનો ઉપભોગ કરે, તેવા ગમે તે શયનાસનના સંતોષવડે પોતાનું વખાણ ન કરે અને બીજાની નિન્દા ન કરે; જે ત્યાં દક્ષ અપ્રમાદી જ્ઞાનવાળો સ્મૃતિવાળો હોય તે, ભિક્ષુઓ, પુરાણા અગ્રગણ્ય આર્યવંશમાં સ્થિત ભિક્ષુ કહેવાય છે.

વળી હે ભિક્ષુઓ, ભિક્ષુ ચિન્તનમાં મગ્ન રહે ચિન્તનમગ્ન થઇ ક્લેશના ત્યાગમાં રત થાય, વળી તેવો ચિન્તનરત ચિન્તનરતિવડે, ક્લેશત્યાગરત ક્લેશ ત્યાગ રતિવડે પોતાનાં વખાણ ન કરે અને બીજાની નિંદા ન કરે; જે ત્યાં દક્ષ અપ્રમાદી જ્ઞાનવાળો સ્મૃતિવાળો હોય તે, ભિક્ષુઓ, પુરાણા અગ્રગણ્ય આર્યવંશમાં સ્થિત ભિક્ષુ કહેવાય છે.

હે ભિક્ષુઓ, આ ચાર આર્યવંશો છે જે અગ્રગણ્ય, સનાતન, ઉત્તમ પરંપરાઓ, પુરાણા, સેળભેળ વિનાના પહેલાં પણ સેળભેળ નથી થઇ એવા, અને હવે પછી સેળભેળ નહિ થાય એવા, જ્ઞાની શ્રમણો અને બ્રાહ્મણોએ નહિ નિંદેલા એવા છે.

૨. વળી, હે ભિક્ષુઓ, આ ચાર આર્યવંશોવાળો ભિક્ષુ પૂર્વ દિશામાં વિહરે છે, અને એ જ અરતિને હરાવે છે અરતિ તેને હરાવતી નથી પશ્ચિમ દિશામાં...ઉત્તર દિશામાં દક્ષિણ દિશામાં વિહરે છે અને એ જ અરતિને હરાવે છે અરતિ તેને હરાવતી નથી. તે કયા હેતુથી? હે ભિક્ષુઓ, તે ધીર અરતિરતિસહ છે માટે.

૩. અરતિ ધીરને હરાવતી નથી. અરતિને ધીર હરાવે છે. ધીર અરતિને હરાવે છે. ધીર અરતિસહ છે.

સર્વ કર્મ છોડી દીધાં છે એવાને, જેણે સર્વ છોડી દીધું છે તેને કોણ અટકાવે? જંબુનદ સોનાના નિષ્કની પેઠે તેની કોણ નિન્દા કરી શકે? બ્રહ્માથી પ્રશંસિત થયેલા એવા તેની દેવો પણ પ્રશંસા કરે છે.*

ત્રીજો ઉલ્લેખ **अंगुत्तरनिकाय**ના ૭૮ મા સૂત્રનો છે તે નીચે પ્રમાણે છે—

૧. હે ભિક્ષુઓ, પાંચ અનાગત ભય દેખનારા ભિક્ષુએ અપ્રાપ્તની પ્રાપ્તિ માટે, અલબ્ધની લબ્ધિ માટે, નહિ સાક્ષાત્ કરેલું સાક્ષાત્ કરવા માટે અપ્રમાદી, વીર્યવાન નિર્વાણમાં ચિત્ત રાખીને રહેવું યોગ્ય છે. તે પાંચ કયાં?.

૨ હવે ભિક્ષુઓ, ભિક્ષુ એ પ્રમાણે વિચાર કરે છે કે "હું અત્યારે નાનો, જુવાન, બાળક, કાળા કેશવાળો, ભદ્ર, યૌવનવાળો પ્રથમ વયમાં છું, એવો પણ સમય આવે છે જ્યારે આ કાયને જરા સ્પર્શ કરે છે, જીર્ણ અને જરાથી હારી ગયેલાએ બુદ્ધ શાસનનું મનન કરવું સુકર નથી, અરણ્ય વન જંગલના પ્રાન્તોમાં શયનાસન સેવવું સહેલું નથી, આવો અનિષ્ટ, અકાન્ત, અપ્રિય ધર્મ મને પહોંચી વળે તે પહેલાં હું અપ્રાપ્તની પ્રાપ્તિ માટે અલબ્ધની લબ્ધિ માટે, નહિ સાક્ષાત્ કરેલું સાક્ષાત્ કરવા માટે વીર્યનો આરંભ કરૂં, જેથી તે ધર્મવાળો હું જીર્ણ પણ સુખેથી વિહરૂં.

હે ભિક્ષુઓ, આ પ્રથમ અનાગત ભય દેખનારા ભિક્ષુએ......યોગ્ય છે.

---

* મૂળમાં ગાથાઓ છે.

૩. વળી હે ભિક્ષુઓ ભિક્ષુ એ પ્રમાણે વિચાર કરે છે કે "હું અત્યારે પ્રધાનકર્મ એટલે નિર્વાણના પ્રયત્ન માટે દરદ વિનાનો, રોગ વિનાનો, સમપાચન શક્તિની હોજરી વાળો, નહિ બહુ શીત નહિ બહુ ઉષ્ણ પણ મધ્યમ પ્રકારની હોજરી વાળો છું; એવો પણ સમય આવે છે જ્યારે આ કાયને વ્યાધિ સ્પર્શ કરે છે, વ્યાધિને અને વ્યાધિથી હારેલા એ...... જેથી તે ધર્મવાળો હું વ્યાધિત પણ સુખેથી વિહરૂં.

હે ભિક્ષુઓ, આ દ્વિતીય અનાગત ભય દેખનારા.........

૪. વળી હે ભિક્ષુઓ, ભિક્ષુ એ પ્રમાણે વિચાર કરે છે કે "અત્યારે સુભિક્ષ[૫] છે, સારૂં ધાન્ય છે, પિન્ડ સુલભ છે, ઉંછવૃત્તિથી કે દાન વડે સમય કાઢવો સુકર છે, એવો પણ સમય આવે છે જ્યારે દુર્ભિક્ષ હોય છે, ધાન્ય હોતું નથી, પિન્ડ દુર્લભ થાય છે, ઉંછવૃત્તિથી કે દાનવડે સમય કાઢવો સુકર નથી હોતો. દુર્ભિક્ષમાં માણસો જ્યાં સુભિક્ષ હોય છે ત્યાં જાય છે, ત્યાં ખીચોખીચ રહેવું પડે છે, ટોળામાં રહેવું પડે છે, ત્યાં ખીચોખીચમાં અને ટોળામાં શુદ્ધ શાસનનું...જેથી તે ધર્મવાળો હું દુર્ભિક્ષમાં પણ સુખે વિહરૂં.

હે ભિક્ષુઓ આ તૃતીય અનાગત ભય દેખનારા.........

૫. વળી...વિચાર કરે છે કે "અત્યારે માણસો સમગ્ર છે, આનંદમાં રહે છે, વિવાદ કરતા નથી, દૂધ પાણીની માફક રહે છે, એક બીજાને પ્રિયચક્ષુથી જોતા વિહરે છે, પણ એવો પણ સમય આવે છે, જ્યારે અટવી સંક્ષોભ થાય છે, કુંડાળે વળીને લોકો અહીં તહીં ફરે છે, ભય હોય છે ત્યારે માણસો જ્યાં ક્ષેમ હોય છે ત્યાં જાય છે, ત્યાં ખીચોખીચ રહેવું પડે છે, ટોળામાં રહેવું પડે છે. ત્યાં.......................જેથી તે ધર્મવાળો હું ભયમાં પણ સુખે વિહરૂં.

હે ભિક્ષુઓ આ ચતુર્થ અનાગતભય દેખનારા.........

૬. વળી......વિચાર કરે છે કે "અત્યારે સંઘ સમગ્ર છે, આનંદમાં છે, વિવાદ કરતો નથી, એક ઉદ્દેશવાળો છે અને સુખે વિહરે છે, પણ એવો પણ સમય આવે છે જ્યારે સંઘ ભિન્ન[૬] થાય છે, સંઘ ભિન્ન થાય છે ત્યારે શુદ્ધ શાસનનું............જેથી તે ધર્મવાળો હું સંઘ ભિન્ન થતાં પણ સુખે વિહરૂં.

હે ભિક્ષુઓ આ પાંચમા અનાગત ભય દેખનારા......

હે ભિક્ષુઓ આ પાંચ અનાગતભય દેખનારા ભિક્ષુએ.........રહેવું યોગ્ય છે.

ચોથા ઉલ્લેખમાં **सुत्तनिपात**ની જે ગાથાઓ વિવક્ષિત છે તેનો અર્થ નીચે પ્રમાણે છે.

## ૧૨. મુનિસુત્ત.

૨૦૭. સંસ્તવ એટલે માણસ તરફની આસક્તિથી ભય ઉત્પન્ન થાય છે, નિકેત, ઘરસંસારના જીવનથી રજ એટલે મેલ ઉત્પન્ન થાય છે. અનિકેત અને અસંસ્તવ એવું મુનિનું દર્શન છે.

---

૫. સુખેથી ભિક્ષા મળે એવો સમય, સુકાળ.

૬. ભેદ, તડ પડે છે.

૨૦૮. જે ઉત્પન્ન થયેલા ક્લેશને ભાંગી નાખીને ફરી ઉગવા નથી દેતો, ઉત્પન્ન થતા ક્લેશને પ્રવેશ કરવા નથી દેતો, તેને એકલો ચર્યા કરતો મુનિ કહે છે. તે મહર્ષિએ શાન્તિનું પદ જોયેલું છે.

૨૦૯. જે પાપની વસ્તુઓની સંખ્યા કરીને, તેના બીજનો નાશ કરીને તેની આસક્તિને પ્રવેશ ન પામવા દે તે, જન્મના ક્ષય અને અન્તને દેખનારો મુનિ તર્ક છોડી દઇને સંખ્યા પામતો નથી અર્થાત્ કોઈ પ્રકારનો જન્મ પામતો નથી.

૨૧૦. સર્વ નિવેશનો, કહેતાં જીવનની ભૂમિકાઓ, જાણીને, તેમાંની એકની પણ જે કામના કરતો નથી તે લોભ વિનાનો નિર્લોભ મુનિ નવા ભવને માટે પ્રયત્ન, કર્મ કરતો નથી અને સર્વની પાર ગયેલો બને છે.

૨૧૧. સર્વનો પરાભવ કરનાર, સર્વને જાણનાર, સારી મેધાવાળો, સર્વ ધર્મમાં અલિપ્ત, સર્વનો ત્યાગ કરનાર, તૃષ્ણાનો ક્ષય કરીને મુક્ત થયેલો, એવાને ધીર પુરુષો મુનિ જાણે છે.

૨૧૨. પ્રજ્ઞાના બળ વાળો, શીલ અને વ્રતવાળો, ચિત્તનાં સમાધાન વાળો, ધ્યાનમાં રત, સ્મૃતિવાળો, સંગ–આસક્તિથી પ્રમુક્ત, આસ્રવ અને કાઠિન્યવિનાનો જે હોય એવાને ધીર પુરુષો મુનિ જાણે છે.

૨૧૩. એકલો અપ્રમત્ત ચર્યા કરતો હોય, નિંદા અને પ્રશંસામાં કંપે નહિ, સિંહની પેઠે શબ્દોથી ત્રાસ ન પામે, વાયુની પેઠે જાળમાં પકડાઇ જાય નહિ; પાણીથી પદ્મની પેઠે અલિપ્ત રહે, બીજાઓને દોરે પણ તેને કોઈ દોરે નહિ, એવાને ધીર પુરુષો……

૨૧૪. પોતાને વિશે પારકાઓ બોલવામાં હદબહાર જાય ત્યારે જે ન્હાવાની જગા પરના થાંબલા[૭] જેવો થઈ જાય તેવા વીતરાગ અને સમાહિત ઇન્દ્રિયવાળાને ધીર પુરુષો…

૨૧૫. જે સ્થિતાત્મા કાંઠલાની[૮] પેઠે સીધો જાય, પાપ કર્મોની જુગુપ્સા કરે, સમ વિષમની મીમાંસા કરે એવાને ધીર પુરુષો…….

૨૧૬. જે યતાત્મા મુનિ, પોતે સંયતાત્મા હોઇ, બાળક હોય, કે મધ્યમ વયનો હોય ત્યારે પાપ ન કરે. રોષ ન પામે એવો કોઇના ઉપર રોષ ન કરે, એવાને ધીર પુરુષો……

૨૧૭. જે પારકા દાન ઉપર જીવનારો છતાં, પોતાને પિંડ પડેલો મળે મધ્યમાં મળે કે છેવટે મળે તો પણ સ્તુતિ કરે કે નિન્દા કરે એવો ન હોય એવાને ધીર પુરુષો……

૨૧૮. જે મુનિ મૈથુનથી વિરત થઈ ચર્યા કરે, જે કદાપિ પણ યૌવનમાં બંધાઇ જતો નથી, જે મદ અને અપ્રમાદથી વિરત છે અને વિપ્રમુક્ત છે એવાને ધીર પુરુષો…

૨૧૯. જે લોકને જાણીને પરમાર્થદર્શી થયો છે, જે ઓઘને સમુદ્રને તરીને સંત થયો છે. તેવા છિન્નગ્રન્થી આશ્રય વિનાના આસ્રવ વિનાનાને ધીર પુરુષો…

૨૨૦. દારપોષણ કરનારો સંસારી અને નિર્મમ અને સુવ્રત એવો મુનિ એ બન્ને

---

૭. ન્હાવાની જગાપર ચોખૂણ કે અષ્ટખૂણ થાંભલો રખાતો અને તેની સાથે શરીર ઘસીને ન્હાવાનો રિવાજ હતો. તે થાંબલા જેવો અચલ એવો અર્થ છે.

૮. વણવાનો શટલ તે એવો સીધો જાય છે કે ઊંચાનીચા થતા તાણામાં ગૂંચવાઇ જતો નથી.

અસમ છે, બન્નેનો વ્યવહાર અને વૃત્તિ ભિન્ન છે. સંસારી પરપ્રાણ હરણમાં સંયત હોતો નથી અને મુનિ હમેશાં પ્રાણીની રક્ષા કરે છે.

૨૨૧. જેમ આકાશગામી નીલકંઠ મોર કદાપિ પણ હંસની ગતિને પામતો નથી તેમ ગૃહી વનમાં એકાન્તમાં ધ્યાન કરતા મુનિ ભિક્ષુને તોલે કદી આવતો નથી.

તે પછીનો ઉલ્લેખ **मोनेयसुते** તે **नालकसुत्त** છે એમ અમે કહ્યું છે. તેમાં પ્રથમ વસ્તુ, હકીકત સંબંધી પ્રાસ્તાવિક ગાથાઓ છે તે છોડી, પ્રશ્નોત્તરરૂપની ૬૯૯ થી ૭૨૩ સુધીની ગાથાઓનું નીચે ભાષાન્તર આપ્યું છે.

૧. આ અસિતનું ખરૂં પડેલું વચન અમે જાણ્યું માટે હે ગોતમ, સર્વધર્મની પાર ગયેલું તે તને પૂછીએ છીએ.

૨. ઘરબાર વિનાના થયેલાને અને ભિક્ષુની ચર્યાની શોધ કરનારાને માટે ઉત્તમ મુનિપદ કયુ તે હે મુનિ, પૂછાયલો એવો મને કહે.

૩. ભગવાને કહ્યું "દુષ્કર અને અમલમાં મુકવું મુશ્કિલ એવું મુનિપદ હું તને સમજાવું છું. તું સ્થિર થા, દૃઢ થા.

૩. ગામમાં ગાળ કે વંદનાથી સમાન ભાવ રાખવો. મનમાં ખરાબ લાગણી ન થવા દેવી અને અભિમાન રાખ્યા વિના ચર્યા કરવી.

૪. વનમાં નાની મોટી જવાળાઓની પેઠે ગામમાં સ્ત્રીઓ ફરે છે. તે મુનિને લોભાવે છે. તે તમને મા લોભાવો.

૫. મૈથુન ધર્મથી વિરત થઇને, ઉચ્ચ નીચ કામનાઓ છોડી દઇને, સ્થાવર જંગમ પ્રાણીઓ તરફ અનાસકત અને અવિરુદ્ધ.

૬. 'જેવો હું છું તેવાં એ છે જેવાં એ છે તેવો હું છું' એ પ્રમાણે પોતાનો દાખલો લઇને કોઇને હણે નહિ કોઇનો ઘાત કરે નહિ.

૭. જ્યાં પૃથગ્જન સકત થયો છે એવાં ઇચ્છા અને લોભને છોડી દઇને ચક્ષુષ્માન થઇને ચાલે, આ નરકને તરી જાય.

૮. અલ્પાહારી, મિતાહારી, અલ્પ ઇચ્છાવાળો અને અલોલુપ થાય. તે ઇચ્છાની તૃષા છીપાવીને, ઇચ્છાવિનાનો નિવૃત્ત થાય છે.

૯. તે પિણ્ડને માટે વિહાર કરી આવીને વનમાં જાય, જાગ્રત સ્મૃતિ વાળો મુનિ વૃક્ષમૂલે આસન વાળીને બેસે.

૧૦. તે ધ્યાનમાં લાગેલો ધીર વનમાં રમમાણ થાય, વૃક્ષમૂલે આત્માને આનંદ આપતો ધ્યાન કરે.

૧૧. રાત્રિ પુરી થયે તે ગામ તરફ જાય. ગામના ન્હોતરાને કે ગામથી કોઇ ખાવાનું લઇ આવે તેથી બહુ રાજી ન થાય.

(અનુસંધાન પૃષ્ઠ ૪૧૮.)

# અપભ્રંશનું વ્યાકરણ.[1]

### અપભ્રંશમાં થએલો સ્વરોનો અને વ્યંજનોનો ભ્રંશ (વિકાર):

[2]આર્ષ સંસ્કૃત, સંસ્કૃત, વ્યાપક પ્રાકૃત કે પ્રાંતિક પ્રાકૃત શબ્દોમાં આવેલા સ્વરો અને વ્યંજનો ઉચ્ચારણાદિના[3] વિકારોને લીધે જે જાતની અપભ્રષ્ટતા પામેલા છે, તેના થોડાક નમૂના આ પ્રમાણે છે:

ઉ-નો અ, આ:

સં૦ बाहु-પ્રા૦ बाहा[4] (સ્ત્રી૦)-અપ૦बाहु-बाहा-बाह । વર્તમાન ગૂર્જરાતી-બાંહ-બાંય[5]-બ્હાંય ("બંધવ હજો બોલડે તો ય પોતાની બાંય")

ઋ-નો અ-આ-ઈ-ઉ:

સં૦ कृत्य-પ્રા૦ किच्च[6]-અપ૦-[7]कच्चु-काच्च । વર્ત૦ ગૂ૦-કાચું[8]-કૃત્ય-કત્ય.

---

૧. મારા રચેલા 'પ્રાકૃત-પ્રવેશ' નામક અમુદ્રિત પ્રાકૃત વ્યાકરણનું આ એક છેલ્લું પ્રકરણ છે.

૨. આર્ષ સંસ્કૃત એટલે વૈદિક સંસ્કૃત.

૩. શબ્દોનાં મૂળ રૂપોને અપભ્રષ્ટ થવામાં આટલાં કારણો આ પ્રમાણે છે:

(૧) સ્પષ્ટ ઉચ્ચારણની ખામી. (૨) વ્યાકરણ શાસ્ત્રની મર્યાદા કે મહત્તાનો ભંગ. (૩) અહંકારનું આધિક્ય. (૪) અક્ષરોને ભૂંસાડવા વા અક્ષરોને અસ્પષ્ટ રીતે સુધારવા (પ્રચ્છાદન.) (૫) બોલનાર, લખનાર કે વાંચનારનો ભ્રમ. (૬) જેવું લખ્યું હોય તેવું વાંચવું વા જેવું સાંભળ્યું હોય તેવું બોલવું-ઇત્યાદિ. (આ વિષેની વધુ સમજુતી માટે જૂઓ શ્રીહીરવિજયરાસમાંનો મારો 'ગૂર્જરાતી-ભાષા' વિષેનો નિબંધ-પૃ૦ ૫૫-૫૮ દેવચંદ લાલભાઇની આવૃત્તિ.)

૪. જૂઓ પ્રા૦ વ્યા૦ હૈ૦ ૮-૧-૩૬ સૂત્ર.

૫. 'બાહુ'ના અપભ્રષ્ટરૂપ 'બાહ' સાથે 'બાંય' રૂપને સરખાવો: જોરદાર ઉચ્ચારવાળા સંસ્કૃત શબ્દો પાલી-પ્રાકૃતમાં નરમ બને છે, તો પણ પોતાનું માત્રા-પરિમાણ બરાબર જાળવવા સાથે એ જોરદાર ઉચ્ચારના નિશાનને તેઓ છોડતા નથી: पर्क-पंक-वांकुं । वृश्चिक-विंचिअ-विंछो । छिद्र-छिंदु । જૂઓ (પ્રા૦ વ્યા૦ હૈ૦ ૮-૧-૨૬ વગેરે સૂત્રો). આ ધોરણને અનુસારે મહાપ્રાણવાળા 'બાહુ' શબ્દનું 'બાંય' રૂપ થએલું છે, એટલે 'હ'નો ભાર અનુસ્વારે લીધો અને 'ય' રૂપમાં 'હ' હલકો થયો. અનેક બારે વ્યંજનોને હલકા કરવા માટે 'પ્રાકૃત' માં 'ય' ની વપરાશ સુપ્રતીત છે. (જૂઓ પ્રા૦ વ્યા૦ હૈ૦ ૮-૧-૧૭૭ તથા ૧૮૦)

૬. જૂ૦ હૈ૦ ૮-૧-૧૨૮ તથા ૮-૨-૧૩.

૭. 'घृत=घय, तृण=तण' વગેરે પાલી પ્રાકૃત શબ્દોની પેઠે અહીં પણ 'ऋ'નો 'अ' રૂપે અંશ થએલો છે. જૂ૦ હૈ૦ ૮-૧-૧૨૬.

૮. જેમાં હજુ પણ કાંઇ 'કચવાપણું' બાકી હોય-તેનો ભાવ જણાવવા માટે સંસ્કૃતોદ્ભવ

સં० तृण-પ્રા० तण[९]-અપ०तृणु-तिणु-तणु । વર્ત૦ ગૂ૦તરણું[१०]-તણું[११] ।
સં० पृष्ठ-પ્રા० पट्ठ[१२]-पिट्ठ-અપ०-पुट्ठि-पिट्ठि-पट्ठि। વર્ત૦ ગૂ૦[१३]-પુંઠું-પુંઠી। પીઠ[१४]।
સં० सुकृत-પ્રા० [१५]सुकय-શૌ० सुकद-અપ०सुकिउ[१६]-सुकिदु-सुकृदु[१७]। વર્ત૦ ગૂ૦-સુકૃત-સુકત.

'કૃત્ય' (કૃત્ય એટલે કરવા લાયક-કરેલું નહિ અર્થાત્ અપૂર્ણ) શબ્દ બંધ બેસતો લાગે છે એથી એ શબ્દનું 'કચ્ચ' કે 'કાચ્ચ' રૂપ કદાચ લોકપ્રસિદ્ધ 'કાચા' ના ભાવને સૂચવે (?). હીંદીભાષાના કોશમાં 'કચ્ચા' શબ્દનો સંબંધ સં. 'कपण' સાથે જણાવેલો છે, એ બરાબર હું સમજી શક્યો નથી. એ 'કૃત્ય' શબ્દનો 'કચ્ચ' ભ્રંશ 'કાર્ય' (કાજ-કામ)ના ભાવને જણાવે છે : "कर्म कोडुंवं कज्ज" देशीनाममाला-पृ० ६९, गा० २. જૈનસંપ્રદાયના છેદસૂત્ર (પ્રાયશ્ચિત્ત-ગ્રંથ)'નિશીથ'ની ચૂર્ણિમાં (જૂઓ અભિધાનરાજેંદ્ર-'કિચ્ચકર' શબ્દ) એક સ્થળે 'કિચ્ચકર' શબ્દનો પ્રયોગ 'ગામનો મુખી' કે 'ગામનો વડો' એ અર્થમાં પણ થએલો છે-"(किच्चकरो) ग्रामकार्ये नियुक्ते-ग्रामव्यापके."

૯. જૂઓ હે૦૮-૧-૧૨૬.

૧૦. 'तृणु' શબ્દનો 'ऋ' ગુણરૂપે ભ્રંશ પામી નરમ થયો છે.

૧૧. એ જ નરમ થએલો 'तरणु' ઉચ્ચારરાભસ્યનેલીધે 'तणणुं' થયો છે.

૧૨. જૂઓ હે૦ ૮-૧-૧૨૬ અને 'पिट्ठ' તથા 'पुट्ठ' માટે જૂઓ હે૦ ૮-૧-૧૨૮-૧૩૧.

૧૩. અપ૦ 'पुट्ठि' રૂપ સાથે 'પુંઠું' કે 'પુંઠી' રૂપનો સંબંધ સાધી શકાય છે-અર્થમાં પણ એ બન્ને-પ્રકૃતિ-વિકૃતિ-સમાન જેવી છે. હસ્તલિખિત (પ્રતિઓનાં) પાનાઓનાં પેલી તરફના (આપણી સામી બાજુના) લખાણને પહેલી 'પુંઠી'નું લખાણ અને બીજી તરફના લખાણને બીજી 'પુંઠી'નું લખાણ કહેવાની રીત જૈન સાધુઓમાં તો પ્રચલિત છે. જૈન ભાષામાં જે માટે 'પુંઠિઉં' શબ્દ વપરાય છે તે પણ, આ 'पुट्ठि' પ્રકૃતિક છે ('પુંઠિઉં' એટલે ઉપાશ્રયમાં વ્યાખ્યાન દેવાની જગ્યાએ વ્યાખ્યાતાની પીઠ પાછળ આવેલું બહુમૂલ્ય વસ્ત્ર)

૧૪. જૂઓ હે૦ ૮-૧-૧૨૮. આ સૂત્ર તો 'ऋ'નો 'इ' ભ્રંશ થયાનું જણાવે છે, છતાં અહીં જે 'ई' ('पीठ') જણાય છે તે માત્ર 'ઠ'નો ભાર સચવાય માટે જ.

૧૫. જૂઓ ટિપ્પ૦ ૬. તથા અહીં 'य'ના રૂપમાં 'त' નરમ થયો છે.-'त' અને 'य' બન્ને વ્યંજન હોવા ઉપરાંત અલ્પપ્રાણ છે, 'य' તો ઘણા ય વ્યંજનોનો ભાર ઉતારે છે માટે 'त' કરતાં પણ વિશેષ અલ્પપ્રાણ હોવો જોઈએ.

૧૬. જૂઓ ટિપ્પ૦ ૯ ('ऋ'-નો 'इ')

૧૭. શૌરસેની પ્રાકૃતમાં 'त'ને સ્થળે બહુધા 'द'જ બોલાય છે : જૂઓ હે૦ ૮-૪-૨૬૦. એની અસર અહીં —'સુકિદુ' કે 'સુકૃદુ'માં થએલી છે. આર્ષ સંસ્કૃત કે સંસ્કૃત શબ્દો પ્રાકૃતમાં આવતાં નરમ બને છે,-એમ જણાવ્યું છે, પણ પ્રાંતિક પ્રાકૃત-

લૃ-નો ઈ-ઇલિ:

સં૦ क्लृन्न-પ્રા० किलिन्न[१८]-અપ૦-किन्नओ-किलिन्नओ ।

એ-નો ઇ-ઈ:

સં૦ रेखा-પ્રા૦ रेहा-અપ૦-लिह-लीह-लेह । વર્ત૦ ગૂ૦-લિહ-લીહ-લીટો, લીટી.

ઔ-નો અઉ-ઓ :

સં૦ गौरी-પ્રા૦ गोरी-અપ૦ गउरि-गोरि । વર્ત૦ ગૂ૦-ગૌરી-ગોરી-ગવરી-ગઉરી ।

ઉચ્ચારણ:

( કેટલેક સ્થળે દ્વિમાત્રિક સ્વરનો ઉચ્ચાર ઘણે ભાગે એકમાત્રિક સ્વર જેવો થાય છે: )

સં૦ सुखेन आसे-પ્રા૦सुहेण अच्छामि-અપ૦ सुखें अच्छउं । વર્ત૦ ગૂ૦-સુખેં છું ।

( ઉચ્ચારણાદિના વિકારને લીધે બે સ્વર વચ્ચે રહેલો વ્યંજન ઘણે ભાગે વિકૃત થઇ જાય છે : )

ક-નો ગ :

સં૦ विक्षोभकर-પ્રા૦ विच्छोहयर-અપ૦ विच्छोहगर । વર્ત૦ ગૂ૦ વિક્ષોભકર ।

ખ-નો ઘ :

સં૦ सुख પ્રા૦ सुह-અપ૦-सुघ-सुघि[१९] । વર્ત૦ ગૂ૦-સુખ ।

ત-નો દ :

સં૦ कथित-પ્રા૦ कहिअ-શૌ૦ कधिद-कहिद-અપ૦ कधिदु । વર્ત૦ ગૂ૦-કહિઉં-કહ્યું, [કીધું ।

થ-નો ધ, પ-નો બ :

સં૦ शपथ[२०]-પ્રા૦ सवह-શૌ૦ सवह-सवध-અપ૦सबधु-सवधु । વર્ત૦ ગૂ૦ શપથ ।

ક નો ભ :

સં૦ सकल પ્રા૦ सहल-सभल-અપ૦ सभलउ । વર્ત૦ ગૂ૦ સકળ ।

---

માં એટલે શૌરસેની પ્રાકૃત, માગધી પ્રાકૃત, પૈશાચી પ્રાકૃત કે અપભ્રંશ પ્રાકૃતમાં તો ઘણે ઠેકાણે એથી ઉલટું પણ બનતું જણાય છે: 'સુકિદુ'માં 'ત' 'ય'ના રૂપમાં હલકો થવાને બદલે ઉલટો મહાપ્રાણ 'દ' રૂપમાં ભ્રંશ પામેલો છે—મનુષ્યોનાં કંઠાદિ ઉચ્ચારસ્થાનો અને આસ્યપ્રયત્નો એવાં વિચિત્ર છે કે, કેટલીએ વાર તો એ આખાને આખા વ્યંજનોને ગળી જાય છે અને કેટલીએ વાર એ સરળ ઉચ્ચારને બદલે વિશેષ ક્લિષ્ટ ઉચ્ચાર પણ ઉપજાવે છે-સંભવ છે કે, આમાં ભૂગોલની પણ અસર કારણ હોય.

૧૮. જૂઓ હે૦ ૮-૧-૧૪૫.

૧૯. સિંહરાજના 'પ્રાકૃતરૂપાવતાર'માં 'चदुब्बुघ'ને 'ચતુર્મુખ'ના અપભ્રંશરૂપે જણાવેલો છે એટલે 'सुख' ના અપભ્રંશ 'સુખ'ના 'સુઘ'ની પેઠે 'સુધ' પણ થતો જણાય છે.

૨૦. આના સમાનાર્થક સં. 'शापः' ઉપરથી પ્રા૦ सायो અને 'सवो' થાય છે. આપણી ભાષામાં 'સોગન' અર્થમાં વપરાતા 'સમ' શબ્દની પ્રકૃતિ એ 'सयो' ધ્વનિ હોય.

મ–નો વઁ:

સં० कमल–પ્રા० कमल–અપ० कवँलु–कमलु। વર્ત० ગૂ૦–કમલ–કમળ।

સં० तथा–પ્રા० तहा–तह–અપ० तिम–तिवँ, तेम, तेवँ। વર્ત० ગૂ० તેમ।

સં० भ्रमर–પ્રા० भमर–भसल–અપ० भवँरु, भमरु। વર્ત० ગૂ૦–ભમર, ભ્રમર।

સં० यथा–પ્રા० जह, जहा–અપ० जिम–जिवँ, जेम, जेवँ। વર્ત० ગૂ૦–જેમ।

લોપ:

(ઘણે ભાગે સંયુક્ત વ્યંજનોમાં પાછલો સંયુક્ત બોલાતો નથી:)

સં० प्रिय–પ્રા० पिअ–पिय–અપ० पिउ, प्रिय। વર્ત० ગૂ૦–પિઉ, પ્રિય, પ્રિયકાર–પ્યારો, પ્રિયકારી, પ્યારી।

ઉમેરણ:

(ક્યાંય ક્યાંય તો લુપ્ત વ્યંજનને સ્થાને 'રેફ'નો ઉચ્ચાર થાય છે:)

સં० व्यास–પ્રા० वास–અપ० व्रास, वास। વર્ત० ગૂ૦–વ્યાસ।

આદેશ:

('મ્હ'ને સ્થાને 'મ્ભ' પણ બોલાય છે:)

સં.० ग्रीष्म–પ્રા०–गिम्ह–અપ०–गिम्हो, गिम्भो।વર્ત० ગૂ૦–ગ્રીષ્મ,ગ્રીષમ, ગરમ, ગરમી।

સં० श्लेष्म–પ્રા० सिम्ह–અપ०–सिम्हो, सिम्भो। વર્ત० ગૂ૦–શ્લેષ્મ, શ્લેષમ, સળેખમ।

'संबंधी' શબ્દના સ્થાનમાં 'केर' અને 'तण' એવા બે આદેશ થાય છે: जसु केरु–ગૂ० જેના સંબંધી अम्हहंतणु–ગૂ० અમારા સંબંધી (આ 'કેર' અને 'તણ'ની મૂળ પ્રકૃતિ માટે પ્રસંગે હવે પછી વીગતથી ચર્ચા કરવાની છે)

સંપ્રસારણ:

(ઉચ્ચારણની સરળતા માટે ઘણે સ્થળે બે સ્વર વચ્ચે આવેલા વ્યંજનને પડતો મૂકવામાં આવે છે, એટલે બે સ્વર વચ્ચે આવેલા 'य' અને 'व' નું સંપ્રસારણ કરી ('ઈ' અને 'ઉ'ના રૂપમાં ફેરવી) તેને આગલા સ્વર સાથે સાંધી દેવામાં આવે છે માટે જ શબ્દની માત્રાના પરિમાણને પ્રાયઃ ઘટ લાગતી નથી:)

सं. वचन–प्रा० वयण–अप० वेण, वीण। વર્ત० ગૂ૦–વચન, વેણ।

सं. शयन–प्रा० सयण–पा० सेन–[21] अप० सेण। વર્ત० ગૂ० શયન।

सं. नयन–प्रा० नयण–अप० नेण। વર્ત० ગૂ૦–નયન, નેણ। નેન–(હિંદી)

सं. नवनीत–प्रा० नवणीअ / णवणीअ –अप० नोणीअ। लोणी–(मराठी)

આચાર્ય હેમચંદ્રે આપેલા કેટલાક શબ્દો:

(આ નીચે જે શબ્દો આપવામાં આવેલા છે તેમાંના કેટલાક વ્યુત્પન્ન છે, અને દેશ્ય (અવ્યુત્પન્ન) વધારે છે:)

[सं. ईदृश–प्रा०–इइस–] अप० अइस, एह વર્ત० ગૂ૦– એવું। એસા (હિંદી)

[सं. अन्यादृश–प्रा० अन्नादिस–]–अप० अन्नाइस।

૨૧. પાલી (प्राकृती–पायडी–पायली–पाली) સાહિત્યમાં પણ આ શબ્દ વપરાએલો છેઃ–"सेनासनचारिकं"– विशुद्धिमग्ग पृ. २४.

[ सं अपरदृश-प्रा०-अवराइस]-अप० अवराइस
[ सं. आत्मीय-प्रा० अप्पणय ]-अप० अप्पण । वर्त० गू०-આપણું.
[ सं. आपत्-प्रा० आवया-] अप० आवइ-वर्त० गू० આપદા, આપત, આફત।
[ स. उत्थानोपवेशन-प्रा० उट्ठाणोववेसण-]देश्य-अप० उट्ठुवईस । वर्त० गू० ઊઠબેશ।

[सं. एतावत्-प्रा० एत्तिल-इत्तिअ-एत्तिअ-एद्दह]अप० एत्तुल-वर्त० गू० એટલું।
[सं. इयत्-प्रा० एत्तिल-इत्तिअ-एत्तिअ-एद्दह ]अप० एवड, एत्तुल। वर्त० गू० એવડું, એટલું।

[ सं. कीदृश-प्रा० कीइस-] अप० कइस, केह वर्त० गू० કેવું ( केसा, હિંદી )
[ सं. कियत्-प्रा० केत्तिल कित्तिअ-केत्तिअ-केद्दह ] अप० केवड, केत्तुल। वर्त० गू० કેવડું, કેટલું

[ सं. कौतुक-प्रा०कोउअ- ] अप० कोड्ड । वर्त० गू० कोड।
[ सं. क्रीडा-प्रा० कीला-] अप० खेड्ड । वर्त० गू० खेल।
देश्य-अप० धंघल। "धंघलि बूढा" हे०प्रा०द्व्या०। धंधल એટલે મોહ " धंघलो झगटकः " द्व्या० टी० स० ८-श्लो० १८ (झगटकः-गू० ઝગડો)
देश्य० अप० घुंट । वर्त० गू० ઘુંટ, ઘુંટડો।
" " छुडु। છુડુ એટલે જો ( हे० यदि )
[सं. यादृश-प्रा०जाइस-] अप० जइस, जेह। वर्त० गू० જેવું। जेसा (હિંદી)
देश्य-अप० जाइट्ठिआ। જાઇટ્ઠિઆ એટલે જે જે જોયું તે ( हे० यद् यद् दृष्टम्-तत् तत् )
देश्य-अप० जुअंजुअ। वर्त० गू० જુદું જુદું ( हे० पृथक् पृथक् )
{ सं. यावत-प्रा० जेत्तिल जित्तिअ-जेत्तिअ जेद्दह } अप० जेवड, जेत्तुल। वर्त० गू० જેવડું, જેટલું જેતા ( મારવાડી )
देश्य-अप० डक्करि। ડક્કરિ એટલે અદ્‌ભુત।
[ सं. तादृश-प्रा० ताइस- अप० तइस, तेह। वर्त० गू० તેવું। तेसा ( હિંદી )
{ सं. तावत्-प्रा० तेत्तिल तित्तिअ-तेत्तिअ तेद्दह } अप० तेवड, तेत्तुल। वर्त० गू० તેવડું, તેટલું।
देश्य-अप० दडवड। દડવડ એટલે અવસ્કંદ અર્થાત્ ઉતરવું, આક્રમણ કરવું: વ० ગૂ० દડવડ્યા-ક્રિ० " રાણી ગંદલ દડનેથી દડવડ્યા "
देश्य-अप० द्रवक्क। દ્રવક્ક એટલે ભય.
[ सं. दृष्टि-प्रा०-दिट्ठि-] अप० द्रेहि। वर्त० गू० દષ્ટિ।

[ सं. नवक-प्रा० नवय (ग) અથવા सं. नवं च तद् अक्षतं च नवाक्षत-प्रा० नवक्खय ] अप० नवख । વર્ત૦ ગૂ૦ નોખું । अनोखा (હિંદી)

देश्य-अप० नालिअ । નાલિઅ એટલે મૂઢ ।

,, निच्चट्ट । નિચ્ચટ્ટ એટલે ગાઢ ।

[ सं. परस्पर-प्रा० परोप्पर-] अप०अवरोप्परु । વર્ત૦ ગૂ૦ પરસ્પર ।

[ सं. माभैषीः-प्रा० मा भेसी ] अप० मब्भेसी । ગૂ૦ માભીશ ।

[ सं. रमण- प्रा० रमण ] अप० रवण्ण ।

देश्य-अप० वढ । એટલે મૂર્ખ ।

देश्य-अप०वहिल्ल। વર્ત૦ગૂ૦-વહેલું (વહિલ્લ એટલે શીઘ્ર)

,, ,, विच्च।વર્ત૦ગૂ૦ વચ્ચે बीच (હિંદી)(हे०वर्त्म)

,, ,, विट्टाल । વર્ત૦ ગૂ૦ વટાળ-વટલાવું

[ सं. विपत्ति-प्रा० विपत्ति ] अप० विवइ ।વર્ત૦ ગૂ૦ વિપત-વિપત્તિ.

देश्य-अप० वुन्न । વુન્ન એટલે વિષણ્ણ

,, ,, वुत्त । વુત્ત એટલે ઉક્ત-કહેલું.

,, ,, सड्डल । સડ્ડલ એટલે અસાધારણ.

[ सं. संपत्ति-प्रा० संपत्ति ] अप० संपइ ।વર્ત૦ ગૂ૦ સંપતિ, સંપત્તિ.

[ सं. हे आले !-प्रा० हे आलि ! ] अप० हेल्लि ! । વર્ત૦ ગૂ૦ એલિ

( हे सखे !-हेल्लि-हे० )



# નામકાંડ.

## અકારાંત પુંલિંગ—

### પ્રત્યયોઃ—

| | એકવચન. | બહુવચન. |
|---|---|---|
| પ્ર૦ | उ, ओ, ० | ० |
| દ્વિ૦ | उ, ० | ० |
| તૃ૦ | ण, म् | हि |
| પં૦ | हु, हे | हुं |
| ચ૦ ષ૦ | सु, स्सु, हो, ० | हं ० |
| સ૦ | इ, ए | हिं |
| સં૦ | उ, ओ, ० | हो ० |

### देव

| | એકવચન. | બહુવચન. |
|---|---|---|
| પ્ર૦ | [ સં૦ देवः, પ્રા૦ देवो ] देवु, देवो, देव, देवा | देव, देवा. [ સં૦ देवाः, પ્રા૦ देवा ] |
| દ્વિ૦ | [ સં૦ देवं, પ્રા૦ देवं ] देवु, देव, देवा | देव, देवा. [ સં૦ देवान्, પ્રા૦ देवा, देवे ] |
| તૃ૦ | [ સં૦ देवेन, પ્રા૦ देवेण, देवेणं ] देवेण, देवेणं, देवें | देवेहिं, देवाहिं, देवहिं. [ સં. देवेभिः, देवैः, પ્રા૦ देवेहि, देवेहिं, देवेहिँ ] |
| પં૦ | [ સં૦ देवात्, પ્રા૦ देवत्तो, देवाओ, देवाउ, देवाहि, देवाहितो, देवा; શૌ૦ देवादो, देवादु. પૈ૦ देवातो, देवातु ] देवाहु, देवहु, देवाहे, देवहे | देवाहुं, देवहुं. [ સં. देवेभ्यः, પ્રા૦ देवत्तो, देवाओ, देवाउ, देवाहि,-देवेहि, देवाहिंतो-देवेहिंतो, देवासुंतो-देवेसुंतो] |

| | |
|---|---|
| ષ० પ० [ સં. देवस्य, પ્રા० देवस्स, ભા० देवाह ] देवासु, देवसु, देवस्सु, देवाहो, देवहो, देव, देवा. | देवाहं, देवहं, देव, देवा [ સં. देवानाम् ; પ્રા० देवाणं, देवाण; ભા० देवाहं ] |
| સ० [ સં. देवे, પ્રા० देवे, देवम्मि ] देवि, देवे. | देवाहिं, देवहिं [ સં. देवेषु; પ્રા० देवेसु, देवेसुं ] |
| સં० [ સં० देव. પ્રા० देवो, देवा, देव ] देवु, देवो, देवा, देव. | देवाहो, देवहो, देव, देवा [ સં. देवाः; પ્રા० देवा ]. |

**નિયમો:—**

૧. વિભક્તિના બધા પ્રત્યયો પર રહેતાં નામના અન્ત્ય સ્વરનો દીર્ઘ અને હ્રસ્વ થાય છે.

૨. તૃતીયાના એકવચનના પ્રત્યયો પર રહેતાં નામના અન્ત્ય સ્વરનો ए થાય છે.

૩. તૃતીયાના બહુવચનના પ્રત્યય પર રહેતાં નામના અન્ત્ય અકારનો ए વિકલ્પે થાય છે.

૪. જ્યાં ० શૂન્ય છે, ત્યાં પ્રથમ નિયમને અનુસરીને રૂપો સમજવાનાં છે.

तरुण, लोग ( लोक ), काग ( काक ), मख ( मख ), विमिच ( चिशिम्ब ), सुद ( सुत ), चूद ( च्युत ), णाय (नाय). सदवध ( शतपथ ), कुँकोव ( कोप ), ताव ( ताप ), रेभ ( रेफ ), અને कभ ( कफ ) વગેરે અકારાંત શબ્દોનાં રૂપો દેવ પ્રમાણે સમજવાનાં છે.

અકારાંત सर्व વગેરે.

सर्व વગેરે શબ્દોનાં રૂપાખ્યાનો સામાન્ય અકારાંત નામની ( देवની ) જેવાં છે. પરંતુ વિશેષતા આ પ્રમાણે છે:—

૫. અકારાંત सर्व આદિ શબ્દોને પંચમીના એકવચનમાં हां પ્રત્યય, અને સપ્તમીના એકવચનમાં हिं પ્રત્યય લાગે છે:

सर्व આદિ શબ્દોમાં થતો ફેરફાર.

सव्व – साह, सव्व.

इदम् – आय.

किम् – क, कवण, काई.

## सव्व (प्रा० शब्द)

| | એકવચન. | બહુવચન. |
|---|---|---|
| પ્ર. | [સં. सर्वः, પ્રા. सव्वो] सव्वु, सव्वो, सव्व, सव्वा. | सव्व, सव्वा, [સં. सर्वे, પ્રા. सव्वे]. |
| દ્વિ. | [સં. सर्वम्, પ્રા. सव्वं] सव्वु, सव्व, सव्वा. | सव्व, सव्वा. [સં. सर्वान्, પ્રા. सव्वे, सव्वा.] |
| તૃ. | [સં. सर्वेण, પ્રા. सव्वेण, सव्वेणं] सव्वेणं, सव्वेणं, सव्वें. | सव्वेहिं,सव्वाहिं,सव्वहिं.[સં.सर्वेभिः,सर्वैः,પ્રા.सव्वेहिं-हिँ-हि.] |
| પં. | [સં. सर्वस्मात्, પ્રા. सव्वम्हा, सव्वत्तो, सव्वाओ, सव्वाउ, सव्वाहि, सव्वाहिंतो, सव्वा વગેરે.] सव्वाहां, सव्वहां. | सव्वाहुं, सव्वहुं, [સં. सर्वेभ्यः, પ્રા. દેવની પેઠે]. |
| ષ. ૫. | [સં. सर्वस्य, પ્રા. सव्वस्स] सव्वासु, सव्वसु, सव्वस्सु, सव्वाहो, सव्वहो, सव्व, सव्वा. | सव्वाहं, सव्वहं, सव्व, सव्वा. [સં.सर्वेषाम्,પ્રા.सव्वेसिं,सव्वाहं.] |
| સં. | [સં. सर्वस्मिन्; सव्वम्हि; પ્રા. सव्वस्सि, सव्वहिं, सव्वम्मि, सव्वत्थ.] सव्वाहिं, सव्वहिं. | सव्वाहिं, सव्वहिं. [સં. सर्वेषु, પ્રા. सव्वेसुं, सव्वेसु.] |

## અનિયમિત સર્વાદિ

### एतद्—एद, एअ

| | એકવચન. | બહુવચન. |
|---|---|---|
| પ્ર. | [સં. एषः, પ્રા. एसो] एहो. | एइ [સં. एते, પ્રા. एए]. |
| દ્વિ. | ,, | ,, |
| પં. | [સં. एतस्मात्, પ્રા. एयम्हा, શૌ. एदम्हा. પ્રા. एत्ताहे, एत्तो અને एआओ વગેરે સર્વની પેઠે]. एदाहां, एदहां, एआहां, एअहां. | |
| સ. | [સં. एतस्मिन्, પ્રા. एयम्हि શૌ० एदम्हि, પ્રા. अयम्मि ईयम्मि, एयम्मि વગેરે] एदाहिं, एदहिं, एआहिं, एअहिं. | |

બાકી બધાં સર્વની જેમ.

## अदस्—अमु

प्र० બહુ. ओइ [ सं. अमी, प्रा. अमू.]
द्वि. બહુ. ओइ. [ सं. अमून्, प्रा. अमू, अमुणो. ]
બાકી બધાં ઉકારાંત નામની જેવાં.

## किम्—क, कवण, काइं.*

पं. એક. किहे, कवणिंहे, काहां, कहां, कवणाहां, कवणहां [सं. कस्मात् प्रा. कम्हा, कीस, किणा. ]
ष. प. એક. कासु, कसु, कस्सु, कवणासु, कवणसु, कवणस्सु, काहो, कहा, क, का, कवणाहो, कवणहो, कवण, कवणा [ सं. कस्य, प्रा. कस्स, कास. ]
બાકી બધાં સર્વની જેમ.

## यत्—ज

प्र. એક. जु, जो, ज, जा, ध्रुं [ सं. यः प्रा. जो ]
द्वि. એક. जु, ज, जा, ध्रुं [ सं. यम् प्रा, जं. ]
ष. प. એક. जासु, जसु, जस्सु, जाहो, जहो, ज, जा, [ सं. यस्य, प्रा. जस्स, जास. ]
બાકી બધાં સર્વની જેમ.

## तत्—त

प्र. એક. सु, सो, स, सा, त्रं त्रुं [ सं. सः प्रा. सो ]
द्वि० એક. सु, स, सा, त्रं, त्रुं [ सं. तम् प्रा. तं ]
ष. प. એક. तासु, तसु, तस्सु, ताहो, तहो, त, ता [ सं. तस्य प्रा. तस्स, तास ].

* 'काइं' શબ્દનું 'काइ' રૂપ કરી તેનાં રૂપો ઇકારાંતની જેવાં જાણવાનાં છે.

## इકારાંત અને उકારાંત પુંલિંગ.

### પ્રત્યયો.

| | એકવચન. | બહુવચન. |
|---|---|---|
| પ્ર. | ० | ० |
| દ્વિ. | ० | ० |
| તૃ. | एं, म्, ण | हिं |
| પં. | हे | हुं |
| ચ. ષ. | ० | हुं हं. |
| સ. | हि | हुं हिं. |
| સં. | ० | हो, ० |

આ બધા પ્રત્યયો પર રહેતા इકારાંત અને उકારાંત નામના અંત્યસ્વરનો દીર્ઘ અને હ્રસ્વ થાય છે. જ્યાં શૂન્ય છે ત્યાં ઉપરનો નિયમ લાગુ પડે છે.

### कवि—कइ.

| | એકવચન. | બહુવચન. |
|---|---|---|
| પ્ર. | [ સં. कविः પ્રા. कवी ] कइ, कई. | कइ, कई [ સં. कवयः પ્રા. कवी ] |
| દ્વિ. | [ સં. कविम् પ્રા. कविं ] कइ, कई. | कइ, कई [ સં. कवीन् પ્રા. कवी ] |
| તૃ. | [ સં. कविना, પ્રા. कविणा ] कइण,-णं, कईण,णं कइएं,-ईएं, कईं, कइं. | कइहिं, कईहिं [ સં.कविभिः પ્રા. कवीहि-हिं-हिँ |
| પં. | [ સં. कवेः પ્રા. [1]कवे, कविणो, कविओ વગેરે] कइहे, कईहे, | कइहुं, कईहुं [ સં. कविभ्यः પ્રા. कइब्भो, कविओ વગેરે |

1 તુલના કરવાના લક્ષ્યથી માત્ર સમાન રૂપો આપ્યાં છે અને કેટલાંક સંસ્કૃત શુદ્ધ રૂપોને પણ પ્રાકૃતમાં ઉતાર્યાં છે.

| | | |
|---|---|---|
| ચ. પ. | [સં. कवये, कवेः પ્રા. कवे, कविस्स, कविणो] कइ, कई | कइहुं, कईहुं, कइहं, कईहं [સં. [1]कविभ्यः, कवीनाम्, પ્રા० कवीणं कवीण] |
| સ. | [સં. कवौ પ્રા. कविम्मि] कईहि कइहिं. | कइहुं, कईहुं, कइहिं, कईहिं [સં कविषु પ્રા. कविसु, कविसुं] |
| સં. | [સં. कवे પ્રા. कवि, कवी] कई, कइ. | कइहो, कईहो, कइ, कई [સં. कवयः પ્રા. कवओ, कवि, कवी] |

એ પ્રમાણે अग्गि, ससि, हरि, करि, काइ, (किं-काइं) गिरि, सउणि (शकुनि) हत्थि, सामि વગેરે શબ્દોનાં રૂપો સમજવાનાં છે.

## भानु–भाणु ( તુલના कवि પ્રમાણે. )

| | એકવચન. | બહુવચન. |
|---|---|---|
| પ્ર. | भाणु, भाणू | भाणु, भाणू. |
| દ્વિ. | ,, | ,, |
| તૃ. | भाणुण-णं, भाणूण-णं, भाणुएं, भाणूएं, भाणूं, भाणुं. | भाणुहिं, भाणूहिं. |
| પં. | भाणुहे, भाणूहे | भाणुहुं, भाणूहुं. |
| ચ. પ. | भाणु, भाणू | भाणुहुं, भाणूहुं, भाणुहं, भाणूहं. |
| સ. | भाणुहि, भाणूहि | भाणुहुं, भाणूहुं, भाणुहिं, भाणूहिं. |
| સં. | भाणु, भाणू | भाणुहो, भाणूहो भाणु, भाणू. |

એ પ્રમાણે तरु, पसु. पहु, भिक्खु, विहु, खलवु, कडप्पु, थाणु, खाणु, उउ, कारु વગેરે શબ્દનાં રૂપો સમજવાનાં છે.

## નપુંસકલિંગ,

અકારાંત, ઇકારાંત અને ઉકારાંત નપુંસકલિંગના પ્રત્યયો પુંલિંગની જેવા છે પરંતુ વિશેષ આ પ્રમાણે છે:

(૧) પુંલિંગમાં જણાવેલો ओ પ્રત્યય નપુંસકલિંગમાં વપરાતો નથી.

પ્ર. બહુ. इं

દ્વિ. બહુ. इं

### અકારાંત નપુંસક कुंड

| | એકવચન. | બહુવચન. |
|---|---|---|
| પ્ર૦ | [ સં. कुण्डम् પ્રા. कुंडं ] कुंडु, कुंड, कुडा | कुंडाइं, कुंडइं, [ સં. कुण्डानि પ્રા. कुंडाइं, कुंडाइँ, कुंडाणि ] |
| દ્વિ૦ | ,, | ,, |

બાકી બધાં અકારાંત પુંલિંગના જેવાં છે.

અપવાદઃ જે નામોને છેડે અકારાંત क હોય તેને પ્રથમાના અને દ્વિતીયાના એકવચનમાં उं પ્રત્યય લાગે છેઃ

| तुच्छअ (तुच्छक) | | भग्गअ (भग्नक) | |
|---|---|---|---|
| तुच्छउं, | तुच्छआइं, तुच्छअइं । | भग्गउं, | भग्गआइं, भग्गअइं । |
| ,, | ,, | ,, | ,, |

| वारिक | | महुक (मधुक) | |
|---|---|---|---|
| वारिउं, | वारिआइं, वारिअइं । | महुउं, | महुआइं, महुअइं । |
| ,, | ,, | ,, | ,, |

બાકી બધાં અકારાંત कुंडની જેવાં છે.

### ઇકારાંત ઉકારાંત નપુંસક.

#### वारि

| એકવચન. | બહુવચન. |
|---|---|
| वारि [ સં. वारि પ્રા. वारिं ] | वारीइं, वारिइं, [સં. वारीणि પ્રા. वारीइं, वारीइँ, वारीणि ] |
| ,, | ,, |

બાકી બધાં ઇકારાંત પુંલિંગના જેવાં છે.

महु ( मधु )

| | | | |
|---|---|---|---|
| [ सं. मधु प्रा. महुं ] | महु | महूइं, महुइं | [ सं. मधूनि प्रा. महूइं, महूइँ, महूणि ] |
| | ,, | ,, | |

બાકી બધાં ઉકારાંત પુંલિંગનાં જેવાં છે.

## સર્વનામ નપુંસકો—सव्व

| | | | |
|---|---|---|---|
| [ सं० सर्वम्, प्रा० सव्वं ] | सव्वु, सव्व, सव्वा | सव्वाइं, सव्वइं | [ सं० सर्वाणि प्रा० सव्वाइं, सव्वाइँ, सव्वाणि. ] |
| | ,, ,, ,, | ,, ,, | |

બાકી બધાં પુંલિંગનાં જેવાં.

एद, एअ ( एतद् )

| | | | |
|---|---|---|---|
| [ सं० एतत, प्रा० एअं, इणं ] | एहु | एईइं, एइइं, एइ | [ सं० एतानि, प्रा० एआइं, एआइँ, एआणि ] |
| | एहु | एईइं ,, ,, | |

બાકી બધાં પુંલિંગનાં જેવાં

आय ( इदम् )

| | | | |
|---|---|---|---|
| [ सं० इदम्. प्रा० इणं, इदं, इणमो ] | इमु | आयाइं, आयइं | [ सं० इमानि, प्रा० इमाणि, इमाइं, इमाइँ. ] |
| | इमु | आयाइं, आयइं | |

બાકી બધાં પુંલિંગની જેવાં.

अमु (अदस्)

[ सं० अदः प्रा० अह, अमुं] अमु ओईइं, ओइइं ओइ [ स०. अमूनि, प्रा० अमूइं, अमूइं, अमूणि ]

" " " "

બાકી બધાં પુંલિંગની જેવાં.

क, कवण, काइ[1] (किम्)

[ सं० किम्-प्रा० किं ] किं, कु, कवणु, काइ, काइं, कइं, कवणाइं, कवणइं, काईइं, काइइं, कीइं किइं. [ सं० कानि, प्रा० काइं काइँ, काणि. ]

" "

कक, कवणक, काइक (किम्)

[ सं० ककिम्-प्रा० कइं ] कउं, कवणउं, काइउं, कआइं, कअइं, कवणआइं, कवणअइं, काइआइं, काइअइं. [ सं० ककानि-प्रा० कआइं,-इँ, -णि ]

ज (यत्)

[ सं० यत्-प्रा० जं ] जु, ज, जा, ध्रुं, जाइं, जइं [ सं० यानि-प्रा०-जाइं, जाइँ, जाणि. ]

" "

त (तद्)

[ सं० तत्-प्रा० तं ] त्रुं, तु, त, ता ताइं, तइं [ सं० तानि-प्रा० ताइं, ताइँ, ताणि ]

" "

બાકી બધાં સર્વાદિ અકારાંત પુંલિંગ જેવાં.

[1] આ શબ્દનાં બાકીનાં રૂપો ઇકારાંત પુંલિંગની જેવાં છે

### तुम्ह ( युष्मद् )

| | | | |
|---|---|---|---|
| પ્ર૦ | [ સં૦ त्वम्-પ્રા૦ तुह ] तुहं | तुम्हइं, तुम्हे | [ સં૦ यूयम्-પ્રા૦ तुम्ह ] |
| દ્વિ૦ | [ સં૦ त्वाम्-પ્રા૦ तुए ] पइं, तइं | ,, | [ સં૦ युष्मान् પ્રા૦ तुम्ह ] |
| તૃ૦ | [ સં૦ त्वया-પ્રા૦ तइ ] पइं, तइं | तुम्हेहिं | [ સં૦ युष्माभिः પ્રા૦ तुम्हेहिं ] |
| પં૦ | [ સં૦ त्वत्-પ્રા૦ तुय्ह, तुज्झ, तइत्तो, तुज्झत्तो વગેરે ] तउ, तुज्झ, तुध्र | तुम्हहं | [ સં૦ युष्मत्, પ્રા૦ तुम्हाहिंतो तुम्हेहिंतो ઇત્યાદિ ] |
| ચ૦ ષ૦ | [ સં૦ तुभ्यं, तव-પ્રા૦ तु, तुज्झ ] तउ, तुज्झ, तुध्र | तुम्हहं | [ સં૦ युष्मभ्यम्, युष्माकम्, પ્રા૦ तुम्हाणं. ] |
| સ૦ | [ સં૦ त्वयि-પ્રા૦ तइ ] पइं, तइं | तुम्हासु | [સં૦युष्मासु-પ્રા૦तुम्हासु, तुम्हेसु] |

### अम्ह ( अस्मद् )

| | | | |
|---|---|---|---|
| પ્ર૦ | [ સં૦ अहम्-પ્રા૦ हं-अहं-अहयं ] हउं | अम्हइं, अम्हे | [સં૦ वयम्-પ્રા૦ अम्हे ] |
| દ્વિ૦ | [ સં૦ माम्-પ્રા૦ मम, मिमं ] मइं | अम्हइं, अम्हे | [ સં૦ अस्मान्-પ્રા૦ अम्हे ] |
| તૃ૦ | [ સં૦ मया-પ્રા૦ मइ ] मइं | अम्हेहिं | [ સં૦ अस्माभिः-પ્રા૦ अम्हेहि ] |
| પં૦ | [ સં૦ मत्-પ્રા૦ महा, मज्झा ] महु, मज्झु | अम्हहं | [ સં૦ अस्मत-પ્રા૦ अम्हाहिंतो, अम्हेहिंतो. ] |
| ચ૦ ષ૦ | [ સં૦ मह्यम्, मम-પ્રા૦ मह,मज्झ] महु, मज्झु | अम्हहं | [ સં૦ अस्मभ्यम्, अस्माकम्-પ્રા૦ अम्हाणं. ] |
| સ૦ | [ સં૦ मयि-પ્રા૦ मइ ] मइं | अम्हासु | [ સં૦अस्मासु-પ્રા૦अम्हासु,अम्हेसु ] |

## સ્ત્રીલિંગ.

જ્યારે અકારાંત નામ સ્ત્રીલિંગે આવે છે ત્યારે તેને લગતા ફેરફારોની હકીકત આગળ જણાવાઈ ગઈ છે.

તદુપરાંત વિશેષતા આ છેઃ

૧ નામને સ્વાર્થમાં अ, अड, उल्ल, अडअ, उल्लअ, उल्लडअ પ્રત્યયો લાગે છે.

૨ જે નામને છેડે ઉપરના પ્રત્યયો લાગ્યા હોય તે નામને સ્ત્રીલિંગમાં 'ई' અને 'आ' પ્રત્યય લાગે છે.

૩ 'आ' પ્રત્યયની પૂર્વેના અકારાંત નામના અંત્ય अनो इ થાય છે.

સ્ત્રીલિંગ.

प्रविष्ट – पइट्ठ + अ –पइट्ठ+ ई – पइट्ठी ।
वार्त्ता -- वत्ता + अड–वत्तड+आ– वत्तडिआ ।
कुटी – कुडी – उल्ल – कुडुल्ल + ई – कुडुल्ली ।
धूली – अड – धूलड + आ –धूलडिआ ।

आकारांत. इकारांत, ईकारांत, उकारांत अने ऊकारांत સ્ત્રીલિંગ.

| એકવચન. | | બહુવચન. |
|---|---|---|
| પ્ર૦ | ० | उ, ओ, ० । |
| દ્વિ૦ | ० | ,, ,, ० । |
| તૃ૦ | ए | हिं । |
| પં૦ | हे | हु । |
| ચ૦ ષ૦ | हे, ० | हु ० । |
| સ૦ | हि | हिं । |
| સં૦ | ० | हो ० । |

૧. આ પ્રત્યયો પર રહેતાં નામના અંત્ય સ્વરનો હ્રસ્વ અને દીર્ઘ થાય છે.

૨. જ્યાં શૂન્ય છે ત્યાં પણ ઉપરનો નિયમ લાગુ થાય છે.

## वत्तडिआ–( वार्ता. )

| | એકવચન. | બહુવચન. |
|---|---|---|
| પ્ર૦ | [ સં૦ वार्ता–પ્રા૦ वत्ता ] वत्तडिआ,–अ | वत्तडिआउ–ओ, वत्तडिअउ,–ओ, वत्तडिआ,अ। [ સં૦ वार्त्ताः–પ્રા૦ वत्ताउ, वत्ताओ, वत्ता ] |
| દ્વિ૦ | [ સં૦ वार्ताम्–પ્રા૦ वत्तं ] वत्तडिआ, अ, | ,, ,, ,, ,, |
| તૃ૦ | [ સં૦ वार्तया પ્રા૦ वत्ताअ, वत्ताइ, वत्ताए] वत्तडिआए,–अए, | वत्तडिआहिं, वत्तडिअहिं। [ સં૦ वार्ताभिः–પ્રા૦वत्ताहि,–हिं,–हिँ |
| પં૦ | [ સં૦ वार्तायाः–પ્રા૦ वत्ताअ, वत्ताइ, वत्ताए ] वत्तडिअहे,–आहे | वत्तडिअहु,–आहु [ સં૦ वार्ताभ्यः–પ્રા૦ वत्ताभ्भो, वत्तासुंतो, वत्ताहितो. ] |
| ચ૦ ષ૦ | [ સં૦ वार्तायै, वार्तायाः–પ્રા૦ वत्ताअ, वत्ताइ वत्ताए ] वत्तडिअहे–आहे, वत्तडिआ,–अ, | वत्तडिअहु,–आहु, वत्तडिआ,–अ [ સં૦ वार्ताभ्यः,वार्तानाम्, પ્રા૦ वत्ताण, वत्ताणं ] |
| સ૦ | [ સં૦ वार्तायाम्,–પ્રા૦ वत्ताअ, वत्ताइ, वत्ताए ] वत्तडिअहि,–आहि, | वत्तडिअहिं, वत्तडिआहिं। [ સં૦ वार्तासु, પ્રા૦ वत्तासु, वत्तासुं. ] |
| સં૦ | [ સં૦ वार्ते !–પ્રા૦ वत्ते !, वत्ता ] वत्तडिआ ! वत्तडिअ !, | वत्तडिआहो,–वत्तडिअहो, वत्तडिआ,–अ, [ સં૦ वार्ताः ! પ્રા૦ वत्ताउ, वत्ताओ, वत्ता ] |

## मइ–(मति)

| | એકવચન. | બહુવચન. |
|---|---|---|
| પ્ર૦ | [ સં૦ मतिः પ્રા૦ मई ] मई मइ | मइउ, ईउ, मइओ, मईओ, मइ, मई [ સં૦ मतयः, પ્રા૦ मयओ, मईउ, मईओ, मई ] |
| દ્વિ૦ | [ સં૦ मतिम्, પ્રા૦ मइं ] ,, | ,, ,, ,, [સં૦ मतीः પ્રા૦ मईउ, मईआ, मई] |
| તૃ૦ | [ સં૦ मत्या, પ્રા૦ मईआ, मईअ, मईइ, मईए ] मइए,–ईए. | मइहिं, ईहिं, [ સં૦ मतिभिः, પ્રા૦ मईहि,–हिं,–हिँ ] |

| | | |
|---|---|---|
| पं० | [सं० मत्याः, मतेः,-प्रा० मईआ, मईअ, मईइ, मईए] मइहे,-ईहे | मइहु, ईहु [सं० मतिभ्यः, प्रा० मइब्भो, मईसुंतो, मईहुंतो] |
| ष० | [सं० मतये, मत्यै; मत्याः, मतेः, प्रा० मईआ, मईअ, मईइ, मईए] मइहे, ईहे, मइ, मई | मइहु, ईहु,-मइ, मई [सं० मतिभ्यः, मतीनाम्, प्रा० मईण, मईणं] |
| स० | [सं० मत्याम्, मतौ, प्रा० मईआ, मईअ, मईइ, मईए] मइहि, मईहि, | मइहिं, ईहिं [सं० मतिषु, प्रा० मईसु, मईसुं] |
| सं० | [सं० हे मते! प्रा० मइ, मई] मइ!, मई! | मइहो,!-ईहो,! मइ,! मई! [सं० मतयः! प्रा० मईउ, मईओ, मई.] |

पइट्ठी-( प्रविष्टा )

( આ હવે પછીનાં નીચેનાં રૂપોની તુલના આગળ આપેલાં 'વાર્તા' અને 'મતિ'નાં રૂપોથી સમજી લેવી જોઇએ. )

| | એકવચન. | બહુવચન. |
|---|---|---|
| प्र० | पइट्ठी, पइट्ठि | पइट्ठिउ, ट्ठीउ, ट्ठिओ, ट्ठीओ, पइट्ठि, पइट्ठी। |
| द्वि० | ,, ,, | ,, ,, ,, |
| तृ० | पइट्ठिए, ट्ठीए | पइट्ठिहिं,-ट्ठीहिं। |
| पं० | पइट्ठिहे, ट्ठीहे, | पइट्ठिहु, ट्ठीहु। |
| च० ष० | पइट्ठिहे, ट्ठीहे, पइट्ठि, पइट्ठी, | ,, ,, पइट्ठि,-ट्ठी। |
| स० | पइट्ठिहि,-ट्ठीहि | पइट्ठिहिं,-ट्ठीहिं। |
| सं० | पइट्ठि,-ट्ठी | पइट्ठिहो, ट्ठीहो, पइट्ठि, ट्ठी। |

धेणु-( धेनु ).

| | | |
|---|---|---|
| प्र० | धेणु,-णू | धेणुउ, णूउ, णुओ, णूओ, धेणु, णू। |
| द्वि० | धेणु,-णू | धेणुउ,-णूउ,-णुओ,-णूओ, धेणु, णू। |
| तृ० | धेणुए,-णूए | धेणुहिं,-णूहिं। |

| | | |
|---|---|---|
| પ૦ | धेणुहे,-णूहे | धेणुहु,-णूहु। |
| ચ૦ ૫૦ | धेणुहे,-णूहे,-णु, णू, | धेणुहु,-णूहु,-णु,-णू। |
| સ૦ | धेणुहि, णूहि, | धेणुहिं, धेणूहिं। |
| સ૦ | धेणु,-धेणू | धेणुहो, णूहो, णु, णू। |

वहू-(वधू)

| | | |
|---|---|---|
| પ્ર૦ | वहु, वहू | वहुउ, हूउ, हुओ, हूओ, वहु, वहू। |
| દ્વિ૦ | " | " " |
| તૃ૦ | वहुए, हूए | वहुहिं, हूहिं। |
| પં૦ | वहुहे, हूहे | वहुहु,-हूहु। |
| ચ૦ ૫૦ | " " वहु, वहू | " वहु, वहू। |
| સ૦ | वहुहि, हूहि | वहुहिं, वहूहिं |
| સં૦ | वहु! वहू! | वहुहो,! हूहो,! वहु! वहू!। |

## सर्वादि (સ્ત્રીલિંગ)

सर्वादि શબ્દોનાં સ્ત્રીલિંગી રુપાખ્યાનો ઉપર જણાવેલ આકારાંત ઈકારાંત અને ઊકારાંત શબ્દોની જેવા છે માટે તેને અહીં જૂદાં જણાવ્યાં નથી.

સ્ત્રીલિંગમાં આવતા અકારાંત શબ્દો જે રૂપાંતરને પામે છે તે વિષે આગળ જણાવી દીધું છે. ( જૂઓ પ્રા. नामकांड સ્ત્રીલિંગ પ્રકરણ. ) જેમકે:

| પુંલિંગ. | સ્ત્રીલિંગ. |
|---|---|
| सर्व - सव्व | सव्वी, सव्वा, साही, साहा |
| इदम्- इम | इमी, इमा, आया, आयी |
| एतद्-एअ (द) | एई, एआ, एदी, एदा |
| किम्-क | की, का, कवणी, कवणा, काइ |

यत् - ज — जी, जा,

तत् - त — ती, ता, णी, णा.

अदस् - अमु — अमु ઇત્યાદિ

અપવાદ:—

एही, हा, एई, आ (एतद्)

એક

प्र० एह

द्वि० एह

अमु (अदस्)

प्र० બહુ० ओइउ, ईउ, इओ, ईओ. ओई, ओइ

द्वि० બહુ० ,, ,,

किम्

की, का, कवणी, कवणा, काइ.

એક

ષ૦ પ૦ कहे, कीहे, किहे, काहे, कहे, कयणाहे, कयणहे,

कयणीहे, कवणिहे, काईहे काइहे

की, कि, का, क, कवणी, कयणि, कयणा, कवण, काई काइ

तद्

ती, ता, णी, णा

प्र० એકવચન सं, सा

द्वि० એકવચન तं, ती, ति, ता, त, णी, णि, णा, ण.

ષ૦ પ૦ એકવચન तहे, तीहे, तिहे, ताहे, तहे, णीहे, णिहे, णाहे, णहे

ती, ति, ता, त, णी, णि, णा, ण

यद्

जी, जा.

પ્ર૦ એકવચન. ध्रुं, जी, जि, जा, ज

દ્વિ૦ એકવચન ,, ,,

ચ૦ ૫૦ એકવચન जहे, जीहे, जिहे, जाहे, जहे, जी, जि, जा, ज

બાકી બધાં રૂપો ઉપર જણાવેલ સૂચના પ્રમાણે સમજવાનાં છે.

ઋકારાંત નામોનાં રુપાખ્યાનો ખાસ જૂદાં દર્શાવવાની જરૂર નથી. કારણ કે, તે નામો અકારાંત, આકારાંત, ઇકારાંત ઈકારાંત કે ઉકારાંત થઇ જતાં હોવાથી તેનાં રુપાખ્યાનો આગળ જણાવેલ અકારાંત, આકારાંત, ઇકારાંત, ઈકારાંત, કે ઉકારાંત નામની પેઠે સમજવાનાં છે.

| | |
|---|---|
| [ સં. पितृ–પ્રા. पित (य), पिति (इ), पितु (उ) | पिद, पिदि, पिदु, |
| शौ. पिद, पिदि, पिदु ] | पिअ, पिइ पिउ, |
| [ સં. मातृ–પ્રા. माता (या), माति (इ) मातु (उ) | माआ, माई, माउ, |
| शौ. मादा, मादि, मादु ] | मादा, मादि, मादु, |
| [ સં. भर्तृ–પ્રા. भत्त, भत्ति, भत्तु ] | भत्त, भत्ति, भत्तु, |
| | भट्ट, भट्टि, भट्ट, |
| [ સં. कर्तृ–પ્રા. अ०— | कत्त, कत्ति, कत्त |
| | कट्ट, कट्टि, कट्ट, |
| [ સં. पोतृ–शौ०— | पोद, पोदु, |
| प्रा० अ०— | पोअ, पोउ, |
| [ સં. होतृ–शौ०— | होद, होदु, |
| प्रा० अ०— | होअ, होउ, |
| [ સં. स्वसृ–પ્રા. अ०— | ससा, ससु |

| | |
|---|---|
| [ સં. भ्रातृ-પ્રા०— | भाय, भाइ, भाउ. |
| શૌ० अ०— | भाद, भादि, भादु, |
| [ સં. नेतृ-પ્રા० — | नेय, नेइ नेउ |
| શૌ० अ०— | नेद, नेदि, नेदु |

અપભ્રંશે નામકાંડાધિકાર.



## ધાતુકાંડ.

પ્રાકૃત અને શૌરસેનીના આખ્યાતકાંડ પ્રમાણે અપભ્રંશના પણ આખ્યાતકાંડની પ્રક્રિયા સમજવાની છે. અર્થાત્ તેમાં જે સામાન્ય અને વિશેષ નિયમો જણાવ્યા છે તે બધા અહીં લાગુ થાય છે. પરંતુ જે ખાસ વિશેષતા છે તેને અહીં જણાવીએ છીએ.

### વર્તમાનકાળ.

| | | |
|---|---|---|
| १ पु० | उं, मि | हुं, म, मु, मो। |
| २ पु० | हि, सि, से | हु, ह, ध, इत्था। |
| ३ पु० | इ, ए, दि, दे, | हिं, न्ति, न्ते, इरे। |

भण

| | |
|---|---|
| १ पु० [સં० भणामि, પ્રા० भणामि, भणेमि] भणउं, भणेउं, भणमि, भणामि,-णेमि | भणहुं, भणेहुं, भणम, भणाम, णिम, णेम, भणमु, भणामु,-णिम, णेम, भणमो, भणामो, णिमो, णेमो [સં० भणामः પ્રા० भणामो, भणेमो, भणिमो, भणमो] |
| २ पु० [સં० भणसि, પ્રા० भणसि, भणेसि ] भणहि, णेहि, णसि, णेसि, णसे, णेसे, | भणहु, णेहु णह, णेह, णध, णेध, भणइत्था, णेइत्था, भणित्था [ સં० भणथ, भणह, भणेह, भणित्था શૌ० भणध, भणेध ] |

३ पु० [सं० भणति, प्रा० भणइ, भणए, भणेइ, भणेए; शौ० भणदि, भणेदि; भणदे, भणेदे.] भणइ, भणेइ, भणए, णेए, भणदि, णेदि. भणदे, भणेदे,

भणहिं,–णेहिं, णन्ति, णेन्ति, णिंति, णन्ते, णेन्ते, णिन्ते, णइरे, णेइरे, णिरे. [सं० भणन्ति. पालि० भणंति. भणरे, प्रा० भणंति, भणंते, भणिरे.]

सं. भू–(हो)

१ पु० [सं० भवामि, प्रा० हवामि, होमि, होअमि, होआमि होएमि] होउं, होमि, होअउं, होएउं, होअमि, होआमि, एमि.

[सं० भवामः प्रा० हवामो, होमो, हवामु, होमु, हवाम, हाम, होअमो, होअमु, होअम, वगेरे.] हाहुं, होम, मु, मो, होअहुं, होएहुं, होअम,–आम, इम, एम, अमु, आमु, इमु, एमु,–अमो, आमो, इमो, एमो

२ होहि, होसि, होअहि, एहि; असि, एसि, असे, एसे.

होहु, होह, होध. होइत्था, होअहु, होएहु, होअह, एह, अध, एध, होअइत्था, एइत्था,

३ होइ, होदि, होअइ, एइ, होअए, एए, अदि, एदि, अदे, एदे

होहिं, होंति, हुंति, होन्ते, हुंते, होइरे, होअहिं, होएहिं, –अंति, एंति, इंति, अंते, एंते, इंते, अइरे, एइरे.

## ભવિષ્યત્કાળ.

વર્તમાનકાળના પ્રત્યયોની આદિમાં 'स' અને 'स्सि' લગાડવાથી તે બધા ભવિષ્યકાળના પ્રત્યયો થાય છે.

१ पु० [सं० भणिष्यामि, प्रा० भणिस्सामि] भणिसउं, सेउं, भणिसमि,–साभि, सेमि, भणिस्सिउं, णिस्सिमि.

भणिसहुं,–सेहु, भणिसम,–साम, सिम, सेम, भणिसमु,–सामु, सिमु, सेमु, भणिसनो, सामो, सिमो, सेमो भणिस्सिहुं, स्सिम, स्सिमु, स्सिमो, [सं० भणिष्यामः, प्रा० भणिस्सामो–मु–म.

२ पु० [सं० भणिष्यसि, प्रा० भणिस्ससि, स्सेसि, स्ससे, स्सेसे] भणिसहि, सेहि, ससि, सेसि, ससे, सेसे, भणिस्सिहि, भणिस्सिसि, भणिस्सिसे.

[सं० भणिष्यथ, प्रा० भणिस्सह, स्सेह,–हित्था शौ० भणिस्सध,–स्सेध] भणिसहु, सेहु, सह, सेह. सध, सेध, भणिसइत्था, सेइत्था। भणिस्सिहु, स्सिह, स्सिध, स्सिइत्था, भणिस्सित्था।

१ पु० [ सं० भणिष्यति, प्रा० भणिस्सइ,-स्सेइ, स्सए, स्सेए, शौ० भणिस्सदि. स्सेदि स्सदे, स्सेदे ] भणिसइ, सेइ, सए, सेए, सदि, सेदि, सदे, सेदे, भणिस्सिइ, स्सिए, स्सिदि, स्सिदे.

[सं० भणिष्यन्ति, प्रा० भणिस्संति भणिस्संते भणिस्सिरे] भणिसहिं, सेहिं, संति, सेंति, सिंति, सन्ते, सेंते, सिंते सइरे, सेइरे, भणिसिरे, भणिस्सिहिं, स्सिंति, स्सिंते, स्सिइरे, भणिस्सिरे।

हो

१. पु० [ सं० भविष्यामि-प्रा० होस्सं, होस्सामि, होहामि भविस्सामि, शौ० भविस्सिमि. ] होसउं, होसेउं, होसमि, सामि, सेमि, होस्सिउं, होस्सिमि,

होसहुं, सेहुं, सम, साम, सिम, सेम, समु, सामु, सिमु, सेमु, समो, सामो, सिमो, सेमो. [ सं० भविष्यामः प्रा० भविस्सामो होस्सामो,-मु,-म; होहामो,-मु,म. शौ० भविस्सिम,-मु,मो

२ पु० [ सं० भविष्यसि,-प्रा० भविस्ससि, होहिसि, ] होसहि, सेहि, ससि, सेसि, होस्सिहि, होस्सिसि.

होस्सिहु, स्सिम, स्सिमु, स्सिमो, होसहु, सेहु, सह, सेह, सध, सेध, सइत्था, सेइत्था, होसित्था, होस्सिहु, होस्सिह,-ध, स्सिइत्था होस्सित्था।[सं० भविष्यथ प्रा० भविस्सह, स्सेह होहिह, होहित्था शौ. भविस्सिध,-स्सेध ].

३ पु० [ सं० भविष्यति,-प्रा० भविस्सइ, होहिइ, शौ. स्सि,-दि-दे ] होसइ, सेइ, सदि, सेदि, होस्सिइ, होस्सिदि.

होसहिं, सेहिं, संति, सेंति, सिंति, संते, सेंते, सिंते, सइरे, सेइरे, होसिरे, होस्सिहिं, स्सिंति, स्सिंते, स्सिइरे होस्सिरे। [ सं० भविष्यन्ति, प्रा० भविस्संति, होहिंते, होहिंति, होहिरे, शौ. भविस्सिंति. ]

આ રૂપો ઉપરાંત પ્રાકૃતકાંડમાં ભવિષ્યકાળનાં જે રૂપો જણાવ્યાં છે તે બધાં પણ અપભ્રંશમાં સમજી લેવાનાં છે.

આજ્ઞાર્થ- વિધ્યર્થ.—

| | |
|---|---|
| १ पु० मु | मो । |
| २ पु० इ, उ, ए, सु, इज्जसु, इज्जहि, इज्जे, हि | ह । |
| ३ पु० उ, दु, | न्तु । |

हस

| | |
|---|---|
| १ पु० हसमु, सिमु, सामु, सेमु | हसमो, सामो, सिमो, सेमो, [ सं० हसाम ] |
| २ पु० [सं० हस] हसि, हसु, हसे, हससु, सेसु, हसेज्जसु, हसेज्जहि, हसेज्जे, हस | हसह, हसेह, [ सं० हसत ] |
| ३ पु० [ सं० हसतु ] हसउ, सेउ, सदु, सेदु, | हसंतु, हसेंतु, हसितु [ सं० हसन्तु ]. |

આ સિવાય ભૂતકાળ, ક્રિયાતિપત્તિ, પ્રેરક, સત્ત્વભેદ અને નામધાતુ વગેરે વિષે પ્રાકૃતકાંડ (આખ્યાતકાંડ)માં કહ્યા પ્રમાણે સમજવાનું છે તથા જે હકીકત અહીં નથી કહી તે પણ તે પ્રમાણે સમજવાની છે.

અનિયમિત ધાતુઓ.

क्री-कीसु, किण, के,
भू-हुच्च, प+हुच्च (प्र+भू)
ब्रू- ब्रुव, ब्रू પ્રા० बोल्ल-ગૂ० બોલવું.
व्रज-वुञ
दृश-प्रस्स
ग्रह-गृण्ह
तक्ष-छोल्ल ગૂ० છોલવું.
झलक्क-ગૂ० ઝળકવું.
घुड्डुक
चम्प-ગૂ० ચાંપવું
खुड्डक-ગૂ० ખટકવું
धुड्डुअ

॥ इति आख्यातकांड ॥

## કૃદંતકાંડ.

१ ધાતુને अणअ પ્રત્યય લગાડવાથી તે કર્તૃસૂચક નામ બને છે.

मारि+अणअ-मारणअ । (मारणकार-मारणआर-मारणार-मारनार)
वज्ज +अणअ-वज्जणअ । (वगाडनार)
प्रस्स+अणअ-प्रस्सणअ । (जोनार)
बोल्ल+अणअ-बोल्लणअ । (बोलनार)
भस+अणअ-भसणअ । (भसनार)
छोल्ल+अणअ-छोल्लणअ । (छोलनार)
झलक्क+अणअ-झलकणअ।(झलकनार)

ધાતુને एवं, अण, अणहं, अणहिं, एप्पि, एप्पिणु, एवि અને एविणु પ્રત્યય લગાડવાથી તે હેત્વર્થકૃદંત બને છે.

| | |
|---|---|
| चय + एवं - चएवं ( त्यक्तुम् ) | दा+एवं-देवं ( दातुम् ) |
| भुञ्ज + अण - भुंजण ( भोक्तुम् ) | कर + अण करण ( कर्तुम् ) |
| मुञ्च + अणहं-मुञ्चणहं ( मोक्तुम् ) | भुंञ्ज+अणहं-भुंजणहं ( भोक्तुम् ) |
| सेव + अणहिं - सेवणहिं( सेवितुम् ) | भुञ्ज+अणहिं-भुंजणहिं ( भोक्तुम् ) |

| | |
|---|---|
| कर + एप्पि – करेप्पि ( कर्तुम् ) | जि + एप्पि – जेप्पि ( जेतुम् ) |
| कर + एप्पिणु – करेप्पिणु ( कर्तुम् ) | चय + एप्पिणु – चएप्पिणु ( त्यक्तुम् ) |
| कर + एवि – करेवि ( ,, ) | पाल + एवि – पालेवि ( पालयितुम् ) |
| कर + एविणु – करेविणु ( ,, ) | ला + एविणु – लेविणु ( लातुम् ) |

૩ ધાતુને एप्पि, एप्पिणु, एवि, एविणु, इ, इउ, इवि અને अवि પ્રત્યય લગાડવાથી ભૂતકૃદંત બને છે.

| | |
|---|---|
| जि + एप्पि – जेप्पि ( जित्वा ) | मार + इ – मारि ( मारयित्वा ) |
| दा + एप्पिणु – देप्पिणु ( दत्वा ) | भञ्ज + इउ – भञ्जिउ ( भङ्क्त्वा ) ગૂ૦ ભાંજી |
| ला + एवि – लेवि ( लात्वा ) ગૂ૦ લેઈ | चुंब + इवि–चुंबिवि ( चुम्बित्वा ) ,, ચુંબી |
| झा + एविणु – झाएविणु ( ध्यात्वा ) | विछोड + अवि – विछोडवि ( विछर्य ) ગૂ૦ વિછોડી |

૪ गम ધાતુને લાગતા एप्पि અને एप्पिणु પ્રત્યયના ए નો લોપ થાય છે.

| | |
|---|---|
| गम – एप्पि – गम्प्पि ( गन्तुम् , गत्वा ) | गम – एप्पिणु – गम्प्पिणु ( गन्तुम् , गत्वा ) |

૫. ધાતુને इएव्वउं, एव्वउं અને एवा પ્રત્યય લગાડવાથી તે સંબંધી કૃદંત નામ બને છે.

| | |
|---|---|
| कर – इएव्वउं–करिएव्वउं ( कर्तव्यम् ) ગૂ૦ કરવું | सुअ – एवा – सोएवा ( स्वप्तव्यम् ) ગૂ૦ સૂવું |
| मर + इएव्वउं – मरिएव्वउं ( मर्तव्यम् ) ,, મરવું | जग्ग + एवा – जग्गेवा ( जागरितव्यम् ) ,, જાગવું |
| सह + एव्वउं – सहेव्वउं ( सोढव्यम् ) ,, સહવું | |

॥ इति कृदंतकांड ॥

---

## તદ્ધિતકાંડ.

૧ નામને સ્વાર્થમાં अ, अड, उल्ल, अडअ, उल्लअ અને उल्लडअ પ્રત્યય લાગે છે.

| | |
|---|---|
| दृष्ट – दिट्ठ+अ – दिट्ठअ। | कृत – किअ + अ – किअअ। |
| दोष – दोस + अड – दोसड। | कुट – कुड + उल्ल – कुडुल्ल। ગૂ૦ કુડલું ( તેલનું ) |

हृदय – हिअय – अडअ हिअडअ। ગૂ० હિઅડું. वल + उल्लडअ – वलुल्लडअ
चूड + उलअ – चूडुलअ। ,, ચૂડલો.

२ नामने ' पणुं ' અર્થમાં प्पण અને त्तण પ્રત્યય લાગે છે.

वड्डु+प्पण वड्डुप्पण। भल्ल+प्पण – भल्लप्पण।
वड्डु+त्तण – वड्डुत्तण। भल्ल+त्तण – भल्लत्तण ગૂ० વડપણ, ભલપણ વગેરે.

४ સર્વાદિ શબ્દોને સપ્તમીના અર્થનો સૂચક ' एत्तहे ' પ્રત્યય લાગે છે.

| | | |
|---|---|---|
| सर्वत्र – सव्वेत्तहे। | यत्र – जेत्तहे। | अत्र – एत्तहे। |
| तत्र – तेत्तहे। | कुत्र – केत्तहे। | परत्र – परेत्तहे। |
| एतर्हि – एएत्तहे, एतेत्तहे। | | |

४. युष्मद् અને अस्मद् વગેરે શબ્દોને સંબંધસૂચક आर પ્રત્યય લાગે છે.

युष्मद् – तुह + आर – तुहार ( त्वदीय ) ગૂ० તારૂં. अस्मद् – मह + आर – महार ( मदीय ) ગૂ० મારૂં
युष्मद् – तुम्ह – आर–तुम्हार ( युष्मदीय ) ,, તમારૂં. अस्मद् – अम्ह–आर–अम्हार ( अस्मदीय ) ,, અમારૂં

॥ इति तद्धितकांड ॥

## અવ્યયકાંડ.

| | | |
|---|---|---|
| अत्र – एत्थु | एवम् – एम्व एम्वइ | घइं ( पादपूरक ) |
| अथवा – अहवइ | एव – जि-ज | घुग्घ ( ઘુઘુ શબ્દ કરવો ) |
| अन्यथा – अंनु, अन्नह | कथम् – केम, किम, किह, किध | जणि ( इव अर्थे ) |
| अवश्यम् – अवस, अवसें | किल – किर | जणु ( ,, ) |
| इतस् – एत्तहे | कुतः – कउ, कहंतिहु | तथा – तेम, तिम, तिह, तिध। |
| इदानीम् – एम्वहिं | कुत्र – केत्थु | तत्र – तेत्थु, तत्तु। |
| उद्वर्ईस – ( ऊठबेश ) | केहिं ( तादर्थ्यसूचक ) | ततस् – तो |
| एकशः – एक्कसि | खाइं ( पादपूरक ) | तदा – तो। |

तणेण ( तादर्थ्यसूचक ) ।

तावत् – ताम, ताउं, तामहिं ।
ઢીંઢી-तव, ગુ૦ तो [तावत्-ताव, तव-तव-तो]

तहिं ( तादर्थ्यसूचक ) ।

त्रिया – दिवे ।

ध्रुवम् – ध्रुवु ।

नं ( इव अर्थे ) .

नउ ( „ )

नहि – नाहिं

नाइ ( इव अर्थे )

नाइ ( „ )

परम् – पर ।

पश्चात् – पच्छइ-પછી

प्रत्युत – पच्चलिउ ।

प्रायस्-प्राउ, प्राइव, प्राइम्व,
पग्गिम्वरेसि,

पुनः – पुणु

मनाक् – मणाउं

मा – मं

यथा – जेम, जिम, जिह, जिध ।

यत्र – जत्तु, जेत्थु ।

यावत् – जाम, जाउं, जामहिं ।
ઢીંઢી-जव, ગુ૦ जो [यावत्-जाव, जव-जव, जउ-जो]

रेसि ( तादर्थ्यसूचक )

विना – विणु

समम् – समाणु

सह – सहुं

हुहुरु – ( हुहु શબ્દ કરવો. )

આ ઉપરાંત બાકી બધું શૌરસેની વગેરે ભાષાઓ પ્રમાણે યથાપ્રયોગ સમજવાનું છે.

લિંગ માટે કોઇ ખાસ નિયમ નથી એટલે એ અતંત્ર છે.

કેટલેક ઠેકાણે જે પ્રમાણે કહ્યું છે તેથી ઉલટું પણ થઇ જાય છે.

ઇતિ અપભ્રંશ.

---

# નૈસર્ગિક શ્રેણીઓ.

(અધ્યાપકઃ-જેઠાલાલ ચીમનલાલ સ્વામિનારાયણ.)

એકમથી શરૂ થતી અને ગમે તે સંખ્યા સુધી પહોંચતી પૂર્ણાંક સંખ્યાઓની નૈસર્ગિક શ્રેણી એક જાતની ગણિતશ્રેણી છે. કારણ કે તેમાં ગમે તે પ્રત્યાસન્ન (પાસે પાસેની) સંખ્યાઓ વચ્ચેનું અન્તર એકની બરોબર છે. આવી શ્રેણીના સંકલિત (સરવાળો) તથા તેવી શ્રેણીની સંખ્યાઓના વર્ગ અને ઘનના સંકલિતો માટે ભાસ્કરાચાર્યે સૂત્રો આપેલાં છે. સાધારણ રીતે પ્રાચીન લેખકો નિયમોને સૂત્ર અથવા કારિકાના રૂપમાં આપે છે, પણ તેઓ નિયમોની ઉપપત્તિ આપતા નથી. આપણામાં વિદ્યા ગુરુગમ્ય ગણાતી. પુસ્તકો સૂત્ર રૂપમાં સંક્ષિપ્ત લખાતાં અને સૂત્રો સમજાવવા માટે જરૂરિયાત જ્ઞાન ધરાવનાર ગુરુઓ બાકીની પૂરવણી પોતાનાં વ્યાખ્યાનોમાં કરતા. આને લીધે ભાસ્કરાચાર્યના ગ્રન્થોએ સૂત્રોના રૂપમાં નિયમો આપેલા છે પણ નિયમોની ઉપપત્તિ આપેલી નથી. હવે નૈસર્ગિક શ્રેણીઓ જે ક્રમમાં ભાસ્કરાચાર્યે આપેલી છે તે ક્રમમાં તેમની ઉપપત્તિ કેવા પ્રકારની હોવી જોઇએ તે આ લેખમાં બતાવવામાં આવશે.

નૈસર્ગિક શ્રેણીના સરવાળાને ભાસ્કરાચાર્ય સંકલિત કહે છે. સરવાળા માટે સર્વધન અને ગણિત એવા શબ્દો પણ વાપરવામાં આવે છે. પણ સંકલિત શબ્દને એકમથી શરૂ થતી નૈસર્ગિક શ્રેણીના સરવાળા માટે રૂઢ કરવામાં આવ્યો છે. હવે આપણે નૈસર્ગિક શ્રેણીના સરવાળા માટે ભાસ્કરાચાર્યે આપેલું સૂત્ર તપાસીએ.

सैकपदघ्नपदार्धमथैका
द्यङ्कयुतिः खलु संकलिताख्या ।

પદ એટલે પદસંખ્યા. પદમાં એક ઉમેરીને જે આવે તેને પદના અર્ધ ભાગ વડે ગુણવાથી એકથી શરૂ થતા આંકડાઓનો સરવાળો આવશે. આ સરવાળાને સંકલિત એવું પારિભાષિક નામ આપવામાં આવ્યું છે.

દાખલા તરીકે જો પદસંખ્યા न હોય તો સંકલિત

$$(\text{न} + १) \times \frac{\text{न}}{२} \text{ ની બરોબર છે.}$$

તેથી જો સંકલિતને આપણે स કહીએ તો નીચેનો નિયમ ઉપસ્થિત થાય છે.

$$\text{स} = \frac{१}{२}\,\text{न}\,(\text{न} + १).$$

આ પ્રારંભિક નિયમની ઉપપતિ નીચે પ્રમાણે છે:—

ધારો કે,

$$\text{स} = १ + २ + ३ + ४ + \;.\;.\;.\;.\;. + \text{न} \;.\;.\;. \quad (१);$$

હવે કોઇ પણ શ્રેણીને ઉંધી લખીએ તો પણ તે શ્રેણીનો સરવાળો એટલો ને એટલો જ રહે છે, તેથી

$$\text{स} = \text{न} + (\text{न}-१) + (\text{न}-२) + \;.\;.\;.\; + १ \quad .\;.\;.\;. \quad (२).$$

સમીકરણો (૧) અને (૨) નો સરવાળો કરવાથી

$$२\,\text{स} = (\text{न}+१) + (\text{न}+१) + (\text{न}+१) + (\text{न}+१) + \;.\;.\;.\;.\;.\; + (\text{न}+१).$$

આ સમીકરણની જમણી બાજુએ (न + १) પદસંખ્યા જેટલી વખત આવશે. તેથી જમણી બાજુનો સરવાળો

न ( न + १ ) ની બરોબર છે.

$$\text{तेथी}\quad २\,\text{स} = \text{न}(\text{न}+१),$$

$$\text{स} = \tfrac{१}{२}\,\text{न}(\text{न}+१).$$

આની પછી ભાસ્કરાચાર્ય સંકલિતોના સરવાળા માટેનું સૂત્ર આપે છે. નૈસર્ગિક સંખ્યાઓના વર્ગના સરવાળાનું સૂત્ર આપતા પહેલાં સંકલિતોના સરવાળાનું સૂત્ર આપે છે. સંકલિતોના સરવાળામાં નીચે પ્રમાણે પદ આવશે.

| | |
|---|---|
| પહેલું પદ, | १ |
| બીજું પદ, | १-२ |
| ત્રીજું પદ, | १+२+३ |
| ચોથું પદ, | १+२+३+४ |
| છેલ્લું न મું પદ, | १+२+३+४+ . . . + न |

આ પ્રમાણે જે પદો ગોઠવવામાં આવ્યાં છે તેનો સરવાળો કરવા માટે ભાસ્કરાચાર્ય નીચેનું સૂત્ર આપે છેઃ—

मा द्वियुतेन पदेन विनिघ्नी
स्यात् त्रिहृता खलु संकलितैक्यम् ।

પદમાં બે ઉમેરીને જે આવે તેના વડે સંકલિતને ગુણવાથી અને ત્રણ વડે ભાગવાથી સંકલિતોનો સરવાળો આવશે. તેથી સંકલિતોના સરવાળા માટે આપણે મा વાપરીએ તો

$$\text{मा} = \tfrac{१}{२}\,\text{न}(\text{न}+१) \times (\text{न}+२) \times \tfrac{१}{३}.$$

$$= \tfrac{१}{६}\,\text{न}(\text{न}-१)(\text{न}-२).$$

આ નિયમના ઉપપત્તિ માટે ઉભી न - २ હારો અને આડી न હારો એવો એક પંચકોરસ બનાવો.

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | न |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | न |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | न |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | न |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | न |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | न |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | न |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | न |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | न |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | न |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | न |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | न |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | न |

ત્રીજી હારના શરૂઆતના બિન્દુથી છેલ્લી હારના છેલ્લા બિન્દુને સાંધનારી એક સીધી લીટી દોરો. હવે જે ખાનાંઓ બને તેમાં દરેક હાર નૈસર્ગિક સંખ્યાઓવડે પૂરો. કર્ણની ઉપર બે હારો આવશે અને કર્ણની નીચે **न** હારો આવશે. હવે કર્ણની નીચેની સંખ્યાઓનું સ્વરૂપ નીચે પ્રમાણે છે.

| | |
|---|---|
| ૧ | , પહેલું સંકલિત. |
| ૧+૨ | , બીજું ,, |
| ૧+૨+૩ | , ત્રીજું ,, |
| ૧+૨+૩+૪ | , ચોથું ,, |
| . . . . . . . . . . . . . . . . . . . . . | |
| ૧+૨+૩+૪+ . . . . + **न** | , **न** મું સંકલિત. |

તેથી કર્ણની નીચે પહેલું, બીજું, ત્રીજું, ચોથું, એવી રીતે નમા સુધીનું સંકલિત આવેલું છે. તેથી કર્ણ નીચેની સંખ્યાઓનો સરવાળો સંકલિતોના સરવાળાની બરોબર છે. તેથી કર્ણ નીચેની સંખ્યાઓનો સરવાળો = સા. હવે આપણે કર્ણ ઉપરની સંખ્યાઓ તપાસીએ.

કર્ણ ઉપરની પહેલી હાર = ૧ + ૧
= ૧ × ૨
= ૨ ( પહેલું સંકલિત ).

કર્ણ ઉપરની બીજી હાર = ૨ + ૨ + ૨
= ૨ × ૩
= ૨ ( બીજું સંકલિત ).

કર્ણ ઉપરની ત્રીજી હાર = ૩ + ૩ + ૩ + ૩
= ૩ × ૪
= ૨ ( ત્રીજું સંકલિત ).

કર્ણ ઉપરની ચોથી હાર = ૪ + ૪ + ૪ + ૪ + ૪
= ૪ × ૫
= ૨ ( ચોથું સંકલિત ).

તેવીજ રીતે કર્ણ ઉપરની નમી હાર
= ન + ન + ન . . . + ન, ( ન + ) વખત
= ન ( ન + ૧ ).

તેથી કર્ણ ઉપરની બધી સંખ્યાઓનો સરવાળો
= ૨ × [ ૧ લું સંકલિત + ૨ જું સંકલિત + ૩ જું સંકલિત + ૪થું સંકલિત + . . . નમું સંકલિત ]
= ૨ × [ સંકલિતોનો સરવાળો ]
= ૨ સા.

તેથી આકૃતિમાં જણાવેલી કુલ સંખ્યાઓનો સરવાળો
= સા + ૨ સા = ૩ સા

હવે આપણે આકૃતિમાં ન + ૨ હારો છે. દરેક હારમાં નમું સંકલિત છે. તેથી કુલ સંખ્યાઓનો સરવાળો

$$( न + २ ) \times \frac{न ( न + १ )}{२} \text{ ની બરોબર છે.}$$

તેથી ૩ સા = ½ ન ( ન + ૧ ) ( ન + ૨ ).
સા = ⅙ ન ( ન + ૧ ) ( ન + ૨ ).

આ પ્રમાણે સંકલિતોના સરવાળા માટે ભાસ્કરાચાર્યે આપેલો સિદ્ધાન્ત સિદ્ધ થયો. શા માટે ન + ૨ વડે સંકલિતને ગુણવા જોઈએ અને જે પરિણામ આવે તેને ત્રણ વડે શામાટે ભાગવા જોઈએ તેનું આત્રેદન કારણ ઉપરની ઉપપત્તિ ઉપરથી સમજાઈ શકશે.

હવે નૈસર્ગિક સંખ્યાઓના વર્ગોના સરવાળા માટે ભાસ્કરાચાર્યે આપેલું સૂત્ર તપાસીએ.

द्विघ्नपदं कुयुतं त्रिविभक्तं
संकलितेन हतं कृतियोगः ॥

પદસંખ્યાને બમણી કરીને તેમાં એક ઉમેરો; જે આવે તેને ત્રણે ભાગો અને સંકલિત વડે ગુણો; આમ કરવાથી વર્ગોનો સરવાળો આવશે. તેથી વર્ગોના સરવાળાને આપણે स$_2$ કહીએ તો

$$\text{स}_2 = \frac{(२\,\text{न} + १)}{३} \times \frac{\text{न}\,(\text{न} + १)}{२}$$

$$= \frac{\text{न}\,(\text{न} + १)\,(२\,\text{न} + १)}{६}$$

આની ઉપપત્તિ માટે આપણે सा ના મૂલ્યનો ઉપયોગ કરીશું.

$$\text{सा} = १ + (१ + २) + (१ + २ + ३) + (१ + २ + ३ + ४) + \ldots + (१ + २ + ३ + ४ + \ldots + \text{न})$$

$$= \tfrac{१}{२}\,[\,१^२ + १ + २^२ + २ + ३^२ + ३ + ४^२ + ४ + \ldots + \text{न}^२ + \text{न}\,]$$

તેથી $२\,\text{सा} = (१^२ + २^२ + ३^२ + \ldots + \text{न}^२) + (१ + २ + ३ + \ldots + \text{न})$

$$२\,\text{सा} = \text{स}_2 + \text{स}$$

તેથી, $२\,\text{सा} - \text{स} = \text{स}_2$

તેથી, $\text{स}_2 = २\,\text{सा} - \text{स}$

$$= \frac{\text{न}\,(\text{न} + १)\,(\text{न} + २)}{३} - \frac{\text{न}\,(\text{न} + १)}{२}$$

$$= \text{न}\,(\text{न} + १)\left\{\frac{\text{न} + २}{३} - \frac{१}{२}\right\}$$

$$= \text{न}\,(\text{न} + १)\left\{\frac{२\,\text{न} + ४ - ३}{६}\right\}$$

$$= \frac{\text{न}\,(\text{न} + १)\,(२\,\text{न} + १)}{६}.$$

આવી રીતે સંકલિતોનો સરવાળો જાણવાથી વર્ગોનું સંકલિત ઉપજાવી કઢાય છે.

હવે નૈસર્ગિક સંખ્યાઓના ઘનોના સરવાળા માટેનું ભાસ્કરાચાર્યનું સૂત્ર તપાસતાં પહેલાં આપણે નૈસર્ગિક વિષમ સંખ્યાઓનો સરવાળો કેટલો થાય છે તે શોધીએ. વિષમ સંખ્યાઓ ૧, ૩, ૫, એવી રીતે આવે છે. આમાં બે પ્રત્યાસન્ન પદો વચ્ચેનું અન્તર બેની બરોબર છે.

પહેલી વિષમ સંખ્યા = ૧ = $૧^૨$

બે વિષમ સંખ્યાઓનો સરવાળો

= ૧ + ૩ = ૪ = $૨^૨$

ત્રણ વિષમ સંખ્યાઓનો સરવાળો

= ૧ + ૩ + ૫ = ૯ = $૩^૨$

ચાર વિષમ સંખ્યાઓનો સરવાળો

= ૧ + ૩ + ૫ + ૭ = ૧૬ = $૪^૨$

પાંચ વિષમ સંખ્યાઓનો સરવાળો

= ૧ + ૩ + ૫ + ૭ + ૯ = ૨૫ = $૫^૨$

તેવી રીતે પહેલી ન વિષમ સંખ્યાઓનો સરવાળો $ન^૨$ની બરોબર છે.

હવે આપણે નૈસર્ગિક સંખ્યાઓના ઘનના સરવાળા માટે ભાસ્કરાચાર્યે જે સૂત્ર આપ્યું છે તેને તપાસીએ.

सङ्कलितस्य कृतेः सममेका
घनघनैक्यमुदीरितमाद्यैः ।

ઘનોનો સરવાળો સંકલિતના વર્ગની બરોબર છે એવું આદ્યમુનિઓએ કહ્યું છે. ઘનોના સરવાળા માટે આપણે $સ_૩$ વાપરીશું. આપણે સિદ્ધ કરવાનું છે કે

$$સ_૩ = સ^૨.$$

હવે આપણે સહેલાઇથી જોઇ શકીશું કે

૧ = $૧^૩$

૩ + ૫ = ૮ = $૨^૩$

૭ + ૯ + ૧૧ = ૨૭ = $૩^૩$

૧૩ + ૧૫ + ૧૭ + ૧૯ = ૬૪ = $૪^૩$

૨૧ + ૨૩ + ૨૫ + ૨૭ + ૨૯ = ૧૨૫ = $૫^૩$

તેથી $૧^૩ + ૨^૩$ = પહેલી (૧ + ૨), એટલે પહેલી ત્રણ વિષમ સંખ્યાઓનો સરવાળો,

= $(૧ + ૨)^૨$

$૧^૩ + ૨^૩ + ૩^૩$ = પહેલી (૧ + ૨ ૩) વિષમ સંખ્યાઓનો સરવાળો,

= $(૧ + ૨ + ૩)^૨$

$૧^૩ + ૨^૩ + ૩^૩ + ૪^૩$ = પહેલી ( ૧ + ૨ + ૩ + ૪ ) વિષમ સંખ્યાઓનો સરવાળો

$= ( ૧ + ૨ + ૩ + ૪ )^૨$

$૧^૩ + ૨^૩ + ૩^૩ + ૪^૩ + ૫^૩$ = પહેલી ( ૧ + ૨ + ૩ + ૪ + ૫ ) વિષમ સંખ્યાઓનો સરવાળો

તેવીજ રીતે

$= ( ૧ + ૨ + ૩ + ૪ + ૫ )^૨.$

$૧^૩ + ૨^૩ + ૩^૩ + ૪^૩ + ૫^૩ + \ldots\ldots\ldots + न^૩$

= પહેલી ( ૧ + ૨ + ૩ + ૪ + ૫ +......... + न ) સંખ્યાઓનો સરવાળો.

$= ( ૧ + ૨ + ૩ + ૪ + ૫ + \ldots\ldots\ldots + न^૨ )$

$= (\text{સંકલિત})^૨$

તેટલા માટે $स_૩ = स^૨$

$$= \left\{ \frac{न ( न + ૧ )^૨}{૨} \right\}.$$

આવી રીતે નૈસર્ગિક શ્રેણીઓના સંબંધમાં જે નિયમો ભાસ્કરાચાર્યે આપેલા છે તેમની ક્રમવાર ઉપપત્તિ ઉપર પ્રમાણે આપી આ લઘુ લેખ સમાપ્ત કરીશું.

# વલભીના રાજા ધ્રુવસેન (પહેલા)નું એક તામ્રશાસન

## [ગુપ્ત–] સંવત ૨૧૦.

(દત્તાત્રેય બાળકૃષ્ણ ડિસકળકર એમ. એ. ક્યુરેટર વૉટસન મ્યુઝિયમ, રાજકોટ.)

વલભીના રાજાઓનાં તામ્રશાસનો હમેશાં બે[1] પતરાનાં હોય છે એ ઘણા ખરાને માલુમ હશે. પહેલા પતરાના નીચલા ભાગમાં અને બીજા પતરાના ઉપરના ભાગમાં બે બે છિદ્રો કરેલાં હોય છે. પહેલા પતરાનું ડાબી બાજુનું છિદ્ર અને બીજા પતરાનું ડાબી બાજુનું છિદ્ર આ બેમાં થઇને એક મોટી ત્રાંબાની કડી લટકાવેલી રહે છે જેમાં વલભી રાજવંશની તામ્રમય ગોળાકાર મુદ્રા બેસાડેલી હોય છે. આ મુદ્રા ઉપર વલભીના રાજવંશનું ચિન્હ ' બેઠેલો પોઠિયો ' અને રાજ્યપ્રસ્થાપક ' શ્રી ભટક્ક્તું ' નામ કોતરેલું હોય છે. બીજાં બે છિદ્રોમાં એક નાની તાંબાની કડી બેસાડેલી હોય છે. આવી રીતે આ બે કડીઓથી બે તામ્રપત્રો હમેશાં એકત્ર રહે છે; અને જ્યારે વલભીના રાજાઓ કોઇને દાન આપતા ત્યારે બે પત્રો પોતાની મુદ્રાથી જોડીને આપતા હતા. પરંતુ કેટલાંક વર્ષ પછી કોણ જાણે શા હેતુથી[2] આ બે પત્રને જોડનારી કડીઓ કોઇક વખત કાઢી નાંખવામાં આવતી હતી અને આ બે પત્રો જુદા કરવામાં આવતાં હતા. આ કારણને લીધે કોઈ કોઇ વખત ફક્ત બે પત્રો કડી વગરના મળે છે; કોઈ વખત એમ પણ બને છે કે પહેલું પત્ર જ મળે છે અને બીજું મળી શકતું નથી; અને કોઈ પ્રસંગે બીજુંજ પત્ર મળી આવે છે અને પહેલાનો ક્યાંઈ પણ પત્તો લાગતો નથી.

આટલી હકીકત અહીંઆં આપવાનું કારણ એ છે કે પ્રસ્તુત તામ્રશાસનના બે પત્રો બે જુદી જુદી વખત હસ્તગત થયા. તેનું બીજું પત્ર ઘણાં વર્ષ પહેલા ઇ. સ. ૧૮૯૪ માં કાઠીયાવાડમાં ગોહિલવાડ પ્રાંતમાં ઈંધાવેજ નામનું ગામ છે ત્યાંથી મળેલું. ત્યાંના તે વખતના થાણદારે પોલિટિકલ એજન્ટ કુડલાકસ સાહેબ મારફત કર્નલ વૅાટસન સાહેબને આપ્યું. તેના પહેલા પત્ર માટે તે વખતે તપાસ કરવામાં આવેલી પણ તેનો કાંઈ પત્તો લાગ્યો ન હતો. વૅાટસન સાહેબનો જુની વસ્તુઓનો સંગ્રહ જ્યારે વૅાટસન મ્યુઝીયમ માટે વેચાતો લીધો. ત્યારે તે પત્ર મ્યુઝીયમમાં આવ્યું; ત્યારથી તે વૅાટસનમ્યુઝીયમમાં રાખેલું છે. અત્યાર સુધી તે પ્રકટ થયું નથી.

પાંચ વરસ પહેલાં પાલીતાણા સંસ્થાનના એડમિનિસ્ટ્રેટર ટપ્પર ઓવેન સાહેબને ત્રણ તામ્રપત્રો મળેલાં. તેમાંથી એક વલભી શાસનનું પહેલું પત્ર હતું ઓવેન સાહેબે આ ત્રણે

1 વલભીના રાજાઓના તામ્રશાસનો અત્યાર સુધી લગભગ ૭૫ મળેલા છે ને બધાં બે પતરાના છે. પણ અપવાદ તરીકે ફક્ત એકજ તામ્રશાસન દ્રોણસિંહે આપેલું (સં. ૧૮૩ નું) એક પતરાનુંજ છે.

2 આ સંબંધમાં મારી કલ્પના આ પ્રમાણે છેઃ કોઈ બ્રાહ્મણને જમીન માટે રાજાએ તામ્રશાસન આપ્યું હોય તે મરણ પામ્યા પછી કાલાંતરે તેના વંશજ બે ભાઇઓમાં તેની મિલકતના બે હિસ્સાઓ થાય ત્યારે એક ભાઈએ એક પત્ર લીધું હોય અને બીજાએ બીજું. તેઓને શી ખબર કે બે પત્રો મળી એક તામ્રશાસન થાય છે જેના હક્કથી તેઓ જમીનના ભોગવટો કરી શકે છે!

તામ્રપત્રો મુંબઈના પ્રિન્સ ઓફ વેલ્સ મ્યૂઝીયમને ભેટ આપ્યા. થોડા દિવસ પહેલાં સૂક્ષ્મ તપાસ કરતાં મને માલુમ પડ્યું કે મુંબઇના મ્યૂઝીયમમાં જે એક પત્ર છે તે ધ્રુવસેનના તામ્રશાસનનું જ પહેલું પત્ર છે. તેનું બીજું પત્ર ઉપર જણાવ્યા પ્રમાણે ઘણા વરસથી રાજકોટના મ્યૂઝીયમમાં રાખેલું છે. વિલક્ષણ યોગાયોગથી આ બે પત્રો જુદી જુદી વખતે મળ્યાં અને તે જુદા જુદા સંગ્રહસ્થાનોમાં રાખવામાં આવ્યાં. મુદ્રા અને કડી બેમાંથી એકમાં પણ જોડેલી નથી. આ મુંબઈનું પત્ર પણ અત્યાર સુધી છપાએલું નથી. આ બે પત્રો ઉપરથી પ્રસ્તુત લેખ તૈયાર કરેલો છે.

આ બે પત્રો સારી સ્થિતિમાં છે. લિખિત ભાગનું સારી રીતે સંરક્ષણ કરવા માટે પ્રત્યેક પત્રની ચારે તરફની ધાર થોડી ઉંચી કરેલી છે. પ્રત્યેકની લંબાઇ ૧૦⅞ ઇંચ અને પહોળાઇ ૬⅜ ઇંચ છે. હંમેશ પ્રમાણે લિખિત ભાગ પતરાની એક બાજુ ઉપરજ છે. પ્રત્યેક પત્રમાં લિટીઓ ૧૫ છે; અને એક લિટીમાં સરેરાસ અક્ષરો ૩૨ છે.

અક્ષરો બહુ જ સારી રીતે કોતરેલા હોવાથી તામ્રપત્રો વાંચવાનું કામ સહેલું છે. બધા અક્ષરો એક આકારના નથી, કોઇ વખત એક અક્ષર બીજા કરતાં મોટો હોય છે. પણ સરેરાસ પ્રત્યેક અક્ષરનું માપ ⅛ ઇંચ છે.

પત્રોમાં વપરાએલી લિપિ સ્વાભાવિક રીતે વલભીકાલીન છે. મધ્યયુગીન કાળમાં લગભગ ઇ. સ. ની છઠ્ઠી સદીમાં ભારતમાં જે પ્રકારની બ્રાહ્મી લિપિ પ્રચલિત હતી તેના એક વિશિષ્ટ સ્વરૂપની લિપિ, જેને આપણે 'સૌરાષ્ટ્રીય લિપિ' કહી શકીએ, તે વલભી કાલીન સર્વ લેખોમાં વાપરવામાં આવતી હતી.

લેખનપદ્ધતિ વિષે એટલુંજ કહેવાનું કે વલભીના તામ્રપત્રોમાં હમેશ જેમ બહુ જ અશુદ્ધિઓ હોય છે તેમ આ શાસનમાં નથી; લેખન દોષો થોડા છે. તેજ પ્રમાણે વલભીનાં અન્ય તામ્રપત્રોના વિશિષ્ટ લેખનપ્રયોગો જેમ કે–सिंहને બદલે सिंघ, અનુસ્વારને બદલે **ङ** અથવા **न** વગેરે છે તે આમાં નથી. ફક્ત કોઇ યોગ્ય પ્રસંગે પણ સન્ધિના નિયમો પાળેલા લાગતા નથી. આખા લેખમાં જિહ્વામૂલીય ચિહ્નનો એક વખત–( બારમી લિટીમાં **कुशली** શબ્દની પછવાડે, ) અને ઉપમાનીય ચિહ્નનો બે વખત–( વીસમી લિટીમાં **पूर्वब्रह्मदेय** શબ્દની પછવાડે અને એકવીશમી લિટીમાં **प्रदिशतो** શબ્દની પછવાડે, ) ઉપયોગ કરવામાં આવ્યો છે.

લેખની ભાષા સંસ્કૃત છે અને છેલ્લા ભાગમાં આપેલા ત્રણ શ્લોકો સિવાય બાકી બધો ભાગ ગદ્યમાં છે. ગુપ્તકાલીન અને હર્ષકાલીન ભારતમાં લાંબા લાંબા સમાસો, કૃત્રિમ શબ્દરચના, વિચિત્ર કલ્પનાઓ ઉપર કવિલોકો બહુ મોહ રાખતા હતા. ખરૂં કવિત્વ હોવાથી બાણ કવિના કાવ્યોમાં ઉપર લખેલા દોષો છતાં તે મનોહર લાગે છે. પણ સાધારણ કવિઓએ બાણ કવિનું અનુકરણ કરતી વખતે તદ્દન હલકું કાવ્ય નિર્માણ કર્યું છે. વલભીના તામ્રપત્રો રચનારાઓએ કોઈ વખતે મધુર અને મનોહર શબ્દરચના કરી છે સંસ્કૃત ભાષા ઉપર તેઓનું પ્રભુત્વ સારૂં હતું એમ પણ માલુમ પડે છે તો પણ એકંદર રીતે જોતાં વલભીના તામ્રપત્રોની કાવ્યરચનામાં ખરૂં કવિત્વ આવેલું લાગતું નથી.

આ તામ્રશાસન ધ્રુવસેન (પહેલાએ) વલભીથી આપ્યું છે, તેના બીરૂદો પરમભાગવત,

પરમભટ્ટારકપાદાનુધ્યાત, મહાસામન્ત, અને મહારાજ–તેનાં અન્ય તામ્રપત્રોની માફક છે. ધ્રુવસેનના પૂર્વજોનું વર્ણન પણ તેનાં અન્ય તામ્રપત્રોમાં જેવું આપેલું છે તેવું જ છે.

આ તામ્રપત્રોમાં બે બ્રાહ્મણોને નીચે પ્રમાણે દાન આપ્યું છે. એક બ્રાહ્મણનું નામ શાન્તિશર્મ્મન્ છે. તેનું ગોત્ર અત્રિ અને શાખા વાજસનેયી. તે નગરકના રહેનારા. તેને સુરાષ્ટ્રમાં ભદ્રેણિકા ગામની આગ્નેય સીમા ઉપર સો પાદાવર્ત્ત જમીન આપી હતી. બીજા બ્રાહ્મણનું નામ દેવશર્મ્મન્. તે પ્રેહેલા બ્રાહ્મણનો ભાઇ હતો. તેને તેજ સીમાડા ઉપર સો પાદાવર્ત જમીન અને બાર પાદાવર્ત પરીઘવાળું એક वापीमोल्लर (?) આપ્યું હતું.

પાદાવર્ત્ત પ્રાચીન કાળમાં જમીન માપવાનું એક પ્રમાણ હતું. તે કેવડું હતું તે વિષે કાંઇ ચોક્કસ માહિતી મળતી નથી. તે શબ્દ ઉપરથી એમ કલ્પના થાય છે કે હાલના ચોરસ ફૂટ જેવું તે કોઇ ચોરસ પ્રમાણ હશે. આ પ્રમાણની ઉત્પત્તિ વિષે મારો એવો તર્ક છે કે એક માણસ, દાખલા તરીકે, પૂર્વાભિમુખ ઉભો રહે અને ડાબો પગ અસ્થિર રાખી જમણો પગ એક વખત દક્ષિણ તરફ ફેલાવે અને બીજી વખત સામે ફેલાવે અને એવી રીતે જેટલી જગ્યા માપવામાં આવે તેટલીનું એક પાદાવર્ત[3]. મોલ્લર શું હતું તે વિષે પણ કાંઇ નક્કી માહિતી મળતી નથી. આ શબ્દ ફક્ત પ્રસ્તુત તામ્રશાસનમાંજ આવેલો છે. સ્વ. વલ્લભજી હરિદત્ત આચાર્યે વૉટસનમ્યૂઝીયમના ઇ. સ. ૧૯૦૫–૬ ના વાર્ષિક રિપોર્ટના પાન ૫૧ ઉપર આ સંબંધમાં નોંધ કરી છે તે વિચારમાં લેવા યોગ્ય છે. "મોલરીયો કુવો–ધ્રુવસેનના તામ્રપત્રની બીજી સીટની નકલ જે સાહેબ મેહેરબાનના કલેક્શનમાંથી આવી છે અને જે ૧ લા ધરસેનનું હોઇને સંવત ૨૦૭ નું[4] છે તેની (બીજી સીટની) ૧લી પંક્તિમાં वापी मोल्लरं च એવું વાક્ય છે તેમાં મોલ્લર શું હશે એ ગોતી કહાડવાની ઘણા વખતથી ઇચ્છા હતી. वापीની સાથે છે તેથી જળાશય હશે એમ તો અનુમાન કરેલ અને કદિ ચુટ (પુરાઇ ગયેલો કુવાનો ખાડો) હશે એમ પણ ધારેલ; પણ આ વાતનો ગામડાના લોકોમાંથી વધુ પત્તો મળશે એવી ધારણાથી તે ખાંભા મુકામે વહીવટદાર રૂબરૂ ચરચી; તેમાં પાટણના પટેલ વગેરે હતા તેથી જાણવામાં આવ્યું કે 'વાવ્ય–એટલે ચોરસ કુવો. (આપણે પૌર નાળવાળીનેજ વાવ્ય કહીયે છૈએ પણ ગ્રામ્ય લોકો કુવાને પણ વાવ્ય કહેછે એ સુપ્રસિદ્ધ છે) કુવો એટલે ગોળ કુવો. અને મોલર– એટલે પાણી પોસવાળો ટાંકાની પેઠે ગવાર મારેલો કુવો, અને એવો એક કુવો પાટણમાં છે જેનું નામજ મોલરીયો કુવો છે તે બાબત ત્યાંના નાગર દેસાઇઓને પુછવાથી પત્તો મળશે.' આ ઉપરથી પાટણ આવી ને કુવો જોયો. તે પાટણથી વેરાવળ જતી સડકથી ઉ. માં આશરે ૨૫૦ કદમ છે. તે ચોરસ છે. પૂ. પ. ૧૩ાા અને ઉ.દ. ૮ ફુટ છે દ. તરફ અંદર ઉતરવાની નાળ જેવો ભાગ છે તે ૧૦ાા પહોળી અને ૨૨ લાંબી છે. ઉતરવાને

3 પાછલા કાળના કોઇ તામ્રપત્રોમાં આજ અર્થમાં 'निवर्तन' શબ્દ વપરાએલો જણવામાં આવે છે. જુઓ એપિગ્રાફિઆ ઇંડીકા ભાગ ૧૧ પાન ૧૮૨.

૪–૫ આ તામ્રપત્ર ધરસેનનું નથી પણ ધ્રુવસેનનું છે અને તેના ઉપર સંવત ૨૦૭ નથી પણ ૨૧૦ છે. દ. બા. ડી.

ઠેકાણે મ્હોટી પાટય અને દ. માં ૧૫ પગથીયાં છે." ભોલ્લરનો એવી રીતે બતાવેલો અર્થ બરાબર છે કે નથી એ વિષે હું કાંઇ ખાત્રીથી કહી શકતો નથી. પણ સ્વ. વલ્લભજી હરિદત્તે **वापी** અને **भोल्लर** આ બે શબ્દો જુદા લીધેલા લાગે છે. પ્રસ્તુત તામ્રશાસનમાંનું વાક્ય અને બીજા વલભીના તામ્રશાસનો જોતાં આપણને **वापीभोल्लर** આ એકજ શબ્દ લેવો પડે છે. તામ્રપત્રમાં વાક્ય આવું છે. **अस्यामेव सीम्नि पादावर्त्तशतं वापीभोल्लरं च द्वादश पादावर्त्तपरिसरं मया..........निसृष्टं**

**च** નો સંબંધ **पादावर्त्तशतं** અને **वापीभोल्लरं** સાથે છે એમ મને લાગે છે. અને **द्वादशपादावर्त्तपरिसरं** આ વિશેષણ **वापीभोल्लरं** નું છે. આ પરીધ જો ભોલ્લરનું હોય તો વાપીનુ પરીધ શું? વલભીના તામ્રપત્રોમાં જ્યાં જ્યાં વાપીનું અથવા કૂપનું દાન કરેલું હોય છે ત્યાં ત્યાં તેનો પરીધ હમેશાં આપેલો હોય છે. દાખલા તરીકે સં. ૨૧૦ ના જ બીજા પ્રસિદ્ધ થએલા ત્રણ તામ્રશાસનોમાં નીચે પ્રમાણે દાનનું વર્ણન આપેલું છે.

**पादावर्त्ताः पंचाशत् षोडशपादावर्त्तपरिसरः उदुंबरकूपश्च**[6]
**ब्राह्मणविशाखप्रभुभक्तककरडक्षेत्रं द्वादशपादावर्त्तपरिसरामिलिका वापी**[7].
**द्वादशपादावर्त्तपरिसरा वापी क्षेत्रपादावर्त्ताश्च त्रिंशत्**[8].

બીજું વાપી અને કૂપનો એટલે કે વાવ અને કુવાનો મારી માહિતી પ્રમાણે લોકો સારી રીતે ફરક કરે છે. વાવમાં લોકોને અંદર જઇ પાણી લાવવા માટે પગથીયા કરેલા હોય છે અને કુવામાં આવી ગોઠવણ કરેલી હોતી નથી. અથવા બીજી રીતે એમ કહી શકાય કે ઘરકામ માટે પાણી કાઢવું હોય તો જ્યાં દોરીની જરૂર છે ને કુવો અને જ્યાં તે શિવાય કામ ચાલે છે તે વાવ. તે સિવાય બીજે પણ ઘણી રીતે ફરક બતાવી શકાય છે. પ્રસ્તુત વાપીભોલ્લર સંબંધમાં મારી એવી કલ્પના છે કે જે વાવનો અંદરનો ભાગ પ્હોળો રાખેલો હોય તે ભોલરી વાવ. વખતે એમ બને કે કોઇ વાવમાં પાણી પુષ્કળ હોય અને તેનો સારો સંગ્રહ કરવા માટે કાંતો બહુજ મોટા આકારની વાવ બનાવે અથવા અંદરથી વાવ મોટા આકારની પણ નીચે પ્હોળો ભાગ રાખી દેખાવનો ભાગ સાંકડો કરેલો હોય. આવી રીતે બનાવેલી વાવને કદાચ ભોલરી વાવ કહેતા હશે.*

તામ્રશાસનનો યોગ્ય અમલ થવા માટે રાજાએ જે અધિકારીઓને હુકમ કર્યો છે તેના નામો નીચે પ્રમાણે છે.

આયુક્તક, વિનિયુક્તક, મહત્તર, દ્રાંગિક, અને ધ્રુવસ્થાનાધિકરણિક. આ પ્રત્યેક અધિકારીનું શું કામ હતું તે નિશ્ચયથી કહી શકાતું નથી. આયુક્તક અને વિનિયુક્તક ગામડાની વ્યવસ્થા કરવા માટે નિમાએલા આધકારીઓ લાગે છે. મહત્તર આ ગામનો કોઈ

---

૬ જુઓ એપિગ્રાફિકા ઇંડિકા પુસ્તક ૧૫ પા. ૨૫૫
૭ ,, પુસ્તક ૧૧ પા. ૧૦૯
૮ ,, પુસ્તક ૧૧ પા. ૧૧૨
* આ સંબંધમાં કોઇ વાચક વિશેષ ખુલાશો કરશે એમ હું આશા રાખું છું.
દ. બા. ડી.

પ્રતિષ્ઠિત અને લોકોમાં જેનું વજન પડે છે એવા સન્માન્ય માણસ. દ્રંગ એટલે ગામ તેથી દ્રાંગિક એટલે ગ્રામાધિકારી એવો અર્થ સંભવ છે. ખેડુતો પાસેથી રાજાના કરભાગ વસુલ કરનારા અધિકારીનું ધ્રુવ એવું નામ છે. ધ્રુવસ્થાનાધિકરણિક આ શબ્દથી આવા અધિકારીનો બોધ થાય છે. અથવા ધ્રુવ અને સ્થાનાધિકરણિક આ બે શબ્દો જુદા કરવાથી બીજા શબ્દનો અર્થ થાણદાર થઇ શકે છે.[૯]

ભદ્રેણિકા અને નગર આ સ્થળો વિષે–કાંઇ વધારે માહિતી મળી શકતી નથી.

આ તામ્રશાસનનો અમલ કરનાર અધિકારીનું–દૂતકનું–નામ-રુદ્રધર છે અને તે કિક્કકે લખ્યું છે. ધ્રુવસેનના આ પહેલાના તામ્રશાસનોમાં દૂતકનું નામ 'મમ્મક' છે પણ આમાં અને આ પછીના સંવત ૨૧૦ના બે શાસનોમાં દૂતકનું નામ રુદ્રધર છે. પછીના શાસનોમાં દૂતકનાં નામો જુદા જુદા આપેલા છે. લેખકનું નામ માત્ર ધ્રુવસેનના સર્વ તામ્રશાસનોમાં કિક્કક જ આપેલું છે.

'દૂતક' શબ્દનો તામ્રપત્રોમાં ખાસ અર્થ છે. દૂત, જાસુદ એવો તેનો અર્થ બંધબેસતો નથી. કેમકે તામ્રપત્રોમાં દૂતક શબ્દ બહુજ મોટા અધિકારીનો દ્યોતક છે. કોઇ વખત દૂતક ખાસ રાજાના પુત્ર, પુત્રી અથવા મુખ્યાધિકારી હોય છે. મનુસ્મૃતિ (૭. ૬૩) માં દૂત શબ્દનો ઉપયોગ રાજાનો વિશ્વાસપાત્ર મંત્રી એવો કર્યો છે. તેથી દૂતક શબ્દનો અર્થ રાજાનો ખાસ પ્રતિનિધિ, મંત્રી, એવો કરવો ઉચિત છે.

## મૂળલેખ પહેલું પત્ર.[૧૦]

१ ॐ स्वस्ति वलभीतः प्रसभप्रणतामित्राणा [*] मैत्रकाणामतुलबलसपत्नमण्डला.[११]

२ भोगसंसक्तसंप्रहारशतलब्धप्रतापः प्रतापोपनत दानामानार्जवोपार्जितानु[१२]

३ रक्तमौलभृतश्रेणीबलावाप्तराज्यश्रीः[१३] परममाहेश्वरः श्रीसेनापतिभटक्कस्तस्य सुत

४ स्तत्पादरजोरुणावनतपवित्रीकृतशिराः शिरोवनतशत्रुचूडामणिप्रभाविच्छुरितपादन

५ खपंक्तिदीधितिः दीनानाथजनोपजीव्यमानविभवः परममाहेश्वरस्सेनापतिधर

૯ આ શબ્દો સંબંધી વધારે જાણવાની ઇચ્છા હોય તો જુવો Fleet's Gupta Inscriptions 169 અને E. I. vol. XI 175.

૧૦ મુંબઇના મ્યુઝીયમમાં છે તે જાતે જોઇ ઉતારેલો લેખ.

૧૧ વલભીના સં. ૨૮૬ પછીના તામ્રશાસનોમાં 'સંપત્ન' ને સ્થાને 'સંપન્ન' શબ્દ વાપરેલો છે.

૧૨ વાંચો °दानमाना.°

* અન્ય તામ્રપત્રોમાં ભૃત પછી અને શ્રેણી પહેલા મિત્ર શબ્દ હોય છે.

૧૩ પછીના વલભીશાસનોમાં ભટાર્ક એવું સંસ્કૃત રૂપ આપ્યું છે.

६ सेनस्तस्यानुजस्तत्पा [ दा * ] भिप्रणामप्रशस्तविमलमणिमौ ( मौ ) लिः मन्वादीनां प्रणीतविधि

७ विधानधर्म्मा धर्म्मराज इव विहितविनयव्यप(व)स्थापद्धतिरखिलभुवन मण्डलाभोग

८ स्वामिना परमस्वामिना स्वयमुपहित । (त) राज्याभिषेक [ :* ] महा-विश्राणनावपूतराज्यश्रीः

९ परममाहेश्वरो महाराजश्रीद्रोणसिंहस्सिंह इव तस्यानुजः स्वभुजबलेन पर

१० गजघटानीकानामेकविजयी शरणैषिणा [ * ] शरणमवबोद्धा शास्त्रार्थ तत्वा ( त्वा )नां कल्पतरु

११ रिव सुहृत्प्रणयिनां यथाभिलषितफलोपभोगदः परमभागवतः परमभट्टा

१२ रकपादानुद्ध्यातो महासामन्तमहाराजध्रुवसेन कुशली सर्व्वानेव स्वानायुक्तक

१३ विनियुक्तकमहत्तरद्रांगिकध्रुवस्थानाधिकरणिकादीनन्यांश्च यथासंबद्ध्य-मानकान

१४ नुदर्शयत्यस्तु वस्संविदितं यथा सुराष्ट्रायां[१४] भद्रेणिकाग्रामस्य पूर्व्व-दक्षिणसि ( सी )म्नि

१५ पादावर्त्तशतं नगरकवास्तव्यब्राह्मण शान्तिशर्म्मणे आत्रेयसगोत्राय वाजि

બીજું પત્ર.[૧૫]

१६ सनेयसब्रह्मचारिणे तथा अस्यैव भ्रात्रे देवशर्म्मणे अस्यामेव सीम्नि

१७ पादावर्त्तशतं वापीभोल्लरं च द्वादशपादावर्त्तपरिसरं मया मातापित्रो [ : * ] पुण्याप्याय

१८ नात्मनश्चैहिकामुष्मिकयथाभिलषितफलावाप्तिनिमित्तमाचन्द्रार्क्कार्णवक्षिप-तिस्थितिसरि

१९ त्पर्व्वतसमकालीनं पुत्रपौत्रान्वयभोग्यं बलिचरुवैश्य ( श्व ) देवाद्यानां क्रियाणा [ * ] समुत्स

२० र्पणार्त्थमुदकातिसर्ग्गेण निसृष्टं यतोनयो [१६]पूर्व्वब्रह्मदेयस्थित्या भुंजतोः कृषतो [ : * ]

२१ कर्षापयतो प्रदिशतोर्व्वा न कैश्चित्स्वल्पाप्याबाधा विचारणा वा कार्य्यास्मद्वंशजैश्चा

---

૧૪ કોઈ તામ્રપત્રોમાં 'સુરાષ્ટ્રેષુ' એવું રૂપ આવે છે.

૧૫ આ પતરૂં રાજકોટના વૉટસનમ્યુઝીયમમાં છે તે ઉપરથી.

૧૬ આ શબ્દને બદલે ઘણું કરી उचितया એવો શબ્દ શાસનોમાં આવે છે.

२२ [१७]गामिनृपतिभिरपि अनित्यान्यैश्वर्य्याणि अस्थिरं मानुष्यं स[र्व्वे *][१८] सामान्यं भूमिदानफ

२३ लमयगच्छद्भिरयमस्मद्दायोनुमन्तव्यः यश्चाच्छिद्यादाच्छिद्यमानं वानुमोदे [त *]

२४ स पंचभिः महाप [ा *] तकैः सोपपातकैः संयुक्तस्स्यादिति—(।) अपि चात्र व्यासगीत

२५ श्लोका भवन्ति-(।) षष्टिं ॥ [व *]र्ष[१९] सहस्राणि स्वर्गे मोदति भूमिदः [।] आच्छेत्ता चानुमन्ता च

२६ तान्येव नरके वसेत्—(॥) स्वदत्तां परदत्तां वा यो हरेत वसुन्धरां [। *] स गवां शतसहस्र

२७ स्य हन्तुः प्राप्नोति किल्बिषम् [॥ *] बहुभिर्व्वसुधा भुक्ता राजभिः सगरादिभिः [। *] यस्य यस्य

२८ यदा भूमिस्तस्य तस्य तदा फलमिति = (॥) सं २०० १० भ (भा) द्रपदबदि ९

२९ स्वहस्तो मम महासामन्तमहाराजध्रुवसेनस्य-(।) दूतको रुद्रघरः [। *] लिखितं किक्क-

३० केन [। *]

### ભાષાન્તર.

ૐ; સ્વસ્તિ; વલભીથી શત્રુઓને જેઓએ નમાવ્યા છે એવા મૈત્રક લોકોના, અતુલબળવાળા, શત્રુમંડલ સાથે લડતાં વાગેલા સેંકડો પ્રહારોથી કીર્તિ મેળવેલી હતી એવા (તથા) પરાક્રમથી નમાવેલા (અને) દાન, માન, સરલતાને લીધે પ્રેમ કરનારા, [૨૧]મૌલ, ભૃત અને શ્રેણી, એવા ત્રણ પ્રકારના સૈન્ય વડે જેણે રાજ્યલક્ષ્મી પ્રાપ્ત કરેલી હતી એવો પરમ શિવભક્ત સેનાપતિ ભટાર્ક (હતો).

તેનો પુત્ર, જેને પોતાનું શિર તેના (ભટાર્કના) ચરણરજેથી રંગિત કર્યું હતું અને નમસ્કારથી પવિત્ર કર્યું હતું, શિર નમાવનારા શત્રુઓના મુકુટોના રત્નોના તેજથી જેના પગના નખપંક્તિના કિરણો વિચ્છુરિત થયાં હતાં, દીન અને અનાથ લોકો જેના વૈભવ ઉપર જીવતા હતા, એવો પરમશિવભક્ત સેનાપતિ ધરસેન (હતો.)

---

૧૭ કોઈ તામ્રશાસનોમાં 'आग्रामिमद्रनृपतिभिः' એમ શબ્દ પ્રયોગ હોય છે.

૧૮ આ सर्व्वे શબ્દ બીજા પત્રોમાં મળતો નથી.

૧૯ આ બે લિટીઓ અહિંઆ નિષ્કારણ છે,

૨૧ મૌલ, ભૃત મિત્ર અને શ્રેણી આ બલના એટલે સૈન્યના ચાર પ્રકારો પ્રાચીનકાળમાં હતા એમ મહાભારત, કૌટિલ્યના અર્થશાસ્ત્ર વગેરે ઉપરથી માલુમ પડે છે. મૌલબલ એટલે જે લોકો વંશપરંપરાથી સૈન્યમાં દાખલ થઇ રાજાની નોકરી કરે છે. ભૃત એટલે પગાર આપી નોકરીમાં રાખેલું સૈન્ય. મિત્રબલ અને શ્રેણીબલ એટલે સંસ્થાયુક્ત સૈન્ય. વિશેષ વિગત માટે જુવો ઇન્ડિયન ઍન્ટીક્વરી પુસ્તક ૪૮ પા. ૨૦૮. પ્રસ્તુત તામ્રપત્રમાં મિત્ર શબ્દ રહી ગયેલો છે પણ અન્ય તામ્રપત્રોમાં તે હોય છે.

તેનો નાનો ભાઇ, જેના મુકુટમાંનો નિર્મળ મણિ તેના (ધરસેનના) ચરણોને નમ્રતાથી પ્રણામ કરવાથી અધિક નિર્મળ થયો, જે મનુઆદિએ બાંધી રાખેલા નિયમો પાળવામાં ધર્મ સમજતો હતો, ધર્મરાજ જેવી જેણે નીતિમાર્ગની વ્યવસ્થા કરી હતી, સર્વ વિસ્તૃત પૃથ્વીમંડલના પ્રભુએ પોતે જેને રાજ્યાભિષેક કર્યો હતો (અને) જેનો રાજ્યવૈભવ અતિદાનથી પુનિત થયો એવો પરમ શિવભક્ત, મહારાજ શ્રી ધ્રુવસિંહ (હતો.)

તેનો નાનો ભાઈ, જે પોતાના ભુજબલથી શત્રુના હસ્તિસમૂહને સિંહ જેવો એકલો જીતતો હતો, જે આશ્રય ઇચ્છનારાને આશ્રય આપતો હતો, જે શાસ્ત્રોનો અર્થ અને તત્વ જાણતો હતો, જે મિત્રસ્નેહીઓને કલ્પતરુની જેમ ઇચ્છિત ફલની પ્રાપ્તિ આપનારો હતા, એવો પરમ વિષ્ણુ ભક્ત, સાર્વભૌમ રાજા જેની સેવામાં તત્પર, મહાસામંત મહારાજ **ધ્રુવસેન** કુશલ સ્થિતિમાં પોતાના (અધિકારી)—આયુક્તક. વિનિયુક્તક, મહત્તર, દાડિંગક, ધ્રુવાધિકરણિક વગેરેને અને બીજાને પણ જેઓના જેમ સંબંધ આવે છે તેઓને આજ્ઞા કરે છે "તમારે જાણવું જોઇએ કે મેં સુરાષ્ટ્રમાં ભદ્રેણિકા ગામની પૂર્વદક્ષિણ ગામની પૂર્વદક્ષિણ સીમમાં સો પાદાવર્ત (જમીન) નગરક (ગામના) રહેનારા અત્રી ગોત્રી અને વાજસનેય શાખાના બ્રાહ્મણ શાંતિશર્માને તથા તેના જ ભાઇ દેવશર્માને તેજ સીમમાં સો પાદાવર્ત અને બાર પાદાવર્ત્ત પરીધવાળું વાપી બોલ્લર (બોલરી વાપી) મેં મારા પિતાના પુણ્ય માટે તથા મને ઇહલોકમાં તેમજ પરલોકમાં ઇચ્છિત ફલ પ્રાપ્ત થાય એ માટે ચંદ્ર, સૂર્ય, સમુદ્ર, પૃથ્વી, નદી, પર્વત જે કાલ પર્યંત રહેશે તે કાલ પર્યંત પુત્રપૌત્રાદિ વંશજોને ઉપભોગ્ય, બલિ, ચરુ, વૈશ્વદેવાદિ ક્રિયા કરવા માટે ઉદકાજંલિથી અર્પણ કર્યું છે. ત્યારે આ બે (બ્રાહ્મણોને) ને તેનો રીતસર બ્રહ્મદાયના નિયમો પ્રમાણે ઉપભોગ લેવામાં, પોતે ખેડતાં, બીજા પાસેથી ખેડાવતાં અથવા તે બીજાને આપતાં તેમા કોઇએ થોડો પણ ત્રાસ નહિ આપવો અથવા પૂછપરછ કરવી નહિ. મારા વંશજોએ અથવા ભવિષ્યકાલીન રાજાઓએ ઐશ્વર્ય અનિત્ય છે, મનુષ્યજન્મ અસ્થિર છે અને ભૂમિદાનથી મળવાનું ફલ સૌને મળવાનું હોય છે એમ સારી રીતે વિચાર કરી અમારા આ દાનને અનુમતિ આપવી. જે કોઈ એનો છેદ કરશે અથવા છેદ કરનારાને સંમતિ આપશે તેને પાંચ મહાપાતકો[૨૨] અને ઉપપાતકો[૨૩] લાગશે તે સિવાય આ સંબંધમાં વ્યાસે કહેલા બે શ્લોકો છેઃ ભૂમિદાન કરનારને સાઠહજાર વરસ સુધી સ્વર્ગવાસ મળે છે. અને (ભૂમિદાનનો) છેદ કરનારને તથા છેદ કરવા માટે સંમતિ આપનારાને તેટલાજ વરસ સુધી નરકમાં રખડવું પડે છે. જે પોતે આપેલી અથવા બીજાએ આપેલી ભૂમિનો અપહાર કરે છે તેને એક લાખ ગૌહત્યાનું પાપ લાગે છે. સગરાદિ ઘણા રાજાઓએ ભૂમિનો ઉપભોગ લીધો છે. જે રાજા જે જે વખત ભૂમીનો સ્વામિ હોય છે તેને તે વખત (દાન) ફલ મળે છે. સં. ૨૦૦ ૧૦ ભાદરવા વદિ ૮.

મારો મહાસામંત મહારાજ ધ્રુવસેનનો પોતાનો હસ્તલેખ છે. (આ શાસનનો) દૂતક રુદ્રધર (હતો અને) તે કિક્કકે લખ્યું.

---

૨૨ ब्रह्महत्या सुरापानं स्तेयं गुर्वङ्गनागमः
महान्ति पातकान्याहुः संसर्गश्चापि तैःसह.
જુવો મનુસ્મૃતિ ૧૧–૫૫

૨૩ ઉપપાતકો માટે જુવો મનુસ્મૃતિ ૧૧–૬૦ થી ૬૭.

# ચિત્તની પાંચ વૃત્તિઓ

## યોગદર્શનના પ્રથમ પાદને આધારે

( અનુસંધાન પૃષ્ટ ૨૬૭. )

[ પ્રાણજીવન વિશ્વનાથ પાઠક ]

ચિત્ત એક છે તે આપણે પહેલાં જોઇ ગયા; પ્રત્યક્ષ, અનુમાન, અને આગમ પ્રમાણોને આપણે તપાસ્યાં; જ્ઞાનના, ખરૂં અને ખોટું, એવા બે વિભાગો જોયા, એક બાજુ યથાર્થ કે ભૂતાર્થ જ્ઞાનની વ્યવસ્થા, તથા બીજી બાજુ અયથાર્થ કે મિથ્યા જ્ઞાનનું અવ્યવસ્થિત સ્વરૂપ, એ બધું જોયું. હવે આપણે ચિત્તની એક જુદીજ વૃત્તિ હાથમાં લેવાની છે.

૩. આ વૃત્તિ તે 'વિકલ્પ'ની છે. તેનું લક્ષણ સૂત્રકાર આ પ્રમાણે આપે છે.—

**शब्दज्ञानानुपाती वस्तुशून्यो विकल्पः ।**

'વિકલ્પ એ શબ્દજ્ઞાનાનુપાતી અને વસ્તુશૂન્ય છે.' આ બન્ને વિશેષણોથી એનો પ્રમાણ તેમજ વિપર્યયથી ભેદ કરવામાં આવે છે. આ વૃત્તિ વસ્તુશૂન્ય એટલે કે અર્થાવલંબી ન હોવાથી, તેને યથાર્થ કે અયથાર્થ કહી શકાતી નથી, અને તેથી તે પ્રમાણ કે વિપર્યયની કોટિમાં આવી શકતી નથી. તો પછી આ વૃત્તિનું મૂળ શું એ પ્રશ્ન ઉભો થાય છે. સામાન્ય રીતે વ્યવહાર અર્થાવલંબી હોય છે, પરંતુ કેટલોક વ્યવહાર–કેટલાક ભાષાના પ્રયોગો એવા હોય છે, કે જ્યાં તે વ્યવહારથી દર્શાવાતો અર્થ વાસ્તવિક રીતે તેના મૂળમાં હોતો નથી. "ચૈત્રની ગાય" એમ કહેતી વખતે તો આ બે ભિન્ન વસ્તુઓ વચ્ચે આપણે સ્વ–સ્વામીભાવનો સંબંધ દર્શાવીએ છીએ. પણ જ્યારે "પુરુષનું ચૈતન્ય" એવો પ્રયોગ કરીએ ત્યાં શું બતાવવામાં આવે છે? યોગદર્શનને મતે ચૈતન્ય અને પુરુષ એ બિલકુલ ભિન્ન નથી, કે જેથી તે બન્ને વચ્ચે કોઇ પણ પ્રકારનો વિશેષણવિશેષ્યભાવ સંભવી શકે; કારણ પોતાનાથી પોતે વિશિષ્ટ થવું એનો કાંઇ અર્થ નથી. અને તોપણ આપણે જાણીએ છીએ કે આવો વ્યવહાર તો કરવામાં આવે છે. જે વૃત્તિથી આ જાતનો વ્યવહાર કરવામાં આવે છે તે 'વિકલ્પ'ની વૃત્તિ છે.

આ વ્યવહાર શબ્દજ્ઞાનનો અનુપાતી છે, એટલે કે ભાષાનું અનુપતન–અનુસરણ કરે છે. આનો અર્થ એ હોવો જોઇએ, કે અર્થ દર્શાવવાની ભાષાની વિશિષ્ટ રીતોનું એ અનુકરણ કરે છે. એટલે કે અર્થાવલમ્બી વિચાર દર્શાવવાની જે રીતો છે તેનું અનુકરણ વસ્તુશૂન્ય વિચારો દર્શાવવાનાં પણ થઇ જાય છે.[૨૬] એટલે કે ભાષ્યકાર કહે છે તે પ્રમાણે તેનું નિબન્ધન શબ્દજ્ઞાન માહાત્મ્ય છે.

---

૨૬. પ્રમાણ કે વિપર્યય–અર્થાવલંબી વૃત્તિઓ છે, અને તેની categories જુદી છે. ભાષાના વ્યવહારની એજ categories લઇને અર્થશૂન્ય વ્યવહારને લાગુ કરવામાં આવે છે, અને આને લઇને વિકલ્પની વૃત્તિ ઉદ્‌ભવે છે. Categories of inter-communication મૂળ જે વ્યવહારને યોગ્ય નથી તેને લાગુ કરવામાં આવે છે તેથી વિકલ્પ ઉદ્‌ભવે છે. વિકલ્પમાં જે વસ્તુશૂન્ય મૂળ જ્ઞાન છે, તે શું Intuition હોઇ શકે?

અહિં સ્હેજે એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે, કે અર્થશૂન્ય વ્યવહાર શી રીતે સંભવી શકે? એવા વ્યવહારમાં દર્શાવાતી બાબતો ક્યાંથી આવે છે? આ પ્રશ્નનો જવાબ સ્પષ્ટ રીતે સૂત્રમાં કે ભાષ્યમાં આપેલો નથી. છતાં સૂત્રની રચના અને ભાષ્યનાં ઉદાહરણો ઉપરથી 'વસ્તુશૂન્ય'નું તાત્પર્ય સમજવું અશક્ય નથી. "ચૈત્રની ગાય" એવી બે ભિન્ન વસ્તુઓ વચ્ચે સંબંધ સમજી શકાય છે. પણ જે સ્વભાવથી એક જ છે, તેમાં અનેકની અપેક્ષા રાખતો સંબંધ શી રીતે આવે?[૩૭] વિકલ્પના વ્યાપારથી—એમ આપણે જવાબ આપી શકીએ.[૩૮] અને આ વ્યાપાર તે પૃથક્કરણનો જ વ્યાપાર હોવો જોઇએ. મૂળ જે એક અર્થ અભેદ એકમ રૂપે ચિત્તે ગ્રહણ કર્યો છે, તેને વ્યવહાર્ય બનાવવા માટે ચિત્ત વિકલ્પની વૃત્તિદ્વારા તેનું પૃથક્કરણ કરે છે, અને એમ કરતાં તે અર્થમાં જ સંબંધ કલ્પી સામાન્ય વ્યવહારની રીતે (અર્થાવલંબી) તેને દર્શાવે છે. એમાં ઉપર કહ્યા મુજબ ચિત્તે અમુકરૂપે ગૃહીત કરેલા કોઈ એક પદાર્થને પૃથક્ કરી વ્યવહાર્ય બનાવવામાં આવે છે, અને આમ કરવામાં ભાષાના સંબંધનું તેને અનુકરણ કરવું પડે છે. આ વ્યાપાર તે પ્રમાણ અને વિપર્યયની વૃત્તિથી ભિન્ન પ્રકારનો છે, એટલે તેને આપેલું સ્વતંત્ર સ્થાન યોગ્ય જ છે.

ટીકામાં મિશ્ર કહે છે, કે ભાષ્યકારે ઘણાં ઉદાહરણો આપ્યાં છે, તેનું એ કારણ છે, કે ઘણા વાદીઓ પ્રમાણ અને વિપર્યયની વૃત્તિથી ભિન્ન એવી વિકલ્પની વૃત્તિ સ્વીકારતા નથી. આ વૃત્તિ સ્વીકારવાનું તાત્ત્વિક કારણ તો સ્પષ્ટ જ છે, પરંતુ એક વ્યવહારી કારણ પણ લાગે છે. તે એ કે નૈયાયિકો દ્રવ્ય અને ગુણ કર્માદિને ભિન્ન માનનારા, એટલે એમની દૃષ્ટિએ પુરુષનું ચૈતન્ય એમ કહેવામાં વાંધો નથી; પણ સત્કાર્યવાદી યોગાચાર્યો જેઓ દ્રવ્ય અને ગુણને એક માને છે, તેઓ આવો વ્યવહાર શી રીતે કરી શકે? ભેદ પાડી ન બોલે, તો વ્યવહાર અશક્ય થાય. કારણ પ્રમાણશાસ્ત્રની દૃષ્ટિએ 'અ અ છે' એમ કહેવામાં કશું નવું પ્રાપ્ત થતું નથી. આ સ્થિતિમાંથી બચી જવા માટે એનું આંતરિક કારણ શોધવાની જરૂર પડી.[૩૯] આ શોધ કરતાં વિકલ્પની વૃત્તિ જડી હશે (?)

૪. જ્ઞાન અને વિકલ્પની વૃત્તિની ચર્ચા પૂરી કરીને આપણે નિદ્રાની વૃત્તિ આગળ આવતાં શુદ્ધ ચિત્તશાસ્ત્રના જ પ્રદેશમાં આવી પડીએ છીએ. નિદ્રા અને ચિત્તનો સંબંધ હાલના ચિત્ત-

---

૩૭. ભાષ્યકાર જ્યાં આવો સંબંધ વાસ્તવિક ન હોવા છતાં, ભાષામાં મૂકાય છે, એના અનેક દાખલાઓ આપે છે; અને છેવટે કહે છે, કે—

**तस्माद् विकल्पितः सधर्मः । तेन चास्ति व्यवहारः ।** 'તેથી તે ધર્મ વિકલ્પિત છે. અને તેનાથી વ્યવહાર ચાલે છે.'

૩૮. All relations are mere appearances એમ કહી શકાય, અથવા તો all relati ns are infinite. ગણિતની દૃષ્ટિએ પણ આ બન્ને સિદ્ધાન્તો સરખા છે.

૩૯ આપણે જરા આગળ જઇ એમ કહી શકીએ કે વિકલ્પની વૃત્તિ દ્વારા આપણે 'અ એ બ છે' એવું વિધાન કરી શકીએ છીએ (?) તો આ વિધાન તે Synthetic judgment થયું; અને આને વિકલ્પના પૃથક્કરણ વ્યાપાર સાથે શો સંબંધ છે તે જાણવાનું રહ્યું.—જરા આગળ જઇને એમ પણ કહી શકીએ કે આ રીતે વિકલ્પની વૃત્તિ બીજી બધી વૃત્તિમાં જાણે અજાણે રહેલી હોય છે.

શાસ્ત્રમાં એક મહત્ત્વનો અને ગુંચવાડા ભરેલો પ્રશ્ન છે. યોગદર્શનની માન્યતા પ્રમાણે નિદ્રા પણ ચિત્તની એક વૃત્તિ જ છે. આ બાબતમાં મતભેદ હોવાથી સૂત્રમાં ખાસ કરીને વૃત્તિ શબ્દ મૂકયો છે; અને એ ઉપરથી મિશ્ર કહે છે તેમ યોગદર્શનને મતે નિદ્રા ચિત્તનો એક ધર્મ છે, અને નિદ્રામાં પણ ચિત્તનું સાતત્ય કાયમ રહે છે.[૪૦]

ભાષ્યમાં નિદ્રા પણ એક અનુભવ છે એમ સાબિત કરવા પ્રયત્ન કર્યો છે, અને તેના પ્રમાણ તરીકે જાગ્રદવસ્થાના પ્રત્યવમર્શ–કે હું સુખે ઉંઘ્યો અથવા અસ્વસ્થ રીતે ઉંઘ્યો ઇત્યાદિને ગણે છે. કહ્યું છે, કે **स खल्वयं प्रबुद्धस्य प्रत्यवमर्शो भवति** ।–'જો પ્રત્યયનો અનુભવ ન હોય, તો ઉઠેલાને પ્રત્યવમર્શ ન થાય, અને તેના ઉપર આશ્રિત સ્મરણો છે તેનો વિષય કશો ન રહે.' એટલે કે જેનો અનુભવ ન થયો હોય, તેના સંસ્કાર પણ ચિત્તમાં ન પડે, અને તેની સ્મૃતિ પણ ન રહે. પણ નિદ્રાની તો સ્મૃતિ થાય છે, એટલે તેના સંસ્કાર, અને તે સંસ્કાર મૂકનાર મૌલિક અનુભવ હોવા જોઇએ. આથી એ સિદ્ધ થાય છે, કે પ્રમાણ, વિપર્યય, વિકલ્પ વગેરે જેમ ચિત્તની વૃત્તિઓ છે, તેવી જ નિદ્રા પણ વિધિરૂપ ( Positive ) એક વૃત્તિ છે.

વિકલ્પની વૃત્તિનું નિરૂપણ કરતાં એનું આલંબન શું છે, એ પ્રશ્ન જેમ ઉઠયો હતો, તેમ અહિં પણ નિદ્રાની વૃત્તિનું શું આલંબન છે એ સવાલ ઉઠે છે. સૂત્રકાર કહે છે, કે

**अभावप्रत्ययालंबना निद्रा ।**

–'અભાવનો પ્રત્યય' એ નિદ્રાનું આલંબન છે. 'અભાવનો પ્રત્યય' એટલે કે જાગ્રત્ કે સ્વપ્નદશામાં આવતા વિષયોના અભાવનું કારણ. આ કારણ તે યોગદર્શનના મત પ્રમાણે તમોગુણ છે. વાચસ્પતિ મિશ્ર કહે છેઃ–

**बुद्धिसत्वे हि त्रिगुणे यदा सत्त्वरजसी अभिभूय समस्तकरणावरकमाविरस्ति तमस्तदा बुद्धेर्विषयाकारपरिणामाभावादुद्भूततमोमयीं बुद्धिमवबुद्ध्यमानः पुरुषः सुप्तः ।**

ચિત્ત હંમેશાં ત્રણ ગુણોથી વિશિષ્ટ થયેલું હોય છે. બુદ્ધિ–કે–ચિત્ત–વિષયાકારપરિણામી છે. એ જે જે વિષયમાં પરોવાય છે, તેના જેવું તેનું સ્વરૂપ થઇ જાય છે. બુદ્ધિમાં કે ચિત્તમાં જ્યારે સત્ત્વગુણનું પ્રાધાન્ય હોય છે, ત્યારે તે જ્ઞાન રૂપે પરિણમે છે. જ્યારે રજોગુણનું પ્રાધાન્ય હોય છે, ત્યારે તે પ્રવૃત્તિમાં પ્રેરાય છે, અને એ બન્ને ગુણો ઉપર જ્યારે તમસાવરણ ચડી જાય છે, ત્યારે બુદ્ધિ કે ચિત્ત સમક્ષ કશો બાહ્ય વિષય રહેતો નથી, અને એથી વિષયાકારપરિણામી ન થવાથી તમોમયી બુદ્ધિને લઇને નિદ્રા આવે છે[૪૧]

---

૪૦ આપણે પહેલાં જોઇ ગયા કે યુરોપીય ચિત્તશાસ્ત્રમાં ચેતનાનું સાતત્ય તેના ધર્મ દ્વારા જ સિદ્ધ કરવામાં આવે છે. Consciousness 'enduring' functionally.

૪૧ **सत्व, रजस्** અને **तमस्**ને આપણે ગ્રીક ફિલસુફ એરિસ્ટૉટલના એક સિદ્ધાન્ત સાથે ખુશીથી સરખાવી શકીએ. એ ત્રણ જાતના આત્માઓ માનતો. (૧) મનુષ્યનો–સત્વપ્રધાન, (૨) પ્રાણીઓનો–રજોગુણપ્રધાન, (૩) વનસ્પતિનો–તમોગુણપ્રધાન. બાહ્ય દૃષ્ટિબિંદુએ એરિસ્ટૉટલ આ આત્માઓને આખા જગતમાં વહેંચી નાંખે છે. જેમકે

સ્વપ્નાનુભવની ચર્ચામાં આપણને ઉપયોગી થાય એટલા માટે **त्रिषया-कारपरिणामाभावात्** એનો પૂરેપૂરો અર્થ આપણે સમજવાની જરૂર છે. ચિત્ત કે બુદ્ધિની સમક્ષ કશો વિષય રહેતો નથી, એટલા માટે ઊંઘ આવે છે. ઇન્દ્રિયવ્યાપાર બધો બંધ થાય છે, અને ઇન્દ્રિયપ્રત્યક્ષનો અનુભવ થઇ શકતો નથી. આથી એમ કહી શકાય, કે બાહ્ય સૃષ્ટિના અનુભવના અભાવે ચિત્ત પોતામાં સ્થગિત થઇ જાય છે.

**सत्त्व, रजस्** અને **तमस्** એ ગુણોનું આપણે બીજી દૃષ્ટિએ પણ નિરૂપણ કરી શકીએ. ઉપરનું થોડું વિવેચન આપણે બાહ્ય દૃષ્ટિએ જ કર્યું કહેવાય. કારણ એથી આપણને જાણે એમ થાય છે, કે ચિત્ત એક તત્ત્વ છે, અને એ વારે વારે બહારથી જુદા જુદા એવા ત્રણ ગુણોથી વિશિષ્ટ થયા કરે છે. પણ આમ આપણે વિકલ્પે[૪૨] જ બોલી શકીએ. ખરી રીતે એ ત્રણે ગુણો એક જ ચિત્તના ગુણો છે. બાહ્ય દૃષ્ટિએ એ ત્રણે ગુણો આખા વિશ્વમાં વહેંચાએલા દેખાય છે, પણ આંતર દૃષ્ટિએ એ ત્રણે ગુણો આપણા ચિત્તના ત્રણ જુદા જુદા ધર્મો છે, કે જુદી જુદી ભૂમિકાઓ છે; અને આ દૃષ્ટિ પણ આપણને યોગદર્શનમાંથી મળી આવે છે. હજી આપણે ચિત્તના સર્વસામાન્ય, સાર્વભૌમ ગુણ–સમાધિ–નું વિવેચન કર્યું નથી. એ વળી કોઈ બીજી વાર કરીશું, પરંતુ અહિં આટલું કહેવું બસ થશે, કે સમાધિ, ધ્યાન–એની ભૂમિકાઓ જુદી જુદી હોય છે, અને સત્ત્વ, રજસ્ અને તમસ્‌ને આપણે સમાધિની ભૂમિકાઓમાં સ્પષ્ટ રીતે ઘટાવી શકીએ એમ છીએ.[૪૩] એટલે કે સમાધિ સાત્ત્વિક ભૂમિકા ઉપર હોય ત્યારે માણસને જ્ઞાન થાય, રાજસિક હોય ત્યારે તે પ્રવૃત્તિમાં પ્રેરાય, અને જ્યારે સમાધિ તામસિક ભૂમિકા ઉપર હોય, ત્યારે તે નિદ્રાવશ થાય છે.

ગુણ પ્રમાણે સમાધિની અવસ્થાઓને ભૂમિતિની આકૃતિ દ્વારા સમજવી હોય, તો એના ત્રણે ધર્મોને આપણે શંકુની આકૃતિમાં મૂકી શકીએ. શંકુની ટોચ આગળ, સમાધિ

---

મનુષ્ય, પ્રાણી, તથા વનસ્પતિ. પણ આંતરિક દૃષ્ટિએ દરેક જાતમાં બીજા બે રહેલા હોય છે. એટલે કે મનુષ્યમાં પોતાના તત્ત્વ ઉપરાંત પ્રાણી તથા વનસ્પતિનું તત્ત્વ રહેલું છે. એટલે એરિસ્ટૉટલના શબ્દો લઇ આપણે બોલવું હોય, તો એમ કહી શકાય, કે જ્યારે મનુષ્ય અને પ્રાણીના તત્ત્વો ઉપર વનસ્પતિનું જીવનતત્ત્વ ચડી બેસે છે, ત્યારે આપણને નિદ્રા પ્રાપ્ત થાય છે. Nous Poetikos, Human soul with knowledge, Animal soul with motion, Vegitative soul with 'sensation'. સાથે સાથે સરખાવો યુરોપના અર્વાચીન એરિસ્ટૉટલ–જર્મન ફિલસૂફ લાયબ્નિત્સનો સિદ્ધાન્ત. Theory of waking monad, the dreaming monad અને the sleeping monad. (Monadology)

૪૨ એટલે કે વિકલ્પની વૃત્તિ દ્વારા.

૪૩. જૂઓ. પા. ૧. સૂ. ૨. ભાષ્ય તથા વાચસ્પતિની ટીકા. **प्रवृत्तिविरोधी तमोवृत्तिधर्मः स्थितिः** અહિં સ્પષ્ટ રીતે તમોવૃત્તિ એવો પ્રયોગ કરીને તમોગુણને ચિત્તનો એક ધર્મ ગણ્યો છે. વળી ભાષ્યમાં–**प्रख्याप्रवृत्तिस्थितिशीलत्वात् त्रिगुणम् चित्तम्**.

અત્યંત તંગ[૪૪]–એકાગ્ર હોય, અને ત્યાંથી તે પહોળી થતી થતી રજોગુણી પ્રવૃત્તિઓના પ્રદેશમાં થઈને એસણી આગળ અત્યંત વિસ્ફારિત અવસ્થામાં આવી જાય છે. અને જ્યાં સમાધિ–ધ્યાન અત્યંત રેળાઈ જાય છે, ત્યાં નિદ્રાનું સ્થાન છે.[૪૫]

૫. अनुभूतविषयासंप्रमोषः स्मृतिः ॥

અનુભૂત વિષયના અસંપ્રમોષને સ્મૃતિ કહી છે, એટલે કે જે કાંઈ અનુભવેલું હોય, તે સચવાઈ રહે તેનું નામ સ્મૃતિ.

એ અનુભવ કેવી રીતે સચવાઈ રહે છે, તેના સ્વરૂપ વિષે આપણે જરા વિચાર કરીશું. આપણે એ માટે સૂત્ર પાંચમાનું ભાષ્ય જોવું પડે એમ છે. ત્યાં કહ્યું છેઃ–**तथाजातीयकाः संस्काराः वृत्तिभिरेव क्रियन्ते। संस्कारैश्च वृत्तयः इति। एवं वृत्तिसंस्कारचक्रमनिशमावर्तते।** આ પરથી એમ સમજાય છે, કે ચિત્તનો મૂળ ધર્મ જ એવો છે, કે, જે એક વૃત્તિ તેમાં ઉગી આથમી જાય છે, તેનો તદ્દન નાશ થતો જ નથી. દરેક વૃત્તિ પોતાની પાછળ પોતાના જેવો જ સંસ્કાર મૂકતી જાય છે. અહિં સંસ્કાર શબ્દનો અર્થ બહુ વિશાળ છે, તે આપણે જોઇએ.[૪૬]

બધી વૃત્તિઓ ચેતનાના પ્રવાહમાં આવી જઈ, પછી થોડા વખત માટે, કે હંમેશને માટે ચિત્તની અર્ધચેતનામાં ડુબી જાય છે. આ અર્ધચેતનાનું ક્ષેત્ર આપણી ચેતનાની સપાટીના પ્રવાહ કરતાં ઘણું ગૂઢ અને ઉંડું છે. મનુષ્યની આ અર્ધચેતના અંતઃસલિલ વહ્યા કરે છે, અને તે ચેતનાની ડૂબેલી વૃત્તિઓ રૂપ સંસ્કારો મળીને થયેલી હોવ છે.[૪૭]

એક વૃત્તિ સંસ્કાર મૂકતી જાય છે, અને તે સંસ્કાર પોતાનો વારો આવે ત્યારે પોતાની જાતની વૃત્તિને ચિત્તપરિણામોના ક્ષેત્રમાં પેસવાનો માર્ગ ખુલ્લો કરી આપે છે. આ રીતે વૃત્તિ તથા સંસ્કારનું ચક્ર અનાદિ છે; ચિત્ત નવાને જૂનું કરે છે, અને જૂનાથી નવું ઉગે છે. આ રીતે **संस्काराः वृत्तिभिः पचक्रियन्ते। संस्कारैश्च वृत्तयः।** અને **एवं वृत्तिसंस्कारचक्रमनिशमावर्तते**[૪૮]

૪૪. 'Tense'

૪૫ તમોગુણને ફ્રેંચ ફિલસૂફ બર્ગસનના Torpor સાથે આપણે મૂકી શકીએ. અને સમાધિની ભૂમિકાઓ Attention ના Tension અને Detension ને લઇને ઉદ્ભવે છે એમ કહી શકાય.

૪૬. યુરોપીય લેખકો ચેતનાના તથા અર્ધચેતનાના સંબંધનું નિરૂપણ કરે છે, ત્યારે ઘણી વાર એમ લાગે છે, કે એ બન્ને વિભાગો એક બીજાથી કેમ જાણે તદ્દન સ્વતંત્ર હોય! ચેતના અને અર્ધચેતના એવા બે વિભાગો કરતાં, વૃત્તિ અને તેના સંસ્કાર એવા બે ચિત્તના ધર્મો છે એમ કહેવું વધારે યોગ્ય છે.

૪૭. યુરોપીય ચિત્તશાસ્ત્રના dispositions પણ આમાં આવી જાય છે, અને Appeeeptive Mass પણ, જ્ઞાનના સંસ્કારપુંજ તે Apperceptive Mass.

૪૮. ફિલસુફીના અભ્યાસીને એરિસ્ટૉટલનો 'energeia' અને 'dynamis'ના સંબંધ વિષેનો સિદ્ધાન્ત આ સાથે યાદ આવશે.

સ્મૃતિ શું છે એ હવે આપણે સમજી શકીશું. બધી વૃત્તિઓએ પાછળ મૂકેલા સંસ્કારો ચિત્તમાં ચોરાયા વગર ભેગા થાય છે. ચિત્તના આ ધર્મને સ્મૃતિની વૃત્તિ કહેવામાં આવી છે. સમસ્ત સંસ્કારપુંજ એજ શુદ્ધ સ્મૃતિ[૪૯] છે.

**किं प्रत्ययस्य चित्तं स्मरति** એમ જ્યાં ભાષ્યકાર પૂછે છે, ત્યાં આ સંસ્કાર-પુંજમાંથી શું શું યાદ આવી શકે, એમ પ્રશ્ન પૂછે છે. એટલે કે સ્મરણનું સ્વરૂપ કેવું છે એ પ્રશ્ન આપણી આગળ ઉભો થાય છે. જે કાંઈ સ્મરણમાં આવે છે તે શું વસ્તુ હોય છે. કે વસ્તુ વિષેનો 'પ્રત્યય' હોય છે? આ પ્રશ્નનો જવાબ આપતાં પહેલાં આપણે સ્મૃતિ ઘડાય છે કેમ એ વિકટ પ્રશ્નનું થોડું વિવેચન કરવું પડશે.

ઘણાનું માનવું એવું હશે કે પદાર્થ કે ગ્રાહ્યવસ્તુ વર્તમાનમાંથી ભૂતકાળમાં જાય, ત્યારે સ્મૃતિમાં સંસ્કાર પડે છે. પણ આ સિદ્ધાન્ત ખરો નથી એમ કોઇને પણ થોડો વિચાર કર્યે માલુમ પડશે. કારણ આંતર દૃષ્ટિએ આપણાં ચિત્તપરિણામોમાં કોઇ પણ એવી જાતનો વિભાગ આપણે કરી શકીશું નહિં. એટલે જ ભાષ્યમાં લખ્યું છે. કે ચિત્ત ગ્રાહ્ય વસ્તુનું ગ્રહણ કરે તેની સાથે સાથેજ સંસ્કારો પણ ઘડાવા માંડે છે. **ग्राह्योपरक्तः प्रत्ययो ग्राह्य ग्रहणोभयाकारनिर्भासः तज्जातीयकं संस्कारमारभते।** એટલે કે ગ્રાહ્ય વસ્તુનું ગ્રહણ થાય છે, તે સાથે સાથે જ તે વસ્તુ તથા તે વસ્તુને ગ્રહણ કરનાર ચિત્તનો વ્યાપાર—એ બન્નેના સંસ્કાર ઘડાવા શરૂ થાય છે. અહિં **आरभते** શબ્દનો ઉપયોગ બહુ યોગ્ય છે. તો હવે આપણે કહી શકીશું કે સંસ્કારોનું સ્વરૂપ એટલે કે સ્મૃતિનું સ્વરૂપ જેવી વૃત્તિથી તે ઘડાયો હોય તેવું—ગ્રાહ્યગ્રહણ—ઉભયાત્મક હોય છે.

શુદ્ધ સ્મૃતિનું આવું સ્વરૂપ છે એ જાણ્યા પછી જેનું સ્મરણ થાય તેનું સ્વરૂપ કેવું હોય તેનો આપણે વિચાર કરીએ. સ્મૃતિમાં તો ગ્રાહ્યવસ્તુ તથા ગ્રહણવ્યાપાર બન્નેના સંસ્કાર પડે છે. અને જે કાંઈ સ્મૃતિમાં હોય તેનું સ્મરણ પણ થઇ શકે, એટલે કે જેમ સ્મૃતિમાં ગ્રાહ્યવસ્તુ અને ગ્રહણવ્યાપારના સંસ્કાર સચવાઈ રહે છે, તેમ ગ્રાહ્ય વસ્તુ અને ગ્રહણવ્યાપારનાં સ્મરણ પણ થાય છે. અત્યાર સુધી યુરોપમાં લગભગ એમ જ મનાતું કે સ્મરણ ગ્રાહ્ય વસ્તુનાં જ થાય છે, અને ગ્રહણવ્યાપારનાં થતાં નથી. કારણ ગ્રહણ—એ ચિત્તની કોઇ એક સ્થિતિ નથી, પરંતુ ક્રિયા છે; અને એ વ્યાપારમાં ચિત્ત સ્થિતિબદ્ધ ન હોવાને લીધે, ચિત્તની તે સ્થિતિનું[૫૦] (?) પૃથક્કરણ કરવું બહુ મુશ્કેલ થઇ પડ્યું હતું. પણ ગ્રહણ—ક્રિયા—વ્યાપારના ચિત્તમાં સંસ્કાર પડે છે. અને એનું સ્મરણ પણ થાય છે.

સ્મરણના સ્વરૂપનો વિચાર કર્યા પછી આગળ એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે, કે—સ્મરણ આપણને કાંઇ નવું જ્ઞાન કરાવે છે? એટલે કે સ્મરણ અને ચિત્તની બીજી વૃત્તિઓ વચ્ચે શો તફાવત છે? આ ભેદ ભાષ્યકારે બહુ જ સ્પષ્ટ રીતે બતાવી આપ્યો છે. ચિત્તની

---

૪૯. Pure Memory.

૫૦ ચિત્તની વ્યાપારાત્મક સ્થિતિ એ કાંઈ એક સ્થિતિ નથી; એ ક્રિયા છે, સ્થિતિ નથી. પરંતુ ભાષામાં પણ બીજો એવો સરળ શબ્દ ન હોવાને લીધે છેવટે સ્થિતિ જેવો વિરોધી શબ્દ વાપરવો પડ્યો છે. સરખાવો.–Transitive or dynamic states અને substantive states of consciousness. (William James)

બીજી વૃત્તિઓ અનધિગત વસ્તુનો—પહેલાં ન જાણી હોય એવી વસ્તુનો બોધ કરે છે. જ્યારે સ્મૃતિ તો માત્ર જે કાંઇ ચિત્તમાં પૂર્વે આવી ગયું હોય, તેના ઉપર જ પ્રકાશ પાડે છે. સ્મરણ કાંઇ પણ તદ્દન નવી વસ્તુનું ચિત્તને ભાન કરાવતું નથી. કારણ નહિ તો એ સ્મરણ કહી શકાય જ નહિ.

**तत्त ग्रहणाकारपूर्वाबुद्धिः। ग्राह्याकारपूर्वा स्मृतिः ॥ भाष्य ॥**

**न च गृहीतस्योपात्तस्योपादानं संभवति। तदनेनानधिगतबोधनं बुद्धिः ॥टीका॥**
—જેનું ગ્રહણ ન થયું હોય તેનો બોધ કરાવે તે બુદ્ધિ. અને જેનું ગ્રહણ થઇ ગયું છે, તેનું કાંઇ ફરીથી ગ્રહણ થઇ શકે નહિ—તેનું માત્ર સ્મરણ થઇ શકે.

આ ચર્ચા૫રથી એટલું સિદ્ધ થાય છે, કે સ્મરણનો વિષય પોતે અનુભવેલો કોઈ ભૂતકાળ હોવો જોઇએ.[૫૧] જે કાંઇ અનુભવમાં આવ્યું ન હોય, તેનું સ્મરણ થઇ શકે નહિ. આ મુદ્દો વાચસ્પતિ મિશ્રે પોતાની ટીકામાં સારી રીતે ઉતાર્યો છે.

**स्मृतिः न पूर्वानुभवमर्यादामतिक्रामति। तद्विषया तदूनविषया वा न तु तदधिकविषया। सोऽयं वृत्यन्तराद्विशेषः स्मृतिः**
સ્મરણો ભૂતકાળના અનુભવને કોઈ વાર જ છલોછલ ભરી કાઢીને ઉગે છે. સામાન્ય રીતે તો ભતના અનુભવથી એ ઉણાં હોય છે. ગમે તેમ હોય પણ સ્મૃતિની વૃત્તિ કોઇ પણ દિવસ વ્યક્તિના અનુભવની પાળો તોડીને ઉભરાતી નથી.

ત્યારે ટુંકામાં કહીએ તો સામાન્ય રીતે સ્મરણનો વિષય કોઈ અનુભૂત વિષય છે. આજ સિદ્ધાન્તને વિશિષ્ટ રૂપે આપણે યોજવો હોય તો, એમ કહી શકાય કે સર્વે સ્મૃતિઓ—સ્મરણો—બીજી વૃતિઓએ મૂકેલા સંસ્કારોથી ઉત્પન્ન થાય છે; એટલે કે સ્મરણનો વિષય બધી પાંચે વૃત્તિઓ છે. બીજી વૃત્તિઓ સ્મૃતિનો વિષય થાય, તેમ સ્મરણ પણ સ્મૃતિનો વિષય થઇ શકે છે. એટલે કે એક વાર સ્મરણ થયું હોય, તે સ્મરણનું પણ સ્મરણ થાય છે. આ રીતે આપણાં ચિત્તપરિણામો અનંત છે, અને એ અનંત રીતે બેવડાય છે. ઉપરની બાબત ભાષ્યમાં સ્પષ્ટ રીતે ટાંકી છે.

**सर्वाः स्मृतयः प्रमाणविपर्ययविकल्पनिद्रास्मृतीनामनुभवात्प्रभवान्ति।**
સર્વે સ્મરણો પ્રમાણ, વિપર્યય, વિકલ્પ, નિદ્રા અને સ્મૃતિ એ બધી વૃત્તિઓના અનુભવથી ઉત્પન્ન થાય છે.

આપણે ઉપર કહ્યું કે આપણાં ચિત્તપરિણામો અનંત રીતે બેવડાય છે. મૂળમાં એક અનુભવનો પ્રવાહ છે, અને બીજો તે સ્મૃતિ—સ્મરણોનો પ્રવાહ છે.[૫૨] બન્ને એક બીજાથી બદલાતાં રહે છે. કાંઈ પણ સ્મરણમાં લાવીએ, ત્યારે તેનો વિષય ભૂતકાળનો છે, પરંતુ તેનો વ્યાપાર વર્તમાનમાં રહેલો છે. ઉપર જ્યાં કહ્યું છે, કે—**स्मृतीनामनुभवात्प्रभवन्ति** એ આ સિદ્ધાન્તને લક્ષમાં રાખીને લખાયું હશે?

---

૫૧ સરખાવો Personal Memory.

૫૨ જૂઓ Presentation cotinuum અને Memory continuum. અથવા Primary continuum અને Secondary continuum (Ward અને James).

સ્મૃતિના કાંઠા ભૂતકાળના અનુભવથી ઘેરાએલા હોય છે. એ સિદ્ધાન્ત પરથી એક સામાન્ય સત્ય એ ઉતરી આવે છે, કે વ્યક્તિના ચિત્તમાં સ્મરણોને અમુક નિશ્ચિત સ્થાન હોવું જોઇએ, પણ ઘણી વાર એમ બને છે, કે આપણા સ્મરણોને આપણા અનુભવમાં કશું નિશ્ચિત સ્થાન આપી શકતા નથી.[૫૩] આને લઇને મુખ્યત્વે બે જાતનાં સ્મરણો ચિત્તમાં ઉગે છે. ભાષ્યકાર સ્મૃતિના બે ભેદ પાડે છે; આ ભેદ સ્મૃતિના વિષયની દૃષ્ટિએ પાડેલા છે. ઉપર જોયું તે પ્રમાણે સ્મૃતિનો વિષય ભૂતકાળમાં અનુભવેલા પ્રત્યયો હોય છે. આ પ્રત્યયો જે રીતે ચિત્તે ગ્રહણ કર્યા હોય તે રીતે જ પાછા સ્મૃતિમાં આવે તેને 'અભાવિત સ્મર્તવ્યા' સ્મૃતિ કહે છે; એટલે કે 'જે સ્મર્તવ્યને કલ્પતી નથી તે' સ્મૃતિ. એટલે કે સ્મૃતિની વૃત્તિ એમાં કાંઈ નવું ઉમેરતી નથી. સામાન્ય રીતે જાગ્રદવસ્થામાં આપણને આ જાતની સ્મૃતિ થાય છે.

બીજી સ્મૃતિ તે 'ભાવિતસ્મર્તવ્યા' છે; એટલે કે આ સ્મૃતિ વડે તેનું સ્મર્તવ્ય કલ્પાય છે; એટલે કે ચિત્તે ચોક્કસરૂપે અનુભવેલ કોઇ એક પ્રત્યય તેમાં યાદ આવતો નથી પણ સંસ્કારો ગમે તે રીતે જોડાઈ સ્મૃતિની માફક ઉત્પન્ન થાય છે. આ સ્વપ્નમાં થતી સ્મૃતિ છે. આ બે ભેદ ભાષ્યકારે શા માટે પાડયા છે? વાચસ્પતિ કહે છે કે 'ભાવિત સ્મર્તવ્યા' તો સ્મૃતિ જ નથી. તે તો વિપર્યય છે; ફક્ત સ્મૃતિનો આકાર છે માટે તેને સ્મૃતિ કહી છે. આ વાત સાચી છે; પણ ભાષ્યકારે આ ભેદ પાડયો છે તેનું બીજું પણ કારણ હશે. ભાષ્યકાર કહે છે કે સ્વપ્નમાં 'ભાવિત સ્મર્તવ્યા' સ્મૃતિ થાય છે. આનું શું કારણ? સ્વપ્નમાં આપણું ચિત્ત તમોગુણ વ્યાપ્ત હોય છે. બીજી રીતે કહીએ તો સ્વપ્નમાં ચિત્તનો સાર્વભૌમધર્મ, સમાધિ, સ્થગિત થઈ ગયો હોય છે. આ કારણથી જાગ્રદવસ્થામાં રહેતું સમાધિનું નિયન્ત્રણ તે સ્થિતિમાં હોતું નથી; અને તેથી સંસ્કારો ગમે તે રીતે જોડાઇ ઉભા થાય છે. તેમને યથાર્થ રાખી શકે એવી સમાધિનો ત્યાં અભાવ છે. ભાષ્યકારથી આગળ જઇ આપણે એમ કહી શકીએ કે કેવળ સ્વપ્નમાં પણ નહિ, પણ જાગ્રદવસ્થામાં પણ જ્યારે સમાધિ શિથિલ થઇ ગએલી હોય છે ત્યારે સંસ્કારો ગમે તે રીતે જોડાઇ કલ્પિત સ્મર્તવ્યો ઉભા કરે છે. રોગી ચિત્તસ્થિતિવાળા માણસોમાં આના અનેક દાખલા મળે છે. આવા અનુભવોને પણ વ્યવહારમાં સ્મરણો કહેવાતાં હોવાથી ભાષ્યકારે તેનો સંગ્રહ આ વિભાગ કરી કર્યો હશે એમ લાગે છે.

આ 'ભાવિતસ્મર્તવ્યમાં' જેમ સ્મરણકાલીન સમાધિની શિથિલતા કારણભૂત છે તેમ કેટલેક અંશે મૂળ પ્રત્યયકાલીન સમાધિની શિથિલતા પણ કારણભૂત હોય છે. જે પ્રત્યયો બહુ જ ધ્યાનપૂર્વક ગ્રહણ થયાં હોય છે તેના સ્મરણો નિદ્રામાં પણ તેવાંને તેવાંજ આવે છે. ગમે તેટલો વખત ગયા પછી પણ તેને તે સ્વરૂપમાં યાદ કરી શકાય છે. પણ જે મૂળ પ્રત્યયો બરાબર સમાધિપૂર્વક ગ્રહાયાં ન હોય તેના અધૂરા સંસ્કારોમાં ઘણી વાર ચિત્ત 'ચોરીને' કાંઇ નવું ઉમેરી દે છે. પણ આ સ્મૃતિકાલ પ્રસંગે જો ચિત્ત બરાબર સાવધાન હોય તો મૂળ પ્રત્યયના જેવા અધૂરા સંસ્કાર હોય તેવું જ તે સ્મરણ કરે છે. એટલે એમ લાગે છે કે કલ્પિત સ્મર્તવ્યા સ્મૃતિમાં, તત્કાલીન સમાધિની શિથિલતા એ મૂળ કારણ છે.

---

૫૩ Localization (in the past)

(સ્મૃતિ) सा च द्वयी-भावितस्मर्तव्या चाभावितस्मर्तव्या च। स्वप्ने भावित स्मर्तव्या। जाग्रत्समये त्वभावितस्मर्तव्या.।

એ બે જાતનાં સ્મરણો ક્યારે થાય છે તે જોઈએ. ઉપર કહ્યું કે જ્યારે સમાધિ એકાગ્ર કે તંગ હોય, ત્યારે સ્મરણોને આપણે અનુભવમાં નિશ્ચિત સ્થાન આપી શકીએ છીએ. સ્મરણોને એવી રીતે મુકરર સ્થાન આપવા માટે સમાધિના જે પ્રયાસની જરૂર છે, એ પ્રયાસ જાગ્રત્ અવસ્થામાં જ જીવન્ત હોય છે. જાગતાં જ આપણી સમાધિ એટલી તંગ હોય છે, આપણે કે આપણા સ્મરણોની વ્યવસ્થા કરી શકીએ છીએ. જે સ્મરણોને આપણે કલ્પેલાં ન હોય; તે સ્મરણો તે अभावित स्मर्तव्या.

નિદ્રાની વૃત્તિનું પૃથક્કરણ કરતાં આપણે કહ્યું હતું, કે સમાધિ જેમ જેમ વિસ્ફારિત અને ઢીલી પડતી જાય છે, તેમ તેમ ચેતના ઉપર નિદ્રાનું પડ જામતું જાય છે: તેના ઉપર તમસાવરણ ફરી વળે છેઃ છેવટે અમુક હદ પછી ઘોર નિદ્રા આવે છે. ઘોર નિદ્રા અને જાગ્રત્ અવસ્થા એ વચ્ચે સમાધિની કેટલીએ ભૂમિકાઓ વસેલી છે. તો પૂર્ણ નિદ્રાવશ થતાં પહેલાં, આપણે એવી એક સ્થિતિનો મનમાં ખ્યાલ લાવી શકીશું, કે જ્યાં સમાધિ તદ્દન નિદ્રાધીન ન થઇ ગઈ હોય, પરંતુ જરા વિસ્ફારિત હોય–એકાગ્રતાની તીક્ષ્ણતા એમાં રહી ન હોય, ચેતનાના બંધ એ વખતે તદ્દન ઢીલા હોય, વર્તમાનનું ઇન્દ્રિયપ્રત્યક્ષ અને કાલનું ભાન પણ અત્યંત અસ્પષ્ટ હોય, અને તોપણ સમાધિને હર વખતે કોઇ પણ વિષયની અપેક્ષા રહેલી હોય છે તેટલે અંશે, ઇન્દ્રિયપ્રત્યક્ષના અભાવે, ચિત્ત ફક્ત તેના ભૂત સંસ્કારોમાં ડૂબી જાય છે. ત્યાં તેની સમક્ષ ભૂતકાળમાં અનુભવેલા કઇક વિષયો ખડા થાય છે; પણ સમાધિ-વિસ્ફારિત અવસ્થામાં હોવાને લીધે તેમને નિશ્ચિત સ્થાન મળી શકતું નથી[૫૮]. આ રીતે આપણે ભાવિત સ્મૃતિ કે કલ્પિત સ્મૃતિ પાસે આવીએ છીએ. એ કલ્પિત સ્મૃતિઓને લઇને ચિત્ત સ્વપ્નાવસ્થાનો અનુભવ કરે છે.[૫૯] એટલે કે સ્વપ્નામાં કલ્પિત સ્મૃતિ રહેલી હોય છે. સ્વપ્ન શાથી આવે છે, તેનું આ પૃથક્કરણ આધુનિક ચિત્તશાસ્ત્રની દૃષ્ટિએ પૂર્ણ રીતે શાસ્ત્રીય છે. એટલા જૂના કાળમાં સ્મૃતિના ધર્મોનું (functions) પૃથક્કરણ કરીને, સ્વપ્નસૃષ્ટિની વિવિધ રચનામાં સ્મૃતિની વૃત્તિનું શું સ્થાન છે એ બતાવી આપ્યું છે, એ જોઇ આપણને નવાઇ જ લાગે છે. અને ભાષ્યકાર કહે છે–

सा च द्वयी-भावितस्मर्तव्या चाभावितस्मर्तव्या च । स्वप्ने भावितस्मर्तव्या । जाग्रत्समये त्वभावितस्मर्तव्या ।

સ્મૃતિની વૃત્તિનું આટલું લાંબું વિવેચન એટલા માટે કરવું પડ્યું, કે સ્મૃતિ તે બીજી બધી વૃત્તિઓને પોતાનો વિષય કરે છે–એટલે કે સ્મૃતિની વૃત્તિ તે એક દૃષ્ટિએ જોતાં સમસ્ત ચિત્ત જ છે. એને જો આપણે બીજી વૃત્તિઓની જેમ ક્ષણિક ગણીએ. તો આપણે માટે પેલો જૂનો પ્રશ્ન ખડો થાય છેઃ–તે એ કે એક વૃત્તિ બીજી વૃત્તિને જાણે તે ચેતના પાપે મેત્ર નર્કમાં જાય એના જેવું જ છે.

૫૮. સરખાવો—Theory of Dreams. Prof. Ladd.
૫૯. સરખાવો—The Dream stuff Theory.

**यदि च चित्तैनैकेनानन्विताः स्वभावभिन्नाः प्रत्यया जायेरन् अथ कथमन्यप्रत्ययदृष्टस्यान्यः स्मर्ता भवेत् ।**

અહિં **स्मर्तृ** શબ્દનો ઉપયોગ કર્યો છે, તે જ એમ બતાવી આપે છે, કે સ્મૃતિની વૃત્તિ તે કાંઇ પ્રમાણ, વિપર્યય, અનુમાન, કે વિકલ્પની વૃતિ જેવી નથી, પરંતુ તે સમસ્ત ચિત્તની જ એક શક્તિ છે. આથી કાંઈ આપણે જૂના યુરોપીય ચિત્તશાસ્ત્રીઓની[૬૦] જેમ ચિત્તને તેની શક્તિઓમાં ભાગી નાંખતા નથી. પ્રમાણ, વિપર્યય, વિકલ્પ, નિદ્રા, અને સ્મરણ એ બધાને ચિત્ત પોતાનો વિષય કરી શકે છે, અને આ રીતે સ્મૃતિની વૃત્તિ બીજી બધી વૃત્તિઓથી જુદી પડે છે. આપણે અહિં ચિત્તના સાર્વભૌમ ધર્મ–સમાધિની જુદી જુદી ભૂમિકાઓ વિષે વિવેચન કર્યું નથી. એ કોઈ વખત કરીશું; પણ અહિં એ ભૂમિકાઓને માની લઇને એટલું કહીએ તો બસ છે, કે પ્રમાણ, વિપર્યય, વિકલ્પ, નિદ્રા–આ બધી વૃત્તિઓ સમાધિની અમુક જ ભૂમિકાઓ ઉપર વસી શકે છે;[૬૧] પણ સ્મૃતિ તો સર્વવ્યાપી છે. તદ્દન વિક્ષિપ્ત દશામાં સ્મૃતિ ફેલાવે, અને તદ્દન એકાગ્ર અવસ્થામાં પણ એને સ્થાન મળે છે. કોઇ વાર એને ભૂતકાળના અનુભવમાં સ્થાન મળે, અને કોઇ વાર અણલાંગરેલ વહાણની માફક આપણાં ચિત્તપરિણામોની સપાટી ઉપર ભટકયા કરે ! સમાધિની વિસ્ફારિત અવસ્થામાં તે સ્વપ્ન સર્જે–અને જાગ્રત્ અવસ્થામાં **यदहमद्राक्षं तत्स्पृशामि** એવી પ્રત્યભિજ્ઞા કરાવે ! અને ચિત્ત એક કેમ છે, એ પ્રશ્નનો જવાબ પણ આપે ! કારણ ચિત્ત એક છે–અને એને 'એક' એવું આવયવી જ્ઞાન સ્મૃતિ દ્વારા થાય છે.

વૃત્તિઓના જે વિભાગો અહિં પાડવામાં આવ્યા છે, તે એક બાજુ ચિત્તના બાહ્ય વિષયના સ્વરૂપ ઉપરથી પાડવામાં આવ્યા છે. બીજી દૃષ્ટિએ ચિત્તની જુદી જુદી ભૂમિકાઓ પરની સમાધિની શક્તિ પ્રમાણે તેમનું પૃથક્કરણ કરવામાં આવ્યું છે એમ કહીએ તોપણ ચાલે. યુરોપીય પ્રમાણશાસ્ત્રીને કદાચ આ વિભાગોમાં સંકર લાગે, પણ સામાન્ય માણસ સાધારણ રીતે જે જે વૃત્તિઓ પોતામાં ઉગતી અને આથમતી જોઈ શકે તે વૃત્તિઓ જ યોગદર્શનમાં ગણાવી છે. કારણ યોગદર્શનનું અંતિમ ધ્યેય અને પ્રયોજન ચિત્તવ્યાપારોનું માત્ર શાસ્ત્રીય પૃથક્કરણ કરવાનું નથી, પણ સમાધિનું છે.

યોગદર્શનના પ્રથમ પાદમાંથી અને તેમાં વળી પાંચ વૃત્તિઓના એટલા ટુંકા વિવેચનમાંથી આપણને ચિત્તશાસ્ત્રનું કેટલું સાહિત્ય મળી આવે છે, તે બતાવવાનો મેં અહિં પ્રયત્ન કર્યો છે. આધુનિક ચિત્તશાસ્ત્રના કોઇ પણ અભ્યાસીને આપણા સાહિત્ય તરફ જિજ્ઞાસા ઉત્પન્ન કરી શકીશ, તો આ મારો નાનોસૂનો શ્રમ હું સફળ થયો માનીશ. કદાચ મારા ઉપર એ આક્ષેપ મૂકવામાં આવે, કે મેં યોગદર્શનમાંની વૃતિઓમાં ઘણી નવી વસ્તુઓ આરોપી દીધી છે, તો તેના જવાબમાં મારે એટલું જ કહેવાનું છે, કે ફરી ફરી વાર વિચાર કરીને યોગદર્શનમાં સમાધિનું જે રીતે નિરૂપણ કરવામાં આવ્યું છે, તે રીત જોતાં, તેમાં રહેલાં ચિત્તશાસ્ત્રનું મેં અહિં લીધું છે, એનાથી કોઇ પણ બીજું દૃષ્ટિબિંદુ

૬૦ Compartmental Psychology.

૬૧ જૂઓ Nature of Intellectual Effort. Bergson.

લેવું અશક્ય છે એમ હું માનું છું. અને વળી યુરોપીય વિદ્વાનોએ પ્લેટો, એરિસ્ટૉટલ, ગ્રીક ફિલસુફ પ્લોટાઇનસ વગેરેની ફિલસુરીનું વિવેચન કરતાં તો કંઇક નવાં દૃષ્ટિબિંદુઓ યોજ્યાં છે.[૬૨] યોગદર્શનમાંની સમાધિનો અનુભવની દૃષ્ટિએ કાંઇક પણ અર્થ કરવો હોય, તો તેમના ચિત્તશાસ્ત્ર તરફ આપણે જીવનનું જ દૃષ્ટિબિંદુ–જીવન્ત દૃષ્ટિબિંદુ લેવું જોઇએ. (Dynamic point of view) અને મને લાગે છે, કે જ્યારે ચિત્તના જુદા જુદા ધર્મોને પોતાના સ્વભાવથી દૂર દૂર, મનુષ્યની સામાન્ય ચેતનાથી કળાય નહિ એટલે દૂર, સમાધિમાં લઇ જવામાં આવતા હશે, ત્યારે એમણે પણ આવું જ દૃષ્ટિબિંદુ લીધું હશે.*

છેવટ આ લેખ લખવામાં ભાઇ શ્રી. રસિકલાલે મને જે મદદ આપી છે તે માટે તેમનો હું અત્યંત આભારી છું



૬૨ બર્નેટ સાહેબ, એન સાહેબ, ટેલર સાહેબ, સ્ટુઅર્ટ સાહેબ વગેરે વગેરેના મતો તેમના પુસ્તકોમાંથી વાંચવાથી આ બાબત માલુમ પડી આવશે. જેમકે—Dynamic interpretation of the Platonic theory of Ideas.

*વિકલ્પ વિષે આટલું ઉમેરૂં છું. વિકલ્પને પહેલાં હું માત્ર Process of abstraction in thought માનતો હતો. એ એ છે; પણ તે ઉપરાંત Process of rational disjunction છે;—જે રીતે બોઝાન્કેટ સાહેબ આખા વિશ્વને એક vast disjunction રૂપ માને છે. અથવા એમ પણ કહેવાય કે विकल्प is a rational sundering of the *élan Vital.*

( અનુસંધાન પૃષ્ઠ ૩૬૨ )

૧૨. મુનિ ગામમાં આવીને કોઇના ઘરમાં એકદમ ન જાય. ભિક્ષાની વાતમાં મૂંગો રહે અને અન્ન મેળવવાની સૂચના થાય એવી ભાષા ન વાપરે.

૧૩. "મળ્યું તો પણ ભલે, ન મળ્યું તો પણ કુશળ" એ બન્ને પ્રસંગે તે સંત એક સરખોજ રહે, અને વૃક્ષમૂલે પાછો જાય.

૧૪. હાથમાં પાત્ર રાખીને ફરતો તે મૂંગો ન હોઇ મૂંગા જેવો થાય, અલ્પ દાનની મશ્કરી ન કરે, દાતાનું અપમાન ન કરે.

૧૫. સારો બુરો રસ્તો શ્રમણે બતાવ્યો છે. નિર્વાણ બે વાર પમાતું નથી પણ આ એક એકજ પ્રકારનો નથી.[૯]

૧૬. છિન્ન આસ્રવ વાળા નષ્ટ તૃષ્ણા વાળા કૃત્યાકૃત્ય વિનાના ભિક્ષુને કશો પરિદાહ નથી.

૩૭. ભગવાને કહ્યું—મુનિપદ હું સમજાવીશ. ખાંડાની ધાર જેવો થા. તાળવે જીભ ચોટાડીને ઉદરની બાબતમાં સંયત થા.

૧૮. અમન્દ ચિત્તવાળો થા તેમ બહુ વિચાર ન કર અર્થાત્ ચંચલ ન થા, આમગન્ધ[૧૦] વિનાનો આશ્રય વિનાનો, બ્રહ્મચર્યપરાયણ રહે.

૧૯. એકાસન અને શ્રમણોપાસન શીખે એકત્વ એજ મુનિપણું કહેવાય છે, અને એકલોજ આનંદ પામશે,

૨૦. ત્યારે તું દશે દિશા પ્રકાશશે. ધ્યાન કરનારા અને કામનો ત્યાગ કરનારા ધીરોની ગર્જના સાંભળીને મારો પ્રિયભિક્ષુ શરમ અને શ્રદ્ધા રાખે.

૨૧. તે (શિક્ષા) નદીની ઉપમાથી જાણો. ખાડામાં અને વોકળામાં. નાનાં નાળાં અવાજ કરતાં જાય છે મોટી નદીઓ નિ:શબ્દ વહે છે.

૨૨. જે અધૂરૂં છે તે શબ્દ કરેછે, જે પૂરૂં છે તે શાન્તજ હોય છે, બાળક અધૂરા ઘડા જેવો છે, પંડિત પૂરા ઘરા જેવો છે.

૨૩. જે શ્રમણ અર્થવાળું બોલે છે તે જ્ઞાનપૂર્વક ધર્મનો ઉપદેશ કરે છે તે જાણી જોઇને બહુ બોલે છે.

૨૪. જે યતાત્મા જાણી જોઇને જાણતો છતો, બહુ નથી બોલતો તે મુનિ મુનિપદને લાયક છે, તે મુનિ મુનિપદને પામેલો છે.

છઠ્ઠા ઉલ્લેખથી સારિપુત્તસુત્તની ૯૫૫ થી ૯૭૫ ગાથાઓ વિવક્ષિત છે. તેનો અર્થ નીચે પ્રમાણે છે.

---

૯ નિર્વાણ એકજ પ્રકારનું છે પણ તેને મળવાના રસ્તા અનેક છે.

૧૦ આમગન્ધનો મૂળઅર્થ માંસની ગંધ થાય પણ આજ ગ્રન્થમાં **आमगन्धसुत्त** ૨૩૯ મા શ્લોકથી શરુ થાય છે, તેમાં ભગવાન બુદ્ધ કહે છે કે દુર્ગુણ–પાપ એ ખરી આમગન્ધ છે માટે એ અર્થ અહીં લેવો.

## ૧૬ સારિપુત્ત સુત્ત.

૧. આયુષ્માન સારિપુત્તે આ પ્રમાણે કહ્યું. " આવો, તુષિતથી જન્મ પામેલો સુંદર બોલનારો શાસ્તા પૂર્વે મેં જોયો નથી, કોઇની પાસેથી સાંભળ્યો નથી,—

૨. જેવો દેવ સહિત લોકે ચક્ષુષ્માન બુદ્ધને જોયો. સર્વ તમને ખસેડીને એકલો જ રતિ[1]ને પામ્યો.

૩. તેવા આશ્રય વિનાના, સંત, અકુટિલ, આ લોકમાં જન્મ પામેલા બુદ્ધની પાસે, બદ્ધ થયેલા બહુને માટેના પ્રશ્ન સાથે, હું આવેલો છું.

૪. જુગુપ્સા પામેલા એકાન્ત આસનને સેવનારા, વૃક્ષમૂલ કે સ્મશાનને સેવનારા, પર્વતોની ગુફાઓમાં રહેનારા ભિક્ષુને

૫. સારાં નરતાં શયનાસનોમાં કયા કયા ભયો છે જેના વડે ભિક્ષુ નીરવ શયનાસનમાં કંપે નહિ.

૬. અમૃત દિશામાં જનારાને લોકમાં કયા કયા ભયો છે, જે ભયોનો એકાન્ત શયનાસનમાં ભિક્ષુએ પરાજય કરવો જોઇએ.

૭. નિર્વાણમાં ચિત્ત લગાડેલા ભિક્ષુના વાક્પથો કયા હોય, તેની ગોચરી કઇ હોય, તેનાં શીલવ્રત કયાં હોય. ?

૮. એકાગ્ર પરંપરા વાળો હોંશિયાર સ્મૃતિવાન એવો તે કઇ શિક્ષા મેળવીને, સોની જેમ રૂપાને ધમીને મલ ધોઇ નાખે છે તેમ આત્માનો મલ ધોઇ નાખે. "

૯. ભગવાને કહ્યું " હે સારિપુત્ત, [ સંસારની ] જુગુપ્સા કરનારાને, એકાન્ત આસન સેવનારો જો ઉત્તમ જ્ઞાન ઇચ્છતો હોય તો તેને, જે સુકર છે તે ધર્માનુસાર જેમ ગણું છું તે પ્રમાણે તને કહું છું.

૧૦. સ્મૃતિવાળો દૂર વસનારો ધીર ભિક્ષુ પાંચ ભયથી બ્હીએ નહિ. ડાંસ આવી પડવા, સરપ આવવો, માણસો ( જેમકે ચોરો ) આવી જવા અને ચોપગાં આવવાં.

૧૧. પરધર્મીઓના બહુ ભયો જોઇને પણ તેનાથી ત્રાસ પામવો નહિ; કુશલનું અન્વેષણ કરનારાએ બીજા ભયોનો પણ પરાજય કરવો.

૧૨. રોગના સ્પર્શથી, ક્ષુધાથી સ્પૃષ્ટ થયેલો, શીત અને અતિ ગરમીનો પરાભવ કરે, ઘર વિનાનો તેમનાથી અનેક રીતે સ્પૃષ્ટ થએલો પરાક્રમ કરીને વીર્યને દૃઢ કરે.

૧૩. ચોરી ન કરે, મૃષા ન બોલે, સ્થાવર જંગમનો મૈત્રીભાવથી સ્પર્શ કરે, મનનો મલ જાણે ત્યારે તે " કૃષ્ણ ( માર ) નો પક્ષ " છે, એમ માની તેનું નિવારણ કરવું.

---

૧. ધર્મજીવનનો આનંદ.

૧૪. ક્રોધ અને અતિમાનને વશ ન થાય, તેમના મૂળને પણ ખોદી કાઢે, ભવ્ય પુરુષ પ્રિય અને અપ્રિયનો પણ પરાભવ કરે.

૧૫. કલ્યાણ તરફ પ્રીતિવાળો પ્રજ્ઞાને આગળ કરીને તે ભયોને દબાવી દે. એકાન્ત શયનવાળો અરતિને સહી લે, ચાર પરિદેવનાઓને સહી લે—

૧૬. "શું ખાઇશ, ક્યાં ખાઇશ, ખરાબ ઊંઘાયું, ક્યાં ઊંઘીશ," પરિદેવના કરાવનારા આવા વિતર્કો, શિક્ષાયોગ્ય ઘર વિનાનો ફરનારો નિવારે.

૧૭. યોગ્ય કાલે અન્ન અને વસ્ત્ર પામીને, અહીં પણ સંતોષને અર્થે પ્રમાણ જાણે, અર્થાત્ પ્રમાણથી વધારે ન ગ્રહણ કરે, એ બાબતોમાં રક્ષિત થઇ ગામમાં સંયમ–પૂર્વક ચર્યા કરે, રોષ કરાવ્યા છતાં કઠોર વાણી ન વદે.

૧૮. આમ તેમ જુવે નહિ, આમ તેમ પગ હલાવે નહિ, ધ્યાનયુક્ત બહુ જાગૃત રહે. ઉપેક્ષા કરીને સમાહિત ચિત્ત થઇ તર્કાશય અને મનસ્તાપ છેદે.

૧૯. વાણી વડે કોઇ દોષ બતાવે તો સ્મૃતિવાળો થઇ અભિનન્દન કરે, પોતાના સબ્રહ્મચારીઓમાં હઠ ન કરે, કુશળ અને યોગ્ય વખતે વાણી વદે, લૌકિક વાતોનો વિચાર ન કરે.

૨૦. વળી સ્મૃતિમાન જેનો નાશ કરતાં શીખે એવા લોકમાં પાંચ મલ છે; રૂપ શબ્દ, રસ, ગન્ધ અને સ્પર્શના રાગનો પરાજય કરે.

૨૧. સુવિમુક્ત ચિત્તવાળો સ્મૃતિવાળો ભિક્ષુ આ ધર્મના કુછન્દનો નાશ કરીને યોગ્ય કાલે સમ્યક્ રીતે ધર્મની મીમાંસા કરતો એક પરંપરામાં લાગેલો તે અન્ધકારનો નાશ કરે.

એમ ભગવાને કહ્યું.

સાતમો ઉલ્લેખ **राहुलोवादसुत्त**નો છે તેનો ટુંકો સાર પુરાતત્ત્વ મંદિર તરફથી પ્રસિદ્ધ થયેલા 'બુદ્ધલીલાસારસંગ્રહ'ના પૃ. ૩૧૭મી ૩૧૯માં આપેલો છે એટલે અહીં ફરી આપવાની અમે જરૂર જોતા નથી.*



*આ લેખનું ગુજરાતી અ. રામનારાયણ વિ. પાઠકે કરેલું છે. મંત્રી.

# આપણી અદશ્ય થતી લેખનકળા અને તેનાં સાધનો.

[ મુનિ પુણ્યવિજય ]

પાશ્ચાત્ય યાંત્રિક આવિષ્કારના યુગમાં અનેક કળાઓને વિસાર્યા પછી તેના પુનરુદ્ધાર માટે અનેક પ્રયત્નો કરવા છતાં તેમાં આપણે સફળતા મેળવી શક્યા નથી, તેમ મુદ્રણકળાના પ્રભાવથી અદશ્ય થનારી લેખનકળાને માટે પણ બનવાનો પ્રસંગ આપણી નજર સામે આવવા લાગ્યો છે. આજથી પચીસ વર્ષ પહેલાં ગૂજરાત તેમ જ મારવાડમાં લહીઆઓ વંશો હતા[1], જેઓ પરંપરાથી પુસ્તક લખવાનો જ ધંધો કરતા હતા. પરંતુ મુદ્રણકળાના યુગમાં તેમની પાસે પુસ્તકો લખાવનાર ઘટતાં તેઓએ પોતાની સંતતિને અન્ય ઉદ્યોગ તરફ વાળી. પરિણામ એ આવ્યું, કે જે લહીઆઓને એક હજાર શ્લોક લખવા માટે બે, ત્રણ, અને સારામાં સારો લહીઓ હોય તો, ચાર રૂપીઆ આપવામાં આવતા હતા, અને તેઓ જે સુંદર લિપિ તેમ જ સામેના આદર્શ જેવો જ આદર્શ—નકલ લખતા તેવા શુદ્ધ સુંદર આદર્શ કરવા માટે અત્યારે આપણે દર હજારે દશથી પંદર રૂપીઆ આપીએ તોપણ તેનો લેખક કોઈ વિરલ જ મળી શકે; અને તાડપત્રની પુરાતન પ્રતિ ઉપરથી નકલ કરનાર તો ભાગ્યે જ મળે અથવા ન પણ મળે. લહીઆઓના આ ભયંકર દુષ્કાળમાં લેખનકળા અને તેનાં સાધનોનો અભાવ અવશ્ય થશે એ સ્વાભાવિક છે. આ પ્રમાણે અનેક શતાબ્દીઓ પર્યંત ભારતવર્ષ દ્વારા અને અંતિમ શતાબ્દીઓમાં જૈન[2] મુનિઓના પ્રયાસ દ્વારા જીવન ધારી રહેલ લેખનકળા અત્યારે લગભગ નાશ પામવા આવી છે.

આ લુપ્ત થતી કળા વિષેની માહિતી પણ લુપ્ત થતી જાય છે. ઉ. તરીકેઃ—તાડપત્ર પર લખવાની રીતિ લગભગ ભુલાઈ ગઇ છે. તાડપત્રપર જે લીસાપણું તેમજ ચળકાટ હોય છે કે જે શાહીને ટકવા દેતા નથી તે કહાડી નાખવાનો વિધિ મળી શકતો નથી. આવી સ્થિતિમાં આ કળાના સાધનો વિષે જે કાંઇ માહિતી મળે તે નોંધી રાખવી જોઇએ. આ કળાના ભાવી ઇતિહાસકારને ઉપયોગી થાય એ દૃષ્ટિથી મેં મને મળેલી હકીકતોનો આ લેખમાં સંગ્રહ કર્યો છે.

વર્ણનની સુગમતા પડે માટે લેખનકળાના સાધનોનું હું નીચે પ્રમાણે ત્રણ વિભાગમાં નિરૂપણ કરીશ. (૧) તાડપત્ર, કાગળ, આદિ, (૨) કલમ, પીંછી, આદિ, અને (૩) શાહી આદિ. આ પછી પુસ્તકોના પ્રકાર, લહીઆઓના કેટલાક રીવાજ, ટેવો ઇત્યાદિની માહિતી આપી છે.

---

૧ "પુરાતન હસ્તલિખિત પુસ્તકોના અંતમાં મળતા સં૦ ૧૧૩૮ वैशाख शुदि १४ गुरौ लिखितं श्रीमदणहिलपाटके वालभ्यान्वये कायस्थ–भाइलेन " ઇત્યાદિ અનેક ઉલ્લેખો પરથી આપણે જોઇ શકીશું કે ભારતવર્ષમાં કાયસ્થ, બ્રાહ્મણ આદિ જ્ઞાતિનાં અનેક કુટુંબો આ ધંધા દ્વારા પોતાનો નિર્વાહ ચલાવી શકતાં હતાં. આ જ કારણને લીધે આપણી લેખનકળા પ્રૌઢાવસ્થાએ પહોંચી હતી.

૨ આ માત્ર ગૂજરાતને જ લક્ષીને લખવામાં આવ્યું છે.

## ૧ તાડપત્ર કાગળ આદિ.

તાડપત્ર—તાડનાં ઝાડ બે પ્રકારનાં થાય છે. ૧ ખરતાડ અને ૨ શ્રીતાડ. ગૂજરાતની ભૂમિમાં જે તાડનાં વૃક્ષો અત્યારે વિદ્યમાન છે તે ખરતાડ છે. આ વૃક્ષનાં પત્રો સ્થૂલ, લંબાઈ પહોળાઇમાં ટુંકાં તેમ જ નવાં હોય ત્યારે પણ સહેજ ટક્કર કે આંચકો લાગતાં તૂટી જાય તેવાં એટલે કે બરડ હોય છે. માટે પુસ્તક લખવાના કાર્યમાં તેનો ઉપયોગ કરાતો નથી. શ્રીતાડનાં વૃક્ષો મદ્રાસ બ્રહ્મદેશ આદિમાં થાય છે. તેનાં પાંદડાં ( પત્રો ) શ્લક્ષ્ણ, લાંબાં, પહોળાં[3] તેમજ સુકુમાર હોવાથી ઘણાં વાળવામાં આવે તો-પણ ભાગવાનો ભય રહેતો નથી.[4] જો કે કેટલાંક તાડપત્રો શ્લક્ષ્ણ તેમ જ લાંબાં પહોળાં હોવા છતાં કાંઇક બરડ હોય છે, તથાપિ તેના ટકાઉપણામાટે અંદેશો રાખવા જેવું નથી રહેતું. આ શ્રીતાડનાં પત્રોનો જ પુસ્તક લખવામાટે ઉપયોગ કરાતો અને હજુ પણ તે તે દેશમાં પુસ્તક લખવા માટે તેનો ઉપયોગ કરાય છે.

કાગળ—જેમ આજ કાલ ભિન્ન ભિન્ન પ્રદેશમાં ભિન્ન ભિન્ન જાતિના કાગળો બને છે, તેમ પુરાતન કાળમાં અને અત્યાર પર્યંત આપણા દેશના દરેક વિભાગમાં પોત પોતાની ખપત તેમ જ જરૂરીઆત પ્રમાણે ભુંગળીઆ, સાહેબખાની આદિ અનેક પ્રકારના કાગળો બનતા અને તેમાંથી જેને જે સારા તથા ટકાઉ લાગતા તેનો તે પુસ્તક લખવા માટે ઉપયોગ કરતા. પણ આજકાલ આપણા ગૂજરાતમાં પુસ્તકો લખવા માટે અમદાવાદી તેમ જ કાશ્મીરી કાગળનો જ ઉપયોગ કરાય છે. તેમાં પણ અમદાવાદમાં બનતા કાગળો મુખ્યતયા વાપરવામાં આવે છે. કારણ કે કાશ્મીરમાં જે સારા તેમ જ ટકાઉ કાગળો બને છે તેને ત્યાંના સ્ટેટ તરફથી પોતાના દફતરી કામમાટે લઇ લેવામાં આવે છે. એટલે કોઈ ખાસ લાગવગ હોય તો પણ અમુક ઘા કાગળ માત્ર ત્યાંથી મેળવી શકાય છે. આ કાગળો રેશમના બનતા હોઇ એટલા બધા મજબુત હોય છે કે તેને ઘણા જોરથી આંચકો મારવામાં આવે તોપણ એકાએક ફાટે નહિ.

આ સ્થળે એટલું ધ્યાનમાં રાખવું જોઇએ, કે પુસ્તક લખવામાટે જે કાગળો આવે છે તે ત્યાંથી ઘુંટાઇને જ આવે છે; તથાપિ તેને શરદીની હવા લાગવાથી તેનો ઘુંટો ઉતરી જાય છે. ઘુંટો ઉતરી ગયા પછી તેના ઉપર લખતાં અક્ષરો ફુટી જાય છે, અથવા શાહી ટકી શકતી નથી. માટે તે કાગળોને ધોળી ફટકડીના પાણીમાં બોળી સુકાવવા પડે છે. અને કાંઇક લીલાસુકા જેવા થાય એટલે તેને અકીકના કસોટીના અગર તેવા કોઈ પણ પ્રકારના ઘુંટાથી ઘુંટી લેવા જેથી તે દોષો દૂર થઈ જાય છે.

વિલાયતી તેમજ આપણા દેશમાં બનતા કેટલાક કાગળો કે જેનો માવો તેજાબ અથવા સ્પિરિટ દ્વારા સાફ કરાય છે, તે કાગળોનું સત્ત્વ પહેલેથી જ નષ્ટ થઇ જતું હોવાથી

---

૩ આ તાડપત્રો સાફ કર્યા પછી પણ ૨૬ ફુટથી વધારે લાંબાં અને ૩૨ ઇંચ જેટલાં પહોળાં રહે છે. આ પ્રકારનાં તાડપત્ર પર લખાએલ કેટલાંક પુસ્તકો પાટણના સંઘવીના પાડાના ભંડારમાં વિદ્યમાન છે.

૪ બારમી શતાબ્દીના પ્રારંભમાં લખાએલ તાડપત્રો હજુસુધી એટલાં બધાં સુકુમાર છે, કે તેને વચમાંથી આપણે ઉપાડીએ તો તેની બંને તરફનો ભાગ સ્વયમેવ નમી જાય.

ચિરસ્થાયી નથી હોતા. માટે પુસ્તક લખવા માટે તેનો ઉપયોગ કરાયો જ નથી. એવા અનેક જાતના વિલાયતી કાગળોનો આપણે અનુભવ કર્યો છે. કે જે કાગળો આરંભમાં શ્વેત, મજબુત તેમજ શ્લક્ષ્ણ દેખાવા છતાં અમુક વર્ષ વીત્યા પછી તેને જોઇએ તો શ્યામ તથા વાળનાં જ તૂટી જાય તેવા થઈ જાય છે. આ દોષ આપણે દરેક જાતના વિલાયતી કાગળોને નથી આપી શકતા.

કપડું—ઘઉંના આટાની ખેળ બનાવી તેને કપડા ઉપર લગાડવી. તે સુકાઇ ગયા પછી તે કપડાને અકીકના અગર તેવા કોઈ પણ પ્રકારના ઘુંટા વડે ઘુંટવાથી તે કપડું લખવા લાયક બને છે. પાટણના સંઘના ભંડારમાં કે જે વખાંછડી શેરીમાં છે તેમાં **संवत् १३५३ भाद्रवा सुदि १५ रवौ उपकेशगच्छीयपं० महिचन्द्रेण लिखिता पु०"** એવા અંતિમ ઉલ્લેખવાળું કપડા ઉપર લખેલું એક પુસ્તક છે. કપડાનો ઉપયોગ પુસ્તક લખવા કરતાં મંત્ર, વિદ્યા આદિના પટો લખવા ચિતરવા માટે વધારે કરાતો અને હજુ પણ કરાય છે, અત્યારે આનું સ્થાન ટ્રેસીંગ કપેડે લીધું છે.

**ભોજન પત્ર**—આનો ઉપયોગ પ્રધાનતયા કેટલાક મંત્રો લખવા માટે કરાતો અને હજુ પણ કરાય છે. '**भारतीय प्राचीन लिपिमाला**' માં ભોજપત્ર પર લખાયેલ પુસ્તકની પણ નોંધ કરી છે.

ઘણા ખરા વિદ્યમાન પુસ્તકભંડારો તરફ નજર કરતાં એટલું નિશ્ચિતપણે કહી શકાય, કે પુસ્તકો લખવા માટે ⁵તાડપત્ર તેમ જ કાગળનો જેટલો બહોળો ઉપયોગ કરાયો છે તેટલો બીજી કોઇ પણ વસ્તુનો કરાયો નથી. તેમાં પણ લગભગ વિક્રમની બારમી શતાબ્દી પર્યંત તો પુસ્તક લખવા માટે તાડપત્રો જ વપરાયાં છે.

## ૨. કલમઆદિ.

**કલમ**—કલમ માટે અનેક પ્રકારના બરૂ વપરાતાં અને વપરાય છે. જેમકે—તજીઆં બરૂ, કાળાં બરૂ, વાંસનાં બરૂ આદિ. આમાં તજીઆં બરૂ તજની માફક પોલાં હોય છે, માટે તજીઆં એ નામથી ઓળખાય છે. એ સ્વભાવે બરડ હોય છે તથાપિ તેમાં એક ગુણ એ છે, કે તેનાથી કેટલુંય લખીએ તોપણ તેની અણીમાં કુચો પડતો નથી. આ અપેક્ષાએ કાળાં બરૂ બીજે નંબરે ગણાય. વાંસનાં બરૂ પણ ઠીક ગણી શકાય.

લેખિનીના ગુણ-દોષ વિષયક નીચે પ્રમાણે દોહરો મળે છે,

> "માથે ગ્રંથી મત (મતિ) હરે, બીચ ગ્રંથ ધન ખાય.
> ચાર તસુની લેખણે, લખનારો કટ જાય. ૧."
>
> "आद्यग्रन्थिर्हरेदायुः, मध्यग्रन्थिर्हरेद् धनम् ।
> अन्त्यग्रन्थिर्हरेत् सौख्यं, निर्ग्रन्थिर्लेखिनी शुभा ॥ १ ॥"

---

૫ દેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણ કે જેઓ જૈન સૂત્રની વાલભી વાચનાના સૂત્રધાર હતા તેઓશ્રીએ વલ્લભી-વળા-માં પુસ્તકો લખાવવાનો પ્રારંભ તાડપત્રો ઉપર જ કર્યો હતો એમ સંભળાય છે. આ પ્રારંભ વીર સંવત્ ૯૮૦માં કરાયો હતો.

**પીંછી**—આનો ઉપયોગ પુસ્તક શોધવા માટે કરાય છે. જેમકે **ष** ના **प**, **व** ના **ब**, **म** નો **न** કરવો હોય, કોઇ અક્ષર કે પંક્તિ કહાડી નાખવી હોય અથવા એક અક્ષર ને બદલે બીજો અક્ષર કરવો હોય, ત્યારે હરિતાલ કે સફેદાને તે નકામા ભાગપર લગાડતાં જોઇતો અક્ષર બની જાય છે.

જો કે આજ કાલ અનેક પ્રકારની-ઝીણી, જાડી, નાની, મોટી, જેવી જોઇએ તેવી પીંછીઓ મળી શકે છે એટલે તેનો પરિચય આપવા જેવું કાંઈ રહેતું નથી. તથાપિ એટલું જાણવું જોઇએ કે-આપણા પુસ્તકશોધનમાં ખીસકોલીના પુંછડાના વાળને કબુતરના પીંછાના આગલા ભાગમાં પરોવીને બનાવેલી પીંછી વધારે સહાયક થાય છે. કારણ કે આ વાળ કુદરતે જ એવા ગોઠવેલા હોય છે, કે તેને આપણે ગોઠવવાની જરૂર રહેતી નથી. તેમ જ એકાએક સડી કે તુટી પણ જતા નથી. આ વાળને કબુતરના પીંછામાં પરોવવાનો વિધિ પ્રત્યક્ષ જોવાથી સહજમાં સમજી શકાય તેવો છે.

**જુજબળ**—કલમથી લીટીઓ દોરતાં થોડી વારમાં જ કલમ બુઠ્ઠી થઇ જાય, માટે લીટીઓ દોરવા માટે આનો ઉપયોગ કરાતો. તેમ જ હજુ પણ મારવાડમાં કેટલેક ઠેકાણે તેનો ઉપયોગ કરાય છે. આ લોઢાનું હોય છે, અને તેનો આકાર આગળથી ચીપીઆ જેવો હોય છે.

બ્રહ્મદેશ, મદ્રાસ આદિ જે જે પ્રદેશમાં તાડપત્રને ખોતરીને લખવાનો રીવાજ છે, ત્યાં કલમને બદલે લોઢાના અણીદાર સોયાના સળીઆનો ઉપયોગ કરાય છે.

## ૩ શાહીઆદિ.

**તાડપત્રની કાળી શાહી**—આજકાલ તાડપત્ર ઉપર લખવાનો રીવાજ રહ્યો નથી, એટલે તેની શાહી બનાવવાનું યથેષ્ટ સ્પષ્ટ વિધાન પણ મળતું નથી. તેમ છતાં કેટલાંક પરચુરણ પાનાઓમાં તેના વિધાનની જે જુદા જુદા પ્રકારની કાંઇ સ્પષ્ટ અને કાંઇક અ-સ્પષ્ટ એવી નોંધો મળે છે તેનો ઉતારો જ માત્ર આ સ્થળે કરીશ. પ્રથમ પ્રકાર—

" सहवर-भृङ्ग-त्रिफलाः, कासीसं लोहमेव नीली च।
समकज्जलबोलयुता, भवति मषी ताडपत्राणाम् ॥१॥

व्याख्या—सहवरेति कांटासेहरीओ (धमासो)। भृङ्गेति भांगुरओ। त्रिफला प्रसिद्धैव। कासीसमिति कसीसम्, येन काष्ठादि रज्यते। लोहमिति लोहचूर्णम्। नीलीति गलीनिष्पादको वृक्षः, तद्रसः। रसं विना सर्वेषां० उत्कल्य क्वाथः क्रियते, स च रसोऽपि समवर्तितकज्जलबोलयोर्मध्ये निक्षिप्यते, ततस्ताडपत्रमषी भवतीति ॥ "

આમાં દરેકનું પ્રમાણ કેટલું એ સ્પષ્ટ થતું નથી. જો કે આમાં બધી વસ્તુઓને મેળવ્યા પછી કાંઇ કરવાનું લખ્યું નથી, તોપણ એટલું જાણવું જોઇએ કે-તાંબાની કડાઇમાં નાખી તેને ખુબ ઘુંટવું. જેથી દરેક વસ્તુ એક રસ થઇ જાય.

**બીજો પ્રકાર**—

" कज्जलपाइणंबोलं, भुमिलया पारदस्स लेसं च।
उसिणजलेण विघसिया, वडिया काऊण कुट्टिज्जा ॥१॥
तत्तजलेण व पुणओ, घोलिज्जंती दृढं मसी होइ।

तेण विलिहिया पत्ता, वच्चह रयणीइ दिवसु व्व ॥२॥"
"कोरडए घिसरावे, अंगुलिया कोरडम्मि कज्जलए।
मद्दह सरावलग्गं, जावं चिय चि[क्क]गं मुअइ ॥३॥
पिचुमंदगुंदलेसं, खायरगुंदं व बीयजलमिस्सं।
भिज्जवि तोएण दढं, मद्दह जातं जलं सुसइ ॥४॥
इति ताडपत्रमष्यामन्तायः ॥"

આ આર્યાઓનો જે પાના ઉપરથી મેં ઉતારો કર્યો છે તેમાં આંકડા સળંગ રાખ્યા છે; તેનો અર્થ જોતાં પૂર્વની બે આર્યાઓ એક પ્રકાર અને છેવટની બે આર્યા એ બીજો પ્રકાર હોય તેમ લાગે છે. સામાન્ય રીતે આ આર્યાઓનો અર્થ આપણે આ પ્રમાણે કરી શકીએ—

"**कज्जलप्रायेण**—કાજળ જેટલો (?) બોળ-હીરાબોળ અને ભૂમિલતા (?) તથા પારાનો કાંઈક અંશ, (આ બધી વસ્તુઓને) ગરમ પાણીમાં (મેળવી સાત દિવસ અગર તેથી પણ વધારે દિવસો સુધી) ઘુંટવી. (પછી) વડિઓ કરી (સુકવવી. સુકાયા બાદ) કુટવી-ભૂકો કરવો. ૧. (જ્યારે જરૂરત પડે ત્યારે તે ભૂકાને) ગરમ પાણીમાં ખુબ ઘુંટવાથી તે (લખવા લાયક) શાહી બને છે. તે શાહીથી લખેલ પાનાઓને (અક્ષરોને) રાત્રિમાં (પણ) દિવસની માફક વાંચો. ૨."

"કોરા કાજળને કોરા માટીના શરાવમાં નાખી જ્યાં સુધી તેની ચીકાશ મૂકાય-દૂર થાય, ત્યાં સુધી આંગળીઓ વડે શરાવમાં લાગે તેવી રીતે તેનું મર્દન કરવું-ઘુંટવું. (આ પ્રમાણે કરવાથી કાજળની ચીકાશ શરાવ ચૂસી[૬] લેશે). ૩. (કાજળને અને) લીંબડા કે ખેરના ગુંદરને બીયાજલ-બીઆરસના પાણીમાં મિશ્ર કરી, ભીંજાવી, ખુબ ઘુંટવાં; તે ત્યાં સુધી કે તેમાં નાખેલ પાણી લગભગ સુકાઈ જાય. (પછી વડીઓ કરી સુકવવી આદિ ઉપર પ્રમાણે જાણવું.) ૪."

ત્રીજો પ્રકાર—

"निर्यासात् पिचुमन्दजाद् द्विगुणितो बोलस्ततः कज्जलं
संजातं तिलतैलतो हुतवहे तीव्रातपे मर्दितम्।
पात्रे शूल्बमये तथा शम(?)जलैर्लाक्षारसैर्भावितः
सद्भल्लातकभृङ्गराजरसयुक् संयुक्त सोऽयं मषी ॥१॥"

"લીંબડાના '**निर्यासात्**' એટલે કાથથી અથવા ગુંદરથી બમણો બીજબોળ લેવો. તેનાથી બમણું તલના તેલનું પાડેલું કાજળ લેવું. (આ સર્વને) તાંબાના પાત્રમાં નાખી તેને સખ્ત અગ્નિ ઉપર ચડાવી તેમાં ધીરે ધીરે લાક્ષારસ નાખતા જવું અને તાંબાની ખોલી ચડાવેલ ઘુંટાવડે ઘુંટતાં જવું. પછી ગૌમૂત્રમાં ભીંજવી રાખેલ ભીલામાના ગર્ભને

૬ કાજળમાં ગૌમૂત્ર નાખી તેને આખી રાત ભીંજવી રાખવું એ પણ એક કાજળની ચીકાશને નાબુદ કરવાનો એક પ્રકાર છે. ગૌમૂત્ર તેટલું જ નાખવું જેટલાથી તે કાજળ ભીંજાય. શરાવમાં મર્દન કરી કાજળની ચીકાશને દૂર કરવાના પ્રકાર કરતાં આ પ્રકાર વધારે સારો છે. કારણ કે આથી વસ્ત્રો, શરીર આદિ બગડવાનો બીલકુલ ભય રહેતો નથી. પણ જો શાહીમાં લાક્ષારસ નાખવો હોય તો, આ ગૌમૂત્રનો પ્રયોગ નકામો જાણવો. કેમ કે ગૌમૂત્ર ક્ષારરૂપ હોઈ લાક્ષારસને ફાડી નાખે છે.

ઘુંટાની નીચે લગાડી શાહીને ઘુંટવી. તેમાં ભાંગરાનો રસ પણ મળે તો નાખવો. એટલે (તાડપત્ર ઉપર લખવા લાયક) મષી-શાહી તૈયાર થશે."[7]

ધ્યાનમાં રાખવું કે આમાં લાક્ષરસ પડે છે માટે કાજળને ગૌમૂત્રમાં ભીંજાવવું નહિ. નહિ તો લાક્ષારસ ફાટતાં શાહી નકામી થઇ જાય.

બ્રહ્મદેશ, મદ્રાસ આદિ જે જે દેશમાં તાડપત્રને કોતરીને લખવાનો રીવાજ છે, ત્યાં શાહીના સ્થાનમાં નાળીએરની ઉપરની કાચલી કે બદામનાં ઉપરનાં છોતરાંને બાળી તેની મેષને તેલમાં મેળવીને વાપરવામાં આવે છે. એટલે કે તેઓ કોતરીને લખેલા તાડપત્રના ઉપર તે મેષને ચોપડી તેને કપડાથી સાફ કરી નાખે છે, ત્યારે કોતરેલો ભાગ કાળો થઈ આખું પાનું જેવું હોય તેવું થઈ જાય છે.

## કાગળ પર લખવાની શાહી—

૧—" જિતના કાજળ બોળ, તેથી દૂણા ગુંદ ઝકોળ.
જો રસ ભાંગરાનો ભળે, અક્ષરે અક્ષરે દીવા બળે.[8] ૧,"

૨—" **मष्यर्धे क्षिप सद्गुन्दं, गुन्दार्धे बोलमेव च ।**
**लाक्षा-[9]बीया-[10]रसेनोच्चैर्मर्दयेत् ताम्रभाजने ॥१॥**

---

૭ આ શ્લોક તેમ જ તેના ટબાનું-અનુવાદનું જે પાનું મારી પાસે છે, તેમાં શ્લોક અને શ્લોક કરતાં તેનો અનુવાદ ઘણો જ અસ્તવ્યસ્ત તેમ જ અસંગત છે; માટે તેનો સાર ભાગ માત્ર જ અહીં આપ્યો છે.

૮ કાજળને કલવાય તેટલા ગૌમૂત્રમાં અને હીરાબોળ તથા ગુંદરને સામાન્ય પાતળો રસ થાય તેટલા પાણીમાં આખી રાત ભીંજાવી રાખી, ત્રણેને ત્રાંબાની કે લોઢાની કડાઇમાં કપડાથી ગાળીને એકઠા ભેળવી, ત્રાંબાની ખોલી ચડાવેલા લાકડાના ઘુંટાથી ખુબ ઘુંટવા. જ્યારે ઘુંટાતાં ઘુંટાતાં તેમાંનું પાણી લગભગ સ્વયં શોષાઇ જાય, ત્યારે તેને સુકાવી દેવી. આમાં પાણી નાખી ભીંજાયા પછી ઘુંટવાથી લખવાની શાહી તૈયાર થાય છે. જો ભાંગરાનો રસ મળે, તો ઉપર્યુક્ત ત્રણ વસ્તુઓ નાખતી વખતે જ નાખવો, જેથી શાહી ઘણી જ ભભકાવાળી અને તેજદાર થશે.

૯ લાક્ષારસનું વિધાન—ચોકખા પાણીને ખૂબ ગરમ કરવું. જ્યારે તે પાણી ખદખદતું થાય, ત્યારે તેમાં લાખનો ભૂકો નાખતા જવું અને હલાવતા જવું, જેથી તેનો લોંદો ન બાઝે. તાપ સખ્ત કરવો. ત્યાર બાદ દસ મીનીટે લોદરનો ભૂકો નાખવો. તદનંતર દસ મિનીટે ટંકણખાર નાખવો. પછી તે પાણીની અમદાવાદી ચોપડાના કાગળ ઉપર લીટી દોરવી. જો નીચે ફુટે નહિ, તો તેને ઉતારી લેવું, અને ઠરવા દઈ વાપરવું. આ પાણી એ જ લાક્ષારસ સમજવો. દરેક વસ્તુનું વજન આ પ્રમાણે—પાશેર સાદું પાણી, રૂ. ૧ ભાર પીંપળાની સારી સુકી લાખ જેને દાણાલાખ કહે છે, રૂ. ૦॥ ભાર પઠાણી લોદર અને ૦)– આની ભાર ટંકણખાર. જેટલા પ્રમાણમાં લાક્ષારસ બનાવવો હોય તે તે પ્રમાણમાં દરેક વસ્તુઓનું પ્રમાણ સમજવું. જો તાડપત્રની શાહી માટે લાક્ષારસ તૈયાર કરવો હોય, તો તેમાં લોદરની સાથે લાખથી પોણે હિસ્સે મંજીઠ નાખવી જેથી વધારે રંગદાર લાક્ષારસ થશે. કોઈ કોઈ ઠેકાણે ટંકણખારને બદલે પાપડીઓ કે સાજીખાર નાખવાનું વિધાન પણ જોવામાં આવે છે.

૧૦ બીઆરસ—બીઆ નામની વનસ્પતિવિશેષનાં લાકડાંનાં છોતરાંનો ભૂકો કરી

૩—" બીઆબોલ અનઇ લકખારસ, કજ્જલ વજ્જલ (?) નઇ અંબારસ.
ભોજરાજ મિસિની પાઇ, પાનઉ ફાટઇ મિસિ નવિ જાઇ. ૧ "

૪—" કાજલ ટાંક ૬, બીજાબોલ ટાંક ૧૨, ખેરનો ગુંદ ટાંક ૩૬, અફીણ ટાંક ૦ાા, અલતા પોથી ટાંક ૩, ફટકડી કાચી ટાંક ૦ાા, નિંબના ઘોટાસું દિન સાત ત્રાંબાના પાત્રમાં ઘુંટવી. "

૫—" કાથાના પાણીને કાજળમાં નાખી તેને ખુબ ઘુંટવું. કાથો નાદોદી જે કાળો આવે છે તે સમજવો. "

૬—" હરડાં અને બહેડાંનું પાણી કરી તેમાં હીરાકસી નાખવાથી કાળી શાહી થાય છે. "

કાગળની શાહીના આ ૭ પ્રકારો પૈકી પુસ્તકોને ચિરાયુષ્ક બનાવવા માટે પ્રથમ પ્રકાર જ સર્વોત્તમ તેમ જ આદરણીય છે. તે પછીના ત્રણ ( ૨–૩–૪ ) એ મધ્યમ પ્રકાર છે. જો કે આ ત્રણ પ્રકારથી બનેલી શાહી પહેલા પ્રકાર કરતાં પાકી અવશ્ય છે; તથાપિ તે પુસ્તકને ત્રણ શતાબ્દીમાં મૃતવત્ કરી નાંખે છે; અર્થાત્ પુસ્તકને ખાઈ જાય છે; એટલે તેને આદર ન જ આપવો એ વધારે ઠીક ગણાય. અને અંતિમ બે પ્રકાર ( ૫–૬ ) એ તો કનિષ્ટ તેમ વર્જનીય પણ છે. કારણ કે આ પ્રયોગથી બનાવેલ શાહીથી લખાએલું પુસ્તક એક શતાબ્દીની અંદર જ યમરાજનું અતિથિ બની જાય છે. પણ જો થોડા વખત માં જ રદ કરીને ફેંકી દેવા જેવું કાંઈ લખવું હોય, તો આ બે પ્રકાર ( ૫–૬ ) જેવો સરળ તેમ જ સસ્તો ઉપાય એકે નથી.

## ટિપ્પણાની શાહી—

" बोलस्य द्विगुणो गुन्दो, गुन्दस्य द्विगुणा मषी ।
मर्दयेत् यामयुग्मं तु, मषी वज्रसमा भवेत् ॥१॥ "

કાળી શાહી માટે ધ્યાન રાખવા જેવી બાબતો—

" कज्जलमत्र तिलतैलतः संजातं ग्राह्यम् । "

" गुन्दोऽत्र निम्बसत्कः खदिरसत्को बब्बूलसत्को वा ग्राह्यः। धवसत्कस्तु सर्वथा त्याज्यः, मषीविनाशकारित्वात् । "

" मषीमध्ये महाराष्ट्रभाषया 'डेरली' इति प्रसिद्धस्य रिङ्गणीवृक्षस्य वनस्पतिविशेषस्य फलरसस्य प्रक्षेपे सति सतेजस्कमक्षिकाभावादयो गुणा भवन्ति । "

---

તેને પાણીમાં ઉકાળવાથી જે પાણી થાય તે બીઆરસ જાણવો. આ રસને શાહીમાં નાખવાથી શાહીની કાળાશમાં અત્યંત વૃદ્ધિ થાય છે. પણ ધ્યાનમાં રાખવું કે જો તે રસ પ્રમાણાતિરિક્ત શાહીમાં પડી જાય છે તો તે શાહી તદ્દન નકામી થઇ જાય છે. કારણ કે તેનો સ્વભાવ શુષ્ક હોઇ તે તેમાં પડેલ ગુંદરની ચીકાશનો જડમૂળથી નાશ કરે છે. એટલે તે શાહીથી લખેલું સુકાઈ જતાં તરત જ સ્યાહી ઉખેડી જાય છે.

આ સિવાય શાહીના પ્રયોગમાં જ્યાં જ્યાં ગુંદરનું પ્રમાણ કહ્યું છે ત્યાં ત્યાં તે ખેરના ગુંદરનું જાણવું. જો બાવળ કે લીંબડાનો ગુંદર નાખવો હોય, તો તેથી પોણે હિસ્સે નાખવો. કેમકે ખેરના ગુંદર કરતાં તેમાં ચીકાસનો ભાગ વધારે હોય છે. તથા લાખ, કાથો કે હીરાકસી જેમાં પડી હોય તેવી કોઇ પણ શાહીનો ઉપયોગ પુસ્તક લખવા માટે કરવો નહિ.

આ લેખમાં આપેલા ઉતારાઓમાં ક્વચિત્ દૃષ્ટિગોચર થતી ભાષાની અશુદ્ધિ તરફ વાચકો ખ્યાલ ન કરે એટલી ખાસ ભલામણ છે.

**સોનેરી રૂપેરી શાહી**—પહેલાં સાફ એટલે કોઇપણ જાતના કચરા વિનાના ધવના ગુંદરનું પાણી કરવું. પછી તેને કાચની અથવા બીજી કોઇ સારી રકાબીમાં ચોપડતા જવું અને સોનાની કે ચાંદીની જે શાહી બનાવવી હોય તેનો વરગ લઇ તેના ઉપર વળે નહી તેવી રીતે લગાડવો, અને આંગળીથી તેને ઘુંટવો. આ પ્રમાણે કરવાથી થોડી વારમાં જ તે સોનાના કે ચાંદીના વરગનો ભૂકો થઈ જશે. તદનંતર પુનઃ પણ ગુંદર લગાડી વરગ લગાડતા જવું અને ઘુંટતા જવું. આ રીતે તૈયાર થએલ ભૂકામાં સાકરનું પાણી નાખી તેને હલાવી દેવો. જ્યારે ભૂકો ઠરી નીચે બેસી જાય ત્યારે તેમાંનું પાણી ધીરે ધીરે બહાર કહાડી નાંખવું. આમ ત્રણચાર વાર કરવાથી જે સોના–ચાંદીનો ભૂકો રહે એ જ આપણી તૈયાર શાહી સમજવી.

આમાં સાકરનું પાણી નાખવાથી ગુંદરની ચીકાશનો નાશ થાય છે, અને સોનાચાંદીના તેજનો હ્રાસ થતો નથી

જો એકીસાથે વધારે પ્રમાણમાં સોના–ચાંદીની શાહી તૈયાર કરવી હોય, તો ગુંદરના પાણીને અને વરગને ખરલમાં નાખતા જવું અને ઘુંટતા જવું. પછી સાકરનું પાણી નાખી સાફ કરવાનો વિધિ ઉપર પ્રમાણે જ સમજવો.

ધ્યાન રાખવું કે ખરલ સારો હોવો જોઇએ. જો ઘુંટતી વખતે ખરલ પોતે ઘસાય તેવો હશે તો તેમાંની કાંકરી શાહીમાં ભળતાં શાહી દૂષિત બનશે.

**હિંગળોક**—કાચો હિંગળોક, જે ગાંગડા જેવો હોય છે અને જેમાંથી વૈદ્યો પારો કહાડે છે, તેને ખરલમાં નાખી તેમાં સાકરનું પાણી નાખી ખુબ ઘુંટવો. પછી તેને ઠરવા દઈ તેના ઉપર જે પીળાશ પડતું પાણી હોય તેને બહાર કહાડી નાખવું. ત્યાર બાદ પુનઃ તેમાં સાકરનું પાણી નાખી તેને ખુબ ઘુંટવો. અને ઠર્યા પછી ઉપર આવેલ પીળાશ પડતા પાણીને પૂર્વવત્ બહાર કહાડી નાખવું. આ પ્રમાણે જ્યાં સુધી પીળાશનો ભાગ દેખાય ત્યાં સુધી કર્યા કરવું. ધ્યાનમાં રાખવું કે આ બે પાંચ વખત કરવાથી જ નથી થતું, પણ વીસ પચીસ વખત આ પ્રમાણે હિંગળોકને ધોવાથી શુદ્ધ–લાલ સુરખ જેવો હિંગળોક થાય છે અને મોટો ઘાણ હોય તો તેથી વધારે વખત પણ ધોવો પડે છે. તે શુદ્ધ હિંગળોકમાં સાકરનું પાણી અને ગુંદરનું પાણી નાખતા જવું અને ઘુંટતા જવું. આ વખતે એટલું ધ્યાનમાં રાખવું કે ગુંદરનું પ્રમાણ વધારે ન થાય, તે માટે વચમાં વચમાં ખાત્રી કરતા રહેવું એટલે કે એક પાના ઉપર તે હિંગળોકના આંગળી વડે ટીકા કરી તે પાનાને હવાવાળી જગામાં ( પાણીઆરામાં અગર હવાવાળા ઘડામાં ) બેવડું વાળી મૂકવું. જો તે પાનું ન ચોટે તો ગુંદરનું પ્રમાણ વધારે નથી થયું એમ સમજવું અને નખથી ખોતરતાં સહજમાં

ઉખડી જાય તો ગુંદર નાખવાની જરૂર છે એમ જાણવું. સાકરનું પાણી એક બે વખત જ નાખવું આ પ્રમાણે તૈયાર થએલા હિંગળોકનો ઉપયોગ લાલ શાહી રૂપે કરાય છે.

હરિતાલ—દગડી અને વરગી એ બે પ્રકારની હરિતાલ પૈકી આપણા પુસ્તક-સંશોધનમાં વરગી હરિતાલ ઉપયોગી છે. આને ભાગતાં વચમાં સોનેરી વરગના જેવી પત્રીઓ દેખાય છે માટે તેને વરગી હરિતાલ એ નામથી ઓળખવામાં આવે છે. આ હરિતાલને ખરલમાં નાખી તેને ખુબ ઝીણી વાટવી. અને તેને જાડા કપડામાં—જેમાંથી ઘણીજ મહેનતે છણી શકાય તેવા કપડામાં—ચાળવી. ત્યાર પછી ફરીથી ખરલમાં નાખી ખુબ લસોટવી. પછી તેમાં ગુંદરનું પાણી નાખતા જવું અને ઘુંટતા જવું. ગુંદરનો ભાગ વધારે પડતો ન થાય માટે વચમાં વચમાં હિંગળોકની પેઠે ખાત્રી કરતા રહેવું.

સફેદો—રંગવાને માટે જે સુકો સફેદો આવે છે તેમાં ગુંદરનું પાણી નાખી ખુબ ઘુંટવાથી તૈયાર થતાં તેનો પુસ્તક સંશોધન માટે ઉપયોગ કરાય છે.

અષ્ટગંધ—મંત્રાક્ષરો લખવા માટે આનો ઉપયોગ કરવામાં આવે છે. આમાં —૧ અગર ૨ તગર ૩ ગોરોચન ૪ કસ્તૂરી ૫ રક્તચંદન ૬ ચંદન ૭ સિંદૂર અને ૮ કેસર—આ આઠ દ્રવ્યોનું મિશ્રણ થવાથી તેનું નામ અષ્ટગંધ કહેવાય છે.

યક્ષકર્દમ—આનો ઉપયોગ પણ મંત્રો લખવા માટે કરાય છે. ૧ ચંદન ૨ કેસર ૩ અગર ૪ બરાસ ૫ કસ્તૂરી ૬ મરચકંકોલ ૭ ગોરોચન ૮ હિંગળોક ૯ રતંજણી ૧૦ સોનાના વરગ અને ૧૧ અંબર આ અગીઆર દ્રવ્યના મિશ્રણથી બને છે.

ઉપર બતાવ્યા પ્રમાણેના વિધિથી તૈયાર થયેલી શાહી હિંગળોક હરિતાલ સફેદા આદિને એક થાળીમાં તેલ ચોપડી તેમાં તેની વડીઓ પાડી દેવી. સુકાયા પછી જ્યારે જરૂર પડે ત્યારે તેમાં માત્ર પાણી નાખવાથી જ તે કામમાં આવી શકશે.

સોનેરી રૂપેરી શાહીથી લખવાનું વિધાન—સોનેરી અગર રૂપેરી શાહીથી લખવાના પાનાંઓને કાળા બ્લ્યુ લાલ જામલી આદિ રંગથી રંગી ઘુંટવા. પછી સોનેરી શાહીથી લખવું હોય તો હરિતાલથી[૧૧] અને રૂપેરી શાહીથી લખવું હોય તો સફેદાથી અક્ષરો લખી તેના ઉપર સોના-ચાંદીની શાહીને પીંછી વડે પૂરવી (હરિતાલ-સફેદાના અક્ષરો લીલા હોય ત્યારે જ તેના ઉપર સોનેરી-રૂપેરી શાહી ફેરવવી.) સુકાયા બાદ તે પાનાને અકીક કે કસોટીના ઘુંટાવડે ઘુંટવાથી તે અક્ષરો ઓપ ચડાવેલ સોના-રૂપાના ઘરેણાની માફક તેજવાળા દેખાશે.

## પરચુરણ.

પુસ્તકના પ્રકારો—યાકિનીમહત્તરાસૂનુ શ્રીમાન્ હરિભદ્રસૂરિએ દશવૈકાલિકસૂત્રની પ્રથમ ગાથાની ટીકામાં સંજમ પદની વ્યાખ્યા કરતાં પાંચ પ્રકારનાં પુસ્તકોની उक्तं च કરી નોંધ લીધી છે—

૧૧ સોનેરી-રૂપેરી શાહીથી લખવા માટે હરિતાલ-સફેદો સહેજ વધારે પ્રમાણમાં ગુંદર નાખી તૈયાર કરવો.

गंडी कच्छवी मुट्ठी, संपुडफलए तहा छिवाडी य ।
एयं पुत्थयपणयं, वक्खाणमिणं भवे तस्स ॥ १ ॥
बाहल्लपुहत्तेहिं, गंडीपुत्थो उ तुल्लगो दीहो ।
कच्छवि अंते तणुओ, मज्झे पिहुलो मुणेयव्वो ॥ २ ॥
चउरंगुलदीहो वा, वट्टागिइ मुट्ठिपुत्थगो अहवा ।
चउरंगुलदीहो च्चिय, चउरंसो होइ विन्नेओ ॥ ३ ॥
संपुडगो दुगमाई, फलगा वोच्छं छिवाडिमेत्ताहे ।
तणुपत्तूसियरूवो, होइ छिवाडी बुहा बेंति ॥ ४ ॥
दीहो वा हस्सो वा, जो पिहुलो होइ अप्पबाहल्लो ।
तं मुणियसमयसारा, छिवाडिपोत्थं भणंती ह ॥ ५ ॥

શબ્દાર્થ—૧ ગંડી ૨ કચ્છપી ૩ મુષ્ટિ ૪ સંપુટફલક તથા ૫ સૃપાટિ આ પુસ્તક-પંચક. તેનું વ્યાખ્યાન આ થાય. ૧. જે બાહલ્ય એટલે જાડાઈ અને પૃથુક્ત્વ એટલે પહોળાઇમાં તુલ્ય હોઈ દીર્ઘ-લાંબુ હોય તે ગંડીપુસ્ત ૧. જે અંતમાં તનુ-સાંકડુ અને મધ્યમાં પહોળું હોય તે કચ્છપિ પુસ્તક જાણવું ૨. ૨. જે ચાર આંગળ લાંબુ અને ગોળ હોય તે મુષ્ટિપુસ્તક, અથવા જે ચાર આંગળ દીર્ઘ ચતુરસ્ર હોય તે ( મુષ્ટિપુસ્તક ) જાણવું ૩. ૩. બે આદિ ફલક (?) હોય તે સંપુટફલક ૪. હવે સૃપાટિને કહીશ-વખાણીશ. તનુપત્ર-નાનાં પાનાં અને ઉંચું હોય તેને પંડિતો સૃપાટિપુસ્તક કહે છે. ૪. જે લાંબુ કે ટુંકું હોઈ પહોળું થોડું હોય તેને ( પણ ) આગમરહસ્યજ્ઞો સૃપાટિપુસ્તક કહે છે, ૫. ૫.

**ત્રિપાટ**—જે પુસ્તકના મધ્ય ભાગમાં મોટા અક્ષરથી મૂળ સૂત્ર કે શ્લોક લખી નાનાં અક્ષરોથી ઉપર તથા નીચે ટીકા લખવામાં આવે છે તે પુસ્તક વચમાં મૂળ અને ઉપર નીચે ટીકા એમ ત્રણ વિભાગે લખવામાં આવતું હોવાથી-ત્રિપાટ એ નામથી ઓળખાય છે.

**પંચપાટ**—જે પુસ્તકના મધ્યમાં મોટા અક્ષરે મૂળ સૂત્ર કે શ્લોક લખી નાના અક્ષરોથી ઉપર, નીચે તથા બંને તરફના માર્જિનમાં ટીકા લખવામાં આવે છે તે પુસ્તક -વચમાં મૂળ, ઉપર નીચે તેમ જ બંને તરફના માર્જિનમાં ટીકા એમ પાંચ વિભાગે લખાતું હોવાથી-પંચપાટ કહેવાય છે.

**સૂઢ**—જે પુસ્તક હાથીની સુંઢની પેઠે સળંગ-કોઇ પણ પ્રકારના વિભાગ સિવાય લખાયેલું હોય તે-સૂઢ કહેવાય.

ત્રિપાટ-પંચપાટ પુસ્તક તે જ લખાય કે જે સટીક ગ્રંથ હોય. આપણાં પુરાતન પુસ્તકો સુઢ જ લખાતાં. ત્રિપાટ-પંચપાટ પુસ્તક લખવાનો રીવાજ વિક્રમની પંદરમી શતાબ્દીમાં આરંભાયો હોવો જોઇએ એમ વિદ્યમાન પુસ્તકભંડારો જોતાં કહી શકાય.

**લહીઆઓનો કેટલાક અક્ષરો પ્રત્યે અણગમો**—લહીઆઓ પુસ્તક લખતાં લખતાં સહેજ ઉઠવું હોય અથવા લખવાનું તે દિવસ માટે કે અમુક વખત માટે બંધ કરવું હોય તો "સ્વરો, ક-ખ-ગ-ઙ-ચ-છ-જ-ञ-ઠ-ઢ-ણ-થ-દ-ધ-ન-ફ-ભ-મ-ય-ર-

પ–સ–હ–ક્ષ–જ્ઞ" અક્ષરો ઉપર અટકાતા નથી. કારણ કે તેઓ આ પ્રમાણે માને છે—"ક કટ જાવે, ખ ખા જાવે, ગ ગરમ હોવે, ચ ચલ જાવે, છ છટક જાવે, જ જોખમ દીખાવે, ઠ ઠામ ન બેસે, ઢ ઢળી પડે, ણ હાણ કરે, થ થીરતા કરે, દ દામ ન દેખે, ધ ધન છાંડે, ન નડારો, ફ ફટકારે, ભ ભમાવે, મ માઠો, ય ફેર ન લીખે, ર રોવે, ષ ખાંચાળો, સ સદેહ ધરે, હ હીણો, ક્ષ ક્ષય કરે, જ્ઞ જ્ઞાન નહિ." અર્થાત્ "ઘ–ઝ–ટ–ડ–ત–પ–બ–લ–વ–શ" અક્ષરો ઉપર અટકે છે. કેમ કે–"ઘ ઘસડી લાવે, ઝ ઝટ કરે, ટ ટકાવી રાખે, ડ ડગે નહિ, ત તરત લાવે, પ પરમેશ્વરો, બ બળીયો, લ લાવે, વ વાવે, શ શાન્તિ કરે." એમ તેઓ માને છે.

મારવાડના લેખકો મુખ્યતયા 'વ' ઉપર વધારે આધાર રાખે છે. એટલે કે લખતાં લખતાં કોઈ પણ કામ માટે ઉઠવું હોય કે લખવાનું બંધ કરવું હોય તો 'વ' આવતાં ઉઠે. અથવા કોઈ કાગળમાં 'વ' લખીને ઉઠે.

**તાડપત્રના અંકો**[12]—ભિન્ન ભિન્ન દેશીય તાડપત્રનાં પુસ્તકો, શિલાલેખો આદિમાં આવતા અંકોની સંપૂર્ણ માહિતી, તેની આકૃતિઓ આદિ **भारतीयप्राचीनलिपिमाला**માં આપેલી છે. એટલે તેનો સંપૂર્ણ પરિચય મેળવવા ઇચ્છિનાર વાચકોને તે પુસ્તક જોવા માટે ખાસ ભલામણ છે. આ સ્થળે માત્ર તેનો સામાન્ય પરિચય આપવાની ખાતર જેસલમેર, પાટણ, ખંભાત, ભાણ્ડારકરઇન્સ્ટીટયુટ પૂના આદિમાં વિદ્યમાન તાડપત્રીય પુસ્તકોમાં આવતા કેટલા એક અંકોની નોંધ કરૂં છું—

| એકમ અંકો— | | દશક અંકો— | |
|---|---|---|---|
| તાડપત્રીય. | ચાલુ. | તાડપત્રીય. | ચાલુ. |
| १; स्व, स्व, કે श्री | १ | लृं કે लृ | १ |
| १ १ | | था કે थ | २ |
| २, स्ति, स्ति કે श्री | २ | ला કે ल | ३ |
| २ २ | | र्सा, र्स, सा કે स | ४ |
| ३, श्री, श्री, કે श्री | ३ | O | ५ |
| ३ ३ | | र्थु કે थु | ६ |
| एकं કે एक | ४ | र्थू કે थू | ७ |
| लृं કે लृ | ५ | ○ | ८ |
| फ़्रं કે फ्रु | ६ | ○○ | ९ |
| ग्रां, ग्रं, ग्रा કે ग्र | ७ | ० | ·० |
| ह्रां. ह्रं, ह्रा કે ह्र | ८ | | |
| ओं | ९ | | |
| ० | ० | | |

૧૨ તાડપત્રના અંકો એટલે તાડપત્રીય પુસ્તકનાં પાનાની ગણત્રી માટે કરેલા અંકો જાણવા. જેમકે પહેલું પાનું, બીજું પાનું, પાંચમું, દસમું, પચાસમું, સોમું ઇત્યાદિ.

**સો ( શતક ) અંકો—**

| તાડપત્રીય | ચાલુ. |
|---|---|
| सु | ૧ |
| सू કે स्त | ૨ |
| स्ता | ૩ |
| स्तो | ૪ |
| स्तौ | ૫ |
| स्तं | ૬ |
| स्तः | ૭ |

જેમ આપણા ચાલુ અંકો એક લાઇનમાં લખવામાં આવે છે તેમ તાડપત્રના સાંકેતિક અંકો એક લાઇનમાં નથી લખાતા પણ ઉપર નીચે લખવામાં આવે છે. જેમકે—

| | | |
|---|---|---|
| ૧૪૪ | सु | ૧ |
| | र्ग | ૪ |
| | पर्क | ૪ |

એકમ દશક સો અંકોમાં ૧, ૨, ૩ એમ પૃથક્ પૃથક્ આપવાનું કારણ એટલું જ છે કે–એક, બે ત્રણ આદિ એકમ સંખ્યા લખવી હોય તો એકમ અંકોમાં આપેલા એક, બે, ત્રણ આદિ લખવા. દસ, વીસ, ત્રીસ આદિ દશક સંખ્યામાં એક, બે, ત્રણ એમ નવ સુધી લખવા હોય તો દશક અંકોમાં બતાવેલા એક, બે, ત્રણ લખવા. અને સો, બસો, ત્રણસો આદિ સો ( શતક ] સંખ્યામાં એક, બે, ત્રણ આદિ લખવા હોય તો શતક અંકોમાં લખેલા એક, બે, ત્રણ આદિ લખવા એકમ દશકમા શૂન્ય આવે તો ત્યાં શૂન્ય જ લખાય છે.

દશકસંખ્યા પછી આવતી એકમ સંખ્યા અને સો–શતક સંખ્યા પછી આવતી દશક તથા એકમ સંખ્યામાં એક બે ત્રણ લખવા હોય તો એકમ દશક અંકોમાંથી લખવા જેમકે—

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| ॡं<br>० ૧૦, | ॡं<br>१ ૧૧, | ॡं<br>२ ૧૨, | ॡं<br>३ ૧૩, | ॡं<br>पर्क ૧૪, | ॡं<br>ॡ ૧૫, | ॡं<br>फ्रु ૧૬, | ॡं<br>ग्रा ૧૭, | ॡं<br>ह्रा ૧૮, |
| ॡं<br>ओं ૧૯, | था<br>० ૨૦, | था<br>१ ૨૧, | था<br>पक ૨૪, | ला<br>० ૩૦, | ला<br>ॡ ૩૫, | ता<br>० ૪૦, | ता<br>फ्रु ૪૬, | ◡<br>० ૫૦, |
| ◡<br>ग्रा ૫૭, | र्थु<br>० ૬૦, | थु<br>२ ૬૨, | र्थू<br>० ૭૦, | थू<br>ह्ला ૭૮, | ०◡०<br>० ૮૦, | ०◡०<br>३ ૮૩, | ०◡०<br>०◠० ૯૦, | ०◡०<br>०◠०<br>२ ૯૨, |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| सु<br>०<br>० ૧૦૦, | सु<br>त<br>ॡ ૧૪૫, | स्त<br>०<br>० ૨૦૦, | सू<br>था<br>पक ૨૨૪, | स्त<br>र्थू<br>फ्रु ૨૭૬, | स्ता<br>०<br>० ૩૦૦, | स्तो<br>०<br>० ૪૦૦, |
| स्तौ<br>०<br>० ૫૦૦, | स्तौ<br>ल<br>ग्र ૫૩૭, | स्तं<br>०<br>० ૬૦૦, | स्तः<br>०<br>० ૭૦૦, | स्तः<br>त<br>३ ૭૪૩, | स्तः<br>थू<br>पक ૭૭૪, | |

અત્યારે જે તાડપત્રીય પુસ્તકભંડારો વિદ્યમાન છે તેમાં મારા ધ્યાનમાં છે ત્યાં સુધી છસો પાનાની અંદરનાં જ પુસ્તકો છે. તેથી વધારે પાનાનું પુસ્તક એક પણ નથી. ઘણાં ખરાં પુતસ્કો ત્રણસો પાનાં સુધીનાં અને કેટલાંએક તેથી વધારેનાં મળી શકે છે. કિન્તુ પાંચસોથી વધારે પાનાનું પુસ્તક માત્ર પાટણના સંઘવીના પાડાના તાડપત્રીય પુસ્તક-સંગ્રહમાં એક જ જોયું છે, તે પણ ત્રુટિત તેમ જ અસ્તવ્યસ્ત થઇ ગએલું છે. છસોથી વધારે પાનાના તાડપત્ર પુસ્તકને સુરક્ષિત રાખવું ઘણું મુશ્કેલ થાય એ સ્વાભાવિક છે. એટલે તેથી વધારે પાનાનું તાડપત્રીય પુસ્તક નહિ લખાતું હોય એમ અનુમાન કરી શકાય છે. તથાપિ ચારસોવર્ષ જેટલા એક પુરાતન પત્રમાં તાડપત્રીય અંકોની નોંધ મળી છે. તેમાં સાતસો પાનાં સુધીના અંકોની નોંધ કરેલી છે. એટલે તે નોંધ કરનારે તેટલાં પાનાનું અગર તેથી વિશેષાધિક પાનાનું પુસ્તક જોયું હોય એમ માનવાને કારણ છે.

પુસ્તકરક્ષણઃ—હસ્તલિખિત પુસ્તકોની શાહીમાં ગુંદર આવતો હોવાથી વર્ષાઋતુમાં તે ચોંટી જવાનો ભય રહે છે. માટે તે ઋતુમાં પુસ્તકોને હવા ન લાગે તેમ સુરક્ષિત રાખવાં જોઇએ. આ જ કારણથી હસ્તલિખિત પુસ્તકોને સારી રીતે મજબુત બાંધી કાગળના, ચામડાના કે લાકડાના ડાબડામાં મૂકી કબાટમાં કે મજૂસમાં (મંજૂષા) સુરક્ષિત રીતે રાખવામાં આવે છે. તેમ જ ખાસ પ્રયોજન સિવાય વર્ષાઋતુમાં વરસાદ ન વરસતો હોય ત્યારે પણ લિખિત પુસ્તકભંડારોને ઉઘાડવામાં આવતા નથી. જે પુસ્તક બહાર રાખેલું હોય તેના ખાસ ઉપયોગી ભાગ સિવાય બાકીનાને પેક કરી સુરક્ષિત પણ રાખવામાં આવે છે. કોઇ પુસ્તકની શાહીમાં ગુંદરનો ભાગ પ્રમાણ કરતાં વધારે પડેલો હોઇ તેને બહાર કહાડતાં ચોંટવાનો ભય લાગતો હોય તો તેના પાનાઓ ઉપર ગુલાલ છાંટી દેવો—ભભરાવવો—એટલે ચોંટીજવાનો ભય અલ્પ થઈ જશે.

ચોંટેલું પુસ્તકઃ—વર્ષાઋતુમાં અગર કોઇપિણ કારણસર પુસ્તકને હવા લાગતા તે ચોંટી ગયું હોય તો તે પુસ્તકને પાણીઆરાની કોરી જગ્યામાં હવા લાગે તેવી રીતે અથવા પાણી ભર્યા બાદ ખાલી કરેલાં હવાવાળી માટલી કે ઘડામાં મૂકવું પછી તેને હવા લાગતાં તે પુસ્તકના એક એક પાનાને ફુંક મારી ધીરે ધીરે ઉખાડતા જવું. જો વધારે ચોંટી ગયું હોય તો તેને વધારે વાર હવામાં રાખવું પણ ઉખાડવા માટે ઉતાવળ ન કરવી. આ ઉપાય કાગળના પુસ્તકો માટે સમજવો.

જો તાડપત્રનું પુસ્તક ચોંટી ગયું હોય તો કપડાને પાણીમાં ભીંજવી તેને પુસ્તકની આસપાસ લપેટવું. જેમ જેમ પાનાં હવાવાળાં થતાં જાય તેમ તેમ ઉખાડતા રહેવું. તાડ-પત્રના પુસ્તકની શાહી પાકી હોવાથી તેની આસપાસ ભીંજવેલું કપડું લપેટતાં તેના અક્ષરો ખરાબ થવાનો ભય રહેતો નથી. તાડપત્રનાં પાનાં ઉખાડતી વખતે તેના પડો ઉખડી ન જાય તે માટે નિપુણતા રાખવી.

પુસ્તકનું શેમાં શેમાંથી રક્ષણ કરવું એને માટે કેટલાક લહીઆ પુસ્તકના અંતમાં ભિન્ન ભિન્ન શ્લોકો લખે છે. તે કાંઇક અશુદ્ધ હોવા છતાં ખાસ ઉપયોગી છે માટે તેનો ઉતારો આ સ્થાને કરું છું—

जले रक्षेत् स्थले रक्षेत्, रक्षेत् शिथिलबन्धनात् ।
मूर्खहस्ते न दातव्या, एवं वदति पुस्तिका ॥ १ ॥
अग्ने रक्षेज्जलाद् रक्षेत्, मूषकाच्च विशेषतः ।
कष्टेन लिखितं शास्त्रं, यत्नेन परिपालयेत् ॥ १ ॥
उदकानिलचौरेभ्यो, मूषकेभ्यो हुताशनात् ।
कष्टेन लिखितं शास्त्रं, यत्नेन परिपालयेत् ॥ १ ॥
भग्नपृष्ठिकटिग्रीवा, वक्रदृष्टिरधोमुखम् ।
कष्टेन लिखितं शास्त्रं, यत्नेन परिपालयेत् ॥ १ ॥

આ સિવાય કેટલાક લેખકો પોતાની નિર્દોષતા જાહેર કરવા માટે પણ કેટલાક શ્લોકો લખે છે—

अदृष्टदोषान्मतिविभ्रमाद्वा, यदर्थहीनं लिखितं मयाऽत्र ।
तन्मार्जयित्वा परिशोधनीयं, कोपं न कुर्यात् खलु लेखकस्य ॥ १ ॥

यादृशं पुस्तकं दृष्टं, तादृशं लिखितं मया ।
यदि शुद्धम शुद्धं वा, मम दोषो न दीयते ॥१॥

**જ્ઞાનપંચમી**—શ્વેતાંબર જૈનો કાર્તિક શુક્લ પંચમીને જ્ઞાનપંચમી એ નામથી ઓળખાવે છે. આ તિથિનું માહાત્મ્ય દરેક શુક્લ પંચમી કરતાં વિશેષ ગનાય છે. તેનું કારણ એટલું જ કે–વર્ષાઋતુને લીધે પુસ્તકભંડારોમાં પેસી ગએલી હવા પુસ્તકોને બાધકર્તા ન થાય માટે તે પુસ્તકોને તાપ ખવડાવવો જોઇએ. જેથી તેમાંનો ભેજ દૂર થતાં પુસ્તક પોતાના રૂપમાં કાયમ રહે. તેમ જ વર્ષાઋતુમાં પુસ્તકભંડારને અંધારામાં રાખેલા હોઇ ઉધેઇ આદિ લાગવાનો સંભવ હોય તે પણ ધૂળકચરો આદિ દૂર થતાં દૂર થાય. આ મહાન કાર્ય સદાને માટે એક જ વ્યક્તિને કરવું અગવડભર્યું જ થાય. માટે કુશળ જૈનાચાર્યોએ દરેક વ્યક્તિને જ્ઞાનભક્તિનું રહસ્ય અને તે દ્વારા થતા ફાયદાઓ સમજાવી તે તરફ આકર્ષવા પ્રયત્ન કર્યો. તે દિવસને માટે લોકો પણ પોતાના ગૃહવ્યાપારને છોડી દઇ યથાશક્ય આહારાદિકનો નિયમ કરી પૌષધવ્રત સ્વીકારી પુસ્તકરક્ષાના મહાન પુણ્યકાર્યમાં ભાગીદાર થાય છે. વર્ષાને લીધે તેમાં પેસી ગયેલા ભેજને દૂર કરવા માટે સહુથી સરસ, અનુકૂળ અને વહેલામાં વહેલો સમય કાર્તિક માસ જ છે. તેમાં શરદૃઋતુની પ્રૌઢાવસ્થા, સૂર્યનાં પ્રખર કિરણો તેમ જ વર્ષાઋતુની ભેજવાળી હવાનો અભાવ હોય છે.

જે ઉદ્દેશથી ઉક્ત તિથિનું માહાત્મ્ય વર્ણવવામાં આવ્યું હતું તે અત્યારે લગભગ ભૂલાઇ ગયો છે. એટલે કે પુસ્તકભંડારોની તપાસ કરવી, ત્યાંનો કચરો સાફ કરવો આદિ લુપ્ત જ થયું છે. માત્ર તેના સ્થાનમાં આજકાલ શ્વેતાંબર મૂર્તિપૂજક જૈનોની વસ્તિવાળાં ઘણાંખરાં ગામોમાં “ સાપ ગયા અને લીસોટા રહ્યા ” એ કહેવત પ્રમાણે કેટલાંક પુસ્તકોની આડંબરથી સ્થાપના કરી તેની પૂજા સત્કાર આદિ કરવાનો રીવાજ ચાલુ છે.

**મુંબઈની કચ્છી જૈન દશા ઓસવાળની** ધર્મશાળામાં હજુ પણ પુસ્તકોની પ્રતિલેખના–તપાસ, સ્થાપના આદિ વિશેષ વિધિસર કરવામાં આવે છે જેથી અન્ય ગામો કરતાં

ઉક્ત તિથિનો ઉદ્દેશ કેટલેક અંશે ત્યાં જળવાતો જોવાય છે. અસ્તુ, અત્યારે ચહાય તેમ થતું હો તથાપિ એટલું તો કહી શકાય કે સાહિત્યરક્ષા માટે જૈનાચાર્યોએ જે યુક્તિ યોજી છે તે ઘણી જ કુનેહભરી છે.

દિગંબર જૈનો જ્યેષ્ઠ શુક્લ પંચમીને જ્ઞાનપંચમી કહે છે એમ મારા સાંભળવામાં છે. જો તે વાત સાચી જ હોય તો એટલું કહી શકીએ કે પુસ્તકરક્ષાની દૃષ્ટિએ કાર્તિક શુક્લ પંચમી વધારે યોગ્ય છે.

## ઉપસંહાર.

મુદ્રણયુગમાં લિખિત સાહિત્યને ઉકેલનારાઓનો તેમ જ તે પ્રત્યે આદરથી જોનારાઓનો દુષ્કાળ ન પડે તે માટે આપણા ગૂજરાત વિદ્યાપીઠ અને ગૂજરાત પુરાતત્ત્વ મંદિરના નિપુણ સંચાલકો યોગ્ય વ્યક્તિઓને આ દિશામાં પણ પ્રેરે એમ ઇચ્છી હું મારા લેખને સમાપ્ત કરૂં છું.*



* પ્રસ્તુત લેખની સામગ્રી તેમ જ તેને અંગે કેટલીક સમજ હું મારા વૃદ્ધ ગુરુ પ્રવર્તક શ્રી કાંતિવિજયજી મહારાજ તેમ જ ગુરુજી શ્રી ચતુરવિજયજી મહારાજ દ્વારા મેળવી શક્યો છું તે બદલ તેમનો ઉપકાર માનું છું. પુ. વિ.

# અંટાળીઆ મહાદેવમાં લકુલીશની મૂર્તિ.

[ દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી. ]

ભાવનગર તાબે લીલીઆ મહાલમાં લીલીઆથી ઇશાન ખૂણામાં બે ગાઉ ઉપર અંટાલીઆ નામનું એક ન્હાનું ગામ છે. ગામમાં ૭૦૦ માણસની લગભગ વસ્તી હશે. ગામમાં થોડી કાઠીઓની અને મોટે ભાગે લેઉવા કણબીની વસ્તી છે.

આ અંટાળીઆથી ઉત્તરમાં અર્ધો મૈલ છેટે અંટાળેશ્વરનું પ્રસિદ્ધ મન્દિર છે. મંદિર આસપાસના પ્રદેશમાં પ્રખ્યાત છે. આસપાસના ગામોના કણબીઓ નાતના ટંટા પતાવવા આ મન્દિરમાં એકઠા થાય છે.

અંટાળીઆ ગામ કે આ અંટાળેશ્વર મહાદેવ કેટલાં પ્રાચીન છે એનો નિર્ણય થઇ શકે એવી કોઇ નિશાનીઓ હજી સુધી મળી નથી. મન્દિરને લગતા કુવામાં ચણી લીધેલો એક પાળીઓ છે જેમાં વિ–સં ૧૬૫૦નો લેખ છે. આ લેખમાં લખ્યું છે કે 'સામતજીની સ્ત્રી બાઇ જનન ચૈત્ર શુદ સાતમે રઘુનાથજીને શરણે ગઇ.' આ સામત તે ખેરડીના લોમા ખુમાણનો કાકો સામત ખુમાણ હોવાનો સંભવ છે. અકબરના ગુજરાતના સુબાથી ભાગેલા ગુજરાતના છેલ્લા સુલતાન મુજફ્ફરશાહને આશ્રય આપનાર તરીકે આ લોમા ખુમાણ પ્રખ્યાત છે.

આ લેખની હકીકત ઉપરથી અંટાળેશ્વરનું મૂળ મન્દિર ત્રણસો વર્ષ પહેલાંનું જણાય છે. અત્યારે જે મંદિર છે તેતો સો વર્ષથી વધારે જૂનું નથી. એ કણબીઓએ બંધાવેલું છે. મંદિરના રંગમંડપના ઘુમટમાં આ કણબીઓનાં ચિત્રો છે.

અંટાળેશ્વરનું શિવલિંગ સ્વયંભૂ ગણાય છે; ખરેખર લિંગ ઘડેલું નથી. આવા આકાર વગરના લિંગની પૂજા પ્રાચીન પ્રતિષ્ઠા વગર સંભવતી નથી. અંટાળેશ્વર નામ અંટાળીઆ ગામ ઉપરથી પડયું હોય એવું લાગે છે. એ નામ પૌરાણિક નથી એટલે બરડાના ખીલેશ્વર જેટલી પ્રાચીનતા પણ સંભવિત નથી. પણ હમણાં એના ગર્ભગૃહમાં એક કાંસાની મૂર્તિ પડેલી જોઇ, એ મૂર્તિ ગાગડીસામાંથી નીકળી છે અને ગર્ગાચાર્યની છે એમ લોકો કહે છે. અંટાળેશ્વરથી લગભગ એક મૈલ છેટે ગાગડીઆ નામની ન્હાની નદી વહે છે જે આગળ જતાં શેત્રુંજીને મળે છે. ગાગડીઆ ઉપરથી ગર્ગાચાર્યની કલ્પના તો પાયા વગરની છે. મૂર્તિ જોતાં લકુલીશ પાશુપતની લાગે છે. પદ્માસન વાળીને બેઠેલી મૂર્તિ છે. માથું ધડથી જુદું પડી ગયું છે પણ ભાંગ્યું નથી. આ મૂર્તિને હવે સંભાળવી જોઇએ. મૂર્તિના એક હાથમાં ઉર્ધ્વ ઉપસ્થ છે એ ઉપરથી એ લકુલીશની મૂર્તિ જ છે એમ તરત સમજાય છે.

લકુલીશ પાશુપતનો સંપ્રદાય ઇ. સ. દશમા શતકથી લગભગ ચૌદમા શતક સુધી પશ્ચિમ હિન્દુસ્થાનમાં ઘણા જોરમાં પ્રચલિત હતો (જુઓ શૈવધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ) એ કાળની લકુલીશની અનેક મૂર્તિઓ જુદે જુદે સ્થળે મળી છે. સોમનાથ પાટણ પાશુપત સંપ્રદાયનું એ કાળમાં મોટું ધામ હતું. ત્યાં પાશુપત મતનો એક મહાન મઠ હતો.

એ મઠના બે આચાર્યો ભાવબ્રહસ્પતિ અને ત્રિપુરાંતકની પ્રશસ્તિઓ મળી છે. પણ એ સપ્રદાય કાઠીઆવાડમાં ક્યાં સુધી ફેલાયો હતો ? કાઠીઆવાડમાં બીજે સ્થળે એ મતના મઠો હતા કે નહિં એ જાણવામાં નથી. બીજાં અનેક પ્રખ્યાત શૈવ મન્દિરોમાં સોમનાથના આચાર્યોના શિષ્યોએ જમાવેલા ન્હાના મોટા મઠો હોવા જોઇએ પણ એ અનુમાન માટે કાંઇ પુરાવો નથી. લકુલીશની આ મૂર્તિને પુરાવો માનીએ તો અંટાળેશ્વરમાં પાશુપત સંપ્રદાયનો મઠ હોવો જોઇએ. અત્યારે મંદિરની આસપાસ મોટો ગઢ છે. ગઢનો દરવાજો દરબાર ગઢના દરવાજા જેવો માથે માઢમેડીવાળો છે. આ દરવાજો તો હમણાંનો છે પણ ગઢની અંદર ઘણું વિશાળ આંગણું છે. આટલી વિશાળ જગ્યા ( લગભગ પાંચ છ હજાર વાર જેટલી ) મન્દિરના આંગણાં તરીકે વાળી લેવાનો રિવાજ કાઠીઆવાડનાં મંદિરોમાં સામાન્ય નથી. મંદિરને લગતા એક મકાનમાં ઘાણી પેઠે બળદથી ફરતી લોટ દળવાની એક મોટી રાક્ષસી ઘંટી છે.

ટુંકામાં બધો દેખાવ પ્હેલાં અહીં મઠ હોય એવો છે. હાલમાં જે બાવો છે તે તો હમણા જ રહેલો પરંપરા વગરનો છે; પણ પ્હેલાં ઘણા બાવાઓ ત્યાં રહેતા એમ બધા કહે છે. આસપાસનું સ્થળ પવિત્ર ક્ષેત્ર મનાય છે અને ત્યાં નિર્ભય રીતે ફરતાં હરણાંઓનાં ટોળાંઓનો શિકાર ન કરવો એવું ધોરણ ચાલ્યું આવે છે.

લકુલીશની કાંસાની મૂર્તિથી સૂચિત પાશુપત મઠ અંટાળેશ્વરના મંદિરમાં એક કાળે ખરેખર હોય તો એ મન્દિર ૫૦૦ વર્ષથી વધારે જૂનું હોવું જોઇએ કારણ કે લગભગ ૧૪ મા ૧૫ મા શતકમાં એ સંપ્રદાયનો અસ્ત થઈ ગયો હતો. આ મૂર્તિ એટલી જૂની હોય અને બીજેથી અહીં આવી હોય એમ માનીએ તો પણ એ ભાગમાં જૂના વખતમાં કોઇ સ્થળે પાશુપત પૂજા થતી હતી એ તો ચોક્કસ.

સોમનાથની પૂરી જાહોજલાલી વખતે પાશુપત સંપ્રદાય ક્યાં સુધી પ્રસર્યો હશે એનો આ નવી મળેલી નિશાનીથી કાંઇક વધારે સ્પષ્ટ ખ્યાલ આવશે.



# હિન્દુસ્તાનનો પુરાતની શોધ



લેખક—પંડિત ડૉ. ભગવાનલાલ ઇંદ્રજી.

[ પુરાતત્ત્વના વાંચકોને પંડિત ભગવાનલાલ ઇંદ્રજીની ઓળખાણ આપવાની જરૂર ન હોય. એમના હાથના લેખો, પત્રો વગેરેની શોધ કરતાં તેમની હિન્દુસ્તાનની મુસાફરી સંબંધી જુનાગઢ દરબારને કરેલા ત્રિમાસિક રિપોર્ટોમાંથી કેટલાક મને હાથ લાગ્યા છે. તે પછી તે વિષે વધુ શોધ કરતાં એ મુસાફરીના પહેલા વર્ષના રિપોર્ટો ઇ. સ. ૧૮૭૧-૭૨ માં જુનાગઢમાં પ્રસિદ્ધ થતાં સૌરાષ્ટ્ર દર્પણ નામના માસિકમાં છપાયેલા માલુમ પડ્યા. તથા પંડિતજીના પત્રોમાં તે વખતે ડા૦ ભાઉદાજીએ મુંબાઇ સરકાર ઉપર લખેલો પત્ર તથા તે પરથી મુંબાઈ સરકારે બહાર પાડેલ ઠરાવ મળી આવ્યો. ગુજરાતી ભાષામાં આ વિષયનું આપણું સાહિત્ય એટલું બધું ઓછું છે કે પચાસ વર્ષના અરસા પછી હજીએ રિપોર્ટો રસિક અને બોધપ્રદ માલુમ પડે છે; એટલે પુરાતત્ત્વમાં આ રિપોર્ટો એક પછી એક આપવાની યોજના કરવામાં આવી છે. શરૂઆતમાં ડા૦ ભાઉદાજીનો અંગ્રેજી પત્ર તથા મુંબાઇ સરકારના ઠરાવનો સાર અને પછી સૌરાષ્ટ્રદર્પણના અધિપતિએ પંડિતજીના રિપોર્ટ છાપતી વખતે લખેલી પ્રસ્તાવના આપી પછી ક્રમસર રિપોર્ટો આપવામાં આવશે.

હરિલાલ. મા. ભટ. ]

[ ડૉ. ભાઉદાજીએ તા. ૧૧-૨ ૧૮૭૧ ના દિવસે મુંબાઇ સરકાર ઉપર જે કાગળ લખ્યો હતો તેનો ગૂજરાતી સાર નીચે મુજબ છે.

શરૂઆતમાં ડૉ. ભાઉદાજી પુરાતત્ત્વની શોધ અને સંગ્રહ માટે પોતે જે જે કર્યું છે તે જણાવે છે. ત્યાર પછી હિન્દુસ્થાનના પ્રાચીન ઇતિહાસ માટે શિલાલેખોની અગત્યતા બતાવી, પ્રીન્સેપ વગેરેએ કરેલા કાર્યનો સાભાર સ્વીકાર કરી તે દિશામાં હજી ઘણું કરવાનું બાકી છે એમ જણાવે છે. આ કામ કરવા માટે ભગવાનલાલ ઇન્દ્રજીને મોકલવાની સરકારને વિનતી કરવાનો તેમનો વિચાર હતો. પણ આ કામની અગત્યતા જોઇ જુનાગઢ દરબારે તે માટે ખર્ચ આપેલું હોવાથી તેઓ ફકત ઇન્દોર, ગ્વાલીઅર અને અજમેરના પોલીટીકલ એજન્ટો ઉપર, તથા દિલ્હી અને પંજાબના કમીશનરો ઉપર તેમજ બીજા અમલદારો ઉપર ભલામણ પત્ર લખી આપવાની મુંબાઇ સરકારને વિનન્તી કરે છે.

મુંબાઇ સરકાર તા. ૧૮-૨-૧૮૭૧ના કાગળમાં તે પ્રમાણે મદદ આપવાનો ઠરાવ જણાવે છે; અને જુનાગઢ દરબારને તેમની ઉદારતા માટે અભિનંદન આપે છે. ]

## [ પ્રસ્તાવના. +

( સોરાષ્ટ્ર દર્પણ. અગષ્ટ ૧૮૭૧ )

આપણા હિંદુસ્તાનમાં ઘણી બાબતો જાણવાલાયક છુપી રહેલી છે જેથી તેની પુરાતની જાહોજલાલી તથા કળાકૌશલ્યનો પ્રકાશ પુરેપૂરો ઉત્સુક વિદ્વાનોના અંતઃકરણ ઉપર પડ્યો નહોતો. આ અતિ ઉપયોગી અને મહાભારત કામ કરવામાં કેટલાક દેશી પરદેશી

+ આ પ્રસ્તાવનાની તથા લેખની ભાષા બને ત્યાં સુધી જેવી છે તેવીજ રાખવા પ્રયત્ન કર્યો છે. સં.

વિદ્વાનો મેહેનત કરતા આવ્યા છે. જેમાં પ્રખ્યાતી પામેલા ડા. ભાઉદાજીનો ઉદ્યમ હજી સુધી જારી જ છે. આ કામને આશ્રય અને ઉત્તેજન આપવા અહીંના (જુનાગઢના) નામદાર નવાબ સાહેબને ઇચ્છા થઈ તેથી તેઓએ દાક્તર ભાઉદાજીને એક પત્ર લખી એ કામ તેમના મારફત કરાવવા ચાહના બતાવી અને તે સારૂ એક માણસને બે વરસ સુધી દર માસે રૂ. ૨૦૦ નો પગાર આપવા ઇચ્છા જણાવી. તે ઉપરથી દાક્તર સાહેબે પોતા પાસેના કાબેલ વિદ્વાનોમાંના સર્વોત્તમ વિદ્વાન અહીંના રહીશ પ્રશ્નોરા બ્રાહ્મણ પંડિત ભગવાનલાલ ઇંદ્રજી જે તેમની પાસે આજ ઘણાં વર્ષોથી એ જ કામ કરે છે, જેને જુની લીપિ તો જાણે હાથના આંમળા જેવી થઇ પડી છે અને એ કામમાં જેમણે સારી પ્રખ્યાતી તથા માન મેળવ્યું છે અને જે ફોટોગ્રાફનું કામપણ સારૂં કરે છે તેને આ કામગીરી ઉપર નિયત કરી સરકાર તરફથી ભલામણના કાગળપત્રનો બંદોબસ્ત કરી આપ્યો.

આ નીમણુંકથી જુનાગઢે પહેલે અને બીજે દરજ્જે આખી કાઠીઆવાડે મગરૂર થવું જોઇએ છે. કેમકે ત્યાંના રહીશ તથા શીખેલાને આવું જોખમવાળું કામ માન સહિત સોંપવામાં આવ્યું.

આવી રીતે તેમણે મુસાફરી કરતાં જે જે કામ કર્યું અને કરશે તે બધાનો સંગ્રહ દાક્તર ભાઉદાજી પાસે થાય છે. તે પૂરો થઈ રહે તરેહવાર ચિત્રો સહિત એ બુધ્ધી વિદ્વાન તરફથી પોતાના વિચારો સહિત એક ઉમદા પુસ્તક બહાર પડશે તે અતિ ઉપયોગી થઇ પડશે. તેમાં પણ આશા છે કે તે પ્રખ્યાત વિદ્વાન એ પુસ્તક ગુજરાતી ભાષા અને બાળબોધ લીપિમાં બહાર પડશે જેથી તે આખા હિંદુસ્તાનમાં વાંચી શકાય.

આ કામગીરીના સારભૂત ત્રૈમાસીક રિપોર્ટો આહીં સરકારમાં દાખલ થાય છે. તે ખરેખર વાંચવા ને જાણવા લાયક જાણી સરકારમાંથી તેની નકલ માંગી લઈ અમારા વાંચનારાની હજુરમાં થોડો થોડો ભાગ મૂકવા રજા લેવામાં આવે છે.]

ખુદાવંદ નવાબ સાહેબ મોહોબત ખાનજી બહાદૂરની હજુરમાં;

સાહેબ:—હિંદુસ્થાનની પ્રાચીન વિદ્યાનો માર્ગ સર વિલ્યમજોન્સે યુરપના વિદ્વાનોને દેખાડયો, ત્યારથી તેની પૂર્ણ માહિતી મેળવવા માટે યુરોપના ઘણા વિદ્વાનોએ તે તરફ પોતાની કમ્મર બાંધીને મહેનત શરૂ કરી છે. એ નામાંકિત સર વિલયમજોન્સ સાહેબે એશીઆ ને યુરોપની ઘણી ભાષાઓનો સરસ અભ્યાસ કીધો હતો; તેમ જ સંસ્કૃત ભાષાની ઘણી સારી માહિતી મેળવી હતી, અને સારા વિદ્વાન પંડિતો રાખી સંસ્કૃત પુસ્તકોનો સંગ્રહ કરી તેમાંની નોખી નોખી બાબતો ઉપર ભાષણો લખ્યાં હતા. એ સઘળી બાબતોમાં તેઓને હિંદુસ્થાનના ઇતિહાસ બાબત લખવાને કંઇ પણ સારૂં સાધન મળ્યું નહિં; તો પણ પુરાણો અને બીજા સાધનો ઉપરથી જે ત્રાંગુ તુટયું સાધન મળી શકે છે, તે ઉપર અનુમાન કરી કેટલીક બાબતો ઉપર તેઓએ જે મત આપેલા છે તે પાછળથી પક્કા પૂરાવાથી ખરા ઠરેલા છે.

તે નામાંકિત વિદ્વાન પુરૂષે એશીઆના સઘળા દેશની વિદ્યાનાં શોધ માટે (તેમાં મુખ્ય કરી હીંદુસ્થાનના શોધ માટે) કલકત્તામાં બેંગાળ રાયલ એશીયાટિક સોસાઇટી સ્થાપી, તેમાં જે વ્યાખ્યાનો વંચાતાં તે એશીયાટિક રિસર્ચિઝ નામના ચોપાનીયાના આકારમાં પ્રસિદ્ધ થતાં હતાં.

તેમાંના ઘણા નિબંધો હિંદુસ્થાનની વિદ્યા, કાળગણના, વંશાવળીઓ અને ધર્મ, એ બાબતોને લગતા છપાયા હતા. તેઓ ઘણું કરીને પુરાણો અને બીજા સંસ્કૃત ગ્રંથો માંહેની ઘણી મિશ્રિત વાતોમાંથી ચુંટી કાઢીને લખાણા હતા. તેઓ ઉપર તેના લખનારાઓનો પણ કંઇ ભરોસો નહિ હતો.

તે પછી થોડા જ કાળમાં હિંદુસ્થાનના જુદા જુદા દેશો માંહેથી મળતાં જુના હજારો ત્રાંબા, રૂપા, અને સોનાના શિક્કઓ, ઘણાંક ત્રાંબાપત્રો, અને નાના મોટા સેંકડો શિલાલેખો તરફ તેઓનું મન ખેંચાયું, પણ તેમાંના અક્ષરો હિંદુસ્થાનના કોઈ પણ પંડિતો વાંચી શક્તા નહિ; અને દરેક પ્રાંતમાં એવા લેખો બાબત ગપ્પો અને નિઃસાર વાતો જેવી આજ સુધી ચાલે છે તેવી ચાલતી હતી; તેથી તે બાબત હિંદુસ્થાનના લોકો તરફથી ખબર મળવાની આશા રાખવી વ્યર્થ સમજી, તે લેખો કેમ વાંચવા તે ઉપર યુરોપના વિદ્વાનોએ પોતાનું અનુભવિક ધ્યાન પહોંચાડયું. તેમાં મી જેમ્સ પ્રીન્સેપ સાહેબનું પ્રયત્ન તેમની ઇશ્વરદત્ત ચમત્કારિક બુદ્ધિથી સફળ થયું. તેઓએ અર્વાચીન અને પ્રાચીન લેખોનો ઉત્તરોત્તર મુકાબલો કરી તેમાંનાં અક્ષરો શોધી કાઢ્યા ને તેની વર્ણમાળા તૈયાર કીધી. ત્યારથી હિંદુસ્થાનના ઈતિહાસિક વિદ્યામંદીરનો દરવાજો મળ્યા પ્રમાણે થયું.

તેઓએ કટક પ્રાંતમાં ધવલી પાસેનો અશોકનો મોટો લેખ અને સૌરાષ્ટ્રની રાજધાની જુનાગઢ પાસેના અશોકના લેખને સરખાવીને તેનું ભાષાંતર પ્રસિદ્ધ કીધું, તેમાંથી અમૂલ્ય વાત એ શોધી કાઢી કે ચાર મોટા પરદેશી રાજાઓના નામો તેમાંથી જડ્યાં. તેથી ગ્રીક ઇતિહાસથી તેનો ખરેખરો વખત નિશ્ચય કીધો પણ એ અશોક રાજાની ખરી ઓળખાણ જેમ્સ ટરનરે સીલોનના બૌદ્ધોના સારા સમાગમથી વાકેફ થઈ મહાવંશો નામના ગ્રંથ ઉપરથી કરાવી.

બીજા અશોકના લેખો જે સ્થંભો ઉપર લખેલ છે– જેવા કે:–પ્રયાગ, દીલ્હિ, રાઢિયા અને મીથિયા, જે તીરહુટના અને બીતીયાના રાજ્યમાં છે, ત્યાંના લેખોની નકલો અને તે ઉપર પોતાના મતની સાથે અક્ષરાન્તરો અને ભાષાન્તરો છપાવ્યાં, તેમ જ તે પછીના વખતના ઇતિહાસને મદદ કરે તેવા પ્રયાગના સ્થંભ ઉપરનો સમુદ્રગુપ્તનો લેખ, ભીતરીને કાહાઉના–સ્થંભ ઉપરના સ્કંદગુપ્તના વખતના લેખો અને ઐરતના સ્થંભ ઉપરનો બુદ્ધગુપ્તનો લેખ, એ પ્રસિદ્ધ કીધા. એ સિવાય બીજા ઘણા શિલાલેખો, ત્રામ્રપત્રો અને હજારો સિક્કાઓ જે જોરાવર પરદેશી રાજાઓના અને હિંદુસ્થાનના હિંદુ રાજાઓના, નોખા નોખા પ્રાંતમાંથી મળ્યા હતા, તે વાંચી તે ઉપર પોતાનો મત આપેલો છે. આ સઘળું કામ ઘણી ટુંકી મુદતમાં ઝડપથી એ અક્કલમંદ પુરુષે કીધેલું છે પણ હિંદુસ્થાનના દુર્દૈવથી એ પુરુષનો સ્વર્ગવાસ જલદી થયો; નહિંતો ઘણી બીજી બાબતો પણ એ પુરુષના હાથથી અજવાળામાં આવત ? તેમજ તેની વખતના અને ત્યાર પછીના યુરોપના વિદ્વાનોએ પણ એ બાબત ઉપર મહેનત જારી રાખી. જેમ્સબર્ડે પશ્ચિમ હિંદુસ્થાનની ગુફાઓનુ વર્ણન લખેલું છે અને તે ઉપરના લેખો વાંચેલા છે. કર્નલ કનીંગહામ સાહેબે, ભીલસાની પાસેના સ્તુપોને ખોદાવી તેમાંનાં શારીરો (?) કાઢ્યાં અને તે ઉપર એક ભીલસાસ્તુપ

નામનો ગ્રંથ લખેલો છે, એમાં ત્યાંના લેખો પણ પ્રસિદ્ધ કીધેલા છે ઇત્યાદિ બીજા યુરોપના વિદ્વાનોએ એ બાબત ઉપર ઘણું લખેલું છે અને આજ સુધી એ બાબત ઉપર અવિચ્છિન્ન પ્રયત્ન જારી છે. પણ કોઈ દેશી વિદ્વાને એ તરફ પોતાની પણ નજર કીધી હતી નહિં. યુરોપના વિદ્વાનો જેઓ પરદેશી, આ દેશમાં બીજા કામને માટે આવે છે, તેઓ પોતાના અમુલ્ય વખતમાંથી ફુરસદ લઇ આ કામ પછવાડે દોડ કરે છે; પણ આ કામમાં દેશીઓના પ્રયત્નની ઘણી જરૂર છે એ બાબત તે વિદ્વાનોએ દરેક વખતે જણાવેલું છે. કારણ કે સ્વદેશી ભાષાના લેખો અને ભાષાંતરો અને અક્ષાંતરો, તે દેશની ભાષામાં જનમથી ગુંથાએલો વિદ્વાન પુરૂષ જેવાં કરી શકશે તેવાં થોડા દિવસના પરિચયવાળો માહિતીદાર પુરૂષ કરી શકવાનો નથી એ તો સર્વ સંમત છે. તેથી એ બાબત ઉપર આપણા સ્વદેશી વિદ્વાન દાક્તર ભાઉદાજીએ પોતાનો ઘણી જરૂરનો વખત અને ધન ખર્ચીને આજ લાંબો વખત થયાં પોતાનું પ્રયત્ન જારી કીધું છે. તેઓ એ પશ્ચિમ હિંદુસ્તાનની સઘળી ગુફાઓ જેવી કે, કનેરી, કારલે, જાજા, ધુરવડી, નાશીક, અજંટા, એલોરા, પીતલખોરા, નાગો ઠાણા ઇત્યાદિ ગુફાઓનું વર્ણન અને તે ઉપરના સેંકડો લેખોનું ભાષાન્તર અને અક્ષરાંતર તૈયાર કીધું છે. તેમ જ પૂર્વ હિંદુસ્તાન માંહેલા કટક પ્રાંતમાં ઘંઉલી પાસેનો અશોકનો લેખ, ખંડમીરોલી ગુફાઓના લેખો, ગયાની પાસેની ગુફા ઉપરના લેખો ઇત્યાદિ લેખોનાં ભાષાન્તરો પણ તૈયાર કીધાં છે.

તેમ જ દીલ્લીમાં લોહસ્તંભ ઉપરનો લેખને ફિરોજશાહના કોટલા ઉપરનો અશોકના સ્થંભ ઉપરનો લેખ પ્રયાગમાં કિલ્લાની અંદરનો સ્તંભ ઉપરનો ને તે ઉપર પાછળથી લખેલો સમુદ્રગુપ્તનો લેખ, કાશીની પાસેના શેતપુરથી ૧।। કોસ ઉપર ના બીતરી ગામ પાસેના સ્થંભ ઉપરનો સ્કંદ ગુપ્તનો લેખ એનો પણ સંગ્રહ તેઓની પાસે થયો છે. તેનાં અક્ષરાન્તરો અને ભાષાન્તરો તૈયાર કીધેલાં છે.

કાઠીઆવાડના વલ્લભીનગરના રાજાઓનાં ૨૦ થી વધારે તામ્રપત્રો તેમ જ જૂદા રાષ્ટ્રકૂટ અને ચાલુકયનાં તામ્રપત્રોનાં ભાષાન્તરો તૈયાર કીધેલાં છે અને જુનાગઢની પાસેનો અશોકનો લેખ અને તેની બાજુએ લખેલા રુદ્રદામા અને સ્કંદ ગુપ્તના લેખો પણ તેઓએ ભાષાન્તર તૈયાર કરી રાખેલાં છે. આમાંના ઘણા લેખો યુરોપના વિદ્વાનોએ પ્રસિદ્ધ કીધેલા છે તો પણ તેને તપાસવાથી તેમાં જે જે ફેરફાર અને ચૂકો દેખાણી તેથી આજ સુધીમાં પ્રસિદ્ધ થએલા સઘળા લેખોને ફરી તપાસવા જોઇએ એવો એ વિદ્વાને અવશ્યે નિશ્ચય કીધો. કારણ કે આજસુધીમાં પ્રસિદ્ધ થએલા લેખોમાંના કેટલાએક અક્ષરોની ગેરમાહિતીવાળા પુરુષોની લાવેલી નકલો ઉપરથી અક્ષરાંતરો કીધેલાં છે. અને અવિદ્વાન પંડિતોની મદતથી તેનાં ભાષાન્તરો થવાથી તેમાં ઘણી ચૂકો બરેલી છે. તેથી કેટલીક અગત્યની બાબતો એ ચૂકમાં દબાઇને રહી ગઈ છે. આ ઉપરથી એ તપાસ વધારે ચલાવવાથી અંધારામાં રહેલી કેટલીક બાબતો જાહેરમાં આવશે તેમ જ ધારવાડ અને મૈસુર પ્રાંતમાં તેમજ નિઝામ સરકારના રાજ્યમાં સેંકડો કર્ણાટક અને તૈલંગ ભાષામાં સંસ્કૃત ભાષા મિશ્રિત લખેલા લેખો જોયા છે. તેમાંના થુજ લેખો હાલ જણાએલા છે. તેઓ

ઉપર પણ તેઓનું મન લાગેલું છે. તેમ કાઠીઆવાડમાંના સોમનાથ પાટણના જુજ લેખો અને જુનાગઢ પાસેના મોટા પ્રાચીન લેખ શિવાય કોઈ લેખ તપાસવામાં આવેલા નથી. તેને એકઠા કરવાની ઘણી જરૂર છે. તેમ જ કાઠીઆવાડમાં કેટલાએક તામ્રપત્રો લોકોની પાસે છે. તેમાં ઉંડા છુપા ખજનાઓની આશાથી તેને અમૂલ્ય માની દેખાડવાને ડરે છે. તેઓને વિશ્વાસ આપી સમજાવીને તેની નકલ એકઠી કરવાની પણ જરૂર છે. તેની વલ્લભીના રાજાઓ માટે કાંઈ વધારે ખબર મળવાની આશા છે.

આ બાબત ઉપર પ્રમાણે ભાઉસાહેબે પોતાના ઘરના ખર્ચ અને જાતમહેનત એક સરખી આજ સુધી ચાલુ રાખી છે. માટે હાલ તે વધારવાને ઇંગ્રેજ સરકાર તરફથી એક પંડિતના ખર્ચની જોગવાઈ કીધી હતી. એટલામાં આપની ઉદાર સરકારની તરફથી મહેરબાન જમાદાર બાઉદ્દીન ભાઈનો પત્ર ડાકટર સાહેબ ઉપર આવ્યો. તેમાં જણાવેલું હતું કે હિંદુસ્તાનના પ્રાચીન ઇતિહાસને લગતા શોધને માટે જનારા પંડિતને મદદ ખર્ચના દરમાસે રૂ. ૨૦૦ બસેં બે વરસ સુધી જુનાગઢ સરકાર આપવાને રાજી છે. એ ખુશીના ખબર સાંભળી ડાકટર સાહેબે એ કામને માટે તા. ૧ લી માર્ચ સ. ૧૮૭૨ ને રોજથી મુને નીમ્યો છે.

ત્યારપછી આ વરસમાં મને જ્યાં જ્યાં ફરવાનું છે ત્યાંહાં ત્યાંહાં મદત મળવાને માટે ભલામણ અપાવવા માટે મુંબઈ સરકારને એક લાંબો પત્ર લખ્યો અને તેટલી મુદતમાં મારે જ્યાં જ્યાં ફરવાનું છે ત્યાહાંના કામોનો સારો નોંધ તૈયાર કીધો છે.

મુંબઈ સરકાર તરફથી ભલામણ પત્રો આવી પહોંચ્યા પછી તા. ૭ મી માર્ચ સ. ૧૮૭૧ રોજ હું મારા કામ ઉપર જવાને મુંબઈથી રેલવે રસ્તે નીકળ્યો. મુને આકામ સોંપતી વખતે ડા૦ ભાઉસાહેબે ફરમાવ્યું છે કે પ્રતિ ત્રણ માસે મેં જે કામ કીધું હોય તેની યાદી ડાકટર સાહેબની મારફત આપની સરકારમાં મોકલવી તેથી માર્ચ; એપ્રીલ; અને મે એ ત્રણમાસમાં નીચે લખેલાં સ્થળોમાં હું જઈ આવ્યો તેનો નોંધ આપની સરકારની હજુરમાં મોકલું છઉં.

૧ ખંડવા, ૨ ઓંકારેશ્વર ૩ ઉજ્જેણ ૪ બાઘની ગુફાઓ, ૫ ધાર ૬ માંડવગઢ ૭ સાંચી, ૮ સેલારી, ૯ ભોજપુર ૧૦ શતધાર, ૧૧ પીપળીયા.

એ જગાઓમાં હું ગયો હતો અને ત્યાંથી મળેલા લેખો, શિક્કાઓ અને પ્રાચીન વસ્તુઓનો નોંધ કીધેલો છે. અને ૩૬ પ્લેટો ફોટોગ્રાફની લીધી છે. આ બાબત ડાકટર સાહેબ લેખોનાં ભાષાન્તરો પ્રસિદ્ધ કરશે તે વખતે પોતાના ગ્રંથમાં સવિસ્તર લખશે. તે વખતે એ બાબત સઘળા લોકોના જાણવામાં આવશે. પણ આ કાગળ સાથે મેં જે કામ કીધું છે તેનો ટુંકો નોંધ મોકલું છું. તે ઉપરથી ત્રણ માસની મુદતમાં જે કામ કીધું તે જાણવામાં આવશે.

તા. ૨૭ જુન સ. ૧૮૭૧

આપનો તાબેદાર રૈયત.

મુ. ઉદયગિરિ,

ભગવાનલાલ ઇંદ્રજીની કુરનશ.

( ડીસેમ્બર ૧૮૭૧ સૌ. દ. પા. ૨૨૨ )

**માંડવગઢ***

પ્રખ્યાત માંડવગઢ નામનો કીલ્લો ધારની સરકારના તાબામાં છે તે ધારથી સાત કોસ દક્ષિણ દિશા તરફ ડુંગરની ઉપર આવેલો છે. ધાર તરફથી જતાં એ ડુંગરની ઉંચાઈ તે દેશની સપાટી કરતાં જુજ છે. પણ બીજી સઘળી બાજુએ તેની ઉંચાઇ આશરે ૨૦૦૦ ફુટ કરતાં થોડી કમ છે. હાલ એ ઉજડ પડેલો છે. માત્ર તેમાં જુજ ઝુપડાં ને એક વેરાગીનું મંદીર છે. પણ તેનો હુશંનશા ગોરીના વખતમાં શું દબદબો હશે તે તેમાં રહેલી બુલંદ અને મોટા વૈભવને લાયકની ઈમારતો જે દિવસે દિવસે નાશ થતી જાય છે તે બતાવે છે.

એ ઈમારતોમાંથી થોડી ઇમારતો જે આંહીની ઈમારતોમાં મુખ્ય છે તેની થોડી યાદ નીચે આપુંછું.

જહાજ મેહેલ—એ મોટો મેહેલ છે તેની બે બાજુએ બે મોટાં તળાવો છે. તે તળાવની વચ્ચે જહાજની પેઠે તરતો દેખાય છે. માટે એ નામ તેને આપેલું છે. એ તળાવો ઉનાળામાં પણ ભરેલાં રહે છે. અને કમળોથી છવાઇ રહેલ છે. મેહેલમાં ફુવારા હોજ ઈત્યાદિ ઉત્તમ પ્રકારના વૈભવની તૈયારીની આજ પણ તુટી ફુટી નિશાની દેખાય છે.

જુમામશજીદ—એ ઘણી મોટી મશજીદ છે.

ચરવા મશજીદ—એ હુસેનશા ગોરીનો સંગેમરમરથી બાંધેલો મુકરબો છે. તે આશરે ૧૦ ફુટ ઉંચો છે. તેમાં નીચેથી ઉપર સુધી સઘળો સંગેમરમર જ વાપરેલો છે. વચ્ચે હુસેનશાહા ગોરીની કબર છે. તેની બેએ બાજુએ બીજી કબરો પણ છે. તેને કોઇ ઓળખતું નથી આ મુકરબાને ચરવા મસજીદ કહેવાનું કારણ એકે તેની છતમાં ૪ ચાર કળશો ટાંગેલા હતા. તે તુટી ગયા છે. તેમાંનો એક લટકે છે. આ દેશમાં કળશને ચરવાં કરી કહે છે.

અસરફી મેહેલ—એ ઇમારત જુંમામસીદની સામે છે. તે સતારે પાક નામના ઓલીયાનું મકાન છે.

તે સઘળું તુટી ગએલું છે. પણ આગલા ભાગની દેવડી ઉભી છે. તે પીળા કાળા ને સફેત સંગેમરમરની બાંધેલી છે. અંદરના ખંડેરમાં પથ્થરો પડેલા છે. તે ઉપર કુરાનની સતરો કોતરેલી છે. ને લોકો કહે છે કે એવી રીતના પથ્થરનું બાંધેલું મકાન થોડા વખત ઉપર થોડું ઘણું ઉભેલું હતું.

હીંડોળા મેહેલ એ જ હાજ મેહેલની પાસે મોટી ઈમારત છે તેની ઉપરની છત તુટી ગઇ છે. માત્ર ભીંતો ઉભેલી છે. પણ તેની ઉંચાઈ અને મજબુતાઇથી એક મોટો મહેલ છે એમ દેખાય છે. આ જનાનખાનાનો મહેલ હશે કારણકે આની બારીઓ અને ગોખ સઘળાને પથ્થરની જાળીઓ છે. અને અગાશીને ઉંચા વંડા છે જેથી બહારના માણસોની નજર ન પડે.

---

* આંહીં પ્રથમનો એક કાગળ હાલ ગેરવલે ગયો છે. જેમાં ખાંડવા, ઓંકારેશ્વર ઉજ્જયણ, બાઘની ગુફાઓ અને ધાર એ પાંચ સ્થળની હકીકત રહી જાય છે જે પાછળથી આવશે. સૌ. દ. એ.

ચંપાવાવડી એ સુંદર કુવો છે. તેની આજુ બાજુ જમીનમાં ઇમારતો છે. એ બાદશાહી હમામ ખાનાની જગા છે. એ તૂટીને સઘળી ધૂળધાણી થઇ ગઇ છે. કોઇ વખતે તેમાં બાદશાહી હુરમો કોમળ પગ વડે ફરતી હશે તે જગા આજ ક્રુર વાઘો ફરે છે. હું જોવા ગયો તે વખતે નવા જ વાઘના પંઝા ઝુંડમાં દેખાતા હતા.

રૂપમતી ભાનુમતીના મહેલ.—એ બાજ બહાદુરની હિંદુ બે સ્ત્રીઓ હતી. તેના ઉંચી જગામાં મહેલ છે. આની પાસે નીચાણમાં સુંદર તલાવને કાંઠે મહેલ છે. અહીંનો દેખાવ રમણીય છે.

ધારની સરકાર તરફથી એક કારકુન મારી સરભરા માટે આવ્યો હતો. તેણે સઘળો કિલ્લો મુને દેખાડયો. આંહી મુને લખવાનું કાંઇ નહીં હતું. તેથી માત્ર થોડી ઇમારતોનો ટુંકી નોંધ કરી ત્યાંથી બીજે દિવસે પાછો ઇન્દોર જવા નીકળ્યો તા. ૪ થી મેને રોજ સવારે ઇન્દોર આવ્યો.

## બીજી વાર ઇંદોર.

પ્રથમ હું જે વખત મેહરબાન જનરલ ડેલી સાહેબને મળ્યો હતો તે વખતે તેઓએ કહ્યું હતું કે ભીલસે જવાને તારે પાછું ઇન્દોર આવવું પડશે. તે વખતે મુને મળજે એટલે ભીલસા તરફનો બંદોબસ્ત કરાવી આપીશ તેથી હું તુરત જ સાહેબ મોસુફને મળ્યો. એટલે તેઓએ હોલ્કર સરકારના વકીલ રામજીને બોલાવી મહારાજા હોલ્કર સરકારની મુલાકાત કરવાની મુને ભલામણ કરી. અને ભીલસે જતાં રસ્તામાં હોલ્કર સરકારનાં મુલકમાં મદદ માટે મને પરવાનો લખાવી આપ્યો ને એક સ્વાર સાથે અપાવ્યો. ત્યાર પછી ભીલસા એ સિંધિઆ સરકારના તાબામાં છે. માટે સિંધીઆ સરકારના વકીલ અન્ના સાહેબને બોલાવી ભીલસાનો ભલામણ પત્ર અને સિંધિઆ સરકારના મુલકમાં ચાલતો રૂકકો લખાવી આપ્યો.

ભીલસા પાસેના સ્તુપો ભીલસાના તાલુકામાં નથી પણ તે ભોપાળના ઇલાકામાં છે તેથી ભોપાળના પોલિટીકલ એજન્ટ સાહેબ જે સીહોરની છાવણીમાં રહે છે તેઓ ઉપર મહેરબાન ડેલી સાહેબે પોતે ભલામણ લખાવી આપી.

## સેહોરની છાવણી.

ઇંદોરથી તા.૬ઠી મેને રોજ ચાલ્યો તે તા. ૧૦મી મેને રોજ સેહોરની છાવણીમાં પહોંચ્યો બીજે દીવસે સવારના ૭ વાગે ત્યાંના પોલીટીકલ એજેન્ટ સાહેબને મળ્યો. તેઓએ અને તેઓનાં વિદ્વાન લેડી સાહેબે પોતાની મુસાફરીની નોંધ ઉપરથી મને ભીલસાની આસપાસના સ્તુપો જેમ અનુક્રમે જોવાને ઠીક પડે તેવો સહેલો રસ્તો લખાવ્યો. એજન્સી તરફથી પરવાનો અપાવ્યો અને એક સ્વાર ભોપાળ સુધી આવ્યો. તા. ૧૧ મી મેને રોજ સેહોરની છાવણીમાંથી ચાલ્યો. તે ભોપાલ થઇને ભોપાલથી સાત કોસ ભોજપુર કરી ભોજરાજાના વખતનું ગામ છે ત્યાંહાં પહોંચ્યો. અહીં મોટું શિવાલય ભોજરાજાએ કરાવેલું છે. તેના મોટા મોટા સ્તંભો અખંડ પથ્થરના છે. એવડા સ્તંભો શૈવ દેવાલયમાં મેં ક્યાંઇ જોયા નથી. દેવાલયની ગુફા ૧૩ ફુટ ઉચાં અને ૨૧ ફુટ ચોરસ જલાધારીની વચ્ચે ૭ ફુટ ઉચું શિવલિંગ છે. આ દેવળ પૂરું થયા પહેલાં ભોજરાજાનું મૃત્યુ થયું કહેવાય છે.

ભોજપુરમાં બીજું ૧ દીગંબર જૈનમતનું દેવળ છે. તેમાં ઉભેલી નમ ૧૭ ફુટ ઉંચાઇની ઋષભનાથની મૂર્તિ છે.

ભોજપુરગામ આગલ્યા વખતમાં સારો કસ્બો હશે. હાલ તે નાનું ગામડું છે. તે ભોજનાથ મહાદેવની પૂજાના ખર્ચમાં આપેલું છે.

અહીં મુને લેખ વગેરે કંઈ મળ્યું નહીં. ૩ પ્લેટો ફેટોગ્રાફની લીધી. તા. ૧૫મી મેને રોજ ભોજપુરથી સાંચીના સ્તૂપો જોવા ચાલ્યો. તા. ૧૬ મીને રોજ સાંજના ૬ વાગે સાંચી પહોંચ્યો.

## સાંચીના સ્તૂપો.

સાંચી ગામ જે તેની પાસેના કાનાખેડા નામના ગામને લીધે સાંચી કાનાખેડા એ નામથી આ પ્રાંતના લોકોમાં સારી પેઠે જાણીતું છે. તે ભીલસાથી ૩ કોસ નૈઋત્ય કોણ તરફ થોડી ઉંચાઇવાળા ડુંગરના નીચા ઉત્તર ભાગ ઉપર વસે છે. ગામથી દક્ષિણ તરફ ઉંચા ટેકરા ઉપર પ્રાચીન બૌદ્ધ સ્તૂપો છે. સઘળા મળી ૧૧ કરતાં વધારે સ્તૂપો અહીં હતાં પણ માત્ર બે વગર સઘળાં ખંડેર થઈ પડેલાં છે. અહીં સહુથી મોટો સ્તૂપ આશરે ૧૦૦ ફુટ અને તેનો નીચેનો વ્યાસ આશરે ૧૫૦ ફુટ છે. તેને ફરતો પથ્થરનો કઠેરો છે. એ ઘણા લોકોની મદદથી બંધાએલો છે. તે ઉપર તે લોકોના નામના સેંકડો ટુંકા લેખો છે. એ લેખો આશરે ઇ. સ. પેહેલાં ૨૦૦ વર્ષના છે. આ સ્તૂપ મહારાજા અશોકના વખતમાં બંધાણો એમ ધારવામાં છે. એ કઠેડા ઉપર આશરે ૬૦૦ વર્ષ ને પછીના લેખો પણ છે. આંહીના સઘળા લેખોની મેં નકલ કરી લીધી છે.

એ સ્તૂપના કઠેરાના બનવા પછી આશરે ૨૦૦ કરતાં થોડા વધારે વર્ષ પછી સુંદર દરવાજા બનાવેલા છે. તે ઉપરનાં ચિત્રો ઘણી જરૂરનાં છે. તેથી ઇસ્વી સન પહેલાંની પેહેલી સદીના લોકોનો પોશાક રીતભાત ઇત્યાદિની સારી ખબર મળે છે. ઘણું કરી તે સઘળાં ચિત્રોના ફેટોગ્રાફ લીધા.

સાંચીનો બીજો સ્તૂપ એ મોટા સ્તૂપ કરતાં નાહાનો છે. અને તેથી દૂર નીચાણમાં પશ્ચિમ બાજુએ છે. એ પણ લગભગ આગલા સ્તૂપના વખતનો જ છે. તેના કઠેરાને ફરતા પણ લેખો છે તેની પણ મેં નકલ કરી લીધી.

સાંચીના સ્તૂપો પાસે એક દેવળમાં હું ઉતર્યો હતો. ચોકી અને મારી સરભરા માટે ભોપાળ સરકાર તરફથી ૨ શીપાઈ અને એક જમાદાર આવ્યા હતા. સાંચીનું કામ સઘળું ૧૦ દીવસમાં પૂરૂં કર્યા પછી સોનારીના સ્તૂપો જોવા ગયો.

## સોનારીના સ્તૂપો.

એ સ્તૂપો સાંચીથી આશરે ૭ કોસ નૈઋત્ય તરફ થોડી ઉંચાઇવાળા ડુંગરાના કાંઠા ઉપર સોનારી નામનું ગામ વસે છે ત્યાંથી આશરે ૦॥ માઇલ દૂર ડુંગરા ઉપર છે. આંહી સઘળા મળી આઠ સ્તૂપો છે. તેમાં ૨ મોટા છે અને બાકીના નાહાના છે. તે કર્નલ ક્નીંગહામ સાહેબે ઉઘાડયા હતા. તેમાંથી શારીરો મળ્યાં છે. તે ઉપરના લેખો ઉપરથી

તેનો બાંધવાનો કાળ પણ લગભગ સાંચીના સ્તૂપો જેટલો પુરાણો છે. અહીં ઘણા લેખો નથી માત્ર બે લેખો કઠોડાના સ્તંભના તુકડા ઉપરથી મળ્યા.

## શતધારના સ્તૂપો

એ સ્તૂપો ઘોડીપછાડ નદીને કીનારે સુનારીના સ્તૂપોથી ૩ માઇલ દૂર છે. આ ઠેકાણે નદી ઘણી ઉંડી પહાડી ખાઇમાં વહે છે. તેના જમણા કિનારા પર ચોરસા ભીંતવાળી જગાની વચ્ચે આંહીના સ્તૂપોમાં સહુથી મોટો સ્તૂપ છે. એ આશરે ૪૫ ફુટ ઉંચો છે ને તળીએથી આશરે ૧૦૦ ફુટ પહોળો હશે. આ સ્તૂપ તૂટી ફુટી હાલતમાં માત્ર ૧ ટીંબા જેવો છે. તે ઇંટ અને પથ્થરથી બાંધેલો હતો. ઇંટો વચલા ભાગમાં છે ને ઉપલા ભાગમાં પથ્થરોથી ચણેલો હતો. આનો પણ બાંધવાનો કાળ સરાસરી સાંચીના સ્તૂપ જેટલો જ પુરાણો હશે. એ સ્તૂપો શિવાય બીજા ૭ સ્તૂપો છે. આંહીં લેખ નથી.

## પીપળીઆ બીજોલી પાસેના સ્તૂપો

સાંચીથી ૪ કોસ અગ્નિકોણ તરફ પીપળીઆ નામના ગામની ઉત્તરે રેતીના પથ્થરના ખડક ઉપર છે. અહીં નાહાના મોટા ઘણા સ્તૂપો છે. તેમાં સહુથી મોટા ઉપરના ભાગમાં છે. તેની ઉત્તર દક્ષિણ તરફ હાર છે. તેમાં ઉત્તર તરફનો સહુથી મોટો સ્તૂપ છે. એમ પહેલી હારમાં ૪ સ્તૂપો છે. તેમાં ત્રણ જોડાજોડ છે ને ચોથાની વચ્ચે ૧ ઇમારતનું ખંડીઅર છે. બાકીના ૨૦ કરતાં વધારે પીપળીઆ ગામ તરફ નીચે ઉતરતી જગામાં છે. તેઓની ઉંચાઇનું પ્રમાણ પણ નીચે ઉતરતા જાય છે તેમ ઉતરતું જાય છે. આ સઘળા સ્તૂપો કર્નલ કનિંગહામ સાહેબે ઉઘાડેલા છે.

સોનારી સતધાર અને પીપળીઆના સ્તૂપો હું એક એક દિવસમાં જોઇ આવ્યો અને તેના ઉપયોગી કેટલીક બાબતોનો નોંધ કરી લીધો. એ સઘળું કામ પૂર્ણ થયા પછી ઉદયગિરિ જે ભીલસાના ઇલાકામાં છે ત્યાંહાં તા. ૨૨ મી મેને રોજ આવ્યો છું. હવે પછી જે કામ હું કરીશ તે મારા બીજા ત્રિમાસિક પત્રમાં લખી મોકલીશ.

તા. ૩૧ મી મે સને ૧૮૭૧ — આપનો તાબેદાર રૈયત,
**ઉદયગિરિ** — **ભગવાનલાલ ઇંદ્રજી**



# સ્વાધ્યાય

## पालीवाङ्मयांतील तेरा भिक्षुणी रत्नें.

## ( પાલી સાહિત્યમાંથી તેર ભિક્ષુણી રત્નો )

આ પુસ્તક પ્રો. નારાયણ કેશવ ભાગવત. એમ. એ. એ લખ્યું છે; અને મુંબાઇમાં સ્થાપિત થએલી બુદ્ધ સોસાયટીએ વૈશાખ સુદ પુનમના શુભ દિવસે છાપી પ્રસિદ્ધ કર્યું છે. હિન્દુસ્થાનના પ્રાચીન ઇતિહાસ સાથે બૌદ્ધ સાહિત્યનો નિકટ સંબંધ છે. બુદ્ધગયા, કાશી, સાંચી વગેરે ઠેકાણે મળેલી અનેક બૌદ્ધ મૂર્તિનું સ્પષ્ટીકરણ કરવાના કામ માટે બૌદ્ધ ગ્રંથોનો ઘણો જ ઉપયોગ થયો છે; અને આગળ ઉપર પણ તેટલો જ થતો રહેશે. આપણી પ્રાચીન સંસ્કૃતિનો સારો પરિચય થાય એ માટે બૌદ્ધ ચિત્રકલાનું જ્ઞાન આવશ્યક છે. અને સામાન્ય જનસમૂહમાં તેનો ફેલાવો થાય તે માટે બૌદ્ધ સાહિત્યનો દેશી ભાષાઓ દ્વારા પ્રચાર કરવો એના જેવો બીજો ઉત્તમ માર્ગ નથી.

આથી ઉપરનું પુસ્તક લખવા માટે પ્રો. ભાગવતને અને પ્રસિદ્ધ કરવા માટે બુદ્ધ સોસાયટીને અમે હૃદયપૂર્વક અભિનંદન આપીએ છીએ.

બુદ્ધભગવાન્, ભિક્ષુ, ભિક્ષુણી, ઉપાસક, ઉપાસિકા આ બધાના ચરિત્રો પાલી સાહિત્યમાં બે ભાગમાં મળે છે: એક પૂર્વ જન્મનો અને બીજો બુદ્ધ સમકાલીન. બોધિસત્ત્વની ( બુદ્ધના પૂર્વજન્મની ) કથાઓ જેવી રીતે બૌદ્ધ ચિત્રકલામાં પરિણામ પામી છે તેવી રીતે ભિક્ષુ વગેરેના પૂર્વજન્મની કથાઓ પામી નથી. અને આ કારણથી આ કથાઓ ગૌણ સમજવી જોઇએ. પરંતુ તેઓની બુદ્ધસમકાલીન કથાઓનું ઐતિહાસિક દૃષ્ટિએ બહુ જ મહત્ત્વ છે; આથી તેનું નિરૂપણ કરતી વખતે અર્થમાં ફેરફાર કરવો અથવા તેમાં વિપર્યાસ થવા દેવો ઇષ્ટ નથી. પ્રો. ભાગવતના પુસ્તકમાં આવા દોષસ્થાનો બહુ જ રહેલાં છે. તેમાંથી કેટલાંક અમે અહીંઆં રજુ કરીએ છીએ.

પૃ ૧૩ "રોહિણી નદીના તીર ઉપર શાકય અને કોલિયોનો જે કલહવિવાદ થયો" ઇત્યાદિ વાકય મૂળ અર્થને અવલમ્બીને નથી. મનોરથપૂરણીના[૧] વાકયનો એવો અર્થ છે કે રોહિણી નદીના તીરે કલહવિવાદસૂત્રના ઉપદેશ પછી ( **कलहविवादसुत्तपरियोसाने** ) જે ૫૦૦ યુવાનો ઘર છોડી ભિક્ષુ થવા તેઓની સ્ત્રીઓ મહાપ્રજાપતિ ગોતમી પાસે ગઇ અને એકમતે તેને પોતાની અગ્રેસર કરી પ્રવ્રજ્યાની ઇચ્છાથી શાસ્તા પાસે ( બુદ્ધનીપાસે ) આવી." પ્રો. ભાગવતના મતે શાકયોની મારામારીનું પરિણામ ગોતમીના મન ઉપર થયું અને તેણે ભિક્ષુણી થવાનો નિશ્ચય કર્યો. પરંતુ મૂળ વાત એવી છે કે શાકય કોલિયો વચ્ચે નદીના પાણી

---

૧. મનોરથપૂરણીની એક સીઆમી અને બીજી સિંહલી એવી બે આવૃત્તિઓ ઉપલબ્ધ છે. અહીંઆં બધા પાઠ સિંહલીમાંથી જ લીધા છે. એથી પૃષ્ઠાંક પણ તે જ પ્રતિના સમજવા. આ પ્રતિ ધર્મારામ મહાસ્થવિરે શુદ્ધ કરી છે અને સત્યસમુચ્ચય છાપખાનામાં છાપી છે.

માટે મોટી મારામારી થવાની હતી, તે બુદ્ધે પોતાના ઉપદેશથી ટાળી. ( જુઓ ધમ્મપદ-અટ્ઠકથા. P. T. S. Vol III. p 254–257. )

પૃ. ૨૦. " બિંબિસાર રાજા એટલે કોશલોનો માયાળુ રાજા " કોશલ દેશનો રાજા પસેનદિ ( પ્રસેનજિત્ ) હતો, અને બિંબિસાર મગધદેશનો રાજા હતો એ બાબત પ્રો. ભાગવત કેવી રીતે વિસરી ગયા એ સમજાતું નથી !

પૃ. ૫૦ " બીજે દિવસે સાંજરે શ્રાવસ્તીથી જતાં એક મોટા રસ્તા ઉપરથી એક હાથણી વેગથી જતી હતી " વગેરે. મૂળમાં " **अनुच्छविकं हत्थसारं गहेत्वा** એવું વાક્ય છે. તેનો અર્થ, બરાબર હાથમાં લઇ જવાય એવી સંપત્તિ લઇને, એવો થવો જોઇએ. હત્થ અને હત્થી એ શબ્દો લગભગ સરખા હોવાથી આવો ગોટાળો થયો હશે.

પૃ. ૬૩. " સતીનો સાત્વિક કોપ ઉત્પન્ન થયો " —આને મૂળમાં આધાર નથી. તે જ પ્રમાણે ૬૬ મા પાના ઉપર " આયુષ્મન્ વિશાખ, આપણી જ્ઞાનેન્દ્રિયને અગોચર " વગેરે મજકૂર મૂળને છોડીને લખાયો છે. ' **अच्चसरावुसो विसाख पञ्हं** " વગેરે મનોરથપૂરણીમાંનો ( પૃ. ૨૧૭ ) મજકૂર ચૂળવેદલ્લસુત્તમાંથી લીધો છે, અને તેનો અર્થ આ પ્રમાણે છે ' વિશાખ, તેં પ્રશ્નોનો અતિરેક કર્યો ( કારણ નિર્વાણ સમાન બીજો પદાર્થ કયો એવો પ્રશ્ન તેં પૂછ્યો ) બ્રહ્મચર્યનું પર્યવસાન નિર્વાણમાં થાય છે. ( અર્થાત્ તેના જેવો બીજો પદાર્થ નથી. ) તારી ઇચ્છા હોય તો આ વાત તું ભગવંતને પૂછ.

પૃ. ૧૦૦. " તાલપર્ણના ચીપિયા વડે તેના કેશનું લોચન કરી " ઇત્યાદિ. "**ताळट्ठिना केसे लुञ्चित्वा.**" (તાડફળના ઠળીઆથી કેશનો લોચ કરીને ) એવું મૂળ વાક્ય છે.

પૃ. ૧૦૫. ઉપર જે ભદ્રાકાપિલાનીની વાત આપી છે તે મૂળને તદ્દન છોડીને છે. મૂળ વાતનો સારાંશ આ પ્રમાણે છે. કશ્યપે વીસ વર્ષની ઉમ્મરે લગ્ન કરવું એવી હઠ તેના માબાપે કરી ( તે વખતે ભદ્રા કાપિલાનીની ઉમ્મર સોળ વર્ષની હતી ) ' આપની હયાતિમાં ગૃહસ્થાશ્રમમાં રહીશ અને પછી સંન્યાસી થઇશ ' એવું તેણે વડીલોને કહ્યું અને લગ્ન કરવાની ના પાડી. પણ તેટલાથી તેના વડીલો સમજ્યા નહિ. છેવટે પોતાની માને સમજાવવા માટે તેણે ૧૦૦૦ સોના નાણાં ખર્ચી એક સુંદર સ્ત્રીમૂર્તિ કરાવી અને પોતાની માને કહ્યું. ' મા, આના જેવી સ્ત્રી મળશે તો લગ્ન કરીશ. બીજી સાથે કરીશ નહિ. ' તેની માએ આઠ બ્રાહ્મણોને આવી કન્યાની શોધ કરવા માટે મોકલ્યા. તે મદ્ર દેશમાં સાગલ નગરમાં આવ્યા. ત્યાં ભદ્રાકાપિલાનીને જોઇને ' આ કન્યા સુવર્ણ પ્રતિમા પ્રમાણે છે ' એમ તેઓએ કપિલ બ્રાહ્મણને ( કાશ્યપના પિતાને ) લખી મોકલાવ્યું; આ ખબર કાશ્યપને મળી કે તરત જ તેણે ભદ્રાને લખ્યું કે ' હું તરત જ પરિવ્રાજક થનાર છું. તેથી મારી સાથે લગ્ન ન કરતાં તું યોગ્ય પતિ પરણે એ ઠીક. ' અહિંયાં ભદ્રાએ પણ કાશ્યપને આ અર્થનો પત્ર લખ્યો: ' મારો પરિવ્રાજિકા થવાનો વિચાર છે તેથી આપ બીજી યોગ્ય પત્ની પરણો. ' આ બન્ને કાગળો રસ્તામાં તેઓના મુરબ્બીઓના હાથમાં આવ્યા

અને તેઓએ તે કાઢી નાખ્યા. અને બીજા યોગ્ય કાગળો લખી અહીંથી તહીં અને તહીંથી અહીં મોકલ્યા. આ પ્રમાણે તેઓની ઇચ્છા વિરુદ્ધ તેઓનાં લગ્ન થયાં. શયનગૃહમાં તે બન્ને એક પથારી ઉપર સુતાં ખરા પરંતુ વચમાં ફુલની બે માળાઓ મુકતાં; અને જેની બાજુની માળા ચીમળાય તેના મનમાં કામવિકાર થયો એમ સમજવું એવો એમનો સંકેત હતો. માળા ચીમળાય નહિ અને એક બીજાના શરીરનો સંબંધ થાય નહિ એ માટે તે બન્ને મોટી સાવધાનતાથી વર્તતાં હતાં. આ પ્રમાણે તેઓ પોતાના માબાપની હયાતિમાં કાળ કાઢી તેઓના મરણ પછી કાશ્યપે ભિક્ષુસંઘમાં અને કાપિલાનીએ ભિક્ષુણી સંઘમાં પ્રવેશ કર્યો. બ્રાહ્મણવર્ગમાં બ્રહ્મચર્યનું કેટલું મહત્ત્વ હતું એના થોડીક માહિતી આ વાત ઉપરથી મળે છે. પ્રો. ભાગવતે આ વાત જો આખી આપી હોત તો ઘણુંજ સારૂં થાત.

આ ઉપરાંત આ પુસ્તકમાં નાની મોટી બીજી કેટલીક ભૂલો રહી ગઈ છે. '**कचाना**' શબ્દનું '**काञ्चना**' રૂપ શી રીતે થયું એ સમજાતું નથી. '**कात्यायन**' શબ્દનું '**कचानो**' થાય છે. તેથી '**कात्यायनो**' શબ્દનું '**कचाना**' થવું વધારે સંભવનીય છે. **धुरविहार (अग्रविहार)** નું ભાષાંતર ધ્રુવ-વિહાર એવું કર્યું છે. આ ભૂલો બતાવવાનો હેતુ પ્રો. ભાગવતનો ઉત્સાહભંગ કરવાનો નથી પણ ઉત્સાહવૃદ્ધિ કરવાનો છે. આ પછી તેઓ જે કામ હાથમાં લેશે તે વધારે મહેનત અને ઉત્સાહથી પાર પાડશે એવી આશા છે.

**ओ वदेय्यानु सासेय्य असब्भा च निवारये**
*सतं हि सो पियो होति असतं होति अप्पियो ॥* ધમ્મપદ.

કોસમ્બી.

*The Political Institutions and Theories of The Hindus: A Study in Comparative Politics.* by Benoy Kumar Sarkar.[1]

આ વિચક્ષણ લેખકના આ પુસ્તકમાં એટલા નવીન વિચારો અને નવાં દૃષ્ટિબિન્દુઓ અમને જણાયાં છે કે અમારા સ્વાધ્યાયમાં તેનો ટુંકો સાર આપવો જ અમે યોગ્ય ધારીએ છીએ. પૂર્વ અને પશ્ચિમના ઇતિહાસ વિષે બંધાએલા અનેક મતો તેનાથી છુટી જઈ ઇતિહાસના અભ્યાસી અને સંશોધકને વિચાર કરવાના નવા માર્ગો મળશે એમ અમે માનીએ છીએ.

## પ્રકરણ ૧ લું.

### હિન્દુઓની ઇતિહાસસામગ્રીથી થતો તુલનાત્મક રાજનીતિવિચાર.

જગત્ વેગથી ચાલે છે. રાજા, રાષ્ટ્ર અને પ્રજાસત્તાના વિચારો મહાન વિગ્રહ પછી અસ્તવ્યસ્ત થઇ ગયા છે. પ્રતિનિધિ-સંસ્થાને બદલે પ્રજામત-સંસ્થા પાછી આગળ આવતી જાય છે. રાજકીય સ્થિતિમાં આ એક મહાન યુગાન્તર છે. તેમ છતાં પૌર્વાત્ય પ્રાચ્યવિદ્યા હજુ બાળપણમાં જ રહેલી છે.

૧. "હિન્દુઓની રાજકીય સંસ્થાઓ અને રાજ્ય સંબંધી વિચારોઃ રાજનીતિનું તુલનાત્મક અધ્યયન" કર્તા વિનય કુમાર સરકાર.

તો પણ પ્રાચીન પૂર્વ વિષે ફાવે તેવા અભિપ્રાયો બાંધી દેવાનો જમાનો ગયો છે. પૂર્વના નેપોલીઅનો અને મહાન ફ્રેડરિકોનો ઇતિહાસ છતો થયો છે. હિંદુ શહેનશાહતના બિસમાર્ક કૌટિલ્યનું અર્થશાસ્ત્ર હાથ લાગ્યું છે: અને ચિકિત્સક અને મીમાંસક દ્રષ્ટિથી બધાનો વિચાર કરી શકાય એટલી સામગ્રી ભેગી થઇ ગઈ છે.

આ અભ્યાસને તુલનાત્મક શબ્દ જોડી દીધો છે પણ એ ખરો છે. તુલના એ એક વિચારપદ્ધતિ છે. અને ચોક્કસ રીતે તેનું નિરૂપણ ન કર્યું હોય તો ભૂલાવામાં નાખે એવી છે. અત્યારે બન્યું છે એવું કે પશ્ચિમમાં તેજસ્વી પ્રકાશયુગ ચાલે છે ત્યારે પૂર્વમાં ઘોર અંધકારયુગ ચાલે છે. અધૂરામાં પૂરૂં પૂર્વમાં જાપાન ઝળક્યું ને પણ પશ્ચિમથી તેજ લાવીને. એટલે પૂર્વ પશ્ચિમથી હલકું છે એ ઇતિહાસનો સિદ્ધાન્ત ગણાઇ ગયો છે. આ સ્થિતિમાં પશ્ચિમની વિજયી પ્રજાઓના વિદ્વાનો પરતંત્ર પ્રજાઓનાં વિજ્ઞાન, હુન્નર, ઉદ્યોગ, રાજતંત્ર, કલા, ફલસુફીની વાસ્તવિક કિંમત આંકી શકે એમ રહ્યું નથી. તેથી જ ખરી તુલનાત્મક પદ્ધતિ હજુ વિકાસ પામી શકી નથી. માણસની સ્મરણશક્તિ ઘણી ટૂંકી લાગે છે; નહિ તો પાશ્ચાત્ય વિદ્વાનો એટલું પણ ન સમજી શકે કે તેમની ઘણીખરી વૈજ્ઞાનિક શોધો છેલ્લાં પચીસ કે પચાસ વર્ષની છે-કોઇક જ સો વરસ પહેલાંની છે અને એ સર્વ પોતાનાં કરી લેતાં જાપાનને ફક્ત ૨૫ વરસ લાગ્યાં!

રાજકારણ વિષે વિચાર કરતાં આધુનિક યુરોપ અમેરિકા ૧૮૬૬-૧૮૭૦થી જ શરુ થાય છે. મૅઝિની અને બિસમાર્ક પહેલાં રાષ્ટ્રભાવના નહિ જેવી જ હતી. કાર્લમાર્ક્સ પહેલાં મજૂરીનું ગૌરવ સમજાયું નહોતું. અને ખાસ કરીને યુરોપખંડમાં તો પ્રજાસત્તા નામની પણ નહોતી, નહોતી પ્રજાકીય અસ્મિતા કે નહોતી પ્રજાના હકની ભાવના. તો તે પહેલાંના કાળની તો વાત જ શી કરવી ?

જ્ઞાત ઉપરથી અજ્ઞાતમાં જવું તે શાસ્ત્રીય પદ્ધતિ છે. તુલનાત્મક સમાજશાસ્ત્રના અભ્યાસીએ પ્રથમ યુરોપની જુલ્મજહાંગીરીના ઇતિહાસથી વાકેફ થઇને પછી એશિયાના રાજકારણનો અભ્યાસ શરુ કરવો જોઇએ. એ પ્રમાણે અભ્યાસ કરતાં માલુમ પડે છે કે પૂર્વ અને પશ્ચિમની આગળ એક જ પ્રશ્નો ઉપસ્થિત થયા હતા, પશ્ચિમની એવી એક પણ સંસ્થા નથી જેનો જોટો પૂર્વમાં ન મળે અને પૂર્વની એવી એક પણ નિર્બળતા નથી જે પશ્ચિમે ન અનુભવી હોય. અભ્યાસીઓએ કરવાનું છે તે એ છે કે (૧) આજની જે સ્થિતિમાં પોતે રહેતા હોય તેથી બુદ્ધિને અલગ કરવી જોઇએ (૨) એશિયાની વાસ્તવિક હકીકત અને એશિયામાં થયેલો રાજકીય વિકાસ અને તે ઉપરની મીમાંસામાં નિષ્ણાત હોવું જોઇએ અને (૩) પશ્ચિમના રાજકારણને અને પૂર્વના રાજકારણને, યુગેયુગ, દેશેદેશ, અને મુદ્દેમુદ્દો લઇ એક નજરે જોવાં જોઇએ. પણ છેલ્લાં સોએક વરસોની "શ્રેષ્ઠ પ્રજાઓ"એ, એશિયાનું રાજકારણ એટલે અર્ધસંસ્કૃત જાતિ-જીવનની તવારીખ, અને પૂર્વનું રાજકારણ એટલે પારલૌકિક વિચારો ઉપર બંધાએલા તર્કો એવો એક ગ્રહ, એક ભૂત, સમાજશાસ્ત્રના પ્રદેશમાં ભમતું કર્યું છે. પ્રાચીન અને મધ્ય ઇતિહાસમાં તો યુરોપીયો નહિ પણ મિસર, આસીરિયા, ઈરાન, મુસલમાન અને મોગલ તાતાર પ્રજાઓ "શ્રેષ્ઠ પ્રજાઓ" હતી એ વાત તેઓ ભૂલી જાય છે. વીએનાના બીજા ઘેરાના સમય સુધી એટલે ૧૬૯૯ સુધી તો એશિયા ચઢાઈ કરતું અને યુરોપ રક્ષણ કરતું.

બીજી બાજુ તેથી ઉલટું પૂર્વના વિદ્વાનો પ્રજાસ્વાતન્ત્ર્યની દરેક આધુનિક માન્યતા કૉનફ્યુશિયસ અને મનુના ઉપદેશોમાં છે એમ આગ્રહ કરે છે. આ બન્ને આગ્રહો ખોટા છે. ન્યાય અને શાસ્ત્રીયતાની ખાતર એશિયા અને યુરોપ બંનેને સમાન સ્થિતિમાં જ જોખી જોવા જોઇએ. અને આ પદ્ધતિ પ્રમાણે પેરિક્લિસથી માંડીને ડૅન્ટીના સમયનું સમકાલીન હિન્દુ રાજકારણ આપણે તપાસીશું.

## પ્રકરણ ૨ જું.

### હિન્દુઓના રાજકારણનો વિકાસ

આધુનિક વિચારકો અને ખાસ કરીને અમેરિકનોમાં પ્રજાસત્તાના વિચારો એટલા ઊંડા છે કે પશ્ચિમમાં પણ રાજ્યનું સ્વાભાવિક ધોરણ તે રાજાની સંસ્થા જ હતું એ તેઓ સમજી શકતા નથી. યુનાઇટેડ સ્ટેટ્સમાં પ્રજાને બ્રિટિશ રાજાની સામે થવું પડ્યું, તેમાં પ્રજા છતી, પ્રજામાં કોઈ રાજબીજ નહોતું અને ૧૭૮૨માં વૉશિંગટને "લોકોના સખેદાશ્ચર્ય સાથે" રાજમુકુટ ધારણ કરવાની ના પાડી એ વિષમસ્થિતિમાં પ્રજાને એક કરવાને માટે પ્રજાતંત્ર રચાયું. આખા યુરોપના ઇતિહાસમાં પ્રજાસત્તાકતંત્ર એ ઇતિહાસનો અકસ્માત માત્ર છે. અને પ્રજાસ્વાતંત્ર્યની ઘોષણા કરનાર ખુદ મૅઝિનીના દેશમાં હજી રાજાની સત્તા ચાલે છે.

પૂર્વનાં રાજતંત્રો વિષે પ્રથમ એ સમજવું જોઇએ કે હિન્દુ રાજ્યો વ્યાવહારિક વિષયોમાં જ સત્તા ભોગવતાં. પારમાર્થિક અને વ્યાવહારિક સત્તાઓનો તેમાં કદી ગોટાળો થયો નથી. ધર્મને નામે કોઇ બીજી સત્તાનો તેમાં પગપેસારો નહોતો. મહાન અશોક, હર્ષવર્ધન અને ધર્મપાલનાં રાજ્યોમાં પણ રાજાઓની ધાર્મિક માન્યતાઓ ખાતર વ્યવહારને હાનિ પહોંચવા દીધી નહોતી. પશ્ચિમમાં વ્યાવહારિક અને પારમાર્થિક સત્તાઓના ગોટાળાને લીધે જે અનવસ્થા અને જુલમો થયા છે તેને માટે અહીં પ્રસંગ નહોતો. ઇંગ્લંડમાં Church ( સંપ્રદાયસત્તા ) ને મળતું હિન્દુ બૌદ્ધ જૈન કે મુસલમાની ધર્મોમાં કશું નથી.

હિન્દુરાજ્યના ઇતિહાસમાં પ્રથમ મૌર્યયુગ (ઇ. પૂ. ૩૨૩–ઇ. પૂ. ૧૮૫) આવે છે. તેની રાજધાની પાટલીપુત્ર, હાલના બાંકીપુરની જગાએ પૂર્વહિંદુસ્તાનમાં ગંગાકિનારે હતી. હાલના અફઘાનિસ્તાન, બલુચિસ્તાન, ઉત્તરહિંદ, અને દક્ષિણહિન્દ સુધી તેના રાજ્યનો વિસ્તાર હતો. પશ્ચિમની રોમન શહેનશાહત આ સમય પછી પાંચસો વર્ષે સ્થપાઇ હતી.

આ યુગમાં જ માત્ર આખા હિન્દ ઉપર એક જ હકૂમત હતી. આ પછીના સમુદ્રગુપ્તના દિગ્વિજય પછી અથવા રાષ્ટ્રકૂટોની ઉત્તરહિન્દમાં સત્તા વિસ્તરી હતી ત્યારે પણ હકૂમત એક નહોતી. યુરોપમાં બાઇઝન્ટાઇન સામ્રાજ્યના પૂર્વ અને પશ્ચિમ વિભાગમાં પણ આ જ પ્રમાણે અનેક હકૂમતો ચાલતી.

આ મૌર્યો પછી શુંગોનું સાર્વભૌમ રાજ્ય સ્થપાયું જેમણે મિનૅન્ડરને સખ્ત હાર ખવરાવી. ( ઇ. સ. પૂ. ૧૮૩–૬૩ ) પછી દક્ષિણમાં આન્ધ્રોનું રાજ્ય સ્થપાયું ( ઇ. સ.

પૂ. ૨૪૦-ઈ. સ. ૨૫૦ ) તેમને પશ્ચિમએશિયા, ગ્રીસ, રોમ, ઈજિપ્ત અને **ચીન** સાથે વેપાર સંબંધ હતો. ગૌતમીપુત્ર અને યજ્ઞશ્રી એ વંશના અતિ સાહસિક રાજાઓ હતા. તેમના સમકાલીન કુશાન પ્રતિસ્પર્ધીઓ પુરુષપુર ( હાલના પેશાવર ) માં રાજ્ય કરતા. આ કુશાન રાજ્યને **ચીન**ના હાન રાજ્ય સાથે અને રોમન રાજ્ય સાથે રાજકીય સંબંધ હતો. આ કુશાનોમાં સમર્થ કનિષ્કના સમયમાં ( ઈ. સ.–૧૨૩ ) હિન્દુસ્તાનની રાજકીય અને સાંસ્કૃતિક સત્તા મધ્ય એશિયા સુધી વિસ્તરી હતી. હાલનાં ખોદકામોથી "કાથેનાં રણખંડેરો" માંથી બૃહદ્ હિન્દનું દર્શન થાય છે.

કુશાનો પછીના શતકના ઉત્તરહિન્દ વિષે આપણે કશું જાણતા નથી. અને વિન્ધ્ય-પર્વતના દક્ષિણ ભાગનો ઇતિહાસ તો તે પછીના ત્રણ શતકો જેટલો હજી હારે પાને છે. પણ આ પછીના દૃશ્યમા ગંગાની ખીણમાં વિક્રમાદિત્ય ગુપ્તોનું રાજ્ય (ઇ. સ. ૩૨૦–૫૫૦) દેખાય છે. તેમની રાજધાની પાટલીપુત્ર જ હતી. તેમના સમયમાં હિન્દુસ્તાન સમસ્ત જગતનું પ્રભાવશાલી રાજ્ય હતું અને **ચીન**ના પુનરુજ્જીવનને ( ૬૧૮-૯૦૫ ) પણ તેજ ઉપકારક થયું હતું. આ ગુપ્તોના સમયમાં પશ્ચિમની રોમન શહેનશાહત તૂટતી હતી અને બીજી બાજુ કૉન્સ્ટન્ટાઇનથી જસ્ટિનિયન સુધીનું બાઇઝેન્ટાઇન રાજ્ય બંધાતું હતું. રઘુ-વંશના લેખક કાલિદાસનું સાહિત્યજીવન આ સમયનું જ છે.

આ ગુપ્તો પછી આન્ધ્ર-કુશાન જેવાં જ બે રાજ્યો સ્થપાયાં, ઉત્તરમાં વર્ધનોનું તેમાં મુખ્ય હર્ષવર્ધન હતો. અને દક્ષિણે **ચાલુક્યો**નું તેમાં મુખ્ય પુલકેશી હતો. હર્ષને **ચીન** સાથે અને પુલકેશીને ઈરાન સાથે રાજકીય વ્યવહાર હતો.

સાતમા અને આઠમા સૈકામાં હિન્દમાં, યૂરોપની પેઠે, અનેક નાનાં રાજ્યો સ્થપાયાં. આ માત્સ્યન્યાયથી છેવટે પાંચ મુખ્ય રાજ્યો થયાં. (૧) બંગાળામાં પાલ અને **સેન** રાજ્ય, (૨) રાજપૂત તરીકે પ્રસિદ્ધિ પામેલા ગુર્જર પ્રતીહારો. તેમનામાં **મિહિર ભોજે** દિગ્વિજય કરેલો હતો. (૩) **મહારાષ્ટ્ર**માં **રાષ્ટ્રકૂટો** પછી ચાલુક્યો થયા. તેમનામાં ત્રીજો ગોવિન્દ સાર્વભૌમ રાજા હતો. (૪) દક્ષિણહિન્દમાં **ચોલ**નું રાજ્ય. (૫) કાશ્મીરનું અલગ પડી ગયેલું રાજ્ય. ગુર્જર પ્રતીહારો ૧૧૧૪માં, બંગાળ ૧૨૦૦માં, દક્ષિણનાં રાજ્યો ૧૩૧૦માં અને કાશ્મીર ૧૩૩૯ માં મુસલમાનોને વશ થયું.

મુસલમાનોના આવ્યા પછી પણ હિન્દુ રાજ્યો છેક નષ્ટ થયાં નહોતાં. ચાર હિન્દુ રાજતંત્રો તો બહુ મોડે સુધી ટકી રહ્યાં હતાં. પૂર્વમાં દનુજમર્દન, મધ્યપશ્ચિમમાં રાજપૂતો દક્ષિણમાં વિજયનગર. અને ૧૭મા શતકના મધ્યમાં હિન્દના મહાન ફ્રેડરિક, શિવાજીએ હિન્દુઓની સ્વતંત્રતાનો દુર્ગ રચવા માંડ્યો.

આ હિન્દુ–મુસલમાન ખેંચતાણમાં હિન્દુસ્તાનનો કોઇપણ ભાગ "પરદેશી અમલ નીચે" ગયો નથી. દિલ્હીના સુલતાનો કે **મોગલ** પાદશાહોનો અમલ એ એક પ્રજાનો બીજી પ્રજા ઉપરનો અમલ નહોતો. **મોગલ** રાજ્ય તો **અકબર**, **શાહજહાન**, **ઔરંગઝેબ** જેવા વિશ્વવિખ્યાત શહેનશાહો માટે મશહૂર છે. તે સમયમાં લોકો સંપત્તિશાળી અને બુદ્ધિશાળી હતા. પૃથ્વીરાજ અને **મહેમ્મદઘોરી**થી **બાજીરાવ** અને **હૈદરઅલી**ના સમય સુધીમાં, યુરોપ જેટલા જ મહાન પુરુષો એશિયામાં પણ થયા છે.

ઉપર પ્રજાસત્તાક રાજ્યોની ગણના કરી નથી.

## સાર્વભૌમ રાજતન્ત્ર

ચીન કે જાપાનના ઇતિહાસમાં જે ઐક્ય અને સાતત્ય દેખાય છે તે હિન્દના ઇતિહાસમાં નથી. આપણે અહીં યુરોપની બાઇઝેન્ટાઇન શહેનશાહત જેવી જટિલતા અને ગૂંચવાડા છે. પશ્ચિમના વિદ્વાનો પોતાની "શ્રેષ્ઠતા" ના અભિમાનથી, પોતાની સંસ્થાઓ એક પછી એક પ્રસંગે ઉત્ક્રાન્ત થતી આવી છે એવા મતનો દુરાગ્રહ કરે છે. પણ નિષ્પક્ષપાતથી જોનારને સમજાશે કે લશ્કરી વ્યવસ્થાની નિર્બળતા, દેશવાત્સલ્યની ખોટ, પ્રજાકીય ઐકયનો અભાવ એ માત્ર હિન્દુસ્તાનમાં જ નહોતાં. તેમ જ યુક્તિપૂર્વક વિચાર કરતાં આખા જગતના ઇતિહાસમાં જણાતી આ નિર્બળતાનો ખુલાસો દક્ષિણનાં ગરમ 'હવાપાણી' કે હિન્દુઓની જાતિસંસ્થાથી થવાનો નથી.

ગ્રીસનાં હવાપાણી સમશીતોષ્ણ છે છતાં સિકંદરના સમકાલીન હિન્દુઓ કરતાં તેમનામાં કશી એવી સ્તુતિપાત્ર એકતા દેખાતી નથી. મૅસિડોનિઆના સોના અને હથિયાર આગળ એમનું ચારિત્ર ટકી શક્યું નથી. ચન્દ્રગુપ્ત અને પુષ્યમિત્રે સેલ્યુકસ અને મિનૅન્ડરને હાર ખવરાવી હતી. તેનું વીર્ય, "વિસ્તરતા એશિયાને" ગ્રીકોએ સેલેમિસ અને મેરેથોન આગળ અટકાવ્યા તેના વીર્ય કરતાં કોઈ રીતે ઉતરતું નથી. "અસંસ્કૃત" પ્રજાઓના ધસારા આગળ રોમન શહેનશાહત તૂટી ગઈ તેવી જ રીતે સિથિયનો તાર્તારો અને હુણોના ધસારા આગળ હિન્દુ પ્રજાઓ નિષ્ફળ નીવડી; ત્યારે રોમનોમાં જે લશ્કરી અશક્તિ, સામાજિક અવ્યવસ્થા એ નૈતિક સડો હતાં તે કરતાં હિન્દુઓમાં કશું વધારે નહોતું.

સાતમા અને આઠમા સૈકામાં સારસેન પ્રજાઓ સિસિલી, દક્ષિણ ઇટાલિ, સ્પેન, અને ફ્રાન્સના થોડા ભાગની ધણી થઈ પડી અને ભૂમધ્યસમુદ્રને એરિયાઇ સરોવર બનાવી દીધું તે વખતે ક્રિશ્ચનો, પોતામાં જાતિસંસ્થા નહોતી છતાં ગુર્જર પ્રતીહારો કરતાં વધારે સારી વ્યવસ્થા નથી બતાવી શક્યા. વળી એશિયાના મંગોલોનું વાવાઝોડું ૧૩મા સૈકામાં ધસી આવ્યું ત્યારે રશિયાના બરફમાં કસાયેલા યુરોપીઅનો પણ કાંઈ પણ શરીરબળ દાખવ્યા વિના ડગલે ડગલે પાછા જ હઠ્યા છે. વળી ૧૫ મા અને ૧૬ મા સૈકામાં બાલ્કન, ગ્રીસ, ઇટાલી અને સ્પેનના ક્રિશ્ચનોએ ઑટોમન રાજ્યની ચઢાઇઓ થતી હતી, છતાં અંદર અંદરની તકરારો ચલાવ્યા જ કરી છે. બૃહદ્ એશિયાના ધસારા સામે તેઓ એકસંપી ટકાવી કરી શક્યા નથી: અને એજ રીતે બૃહદ્ યુરોપના વિસ્તાર સામે ૧૮ મા સૈકામાં હિંદુમુસલમાનો એકસંપી કરી શક્યા નથી. આમાં હવાપાણીનો ફરક કે એવા કોઇ પણ કારણથી યુરોપ એશિયાનો તફાવત કલ્પવાની જરૂર ક્યાં છે?

હિન્દુ રાજતંત્રો સમજવા માટે એ પણ સમજવું જરૂરનું છે, કે યુરોપનાં રાજતંત્રો પ્રજાકીય સિદ્ધાન્તપર ઘડાએલાં નહોતાં, તેમ જ લાંબો વખત ટક્યાં પણ નથી. આ પ્રમાણે માત્ર શહેનશાહતોમાં જ નહિ, પણ આખા યુરોપમાં બન્યું છે. ફ્રાંક, ગોથ, સેક્સન, ડૅન, સ્વીડ વગેરે જુદી જુદી જાતોનો ઇતિહાસ જોતાં પણ હિન્દ જેટલી જ વિવિધતા, અસંગતતા, જટિલતા જણાય છે. ઇંગ્લંડ બેટ હોવાને લીધે અલગ રહી શક્યું છે છતાં તેમાં

સાત રાજતંત્રો થઇ ગયાં છે, એંગલ, સેક્સન, અને જ્યુટ, વેલ્સ, અને સ્કોચ એટલી જાતો છે, નોર્મન અને સ્કેન્ડિનેવિયનોના હુમલા થયા છે અને માત્સ્યન્યાય પ્રવર્ત્યો છે. તેની પછી ઘડાયેલું પ્રજાતંત્ર ફ્રાન્સનું છે પણ ત્યાં પણ રાજવિપ્લવ થયો ત્યાં સુધી તો જુદાં જુદાં ૩૬૦ ન્યાયતંત્રો હતાં. આજ સુધી ભાષા કે પ્રજાના ધોરણ ઉપર રાજતંત્રો બંધાયાં નથી. ૧૯૧૭–૧૮માં બોલશેવિક હીલચાલથી રુશિયા તૂટ્યું ત્યારે જ પૂર્વ યુરોપમાં આત્મનિર્ણય અને પ્રજાત્વના સિદ્ધાન્તો અમલમાં આવ્યા. પણ મધ્ય યુરોપમાં વરસેલની કોંગ્રેસના પ્રયત્ન છતાં હજુ સુધી તો યુરોપમાં આલ્સેસ-લોરેનોની સંખ્યામાં વધારો જ થયો છે.

યુરોપમાં રોમન શહેનશાહતને લીધે ઐક્ય થયું છે એમ બતાવવાના પ્રયત્નો થાય છે પણ એવું ઐક્ય કદી થયું નહોતું. અને એ રોમ જેવાં રાજ્યો આપણે અહીં પાટલીપુત્ર અને દિલ્હીની ગાદીએ અનેક થઇ ગયાં છે.

વસ્તી કે ક્ષેત્રફળની દૃષ્ટિએ જોતાં પણ યુરોપ કરતાં હિન્દમાં કદાપિ વધારે દુર્વ્યવસ્થા હતી એમ માનવાનું કારણ નથી. ઝારના વખતનું રૂશિયા બાદ કરતાં જેવડું યુરોપ રહે તેવડું હાલનું હિન્દુસ્તાન છે. એટલા ક્ષેત્રવાળા યુરોપમાં જે ઝગડા, વિગ્રહો, લડાઇઓ ખટપટો થઇ છે તેટલી હિંદમાં કે ચીનમાં જણાય તો તેથી કરીને હિંદની તવારીખ અંધકાર, કાપાકાપી, ખૂન, આંતરવિગ્રહો અને જંગલી હુમલાઓથી ભરેલી છે એમ શામાટે કહેવું? પાશ્ચમના ઇતિહાસકારોએ હજુ એક એક મુદ્દો લઇને સાબીત કરી આપવું જોઇએ કે યુરોપના રોમન કેથોલિક અને પ્રોટેસ્ટન્ટ વચ્ચેનાં ખૂનગાર યુદ્ધો હિંદનાં હિન્દુ–મુસલમાન વચ્ચેનાં યુદ્ધો કરતાં કોઇપણ રીતે ઉતરતાં હતાં.

પુરાતન ઇતિહાસ જોતાં તો રોમમાં અનેક રાજપુતળાં ગાદીએ આવી અલોપ થતાં તેવું આપણે હિન્દના ઇતિહાસમાં જોતા નથી. દરેક યુગનો કોઇને કોઈ સાર્વભૌમ, ચક્રવર્તી અથવા ચાતુરન્ત રાજા તો મળી આવે જ છે. આવાં રાજ્યોમાં વ્યવસ્થા ઘણી સારી રહેતી. આ રાજ્યો પણ લાંબાં ચાલ્યાં છે. કોઇ કોઈ વાર તો ત્રણ જ રાજાના અમલથી આખો સૈકો ભરાઇ ગયો છે. એક ગ્રન્થકારે કહ્યું છે કે “ રોમન શહેનશાહતમાં વિગ્રહો અને બંડો ચાલુ હતાં અને રહ્યા કરે છે. જેનસના મંદિરના દરવાજા ક્વચિત જ બંધ રહ્યા છે; રોમન શહેનશાહોની મોટી સંખ્યા કમોતે મૂઇ છે. રોમન શહેનશાહત સુલેહ કરતાં વિગ્રહોનીજ વધારે કારણભૂત બની છે.” આ અભિપ્રાય જાણ્યા પછી પશ્ચિમનો ઇતિહાસકાર ભાગ્યેજ પોતાના ઇતિહાસ માટે પોતાને અભિનંદન આપી શકે.

ક્ષેત્રફળમાં પણ કહી શકાય કે ઇ. સ. પૂ. ત્રીજા સૈકાના મૌર્ય રાજ્ય જેવડું પશ્ચિમમાં માત્ર એક જ વાર રાજ્ય સ્થપાઈ શક્યું છે અને તે ઈ. સ. બીજા અને ત્રીજા સૈકાનું સત્તાની ટોચે પહોંચેલું રોમન રાજ્ય છે. મૌર્યોથી ઉતરતા પાંચમા સૈકાના ગુપ્ત રાજ્ય, સાતમાના વર્ધનરાજ્ય, અને ૧૧માના ચોલ રાજ્યની હરીફાઇ શાલમેનનું રાજ્ય કે સ્પેઇનના પાંચમા ચાર્લ્સનાં ઊડઝૂડ ભેગાં કરેલાં રાજ્યો કે નેપોલિયનનાં ક્ષણજીવી વિજયો ભાગ્યે જ કરી શકે.

દેશનું ઐક્ય હોવાનો દાવો યુરોપ તેમ જ હિન્દ બંને માટે ખોટો છે. માત્સ્યન્યાય બંધે એક સરખો જ પ્રવર્ત્યો છે.

# ભાગ ૧ લો.

## હિન્દુઓનું બંધારણ

## પ્રકરણ ૩ જું.

### રાજ્યવ્યવસ્થામાં હિન્દુઓએ મેળવેલી સિદ્ધિ.

આધુનિક કાયદા એ પાયા પર આધાર રાખે છે. પ્રથમ એ કે વ્યક્તિને કુટુંબ, ગામ કે કોઈ સંસ્થાથી સ્વતંત્ર હકો હોય છે બીજું એ કે સ્ત્રીને હાલનાં કાયદામાં સ્વતંત્ર સ્થાન છે. યુરોપમાં અને ખાસ કરીને અમેરિકામાં સ્ત્રીને જે સ્વતંત્ર સ્થાન કાયદામાં મળેલું છે તે મુખ્યત્વે હાલની ઔદ્યોગિક સ્થિતિ, તેને લીધે થતી મજુરીની હેરફેર અને હરીફાઇની સ્વતંત્રતાને આભારી છે. પણ તે પહેલાંની જૂની યુરોપની સ્થિતિ જોતાં કહેવું જોઇએ કે હિન્દુઓએ ઘણા જૂના કાળથી મિલકત અને સ્ત્રીધન સંબંધી આધુનિક વિચારો અમલમાં મૂક્યા છે. હિન્દુઓમાં માથાદીઠ ભાગ પડવાને બદલે પેઢી પ્રમાણે ભાગ પડે છે તે સંસ્કૃતિની પ્રગતિ બતાવે છે અને સ્ત્રીધનના હકો હિન્દના જેટલા પ્રાચીન કાળમાં બીજે ક્યાંય સ્વીકારાયા નથી.

સંઘશક્તિ અને સંઘવ્યવસ્થા શક્તિ પણ હિન્દે બહુ પ્રાચીન સમયથી દેખાડી છે. પ્રાચીન ઇતિહાસમાં બુદ્ધના કાળથી જ સંઘ જાણીતો થયો છે. આ સંઘ સામાન્ય પદ છે. કેટલાએક સંઘો પૂગ તરીખે ઓળખાતા તેમાં અનેક જાતિના લોકો ઉદ્યોગ કે લાભને અર્થે મળતા લૂંટફાટ મારફાડ જેવું કામ કરનારા સંઘો ઉત્સેધજીવી ગણાતા. જેનો છેલ્લો એક દાખલો બંકિમચન્દ્રના "આનંદમઠ"માં છે. બીજા લડાઈ કરનારા આયુધજીવી સંઘો ગણાતા. કૌટિલ્ય ધંધો અને લડાઈ કરનારા સંઘો ગણાવે છે. પછીથી આ અર્થમાં 'સમૂહ' અને 'ગણ' શબ્દો રૂઢ થયા.

ધર્માદા સંસ્થાઓ જોતાં યુરોપમાં કૉન્સ્ટન્ટાઇન બાદશાહ (૩૦૬–૩૩૭) ના વખતમાં પહેલાં દવાખાનાં થયાં છે ત્યારે હિંદમાં અશોકે ઢોર અને માણસ બન્નેને માટે સંસ્થાઓ ઉઘાડી હતી. અમીર, ઉમરાવ અને શ્રીમંતોએ પણ આવી સંસ્થાઓ ઉઘાડ્યાનું વર્ણન ચીનાઇ મુસાફર ફાહીઆન કરે છે.

શિક્ષણ અને વિજ્ઞાનમાં શોધ કરવા માટે પરિષદો ભરાતી. વિદ્યાને માટે નાલન્દાનું વિદ્યાપીઠ મશહૂર છે. નરસિંહગુપ્ત બાલાદિત્યના સમયમાં (૪૬૯–૪૭૩) અહીં ૩૦૦૦થી વધારે વિદ્યાર્થીઓ ભણતા અને તેમનો સઘળો ખર્ચ સંસ્થા ઉપાડતી. અફઘાનીસ્તાનનો વિદ્વાન વીરદેવ અહીં કુલનાયક થયો હતો. બંગાળાના દેવપાળ સાર્વભૌમ નીચે આ વિદ્યાપીઠ ૫૦૦ થી ૧૨૦૦ સુધી ચાલ્યું. આ વિદ્યાપીઠને ભેટ થયેલી મીલકતની અત્યારની ઑક્સફર્ડ કેમ્બ્રીજની સંસ્થાઓ પણ અદેખાઈ કરે.

મદુરાના તામિલોની પરિષદોને 'સંગમ' કહેતા. ત્રીજો સંગમ બીજા સૈકામાં થયો

હતો. આવા સંગમોનું મુખ્ય કામ ખરાબ સાહિત્ય બંધ કરવું, સારાની કદર કરવી વગેરે હતું. આ કામ ૧૫ મા સૈકામાં ફ્રાન્સ હાથ ધરી શક્યું હતું. આવા સંગમોમાં પરદેશી કવિઓની પણ કદર થતી. આવી પરિષદો સાહિત્યસંગ્રહનું કામ પણ કરતી. સંહિતા શબ્દ કદાચ આને લીધે જ રૂઢ થયો હશે. ધાર્મિક અને આધ્યાત્મિક બાબતોમાં પણ લાખો સભાસદો અને કરોડો પ્રેક્ષકોના કુંભમેળા એ જ સંઘશક્તિના અપ્રતિમ દાખલા છે. આવી જાહેર સંસ્થાઓની દેખરેખ પણ સમાજ જ રાખતો.

વિહારો, મઠો વગેરેની વ્યવસ્થા પણ સમૂહથી જ થતી. તેમનામાં ચુંટણી, કોરમ વગેરેથી કામ કરવાની રીત ચોક્કસ હતી. આ નિયમો શાકય બુદ્ધને લીધે ધાર્મિક સંઘોમાં આવ્યા છે. બુદ્ધ પોતે શાકય ગણરાજ્યના એક સભ્ય હતા અને તેમણે રાજ્યના નિયમો સંઘમાં દાખલ કર્યા છે. કોરમ વિનાના સંઘને અપૂર્ણ કહેતા. પછીથી અનુમિતિ મેળવી લેવાની શરતે પણ અપૂર્ણ સંઘનો ઠરાવ બંધનકારક નથી એમ એકવાર વાંધો પડતાં ઉપરી સત્તાએ ઠરાવેલું છે. મતભેદ પડે ત્યારે ઉપરી સત્તા જ્યુરીથી ઠરાવ કરતી. મત આપવાને માટે જૂદા જૂદા રંગની શલાકાઓ–શળીઓ વપરાતી. બહુમતિથી કામ થતું. આ રિવાજો માત્ર ધર્મસંસ્થાના નહિ પણ વ્યવહારના હતા.

ભરવાડો, કામદારો વગેરેની શ્રેણિઓ બંધાએલી હતી. શ્રેણિઓ જૂદી રહેતી, કોઈ વાર હજાર કુટુંબોનાં આખાં ગામો જૂદાં વસતાં. તેમને માટે કાયદો જૂદો હતો. તેમનામાં એક શ્રેણિમુખ્ય હતો. શ્રેણિઓ સમય કરી શકતી; તેમનું પ્રતિનિધિત્વ અમુકને અપાતું. શ્રેણિના માણસ તરીકે આપેલી મિલકત મજમુ ભંડોળમાં પડતી, એમ ન કરે તેને ૧૧ ગણી ગુન્હેગારી આપવી પડતી. શ્રેણિઓના સમયો દરેકને બંધનકારક હતા. ખરચ મજીઆરૂં હતું. સર્વની સંમતિથી નવા સભ્યો ઉમેરી શકાતા. શ્રેણિઓ પોતાના હકો માટે બહુ જ ચડસુલી હતી. શ્રેણિમુખ્ય સર્વ રાજદરબારી કામમાં પ્રતિનિધિ તરીકે હાજર રહેતો. રામાયણમાં શ્રેણિમુખ્યને રાજાને અભિષેક કરવાનો હક છે એવો ઉલ્લેખ છે. સમાજમાં શ્રેણિઓની ઘણી સત્તા અને અસર હતી.

શ્રેણિઓના કાયદા જૂદા હતા. કામદારોને પંચથી દાવા ચુકવવાની સત્તા હતી. તેઓ નવા કાયદા ઘડી પણ શકતા. તેના પર અપીલ થયે રાજાની અદાલતો પણ તે કાયદા પ્રમાણે જ ન્યાય આપતી. શ્રેણસભા રાજાથી નિરપેક્ષ સજાઓ કરી શકતી.

સાર્વભૌમોની ફરતી સત્તાથી આમાં વિક્ષેપો આવતા હશે પણ તેના પુરાવો કંઇ મળતો નથી.

## પ્રકરણ ૪.

## હિન્દુઓનો જાહેર કાયદો.

રાજકીય બંધારણોમાં મુખ્ય ત્રણ પ્રકારનાં બંધારણો મળે છે. ગ્રામ્ય જે પછીથી ગામ પંચાયત કહેવાયાં. બીજાં નગર સંબંધી જે હાલની મ્યુનીસીપાલીટીને મળતાં છે. અને ત્રીજાં પ્રજાકીય, નાગરિક સંસ્થાઓ યુગ, ગણ, નિગમના નામોથી ઓળખાતી. નિગમ શબ્દ

નાશિકના લેખમાં છે. પ્રજાકીય સર્વોપરી સભાને માત્ર સભા જ કહેતા. તેને મન્ત્રિપરિષદ્ પણ કહેલી છે. તેને કાયદા ઘડવાની તેમ જ કારોબારી અને ન્યાયની પણ સત્તા હતી.

લોક સંસ્થાઓ વેદ કાળની છે. વેદ કાળમાં પણ રાજા હતો પણ તે આવી સંસ્થાઓનો કાયમી કારોબારી ઉપરી હતો. તે વખતે રાજ્ય અને સંસ્થા એક જ હતાં તેથી સ્થાનિક અને કેન્દ્ર સત્તાઓનો ભેદ નહોતો. આવી સંસ્થાઓમાં રહી લોકોએ સંથાગાર, આરામ, હોજ રસ્તાઓ સુદ્ધાં સહકારથી કર્યાં છે એવું જાતકોમાં વર્ણન છે. સ્ત્રીઓ પણ આમાં ભાગ લેતી. મૌર્યકાલ પહેલાંની આ સ્થિતિ છે.

સ્થાનિક અને ગ્રામ્ય પંચાયતોનું સારૂં વર્ણન દક્ષિણહિન્દ અને લંકાના ૯ થી ૧૩ મા સૈકાના ઇતિહાસમાં મળે છે. આખા ગામની એક સમગ્ર પંચાયત મળતી અને તે બાગ, તળાવ, સોનું, ન્યાય વગેરે ખાતાં માટે પેટા પંચાયતો નીમતી. તે ઉપરાંત પંચવરતી સમિતિ નીમાતી તે કદાચ બંધાપર દેખરેખ રાખતી હશે અથવાં કોઇ ખાસ કર લેતી હશે.

ચોલ રાજ્યની સ્થાનિક સંસ્થાનો દરેક સભ્ય ૩૦ ઉપરની અને ૭૫ નીચેની ઉમ્મરનો જોઇએ. તેની પાસે સવા એકર જમીન અથવા પોતાની જમીન ઉપરનું ઘર હોવું જોઈએ. જેમણે બરાબર કામ કર્યું ન હોય કે અમુક પાતકો કર્યાં હોય તે નાલાયક ગણાતા. સમિતિમાં ત્રણ વાર આવ્યા પછી ફરીવાર આવી શકાતું નહિ.

નીમણૂકો વાર્ષિક હતી. અને તે એક પ્રકારની ચુંટણી અને લોટરીથી થતી. તેમની પસંદગી કરવાની પદ્ધતિ એક પ્રકારનું જાહેર શિક્ષણ હતું. સ્ત્રીઓ ચુંટાયાના દાખલા મળી આવ્યા છે.

આ સંસ્થાઓ ન્યાય આપતી, ગુન્હાની તપાસ કરી સજા કરતી, તથા તળાવ અને પાણીની વ્યવસ્થા કરતી. આ ગ્રામ્ય સંસ્થાઓ બધી જમીનની માલિક હતી. નવી જમીન પણ તેનીજ થતી. તે કર નાખતી, ઉઘરાવતી, દણ્ડ વસુલ લેતી અને ધાર્મિક સંસ્થાઓનો વહીવટ કરતી.

ચોલની ગ્રામ્ય પંચાયતો આ મોટી સત્તાઓ ભોગવતી હતી તે તેમને મુખ્ય રાજ્ય તરફથી મળેલી હતી, અને માટેજ કોઇ કોઈ પ્રસંગે રાજ્ય તરફથી તેમાં દરમિયાનગીરી થઇ શકતી. પણ મૌર્ય કાલની રાજસત્તા આના કરતાં વધારે વિસ્તાર વાળી હતી, તે તંત્રમાં ગ્રામ્યસત્તાને કોઈ અગત્યના હક્કો રહેતા હોય એમ લાગતું નથી. નાનામાં નાના ગામમાં પણ રાજનો અધિકારી રહેતો.

'હાઉસ ઓફ કોમન્સ' ની સિલેક્ટ કમિટિના ૧૮૩૨ ના રિપોર્ટ પછી ગ્રામ્ય પંચાયતો અને નાનાં પ્રજાસત્તાકો નાશ પામ્યાં એ વાતને પવિત્ર ગણીને તે ઉપર શોક કરવાનો રિવાજ પડી ગયો લાગે છે. પણ સાર્વભૌમોના સમયમાં આ ગ્રામ્ય સંસ્થાઓમાં ઝાઝો જીવ હોવો અસંભવિત છે. પછી શું પૂર્વમાં કે શું પશ્ચિમમાં.

એ બે વિચારો સાથે સંભવતા નથી. જ્યારે જ્યારે ગામમાં વધારે સત્તા હોય ત્યારે એટલી સ્વતંત્રતા સમજવી નહિ પણ કેન્દ્ર સત્તાની નિર્બળતા જ સમજવી જોઇએ.

એવું હોય તો તેનો અર્થ એટલો જ કે મૂળ સંસ્કૃતિની અસરથી એ ગામ વેગળું રહી ગયું છે, અથવા ઇતિહાસના ફેરફારોથી તે બચી ગયેલું છે.

શહેરોની જમાવટ બહુ જૂના કાળની જણાય છે. ઍલેકઝાન્ડરની તવારીખોમાં ટૅક્સિલા, તક્ષશિલાને (પંજાબમાં હાલના રાવલપિંડીની વાયવ્યે) મોટું શહેર ગણાવ્યું છે. અફઘાનીસ્તાનની હદ ઉપર આવેલું હોવાથી ત્યાં મૌર્ય સુબો રહેતો. પહેલા સૈકામાં પાંડ્ય રાજ્યનું મદુરા એવું જ મોટું શહેર હતું. તેવી જ રીતે છઠ્ઠા સૈકામાં વાતાપિ ચાલુક્યોનું હતું. સાતમા સૈકામાં હ્યુએન્ત્સાંગ ઘણા પ્રાચીન તામ્રલિપ્તનું વર્ણન કરે છે. માળવાનું ઉજ્જયિની પણ એવું જ પ્રાચીન શહેર છે. તામિલ પ્રાન્તોમાં શહેરોની રચનાની વિગતો પણ મળી આવે છે. દરેક શેરીમાં કચરો નાખવાની પેટીઓ હતી. ગામની બહારની ખાઇમાં ગામની ખાળોનું પાણી જતું, વેશ્યાઓનો લત્તો બધી રીતે જૂદો રાખવામાં આવતો, વગેરે જાણવા જેવી બાબતો છે. બંદરોમાં દીવાદાંડી પણ રખાતી. ન્હાવાના કુંડો અને હોજ પણ પૈસાદરિ રાખતા. પાટલીપુત્રની વ્યવસ્થા જોતાં જણાય છે કે તેની વ્યવસ્થા હાલના કોઈ મોટા શહેર જેટલી જ ભારે હતી. મ્યુનિસિપાલીટીનાં ૭ જુદાં જુદાં ખાતાં હતાં. તેનું કામ જોતાં પાટલીપુત્રના નાગરકને માથે કામનો બોજો ઘણો હશે એમ લાગે છે. આ શહેર સાથે સરખાવતાં પશ્ચિમનાં જુના કાળનાં શહેરો ઘણાં નાનાં લાગે છે. તેમનું મોટામાં મોટું શહેર રોમ હતું. ત્રીજા સૈકામાં, રોમન રાજ્યનો પૂર્ણ વિસ્તાર થયા પછી પણ તેનો ઘેરાવો ૧૦¾ માઇલનો હતો, ત્યારે પાટલીપુત્રનો ઘેરાવો ૨૧¾ માઇલનો મેગાસ્થિનીસ આપે છે.

આ શહેરોમાં સુખાકારીના કાયદાઓ પણ ઘણા સખત હતા. આગ વગેરે ભયથી લોકોનું સારૂં રક્ષણ થતું.

રાજ્યની મુખ્ય કૌંસિલ સભા તે મન્ત્રિપરિષદ્ હતી. કૌટિલ્યના સમયમાં આ પરિષદ્ શું કરતી તે જોઇએ એવું સ્ફુટ નથી. પણ પ્રાચીન મદ્રાસમાં રાજરાજા અને રાજેન્દ્રનાં ફરમાનો મુખ્ય મન્ત્રીએ બહાર કરવાની આવશ્યકતા હતી. સિલોનમાં મન્ત્રિઓની સત્તા જોઇએ છીએ અને હર્ષવર્ધન તો લોકોની ઇચ્છાથી જ ગાદીએ આવ્યો હતો, એવો પણ દાખલો છે. મન્ત્રિઓ રાજાને શીખામણ અને ઠપકો આપી માર્ગે ચલાવતા એવા તો ઘણા દાખલાઓ મળે છે.

એશીઆમાં તેમજ યુરોપમાં રાજ્યનાં વસ્તી અને વિસ્તાર વધ્યાં તેમાં એજ કારણો છે. (૧) રાજસત્તા બળવાન થઇ તે અને (૨) જુની પ્રજા સત્તાઓ ધીમે ધીમે તૂટતી ગઇ તે. યુરોપમાં પણ ગ્રીક રાજ્યો પડી ભાંગ્યા પછી અને પૂર્વમાં ત્રણ રાજ્યો ગુપ્તવંશે તોડયાં ત્યાર પછી બે હજાર વર્ષ સુધી પૂર્વમાં કે પશ્ચિમમાં રાજસત્તા સિવાય કોઈ બીજી સત્તા લોકો જાણતા ન હતા. રા. જયસ્વાલ હિન્દમાં પ્રજાસત્તા બતાવવા પ્રયત્ન કરે છે, પણ તેનો સંતોષ કારક પુરાવો આપી શક્યા નથી.

કાયદાઓ ઘડવાની બાબતમાં જણાય છે કે ચોલ રાજ્યમાં (૯૦૦–૧૩૦૦) દફતરી ખાતું હતું અને તેમાં રાજાના બધા કાયદા નોંધાતા હતા. તે ઉપરાંત રાજ્યના મહત્ત્વના

દસ્તાવેજો પણ ત્યાં રખાતા. વર્ધન રાજ્યમાં તો અનાથોની પણ નોંધ રહેતી અને કૌટિલ્ય-ની રાજનીતિમાં વસ્તીપત્રકો પણ થતાં. પણ નવાઇ જેવું છે કે રાજાના કરેલા આવા કોઇ કાયદાઓ જડી આવતા નથી. અત્યારે જે કાંઇ જડે છે તે મનુ, યાજ્ઞવલ્ક્ય, બૃહસ્પતિ વગેરેની સ્મૃતિઓ અને કામન્દકી નીતિ, શુક્રનીતિ વગેરે નીતિના ગ્રન્થો. આમાંનો કેટલો ભાગ કાયદો ગણવો તે કોઇ જગાએ સ્પષ્ટ નથી. આમાંનો ઘણો ભાગ ખરેખરો ચાલુ સમાજને લાગુ પડતો કાયદો નથી પણ લેખકે કલ્પેલું આદર્શ રાજતન્ત્ર છે. આ ઉપરથીજ કેટલાએક યુરોપીઅન વિદ્વાનોએ એમ નિશ્ચય કર્યો છે કે હિન્દુ રાજ્યો તે કાયદા ઘડનારાં રાજ્યો નહોતાં પણ માત્ર કર લેનારાં કે ખંડણી લેનારાં રાજ્યો હતાં. પણ આ મતનું નિરસન થાય એટલો પુરાવો તો મળી ગયો છે. મૌર્યોના મન્ત્રી ચાણક્યથી તે ચાલુક્ય-ચોલનાં કુલોત્તુંગ સુધીના ૧૫૦૦ થી વધારે વરસના ગાળામાં રાજાઓએ કાયદાઓ ઘડયા છે. દાનપત્રોમાંથી મળતી હકીકત ઉપરથી સિદ્ધ થાય છે કે જૂના રિવાજો રદ કરી નવા ધારા દાખલ થયા છે. અને એ નવા ધારા પળાવવા માટે રાજ્ય દણ્ડનો ઉપયોગ કરતું. મદ્રાસ અને લંકાના દાખલાઓ નવા કાયદા ઘડવાના ચોક્કસ દાખલાઓ છે. અશોકનાં પ્રાચીન શાસનોમાં મુખ્ય ભાગ નૈતિક શીખામણોનો છે, તે ફરજીઆત કાયદો નથી. પણ તેની જે અસર થઇ છે તે જોતાં તેમાં પણ ખરા કાયદાનું તત્ત્વ હોવું જોઇએ એવું અનુમાન થાય છે. અશોક પહેલાંના અમલનું કૌટિલ્યનું 'અર્થશાસ્ત્ર' તો વધારે મજબુત પુરાવો છે. તેમાં જૂદા જૂદા ગુન્હાની શિક્ષાઓ, જમીન ખાલસે કરવાના ધારા વગેરે છે. બંદરના ધારાઓ પણ છે. શરીર સુખાકારીના ગુન્હાઓ માટે ⅛ પણથી ૩૭૦૦ પણ સુધીની સજાઓ હતી.

હાલના સમયમાં વારંવાર થતા નવા કાયદા જોનાર અભ્યાસીએ યાદ રાખવું જોઇએ કે યુરોપમાં પણ જૂના કાળમાં માત્ર રૂઢિ જ પ્રચલિત હતી. નવા કાયદાઓ સરખામણીમાં ઘણા ઓછા થતા. અને આધુનિક કાયદા ઘડવાની પ્રવૃત્તિ નેપોલિઅનના કોડ પછી થઇ છે. 'સ્થાણુ પૂર્વ' એ વિચાર પશ્ચિમના વિદ્વાનોએ ઊભું કરેલ ભૂત છે. સૈકે સૈકો સરખાવતાં એશિઆ યૂરોપ કરતાં વધારે સ્થાણુ નથી, તે માત્ર બન્નેના દેહાંતદણ્ડના કાયદાઓ જોતાં જ જણાઇ આવશે. ઇંગ્લંડના ૧૭-૧૮ અને ૧૯મા સૈકાની શરૂઆતના સમયની કાયદાની ક્રૂરતા મૌર્યના સમયથી ઉતરતી નથી. ત્રીજા જ્યોર્જના વખતમાં દેહાન્ત શિક્ષાના ગુન્હાઓમાં ૬૫ વધારે ઉમેરાયા. ૧૮૪૫માં ૨૫૦ આવા ગુન્હા હતા અને તેમાં બારી ફોડવાનો અને એ પેન્સની કિંમતનો રંગ ચોરવાનો ગુન્હો પણ આવી જતો. આ પહેલાંના જમાનામાં ૧૪૦૦ માણસો આવા નક્કામા ગુન્હાઓ માટે ફાંસીએ દેવાયા. આની સાથે સરખાવતાં ફાહ્યાને વખાણેલું પાંચમા સૈકાનું ગુપ્ત વિક્રમાદિત્યનું રાજ્ય તો સ્વર્ગસમાન ગણાય. તેમાં દેહાન્તદણ્ડને તો કોઇ જાણતું જ નહોતું. એ સૈકા પછી હ્યુ-એન્સાંગ પણ હિન્દ વિશે એવું જ વર્ણન કરે છે. આ રીતે મૌર્ય રાજ્યના કાયદાઓ વર્ધનોએ ફેરવ્યા છે. અત્યારે પણ ખૂન, રાજદ્રોહ અને ચાંચીઆપણું એ ત્રણ ગુન્હાઓમાં દેહાન્ત શિક્ષા થાય છે અને માત્ર અત્યારે રૂશિયાના બૉલશેવિકોએ એ શિક્ષા રદ કરી ગુપ્ત સમયની આદર્શસ્થિતિ પાછી દાખલ કરી છે.

ઇંગ્લંડમાં ત્રણ રાજાઓને પદભ્રષ્ટ કર્યાના દાખલાઓ છે. એકને 'મૂળ કરાર' નહિ

પાળવા માટે બીજાને "નકકામો, અસમર્થ અને કેવળ અપહોગ્યોઓ અને નાલાયક" હોવાને લીધે અને ત્રીજાને "રાજ્યારોહણનો શપથ" ન પાળવાને. હિન્દુસ્તાનમાં પણ મૌર્યવંશના છેલ્લા બૃહદ્રથને (ઇ. સ. પૂ. ૧૯૩-૧૮૫) તે 'પ્રતિજ્ઞા દુર્બલ' હતો માટે ગાદીએથી ઉઠાડી મૂકયો હતો. એવીજ રીતે પિતૃઘાતના પાતક માટે નાગદસકોને ઉઠાડી મૂકી બૂદાજ શિશુનાગ વંશને ગાદીએ બેસાડયો હતો. મહાભારતમાં વેનને પદભ્રષ્ટ કરવાનું કારણ પણ તે અધર્મી હતો તે હતું.

હિન્દુઓમાં રાજવારસો વંશ પરંપરાથી ચાલતો તો પણ લોકોએ રાજા પસંદ કર્યાના ખરા દાખલાઓ છે. પ્રકૃતિએ ગોપાલને રાજા કર્યાથી તે રાજા થયો (૭૩૦-૭૪૦) અને એ રીતે બંગાળામાં પાલ રાજ્ય સ્થપાયું, હર્ષવર્ધનને મંત્રિઓ અને અધ્યક્ષોએ રાજ્ય આપ્યું હતું અને લોકોએ ગીતોથી પોતાની અનુમતિ બતાવી હતી. લોકોએ કુરૂ ધર્મજ્ઞ હતો માટે તેને રાજ્ય આપ્યું અને દેવાપિને ત્વગ્દોષ હતો માટે તેને ગાદીએ ન બેસવા દીધો એવું મહાભારતમાં વર્ણન છે.

યુવરાજના અભિષેકમાં પ્રજાની સંમતિ લેવાતી એવું મહાભારત રામાયણમાં વર્ણન છે.

## પ્રકરણ ૫.

### સામ્રાજ્યનું તંત્ર.

લશ્કર અને નૌકા સૈન્યમાં હિન્દુઓની વ્યવસ્થા શક્તિ જેટલી દેખાય છે તેટલી બીજા કશામાં દેખાતી નથી. હિન્દુઓએ પરરાજ્ય પર હલ્લા કરીને જેટલી શક્તિ બતાવી છે તેટલીજ પરરાજ્યના હલ્લા પાછા વાળવામાં પણ બતાવી છે. સેલ્યુકસથી મીનેન્ડર (ઇ. સ, પૂ. ૩૦૫ થી ૧૫૫) ના સમય સુધીમાં ગ્રીકોને અને ઇ. સ. ૪૫૫-૪૫૮માં સમુદ્રગુપ્ત અને નરસિંહ ગુપ્તે હૂણોને પણ સખ્ત હાર ખવરાવી છે. અલેકઝાન્ડરને આપેલો એક જવાબ જે તવારીખોમાં નોંધાયો છે તે ઉપરથી તે સમયના લોકોના જુસ્સો જણાઈ આવે છે: બંડની ઉશ્કેરણી શામાટે કરી એવા સવાલનો જવાબ એલેકઝાન્ડરને એવો મળ્યો કે "એ માણસે ઇજ્જતથી જીવવું જોઇએ અથવા એક કાયરને લાયક મોતથી મરવું જોઇએ." એ સમયના વિચારકો, ફિલસુફો પણ દેશસ્વાતંત્ર્ય માટે એટલોજ પ્રયત્ન કરતા અને તેમના તરફનું નડતર એલેકઝાન્ડરને નાનુંસૂનું નહોતું.

લશ્કરની સંખ્યા જોતાં હિન્દનાં લશ્કરોની આગળ રોમન અને યૂરોપીય લશ્કરો રમકડા જેવાં દેખાય છે. આ લશ્કરોના દિગ્વિજયો પણ એવાજ યશસ્વી છે. સમુદ્રગુપ્તની વિજયયાત્રા ત્રણહજાર માઈલની હતી. બંગાલના ધર્મપાલના વિજયી સૈન્યે વાયવ્યમાં કેદાર અને દક્ષિણના ગોકર્ણનાં પાણી પીધાં હતાં. બંગાલનાં લશ્કરો સાથે નૌકાબળ પણ જબરૂં હતું. દક્ષિણના ચોલ રાજાઓ પાસે પણ જબરૂં નૌબળ હતું અને તેના વિજયોથી બંગાળનો ઉપસાગર તેના રાજ્યનું એક સરોવર થઇ ગયો હતો. બ્રોમ અથવા પેગુ, આન્ડામાન, નિકોબાર, લકદીવ, માલદીવ સર્વ એના છત્ર નીચે હતાં. હર્ષવર્ધનની વિજયયાત્રા અને વિન્ધ્ય પર્વતોમાં પુલુકેશીએ કરેલો તેનો નિરોધ, અને બન્નેનાં પરાક્રમો

આપણે બાણના હર્ષચરિત્રમાં જોઈએ છીએ. મૌર્ય રાજાઓની સૈન્ય વ્યવસ્થા અર્થશાસ્ત્રમાં વધારે વિગતો સાથે મળી આવે છે. આ મોટાં સૈન્યો સુવ્યવસ્થિત રહેતાં હશે તેમાં શંકા નથી પણ લડાઇઓની યુક્તિઓ, હલ્લા વગેરે કેવી રીતે થતાં તે વિશે ઝાઝું મળતું નથી તેમજ આ વ્યૂહરચના વગેરે શોધનાર મૂળ પુરુષ કોણ તે પણ જણાતું નથી. પુસ્તકોમાં મળી આવતા વ્યૂહો સંબંધીના કેટલાએક વિચારો ચાણક્યથી પણ જૂના હશે એમ લાગે છે.

દિવાની વહીવટની બાબતમાં દસમા સૈકાનાં તામિલ દફતરો ઉપરથી જણાય છે કે રાજામાં રહેલી કેન્દ્ર સત્તા સ્થાનિક સત્તાઓમાં પુષ્કળ દરમિઆનગીરી કરતી હશે. સ્થાનિક સત્તાનો મૂળ આધાર પણ કેન્દ્ર સત્તા હતી. તે સમયમાં અમલદારોને પગાર નહિ પણ કામ બદલ જમીન અપાતી. મૌર્યકાળમાં પણ કેન્દ્રસત્તા જબરી હતી અશોકની દૂરદર્શી રાજનીતિથી સમગ્ર રાજ્ય એક થવા પામ્યું હતું. અને કારોબાર કર, માપણી વગેરે સર્વ વ્યવસ્થિત હતું. ઇંગ્લંડના પહેલા વિલિયમે માપણીના જે જે પ્રશ્નો નક્કી કર્યા હતા તેમાં આ મૌર્ય માપણીના સિદ્ધાન્તો કરતાં કશું નવું નથી. આશ્ચર્યની વાત છે કે વિલિયમે જે સાલમાં માપણી નક્કી કરી તે જ સાલમાં એટલે ઈ. સ. ૧૦૮૬માં ચોલ–ચાલુક્યના રાજ્યમાં પહેલા કુલોત્તુંગે પણ ફેર માપણી શરૂ કરી હતી. આ માપણીમાં ૫૦૦૦ ઇંચ જેટલી પણ ભૂલ નહોતી આવી એમ કહેવાય છે. રાજ્ય જમાવટનું બીજું સાધન મોટા ધોરી રસ્તાઓ હતા. મૌર્યરાજ્યમાં ૧૧૦૦ માઇલના મોટા રસ્તા થએલા છે અને દક્ષિણના ચાલુક્ય–ચોલ રાજ્યમાં તો રસ્તામાં અંતરે અંતરે ખેતીનાં સંસ્થાનો રાખ્યાં હતાં જેથી લશ્કરને અનાજની સગવડ પડે.

નહેરોનું સાધન પણ ઘણા જૂના કાળથી જાણીતું છે. કાશ્મીરમાં નહેરોની અને બંધની કળાથી વિતસ્તાનાં વહેણો અને તેનો સિન્ધુ સાથેનો સંગમ ફેરવી, સુય્યા નામના અજપતિએ આખા દેશને પૂરના વાર્ષિક ઉત્પાતોથી બચાવ્યો એ હકીકત જાણવા જેવી છે. તેથી ચોખાના ભાવ ૨૦૦ દિનારથી ૩૬ દિનાર જેટલા ઉતરી ગયા. ગિરનાર પાસેનું સુદર્શન તળાવ પણ આઠ સૈકાની સાક્ષી આપે છે. મૌર્ય, ગુપ્ત અને કુશાન રાજાઓએ તેની અનેક વખત મરામત કરાવી છે. અને આ ભાગ કેન્દ્રસત્તાના થાનકથી એક હજાર માઇલ દૂર હતો એ જોતાં દેશની અપ્રતિમ સુલેહશાન્તિનો ખ્યાલ આવે છે. તામિલોએ નદીઓમાં બંધ કરવાની જે યુક્તિ શોધી કહાડી છે તે હજુ પણ સર્વોત્તમ રહી છે. સિલોનનું નહેરકામ આથી પણ વધારે ખરચાળ છે.

આ સાર્વભૌમો આટલે દૂર સુધી રાજ્ય ચલાવી શકતા અને આટલી સુંદર સુલેહ રાખી શકતા. આવા દાખલાઓથી આપણાં મહાકાવ્યો અને નીતિ શાસ્ત્રોમાં જે વર્ણનો કર્યા છે તેમાંથી હકીકત તારવી કહાડતાં જે હિન્દનું ચિત્ર ખડું થાય છે તે ફ્રાન્સના રિચલોના રાજતન્ત્રમાં માત્ર જોઇ શકાય છે અને મૌર્ય રાજ્ય ફ્રાન્સના કરતાં સાતગણું મોટું હતું! પશ્ચિમની તવારીખમાં આવું કોઇ મૌર્ય રાજ્ય નોંધાયું છે?

હિન્દુઓની પ્રાચીનતમ ન્યાયપદ્ધતિ વજ્જીઓનાં ઈ. સ. પૂર્વેના પાંચમા સૈકાનાં

રાજ્યોમાં દેખાય છે. તે કેવળ પ્રજાસત્તાના ધોરણે ઘડાએલી હતી. ફોજદારી કામ ચલાવવા માટે ઉપરા ઉપરી સાત અદાલત હતી તેમાંની હરકોઇને પણ ગુન્હેગારને છોડી મૂકવાનો અધિકાર હતો મૌર્ય કાળની ન્યાયપદ્ધતિ પણ જાણીતી છે. ગામ પંચાયતોમાં રાજ્યનો ગોપ પ્રમુખ હતો અને તે તરીકે તે વસુલાતી કામ ઉપરાંત થોડું ન્યાયખાતાનું કામ પણ કરતો. પણ મોટી કોર્ટો આવા કારોબારી કામથી અલગ હતી. તે બે પ્રકારની હતી; ધર્મસ્થીય તેમાં ત્રણ ધર્મસ્થો દિવાની કામ કરતા અને કંટકશોધન જેમાં ફોજદારી કામ ઉપરાંત રક્ષણનું પણ કામ કરાતું. ધર્મસ્થીય કોર્ટો ૪૦૦ ગામે, ૮૦૦ ગામે, બે પ્રાંતો વચ્ચે, અને સૌથી ઉપરી કોર્ટ પાટલીપુત્રમાં હતી. ઈંગ્લંડમાં મેગ્નાકાર્ટા થઇ સ્થાયી અદાલતો સ્થપાઇ તે પહેલાં ૧૫૦૦ વરસ પહેલાં હિંદમાં અદાલતો હતી.

લંકામાં ૧૧મા સૈકામાં ફરતા ન્યાયાધીશોની સંસ્થા હતી. તેઓ ફરીને ન્યાય આપતા અને તેથી સ્થાનિક પંચાયતો ઉપર દેખરેખ અને અંકુશ રહેતો.

ધર્મશાસ્ત્રોના ગ્રન્થોમાં સ્થાનિક અવ્વલ હકુમતની અદાલતો ઉપર પ્રાડ્વિવાકની અદાલત અને તેના પર રાજાની પોતાની અદાલત હોય એમ જણાય છે. આ ત્રણ અદાલતો ઉપરાંત કુલ, શ્રેણી અને પૂગની લોકસંસ્થાઓની અદાલતો એક ઉપર એક હતી અને તેના ઠરાવ ઉપર પ્રાડ્વિવાકની અદાલતમાં અપીલ થતી એમ જણાય છે.

રાજકીય નાણાં વ્યવસ્થા વિશે વિચાર કરતાં યાદ રાખવું જોઇએ કે આધુનિક બજેટ પદ્ધતિ નેપોલિઅનના સમયથી શરુ થાય છે અને તેથી જૂના કાળમાં તેની અપેક્ષા રાખવી વ્યર્થ છે. તેમાં હિન્દનો ઇતિહાસ હજુ બહાર આવ્યો નથી ત્યારે તો એ ન જ રખાય. મૌર્યોના કાળના ખરચ સંબંધી માહીતી મળી નથી. વર્ધનો વિષે હ્યુએન્ત્સાંગ કહે છે કે તે વખતે વેઠ નહોતી. મજુરો પાસે કામ કરાવતા તો પણ પૈસા આપતા. રાજ્યની આવકનો વ્યય પ્રથમ રાજ્યકારોબાર અને યજ્ઞ યાગાદિ, પછી મંત્રિઓને અપાતા દરમાયા, લોકોને તેમની કુશળતા માટે અપાતાં વર્ષાસનો અને ધર્માદો એ ક્રમે થતો. એ ચીના વિદ્વાને રાજ્યમાં વેઠ ઓછી હતી, કર હળવા હતા વગેરે સ્તુતિ કરી છે પણ એટલા ઉપરથી કાંઇ આખી નાણાં વ્યવસ્થા સમજી શકાય નહિ. દક્ષિણની ૯૦૦ થી ૧૩૦૦ ની સ્થિતિ જેટલી પ્રકાશમાં આવી છે તે ઉપરથી અનુમાન થાય છે કે જમીન મહેસુલ સિવાય કર દણ્ડ અને વેચાણ એ આવકના માર્ગો હતા. કંઈક આવકની વેરા જેવું હશે એમ લાગે છે, તે ઉપરાંત વજન અને ત્રાજવાં રાજ્યની છાપનાં વપરાતાં એ પણ આવકનું કારણ હતું. કંઈક વારસાઇ હક પણ લેવાતો. બજાર ઉપર કર હતો અને ટોલ પણ લેવાતો. જમીન મહેસુલ સંબંધી હકીકત ઉપરથી લાગે છે કે ચોલ રાજ્યમાં ખાનગી વ્યક્તિ અને સંઘ બન્ને જમીન માલીક થઈ શકતાં પણ સરકારી મહેસુલ કર તરીકે લેવાતું કે ખેડુત પાસેથી જમીનના ભાગ તરીકે લેવાતું તે ચોક્કસ થઇ શકતું નથી.

આ રાજ્યના કર વેરા ઉપરથી જણાય છે કે રૈયત ઉપર આનો બોજો ભારે હશે. આનું કારણ એ છે કે રાજ્યને બહુ મોટું ખરચ રાખવું પડતું. આપણાં રાજ્યોની ફરજો ઘણા પ્રકારની છે. રાજ્યનો મુખ્ય ઉદ્દેશ ધર્મ ફેલાવવાનો હતો. આ ધર્મ શબ્દ જર્મન

સંસ્કૃતિ ( Kultur ) અશ્રેષ્ઠ કાયદો ( Law ) જેવોજ મોઘમ અને વિસ્તારી છે. ધર્મ જ પશુમાંથી માણસને માણસ કરનારો વિશેષ ધર્મ છે.[1] હિન્દુ રાજ્યો ધર્મ પ્રવર્તક રાજ્યો હતાં. માટે એટલા જુના કાળથી નહેરો, રસ્તા, આરામ, જાહેર મકાનો વગેરે હિન્દુ રાજ્યોમા હતાં. રાજાઓ વિદ્યા કલાના પણ પોષક હતા. હાલના સમાજવાદની અસરથી રાજ્યો જે જે જાહેર કામો કરે છે તે ધર્મબુદ્ધિથી હિન્દુ રાજ્યો કરતાં. અને રાજ્યો આ-ટલું કરતા છતાં ખાનગી ધર્માદો પણ એટલો જ થતો.

મૌર્યકાલમાં રાજાની ઉપજનાં મુખ્ય સાધનો નીચે પ્રમાણે સાત પ્રકારનાં હતાં. (૧) જમીન મહેસુલ. જમીન બે પ્રકારની હતી રાજાની ખાલસા જમીન અને ખાનગી જમીન. (૨) દાણ. આયાતી માલપર દાણ બહુ ભારે છે પણ પરદેશ સાથેના વેપારને ઉત્તેજન પણ અપાતું. (૩) વેચાણો વગેરે ઉપરનું એકસાઇઝ દાણ. (૪) સીધો કરવેરો. આમાં વારસાઇ હક, વજન કાંટા ઉપરનો કર વગેરેનો સમાવેશ થાય છે. (૫) દંડ. દરેક જાતના ગુન્હાઓ માટે. (૬) રાજ્યનો પોતાનો નફો. જેવો કે નાવનું ભાડું, તેલની ઉપજ, માછલાં પકડવાના હકની ઉપજ, દરિયાની પેદાશ વગેરે. (૭) બંદરની ઉપજ વગેરે પરચુરણ આવક. આ સઘળા કરો આપવાની રૈયતમાં શક્તિ હતી અને રૈયત સુખી હતી.

## પ્રકરણ ૬ ઠ્ઠું

હિન્દના રાજકારણમાં માત્ર રાજસત્તાક રાજ્યો જ થયાં નથી પણ પ્રજાસત્તાક પણ થયાં છે. આ રાજ્યો જૂદે જૂદે ત્રણ સમયે ફાલ્યાં છે. તેમની પડતીને માટે પાશ્ચાત્ય વિદ્વાનો પૌર્વાત્ય સ્વભાવને જ જવાબદાર ગણે છે. માટે પ્રથમ પ્રજાસત્તાક રાજ્યોને પશ્ચિમના સ્વભાવમાં કેટલી અનુકૂળતા હતી તે જોવું જોઇએ. આપણે ફ્રાન્સનો જ દાખલો લઇએ. તે ૧૭૯૨માં પ્રજાસત્તાક થયું. પણ ૧૮૦૪માં નેપોલિઅન જ તેનો શહેનશાહ થયો. ૧૮૧૪માં તેને ઉઠાડી જૂનો વંશ ફરી ગાદીએ આવ્યો. તેને પદભ્રષ્ટ કરી લોકોએ ૧૮૩૦માં ફરી નાગરિક રાજ્ય સ્થાપ્યું પણ તેમાં પણ એકહથ્થુ સત્તા વપરાવા માંડી અને ૧૮૪૮માં તેને રાજ્ય છોડવાની ફરજ પડી. તે પછી બીજું પ્રજાસત્તાક રાજ્ય સ્થપાયું તે ચારવર્ષ ચાલ્યું. ૧૮૫૨માં લુઇ નેપોલિઅન ફરી શહેનશાહ થયો અને જર્મનોએ તેને ૧૮૭૦માં હરાવી કેદ કર્યો તેથી ફરી પ્રજાસત્તા સ્થપાઇ. આ રીતે રાજ્યની આંતર વ્યવસ્થા પરરાજ્ય સાથેના સંબંધને લીધે ચાલે છે અને બદલાય છે. ઇ. સ. પૂ. પાંચમા સૈકામાં, ઇરાનીઓ સામે ટકાવ કરવાને વ્યવસ્થિત થયેલ ડેલોસનું રાજતંત્ર જ્યારે વિજયવંત થઈ શહેનશાહત થઇ પડયું ત્યારે પેરિક્લીસે એકહથ્થુ સત્તા જમાવી અને પરદેશ ઉપર કરેલા વિજયના મદમાં, પ્રજાસત્તાના આગ્રહમાં અદ્વિતીય ગણાતી આથેન્સની જ પ્રજાએ પેરિક્લિસને નમન કર્યું. તેવી જ રીતે સ્વતંત્રતા, સમાનતા અને બંધુતાની હિમાયતી ફ્રેંચ

---

૧ આ જગાએ કર્તાએ धर्मेण हीनाःपशुभिः समानाः એ પંક્તિ રોમન લિપિમાં ઉતારી છે. આ અવતરણ તેઓ ગીતાનું ગણે છે પણ એતો હિતોપદેશમાં છે અને ભગવદ્ગીતામાં નથી એ સર્વવિદિત વાત આ વિદ્વાન અને બહુશ્રુત લેખકના ધ્યાનમાં કેમ નહિ રહી હોય તે સમજાતું નથી. !

પ્રજાએ વિજયી નેપોલિઅનનું રાજ્ય સ્વીકાર્યું. એજ રીતે લુઇ નેપોલિઅન પણ વિજયી થયો હોત તો ૧૮૭૦નું પ્રજાસત્તાક રાજ્ય કદી સ્થપાત નહિ અને આ છેલ્લા મહા વિગ્રહમાં જર્મની પ્રજાસત્તાક થયાનું પણ એજ કારણ છે. ૧૮૭૦ પછી પણ ફ્રાન્સમાં રાજાના પક્ષવાદીઓ ઘણાં વરસ ટક્યા છે અને ત્રણે રાજકુલો નષ્ટ થયા છતાં રાજ-પક્ષવાદીઓ ફ્રાન્સમાં છે. લોક અને સમાજનો આ સ્વભાવ યાદ રાખી પૂર્વનાં પ્રજાસત્તાક રાજ્યોની તુલના આપણે કરી જોઈએ.

આ પ્રજાસત્તાક રાજ્યો ત્રણ જૂદા જૂદા સમયોમાં વહેંચાઇ જાય છે. સૌથી છેવટનો સમય ઈ. સ. પૂ. ૧૫૦ થી ઇ. સ. ૩૫૦ નો છે. મૌર્ય શહેનશાહત તૂટ્યા પછી અને ગુપ્ત શહેનશાહત સ્થપાઇ એ વચ્ચેના ગાળામાં જેમ આન્ધ્રો અને કુશાનોનાં પ્રબળ રાજ્યો સ્થપાયાં તેમ પ્રજાસત્તાક રાજ્યો પણ સ્થપાયાં હતાં, એમ સિક્કાઓ ઉપરથી માલુમ પડે છે. યૌધેય અને માલવો તેમાં મુખ્ય છે. આ રાજ્યોનો પરરાજ્ય સાથેનો સંબંધ કેવો હશે તે હકીકત મળતી નથી પણ એટલું જણાયું છે કે સમુદ્રગુપ્તના દિગ્વિજયમાં આ પ્રજાઓ ખંડણી આપીને અને તાબેદારી કબુલીને પોતાની આંતર વ્યવસ્થા જાળવી શકી હતી.

આ ઉપર કહ્યાં તે રાજ્યો જૂનાં પ્રજાસત્તાક રાજ્યોના અવશેષો હતાં. ઘણું કરીને પ્રજાસત્તાક રાજ્યોનો સૌથી લાંબો કાલ ઇ. સ. પૂ. ૪ થી ઇ. સ. પૂ. છઠ્ઠા સૈકા સુધીનો હતો. એટલે કે પ્રજાસત્તાક રાજ્યો સ્પાર્ટા, આથેન્સ, થીબ્સ અને રોમનાં સમકાલીન હતાં. અને એ રાજ્યોનો મૌર્ય સામ્રાજ્યમાં (ઈ. સ. પૂ. ૩૨૩) લોપ થયો તે પણ ગ્રીક રાજ્યોનો મેસીડોનિયામાં લોપ થયો (ઇ. સ. પૂ. ૩૩૮) તેજ સમયે.

મેગેસ્થિનિસ પોતાના સમયની પ્રચલિત હિન્દુ પરંપરા એવી જણાવે છે કે હિન્દુસ્તાનમાં "ડાયોનુસોસથી સેન્ડ્રોકોટોસના સમય સુધીનાં" ૬૦૪૨ વરસના ગાળામાં "ત્રણવાર પ્રજાસત્તાક રાજ્ય સ્થપાયાં." કોઈ શહેરમાં પ્રજાસત્તા તૂટીને રાજસત્તા સ્થપાયાનો પણ તે ઉલ્લેખ કરે છે. પ્રાચીન પ્રજાસત્તાક રાજ્યો ઇ. સ. પૂ. ૪થા સૈકા પછી પણ અવશેષ રૂપે રહેલાં એલેકઝાન્ડરની સામે થયાં હતાં. તેમાં માલવ અને ક્ષુદ્રકનો તાજો સંપ કરેલો ગણ પણ આવે છે અને બીજા ગણો ગ્રીક ઉચ્ચારોમાં હોઇ બધા સમજી શકાતા નથી.

આ નાનાં ગણરાજ્યો વિસ્તરતા મૌર્ય સામ્રાજ્યમાં વસમાં કંટકરૂપ હશે. આ બધાં રાજ્યો લડાયક અને જબરાં હતાં. અને નાનાં સ્વતંત્ર ગ્રીક રાજ્યોને જેમ મેસિડોનિયાએ પૈસાથી વશ કર્યાં તેમ, દણ્ડથી સામની શક્તિ વધારે સમજનાર ચાણક્યે પણ આ રાજ્યોમાં કુસંપ કરાવીને સામ્રાજ્ય સત્તા સ્થાપી હશે એમ જણાય છે.

પ્રજાસત્તારાજ્યનો જણાએલો પ્રાચીનતમ કાલ ઇ. સ. પૂ. ૬૦૦થી ઈ. સ. પૂ. ૪૫૦ છે. આ રાજ્યો બિહારમાં હતાં. આ સ્વતંત્ર પ્રજાઓની સંખ્યા ૧૧ હતી. તેમાં કુશિનારા પાવા અને કાશીની મલ્લવોની ત્રણ શાખાઓ, કપિલવસ્તુના શાક્યો, મિથિલાના વિદેહો અને વેસાલીના લિચ્છવિઓ વધારે પ્રખ્યાત છે. છેલ્લી એ પ્રજાઓ એક મેકમાં ભળી જઇને વજ્જીઓ કહેવાયા.

પછીની જગતની સંસ્કૃતિ ઉપર શાકયોના જેટલી બીજા કોઈ પ્રજાસત્તાક રાજ્યની અસર થઈ નથી: જે પ્રદેશ પર તે સત્તા ભોગવતી તે પ્રદેશ પછીનાં ૨૫૦૦ વરસ સુધી બુદ્ધોનું ચીન-જાપાનનું પૂર્વનું જેરુસાલેમ રહ્યું છે. બુદ્ધનો પિતા શુદ્ધોદન એ સંયુક્ત પ્રમુખો પૈકી એક હતો. શાકયોની સંખ્યા દશ લાખની હતી. તેમનો પ્રદેશ હિમાલયની તળેટીની દક્ષિણે ૫૦ માઇલ સુધી પૂર્વ-પશ્ચિમ ૩૦-૪૦ માઇલ હતો. રાજ્યનો મુખ્ય લોકો ચુંટણીથી નક્કી કરતા. અને તે રાજા કહેવાતો. વજ્જીઓનું રાજ્ય પ્રાચીન હિન્દનાં યુનાઇટેડ સ્ટેટસ ગણાવાં જોઈએ. તેમાં આઠ પ્રજાઓ ભેગી થઇ હતી. વિદેહોમાં પહેલાં રાજાની સત્તા હતી અને તે પછીથી પ્રજાસત્તાક થયું હતું. જાતકો ઉપરથી હકીકત મળે છે કે તેમની સભામાં ૭૭૦૭ સભ્યો બેસતા. તે બધા રાજાઓ ગણાતા. તેઓ કાયદા ઘડતા, સુબા તરીકે કામ કરતા. તેમની સભાઓમાં રિવાજ, વહિવટ, વિગ્રહ સુલેહ નાણાં સંબંધી ચર્ચા ચાલતી. તેઓની કારોબારી સમિતિ નવ 'ગણુ-રાયાણોની' હતી. પ્રમુખને રાજ્યાભિષેક કરવાનો રિવાજ હતો. તેમની ન્યાયપદ્ધતિ સ્વતંત્રતાના આદર્શ પર ઘડાએલી હતી. કોઈપણ તહોમતદારને સાત અદાલતો ઉપરાઉપરી ગુનેહગાર ઠરાવે તોજ તેને સજા થઈ શકતી પણ હરકોઇ એક તેને નિર્દોષ ઠરાવી શકતી. સજા જૂના કેસના, દાખલાઓને અનુકૂળ કરવાની હતી અને તે દફતરે નોંધાતી.

ગ્રીસની માફક આ ગણરાજ્યો નાનાં શહેરમાં નહોતાં પણ મોટા પ્રદેશો ઉપર પથરાએલાં હતાં. તેથી એ રાજ્યોમાં સ્થાનિક સ્વરાજ્ય હતું. તેમાં સ્ત્રીઓનો પણ ભાગ હતો.

પ્રજા સ્વાતંત્ર્યના મોટામાં મોટા હિમાયતી બુદ્ધ પોતે હતા. નિર્વાણ વિશે તેમણે જેટલું કહ્યું છે તેટલુંજ ન્યાય બંધારણ, પંચનો ચુકાદો, પૂર્વ નિર્ણયનો બાધ, બહુમતિથી ઠરાવ, જાહેર સભાઓ વગેરે વિશે પણ કહ્યું છે. તેમના છેવટના સમયમા જયારે અજાતશત્રુ વજ્જીઓનો નાશ કરવાની ધમકી આપતો ત્યારે પણ ભગવાન બુદ્ધ વજ્જીઓને પ્રજાસત્તાના સિદ્ધાન્તો સમજાવતા. આ પ્રજાસત્તાકોની સંસ્કૃતિ ઉપરની અસર વિશે ગમે તેમ કહેવાય પણ પશ્ચિમનાં પ્રાચીન રાજ્યો કરતાં આની પ્રગતિ અનેક ગણી છે. આ પ્રજાસત્તાકોનાજ સમયમાં ચરકનું વૈદકશાસ્ત્ર, પાણિનિનું ભાષાશાસ્ત્ર, પાતંજલિ અને નાગાર્જુનનું રસાયન શાસ્ત્ર, વૈશેષિક વેદાન્ત ચાર્વાક અને લોકાયત દર્શનો, છેવટે કૌટિલ્ય અને શુક્રનીતિમાં સમાઈ જતાં અનેક રાજનીતિ શાસ્ત્રો, મનુ યાજ્ઞવલ્કયના બીજભૂત વિચારો, જાતક વાર્તા વિસ્તાર, રામાયણ મહાભારત, ભરતનું નાટયશાસ્ત્ર અને વાત્સાયનની કલાઓ, નિષ્કામ કર્મનો બોધ દેતી ગીતા અને તેટલુંજ ઉત્તમ, સર્વસત્ત્વમૈત્રી અપ્રમાદ અને વીર્યનો ઉપદેશ દેતો બુદ્ધધર્મ ઉદ્‌ભવ પામ્યાં છે.

હિન્દુસ્તાનની પ્રજાસત્તાક સંસ્થાઓ વધારે ઊંડી શોધખોળ પછી જણાશે. પણ અત્યારસુધીમાં જે જણાયું છે તે ઉપરથી એટલું તો કહી શકીએ કે એકહથ્થુ સત્તાનો જુલમ એ માત્ર પૂર્વનો જ સંદેશો નથી અને બીજું એ કે પશ્ચિમ પણ જુલમનું એટલું જ કારણભૂત છે. બીજી તરફ પૂર્વનાં પ્રજાકીય તત્ત્વોમાંથી આધુનિક સમાજસત્તાવાદ વગેરેનો અર્થ કાઢવો ન જોઈએ.

૧. ધ્યાનમાં રાખવું જોઇએ કે હિન્દની રાજસત્તામાં લોક અને મન્ત્રિસભા વચ્ચે કોઇ જીવન્ત સંબંધ નહોતો. ઘણીવાર મંત્રિઓએ રાજાને મર્યાદામાં રાખ્યો છે એ ખરૂં પણ રાજસત્તાને નિયમમાં રાખવાને તેમની પાસે કોઈ કાયદેસર સાધન નહોતું.

૨. ગામપંચાયતો કે એ નાનાં પ્રજાસત્તાકો સામ્રાજ્યોથી સ્વતંત્ર નહોતાં. વેદકાલમાં સ્વતંત્ર જાતિઓ અને આ ગામ પંચાયતો એક જ હશે. તે પછી તે નાનાં સ્વતંત્ર શહેરોના રૂપમાં નભી ગયાં હશે. પણ સામ્રાજ્યકાળમાં તો તે સામ્રાજ્યની નીસરણીનું સૌથી હેઠલું પગથીઉં હતું અને કેન્દ્રસત્તા જામેલી હતી.

૩. સ્થાનિક લોકતંત્રો પોતાનું ફાવ્યું કરી શકતાં તેનું કારણ કેન્દ્રસત્તાની નિર્બળતા હતી. હાલ જે કર્મસ્વાતંત્ર્યની પ્રતિજ્ઞા લોકોના હક તરીકે બુદ્ધિપૂર્વક કરવામાં આવે છે તે આ ઉપર જણાવેલા, કેન્દ્રસત્તાની નિર્બળતાથી નિપજતા, સ્વાતંત્ર્યથી સર્વથા ભિન્ન છે.

આધુનિક એશિયાને જે પ્રજાસત્તા જોઈએ છે તેનું સમર્થન આ શ્રેણિ ગણ કે એવા ઐતિહાસિક પુરાવાથી મળવાનું નથી. એશિઆ કે યૂરોપ બન્નેનો ભૂતકાલનો ઇતિહાસ આ નવી સ્થિતિ માટે લેશ પણ ઉપકારક થઇ શકે તેમ નથી. હાલની પ્રજાસત્તાની ભાવના યુરોપ તેમજ એશિયા બન્નેના ઇતિહાસને અજાણી છે. યુરોપમાં પણ નવાં થતાં પ્રજાતંત્રોને તોડી નાખવા ડગલે ડગલે પ્રયત્નો થયા છે અને ગ્રીસપ્રજાએ ૧૯૨૧માં પાછો કૉન્સ્ટન્ટાઇનને ગાદીએ બેસાર્યો એ પ્રજાનું વલણ બતાવે છે.

હાલનું પ્રજાતંત્ર દેશ ઉપરનું રાજ્ય છે, અમુક જાતિ કે અમુક નગરનું રાજ્ય નથી. અને પરિણામે લોકના પ્રત્યક્ષ મતથી તે ચાલતું નથી પણ પ્રતિનિધિઓથી ચાલે છે. એ બીજો તફાવત છે. ત્રીજું એ કે તે કોઇ સામ્રાજ્યનું અંગ નથી પણ મેળે પગભર રહેતું સ્વરાજ છે.

આથેન્સ માત્ર નગર–રાજ્ય હતું. વળી તે અન્યાય ઉપર રચાએલું હતું કારણ કે તેમાં પચીશ હજાર શહેરીઓ અને ત્રણલાખ ગુલામો હતા. વળી પેરિકિલસ વાસ્તવિક શહેનશાહ જ હતો,–શહેનશાહનું નામ નહોતું એટલુંજ માત્ર.

મધ્યકાલીન યુરોપમાં ઇટલીની ઉત્તરે નાનાં નાનાં નગર–રાજ્યો હતાં. પણ ઇટલી અને જર્મન પ્રજાના વિકાસમાં તે માત્ર આડખીલ તરીકે જ હતાં, એથી સિદ્ધ થાય છે કે જૂનાં પ્રજાતંત્રો હાલની પ્રજાસત્તાની ભાવનાને લેશ પણ મળતાં નથી.

આ સ્થિતિમાંથી અમેરિકા અને ફ્રાન્સ મુક્ત થયાં ત્યારે તેમની પાસે કોઇ રાજતંત્રનો નમૂનો હતો જ નહિ. એ જ સ્થિતિ અત્યારે એશિયાના લોકોની છે. નવી સ્થિતિમાં તેમની પાસે અમેરિકા અને ફ્રાન્સ સિવાય કોઇ આદર્શ નથી. એશિયા તો શું પણ યુરોપના પણ પ્રાચીન ઇતિહાસમાંથી તેની આશા રાખવી ફોકટ છે.

## ભાગ ૨ જો.

## હિન્દુ રાજનીતિના વિચારો

### પ્રકરણ ૭ મું

### હિન્દુઓનું રાજનૈતિક સાહિત્ય.

હિન્દુઓના સાહિત્યમાં તાર્કિક આદર્શો, અવ્યવહારિક ગુપ્ત ભેદો, બીજી દુનિયા વિશે ગપ્પાં—અને બહુ બહુ તો તત્ત્વચર્ચા છે બીજું કાંઈ નથી એવો જ મત પશ્ચિમમાં ચાલ્યો છે તે મત , મેકસમ્યુલરે પ્રસિદ્ધ કરેલ " સંસ્કૃત વાંઙ્‌મય નો ઇતિહાસ " "હિન્દ શું શીખવી શકે " અને બુદ્ધના થોડા નિરાશાવાદના ઉતારા ને લીધે બંધાયો છે. હિન્દનો સંપૂર્ણ ઇતિહાસ હજુ રચવાને વાર છે. જર્મનીના આઉફ્રેકટની નોંધમાં જ હજુ પચીસ હજાર પુસ્તકો અપ્રસિદ્ધ રહ્યાની યાદી છે તે સિવાય હજુ કેટલાંય નોંધવાં બાકી છે. પણ જે કાંઇ જણાયું છે તે ઉપરથી માલુમ પડે છે કે મનુષ્ય પ્રવૃત્તિનો દરેક પ્રદેશ, રાંધવું, નાચવું, ચિતરવું, ઢોર ઉછેરવાં, બાગ કરવા, ઘોડા રાખવાથી માંડીને તે શૃંગાર, ચોરી, લડાઇ વહાણવટું હથિયાર બનાવવાં, બીજા શબ્દોમાં કહીએ તો ધર્મ અર્થ કામ મોક્ષ સર્વ પ્રવૃત્તિનું સાહિત્ય મળે છે તો સંપત્તિશાસ્ત્ર રાજનીતિ, કાયદાનું સાહિત્ય તો મળે જ તેમાં નવાઇ શી! આ સિવાય શુદ્ધ સાહિત્યના ગ્રન્થોમાં પણ રાજનીતિ વગેરે વિષયોની હકીકત મળી આવે છે. પણ રાજનીતિને લગતા વિષયો ખાસ સ્મૃતિશાસ્ત્ર ધર્મશાસ્ત્ર ધર્મસૂત્ર-અર્થ-શાસ્ત્ર અને નીતિશાસ્ત્રના પણ છે. યુરોપીય વિદ્વાનોનું પ્રથમ ધ્યાન આ સ્મૃતિ ગ્રન્થોપર પડ્યું કારણ કે વારસાના દાવામાં તેમની જરૂર પડી. પણ સમાજ અને લોકસંઘ વિશેનું ખરૂં સાહિત્ય તેમની નજર બહાર રહી ગયું. પાલી સાહિત્ય પણ આ સંબંધી ઘણો પ્રકાશ પાડે છે.

આ વિષયને ખાસ લગતાં પુસ્તકો અર્થશાસ્ત્ર અને નીતિશાસ્ત્ર છે. અર્થશાસ્ત્રના ઘણા લેખકોનાં નામો કૌટિલ્ય આપે છે તે બધાં હાલ તો નષ્ટ થયાં છે. તે સિવાય બકત વિદુરને નામે એક નીતિશાસ્ત્ર અને વૈશંપાયનને નામે નીતિપ્રકાશિકા ચડયાં છે. સોમદેવનું નીતિવાકયામૃત અને ભોજનું યુક્તિકલ્પતરુ પણ નીતિના ગ્રન્થો છે. પણ ઇતિહાસની દૃષ્ટિએ સર્વમાન્ય એવો ગ્રન્થ તો હમણાં હાથ લાગેલો કૌટિલ્યના અર્થશાસ્ત્રનો છે. ખરી હકીકત તો આમાંજ છે. તેમ છતાં આશ્ચર્ય છે કે પ્રમાણભૂત પુસ્તક શુક્રનીતિ ગણાયું છે. આ નીતિના ઘણાખરા ગ્રન્થોમાં ચાલુ કાયદા સાથે લેખકે કલ્પેલી આદર્શ સ્થિતિનું મિશ્રણ થઇ ગયું છે અને તે સમયના ઇતિહાસના અભાવે કલ્પના અને હકીકત બન્નેને ચાળી કાઢવાં દરેક પ્રસંગે સુલભ નથી. પુરાતત્ત્વની વધારે શોધખોળ અને ખોદકામ પછી આ વિષય ઉપર વધારે પ્રકાશ પડશે.

### પ્રકરણ ૮

### હિન્દુ રાજનીતિમાં બંધારણ વિશે વિચારો

રાજનીતિમાં રાજ્યનાં સાત અંગો મનાયાં છે, ૧ સ્વામી, ૨ અમાત્ય, ૩ સુહૃદ, ૪ કોશ, ૫ રાષ્ટ્ર, ૬ દુર્ગ, અને ૭ બલ. ચાણક્યથી ભોજ સુધી દરેક લેખક આ પ્રમાણે

વિભાગથી વિષયનિરૂપણ કરે છે. આ ચર્ચામાં રાજસમય, રાજાનો અંતિમ ઉદ્દેશ ધર્મ છે તે, આવી જાય છે; કર અને બલિનું એકજ સમર્થન છે. રાજાને પદભ્રષ્ટ કરવાનું મંડળ વગેરે સંબંધી વિચારો પણ આમાં આવી જાય છે.

જેમ ધર્મોપદેશકો પોતાને અનુકૂળ અર્થ એરિસ્ટોટલમાંથી કાઢતા આવ્યા છે તેમ હાલના રાજકરણના વિચારકો પણ એજ પ્રાચીન ગ્રન્થકારના શબ્દોમાંથી આધુનિક વિચારે કાઢે છે. આ ભૂલ છે અને આ રીતે પ્રાચીન ગ્રન્થોનો અભ્યાસ ન થવો જોઇએ. અમે હાલના કોઇપણ રાજકીયમતના નિયમો કે સિદ્ધાન્તો આ પ્રાચીન ગ્રન્થોમાંથી કાઢવા માગતા નથી માત્ર એટલું જ બતાવવા માગીએ છીએ કે પશ્ચિમમાં જો માણસ સ્વભાવતઃ રાજકીય છે તો પૂર્વમાં પણ તેવો જ છે. અને પૂર્વ વિશે એટલું વિશેષ જોવાનું છે કે અહીં રાજ્યસત્તા અને ધર્મસત્તા એવી બેવડી સત્તાઓનો અમલ કદી ચાલ્યો નથી.

અકબરના મુસલમાન મંત્રી અબુલફજલે આઇનીઅકબરી લખ્યું છે તેમાં હિન્દુઓના "વ્યવહાર" ઉપર પણ પ્રકરણો છે તેમાં તે સમયના ચાલુ રાજનીતિના વિચારો સંગ્રહેલા છે; તેમાં કહ્યું છે કે રાજા વિજિગીષુ હોવો જોઈએ. નાના શત્રુની પણ ઉપેક્ષા ન કરવી. રાજ્ય હમેશાં નિષ્કંટક રાખ્યા કરવું વગેરે આમાં. જર્મનોના આત્મરક્ષણના, અમેરિકાના તૈયારીના, ગ્રીકોના દેશનિકાલના અને એવા ઘણા વિચારો પણ આવી જાય છે. મન્ત્રની ગુપ્તિ વિશે પણ કહેલ છે અને એવી ગુપ્તિ હાલ પણ દરેક રાજ્યમાં સચવાય છે. રાજાએ કોઇનો વિશ્વાસ ન કરવો, દરેક પરરાજ્યથી ચેતતાં રહેવું. બીજા પણ કૌટિલ્યના મંડળ સંબંધી વિચારો છે. પોતાની હદ ઉપરનો સામન્ત રાજા તે શત્રુ અને તેની પારનો રાજા તે મિત્ર એ વિચાર તો હાલની સર્વ સુલેહો, મિત્ર રાજ્યો વગેરેમાં પણ રહેલા છે. અબુલફજલ કહે છે કે ચઢાઈ કરવી તો ધાન્ય લેવાના સમયે કરવી. નેપોલિયનની પણ આજ યુક્તિ હતી.

હિન્દની પ્રાચીન વિદ્યા વિશે વધારે હકીકત મળી ન આવે ત્યાં સુધી આપણે આ સાહિત્યનું વિવેચન માત્ર તાર્કિક દૃષ્ટિએ જ કરી શકીએ.

જ્હૉન સ્ટુઅર્ટ મિલ કહે છે કે પ્રતિનિધિ રાજ્ય સત્તાને માટે સૌથી પ્રથમ એ જરૂરનું છે કે માણસો બધાં પોતાની જવાબદારી સમજતાં હોવાં જોઇએ અને રાજ્ય વ્યવસ્થા રહે તેને માટે પોતે સંભાળ રાખતાં હોવાં જોઇએ. કૌટિલ્ય અને શુક્રનીતિના કાયદાઓના પૃથક્કરણથી માલુમ પડે છે કે આ લક્ષણ તે વખતના સમાજોમાં હતું.

રાજ્યમાં વ્યક્તિ સ્વાતંત્ર્ય વિશે અત્યારે બે સપ્ત વિરોધી મતો છે. એક બાજુ સમાજસત્તાવાદીઓ દરેક બાબતમાં રાજ્યની વ્યવસ્થા માગે છે બીજી બાજુ મિલ વગેરે ફાવે તેમ ચાલવા દેવાના સિદ્ધાન્તની તરફેણમાં હોઇ રાજ્યની દરમિયાનગિરી ઓછામાં ઓછી હોવી જોઇએ તેમ કહે છે. કૌટિલ્ય અને શુક્ર આવા કેવળ તર્કવાદી નહોતા. ધર્મના પક્ષકારો હોઈ તેઓ જેની જેની જરૂર પડે તે સર્વનો સમાવેશ રાજ્યના કાર્યક્ષેત્રમાં થઇ શકે એમ તેઓ માને છે. સર્વ ઘરડા માણસોને પેન્શન આપવું એવી હિમાયત આ શાસ્ત્રકારોએ કદી કરી નથી પણ લડાઇમાં મરેલા સૈનિકોનાં બૈરી છોકરાંને પોષવાનું વસિષ્ઠ

કહે છે, રાજકાર્યમાં જેમણે જીંદગી ખોઈ હોય તેમને મદદ કરવા મહાભારત કહે છે અને નિર્બળ અને આર્તનું રક્ષણ કરવા કૌટિલ્ય કહે છે તેવીજ રીતે તે નુકશાનકારક માલનું વેચાણ અને નફાખોરીપણું પણ અટકાવે છે. તેવીજ રીતે પશુઓનાં વેચાણ, દારૂ જુગરું વગેરે સમાજને અસર કરનારા સર્વ વ્યવહારો રાજ્યની અનુમતિ સિવાય ન થઇ શકે એમ શુક્ર લખે છે. રાજા જ કાલનું કારણ છે એ સૂત્ર આ રીતે સકારણ બને છે. શુક્ર કહે છે કે રાજા જાતે મોટો નથી રાજાનું પદ મોટું છે. પ્રજાને રાજી રાખવા તેણે પોતાના અમલદારોને પણ બરતરફ કરવા જોઈએ. રાજાએ ધર્મ અને ન્યાયની ખાતર ચારચક્ષુ રહેવું જોઈએ. આ ચારો માત્ર રૈયતની અંદર અંદરની '૮ ખબર ન પહોંચાડે પણ રાજા વિરુદ્ધની હકીકત પણ પહોંચાડે અને એ ખબરથી રાજાએ પ્રકૃતિની અપ્રસન્નતાનું જે કારણ હોય તે ખસેડવું જોઈએ. શુક્ર તો ત્યાં સુધી કહે છે કે રાજા તો પ્રજાનો દાસ છે. તેણે નવના પ્રશ્નોમાં મંત્રીઓની સલાહ લેવી જોઈએ. આ મંત્રીઓની સંસ્થાનાં મૂળ વેદકાળથી મળી આવે છે. રાજાની સત્તાને તેઓ અમલમાં રાખે છે. શુક્ર કહે છે કે રાજા જેમનાથી બ્હીતો રહે તે મંત્રીઓ સારા. રાજાના દિવ્ય હકો જેવા પશ્ચિમમાં મનાયા છે તેવા અહીં મનાયા નથી. રાજા જો ધર્મ પ્રમાણે ન ચાલે તો તે દેવ નહિ પણ રાક્ષસ સમજવો એવા ઉલ્લેખો છે. એવા રાજાને મારી નાખવો એમ મહાભારત કહે છે અને તે પછી બીજા રાજાને પસંદ કરીને નીમવો એમ શુક્ર કહે છે.

રાજાને જે કર બલિ અથવા ભાગ મળે છે તે રાજાના કામનો તેને મળતો બદલો છે. તે સમયને લીધે મળે છે. રાજા જ્યારે ગાદીએ આવે છે ત્યારે તેને પ્રતિજ્ઞા લેવી પડે છે. અને એ કામ બદલ નીતિશાસ્ત્રોમાં રાજાને કર લેવાનો હક મળે છે અને એવા કર રૈયત ભરી શકે તેવી શક્તિ તેનામાં હોવી જોઇએ એટલી રાજ્યે સંભાળ રાખવી જોઇએ. નવાં ઔદ્યોગિક સાહસોને ઉત્તેજન આપવું જોઇએ અને શુક્ર કહે છે કે સાહસમાં જોડેલી મૂડીનું બમણું ન ઉપજે ત્યાં સુધી તેના ઉપર કર ન લેવો જોઇયે. પરદેશી માલ પર દાણ નાખી સ્વદેશી ધંધાનું રક્ષણ કરવાની પદ્ધતિ પણ કૌટિલ્યને જાણીતી હતી. લડાઈ જેવા પ્રસંગે ખાસ કરો પણ નાખી શકાય.

યુદ્ધકૌશલ અને લડાયક જુસ્સો પણ આપણામાં ખૂબ ખેડાયેલો હતો. ગીતાના નિષ્કામ કર્મમાં પણ શ્રીકૃષ્ણે એજ ઉપદેશ આપ્યો છે. લડાઇમાં મરવાથી સ્વર્ગ મળે છે એવી અહીં સામાન્ય માન્યતા છે. શુક્ર તો બ્રાહ્મણોએ પણ લડવું જોઇએ એમ કહે છે. લડવું એ સર્વ નાતોની બ્રાહ્મણો સુદ્ધાંની ફરજ છે એમ મહાભારત ગૌ.મ.અને વસિષ્ઠ પણ કહે છે. અને કૌટિલ્યના લેખપરથી પણ લાગે છે કે બ્રાહ્મણો પણ લડતા હશે જો કે તે ક્ષત્રિયો કરતાં બ્રાહ્મણોને લડવાને માટે ઓછા લાયક ગણે છે. પ્રાચીન ગ્રીકોની પેઠે હિન્દુઓ પણ શૂદ્રોને સ્વાભાવિક દાસ માને છે તેથી શૂદ્રો લડાઇમાંથી બાદ થયા છે. પણ આ સામાન્ય વિચારો પણ વીર્ય અને શક્તિ હોય તો શૂદ્ર કે વૈશ્યની પણ આડા આવતા નથી. શુક્ર કહે છે કે સેનાપતિ ગમે તે ચાર વર્ણોમાંથી લઇ શકાય. મંત્રીઓની બાબતમાં પણ પ્રથમ બ્રાહ્મણ પછી ક્ષત્રિય અને પછી વૈશ્યને માટે પક્ષપાત બતાવી છેવટે એમજ કહ્યું છે કે કાર્ય, શીલ અને [illegible] જુએ, જન્મ નહિ. બીજી દિશાની બગાઓ

પૂરવાની બાબતમાં વર્ણભેદ તેથી પણ ઓછો મહત્ત્વનો હતો અને સાથે સાથે એ પણ જાણવું જોઇએ કે તે વખતના વર્ણો, જાતિઓ, નાતો હાલના જેવી ચોક્કસ બંધાઇ ગઇ નહોતી, આંતરલગ્નો થઇ શકતાં.

## પ્રકરણ ૯ મું.

## હિન્દુરાજનીતિમાં રાજા સંબંધી વિચારો.

રાજ્ય સંબંધી વિચારો નીતિવિદોએ બે રીતે કર્યા છે. રાજન્વાન્ અને અરાજક જનપદ વચ્ચે ફરક શો છે? અને અરાજકતામાંથી રાજ્ય શી રીતે ઉદ્ભવ્યું? બન્નેનો એક જ જવાબ તેઓ આપે છે કે "માત્સ્યન્યાય." પશ્ચિમના નીતિવિદો અરાજક સ્થિતિને પ્રાકૃતિક સ્થિતિ કહે છે. અને તેમાં સબળો નબળાને હણે એમજ એમનું પણ કહેવું છે. બન્ને વિચારકોનો ત્યાં એક જ મત થાય છે.

હિન્દુ દણ્ડનીતિ બે મુખ્ય પાયા પર સ્થાયેલી છે (૧) મમત્વ અથવા સ્વામિત્વ અને (૨) ધર્મ. આ વિચારો ઉપરથી આખી રાજતત્ત્વની મીમાંસા થઇ છે. દણ્ડ ન હોય તો રાજ્ય નથી. આ સિદ્ધાન્તોનું નીચે પ્રમાણે પૃથક્કરણ કરી શકાય.

૧. દણ્ડ ન હોય તો રાજ્ય ન હોય.

(ક) રાજ્ય ન હોય તો ધર્મ ન હોય.

(ખ) ધર્મ ન હોય તો સ્વામિત્વ કે માલીકી ન હોય.

દણ્ડ રાખવાનું મૂળ કારણ મનુષ્ય સ્વભાવમાં છે. દણ્ડ સિવાય માણસ શુચિ રહી શકતો નથી. હાલના અસ્વામિવાદીઓ આ વિચારની વિરુદ્ધ છે. પણ યુરોપના પણ આજસુધીના સર્વ વિચારકોએ આજ વિચારોનું નિરૂપણ કર્યું છે. રાજા જોકે પોતે દણ્ડધર છે છતાં તે પણ દણ્ડને અધીન છે અને જે દણ્ડ પ્રજા પર પડે છે તેજ રાજા પર પણ પડી શકે.

મમત્વ, ખાનગી માલીકીની પેઠે ધર્મ પણ રાજ્યને માટે આવશ્યક છે. રાજ્ય ન હોય તો ધર્મ ન હોય. કોઇ પણ કારણથી એટલે કે સ્વતંત્રતા નષ્ટ થવાથી કે રાજ્યક્રાન્તિને લીધે કે અરાજકતાથી રાજકીય સ્થિતિ બંધ પડે તો ધર્મ પણ નષ્ટ થાય.

આ ધર્મ બહુજ વ્યાપક શબ્દ છે, પૃથક્કરણ કરતાં તેના ઓછામાં ઓછા નીચે પ્રમાણે પાંચ અર્થો થાય છે.

૧. કોઇ પ્રકારનો મોક્ષવાદ જેમકે હિન્દુ ધર્મ, મુસલમાની ધર્મ વગેરે.

૨. પાપથી ઉલટું તે, પુણ્ય, એટલે ચારિત્રમીમાંસામાં જેને સારૂં કહીએ તે.

૩. કાયદો. રાજ્યે અમલમાં મૂકેલો કાયદો.

૪. ન્યાય.

૫. ફરજ, કર્તવ્ય.

રાજનીતિચર્ચામાં પહેલા બે અર્થોનું કામ નથી. એ કાઢી નાખતાં એમ ફલિત થાય છે કે રાજ્ય એટલે (૧) કાયદા આપનારી, (૨) ન્યાય આપનારી (૩) કર્તવ્ય કરાવનારી સંસ્થા.

હવે ધર્મ એટલે કાયદો દણ્ડને લીધે જ રહી શકે છે. ત્યારે જો રાજ્ય ન હોય તો મનુસ્મૃતિ, યાજ્ઞવલ્ક્યસ્મૃતિ વગેરે સ્મૃતિઓ પણ હોઇ ન જ શકે. પણ એ સ્મૃતિઓ શું કાયદા હતા? હવે કાયદા વિશે બે મતો છે તે જાણવા જોઇએ. એક તો કોઇએ પણ

ઘડયા વિના માનવ સ્વભાવમાંથી સ્વાભાવિક રીતે ઉદ્ભવેલો અથવા લોકોમાં રિવાજ તરીકે ચાલતો કાયદો અને બીજો રાજ્યે ઘડેલો કાયદો. આમાંનો બીજો વિચાર યુરોપમાં ૧૬મા સૈકામાં જ સ્ફુટ રૂપે મૂકાયો. હિન્દુ ધર્મશાસ્ત્રોમાં આ બન્ને વિચારો હતા. યાજ્ઞવલ્કયની સ્મૃતિમાં વિજ્ઞાનેશ્વર આ ભેદ કહે છે. બૃહદારણ્યક-ઉપનિષદ્‌માં ધર્મ એ જ સત્ય છે એમ કહ્યું છે. મનુ કહે છે કે ડાહ્યા અને રાગદ્વેષ રહિત પુરુષોએ જે આચાર પાળ્યો તે ધર્મ. યાજ્ઞવલ્કય સદાચારને ધર્મ કહે છે. ડિમોસ્થિનિસે પણ આવું જ કહ્યું છે. પણ ધર્મ સંબંધી વિચાર, જેને કૌટિલ્ય રાજાની આજ્ઞા કહે છે તેનો પણ ઉલ્લેખ નારદ શુક્ર વગેરેમાં છે. શુક્ર કહે છે કે રાજાનાં શાસનોને પૂરેપૂરાં પ્રસિદ્ધ કરવાં જોઇએ. શાસનપત્રો ઉપર રાજાની મહોરછાપ તથા મિતિ પણ જોઇએ.

ધર્મ એટલે ન્યાય પણ રાજ્યમાં હોવો જોઇએ. મનુ કહે છે કે બે માણસો વચ્ચે તકરાર પડે ત્યારે સ્મૃતિઓ પ્રમાણે ન્યાય કરવો તે ન્યાય છે. શુક્ર પણ એવું જ કહે છે. એ જ રીતે રાજ્ય જ માણસોને સ્વધર્મ-સ્વકર્તવ્યમાં પ્રવર્તાવી શકે.

રાજ્યનું મૂર્ત અંગ તે રાષ્ટ્ર. રાષ્ટ્રમાં બે વિચારો આવે છે (૧) સ્વામિત્વ (૨) પ્રકૃતિ કે પ્રજા. આ પ્રજા કેટલાએક સ્વાભાવિક વર્ગોમાં વહેંચાય તે વર્ણો. ચાર વર્ણ ગણાય છે પણ શુક્ર કહે છે તેમ વર્ણો અસંખ્ય છે. મૂળ વર્ણનો વિચાર ચામડીના રંગ ઉપરથી આવ્યો હશે. હવે પ્રજાની જે દરેક વ્યક્તિને પોતાના વિકાસમાં કેટલીએક ભૂમિકાઓ છે તે આશ્રમો છે. એટલે પ્રજા હોય ત્યાં વર્ણાશ્રમો હોવાજ જોઇએ. અને ધર્મ એટલે એ વર્ણાશ્રમ પ્રમાણે કર્તવ્ય કરવું તે.

રાજ્યનું ઐશ્વર્ય પરરાજ્યથી સ્વતંત્ર હોય તો જ ઐશ્વર્ય ગણાય એ પણ પ્રાચીન નીતિવિદો જાણતા હતા. શુક્ર કહે છે કે પરતંત્રતા જેવું એકે બીજું દુઃખ નથી અને સ્વતંત્રતા જેવું સુખ નથી. કૌટિલ્ય કહે છે કે પરદેશી રાજ્ય દેશને પોતાનું ગણતું નથી, તેને ગરીબ બનાવી દે છે, તેની સંપત્તિ ઘસડી જાય છે. અથવા તેને વેપારના સાધન તરીકે ગણે છે. આ વિચારોને લીધે પરરાજ્ય સાથે કેવી નીતિ રાખવી એ વિચારો, આંતર રાજ્યનીતિ, અસ્તિત્વમાં આવી અને તે ઓછામાં ઓછી ઇ. સ. પૂ. ત્રીજા સૈકા જેટલી પ્રાચીન છે.

એક રાજાને બીજા જે જે રાજ્યો સાથે સંબંધ હોય તે રાજ્યોનું એક મંડળ ગણાય છે અને તે મંડળને અંગે નીતિવિદોએ પોતાના વિચારો બતાવેલા છે. મંડલના વિચારમાં કેન્દ્રભૂત વિચાર વિજિગીષુ રાજાનો છે. વિજિગીષુની ભાવનામાં વિજય અને વિસ્તારની ઇચ્છા રહેલાં છે. દરેક વિજિગીષુએ મંડળમાં મુખ્ય બનવાની ઇચ્છા કરવી જોઇએ. તેને માટે તેણે સદાસજ્જ રહેવું જોઇએ પોતે આગળ વધવા પરને નીચો પાડવો જોઈએ. એ માટે મંડળની નીતિમાં ધર્મવિચારોને સ્થાન નથી. પશ્ચિમના આંતરરાજનીતિજ્ઞ ગ્રોટિઅસ પણ કહે છે કે રાજાઓ કાંઇ પણ કારણ સિવાય યુદ્ધો કરે છે અને યુદ્ધમાં કોઈ ધર્મની મર્યાદા રાખતા નથી. ગ્રીક વિચારકો પણ એમ જ માનતા. આ બાબતમાં પૂર્વના નીતિવિદોને પશ્ચિમના નીતિવિદોથી જુદા ગણવાનું કાંઈ કારણ નથી.

કૌટિલ્યના મંડળમાં વિજિગીષુની દૃષ્ટિએ પ્રથમ તેનો જે અડીને પાડોશી હોય તે તેનો અરિ છે, તે પછી મધ્યમ છે ને પછી ઉદાસીન છે. અને અત્યારે પણ યુરોપમાં જે

વિગ્રહો ચાલે છે તેમાં આજ નીતિ નજરે પડે છે. મુખ્ય નીતિ એ છે કે શત્રુઓને અંદર અંદર લડાવવા. ત્યારે સર્વ રાજનીતિમાંથી નીચેના બે સિદ્ધાન્તો નીકળે છે.

૧. રાજાએ પોતાની પ્રજામાં માત્સ્યન્યાય ન પ્રવર્તવા દેવો.

૨. મંડળમાં પાછો એજ માત્સ્યન્યાય પ્રવર્તે જ.

એટલે એક અનવસ્થામાંથી આપણે બીજી અનવસ્થામાં આવીએ છીએ. હિન્દુ રાજનીતિમાં આજ કોયડો છે.

આટલેથી જ રાજનીતિ અટકી પડી નહિ. આથી આગળ જઇ સાર્વભૌમ રાજ્યની ભાવના ઉદ્ભૂત થઇ. યુરોપમાં આ ભાવના ૧૪ મા સૈકામાં અસ્તિત્વમાં આવી. હિન્દુઓમાં આ ભાવના પ્રાચીન કાળથી હતી. ઐતરેય બ્રાહ્મણમાં પણ સાર્વભૌમ અને એકરાટ્ થવાનો ઉલ્લેખ છે. આજ વિચારો ચક્રવર્તી, ચાતુરન્ત, સાર્વભૌમ, સમ્રાટ્, આસમુદ્રક્ષિતીશથી પણ કહેલી છે. શુક્રનીતિમાં ઉપરજ પ્રમાણે નીચે પ્રમાણે પાયરીઓ બતાવી છે. સામન્ત, માંડલિક, રાજા, મહારાજા, સ્વરાટ્, સમ્રાટ્, વિરાટ્, અને સાર્વભૌમ. આ ભાવના મુખ્ય યજ્ઞ અને રાજસૂયયજ્ઞની સાથે સંબંધ ધરાવે છે. દિગ્વિજયની અભિલાષાનું મૂળ આ કારણ હતું. અને રાજનીતિની અંતિમ નેમ એ જ હતી.

---

આ સ્વાધ્યાયમાં ટીકા કરવાનો ઉદ્દેશ નથી. પણ સ્વાધ્યાયથી થતા કેટલા એક વિચારોની નોંધ લેવી ઉચિત માનીએ છીએ. આ પુસ્તકના અભ્યાસથી, પૂર્વના અભ્યાસના કેટલાએક ગ્રહો—જે સઘળા ગ્રહો પૂર્વ સ્વતંત્ર થવાને લાયક નથી એવા એક જ વિધાનને લક્ષે છે તે–ગ્રહો તૂટી જાય છે. તે સાથે જ એજ ગ્રહોના સહગામી બીજા ગ્રહો–કે પશ્ચિમ ઇતિહાસના આદિથી જ રાજ્ય કરવા સરજાએલું હતું એ ગ્રહો પણ ટકી શકતા નથી. પુરાતત્ત્વ સંશોધનમાં આટલું સંમાર્જનનું કામ પણ ઓછું અગત્યનું નથી. પણ આ થતાં બીજા ગ્રહો બંધાઇ ન જાય એ સંભાળ રાખવાની છે. પૂર્વની પ્રજાઓ અને પશ્ચિમની પ્રજાઓ સરખી છે–માણસ છે એટલે દરજ્જે સરખી હોય એમાં નવાઇ નથી. પણ એ સૂત્રથી એમ ન સમજાઇ જવું જોઇએ કે પૂર્વના ઇતિહાસની શોધખોળમાં પશ્ચિમના ઇતિહાસ જેવું પરિણામ આવે કે બતાવી શકીએ એટલે ઇતિહાસનો તાળો મળી ગયો. પૂર્વ પશ્ચિમ એક છે એ જ ઇતિહાસના શોધખોળનું ધ્યેય છે એમ ન મનાવું જોઇએ.

પૂર્વ અને પશ્ચિમના ઇતિહાસ સમાન્તર લીટીએ ચાલ્યા છે એમ કહી શ્રી વિનયકુમાર સરકાર એક એવું પણ અનુમાન કાઢે છે કે પૂર્વ કે પશ્ચિમનો પ્રાચીન ઇતિહાસ અત્યારની નવીન સ્થિતિને કોઇ પણ રીતે માર્ગદર્શક થઇ શકશે નહિ. આનો ફલિતાર્થ એ થાય કે આપણા રાજકીય પ્રશ્નો માટે વિચાર કરવાની સામગ્રી પાશ્ચાત્ય દેશોની આધુનિક સ્થિતિના અભ્યાસમાંથી જ મળી શકશે—બીજા શબ્દોમાં આપણે આપણું ભાવી તેમને પગલે પગલે ચાલીને રચવું જોઇએ. આ સઘળાં અનુમાન સ્વીકારતા પહેલાં બહુજ વિચાર કરવાની આવશ્યકતા છે. આધુનિક સ્થિતિ નવીન છે એ ખરું. પણ તેને પણ આપણે આપણા ઇતિહાસમાં સિદ્ધ થતી પ્રકૃતિ અનુસાર ઉકેલવાની છે. નહિ કે માત્ર પશ્ચિમના અનુકરણથી. એટલે અંશે પૂર્વની વિશિષ્ટ પ્રકૃતિ છે અને તે પ્રકૃતિ તેના ઇતિહાસમાંથી આપણે વિચારીને સમજી લેવી જોઇએ.

રા.

## ચોપાનીઆં



**કનિષ્કની સાલ.** ' કેમ્બ્રીજ હીસ્ટરી ઓફ ઇન્ડીયા વો. ૧ ' ના ૫૮૩મા પાના પર કહેવામાં આવ્યું છે એમ ' કનિષ્કના વારાની સાલવારી એ હિંદુસ્તાનના આખા ઇતિહાસમાં સૌથી વધારે ગુંચવણ ભરેલો પ્રશ્ન છે, અને અત્યારે પણ એ પ્રશ્ન ઉકેલાયો છે એમ ભાગ્યે જ કહેવાય. " ૧૯૨૯ ના ઇન્ડીઅન એન્ટીક્વરીના એપ્રીલના અંકમાં પ્રો. જી. જોવીઓ ડુબ્રેલ આ સાલવારીના પ્રશ્નના સંબંધમાં નીચે પ્રમાણે અગત્યની માહિતી આપે છે.

' તક્ષિલા આગળનાં સર જ્હૉન માર્શલનાં ખોદકામોનો સંભાળપૂર્વક અભ્યાસ કરવાથી ઉપર્યુક્ત પ્રશ્ન વહેવાર પૂરતો ઉકેલાયો ગણાય એવો મત જણાવવાની હું રજા લઉં છું.

તક્ષિલાના પ્રદેશમાં ઇ. સ. ૪૫ માં ગોન્ડોફરનીસ રાજ્ય કરતો હતો એમ માની લઇએ તો ઇરાનમાં એનો વારસ પેકોરેસ હતો પેકોરેસનાં વ.રામાં અશ્વવર્માનો ભત્રીજો સસસ તક્ષિલાનો હાકેમ હતો. ઇ. સ. ૬૪ માં એ જ પ્રદેશ મહારાજા કુશનના હાથમાં હતો. ( પર્જતાર શિલાલેખ ).

સર જ્હૉન માર્શલનાં તક્ષિલાનાં ખોદકામનો અહેવાલ (એક્સકેવેશન્સ એટ ટેક્ષિલા. આર્કયો. સર્વે. ઇન્ડીઆ. ૧૯૧૨–૧૩ પાનું ૧ એફએફ, અને એ ગાઇડ ટુ ટેક્ષિલા, કલકત્તા ૧૯૧૮ ) જો હું બરાબર સમજ્યો હોઉં તો ત્યાં કેટલાંક તદન સ્પષ્ટ પડ જડ્યાં છે જેમકે–(૧) ગોન્ડોફર્નીસનું પડ, સસનનું વગેરે, (૨) હર્મ્યુઝ તથા કુજુલ–કડફીસીસનાં પડ, અને (૩) વીમા કડફીસીસનું પડ. જે કાળમાં કુજુલકડફીસીસ અને હર્મ્યુઝના જે સિક્કાઓ ચાલતા હતા તે પછી એનું પડ બંધાયાને ઘણાં વર્ષો થયાં. અને પછી વીમા–કડફીસીસના સિક્કાઓનું ચલણ થતાં પણ લાંબો કાળ વીત્યો હશે.

પરંતુ આ પૂરતું નથી. એક અતિ મહત્ત્વની બાબત પર ધ્યાન ખેંચવું આવશ્યક છે. વીમા–કડફીસીસના રાજ્યનાં અમુક વર્ષો પછી એકાએક સરકપ નામનું ગામ તજાયેલું જણાય છે. હકીકત એ છે કે સરકપમાં વિમા–કડફીસીસનાં તથા એની પહેલાં થઇ ગયેલાં સર્વ રાજાઓના સિક્કા જડ્યા છે. પરંતુ એની પાછળના રાજાનો એક પણ સિક્કો સરકપમાં કદી જડ્યો નથી.

વળી સર જ્હૉન માર્શલ બહુ એક અગત્યની ટીકા કરે છે કે 'સોટમેગસનો એક પણ સિક્કો સરકપમાં જડ્યો નથી.' આ ઉપરાંત હિન્દુસ્તાનમાં સોટરમેગસના સિક્કાઓ ઠેકાણે ઠેકાણે મળી આવે છે અને એની સાલ કનિષ્કના પહેલાના સમયની છે. આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે સરકપ તજાયા પછી ઘણાં વર્ષો પછી કનિષ્ક ગાદીએ આવ્યો, વળી તક્ષિલાના બીજે કોઇ ભાગમાં એટલે કે ચીરસ્તુપ આગળ વીમા–કડફીસીસ, સોટર મેગસ, કનિષ્ક વગેરેના સિક્કાઓ પુષ્કળ મળી આવે છે. ટુંકમાં ઇ. સ. ૬૦ની લગભગમાં તક્ષિલા કુશનોના હાથમાં આવ્યું અને એ સાલથી (૧) કુજુલ અને હર્મ્યુઝ (૨) વીમા–કડફીસસ (૩) સોટર મેગસ અને (૪) કનિષ્કના સિક્કાઓનો સમય ગણવો જોઇએ. આમાંના દરેકનો સમય સેંકડો વર્ષોનાં છે અને આવા સંજોગોમાં કનિષ્કનો રાજ્યારોહણકાળ ઇ. સ.

૭૮નો એટલે કે કુશનો ઉત્તર હિંદુસ્તાનમાં આવ્યા તે પછી માત્ર ૧૮ વર્ષ પછીનો ગણવો અસંભવિત બને છે.

આપણે જો હવે તે વખતનાં કેટલાંક કોતરકામની શૈલીનો વિચાર કરીએ તો આપણે કહેવું જોઇએ કે કનિષ્કની કલા એ ગ્રીસો–બુદ્ધિસ્ટ કલાનું એટલું બધું હીન સ્વરૂપ છે કે તેનો નિર્માણ કાળ ઈ. સ. નો પહેલો સૈકો ગણવો અસંભવિત છે. સર જ્હૉન માર્શલે કનિષ્કની શૈલીને સાચી રીતે હલકી પદવી આપી છે. (કેમ્બ્રીજ હીસ્ટરી વૉ. ૧ પા.૬૪૮).

આથી કરીને કનિષ્કનો સમય ઈ. સ. બીજા સૈકાનો પૂર્વાર્ધ ઠરે છે,[૧] અને શકસંવતનો શરૂ કરનાર પણ એ નથી જ. ત્યારે એ સંવત કોણે ચલાવ્યો ? આ સંવતના જુનામાં જુના ખાત્રિવાળા લેખો રુદ્રદામનના રાજ્યના વખતના છે અને એમની સાલ શક સંવત બાવનની છે. રુદ્રદામનનો વંશ તેના દાદા ચશ્તને સ્થાપ્યો હતો અને ચસ્તનનો પૌત્ર શક સંવત બાવનમાં રાજ્ય કરતો હતો. એટલે એ સંવત ચશ્તનના વારામાં ચાલુ થયો એ નક્કી છે.

ચશ્તન એ વંશનો આદિ પુરુષ હતો અને શક સંવત પણ તેણેજ સ્થાપ્યો એમ કબુલ કરવું એ સૌથી સ્વાભાવિક અનુમાન છે. આ અનુમાન પ્રમાણે ચાલવાથી હિંદુસ્તાનનો ઇતિહાસ તદ્દન સ્પષ્ટ થાય છે. આ પ્રમાણે–ઇ. સ. ના પહેલા સૈકાના પૂર્વાર્ધમાં ગોન્ડોફરીસનું વિશાળ સામ્રાજ્ય હતું. પૂર્વ ઇરાનનું પહ્‌લવ રાજ્ય, કાબુલનું યવનોનું રાજ્ય[૨] તથા પંજાબ રજપુતાના અને મહારાષ્ટ્રના શકરાજ્યનોનો એમાં સમાવેશ થતો હતો. આ સામ્રાજ્ય ઇ. સ. ૬૦ માં પડી ભાગ્યું અને જ્યારે કુશનોએ પંજાબનો કબજો લીધો ત્યારે દક્ષિણનરેશ ગૌતમીપુત્ર શાતકર્ણીએ શકો, યવનો તથા પહલવોનો નાશ કર્યો અને મહારાષ્ટ્ર કાઠીઆવાડ અને માળવા તાબે કર્યાં. નાસિકનો પ્રસિદ્ધ શિલાલેખ બરાબર આ જ વાત જણાવે છે (ઇન્સ. નં. ૨ એપિ. ઇન્ડ., વો ૭. પા. ૬૧ ) “ગૌતમીપુત્રે શકો, યવનો તથા પહ્‌લવોનો નાશ કર્યો અને પોતે સૌરાષ્ટ્ર, અકરવન્તી વગેરેનો રાજા બન્યો. દક્ષિણ નરેશની ઉજ્જેન અને કાઠીઆવાડની ઉપર્યુક્ત જીત ફક્ત હંગામી જ હોઇ શકે. ઇ. સ. ૭૮માં ચસ્તન માળવા અને સૌરાષ્ટ્રનો રાજા થયો અને તેણે નવી ગાદી તથા શકસંવત નામનો નવો શતક ચલાવ્યો.’

ચુ.

---

૧ સારનાથનો અશ્વઘોષ વાળો શિલાલેખ ( એપિ. ઇન્ડ., વો. ૮ પાન ૧૭૧ ) જે ચાળીસની સાલમાં લખાયો છે તેનો મી. આર્થર વેનિસે ખાસ અભ્યાસ કર્યો છે. એ શિલાલેખ ૨૦૯ની સાલમાં લખાયો એમ પણ જણાશે. જો કોઇ એમ ધારે કે આમાંની એક સાલ વિક્રમ સાલ છે અને બીજી કનિષ્કની સાલ છે તો ઇ. સ.૧૫૧ ( વિક્રમ સંવત ૨૦૯ ) એ કનિષ્કની ચાળીશમી સાલ થશે અને કનિષ્કની સાલ ઇ. સ. ૧૧૧ થશે.

૨ કદાચ એના રાજ્ય પહેલાં (પા. ૫૭૪) ખાલસા થયેલી કાબુલની ખીણમાં પણ એનું રાજ્ય હતું એ બાબત એના મુખ્ય શહેરમાંથી મેસને શોધી કાઢેલા સિક્કાના મોટા જવાથી સાબીત થાય છે ( કેમ્બ્રીજ હીસ્ટરી ઓફ ઇન્ડીઆ વો ૧. પા. ૫૭૭ )

મીથીક સોસાયટીના ત્રૈમાસિકના એપ્રીલ ૧૯૨૩ના અંકમાં રંગસ્વામી સરસ્વતી બી. એ.નો 'ભારવિ અને દણ્ડીનો સમય અથવા પલ્લવ સમયના સાહિત્યનો ઇતિહાસ' એ વિષય ઉપર લેખ છે. લેખ બહુ જ અવ્યવસ્થિત રીતે લખાયો છે પણ તેમાં કેટલીક નવીન માહીતી હોવાથી તેનો સાર આપ્યો છે.

મદ્રાસ ઓરીઅન્ટલ મેન્યુસ્ક્રીપ્ટસ લાયબ્રેરીના ક્યુરેટર અને તેમના સહાયકે 'અવન્તી સુન્દરી' નામનો એ ગ્રંથ શોધી કહાડયો છે. આ ગ્રન્થ ચમ્પૂ છે અને દણ્ડીનો રચેલો છે. ગ્રન્થના ફક્ત ૭ પરિચ્છેદ જ જડયા છે. પહેલા પરિચ્છેદમાં દણ્ડીના વંશનો તથા જે પરિસ્થિતિમાં ગ્રંથ લખાયો તેનો અહેવાલ છે. તેનો સાર આ પ્રમાણે છે.

કાંચીપુરીમાં સિંહવિષ્ણુ નામનો પલ્લવ વંશનો રાજા રાજ્ય કરતો હતો. તે સભામાં બેઠો હતો તે સમયે એક ગાન્ધર્વે આવી તેની સમક્ષ નીચેની આર્યા ગાઇ

दनुजपतिहृदयभूधरविभेदविज्ञातशक्तिनखकुलिशम् ।
जगदुदयहेतुविष्णो रचतु वपुर्नारसिंहं वः ॥[1]

(દાનવોના પતિના હૃદય-પર્વતને તોડવામાં જેનાં નખવજ્રની શક્તિ જણાઇ છે તે,-જગતના ઉદય હેતુ વિષ્ણુનું નરસિંહાવતારનું-શરીર તમારૂં રક્ષણ કરો!)
રાજાએ પુછ્યું 'આ વર્ણ-પદ્ધતિ કોણે નિર્માણ કરી છે?' ગાન્ધર્વે જવાબ આપ્યો 'સાંભળો પશ્ચિમોત્તરપ્રદેશમાં આનન્દપુર નામનું નગર છે. ત્યાંથી કૌશિકગોત્રનું એક કુટુમ્બ અચલપુર આવ્યું......આ કુટુમ્બના નારાયણસ્વામી નામના માણસને દામોદર નામે પુત્ર થયો. " તે મેધાવી કવિ, વિદ્વાન, **ભારવિએ**" વિષ્ણુવર્ધન નામના રાજાની મૈત્રી કરી. રાજા એક સમયે મૃગયા કરવા ગયો ત્યારે તે તેની સાથે ગયો હતો. ત્યાં તેને માંસ ખાવાની ફરજ પડી. આ પાપનું પ્રાયશ્ચિત કરવા તે તીર્થયાત્રા કરવા ગયો. હાલ તે દુર્વિનીત નામના રાજાની પાસે રહે છે, તેણે આ આર્યા રચી છે.'

સિંહવિષ્ણુરાજાએ તેને અનેક આદરપૂર્ણ નિમન્ત્રણો મોકલી પોતાની પાસે બોલાવ્યો. તેણે આવી રાજાને અનેક સુભાષિતોથી સંતુષ્ટ કર્યો.

કવિને ત્રણ પુત્રો હતા. તેમાંથી વચલા મનોરથ નામના પુત્રથી વંશવૃદ્ધિ થઇ. આ મનોરથને ચાર પુત્રો હતા. તેમાંથી વીરદત્તને ગૌરીનામની સ્ત્રીથી દણ્ડી નામનો પુત્ર થયો. દણ્ડી માતપિતાથી બાળપણમાં વિયુક્ત થયો પણ એ "સરસ્વતીઅને શ્રુત"થી યુક્ત થયો નગરમાં પરચક્રનો ઉપદ્રવ થતાં તે નગર છોડી ચાલ્યો! અનેક આશ્રમોમાં ભણતો અને પુણ્યપ્રદેશો જોતો તે બહુ દિવસ બ્હાર રહ્યો. ઉપદ્રવ શાન્ત થતાં રાજાએ એને પાછો બોલાવ્યો.

આ પછી 'અવન્તી સુન્દરી કથા' કેવા પ્રસંગે લખાઇ તેનું વર્ણન છે.

આ અહેવાલ પ્રમાણે ભારવિનું નામ દામોદર થયું ગણાય; અને તે દણ્ડીનો પિતામહ થયો કહેવાય. દામોદર-ભારવિના સમકાલીન રાજાઓ-વિષ્ણુવર્ધન, દુર્વિનીત અને સિંહવિષ્ણુ,-

૧. આ શ્લોક કિરાતમાં મળતો નથી.

દુર્વિનીતના અનેક તામ્રપત્રો મળ્યાં છે. તેમાં તેને–"शब्दावतारकारदेवभारतीनिबद्धबृहत्कथः किरातार्जुनीयपंचदशसर्गटीकाकारदुर्विनीतनामा " એટલે કે શબ્દાવતાર નામના વ્યાકરણનો રચનાર, બૃહત્કથા તે સંસ્કૃતમાં લખનાર, અને કિરાતાર્જુનીયના પંદર સર્ગનો ટીકાકાર–કહ્યો છે. આ દુર્વિનીત 'ગંગ' વંશનો હતો. આ નામનો ફક્ત આ એક જ રાજા હિન્દુસ્થાનના ઇતિહાસમાં જાણીતો છે, એમ શ્રી રંગસ્વામી કહે છે. આ રાજાના કેટલાક લેખોમાં શબ્દાવતારના કર્તા તરીકે પ્રસિદ્ધ જૈન વૈયાકરણ પૂજ્યપાદને જણાવ્યો છે. આ આચાર્ય તેના ગુરુ હતા.

શ્રી રંગસ્વામીના મત પ્રમાણે વિષ્ણુવર્ધન પુલકેશી-બીજાનો ભાઈ હતો. તે શિલાલેખોમાં કુબ્જ વિષ્ણુવર્ધન તરીકે પ્રસિદ્ધ છે.

હવે ભારવિના સમય વિષે. પશ્ચિમના ચાલુક્ય રાજા પુલકેશી બીજાના ઇ. સ. ૬૩૪ ના શિલાલેખમાં પ્રશસ્તિકાર રવિકીર્તિને "कविताश्रितकालिदासभारविकीर्तिः" કહ્યો છે. આ ઉપરથી ભારવિ તે પહેલાં થઇ ગયો હોવો જોઇએ નિર્વિવાદ છે.

શ્રી રંગસ્વામીએ ઉપર જણાવેલા રાજાઓના સમયનો પોતાના લેખમાં નિર્દેશ કર્યો ન હોવાથી મોં. દુબરીલના દક્ષિણના ઇતિહાસમાંથી તે નોંધીએ છીએ. સિંહવિષ્ણુનો સમય ૫૭૫–૬૦૦, અને દુર્વિનીતનો ૬૦૫–૬૫૦. આ ઉપરથી એટલું અનુમાન કરી શકાય કે ભારવિ છઠ્ઠા સૈકાના બીજા શતાર્ધમાં થયો હશે.

કાવ્યાદર્શના બીજા પરિચ્છેદના ૨૭૯મા શ્લોકમાં 'રાજવર્મા' કે 'રાતવર્મા'નો ઉલ્લેખ આવે છે. શ્રી નરસિંહાચાર્ય આ રાજાને અને રાજસિંહ નરસિંહવર્મા–બીજાને એક ગણે છે. તે ઉપરથી દણ્ડીનો સમય સાતમા સૈકાની છેવટની પચીશીમાં મુકાય છે.

પરંપરા પ્રમાણે દણ્ડીએ ત્રણ ગ્રંથો રચ્યા કહેવાય છે. તેમાં કાવ્યાદર્શ, અને દશકુમારચરિત પ્રસિદ્ધ છે. પણ દશકુમારચરિતના કર્તૃત્વ વિષે મતભેદ છે. કાવ્યાદર્શમાં દણ્ડીએ કાવ્યનો જે આદર્શ કલ્પ્યો છે તેનાથી દશકુમારચરિત બહુ જ હલકું હોવાથી શ્રી. આગાશે દશકુમારચરિતને કાવ્યાદર્શકાર દણ્ડીનું હોવાની ના પાડે છે. આ મત સાથે શ્રીરંગસ્વામી સંમત થાય છે. તેઓ દશકુમારનું સ્થાન 'અવન્તીસુન્દરી' ને આપવા માગે છે. કારણકે તેમના મત પ્રમાણે, એમાં કાવ્યાદર્શનો આદર્શ શુદ્ધ રીતે સચવાયો છે.

દણ્ડીના ત્રિજા ગ્રંથ વિષે આ પ્રમાણે કલ્પના કરી છે. મદ્રાસ લાયબ્રેરીમાં ભોજરચિત 'શૃંગારપ્રકાશ' નામના ગ્રન્થની પ્રત છે. તેમાં અનેક ઉતારાઓ લીધા છે. તે ઉપરથી જણાય છે કે દણ્ડીએ 'દ્વિસન્ધાન' નામનું એક કાવ્ય રચ્યું હશે. આ ગ્રન્થના પ્રત્યેક શ્લોકમાં રામાયણ અને મહાભારતના બનાવો વર્ણવ્યા છે. ૨

---

એનાલ્સ ઓફ ધી ભાંડારકર ઇન્સ્ટીસ્ટયુટના ૧૯૨૨–૨૩ ના જાન્યુઆરીના અંકમાં 'નારદનાં ભક્તિસૂત્રો અને શ્રીમદ્ભગવદ્ગીતા' વિષેના પોતાના લેખમાં શ્રી પી. કે. ગોડે બન્ને ગ્રંથોની ભાષા અને વિચારની સરખામણીનો અભ્યાસ કરી નીચેનાં અનુમાન બાંધે છે:

(૧) ગીતામાં ચર્ચેલા લગભગ બધા સિદ્ધાંતોનો નારદનાં સૂત્રોમાં મુખ્ય આશરો લીધેલો છે.

(૨) કેટલાંક સૂત્રો તો ગીતાના જ શ્લોકોને સૂત્રની સંક્ષિપ્ત ભાષામાં ફેરવી રચેલાં છે.

(૩) દાખલા તરીકે છપ્પનમું સૂત્ર લાગલું ગીતાના સાતમા અધ્યાયના ૧૬મા શ્લોકમાંનું 'आर्तादिभेदात्' વાળું વચન યાદ લાવે છે. આનો એવો અર્થ થાય છે કે સૂત્રકારને ગીતાનો એટલો બધો પરિચય હતો કે એને એનું નામ દેવાની જરૂર લાગી નથી. એણે એમ ધાર્યું જણાય છે કે 'आर्त' શબ્દનું કથન માત્ર વાંચક યા વિદ્યાર્થીને ગીતાના સાતમા અધ્યાયના સોળમા શ્લોકનું સ્મરણ કરાવશે.

(૪) ગીતાનો સારગ્રાહી સ્વભાવ નારદનાં સૂત્રોમાં દેખાતો આવતો નથી; જો કે એનાં ગ્રંથનાં વિષયવિવેચન પૂરતું ગીતાનું દેવું એને માથે ઘણું છે. એણે કેવળ તર્કની દૃષ્ટિએ ભક્તિની ભાવનાનું વિવેકપૂર્વક પૃથક્કરણ કર્યું છે.

(૫) ત્યાશીમાં સૂત્રમાં શાન્ડિલ્યે ગીતાનો સંબંધ ટાંક્યો છે. માત્ર એટલા ઉપરથી પણ આપણે નિર્ણય થઈ અનુમાન બાંધી શકીએ કે શાન્ડિલ્યનાં સૂત્રો ગીતા પછી રચાયાં છે; આગળ જતાં તો નારદનાં સૂત્રોમાં શાન્ડિલ્યનું નામ આવે છે. એ ઉપરથી ફલિત થાય છે કે નારદનાં સૂત્રો ગીતા પછીના સમયમાં રચાયાં છે એટલુંજ નહિ પરંતુ શાન્ડિલ્યસૂત્રની પણ પછી રચાયાં છે.

(૬) નારદસૂત્રો અને ગીતા બન્નેની ભાષાના મળતાંવડાપણાના પ્રમાણ પરથી તથા છપ્પનમા સૂત્રમાં ગીતાનો સ્પષ્ટ ઉલ્લેખ આવે છે તે ઉપરથી સાબીત થાય છે કે બન્ને ગ્રંથો અન્ય સામાન્ય ગ્રંથના આધારે રચાયા હોય એવો સંભવ નથી.

(૭) ભક્તિ ઉપદેશનાર અનેક ઉપદેશકોનાં જેમાં નામ આવે છે એ ત્યાશીમું સૂત્ર 'जनजल्पनिर्भयाः એ વચનનો પ્રયોગ કરે છે. આ પરથી એવી સૂચના મળી શકે કે ભક્તિમાર્ગ જે હજી ખીલતો હતો તેની ઉઘાડી હાંસી નહિ તો ટીકા તો લોક કરતા હશે. ખચિત જ એ ત્યારે સર્વમાન્ય લૌકિક સંપ્રદાય નહોતો.

(૮) નારદસૂત્રો ભક્તિમાર્ગીઓને મિતભાષી અને સ્પષ્ટવક્તા ભોમિયાની ગરજ સારવા રચાયાં હશે.

(૯) એકવીસમા સૂત્રમાં વૃંદાવનની ગોપીઓનો ઉલ્લેખ આવે છે તે બતાવે છે કે એ વખતે ગીતાના મૂળ કૃષ્ણની કથા વિકાસ પામી ગઈ હતી. એ જ પ્રમાણે છાસઠ અને ત્યાશીમાં સૂત્રમાં 'કાન્તાશક્તિ'નો આદર્શ દર્શાવ્યો છે તે જણાવે છે કે ભક્તિનો એક નિયમિત સંપ્રદાય ચાલ્યો હતો અને 'ભક્તિ'નું વિવેકપૂર્ણ પૃથક્કરણ ઘણું આગળ વધ્યું હતું.

(૧૦) આડત્રીસ અને ઓગણચાળીસમા સૂત્રમાં નારદ 'સત્સંગ'નું તત્ત્વ દાખલ કરે છે તે ભક્તિમાર્ગનો કેટલો વિકાસ થયો હતો તે સૂચવે છે. કેટલાક આવા મહાપુરુષો એ વખતે હોવા જોઈએ. અને ઈશ્વર અને મનુષ્યનો મેળ કરી આપનાર તરીકે આવા માણસોનો સંગ કરવાની આવશ્યકતા નારદ સૂત્રો સ્પષ્ટ રીતે જણાવે છે.

(૧૧) નારદે પોતાના સૂત્રોમાં (૨૧, ૨૩, ૩૧, ૩૨, ૫૨) વાપરેલા દાખલાઓ અને ઉપમાઓ તદ્દન અપૂર્વ છે અને ગીતામાં એવું કાંઈ છેજ નહિ.

(૧૨) કેટલીક જગાએ નિરોધ ( સૂ. ૮ ), અનન્યતા ( સૂ. ૧૦ ), 'ગૌણી' ( સૂ. ૫૬ ) એવી કેટલીક પરિભાષાની ચોક્કસ સમજુતી આપવાનો પ્રયત્ન કર્યો જણાય છે. આ જરા વિસ્મયકારક છે.

(૧૩) છેવટે '**મૂકાસ્વાદનવત**' (સૂ. ૫૨) વડે ભક્તિનું ગૂઢ અને અંતર્ગાની સ્વરૂપ આપણને દીવા જેવું થાય છે. આગળ આપણને ઉપદેશ આપવામાં આવે છે કે એ સ્વયંસ્પષ્ટ હોવાથી એને ન્યાય કે પ્રમાણની જરૂર નથી ( સૂ. ૫૮ ). મિથ્યા વિવાદનો છેડો નહિ હોવાથી એવો વિવાદ કરવો નકામો છે. ( સૂ. ૭૪, ૭૫ ) બુદ્ધિબળ કરતાં શ્રદ્ધાબળ ચડે છે એ નારદસૂત્રોનું મુખ્ય કથન છે અને ગીતાનું મુખ્ય રહસ્ય 'જ્ઞાન' છે 'કર્મ' છે કે 'ભક્તિ' છે એ વિષે પંડિતો વિવાદમાં પડે પણ નારદ મુની શકાય એટલો બધો ભાર મુકીને કહે છે કે '**भक्तिरेव गरीयसी**' ( સૂ. ૮૧ ).

ચુ.

# ચિત્રપરિચય

વડનગરમાં બે મોટા કીર્તિસ્તંભો છે. તેમાંના એકનું આ ચિત્ર છે. શહેરથી ઉત્તરે કોટની બ્હાર તે આવેલા છે. બન્ને સ્તંભો લગભગ સરખા છે અહીંઆ આપ્યો છે તે વધારે સુરક્ષિત છે. આ બન્ને સ્તંભો કોઈ મહાન્મંદિરના દરવાજાને શણગારતા હશે. હાલ ત્યાં મંદિરનાં બીજા કાંઇ ચિન્હો જણાતાં નથી.

આ સ્તંભો કેવળ રાતા અને પીળા કરકરના પત્થરના બનાવેલા છે. તેમાં સીમેન્ટ કે એવો કોઈ પદાર્થ વાપર્યો નથી. સ્તંભો મજબુત અને ચિરસ્થાયી બને માટે 'પીઠ' સારી રીતે પહોળા રાખવામાં આવ્યા છે. પ્રત્યેક પીઠનો ઘેરાવો '૫૩' ચોરસ ફીટ છે.

કીર્તિસ્તંભની રચના ખાસ કરી ભવ્યતાનો ભાવ ઉત્પન્ન કરે છે. પ્રત્યેક અવયવમાં બળ અને સ્થૈર્ય હોવા છતાં કોમળતાનો અભાવ નથી. તોરણ કે જે અહીંઆ કેવળ આભૂષણરૂપે છે તે તેની ઉચિત મનોહરતાથી ખાસ ધ્યાન ખેંચે છે. સં.

## સુધારો.

પા. ૪૨૧. લી. ૧૩ માં 'ગોજનપત્ર' ને બદલે 'ભોજપત્ર' વાંચો.

પા. ૪૨૨. લી. ૧૨ માં 'જુજબળ' ને બદલે 'ભુજબળ' વાંચો.

# નોંધ

---

ગયા સત્રની જેમ ચાલુ સત્રમાં સોમવાર, બુધવાર અને શુક્રવારે પંડિત સુખલાલજી 'વાત્સ્યાયનભાષ્ય' અને મંગળવાર, ગુરુવાર અને શનિવારે અધ્યાપક કોસમ્બી 'મજ્ઝિમનિકાય' શીખવે છે. સમય સાંજના ૫ થી ૬. સ્થળ પુરાતત્ત્વ મંદિર.

* * * * * *

પ્રીન્સીપાલ આનન્દશંકર બાપુભાઇ ધ્રુવે 'વસન્ત' ના ચાલુ વર્ષના ચૈત્ર માસના અંકમાં અને તેઓશ્રીએ ગૂજરાતમહાવિદ્યાલયમાં ચાલુ સત્રના પ્રારંભમાં આપેલા ભાષણમાં પુરાતત્ત્વ મંદિર વિષે જે સારાં વચનો કહ્યાં છે ને માટે અમે તેઓશ્રીનો આભાર માનીએ છીએ. તેમણે બતાવેલી ખામી તથા કરેલી સૂચનાઓ માટે પણ અમે તેમના એટલાજ આભારી છીએ. એમની સૂચનાઓનો યથાયોગ્ય ઉપયોગ કરવાનો અમે ચૂકિશું નહિ. આ પ્રસંગે અમે તેઓશ્રીને વિનન્તી કરીએ છીએ કે તેઓની સહાનુભૂતિ સૂચના કરવામાં જ પર્યાપ્ત ન થતાં મંદિર માટે આ દિશામાં પ્રત્યક્ષ કાર્ય કરવા સુધી પહોંચે.

મંદિરનું કાર્ય રાષ્ટ્રવિદ્યાલયને ઉપકારી થવા બાબત મંદિરની જે ખામી બતાવવામાં આવી છે તે વિષે અમે જણાવવાની રજા લઇએ છીએ કે તેઓશ્રીનો અભિપ્રાય અપૂર્ણ માહીતી ઉપર બંધાએલો છે. અત્યાર સુધીમાં મંદિરે જે કાંઇ થોડું ઘણું કામ કર્યું છે તેમાં રાષ્ટ્રવિદ્યાલયને ઉપયોગી થવાય એ દૃષ્ટિ હંમેશા રાખવામાં આવી છે. આ બાબતનો ઉલ્લેખ પુરાતત્ત્વના પહેલા અંકમાં ( પા. ૪ ) પુરાતત્ત્વમંદિર વિષેના લેખમાં શ્રી કાલેલકરે કરેલો છે. પુરાતત્ત્વમંદિર ગ્રન્થાવલીમા જે આઠ પુસ્તકો આજ સુધીમાં પ્રસિદ્ધ થયા છે તેમાંથી ચાર–પ્રાકૃત કથાસંગ્રહ, પાલીપાઠાવલી, ઉપનિષત્પાઠાવલી અભિધમ્મત્થસંગહો–પાઠ્ય પુસ્તકો તરીકે તૈયાર કરવામાં આવ્યા છે. અને તે પ્રમાણે તેનો મહાવિદ્યાલયના અભ્યાસક્રમમા ઉપયોગ પણ થાય છે. આર્યવિદ્યાવ્યાખ્યાનમાળા અપાવવામાં અને પ્રસિદ્ધ કરવામાં પણ તે જ ઉદ્દેશ લક્ષ્યમાં રાખવામા આવ્યો હતો. બુદ્ધિલીલાસારસંગ્રહ, પ્રાચીનસાહિત્ય અને તહેવારોનો ઇતિહાસ-આ ગ્રન્થો પણ વિદ્યાપીઠમાં ચાલતા અભ્યાસને ઉપયોગી છે આ સાથે તે ગ્રન્થો જાહેર પ્રજાને ઉપયોગી થાય એ ઉદ્દેશ પણ રાખવામાં આવ્યો છે. અધ્યાપનકાર્યમાં પણ મંદિર તરફથી મહાવિદ્યાલયને બનતી મદદ કરવામાં આવેછે.

* * * * *

# વિજ્ઞપ્તિ

આ અંકથી 'પુરાતત્ત્વ' નું પહેલું વર્ષ પૂરૂ થાય છે. આખા વર્ષમાં '૬૦' ફૉર્મ એટલે ૪૮૦–પાના આપવાનું અમે જાહેર કર્યું હતું. 'પુરાતત્ત્વ 'ના ચારે અંકો જોતાં જણાશે કે અમે ૪૭૮+૬ અને અર્થશાસ્ત્રના અનુવાદના ૨૪ પાનાં મળી કુલ ૫૦૮ પાંના એટલે કે ૬૩ાા ફૉર્મ આપ્યાં છે. તે ઉપરાંત 'પુરાતત્ત્વ' ના પુંઠા ઉપર પ્રાચીન શિલ્પના પણ ચાર ઉત્તમ નમુના આપ્યા છે. કાગળો અને છપાઈ પણ સારાં આપવા માટે યથાશક્તિ પ્રયત્ન કર્યો છે.

લેખોની પ્રામાણિકતા અને ગુણ દોષ વિષે અભિપ્રાય બાંધવાનું અમે અમારા વિદ્વાન્ વાંચકોના માથે છોડી દઈએ છીએ.

હવે–પુરાતત્ત્વમા વાંચકોને અમારે જણાવવું જોઈએ કે ગ્રાહકોના લવાજમથી ત્રૈમાસિકનું ખર્ચ પૂરૂ થતું નથી. વિદ્યાપીઠ આવું ત્રૈમાસિક શરૂ કરાવવાનું સાહસ ઉઠાવી શકે પણ નભાવી તો લોકો જ શકે. આ માટે અમે અમારા વાંચકોને વિનંતી કરીએ છીએ કે તેઓ ભારતવર્ષની પ્રાચીન સંસ્કૃતિ માટે મમતા ધરાવતા લોકોમાં 'પુરાતત્ત્વ' નો વધારે ફેલાવો કરવામાં બનતી મદદ કરે. પુરાતત્ત્વનો પ્રત્યેક વાંચક જો ત્રણ ત્રણ ગ્રાહક વધારી આપે તો પણ બસ થશે.

પુરાતત્ત્વને દેવનાગરી લિપિમાં છાપવા માટે કેટલાક દક્ષણી, બંગાળી, હિન્દી તથા ગૂજરાતી વિદ્વાનોએ અમને આગ્રહ કર્યો છે. અમે પણ એ આવશ્યકતા સ્વીકારીએ છીએ. પણ અમદાવાદમાં ગૂજરાતી કરતાં દેવનાગરી છાપવાનું ખર્ચ ઘણું ભારે પડે છે. તેથી જ્યાં સુધી અમને ગ્રાહકોનો સારો આશ્રય મળે નહિ ત્યાં સુધી અમે એ ખર્ચ ઉઠાવી શકીએ નહિ. અમે આશા રાખીએ છીએ કે 'પુરાતત્ત્વ' ને અમારા વાંચકોની મદદથી થોડા વખતમાં દેવનાગરીમાં છાપવાને અમે શક્તિમાન્ થઈશું.

* * * * *

જે વિદ્વાનોએ લેખો લખી પુરાતત્ત્વને પોષ્યું છે તેમના અમે અત્યન્ત આભારી છીએ. અમે તેઓને અને ગૂજરાતના સમસ્ત સાક્ષરવર્ગને વિનન્તી કરીએ છીએ કે તેઓ યોગ્ય લેખો મોકલી 'પુરાતત્ત્વ' નું ગૌરવ વધારશે.

* * * * *

## જાહેર ખબર.

'પુરાતત્ત્વ' ના બીજા વર્ષનો પહેલો અંક મહાત્મા ગાંધીજીની પંચાવનમી જન્મતિથિ ભાદરવા વદ. ૧૨ ને દિવસે બ્હાર પડશે. અમારા ગ્રાહકો જેમ બને તેમ જલદી ભાદરવા મહીના પહેલાં લવાજમ–રૂ. ૫–૮–૦–ભરી દેશે એવી આશા રાખીએ છીએ. જેઓનું લવાજમ નહિ આવ્યું હોય તેમને 'પુરાતત્ત્વ' વી. પી. થી મોકલાશે; તેઓ તે સ્વીકારી આભારી કરશે.

પહેલા પુસ્તકનું મુખપૃષ્ઠ તથા વિષયાનુક્રમ અને શબ્દાનુક્રમ આવતા અંકની સાથે મોકલવામાં આવશે.

**સંપાદક**

સન્યાસથી પતિત[૮૭] થયેલો પ્રજ્ઞા અને શુદ્ધિવાળો તે ઉદાસ્થિત. તે પુષ્કળ સોનું અને ચેલાઓ સાથે, વાર્તાકર્મ માટે નક્કી કરેલી ભૂમિમાં કામ કરાવે. તેના ઉત્પન્નમાંથી સર્વ સન્યાસીઓને તે સીધું પાગરણ ઉતારો પૂરાં પાડે. આજીવિકાની જરૂર વાળાઓને ખાનગીમાં કહે "આજ વેષમાં[૮૮] રાજાના અર્થની સરત રાખવી. પોતાનો ભાગ લેવા વખતે આવીને હાજર થવું."

બધા સન્યાસીઓએ પોત પોતાનાં વર્ગને એ પ્રમાણે કહેવું.

આજીવિકા ક્ષીણ થયેલા પ્રજ્ઞા અને શુદ્ધિવાળા ખેડુતને ખેડુતના વેષે રાખવો. તે ખેતીના કામ માટે નક્કી કરેલી ભૂમિમાં–વગેરે ઉપર કહ્યા મુજબ.

આજીવિકા ક્ષીણ થયેલા, પ્રજ્ઞા અને શુદ્ધિવાળા વેપારીને વૈદેહકના[૮૯] વેષે રાખવો. તે વેપારને માટે નક્કી કરેલી ભૂમિમાં–વગેરે ઉપર કહ્યા મુજબ.

આજીવિકાની જરૂરવાળા મુંડી અથવા જટાધારીને તાપસના વેષે

---

यत्रयदकुशलं तत्तदानीमेवाच्छातव्यं त ये ति (आख्यातव्यंत्वयेति ?) એજ શ્લોકની ટીકામાં કુલ્લૂક જેણે મેધાતિથિની ટીકા જોયેલી છે તે લખે છેઃ—तत्र परमर्मज्ञः प्रगल्भछात्रः कपटव्यवहारित्वात् कापटिकस्तं वृत्त्यर्थिनमर्थमानाभ्यामुपगृह्य रहसि राजा ब्रूयात् । यस्य दुर्वृत्तं पश्यसि तत्तदानीमेव मयि वक्तव्यमिति । માનવધર્મશાસ્ત્ર મંડલિકની આવૃત્તિ અ. ૮–૧૫૪. પૃ. ૮૨૮–૮૨૯. ઉપર આપેલા મેધાતિથિના પાઠનો છેલ્લો ભાગ તો દેખીતો અસ્ફુટ અને ભ્રષ્ટ છે. સામાન્ય રીતે કામન્દક કૌટિલ્યને ગુરુ માને છે એ ઉપરથી તેનું કથન તે જ કૌટિલ્યનો અભિપ્રાય હશે એમ માનવું વાજબી લાગે અને ઉપરના પાઠોમાં प्रगल्भछात्र સમાસ કર્મધારયને બદલે બહુવ્રીહિ લઇએ તો તેનો અર્થ 'પ્રગલ્ભ છાત્રવાળો' અધ્યાપક એવો જ થાય પણ कापटिकનો અર્થ અધ્યાપક કરવાને કોઈ કોશનું પ્રમાણ નથી. જયમંગલા પણ अध्यापकનો અર્થ 'કપટથી શિષ્યવૃત્તિથી રહેતો અધ્યાપક' કરે છે અને જૂના કાલમાં વિદ્યાર્થીઓ વિદ્યાને માટે દેશ પરદેશ ફરતા અને ગામ અને શહેરોમાં માગીને નિર્વાહ કરતા એ જોતાં શિષ્ય જ ગુપ્તચરનું કામ બરાબર કરી શકે એમ લાગે છે માટે कापटिकનો અર્થ શિષ્ય લેવો જ ઠીક છે

૮૭. મૂળમાં *प्रव्रज्याप्रत्यवसित* પાઠ છે. રા. શામશાસ્ત્રી એનો અર્થ 'સન્યાસ દીક્ષા લીધેલો' એવો કરે છે, प्रत्यवसितનો અર્થ મૉનિયર વિલિઅમ્સ 'ચ્યુત થઇ જૂની રીતે રહેવા માંડેલો' એવો આપે છે અને તે અર્થને मनुस्मृति અને नारदस्मृति નો આધાર હોવાનું જણાવે છે. ૮૬મી ટીપમાં જણાવ્યું છે તે સંબંધમાં જયમંગલા भिक्षुक इति कुत्सायाम् कन्, तस्य प्रव्रज्याप्रत्यवसितत्वात् એમ ટીકામાં જણાવે છે. તે પ્રકરણમાં કુલ્લૂક ભટ્ટ प्रव्रज्यारूढपतित उदास्थितः લખે છે માટે અને प्रत्यवसित નો અર્થ 'પતિત થયેલો' એવો કરેલો છે.

૮૮. पत्नेनैव दोषेण ને બદલે पत्नेनैव वेषेण પાઠ સ્વીકાર્યો છે.

૮૯. પરદેશી વેપારી.

રાખવો. તે નગરની પાસે પુષ્કળ મુંડી અને જટાધારી ચેલાઓ સાથે રહે અને શાક કે યવસની[૯૦] મૂઠી મહિને બે મહિને જાહેર ખાય પણ છાની રીતે મન ગમતો આહાર લે. વૈદેહકો અને ચેલાઓ તેના પ્રદીપ્ત યોગની ખાતર[૯૧] તેના અર્ચા કરે. શિષ્યો એને વિશે કહે કે "આ સિદ્ધ અને

---

૯૦. એક જાતનું ઘાસ.

૯૧ મૂળમાં समिद्धयोगैरर्चयेयुः એમ તૃતીયાન્ત છે. તે તાદર્થ્ય ગણીને અર્થ કર્યો છે. સમિદ્ધનો અર્થ પ્રદીપ્ત એટલે સિદ્ધ એવો થઈ શકે. યોગીઓ બે પ્રકારના હોય છે 'યુંજાન' એટલે સાધક દશામાં અને 'યુક્ત' એટલે સિદ્ધ દશામાં તેમાં અહીં સિદ્ધ દશા વિવક્ષિત લાગે છે. આ આખો ફકરો સ્ફુટ નથી. આજ પ્રકરણમાં મેધાતિથિ प्रसिद्धयोगैः લખે છે પણ ચાણક્યનો પાઠ અને મેધાતિથિનો પાઠ સરખાવતાં તથા મેધાતિથિના પાઠનો અર્થ વિચારતાં મેધાતિથિની પ્રતની એક બે પંક્તિઓ છપાતી રહી ગઈ હોય એમ લાગે છે. સરખાવવા માટે બન્નેની પંક્તિઓ નીચે ટાંકી છે

चाणक्यः—मुण्डो जटिलो वा वृत्तिकामस्तापसव्यंजनः । स नगराभ्याशे<br>
मेधातिथिः-मुण्डो जटिलो वा वृत्तिकामस्तापसव्यंजनः सन् नगराभ्याशे<br>
चा० प्रभूतमुण्डजटिलान्तेवासी शाकं यवसमुष्टिं वा मासद्विमासान्तरं प्रकाश<br>
मे० प्रभूतजटिलमुण्डान्तेवासी शाकं यव मुष्टिं वा मासान्तरितं प्रकाश<br>
चा० मश्नीयात् गूढमिष्टमाहारं । वैदेहकान्तेवासिनश्चैनं समिद्ध<br>
मे० मश्नीयात् धर्मव्याजेन गूढयथेष्टमाहारं तापसवैदेहकान्तवासिनश्चैनं प्रसिद्ध<br>
चा० योगैरर्चयेयुः। शिष्याश्चास्यावेदयेयुः—"असौ सिद्धस्सामेधिकः" इति। समेधा<br>
मे० योगै<br>
चा० शास्तिभिश्चाभिगतानामङ्गविद्यया शिष्यसंज्ञाभिश्च कर्माण्यभिजनेऽ<br>
मे०<br>
चा० वसितान्यादिशेदल्प लाभ मग्नि दाहं चौरभयं दूष्यवधं<br>
मे० र्थ लाभ मग्नेशिष्याश्चादिशेयुः दाहं चौरभयं दुष्टवधं च<br>
चा० तुष्टदानं विदेशप्रवृत्तिज्ञानं "इदमद्य श्वो वा भविष्यतीदं वा राजा<br>
मे० विदेशप्रवृत्त मिदमद्य श्वो वा भविष्यतीदं वा राजा<br>
चा० करिष्यतीति" ॥ तदस्य गूढास्तत्रिणश्च संवादयेयुः ।<br>
मे० करिष्यतीति तदस्य गूढमन्त्रिणस्तत्प्रयुक्ता संपादयेयुः ।

(માનવધર્મશાસ્ત્ર, મંડળીકની આવૃત્તિ પૃ. ૮૨૮). જ્યાં મેધાતિથિનો પાઠ હું પડેલો માનું ત્યાં મેં જગા ખાલી રાખેલી છે. મેધાતિથિએ ચાણક્યમાંથી જ અવતરણ લીધેલું છે તેમાં સંદેહ રહેતો નથી. મેધાતિથિના પાઠથી ચાણક્યનો પાઠ સુધારી શકાય એમાં શક નથી. अल्पलाभम् ને બદલે अर्थलाभम् પાઠ તો દેખીતી રીતેજ વધારે સારો છે. બીજો અર્થમાં તફાવત એ છે કે મેધાતિથિના પાઠ પ્રમાણે ગૂઢ મન્ત્રીઓ (સત્રીઓ?) ખાનગી રીતે પહેલેથી અર્થલાભ, દાહ, કાલે આમ બનશે અને રાજા આમ કરશે વગેરે હકીકત તાપસને પૂરી પાડે એવો અર્થ થાય છે અને તે વધારે ઉચિત લાગે છે. પણ જ્યાં સુધી મેધાતિથિનો પાઠ અખંડ ન મળે ત્યાં સુધી ચોક્કસ કહી શકાય નહિ.

સામેધિક[૯૨] (?) છે સમિધ્ અને આશીર્વાદ માટે આવેલા લોકો આગળ અંગવિદ્યા અને શિષ્યોએ કરેલી સંજ્ઞા વડે મોટા માણસોમાં બનેલાં કર્મો, અલ્પલાભ, અગ્નિદાહ, ચોરભય, દૂષ્યનો[૯૩] વધ, મહેરબાનીની બક્ષિસો, પરદેશના સમાચાર, " આજે અથવા કાલે આમ બનશે અથવા રાજા આમ કરશે" એમ કહી આપે.

તેના ગુપ્ત સત્રીઓ તે બાબતની ટાપશી પૂરે.

સત્વ પ્રજ્ઞા અને બોલવાની શક્તિવાળા માણસોને રાજા તરફથી જે મળવાનું હોય તે, તેમજ મંત્રીઓની ગોઠવણ પણ કહી આપે. મંત્રી પણ વૃત્તિ અને કર્મ વડે એમને માટે પ્રયત્ન કરે. જેઓ કોઈ પણ કારણને લીધે ક્રોધિત થયા હોય તેમને અર્થ અને માન વડે શાન્ત કરે. કારણ વિના ક્રોધિત થયેલા હોય તેમજ રાજાનો દ્વેષ કરતા હોય તેમને ગુપ્ત દણ્ડથી શાન્ત કરે.

રાજાએ અર્થ ને માન વડે રાજી કરેલ આ
પાંચ સંસ્થા રહે જોતી શુદ્ધિ રાજોપજીવિની.

વિનય સંબંધી અધિકરણો ગૂઢપુરુષોત્પત્તિમાં સંસ્થોત્પત્તિનો અગિયારમો અધ્યાય પૂરો થયો.



## પ્રકરણ ૮મું ગૂઢ પુરુષનું કામ[૯૪]

સંબંધ વિનાના હોવાથી જેમનું અવશ્ય ભરણ પોષણ કરવાનું હોય તેવા જે માણસો લક્ષણ [૯૪અ], અંગવિદ્યા, જંભકવિદ્યા,[૯૫] જાદુ, આશ્રમધર્મ, નિમિત્ત, અંતરચક્રનો[૯૬] અભ્યાસ કરે તેઓ તેમજ જેઓ સંસર્ગવિદ્યા[૯૭] જાણે તે સત્રીઓ.

---

૯૨ સમિધ્ વડે યજ્ઞ કરનાર? કોઇ કોષમાં આ શબ્દ મળતો નથી.

૯૩ દૂષ્યનો અર્થ રાજદ્રોહી જેવો થાય છે.

૯૪ મૂળ શબ્દ **गूढपुरुषप्रणिधिः** એવો છે. **प्रणिधि**નો અર્થ ચાર, સંભાળ અને પ્રાર્થના એવો થાય છે. **राजप्रणिधिः, निशान्तप्रणिधिः अपसर्पप्रणिधिः** વગેરે અનેક પ્રકરણોનાં નામોમાં **प्रणिधि** શબ્દ આવે છે અને દરેક જગાએ આમાંનો કોઇ એકજ અર્થ લાગુ પડતો નથી. માટે શબ્દના પ્રયોગ ઉપરથી તેનો અર્થ 'કામ' કે 'કામની ગોઠવણ' એવો કરેલો છે.

૯૪અ લક્ષણ એટલે વ્યાખ્યા. અહીં આ શબ્દથી ન્યાય કે વૈશેષિક દર્શન વિવક્ષિત લાગે છે. ઉદયનાચાર્યના વૈશેષિક દર્શનના એક ગ્રન્થનું નામ **लक्षणावलि** છે.

૯૫ મહાભારત દ્રોણપર્વના ૬૪મા અધ્યાયના ૧૬ શ્લોકમાં **जंभक** શબ્દ આવે છે તેની ટીકામાં 'ઔષધસાધન' એવો એનો અર્થ આપેલો છે.

૯૬ પક્ષીઓ ઉપરથી ભવિષ્ય જાણવું તે.

૯૭ અર્થ સ્પષ્ટ નથી. સમાજમાં સંસર્ગ કરીને જાણે તે સંસર્ગવિદ્યા એવો અર્થ શામશાસ્ત્રી કરે છે.

જનપદમાં જે શૂરા માણસો જાતની દરકાર કર્યા વિના દ્રવ્ય માટે હાથી કે વાઘ સામે લડે તે તીક્ષ્ણ.

જે બન્ધુઓ તરફ સ્નેહ વિનાના ક્રૂર આળસુ હોય તે રસદ.

આજીવિકાની જરૂરવાળી દરિદ્ર પ્રગલ્ભ બ્રાહ્મણી વિધવા તે પરિવ્રાજિકા. અંતઃપુરમાં સત્કાર પામેલી તે મહામાત્રોને ઘેર જતી રહે.

આનાવડે મુણ્ડા અને વૃષલી પણ કહેવાઇ જાય છે.

આ સંચારો[૯૮] થયા.

શ્રદ્ધા રાખવા યોગ્ય દેશ વેષ શિલ્પ ભાષા ખાનદાનીનું અનુકરણ કરી શકે એવા સંચારોને તેમની ભક્તિ અને સામર્થ્ય પ્રમાણે પોતાના રાજ્યમાં મંત્રી પુરોહિત સેનાપતિ યુવરાજ દૌવારિક[૯૯] અંતર્વંશિક[૧૦૦] પ્રશાસ્તા સમાહર્તા સંનિધાતા પ્રદેષ્ટા નાયક પૌર વ્યાવહારિક કાર્માન્તિક મન્ત્રિપરિષદ્ અધ્યક્ષ દણ્ડપાલ અન્તપાલ અને આટવિકોમાં મોકલે.[૧૦૧]

---

૯૮ ફરનારા ચારો.

૯૯ દ્વાર સાચવનારો અમલદાર

૧૦૦ જનાના ઉપર દેખરેખ રાખનાર અમલદાર.

૧૦૧ સરખાવો कामन्दक

स्वपक्षे परपक्षे च यावान् कश्चिद् विवक्षितः ।
सर्वस्मिंस्तत्र संचारास्तिष्ठेयुश्चित्तवेदिनः ॥

ત્રિ. સં. સિ. ૧૩, ૩૭

તે ઉપર જયમંગલા લખે છે. तत्र कार्ययोगीन्यष्टादश तार्थानि संभवन्ति। तद्यथा 'मन्त्रिपुरोहित सेनापति युवराज दौवारिकान्तर्वंशिक प्रशास्तृ समाहर्तृ सन्निधातृ प्रदेष्टृनायक पौर व्यावहारिक परिषदध्यक्ष दण्ड दुर्गान्तपालाटविकाः'

આ ઉપરથી સમજાય છે કે અમલદાર વર્ગને અને તેમનાં ખાતાંને તીર્થ કહેતા અને ઉપર ગણાવેલાં અઢારે તીર્થોમાં (જયમંગલામાં કૌટિલ્યનું જ અવતરણ થોડા પાઠાંતર સાથે છે) પોતાના દેશમાં અને પારકા દેશમાં રાજાએ ચારો રાખવા જોઇએ.

મહાભારતમાં ૨, ૫, ૪૧—

कच्चिदष्टादशान्येषु स्वपक्षे दशपंच च ।
त्रिभिस्त्रिभि रविज्ञातैर्वेत्सि तीर्थानि चारकैः ॥

નીચે તીર્થ શબ્દ ઉપરની ટીકા ધ્યાન ખેંચે તેવી છે,

પરરાજ્યમાં[૧૦૨] તેમની ( ઉપર ગણાવેલા અમલદારોની ) હીલચાલો, છત્ર ધરવાનું, ઝારી ઝાલવાનું, વીંજણો નાખવાનું, પાદુકા ઝાલવાનું, ગાદીનું, પાલખીનું અને વાહનનું કામ કરનાર તીક્ષ્ણો જાણી લે.

એ જાણેલી હકીકત સત્રીઓ સંસ્થાઓમાં પહોંચતી કરે.

ખાવાનું બનાવનારા, રસોયા, પગચંપી કરનારા, બિછાનું કરનારા, વાળંદો, શણગાર સજાવનારા, પાણી ભરનારા તરીકે રહેતા રસદ ચારો, તથા કૂબડા, વામન, કિરાત, મૂંગા, બહેરા, જડ, અન્ધ હોવાનો ઢોંગ કરીને રહેનારાઓ તથા નટો, નાચનારા ગાનારા, બજાવનારા, બોલીઓ કરનારાઓ અને ભવાયાઓ તથા સ્ત્રીઓ અંતઃપુરની હકીકત જાણે. તે હકીકત ભિક્ષુકીઓ સંસ્થાઓમાં પહોંચતી કરે.

સંસ્થામાં રહેનારા માણસો સંજ્ઞા અને લિપિ વડે ચારોનો સંચાર કરે. તેઓ પોતે તથા ચારસંસ્થાઓ એક બીજાને જાણે નહિ.

ભિક્ષુકીનો પ્રતિષેધ કરે તો દરવાજા પર રહેલી નોકરોની પરંપરા, 'માતા-

---

मन्त्री पुरोहितश्चैव युवराजश्चमूपतिः।
पंचमो द्वारपालश्च षष्ठोन्तर्वेशिकस्तथा ॥
कारागाराधिकारीच द्रव्यसंचयकृत्तथा ।
कृत्वाकृत्येषु चार्थानां नवमो विनियोजकः ॥
प्रदेष्टा नगराध्यक्षः कार्यनिर्माणकृत्तथा ।
धर्माध्यक्षः सभाध्यक्षो दण्डपालस्त्रिपंचमः ॥
षोडशोदुर्गपालश्च तथा राष्ट्रान्तपालकः ।
अटवीपालकान्तानि तीर्थान्यष्टादशैवतु ॥
चारान्विचारयेत्तीर्थे ष्वात्मनश्च परस्य च ।
पाखण्डादीनविज्ञातानन्योन्यमितरेष्वपि ॥
मन्त्रिणं युवराजंच हित्वा स्वेषु पुरोहितम् ।

અહીં પણ તીર્થો ગણાવ્યાં છે અને જયમંગલાથી તફાવત એટલો પડે છે કે પોતાના રાજ્યમાં એ અઢાર પૈકી મન્ત્રી યુવરાજ અને પુરોહિત ઉપર જાસુસો મૂકવા નહિ એવો અપવાદ કર્યો છે.

૧૦૨ મૂળમાં तेषां बाह्यं चारं......तीक्ष्णा विद्युः એમ છે. બાહ્ય ચારનો અર્થ અહીં પરદેશની બાતમી મેળવવાનું કામ એમ કરેલો છે ને, ટીપ ૧૦૧માં આપેલ ગ્રન્થોના ફકરાના આધારે તથા કામન્દક ૧૩, ૪૪ ઉપર જયમંગલમાં આ ચારો પરપક્ષે મોકલેલા હોય છે એમ કહ્યું છે તેને આધારે તથા ચાણક્યના ઉપરના ફકરામાં स्वविषये કહેલું છે માટે અહીંઆં પરવિષય વિવક્ષિત છે એવા અનુમાનથી કરેલો છે. છેવટના શ્લોકો આ અર્થને પુષ્ટિ આપે છે.

પિતૃવ્યંજનો,[103] કારીગર સ્ત્રીઓ, ભવાઈ કરનાર કે દાસીઓ ગીતવાદ્ય,[104] ભાંડપણું,[105] ગૂઢલેખ કે સંજ્ઞા વડે ચારની હકીકત લઈ જાય.

દીર્ઘરોગ કે ઉન્માદ (ને બહાને) કે આગ (લગાડવાના) કે વિષ (આપ્યાના બ્હાના) થી છાનામાના (પરરાજ્યમાંથી) નીકળી જાય.

ત્રણેયની હકીકત મળતી આવે તો સાચું માનવું.

તેમાં વારે વારે તફાવત પડે તો ગુપ્તદણ્ડ કરવો કે રજા આપવી.

કંટક શોધનના અધિકરણમાં કહેલા ચારો, (બીજા ચારો તેમને ત્યાં)

---

૧૦૩ અર્થ સ્ફુટ નથી. રા. **શામશાસ્ત્રી** 'માતા અને પિતા તરીકે રહેલા ગુપ્તચરો' એવો અર્થ કરે છે પણ તે યોગ્ય લાગતો નથી. આ શબ્દ સાહિત્યમાં બીજે ક્યાંઇ જોવામાં આવ્યો નથી. **नीतिवाक्यामृत** ના **राजरक्षासमुद्देश** નું ૩૦મું સૂત્ર નીચે પ્રમાણે છે.

**मातृव्यंजनविशुद्धा राजवसत्युपरिस्थायिन्यः स्त्रियः संभक्तव्याः ॥** તેનો ટીકાકાર **याः स्त्रियो मातृव्यंजनविशुद्धा भवन्ति** એવો અર્થ આપી સમર્થનમાં ભાગુરિનો

**मातृचिह्नविशुद्धा या राजहर्म्ये वसन्ति च ।**
**ता वेश्याः सेवनीयाश्च नान्यासेव्या विचक्षणैः ॥**

એવો શ્લોક આપે છે. વ્યંજનનો અર્થ લક્ષણ કે ચિહ્ન થાય છે અને અહીં પ્રકરણ જોતાં એજ અર્થ ઘટે છે. પણ ચાણક્યમાં એ અર્થનો લાભ કઈ રીતે લેવો? આજ અર્થ ચાણક્યમાં પણ લગાડવોજ હોય તો સ્ત્રીના કે પુરુષના ચિહ્નવાળા માણસો, એટલે પણ્ઢ પુરુષો એવો કરવો પડે. રાજ્યમાં એવા પણ્ઢોને રાખવામાં આવતા. વળી આગળ જતાં ચાલુ અધિકરણના **निशान्तप्रणिधि**ના પ્રકરણમાં જનાનામાં જવાને માટે ચાણક્ય એંશી વરસના પુરુષો અને પચાસ વરસની સ્ત્રીઓ સાથે માતાપિતૃવ્યંજનોને પણ અધિકારી ગણે છે એટલે આ અર્થ સ્વીકારવાને લલચાઇએ પણ સાથે જ વર્ષવર એટલે પણ્ઢનો પણ જૂદો ઉલ્લેખ છે તથા તે અરસાનાં આયુર્વેદનાં પુસ્તકોમાં આ અર્થમાં ક્યાંઇ માતાપિતૃવ્યંજન શબ્દ મળી આવતો નથી એટલે આ અર્થ પણ સ્વીકારી શકાતો નથી. કુલની દેવીને પણ **मातृ** કે **मातृका** કહે છે એ અર્થ લઇએ તો માતાનો જેમાં પરચો દેખાતો હોય એવી સ્ત્રી એવો અર્થ થાય પણ તો સાથે પિતૃઓ પણ એની રીતે કોઇનામાં આવતા એવો અર્થ કરવો પડે. છેવટે મા અને બાપુના નામે બોલાતાં કોઇ દરબારી માણસો એવો અર્થ પણ કરી શકાય. અર્થશાસ્ત્રની પરંપરા તૂટી ગઈ હોવાથી નિશ્ચિતપણે કાંઈ કહી શકાતું નથી.

૧૦૪ સરખાવો: મુદ્રારાક્ષસ પ્રથમ અંકમાં ચાર ગીતથી ગૂઢ સંદેશો પહોંચાડે છે.

૧૦૫ **રંગલાપણું.** હાલની ભાંડ જાતિ આવો જ ધંધો કરે છે.

ભેગા થાય અને ત્યાંથી જૂદા પડે તે માટે પરરાજ્યનો પગાર ખાઈને રહે તે ઉભયવેતનો.[૧૦૬]

બ્હાનામાં પુત્રદારાને રાખી ઉભયવેતનો
શત્રુમાં મોકલી, જાણો શુદ્ધિ તેવાથી તેમની.

ચરો મોકલવા એમ શત્રુમિત્રે જ મધ્યમે
ઉદાસીને અને તેનાં અઢારે તીર્થમાં વળી.

---

૧૦૬ મૂળમાં कण्टकशोधनोक्ताश्चापसर्पाः परेषुकृतवेतना वसेयुः । संपातश्चारार्थं । त उभयवेतनाः આ પ્રમાણે પાઠ છે. અને તેનો અર્થ રા. શામશાસ્ત્રી એવો કરે છે કે "કંટકશોધનના અધિકરણમાં કહેલા ચારોએ પોતાનો પગાર શત્રુરાજા પાસેથી લેવો. પણ જ્યારે તેઓ ચોરોને પકડવાના કામમાં બન્ને રાજ્યોને મદદ કરે ત્યારે બન્ને રાજ્યોનો તેઓ પગાર ખાય" પણ ઉભયવેતનનો આવો અર્થ જ નથી. એક માણસ ગુપ્તરીતે એક રાજ્યનો ચાર હોય પણ તે બીજા રાજ્યમાં જઈ નોકર રહે ત્યાંનો પગાર પણ ખાય અને એ સ્થિતિમાં રહી એ રાજ્યમાં ભેદ કરાવે તેને ઉભયવેતન કહે છે. મુદ્રારાક્ષસમાં ચાણક્યના કેટલાએક માણસો મલયકેતુના માણસ તરીકે રહી ભેદ કરાવે છે તે સઘળા ઉભયવેતનો છે. તેઓ એક રાજ્યમાંથી ગુપ્ત રીતે અને બીજામાંથી દેખીતી રીતે પગાર ખાય છે માટે તેઓ ઉભયવેતનો છે, અને એક રાજ્યના હિતને માટે બીજા રાજ્યને દગો દે છે. તેઓ રા. શામશાસ્ત્રી ધારે છે તેમ ખુલ્લા પડી બન્ને રાજ્યોના ચોરોને પકડે એ અસંભવિત છે. માટે ઉપરનો પાઠ અને રા. શામશાસ્ત્રીનો અર્થ ન સ્વીકારતાં નીચે આપેલો બીજો પાઠ સ્વીકારી અંદરના દંડા, વિરામચિહ્નો, કાઢી નાખી નીચે પ્રમાણે પાઠ સ્વીકારીએ છીએ कण्टकशोधनोक्ताश्चापसर्पाः परेषु कृतवेतना वसेयुः संपातनिश्चारार्थं त उभयवेतनाः આમ કરવાથી આગળ આપેલાં રસદ તીક્ષ્ણ વગેરેનાં લક્ષણવાક્યો જેવાં કે ये बन्धुषु निःस्नेहाः क्रूराश्चालसाश्च ते रसदाः । તેમની સાથે આ વાક્ય સમાનરૂપ થાય છે. संपातનો અર્થ અહીં 'ભેગાં થવું' અને निश्चारનો અર્થ 'જૂદાં પડવું' એટલે પરરાજ્યમાં તાપસ વગેરે બીજા જે વેષધારી સત્રીઓ હોય તેમણે ભેગાં થઈ ચાર-કાર્ય માટે છૂટા પડવાની મસલત કરવાની સગવડ ઉભયવેતનો કરી આપે એવો અર્થ અમે કર્યો છે. તેને માટે કામન્દકના નીચેના શ્લોકોનો આધાર છે.

विद्याशिल्पापदेशेन मन्त्रिण्योभयवेतनैः ।
कृत्यपक्षं विजानीयात् तद्भर्तुश्च विचेष्टितम् ॥ १३ ॥
तीर्थाश्रमसुरस्थाने शास्त्रविज्ञानहेतुना ।
तपस्विव्यंजनोपेतैः स्वचारैः सह संपतेत् ॥ १४ ॥
सर्गो द्वादशः का. नी. मा. त्रि. सं. ग्रं. पृ. १७४.

કામન્દક પણ ચારોને ભેગાં થવા માટે संपत ક્રિયાપદ વાપરે છે.

તેમાં અંતઃપુરે હેરે કુબ્જ, વામન, બ્રંઢળો,
કલાવાન સ્ત્રીઓ, મૂંગા વિચિત્ર મ્લેચ્છજાતિઓ.

દુર્ગે વેપારીની સંસ્થા, દુર્ગાન્તે સિદ્ધ તાપસો,
ખેડુ ઉદ્દાસ્થિતો રાષ્ટ્રે, રાષ્ટ્રાન્તે વ્રજવાસીઓ.

વને વનચરો હેરે ભિક્ષુ આટવિકો તથા
પરની ખાતમી અર્થે શીઘ્ર ચારપરંપરા.

જાણવા પરના ચારો તેવા તેવાથી એ સહી
ચાર સંચારની સંસ્થા સંજ્ઞા ગૂઢ અગૂઢથી.

કર્યું કૃત્ય તણું કામ કહી એમ વસાવવા,
મુખ્ય અકૃત્યો સીમાડે, પરના ચાર જાણવા.[૧૦૭]

વિનય સંબંધી અધિકરણે ગૂઢપુરુષોત્પત્તિના પ્રકરણમાં સંચારોત્પત્તિનો બારમા અધ્યાય પૂરો થયો.



## પ્રકરણ ૯મું.

### પોતાના રાજ્યમાં કૃત્ય અને અકૃત્ય પક્ષોનું રક્ષણ.

ગૂઢ પુરુષને મોકલીને, મહામાત્રોમાં ચારોને મોકલ્યા પછી પોતાના દેશની વસતીમાં ચારોને મોકલવા.

બે સત્રીઓ ભેગા થઇને તીર્થે, સભાશાલા, કે શ્રેણીના જનસમવાયમાં વિવાદ કરે. "સર્વગુણસંપન્ન આ રાજા સંભળાય છે. આ જે પોતાના દેશની વસતીને દણ્ડ અને કરથી પીડે છે તેનો કોઇ ગુણ નજરે પડતો નથી."

---

૧૦૭ મૂળ નીચે પ્રમાણે છે.

अकृत्यान् कृत्यपक्षीयैः दर्शितान्कार्यहेतुभिः ।
परापसर्पज्ञानार्थं मुख्यानन्तेपुवासयेत् ॥

રા. શામશાસ્ત્રી નીચે પ્રમાણે અર્થ કરે છે. "રાજાના પક્ષને ટેકો આપનાર ચારો જે, રાજદ્રોહીઓની વિરોધી યોજનાઓ શોધી કહાડે, તેમને, તેઓ પરરાજ્યના ચારો પકડી શકે એટલા માટે, સીમાડે વસાવવા". આ અર્થના સમર્થનમાં કામન્દક સર્ગ ૧૨, શ્લો. ૨૫ થી ૪૯ બતાવે છે પણ એ શ્લોકોમાંથી અમને આ અર્થનું સમર્થન મળતું નથી તેમજ આ અર્થ અમને અનુપપન્ન લાગે છે, માટે ઉપરનો અર્થ કર્યો છે. પોતાના સાચા માણસોને ખોટા આરોપ મુકી દેશવટો દઇને એ રીતે પરરાજ્યમાં ખટપટ કરાવવાની પદ્ધતિ મુદ્રારાક્ષસમાં પ્રસિદ્ધ છે.

## ગૂજરાત વિદ્યાપીઠ તરફથી પ્રકટ થએલા ગ્રન્થો



## પુરાતત્ત્વ મંદિર ગ્રન્થાવલી



આર્યવિદ્યાવ્યાખ્યાનમાળા—મૂલ્ય છીટની પટ્ટી રૂ. ૨–૦–૦.
ચામડાની પટ્ટી રૂ. ૨–૮–૦.
પ્રાચીન સાહિત્ય—મૂળ લેખક રવિન્દ્રનાથ ઠાકુર, અનુવાદક. શ્રી. મહાદેવ દેશાઇ શ્રી. નરહરિ પરીખ. મૂલ્ય રૂ. ૦–૧૨–૦. (બીજી નકલો બાકી છે)
पालीपाठावली—સંપાદક, મુનિશ્રી. જિનવિજયજી, મૂલ્ય ૦–૧૪–૦.
प्राकृतकथासंग्रह—સંપાદક, મુનિશ્રી. જિનવિજયજી, મૂલ્ય ૦–૧૨–૦.
उपनिषत्पाठावली—સંપાદક, શ્રી. દત્તાત્રેય કાલેલકર મૂલ્ય ૦–૧૧–૦.
બુદ્ધલીલાસારસંગ્રહ—લે. ધર્માનંદ કોસમ્બી. મૂલ્ય ૨–૮–૦.
अभिधम्मत्थसंगहो—સંપાદક અધ્યાપક ધર્માનંદ કોસામ્બી. મૂલ્ય ૨–૦–૦.
તહેવારોનો ઇતિહાસ. લે. ત્રવેદી. ૩–૮–૦
અભિધાનપ્પદીપિકા. (પાલીભાષાનો શબ્દકોષ) છપાય છે.
પ્રાકૃતભાષાઓનું વ્યાકરણ. લે. પં. બેચરદાસ જીવરાજ " "
વૈદિક પાઠાવલી. " "
જિનચરિતમ " "

### મહાવિદ્યાલયો માટે.

પ્રમાણશાસ્ત્ર પ્રવેશિકા—લે. શ્રી. રામનારાયણ વિ. પાઠક, અધ્યાપક ગૂજરાત મહાવિદ્યાલય અમદાવાદ. મૂલ્ય રૂ. ૨–૦–૦.
સંપત્તિશાસ્ત્ર—અ. આટેના મૂળ મરાઠી પુસ્તકને આધારે ફેરફાર સાથે. મૂલ્ય, ભાગ ૧ નો ૦–૩–૦, ભા. ૨ નો ૦–૮–૦, ભા ૩–૪ નો ૧–૪–૦.

POETICAL SELECTIONS for the First Year Examination 0–8–0.
સંગ્રહ કર્તા: આશુરાવ ગ. ઠાકોર, ખાનચંદ પે. સિપાહીમલાની, વાલજી ગો. દેસાઈ.

હિંદી રાષ્ટ્રીય ખર્ચ—શ્રી. ખુશાલ ત. શાહ. મૂલ્ય ૦–૮–૦
ગોવિંદગમન—(નરસિંહ મહેતા કૃત) સં. રા. વિ. પાઠક તથા ન. દા. પરીખ મૂલ્ય. ૦–૫–૬.

### મહાવિદ્યાલયો અને વિનય મંદિરો માટે.

પૂર્વરંગ—(ભારતવર્ષના પ્રાચીન કાળનો ઇતિહાસ) લેખક શ્રી. દત્તાત્રેય કાલેલકર તથા શ્રી. નરહરિ પરીખ, અધ્યાપક ગૂજરાત મહાવિદ્યાલય, મૂલ્ય રૂ. ૧–૦–૦.

